TO

THE SACRED MEMORY

OF

SIR ASUTOSH MUKERJEE,

TO

WHOSE INSPIRATION

THIS WORK

OWES ITS BIRTH.

# OUTLINE OF A SCHEME FOR THE ADVANCED STUDY OF THE INDIAN VERNACULARS

BY

SIR ASUTOSH MUKERJEE.

The time has long passed away when elaborate arguments were needed to make even Indian scholars realise the vital importance of a critical and scientific, historical and comparative study of the great Indian vernaculars. During the last twelve years, fortunately, the opinion has steadily gained ground that the intellectual activity of a corporation of scholars in this country may be most profitably directed towards a systematic investigation of the language and literature of our chief vernaculars. The duty has, indeed, been officially imposed upon one of the Indian Universities to encourage research in vernacular literatures and languages and to foster their growth, by the publication of critical editions of early texts, and by historical investigations of their origins, early development and ramification into a variety of dialects. I have long maintained the view that a subject so extensive in scope, so well calculated to rouse intellectual curiosity, may fittingly be included in the scheme for our highest Degree Examinations. But this object can be successfully attained, only after the materials for study and investigation have been made easily accessible to teachers and students. This was precisely my purpose, when I induced Rai Saheb Dineschandra Sen to prepare, for the University, volumes of Typical Selections in Bengali on a comprehensive scale. These volumes present the development of the Bengali Language Literature in a style never before attempted and have been enthusiastically acclaimed

by competent scholars working in various seats of learning, in and beyond India I am emphatically of opinion that the time has arrived when a further definite advance should be made in this direction and plainly, the initiative should be taken by the Post Graduate Department of the University Animated by this desire, I have utilised my recent visits, in my capacity as a Member of the University Commission, to different parts of India, in discussing the question with a number of distinguished scholars, and I am now in a position to lay before my colleagues the outlines of my plan My proposal in substance is that the services of competent scholars, wherever available, should be secured to prepare a series of volumes of Typical Selections, dealing with the chief Indian Vernaculars and illustrating the origin and development of both the language and the literature The selections will be made from sources published and unpublished and manuscript materials will be utilised to the fullest extent desirable. The general plan of the volumes will be historical and critical, similar to that adopted for the Bengali Typical Selections, and I venture to entertain the hope that if the Selections are judiciously made, they will not only serve to illustrate linguistic and literary evolution, but will also help to illuminate many a dark corner of social, religious and administrative history Each volume will be furnished with an introduction, glossary, notes and appendices The volumes, as they become ready, will be published by the University and will no doubt tend to enhance its reputation as a true seat of learning

*The 29th June 1918*

## FOREWORD BY THE COMPILER.

Quite six years have gone by since the first volume of *Selections from Classical Gujarati Literature* have appeared. The second volume has had a rather fitful history attached to its printing. We first gave it to be printed at a Bombay press and that press changed hands with the result that our work was completely dislocated. After quite a long period of waiting (nearly two years) we managed to get possession of the forms already printed and the remainder was printed at the Navroz Press, Calcutta. The latter did the work very promptly and steadily. Still there was yet another break of about six months. This was due to my transfer from Calcutta to Bombay at the beginning of this year.

This volume covers a very important period in the history of Gujarati Literature. A large portion of the volume (quite one half) has been taken up by Premanand Bhatt. But I really think he is worth all that space devoted to him. The greatest of the "classicals", his life was one of immense activity extending to close upon a century. The difficulty has not been so much what to choose as what to leave out. I have given some of his stories quite complete and in others I have made my selections in such a way that the whole story may be followed easily. I have followed this plan especially in the case of the lesser known Pauranic stories

Samal Bhatt, the great rival and contemporary of Premanand occupies the next position both in importance and in bulk. Here, too, the choice of material has been immense, and here, too, I have followed the same plan as for Premanand.

Akho, the third of this great trinity, is not so voluminous as the other two. I have selected those passages that appealed most to me. I have put together his *chhappas* (of course in selection) without any special regard to subject-matter.

Many mistakes of commission and omission there must be in this volume. I hope my critics will pardon them. In undertaking this task I have been led mainly by a love for this language,—the language which has been the language of my people for quite a thousand years and which has numbers among its speakers two of the greatest names in modern India—Dadabhai and Gandhi.

The critics of my first volume I have to thank for their kind words and encouragement. And I have to thank many friends for their help and encouragement. I would wish specially to name among them the two veterans Narsinharao B. Divatia and Anandshankar B. Dhruva and the twin-stars of Modern Gujarati Literature (as well as of politics) my friends Kanaiyalal and Lilavati Munshi.

Andheri, Bombay, IRACH J. S. TARAPOREWALA.
*September 1930.*

CONTENTS.

IV SAMAL BHATT

SIXTEENTH AND SEVENTEENTH CENTURIES.

1 Devidas (Circa 1575—1625 A. D.)
2 Shivadas (Circa 1575—1625 A. D.)
3 Murari (Circa 1590—1640 A. D.)
4 Sridher Swami (Circa 1590—1640 A. D.)
5 Akho Bhagat (1615—1675 A. D.)
6 Gopaldas of Surat (Circa 1620—1670 A. D.)
7 Vishvanath Jani (Circa 1625—1675 A. D.)
8 Ratanji (Circa 1625—1680 A. D.)
9 Premanand Bhatt (Circa 1636—1734 A. D.)
10 Samal Bhatt (Circa 1614—1730 A. D.)

## 1. Devidas (*circa* 1575-1625 A. D.)

He is a minor poet, whose work રુક્મિણી હરણ (written 1604 A. D.) is very popular in Gujarat. There are some miscellaneous verses by him also.

From, રુક્મિણી હરણ

1. The Assignation

કાગળ ઉકેલી વાંચે કૃષ્ણજી;
રુક્મિણી કેરૂં લખીતી પ્રશ્નજી. ૧

ઢાલ.

પ્રશ્ન લખિયાં રુક્મિણી તણા, વિનતી વિનય વિચિત્ર;
વ્યાકર્ણ અક્ષર શોભતા, હરિ કરે સાહ્યું પત્ર. ૨
સ્વસ્તિ શ્રી દ્વારામતી, વૈકુંઠભૂમિ એ સ્થાન;
પુન્યારાધ્ય બ્રહ્મ શિવ, સુર કોટિ કલ્પ કલ્યાન. ૩
ઉપમા સર્વ ધટે તમને, યોગ્ય હલધર વીર,
છપ્પન કુળ મહારાજજી, નવઘનસ્યામશરીર. ૪
રુકમૈયાની ગતિ સાભળી, જાણી હશે યદુનાથ;
પણ હુ તો સિંહનો ભાગ છૌં, રખે જાય શૃગાલને હાથ. ૫
સુકૃત મારે કાંઈ નહીં, જો તીર્થ વ્રત દાન પુણ્ય;
તો વર થાજો વિઠ્ઠલા, કંદર્પ કોટિ લાવણ્ય. ૬
વહાર કરજો વિઠ્ઠલા, જ્યમ આગે ભક્ત અપાર;
બિરદ મનમા ચિંતવીને, શીઘ્ર કરો સભાળ. ૭
મીન રૂપે વેદ વાળી, મારયો શંખાસુર;
મચ્છપ રૂપ તમો ધરીને, મથ્યો સાયર શૂર. ૮
રત્ન ચૌદે પ્રગટ થયાં, તે દેવ સ્થળે વહેંચાય,
હુ તો હરિ તમ ભાગ્ય આવી, સહુ દેખતા હાથ સોંપાય ૯
વરાહ રૂપ વેગે ધરીને પ્રભુ, દાઢે અવની રાક્ષ;
હિરણ્યાક્ષ પહેલાં મારીઓ, તેનાં થયા સુરનર સાક્ષ. ૧૦
પ્રલ્હાદ ભક્તને કારણે, પ્રભુ ધર્યુ નરસિંહ રૂપ,
સ્થંભ ફોડી પ્રગટ થઇ, હિરણ્યકશિપુ માર્યો ભૂપ. ૧૧
વામન રૂપ વેગે ધરી, ઇંદ્રાસન રાખ્યું નાથ;
ભૃગુવંશ રાખણ રામ ઋષિમુખિ, ક્ષત્રી હણ કીધો હાથ. ૧૨

દશરથનંદન વિશ્વવંદન, અઘનિકંદન રામ;
જુધ કરી જળનિધિ પાજ કરી, પછી મુને લાવ્યા ગામ. ૧૩
હમણાં વસુદેવ નંદન પ્રગટ્યા, પૂરવા મારી આશ;
ભક્તને કાજે દેહ ધરી, તે માટે મને વિશ્વાસ. ૧૪
હવે ગોકુલ લીલા શું લખું, યશોમતિ પ્રાણજીવન;
નંદગોપ સુખ પામીઆં, બહુ પ્રાક્રમ કીધાં બન. ૧૫
નાથ ગોપ વધૂને દયા કીધી, આણી પ્રીત અપાર,
રાસલીલા રમાડીઆ, તે જાણે સહુ સંસાર. ૧૬
ઋષિપત્નીને દયા કરીને; આપ આરોગ્યા અન્ન;
ગોપ ગૌને કારણે, કર ધર્યો ગોવર્ધન. ૧૭
જ્યમ એટલાને કૃપા કીધી, ત્યમ કરજો મુખ સભાળ;
હરિ સુભટશું વર્ણવું, અસુરતણા તમો કાળ. ૧૮
મારી વિનતી ચિત્ત આણજો, જાણજો અબળા મંન,
વહાણે વહેલા પધારજો, લઇ ઘણું સાથે સૈન્ય. ૧૯
આંહિ સુભટ મોટા આવશે, જરાસંધ સરખા રાય,
નાથ તે માટે એમ જાણજો, નર દુષ્ટનો ભંગ થાય. ૨૦
મારે દેવી અંબિકા, તેનું પુજન કરવા જાવું;
તવ આવી રહેજો તહાં મરા, જ્યમ ચરણ તમારાં પામું. ૨૧
પ્રભુજી વહેલા પધારજો, રખે ઘડી લાગે જેડય,
માજન મારા પ્રાણવલ્લભ, આવી સાથે તેડય. ૨૨

2. The Elopement.

### કડવું—રાગ આસાવરી.

પછે રુક્મિણી આચમન કરી, એ દેહેરામાહે પરવરી;
અનુસરે અંબાજીને પરણમેજી. ૧

### ઢાળ.

પરણમે અતિ પ્રીતશું, રીતશું કુંવરી સુજાણ;
જગત જનનીનું દર્શન કીધું, શું કરું મુખે વખાણ. ૨
જડિત મુકુટ વિરાજતો, હવ શ્રવણે કુંડળ સાર;
નયણાં સકોમલ માતનાં, ત્યાં તેજનો નહિ પાર. ૩
કંઠે આભર્ણ ઓપતાં, અતિ ચંપકળી મણિમાળ,
ચોપાસ દીપક મૂકિયા, તે દીસે ઝાકઝમાળ. ૪

ચોળી પહેરી માવઠુ ઊરે, મુક્તાફલના હાર,
વર્ણું ચિત્ર અનોપમ લખીઆ, રૂપતણો નહિ પાર. ૫
કનકચૂડો પાણે શોભિત, ડાકડમરૂ ત્રિશૂલ,
મહીષાસુર તે મરડી માર્યો, અસુર છેદ્યા મૂળ. ૬
આદ્ય તુંજ વ્યાપક તુંજ થાપક, ત્રિપુર સુંદરી નામ,
ધરણુ મરણુ ટાળ્યા પાત્યા, કર્યો અગોચર કામ ૭
વિદર્ભ દેશની ગણી આદ્ય, એમ કુળદેવ્યા હોય,
માત માગ પૂરો મનોરથ, જે મન વાંછુ સોય. ૮
એવુ કહીને કરે પૂજા, ભાવે ભક્તિ અનેક,
ધૂપ દીપ નૈવેદ્ય તાંબુલ, પુષ્પહાર વિશેખ. ૯
ઘણા વાજિંત્ર વાજતે, આરતી કપૂરે કીધ,
નમસ્કાર કરતા પ્રસન્ન થયા, આશીષ અંબે દીધ ૧૦
શીશ ચડાવી સુંદરીએ, લીધી તેણી વાર,
આધા થઈને એમ કહ્યું, અંબે આપો કૃષ્ણભરતાર. ૧૧
વરદાન માગી એટલુ, પાછી વળી કુમાર,
રમઝમ ' નૂપુર વાજતે, રુકિમણી પધાર્યા બહાર. ૧૨

વલણ.

બહાર પધાર્યાં રુકિમણી, તે શોભા સુંદર શી કહુ રે,
શુકજી પરીક્ષિતને કહે છે, રૂપ રામાનુ નવ લહુ રે ૧૩

## કડવું–રાગ આસાવરી.

ચંદ્રવદની સોહે સુંદરી, સખિ મંડપદ્વાર નીસરી,
સાચરી ,મહીપતિ જોવા બહુ મળ્યારે. ૧

ઢાળ.

મહીપતિ જોવા મળ્યા સહુકો, અનેક દેશના ભૂપ
શિશુપાળ સંગે અવર નર, તેણે દીઠુ રુકિમણી રૂપ. ૨
શણગાર સોળે સજ્યા પૂરે, શ્રી લક્ષ્મી અવતાર,
ઉરજ અંગે પ્રગટ થયા, દૂ બીલીફળ આકાર ૩
યૌવનવાળી અતિરમાળી, આભર્ણું અંગે ઉદ્યોત,
ઘુઘટ માહેથી મુખ "દીસે, જાણે શશિયર જ્યોત ૪
સુંદરી દેખી મોહ્યા મહીપતિ પડ્યા સઘળા રાય
મોહ બાણ વાગ્યા હૃદે લાગ્યાં, ન દીસે તન શ્વાય. ૫

હામ હામ બહુ મૂર્છા પામ્યા, પડ્યા રથથી ભોમ;
શ્વાસ વાય નેને નહીં, અને હૃદે ઊડ્યાં રોમ.
તેમના હાથનાં આયુધ પડિયાં, જ્યમ થયા અશુદ્ધ;
નેત્ર પાણી ને પાઉં નિહાળે, હૃદે નહિ કોને શુદ્ધ. ૭
તસમે શ્રી રૂક્મિણીજીએ, દૃષ્ટિ ચહોદીશ કીધ;
શ્રીકૃષ્ણજીનો રથ દીઠો, કાર્ય સઘળાં સિદ્ધ. ૮
પરસ્પરે મોઢાં મળ્યાં, તત્કાળ આવ્યાં પાસ;
રૂક્મિણી સાથે અવર સ્ત્રી, તેણે દીઠા શ્રીઅવિનાશ. ૯
વિશ્વમોહન વદન સુંદર, લોચન પદ્મ વિશાળ;
શ્રવણે કુંડળ રૂપ ઝળકે, કંઠે કૌસ્તુભ માળ. ૧૦
પીતાંબર તન અંબર પહેર્યાં, મેઘશ્યામ શરીર;
શ્રી દ્વારિકાનો નાથ નિરખે, નવ રહ્યાં કોનાં ધીર. ૧૧
વનિતા સહુ વિમોહ થઇ, તત્ક્ષણ તેણીવાર;
રૂક્મિણી દેખી મુગ્ધ મોહ્યા, નારી મોહી મુરાર. ૧૨
તેણે સમે લઇ રથે બેસારી, શ્યામા લીધી શરણ;
કરુણા સિંધુ કૃપાળ કૃષ્ણે, હેલાં કીધું હરણ. ૧૩
ઉતાવળો રથ ખેડીઓ, રૂક્મિણીને લઇ જાય;
બળભદ્ર સૈન્ય પોતાતણું, આવી મળ્યું ક્ષણ માંય. ૧૪
કટક છાપન કોટી યાદવ, હરિ હળધરનું જાણ,
સુભટ સહુકો રહ્યા કેડે, આગળ સારંગપાણ. ૧૫
તવ હાલક ફુલક ગામ પડિયો, બુંબારવ બહુ થાય;
નગર માંહે નામતાં, બુંબીઆ ધમધમ થાય. ૧૬
તેણે જઇને જાણ કીધું, જ્યાં હુતો શિશુપાળ;
કૃષ્ણ કન્યા હરી ગયા, તમો શું બેઠા ભુપાળ. ૧૭
સાંભળીનાં અંગે અગ્નિ ઊઠી, ચઢી સહુને રીસ;
દુર્વાક્ય બોલી ખડ્ગ મારી, છેદ્યું તેનું શીશ. ૧૮
તવ જરાસંધ એમ કહે, રાય એ શું માર્યો રાંક,
બળિયા તમારું એવું સરજ્યું, તો એનો શો વાંક. ૧૯
સેનાપતિ શિશુપાળ મહાબળ, કટક કીધું સાજ;
જાનૈયાં કૃષ્ણ કેડ લીધી, યુદ્ધ કરવા કાજ. ૨૦
પંચ મહાબળીઓ માગધ મહીપતિ, કટક કીધું સાજ;
જાદવો કૃષ્ણકેડે ખડિયો, યુદ્ધ કરવા કાજ. ૨૧
શ્રાવત સેનાપતિ મહાબળ, કટક કીધું સાજ;
જાદવો કૃષ્ણકેડે ખડિયો, યુદ્ધ કરવા કાજ. ૨૨

સેનાપતિ દંતવક્રલ મહાબલ, કટક કીધું સાજ,
ઉતાવળો કૃષ્ણકેડે ધશિયો, યુદ્ધ કરવા કાજ. ૨૩
ચેદી દેશના રાય સઘળા, કટક કીધાં સાજ,
ઉતાવળા કૃષ્ણકેડે ધશિયા, યુદ્ધ કરવા કાજ. ૨૪
હામ હામે કટક ધાયુ, ઓથીઆ શશીપાળ,
કેસરી કેરો ભાગ તે કયમ, લેઈ જાય શૃંગાલ ૨૫
ત્રંબાળુ નિશાણ ગાજે, વાજે બહુ રણસૂર,
યાદવ સાથે યુદ્ધ કરવા, નીસરિયા મહાશૂર. ૨૬

## ૩. The Wedding

બ્રહ્મા આદિ બ્રહ્મ ઋષિરાજ, દેવ તેણે ધ્યાન,
સમય સહુ રહો વિપ્ર કહે, સમયે વર્તે સાવધાન ૧

ઢાળ

સમયે સહુ વર્તે સાવધાન રે, ઋષિપતિ કરે છે ગાન રે,
ત્યાહા આડા અંતપટ તાણ્યા રે. પછે કન્યા પધરાવી આણ્યા રે. ૨
વર સામા કન્યા બેસાર્યા રે પિયરકેરા દુ:ખ વિસાર્યા રે,
હાથેવાળો સાહ્યો બેહુ પાણ રે વરકન્યા સુંદર સુજાણ રે ૩
વરમાળ આરોપી કંઠય રે, પછે પાડી પટકુળે ગંઠય રે,
આડેથી અંતર્પટ લીધુ રે. કન્યાએ તાંબુળ છાંટણું કીધુ રે ૪
જેવારે છાંટીયા અવિનાશ રે, તવ સુશ્લોક કરે છે હાસ રે,
જવ નેત્ર પરસ્પર મળીઆ રે, તવ દુ:ખ હૃદેથી ટળીઆ રે ૫
ચોરી ચોકી મુહૂર્ત વિચારે રે માંચે વર સહ કન્યા બેસારે રે,
હવન કરે છે શ્રીગુરુ રૂખ રે, ઘૃત ધારા હોમે અગ્નિ મુખ રે ૬
ગર્ગાચાર્ય મોટા મહા મુન્ય રે. ત્યાહા લાગી છે વેદની ધુન્ય રે,
નિલ જવ ઘૃત લજ્જા હોમાય રે, સમે સોહામણી સહુ ગાય રે ૭
યાદવ યુથ્ય સહુકો નિરખે રે, પેહેલુ માંગલ્ય વરત્યુ હરખે રે,
બીજે ત્રીજે પ્રદક્ષિણા સાર રે, ભલે વર્ત્યાં માંગલ્ય ચાર રે ૮
વરકન્યા બેસાર્યા જોડ રે. માત તાતના પોહોત્યા કોડ રે,
સાવિત્રી દે છે કન્યાદાન રે. એણીપેર્ પરણ્યા શ્રીભગવાન રે ૯
વસુદેવ દેવકી પરણ્યાં રે, વડા વડા યાદવ સહુ આવે રે,
આવ્યા ઉગ્રસેન તેણી વાર રે, આપે ગજ રથ ધન ભંડાર રે ૧૦
હાથે વાતે બળભદ્ર વીર રે, મણિ માણિકને બહુ ચીર રે,
અક્રૂર ઉદ્ધવ ઘાતે હાથે રે, અશ્વ ધન આપે ઘણી ભાતે રે ૧૧

કૃતવર્મા યાદવ પીઢ રે, આપે મેગળ નેરી આરૂઢ રે;
ત્યાં સાત્યકિ યાદવ સાર રે, રત્ન તણા આપે ભંડાર રે. ૧૨
વળી યાદવ અવર અનેક રે, થાને હાથે વસ્તુ વિશેક રે;
વિપ્રને આપે બહુ દાન રે, ઋષિ સંતોષ્યા દેઈ માન રે. ૧૩
કુંઆર સાવિત્રી લાવ્યાં રે, કૃષ્ણ કન્યા લઇ આરોગાવ્યાં રે;
કન્યા કૃષ્ણજીને આરોગાવે રે, આરોગાવતાં ઉરેરાં આવે રે. ૧૪
અખુવર કૃષ્ણના કર સાહે રે, હાસ્ય વિનોદ તે બહુ થાવે રે;
કુંઆર આરોગ્યા બહુ રીતે રે, એમ વરપ્યા દુપનિરાજ રીતે રે. ૧૫
ચાર સોહાગણી વધાવે રે, કૃષ્ણજી લોકમાંહે બહુ ભાવે રે;
એણીપેર પરણ્યા યદુરાય રે, ત્રિભુવન જયજયકાર થાય રે. ૧૬
પરણી ઉઠ્યા યદુનાથ રે, દેવકી રોહિણી માજી સાથ રે,
અક્રૂર ઉદ્ધવને ને બળદેવ રે, તેડ્યા યાચક સહુ તતખેવ રે. ૧૭
આપ્યા વસ્ત્રાભૂષણ બહુ ધન રે, બંદીજન સંતોષ્યા મન રે,
યાચક જાતા દે આશીષ રે, જીવો ઘણું રૂક્મિણી જગદીશ રે. ૧૮

### કડવું—રાગ આંદોલ ગોડી.

પરણી પધાર્યા કૃષ્ણજી, વાજે ઢોલ નિશાણ;
સુરસ્વામી ગાય પ્રેમશું, પૂર્વ સુકૃત વખાણ. ૧

ઢાળ.

પૂરવ સુકૃત વખાણું, લાખેણી લાડી લઈ વળ્યો એ,
વસુદેવ નંદન સુજાણ, લાખેણી લાડી વળ્યો એ. ૨
દેવકી સુત સુખધામ, લાખેણી૦
યદુકુળ ત્રિભુવન રાય, લાખેણી૦ ૩
આવ્યો આવ્યો નંદગોવાળ, લાખેણી૦
દૈત્ય દલન કંસ મલ્લ, લાખેણી૦ ૪
આવ્યો આવ્યો માખણચોર, લાખેણી૦
ગોપીજન રમણ કીશોર, લાખેણી૦ ૫
આવ્યો આવ્યો હલધર વીર, લાખેણી૦
ભક્ત વત્સલ રણધીર, લાખેણી૦ ૬
આવ્યો આવ્યો વૃંદાવનનો; લાખેણી૦
સમરથ સારંગપાણી, લાખેણી૦ ૭
જુઓ જુઓ જગમોહન રૂપ, લાખેણી૦
શ્રીનંદ સુત સ્વરૂપ, લાખેણી૦ ૮

જીત્યો જીત્યો શિશુપાળરાય, લાખેણી૦
વળાવ્યા નિશાણે ધાય, લાખેણી૦ ૯
જીત્યા જીત્યા યુદ્ધ કરી ભૂપ, લાખેણી૦
રુક્મિણી હરી બહુ રૂપ, લાખેણી૦ ૧૦
તીચું જોવરાવ્યા યોધ, લાખેણી૦
રુક્મૈયો બાંધ્યો કરી ક્રોધ, લાખેણી૦ ૧૧
કુંદન નગરે દીધી દોટ, લાખેણી૦
સુભટ સંહારયા કોટ, લાખેણી૦ ૧૨

## કડવું

શ્રીશુકદેવ બોલે વાણી એ, તે હદે સંગાથે જાણી એ,
આણી હદે સાથે પરીક્ષિત સુણે એ. ૧
રુક્મિણી શ્રીહરિશુ પરણી એ, જય જય કહે સહુ ધરણીએ,
ચોક પુરાવે મોતી આગણે એ. ૨

## ઢાલ.

આગણે ચોક પૂરાવીઆ, મંગળ ગાય નિજ નાર રે,
વાજિત્ર વાજે રે અતિ ઘણા, વસુદેવ કેરડે દ્વાર રે. ૩
બેઠા શ્રીકૃષ્ણ સિંહાસને, રુક્મિણી સુંદર જોડ રે,
ઓવારણા લે વળી વળી, તવ દેવ તેત્રીશ ક્રોડ રે. ૪
સુભદ્રા સજીને લાવીઆ, આરતી કેરડો સંજોગ રે,
અગર કપૂર કસ્તૂરિકા, ધૂપ દીપ સુંગધ અમોલ રે. ૫
આરતી કીધા ઓવારણા, ભગિની સુભદ્રાજી તેણીવાર રે,
ઝળહળ અંગે નંગ જડીઆ, સુંદર મોતીના હાર રે ૬
શંખ શબ્દ બહુ વાજતા, ચમર ઢળકે સાર રે,
સુર સહુ આનંદ પામીઆ, કહે સહુ જયજય કાર રે. ૭
ગોત્રજ દેવા આગળ જઇ, બેઠા શ્રીકૃષ્ણ દેવ રે,
વર કન્યા બે સોર* રમે, વિવિધ વિનોદ તતખેવ રે. ૮
ચાર વાર કૃષ્ણે હારીઆ, વળી વળી હારે સકુમાર રે,
જીત્યાનો યશ યદુપતી, છાજે સદાએ સંસાર રે. ૯
પરસ્પર હાથ કાકણ તે સમે, દોરડા છોડાય રે,
રુક્મિણીને બાંધ્યો બ્રહ્માજીએ, તે કેમ છોડયો જાય રે. ૧૦

---

* વરકન્યા પરણી ઉઠયા પછી ગોત્રજપૂજન વખતે સોપારી પૈસાથી જે રમત રમે છે તે.

વલણ.

તે કેમ છોડ્યો જાય રુકિમણીવર, સુરપની ગુણ ગાયરે;
દોરડે દશ ગાંઠ બાંધી, છો શ્રી યદુરાયરે. ૧૧

## કડવું-રાગ કેદારો.

બ્રહ્માએ દીધી દશ ગાંઠ; છબીલા, દોરડો કેમ છૂટશે;
તારો વસુદેવ તાત તેડાવ્ય; છબીલા, દોરડો કેમ૦ ૧
વળી દેવકી માત બોલાવ્ય; છબીલા, દોર૦
વળી રોહિણી માત તેડાવ્ય; છબીલા, દોર૦ ૨
વળી ઉદ્ધવ મિત્ર તેડાવ્ય; છબીલા, દોર૦
વળી નંદજી પિતા તેડાવ્ય; છબીલા, દોર૦ ૩
વળી જનની જશોદા તેડાવ્ય; છબીલા, દોર૦
તારી વ્રજની ગોપી તેડાવ્ય; છબીલા, દોર૦ ૪
વળી ગોવાળમંડળી બોલાવ્ય; છબીલા, દોર૦
વળી સુભદ્રા બેહેન તેડાવ્ય; છબીલા, દોર૦ ૫

## કડવું-રાગ પૂર્વછાયા.

સુર વધુએ જશ કૃષ્ણનો, ગાયો વ્રજનો સાથ;
વિવાહતણું સુખ વીસર્યું, હરિ કરે અશ્રુપાત. ૧
નયણે આંસુ ઉલટ્યાં, સાંભર્યું ગોકુળ ગામ;
જમુના તટ રળીઆમણું, વૃંદાવનનો ઠામ. ૨
મધુર વેણુ વજાડતાં, ગાએ ગોવાળા માંહે;
બાળકેલી રંગે રમ્યા, બંસીવટની છાંહે. ૩
ખોળે બેસાર્યા નંદજી, વળી જશોદા માય;
પ્રીતે પાળી પોષ કીધ, તે કેમ વીસરી જાય. ૪
અજાદિક પામે નહીં, વ્રજ લીલાનો પાર;
ઇંદ્ર અજ સુર ગોપને, તે સુખ નહીં લગાર. ૫
શ્રીકૃષ્ણ શ્રીમુખ બોલીઆ, ગોકુળનો મહિમાય;
દેવ બધું એમ કહે, ધન્ય ધન્ય ત્રિભુવન રાય. ૬
રુકિમણી છોડે દોરડો, ચાલ્ય સુરની સાથ;
નેહી ગાંઠ એ દઢ કરી, ભાઈ એ કેમ છોડી જાય. ૭

ઢાળ.

તે તેમ છોડી જાય રે, ભાઈ કેમ છૂટી,
નામ સુરપતિ માત તેહના રે ભાઈ દોરડો કેમ છૂટી. ૧

તારી સાવિત્રી માત તેડાવ્ય રે, લાડી દોરડો૦
વળી સરસ્વતી બેહેન તેડાવ્ય રે, લાડી દોરડો૦ ૨
વળી નારદ ભ્રાત તેડાવ્ય રે, લાડી દોરડો કયમ૦
વળી ભીમક તાત બોલાવ્ય રે, લાડી દોરડો કયમ૦ ૩
વળી જનની સગી તેડાવ્ય રે, લાડી દોરડો કયમ૦
વળી રુકમૈયો ભ્રાત બોલાવ્ય રે, લાડી દોરડો૦ ૪

## કડવું—રાગ ધન્યાશ્રી.

શુકદેવ વાણી નિર્મળ બોલ્યા, સાંભળો અભિમન્યુ તનજી;
રીતભાત પરિપૂર્ણ કરીને, ઉઠ્યા જગજીવનજી. ૧
માતતાતને ચરણે લાગી, હરિ ઓરડે પધાર્યાજી;
નરનારી બે સુંદર જોડી, સેજ ઉપર બેસાર્યાજી. ૨
કનક ઢોલીઓ કોમળ તળાઇ, ઓસીકા અતિ સારજી;
અગર કસ્તૂરી બાવના ચંદન, નાના પુષ્પ અપારજી. ૩
વસુદેવનંદન ભીમકતનયા, જોડી સુંદર સોહેજી;
કૃષ્ણ રુકિમણી રૂપ મનોહર, દેખી સુરનર મોહેજી. ૪

## 2. Śivadās (*circa* 1575-1625 A. D.)

He was a native of Cambay. But he ha settled at Bijapur (in the Deccan) where he wrote th દ્રૌપદી સ્વયંવર in 1617 A. D. His other works are કાંગ આખ્યાન, એકાદશી મહાત્મ્ય and some scattered piece

From, દ્રૌપદી સ્વયંવર.

The Winning of Draupadi.

વૈશપાયન બોલ્યા વાણી, સુણુ જન્મેજય આનંદ આણી;
પછી કન્યા મંડપમાં આવી, સૌ ભૂપતને મન ભાવી.
રૂપ અદ્દભુત જાણે ઈંદ્રાણી, અથવા રંદ્ર તણી એ રાણી;
કાંતિ કળા ગુણ પૂરણ ભાવે, જોતાં જોડે માનવ નાવે.
ચંદ્રકળા સરખું મુખ દીસે, અતિ સુંદર જોતાં મન હીસે;
વદન કમળ અધર પરવાળી, શીર વેણી શોભે અતિ કાળી.
કર્ણ કપોળ કુંભસ્થળ ભાલ, મૃગમદ તણું તિલક વિશાળ;
શોભે અધર રંગ રેખા પ્રવાળી, ગળ સ્થળ કોમળ રગ રસાળી.
દંત દાડમ કળી રતનાળી, વદન સ્ફાટિક હસિત સુખાળી;
ચચળ નેત્ર ચપળ ગને જોતી, કીર નાસિકા શોભે મોતી.
કર અંગુળી અતિ સુંવાળી, કાય સુકોમળ રંગે રસાળી;
કોટ કપોત જશી જાણે, તેજ આનન તે ચંદ્ર પ્રમાણે.
ભુજ જાણે ગજસુંડ સમાન, સર્વ સામુદ્રિક ગોરેવાન;
કર કંકણ બાજુબંધ ભારી, કનક ચૂડી ખલકે અતિ સારી.
હસ્ત કમળ કે ચપક ફુલ, કે કંઇ અવર નહીં સમતુલ્ય;
નખ પુખરાજ ગુલાબ કણેરી, જડિત મુદ્રિકા ભાત અનેરી.
હાથેળી મધ્ય રેખા શોભતી, નખમણિ ચંદ્ર જસા જળ જ્યોતિ;
પોયણ પાન જશું જેનું પેટ, ઉરસ્થળ શોભે અતિ નેટ.
શંખવત નાભી અતિ વંકી, શોભે કટિ કોમળ સિંહ લંકી;
જંઘા સ્થભ શોભે અતિ ભારી, નિતંબની શોભા અપારી.
ઉભય ચરણ કદળી શાં રાજે, કાંડે તોડા રૂડા બિરાજે;
પદ્મ પાયપાની કુંકુંમશી, રેખા પગ તળીએ બત્રીશી.
પગ નેપુર વાજે ઘમઘમતાં, માતંગની ચાલે ચાલંતાં;
કન્યા ષટ્દશ વર્ષ કુમારી, નહિં ત્રૈલોક વિષે એવી નારી.
જાણે સ્વર્ગ વિષેથી આવી, સકલ દેવને મોહ ઉપજાવી;
જોતી કટાક્ષથી મદમાતી, કનક થાળ વરમાળ મોહાતી.

સાથે મળીયો છે મનગમતી, કરે ચમર એહ ગમ ભમતી;
અગ્નિ જાત મંડપમા આવી, સહુ સભા તણે મન ભાવી
મંડપમા બેઠા નૃપ જેહ, મૂર્છાગત થઇ પડિયા તેહ
કેડી ધનુષ્ય ગ્રહી સ્થલ ઝાલે, મૂકે બાણ પણ મચ્છ ન હાલે
ચૂકે ચોટ ચોખૂણે ધારી, સૌ એ પસ્તાયા મન ભારી,
તદપિ કૌરવ આદિ દુર્યોધન, ગર્વે ઉઠયા કરી દઢ મન.
વાર અકેકી ઊઠયા સર્વ, રામ સર્વેએ મૂક્યા ગર્વ,
કોણે મચ્છ ન માર્યો ત્યાહે, કન્યા જેતી મંડપ માહે
મર્ને ભૂપતે આશા મૂકી, બેઠા મડપ નિશાનને ચૂકી,
ઊઠયો કર્ણ તેણી વેળામા, હમણા મચ્છ પાડુ હેલામા
તે સુતપુત્ર છે કન્યા જાણી, સર્વે દેખતા બોલી વાણી,
એ કર્ણ મચ્છ મારે સહી જાણુ, પણ એ વર મનમા ન આણુ
એ સૂતપુત્ર ને હુ ક્ષત્રાણી, નહીં ભરથાર કરુ એને જાણી,
કર્ણ સુણી રહ્યો દુખ પામી, પાછો ફરી બેઠો શિર નામી
બળભદ્ર ઊઠયા તેણી વાર, વારી રાખ્યા જગદાધાર,
બાંધવ કામ નહીં એ તમારૂ, માનો સત્ય વચન અમારૂ
મચ્છ વેધનાર બેઠા આહે, સકળ સભા મુનિવરની માહે;
તે વિના કોણે ન થાય કામ, ક્ષણું એક રહી જુઓ રામ
આ બ્રાહ્મણ સભામા બેઠા સોય, તે પાંચે કુંતાસુત હોય,
એવુ સુણી હરખ્યા બળદેવ, ભલે અગ્નિથી વચ્યા એન
આપણી ફોઇ તણા સુત જાણુ, વિપત ટાળુ હવે નિરવાણુ,
આજ સવ કૌરવને મારૂ, રાજ્ય સર્વે લઇ આપુ સારૂ.
જ્યારે ક્રોધે ચડયા બળવીર, વારી રાખ્યા શ્યામશરીર,
બાંધવ એમ ન કીજે આજ, સહી પાંડવ પામશે રાજ
એમ કહી સમજાવ્યા ભ્રાત અર્જુન દ્વિજમા કરતો વાત,
સર્વ સભા મુનિવરની જ્યાય, ઊઠી અર્જુન બોલ્યો ત્યાંય
પાંડવનો ધર્મ રાખ્યો સહી, ઉપર અંતરજામી સહી.
વૈશંપાયન કહે સુણ રાય, હવે કહુ અર્જુન મહિમાય

વલણ.

મહિમા કહુ અર્જુન તણો, જે વસ્યો વિપ્ર સભાય રે,
કાપડી વેશે ફૂડનો, જેને નહીં જામો કલાય રે
વૈશંપાયન બોલીયા, સુણ જનમેજય રાયજી,
માન તજી મહિપત રહ્યા, કોણે મચ્છ વેધ્યો નવ જાયજી

અર્જુન એવું દેખતાં, દ્વિજ પ્રત્યે બોલ્યો વાણજી;
જો સ્વામી મુને આજ્ઞા દો તો, મચ્છ વેધું નિર્વાણજી.

ઢાળ.

આજ્ઞા દો તો ધનુષ લઇને, મચ્છ વેધુ મારાજ;
મુને વાર ક્ષણું લાગે નહીં, હમણાં કરૂં એ કાજ.

*　*　*　*　*

તેને સુભટ સરખો દેખતાં, કરે અન્યોન્ય વાત;
એ વિપ્ર નહિ કો રાય છે, બળવંત ક્ષત્રી જાત.
પ્રચંડ ભુજ એના સહી, મચ્છ વેધશે એ આંહી;
એ વાત મુખથી નો કરે, જો સત્વ છે એ માંહી.
જો જીતશે તો અતિ ભલું, વિપ્રની વાધે લાજ;
નહિ તો બ્રાહ્મણ થઇને છુટશે, ચિંતા કશી છે આજ.
પછે ઉઠાડ્યો ત્યાં પાર્થને, સર્વે મળી દ્વિજ રાય,
ત્યારે યુધિષ્ઠિર સહદેવને લઇ, ભિક્ષા અર્થે જાય.
સકલ દ્વિજને ચર્ણે લાગી, કર્યો દંડ પ્રણામ.
આશીષ દેતા સકલ મુનિવર, પુત્ર કર્યે એ કામ;
પછે સભામાં ચાલી ગયો, જ્યાં મચ્છ બાંધ્યો સોય;
ત્યાં ધનુષ તાણી જુવે અર્જુન દેખતાં સૌ કોય
નકુલ બલ્લવ સંગ આવી, વકારયો નિજ ભ્રાત;
સ્વયંવરમાં કન્યા રહી, વરમાળ ઝાલી હાથ.
શલ્ય કરણ શિશુપાળ આદે, સકળ કૌરવ જોય;
નર મુકુટ બેઠા થઇ, જોતા હવા સર્વ કોય.
તેને સુભટ સરખો દેખતાં, સૌ કરે અન્યોન્ય વાત;
એ વિપ્ર નહિ કો રાય છે, બળવત ક્ષત્રી જાત.
એના સબળ ભુજા પ્રચંડ છે, એનું મુખ સુંદર દેહ;
નરનાથ સરખો શોભતો, સહી કન્યા વરસે એહ.
ત્યારે કૃષ્ણ કહે બળભદ્રજી, જુઓ પાર્થ કેરૂ પાણ,
સૌને દેખતાં દ્રુપદસુતાને, લઇ જશે નિર્વાણ.
અર્જુને ત્યાં ધૌમ્ય ઋષિને, કર્યો દંડ પ્રણામ;
ગુરુ દ્રોણનું ચિંતવન કરીને, ગ્રહ્યું ધનુષ તે ઠામ.
પછે શર ચડાવી અર્જુને, જળ વિષે જોયુ ત્યાંય;
તત્ક્ષણ વેધી મચ્છ પાડયો, ગગન બાંધ્યો જ્યાંય.
ત્યારે કન્યાએ તતખેવ મુકી, પાર્થે શિર વરમાળ;
એવું દેખતાં તેણે સમે, કોપીઆ સહુ મહિપાળ.

## 3 Murāri (*circa* 1590–1640).

Nothing is known of him except that his father's name was Jagannāth The earliest Ms of his only work is dated *1619* A D, so he must have been born at least a generation earlier* His ઈશ્વરવિવાહ is full of quaint humour.

From, ઈશ્વરવિવાહ

1 An impossible Suitor

કડવુ–રાગ દેશી ચાલતી.

સુણ સખિ વાણી સારોદ્ધારજી, શંકર વર સા સો શણગારજી,
કોય ન પામે એનો પારજી, કેમ વર વરીએ એ ભરતારજી 1

ઢાળ

ભરતાર ભવનું તરણ તારણ, અર્ધ આપ શરીર,
જો હોય અગ્નિ સરિખડુ, જેમ મળે સાકર ક્ષીર 2
મહામૂલ મોટા મુક્તાફળ, જગદ્દળો હૈયે હાર,
એને કોટે મોટા સાપ સળકે, ત્રિશૂળ પાણે ધાર 3
બાઇ પેહેરે પટકુળ પંચ વરણા, ધારે નવલો વેષ,
એને મૃગચર્મ કછોટો, ને શિવ કરે આવેષ 4
સુવા ચંદન વિલેપન, કસ્તુરી કર્દમ સાર,
સ્મશાન માહે શિવ જઇ તન ભસ્મ ચોળે છાર. 5
કુસુમ કેતકી પારિજાતક, પદ્મ પરિમળ સાર,
એ ઘર લગે ધતુરો સેવે આક ને કલ્હાર. 6

વલણ

આક ને કલ્હાર કરને, એ દેખુ નિરવાણુ,
વન જઇ વિવાદ માડ્યો, સુણો શ્રી સુરવાણ 7

કડવુ–રાગ દેશી ચાલતી

વળી વિશેષે બોલ્યા બભજી†, એ તો ઘરડો તુ તો રભજી,
તુ તો પોઢે ઢોલ‡ તળાઇજી એને સાથરડે તૃણની તળાઇજી 1

---

* The language is also decidedly archaic e g the ચા ending in genetive singular

† બ્રાહ્મણ ‡ ઢોલીએ

ઢાળ.

તળાપ્ર તો તરણા તેણી, એનો વાસ વગડા માંય;
તુ અવાસ ઊંચા ડુપરે, સખિ પરવરી ગુણ ગામ. ૨
તારે મુખે ભાવનાં ભોજન, નિત્ય નવા અષ્ટ ભોગ;
એ પંચ ઘરની ભીખ ભીખે, ભક્ષવા અતિ જોગ. ૩
તાહરે છે સિંહ વાહન, એહને છે ઘંઠ;
તુ રૂપ સુંદરી એહને ઝોળી તે ખાપર ડંડ. ૪
કામિની કોપે પઇને, વિપ્ર નોહે કો દુષ્ટ;
ઇશને ઉવેખનો તુ, જા પગે પાપિષ્ટ. ૫
ભક્તિ મારે ભોળા ચક્રવર્તિની જન્મ જન્મ વિશેષ;
મુખ પામે સદા સર્વદા, દુઃખ નહીં લવલેશ. ૬
નિંદા કરે નરનારી તેના, નરકે પડશે પિંડ;
તુ ભ્રમ નહિ પણ દુષ્ટ દીનં, પરવર્યો પાખંડ. ૭

વલણ.

પરવર્યો પાખંડ પથે, કીધું કર્તવ્ય ભેદ;
ભવાનીનુ ધ્યાન ભાંજવા, વળી વળી વિશેષ. ૮

2. A mountainous gathering.

કડવું–રાગ–ભૂપાલ.

હિમાચળે મજન તેડાવીઆ એ, આપ મરી મડા દેવ,
હરખે વિવાહ વર માંડીયો એ, સજ્જન કરવા સેવ. ૧
પેહેલી કંકોત્રીએ આવીઆ, ઘરડો ગિરિ ગિરનાર;
સોરઠ દેશથી મામો જાયે, અરઘાના નવ પાર. ૨
સુધો મેરૂંજે મળ્યો, એ જોડે જરાળો;
આબુના અચલેશ્વરજી ને, શિરોહી ડુંગ ભાનો. ૩
માન દીધા મહુ માઢવીઆને આદરથી તેડ્યા ઘેર;
સુમેરૂ સરખા આવીઆ, સિંહાચળ જાણી પેર. ૪
મજન સહુકો આવી મળ્યા, સુખ જેવા શ્રી માહેશ;
માનપાન આદર ઘણા, તેથી હરખ્યા નરેશ. ૫

3 The mother-in-law Scandalised.

કડવું–રાગ–સામગ્રી.

ઓ વર આવ્યો ચઢીઓ પંઢજી જગ પરવરીઓ ધરીઓ દંડજી;
છપ્પન કોટિ ચર્ચ્યાં મંડજી, ચોસઠ ચેલી તેની કુંડજી, ૧

ઢાલ.

કુંડ તીક્ષણ જેમણી, તેના વદન અતિ વિકરાલ,
ભૂતાવળ છે પાંચને, સાથે ડાક ડમરૂ કાળ. ૨

એ જોઇ સહીયર મેનકાને, સઘળી પૂછે વાત;
કૈલાશ કેરો નાથ એ, તમ બેટડીનો નાથ. ૩
તવ વચન બોલે મેનકા, સુણો સુંદરી સાન્નિધ્ય;
હસો છો કે સત્ય કહો છો, કે ફરી તમ બુધ્ય. ૪
જૂઠું ન બોલીએ ઘર યકી, સાભળો બાઇ વાત;
ગોધ ઉપર તે ચઢ્યો, સાથે ભૂત જોગણીનો સાથ. ૫
અરે સાંભળો સર્વ સુંદરી, હુ હળાહળ વિષ ખાઇશ;
જો જમાઇ એ હશે તો, પરું મુખ લેઇ જાઇશ ૬
પછી પાછી ત્યાંથી મેના, ગઇ તે ઘર દ્વાર,
ભલપણે જો ખપ કરો તો, ઇશ પરો પધાર. ૭

વલણ.

ઇશ પરો પધાર ઘેર તુ, સંદેશો મેનાં કહાવીઓ;
ગાડલે ટોડરમલ પહોંત્યો, પાઢ ચઢી વર આવીઓ. ૮

કડવું

જોઉ જો અક્ષર કરમ અમારડા, આ પુરુષ પાર્વતીને પરણ્યે એ,
મારી તનયાનો વર દિગંબર કાપડી, અણઘટતુ કયમ કીજીએ એ ૧

ઢાલ.

અણઘટતુ કયમ કીજીએ, જો ઉગે પશ્ચિમ સૂર,
આ રત્ન કુંવરી અજાકોટે, બાંધીએ કયમ ભૂર. ૨
જાઇ કહો કે પાછો વળે, એ સગપણ પાખે સાર,
ભલો હો તો કોઇ દિન તુ, નાવીશ મારે દ્વાર ૩
નિર્લજ્જ હર તુ ભૂર થયોરે, ન આવે તુજ લાજ;
કાં આવે છે આઘો આઘો, વર વિના કરશું કાજ. ૪
બેટડી એને શુ દઉરે, મરે બાહીને મારી બાળ,
કન્યાદાનના પુન્ય પાખે સરો, જેથી દોષ લાગે આળ ૫
તોરણુ તુને ચોકુ નહીં, તુ આશ મ રાખીશ શંકરા;
ત્રણ્ય ભુવનમા ખોળી કાઢો, જોજો કર્મના અક્ષરા ૬

કડવું.

મેં પણ જોયા અક્ષર રે, મારી નિલવટ કેરડા,
મારા મનના મનોરથ રે, એણે કીધા અનેરડા, ૧
મારા દોખીને સોપી રે ભાવાડા ભલેરડા,
તેણે દુઃખ પડીઆ રે, મેનકાને ઘેરડા. ૨

ઢાળ.

ગેરડા પડીઆ દુઃખતણા એમ કહી થઇ અચેત,
આ પરણુંગે શું પાર્વતીને, પુરુષ પુગ્યો પ્રેત? ૩
હેઉ હણતી હાથ ધમની, આળ ઉઠી અંગ,
ચાટકો ચઢ્યો થી શિખા પર્યંત, નાગો થઇ મતિભ્રંગ. ૪
હાય હાય દૈવ હું શું કરૂં? મારૂં પેટ ફેડું કે કૂપ?
મારી રત્નકળા બેટડીને આજ વરમે રૂપ ૫
એ જોગીને કેમ જોગ વીસરે, ઘર ઘર ભિક્ષા માગે,
વિપરીત મતિ આ કાં વશી મારૂં હડું ઝંઝર લાગે ૬
બેટડી મારી સુકોમળ, ને આ દીસે છે કાળ;
આ અઘાટનું કયમ શોભે, બીહી મરે મારી બાળ. ૭

વલણ

બીહી મરે મારી બાળરે, તું કાળ સરીખો શંકરા;
મારી બાળકીને એ વર ગો છે, જો જો કર્મના અક્ષર ૮

કડવું

મેના મંદિરે મંદિર માંય, ત્યાં તેડાવ્યા હિમાલય રાય,
લાગું સ્વામી તમારે પાય, આમળ નહીં કશો ઉપાય,
જાય જન્મારો કયમ કરી રે ૧
સ્વામી આ અણુઘટતું હોય, કે ફૂટડી અમારી * હોય,
આ જોડું કજોડું હોય ન પૂછ્યું અજાણ્યા દના નોય,
બેટડીનો ભવ ભાંગીઓ રે ૨
જેમ વાઘ મુખે ગઇ ધેન એવું કહેવાણું આ કેરેણ
તમે માનજો માન વેણ, એમ રાય રાતા થયા નેણ,
એ તો નિરાધિ એમ લખ્યું રે. ૩
જેમ મૃગલીને ઘાલે પાશ, ત્યમ જાગી જોગીની આશ,
વેગીડા મદ કરે કે હાન, કાપડીની કાં કીધી આશ.
તો લોભે એમ લવતા રે ૪
એ નો વસરો જગત જાણ ત્યાં બીહી મરશે મારી બાળ,
પેખશે મોટા પર્વત પહાડ, દૂરે મોટા ફણિધર કાળ,
ત્યમ કાળ એ પેરે ડસશે રે. ૫
એવા દુઃખ ગણાતું અનેક, તોરે નવ આવે કમ છેક,
એને છે જોગીનો ભેક, નહિ કોઇ વાત તણો વિવેક
એ દુઃખ એણી કયમ વહેશે રે ૬

* એ આંખ

## કડવું—રાગ રામગ્રી.

મન ઝખવાઇ મેના માતજી, એ કન્યાને કરૂ ઉપઘાતજી,
શિખરે ચડાવી ઊંચેથી ઢોળુજી, કરમા ચાંપુ જળમા બોળુજી ૧

### ઢાળ.

જળમાહે બોળું બાળ મારૂં, કર્મે કીધો કોપ;
દેખી પેખી ક્યમ દીજીએ, હવે વાચા કરશુ લોપ ૨
છરી હોએ હેમની, લઇ મારીએ શુ પેટ;
દસાગ્ય હોય જગતમા, ભવ સુધી વળગી વેઠ ૩
હાથે સાહી દીનડો, કો જઇ પડે કા કૂપ,
અવધૂતને ક્યમ દીજીએ, વીઝીએ એના રૂપ ૪
જો મેળવો કો વિધાતા, હૂ પૂછુ કર્મ વિપાક,
કોણુ અપરાધે કીધુ કજોડુ, રત્ન બાંધ્યુ આક ૫
નાનુ મોટુ નહિ ઘરમાહે, એકવી મારી ધેય,
મજાઇ જુરી મહુ લાવીઓ જૂઓ જમાઇ એહ ૬
ચામડા ઓઢાણ પેહેરણુ, ક્યમ પૂરશે એ પાગર્ણું,
પાર્વતીનો પુરુષ જોયો, જાતિ ભાતી નહીં વર્ણું ૭

### વલણ.

જાત ભાતિ નહીં વર્ણું, ઓ ક્યમ કરૂ મારી માઇ,
નખ્યા કા છૂટે નહીં, મન મેના અતિ ઝંખવાઇ ૮

## કડવું—રાગ રામગ્રી.

પેર પર જાના કઇએ ન સુઝેજી, ગ્હી એકલડી હ્રદે આલોચેજી,
હુ શે સરજી વઝા નારીજી ? મારે પેટે એ કા અવતારીજી ? ૧

### ઢાળ.

અવતાર ધરીઓ મારે પેટે, કાંઈ પડીઉ કષ્ટ,
કદલીગર્ભ મુજ કુંવરી, ને એહનો દેહ ઉચ્છિષ્ટ ૨
પાઢ વાહન એહને, ઘેર નહીં કશો વિવેક,
સાત પાચજ નથી મારે, બેટડી છે એક ૩
ભોજન નહિ મન ભાવતા, નહિ ઘર રહેવા ઠરિઠામ,
સાસુ સસરો કો નથી, તવ તારૂ કોણુ લેશે નામ ૪

### વલણ.

કોણુ લેશે નામ, તુ તો આવી કુડુ તપ કરી,
હરને ન પોકે મેનકા, કહ્યો જાય એ પાછો વળી ૫

ઢાળ.

મોટમ એ જાણે નહીં, છે અલ્પ બુદ્ધ અપાર,
ક્ષમા કરજો એહના, અપરાધ મુજ ભરતાર. ૨
રીશ ન આણુશો શંકરા, કરો દાશ આપ સભાળ;
રખે સ્વામી રીસાવતા, મુજ કિંકરી વાચા પાળ. ૩
ભોગવે છો જોગ કરે, ત્રિભુવન વ્યાપક સુન્દરા;
કરો સાર મોરી, હુ દાસ તોરી, પ્રાણપતિ શિવ શંકરા! ૪

કડવું–રાગ ગોડી.

આવી રે પાર્વતી મેના કને, મેના માવડી સુણજો,
દોહેલુ મ ધરશો મા મનમા, અપયશ મ લેજો. ૧
આઇ એ મોટા મહાદેવજી, એનો પાર ન લહીએ,
એહ અકલ ગતિ જાણજો, સમોવડ કો ન કહીએ. ૨

ઢાળ.

આઇ એ સમોવડ કો નહીં, તુ સુણને માતા માહરી,
એણે કપટ કારણ વેશ ધરીઓ, જોવા પેરજ તાહરી. ૩
પેરજ જોઈ એણે તાહરી, મા તે ન લહ્યો એ મર્મ,
જાન માહે ઈંદ્ર સરખા, વિષ્ણુ ને વળી બ્રહ્મ. ૪
સૂર્ય આદિ નવે ગ્રહ વગી, સ્થાવર જગમ જે મળ્યા,
શભુને શણગાર કરતા, કોટિ બ્રહ્મા સુર વળ્યા. ૫
જે અમર ગણ તેત્રીશ આવી ઈંદ્ર આગળ શિર નમે,
એ અમૃત આહરી પ્રતાપી, પણ શિવ વિના ભૂલા ભમે. ૬
તરીયા તોરણ ત્રકળશા, જળહળે ગિરિ કૈલાશ,
કોટિ ભાનુ સમાન દીસે, સદા ત્યાય પ્રકાશ ૭
એવા રૂપ લક્ષણ જાણિને, મેં તેહ કારણ તપ કર્યો,
વાચા દીધી વિશ્વનાથે, માવડી વર મેં એ વર્યા ૮

વલણ.

માવડી વર મેં એ વર્યો, જા સજ રૂડા શણગાર રે,
પરવારીને પટ અગ ધરી, તુ પોંક મુજ ભરતાર રે. ૯

કડવું–રાગ ચાલતી.

એવી એવી ઉપમા મ બોલ ઉમયા, અણુવટતું મુને લાગે;
એને કરે કિન્નરી બ્રહ્મકપાળી, તેણે મારૂ મન ભાગે. ૧
એણે આભર્ણ પેહેર્યા અશુભ, અસભવ તે મ્હા નવ જાય,
મારા હાયડા એ ભ્રમિ પડ્યા તો, હવે મેં કઇય ન થાય. ૨

ઢાળ.

હવે તો કાંઇ ન આસે હેલી, કાળી મારી કુંવરી;
પચારે પાડા પાડોશી, દૃષ્ટિ આગળથી જા પરી. ૩
માત આગળ ઉપમા, મોશાળનાં શુંય વખાણ;
તું મુજ પેટે આવી તો, શે પેટે ન પડીઓ પાહાણ ! ૪
વૃષભવાહન તેજ વ્યાપક, કાને મુદ્રા મેખળા;
રાખ ચોળી અંગે યોગી, ભક્તિ કરે ભૂતાવળાં. ૫
એને પાય સુધી લાંબી રૂંઢમાળા, કાળો કોટે સળવળે;
ડાક ડમરૂ ડમડમ વાગે, જોવાને જન સહુ મળે. ૬

વલણ.

જોવા સાજન સહુ મળ્યા, એ તો હેલી તેં કીધી જ હું;
તપ કરી કો એ વર માંગે, તુ પુત્રી વિન શે ન રહું !

કડવું–રાગ રામગ્રી.

ઉમયાએ કહાવ્યું સહિયર મમાણીજી, સહુ સંતોખો અમૃતવાણીજી;
મૂર્ખ માતા કઇએ નવ જાણેજી, તમસા મોટા મન ન આણેજી. ૧

ઢાળ.

તૂજ મોટા ચિત્તે નારે, સર્વે છે સમતુલ્ય;
આભર્ણ પેહેરો અભિનવાં, શિર મુકુટ ધરો અમુલ્ય. ૨
મુને હેલી હસ્તી દીન ભાખી, રૂપ પ્રગટો રુદ્ર;
આપાપણા પિત તણી પેહમ, કહે નમારાં છિદ્ર. ૩
પરિવાર મોટો પિતાનો, મુજ માત ને મોસાળ;
ને સ્વજન સહુમાં સર્વોપરિ, અને કરો દીન દયાળ. ૪

વલણ.

કરો દેવ દયાળ મૂર્તિ, રથા સુરનર પેખે;
લઘુવય લીલવિલાસ કાંતિ, ધરો સહુકો દેખે. ૫

કડવું–રાગ દેશાખ.

ચઢિયો રે મહા ભડ તોરણે આવ્યો રે, ચાલો રે મા જગપતિ જોઇએ રે. ૧
કેહેછ આસુ કરો શણગાર એ, વર ઘર તોરણે આવિયા એ. ૨

ઢાળ.

વર ઘર તોરણે આવીઆ, સહુ ત્યાં જઇને જોય;
જેને નિંદે વંદે તેને, કિરતાર જાણી સોય ૩
શ્રદ તેજ તારા રુદ્રમાળા, તિલક રત્નમય અંગ,
વર વદન દીઠે ચાંદ ભાજે, ચાપ પ્રાજે અંગ. ૪

હવે હવા વર્ષ દશ પંદરના, ને રૂડા રૂપ અનંગ,
માસુ મન, સંતોષ પામી, હવે રાખ્યો રંગ. ૫
આ વરજી સમ કરી પોંખીએ, પાળીએ કયમ કરી પાગ,
કહો તિલક કેડી પેર કીજીએ, જો તેજ ન લહીએ માગ ૬
એને અંગે અંગે કનકમય, વળી રત્ન કુંડળ કાન,
છત્ર ચામર ધનદ નદી, નિગમ ગાયે ગાન ૭

વલણ.

નિગમ ગાયે ગાન રંગે, તોરણે આવ્યા શંકરા,
પોંકી વરજી માહેરે લીધા, શ્વશુર પક્ષ હરખે ભર્યા

## કડવું—રાગ પ્રભાતિ—માંગલ્ય ગાન.

ઝાંમર મૂશળ સરીઓ ત્રાક રે, ઇંડી પીંડી સાપડ આપી પાગ રે ૧
ધાટ ઝોળા શિરપર મોહે રે, ધાટ સકળ પેહેર્યાં મન મોહે રે ૨
ઓઢણે નવરંગ ચુંદડી રે, ભાવે પિયળ કરે મોતી છડી રે ૩
માથે ઓપે છે અતિ શુભ મોડ રે, પોંકતા સાવધાન સર્વ જોડ રે ૪
પેહેરે પીળિયા ઉગતાણા પાગ રે, વર પોંકી તાણીઉં નાક રે ૫
હરજીએ આડો ધરીયો હાથ રે, જુઓ જુઓ કૌતક ત્રિભુવનનાથ રે ૬
વર માહેરીયામાં આવ્યો રે, સાસુજીએ સંતોષે વધાવ્યો રે ૭
કન્યા પધરાવ્યા તતખેવ રે, જોઇ ચકિત થયા સહુ દેવ રે ૮
મેના નાખેછે નીરની ધાર રે, હિમાચળ તે ચરણ પખાળ રે ૯
જોશીડા ભણે છે સાવધાન રે, હિમાચળ દે છે કન્યાદાન રે ૧૦
રૂડા ધાય નિશાણે વગીના રે, હાથેવાળા મેહુના મગીય રે ૧૧
આડા અંતર્પટ શુભ ધરીયા રે આચાર્યે દેવ કારજ કરિયા રે ૧૨
વરવહુઅર બેહુ મન હરખે રે અંતર્પટ પાછુ કરી નિરખે રે ૧૩
અંતર્પટ હવે પાછા કરાય રે, બેહુ પક્ષમાં મંગળ ગાય રે ૧૪
તાંબૂલ ગ્રહણા કરાય રે, કૌતક વરખ કહ્યા નવ જાય રે ૧૫
માડવડી સહુ વર દેખી મોહે રે, વરનુ વદન ફરી ફરી જોયે રે ૧૬

## કડવું—રાગ મેવાડો.

ઢોલ ઢમકયો રે લાડીનો હાથ મળ્યો, નરનારીનો પાર ન જાએ કળ્યો ૧
પાર્વતીની સહિયર પાસે રહી, તે ગુણ ઉતારે પુછે થઇ ૨
એક હેલી રે કહેને કરે કહ્યુ, એક પૂછે રે વરનું નામ શું ૩
એ તો જોગી જંગમ વેષ ધરે, એ તો ઘર મૂકી નિત્ય વન ફરે ૪
એને માત નહીં, એને તાત નહીં, એને મેહુન કે બાંધવ કોય નહીં ૫
એના જાનમાં કે ધાર ઘાગી નહીં, એને ગાળ્યે ગાગવીએ કોણ કહી ૬

એનાં ગોર ને ગોત્રજ કોણ્યુ લહે, શિવનાથ દિગંબર સર્વે કહે. ૭
એમ માહેશ માંહે વિનોદ કરે, સુણી પાર્વતી મનમાં હરખ ધરે. ૮
તવ આનદ ઉત્સવ સર્વે થયા, સુખ સંપત્તિ વરમુખ જોઈ લહ્યા. ૯

## કડવું–રાગ ધન્યાશ્રીની દેશી (ધોળ.)

વરવહૂ આરોગે કસાર, અન્યોઅન્ય કોળીઆ ભરે;
ત્યાં મળી મંદિયર બેચાર, હરને હસું હેલી કરે. ૧
હેલી આવોની તાણીએ નાક, હરે મુખ પર કર્યું;
હસીઓ સુરનરનો સાથ, મેના માતનુ મન ઠર્યું ૨

ઢાળ.

મન ઠર્યું મેના માત, સાથે તાત મન ઉલ્લસીઉં રે,
સ્વજન સહૂ સુખ હોય, ભલું ભાગ્ય એમ મન વસીઉં રે. ૩
તેજ તણો ભંડાર, સકળ કળા સુંદર સોહે રે;
સુરનર નાયક ઈશ, જોતા મુનિનાં મન મોહે રે. ૪
પધારે સાજન લોક, મેનાને કહી એ વિધિ રે;
આવા છે શ્રી હરરાય તેની નિંદા કાં કીધી રે. ૫
ફૂડું કાઢ્યુ તમે ફેક, ઈશે અવગુણ નવ ગણ્યા રે,
જય જય કહે સર્વે કોય, આશીશ સર્વે જન ભણ્યા રે

## 4. Sidhar Swami (*circa* 1590–1640.)

Nothing is known of this poet. The earliest ms. bears the date 1619 A. D. His ગૌરીચરિત્ર narrates the *well known tale of Siva and the Bhil woman.*

From ગૌરીચરિત્ર.

કડવું—રાગ કોલેરો.

ભીલડીએ ફીધી ગતિ, ચાંડી છે રે આ સતિ;
જગાડું જગપતિ, સ્તુતિ કરી એ. ૧
સ્તુતિ અદ્ભુત જ્યારે સુણી, સામુ જોયુ કૈલાશને ધણી;
હરખ તે પામ્યા હર મુખ પેખતાં એ. ૨

ઢાલ.

પેખતાં હરજી હરખ પામ્યા, ભાવ લાગ્યો ભામિની;
દીલે અનિશય અનગ વ્યાપ્યો, મુખ કમળ દીઠું કામિની. ૩
મન કામિની અભિલાપ લાગો, સાદ તેડી સુંદરી.
કવણ કારણ કહે મુજને, એકલી વન કિનરી ૪
કિંનરી મંદિર કયહાં તાહરૂં, કયહા વસો વન ગહ્વરે;
સાસરે પિયરે સાખ શી, તારો કંથ કામ કશુ કરે. ૫
શું કરે અતરિયાળ ઊભી, નારી નવયૌવન ભરી,
મહાદેવને મન મોહ લાગ્યો, રૂપ દીઠે ભીલડી ૬

કડવું—રાગ ચાલતો.

પુછતી એ પુલદરી, મદને મત્સરે ભરી;
ઉત્તર આપ્યો હરને મરકલે એ. ૧
મરકલે હરશુ હશી, સ્વામી તમો કહીએ તપશી,
પરાઇ કથની એવડી તે કાં કરો એ ૨

હાલ.

કથની પરાઇ કા કરો, તમો બ્રહ્મચારી વન વસો;
શિવ—પરનાર દેખી શાણુપ હરૂ, જોઉં કાંક ભાવ કરી હસો ૩
હર હસે હરશું હસી બોલે, ચક્ષુપાત કરે ઘણી,
શીવરા સ્વામી દેવ સાંભળ, કહું કથાવન અમતણી ૪
પાર્વતી—અમતણી જાત કુજાત કોળી, ભીલ ભરથારે વરી;
છ માસ થયા છાંડી ગયા, ને નાથ જોવા નીસરી. ૫

## શ્રીધર સ્વામી

### કડવું–રાગ ચાલતો.

સાભળરે અમારૂ નામ, ગામ કૈલાશ કેરો ધણી,
ધણીઆણી રે તુ થરનાર, ઘરણી થા તુ શંકરતણી ૧

### ઢાળ.

શંકરની ઘરુણી કેમ થાઉં, અમળા આગે બેન છે,
દિન પાંચ પૂરે તુ પરહરે, તવ બીસ મન ભાજે પછે. ૨
ભાજે મન ભરથાર કેરૂં, પડે પીયરની દિશા.
જીવતણે ઘેર સાંભળી જે, કલત્ર છે એ કર્કશા ૩
કર્કશા કોપે લાજ લોપે, તવ ન માને તુજને;
ચાડવડી આવે શોક્ય એ, તવ મળી મારે મૂજને ૪
મુજને અહર્નિશ દીસે દોહેલુ, શોક્ય સતાપે વડી;
એ નારી હેઠળ દાસ કેમ હોઉં, કહે ભવાની બીવડી ૫

### કડવું–રાગ ધનાશ્રી.

માંભજે રે સુંદરી, હેમનણી જે કુંવરી,
એ છે અન્યારે અવીઅલ અગના એ ૧
અગના એ અગની, પાર્વતી અર્ધાંગની;
ગગાની સગત તો હવે નવ કરૂ એ. ૨

### ઢાળ.

ગગાની સગત નવ કરૂ, મેં ભાવે છાંડી ભગવતી,
ત્રિપુરારિ કહે તુજને ન મૂકુ પરહરી વળી પાર્વતી ૩
પાર્વતીને પિયર મૂકુ, કાં તો કગતું સેવના,
જાનહવી જમવા ચર્ણ વંદે, નમે બહુ દેવાંગના ૪
પાર્વતી–એ બોલ તમારા હુ ન માનુ, નાર મૂકી કેમ નીસર્યો:
ઘર તજી ઘઘરણુ કર્યો, પરિવાર પ્રથમ કેમ વીસર્યો ૫
શિવ–વીસર્યો વળી વદન તારે, પ્રીતિ માન પુષ્પધરી;
આ વાચ મારી સાચ માને, તુને ન મૂકું સુંદરી. ૬

### કડવું–રાગ ચાલુ.

સ્વામી તે શંકરે, આખ દીધી દિન કરે,
વેદની વાચા દીધી ત્રણ વાર એ ૧
સ્વામી વાચા દેજો વિચારી, તમો કહીએ ત્રિપુરારિ;
નારી જો નગ્ને મને નહીં એ ૨

### ઢાલ.

નાર નરને માને નહીં, એ ભેદ ભાવીએ કહ્યો;
એ નારીનો ભરતાર કેઉ, મારે આપો સાખિયો ૩

સાખીયા દો ચંદ્ર સૂરજ, વેદ વૈકુંઠનો ધણી,
અમરાવતીનો ઇંદ્ર કહાને, જોય સાખ શંકર તણી. ૪
કર તણી ચુડી સઘટ સાડી, કોડે કમખા કાંચળી,
પાર્વતીના પાગરણ, પત ગરે ગૌરી વર વળી ૫
વર વળીઓ ઘરણે મળીઓ, ચિત્ત ચળીઉં કામિની,
નર નારિ વંન મુઝાર વિલસ્યા, શંકર સાથે સ્વામિની. ૬

## કડવું–રાગ ચાલુ.

મુનિવર માણીઓ, જોગેશ્વર જાણીઓ,
રૂપને ભવાનીએ તે કીધલુ એ ૧
કીધલુ કાઇ કારણ, સકલ સાધારણ,
ધરુણી ધારણ ઉતારીઊં એ ૨

## ઢાલ.

ઉતારીઊં જવ ધરુણી ધારણ, સદાશીવ હવા સુખી;
શૃંગારતણો વિહાર કીધો, અચલતનયા ઓળખી ૩
ઓળખી તવ અમર હશીયા કલત્ર કરે પચારણું,
આકાશ માર્ગે ઇશ હશીયા, ઇશ લાજ્યા અતિ ઘણુ ૪
અતિ ઘણો કોપે કંદર્પ શાપ્યો, અનંગ વિના હશે કશુ;
જો ચૂકવ્યો કૈલાસવાસી તો, અવર પુરુષ કહીએ કશુ? ૫
અવર પુરુષ કહીએ કશુ, માગે જોગી હર ઘર આણીઓ,
તે દેવીના હુ ચરણ પૂજુ, જેણે મુનિવર માણીઓ

## કડવું–રાગ ચાલુ.

કથ મનાવીઆ, મંદિર લઇ આવિયા,
ભાવીઆ ભગવાન ભગવતી એ ૧
ભગવતી ધ્યાઇએ, મહાશિવ ગાઇએ;
ચરિત્ર ગાયા ગૌરીવર તણા એ ૨

## ઢાલ.

ગાય ઇશ્વર ચરિત્ર ગૌરી, સાભળે સહજે કરી,
તેના પિંડ પાતક જાઇ, પુણ્ય થાય માન મર્જન સરસ્વતી. ૩
સરસ્વતી સાયર નીર નિર્મળ, સોમશિરે ધારા ઢળે,
પુણ્યતણા પ્રભાવ વાધે, જે કો ગાયે સાભળે ૪
શીધર સ્વામી ચરિત્ર શિવના, ભાવે ગાતા સાભળે,
મન મનોરથ પૂર્ણ હોયે, કૈલાસપતિ પ્રેમે મળે ૫

## 5 Akho Bhagat (1615-1675 ?)*

During the 17th century of the Samvat era there was a wonderful recrudescence of poetry all over Gujarat and Akho was the first among the long line of writers who adorned that period. He was also among the three greatest writers of that century. Indeed in the history of Gujarati Literature Akho occupies a rank surpassed only by Premanand and Samal among his contemporaries; by Narasimha and Miran among his predecessors and by Dayaram among his successors upto middle of the 19th century. He was by caste a goldsmith from a village near Ahemedabad. He was practically uneducated beyond his own calling, but his mind was from very early times bent on serious topics This natural bent was a good deal strengthened by the death of a dearly beloved sister. From that time he became distinctly a *vairagi*, a man who had no pleasure in the world for its own sake. In the course of his calling, too, he came across the baser side of human nature, its gullibility, its want of mutual confidence and when a very dear lady friend actually suspected him of treachery towards hereself, when he had, indeed, put himself out of pocket for her sake, he lost all faith in the honesty of human beings He was about that time the master of the mint at Ahmedabad; and he was, here too, falsely accused of enriching himself by debasing the coinage. He was imprisoned but after

* I have given the date given in Jhavari's book Others put the date of his birth between A D 1614 and 1619 and his death between A.D 1674 A D and 1679. One writer puts the date of his birth in the year A D 1597 (See *Report of 2nd Sahitya Parisad*, paper on Akho by A B Jani )

a trial was honourably let off His heart however now refused to have anything further to do with worldly affairs, and so he sold all he had and went out into the world in search of some spiritual Teacher who could show him the right path to salvation He wandered about far and wide and owing to his riches many of the so-called ' holy men" received him with favour But he did not find what he was searching for—a true *guru* to give peace to his weary soul At last he reached Benares and as the story goes he found out a teacher who used to discourse on the Manikarnika Ghat to but one single pupil Akho heard him quietly and unseen from behind this holy man's hut and after a year's patient listening came to the conclusion that he had at last found a man who was indeed above the attraction of worldly power and pelf. Then he discovered himself to this person and begged him to accept him as his disciple Under him Akho lived and studied for three years, during which he studied all the important works on Vedanta Philosophy His serious nature responded to the magnificent philosophy of S'ankara He thus learnt and the rest of his life he spent in expounding it in a popular fashion to his own people He returned home to Ahmedabad and soon became famous for his terse and powerful writings on philosophy

He delighted in exposing the follies, the hypocrasies and the knavery of mankind and he did it mercilessly and with words that fall like the blows of a sledge hammer. "He never minced his words and painted the unfavourable aspect of wealth, that women, progeny and attendants, friends and relatives, their

hollowness and their lip loyalty.* He exposed the true business of human nature and tore off the mask of hypocritical virtue. His language is homely without any attempt at polish—sometimes even vulgar, and this, in fact, constitutes the secret of his hold upon the popular mind. Many of his lines have become popular and are used in every house in the every day affairs of life. His hold on people is extraordinarily great and the heart of the people instinctively recognising the truth, appreciated his exposure of the vain outward shows of the world. His most remarkable characteristic is the wealth of his illustrations, the apt and homely similies and comparisons by which he drives home the truth of his remarks. All these are drawn from the homely every day life of the people, mostly of the village folk. For above all he is the writer of the village masses. He wrote in order to explain to them the great truths of life which he had found out after so much trouble and he uses their homely language and only such illustrations as they could understand. He rarely deals with the abstract discussions of Vedanta for his prime object was to popularise the abstract ideas of Sankara's philosophy. How far he has succeeded may be judged by the fact that his poems have caught the heart of the masses and have retained their hold to this day. But in spite of all this deliberate simplification of thought and language the subject of Akho's poems is so complex that very often his lines convey no meaning unless after prolonged meditation.

As a satirist Akho is unrivalled in Gujarati

* Jhaveri, *Milestones in Gujarati Literature*, p. 79.

although the range of his satire is somewhat limited Akho was not an educated, not even a polished man and hence his satire though biting, lacks the gracious wit that should accompany it. He was essentially an enthusiast and somewhat of a bigot, hence he never got out of his somewhat narrow Vedantic circle But he had got over the still narrower view of the Pandits that the philosophy of Vedanta is meant only for those learned in Sanskrit. His remarks on the use of the learned language are not at all flattering to lovers of Sanskrit He says distinctly that he wants to write in the language of the people without troubling his head about the classical Sanskrit For the same reason he disdains to all himself a poet He says he has got wisdom and is a *Jnani* and that all he cares to do in life is to put what he has got in the plainest language he can command

Akho deliberately broke with the tradition of Bhakti which was *prevalent in the preceding two* centuries From his time poetry become more varied and to a large extent secular The cult of the cowherd of Brindaban receded distinctly into the background, and "poetry became, so to speak, secular, and ceased to minister to religion "* But the importance of secular subjects in the field of literature was recognised more fully by Premanand and by Samal, who with Akho make the glorious trinity *of poets in* the seventeenth century

The chief works of Akho are અખેગીતા, ચિત્તવિચાર સંવાદ, પંચીકરણ, ગુરુશિષ્યસંવાદ. અનુભવબિંદુ, કૈવલ્ય-

* Jhaveri op cit , p 64

ગીતા, પંચદશીતાત્પર્ય and the most popular and best known his છપ્પા These last are 746 in number and though called છપ્પા are not written in that well-known metre but are merely six *padas* of the ordinary *chopai* metre Akho never bothered about the strict regularity of his lines and if judged by the strict canons of prosody his metre is often very defective

1 From અખેગીતા

કડવું ૧ લું—રાગ ધન્યાશ્રી.

ૐ નમો ત્રિગુણપતિ રાયજી, સર્વે પહેલો જે પૂજાયજી,
અગમ અગોચર જેને વેદ ગાયજી, તેના ચરણ ચિન્તવી લાગુ પાયજી ૧

પૂર્વછાયા.

ચરણ ચિન્તવીને સ્તુતિ કરું, ચિદ્શક્તિ બ્રહ્માનંદની,
અણછતો અખો આલાપ કરે, તે કૃપા નિજ આનંદની ૨
ગુરુ ગોવિંદ ગોવિંદ ગુરુ, નામ યુગલ રૂપ એક,
તેને મસ્તક નીચો નમીને, કરું બુદ્ધિમાન વિવેક ૩
પારબ્રહ્મ પરબ્રહ્મ જે, તે મન વાણીને અગમ
તેનો લક્ષ આપી શકે, તે માટે ગુરુ તે બ્રહ્મ ૪
જ્ઞાન ગુરુ બિમલ ખગ, તેના રાગનો જે જત
તેને મૂકે હરિ કરી, જેને મળે સદ્‌ગુરુ સંત, ૫
ગુરુમહિમા છે અતિ ઘણો, તે સમજે સંત સુજાણ
તે ગુરુગોવિંદ એકતા ભજે, જેને લાગ્યા સદ્‌ગુરુ બાણ ૬
જેમ રવિ દેખાડે રવિધામને, તેમ ગુરુ દેખાડે રામ
તે માટે હરિ તે ગુરુ ગુરુગોવિંદ એવું નામ ૭
ચેતન સમાયા જે સંતન, તે ગુરુગોવિંદ એકતા ભજે,
જેમ બીજામાંહિ રસ ભય ભાઇ વણ ઘડયે રૂપ નીપજે ૮
જેમ સુવર્ણ કેરી મોહોર માટે અન્ય મુદ્રા છે અતિ ઘણી,
તેમ ગુરુભજનમાં સર્વ આવે જો મન વળે ગુરુ ચરણ ભણી ૯
જેમ બધિર ન જાણે નાદ સુખને સ્વાદ નોહે રસના વિના
તેમ ગુરુ વિના હરિ નવ મળે જેમ ભોગ ન પામે નિર્ધના ૧૦
કહે અખો સહુ વળી વળી, જો દયા દીઠી જનને,
એ આરત સઉ ઉરમાં ધરો અહો મેંતો હરિ ગુરુ સંતને ૧૧

## કડવું ૨ જું.

કવિ જને આગે પથ બહુ કર્યાજી, વિધવિધ કેરા શબ્દ વિસ્તર્યાજી,
ખટ્દર્શનના મત બહુ ઓચર્યાજી, પૂર્વની કવિતા તેણે તાળ બહોળા ધર્યાજી ૧

### પૂર્વછાયા.

બહોળા ધર્યા બહુ સ્તુતિ કરીને, એવી ગ્રથકારની રીત છે,
કહુ સૂર્ય આગળ ખદ્યોન દશો, મુજ એની બોલવાની નીત છે ૨
જાહ્નવી આગળ જેમ વોકળો, સુર તરુ બદરી યથા,
પારિજાતક પાસે અરણી, મહા કવિ આગળ હૂ તથા ૩
ગરુડ આગળ યથા કુરરી, સાગર આગળ જેમ કૂપ,
મેઘ આગળ યથા ઝાકળ, ભાઇ ક્યા તેલ ને ક્યા તૂપ ૪
બાવના ચદનની બેહેકે આગળ, કશો શોભે કરીર,
ક્શુ નીર નવાણનુ, કિહા રસકૃપિકાનુ નીર ૫
પારસના પરતાપ આગળ, અન્ય વિદ્યા કેઇ માત્ર,
ક્રિયા ક્ષુદ્ર દેવ ઉપાસના, જેને કરે અક્ષય પાન ૬
એવા કવિજન ગ્રથ આદે, ગલિત વચન બોલતા હવા,
કહું કોપ ક્રોધ કરો રખે, હુ ડિંકુ બાળક બુદ્ધે બોલવા ૭
તેણે ગ્રથ પહેલુ એમ જાણવુ, અમો મગણ જગણ નથી જાણતા,
તુક ચોક ને ઝડઝમકેક, અમો લક્ષ્ણા વિના નથી આણતા ૮
એમ ગલિત પણે ગરુઆ થયા, કરુણા ઉપજાવી કવિ જને,
હું એટલુ જ કહીને સ્તવુ, જો કવિતા જાણુ મુજને ૯
હુ તો જેમ દારુકની પુતળી, ચાળા કરે અપાર,
પણ કાષ્ઠમાહે કાહે નથી એ તો કળ આપે સૂત્રધાર ૧૦
કહે અખો સહુકો સુણો એમ સમજો નિજ જતને,
ઇચ્છો પરમ પદને પામવા, તો સેવો હરિ ગુરુ સતને ૧૧

## કડવું ૩ જું.

અણુછનો આત્મા તે શુ ઓચરેજી, આપનુ વર્ણન આપે કરેજી,
જીવતણુ પદ તે જોતા નહીં સરેજી, સાખ્યયોગ જોતા જે હરિ ઉગરેજી ૧

### પૂર્વછાયા.

ઉગરે જે વિચાર કરતા, બ્રહ્માદિ જેને ગ્રહી રહ્યા,
તે હરિને તમો ઓળખો, જે આદ્ય પુરુષે અજને કહ્યા ૨
જે પદ શિવના તન પ્રત્યે, દત્તે કહ્યુ વિશદ કરી,
આકાશવત્ કેરી કથા, કહી પવનને ઉરમા ધરી ૩

વિધિ વસિષ્ઠે કહી કથા, રઘુનંદન આગળ જેહ;
અર્જુન બ્રહ્મવિખ્યાતહો, ભાઈ દેખાડયો છે તેહ. ૪
અનંત પ્રકારે અચ્યુતે, કહ્યું ભારતને જ્ઞાન;
ગીતા ગાઈ ગોવિંદે, કર્મયોગ નિદાન. ૫
સમજાવ્યા શાને કરી, જનકે જે શુકદેવ;
મહાસુક્ત થઇને પરવર્યા, જ્યારે પ્રીછ્યા અંતર ભેવ. ૬
ભીષ્મે ભગવાન સાન્નિધ્ય, પાંડવ પ્રત્યે જે કહ્યું;
શાંતિપર્વે શાના કીધી, હૈયાનું હારદ ગયું. ૭
વેદવ્યાસે વેદ વહેંચ્યા, કર્મધર્મે પોષ્યા જીવને;
તેની દાઝે લાગ્યા દાઝવા, જો જાણ્યો નહિ શિવને. ૮
પછી નારદે નારાયણ કેરું, નિજ જ્ઞાન કહ્યું મહા દ્વિજને;
ત્યારે દ્વૈપાયનની દાઝ ભાંગી, જ્યારે કૃપા કીધી સંતજને. ૯
શિવે કહ્યું શિવા પ્રત્યે, નિરાલંબ નિજ ધામ;
અમર કીધો આત્મા, અદ્યાપિ સહસ્ર નામ. ૧૦
કહે અખો વસ્તુજ્ઞાન વિના, કુશલ ન હોય જંતને;
નિજ ધામ દોહરો જાણવા, તો સેવો હરિ ગુરુ સંતને. ૧૧

### કડવું ૪ થું.

જંતે ન જાણ્યો જેણે નિજ આત્માજી, તે ભટક્યો ભમ્યો માયાના સાથમાંજી;
રૂપણીનો ભૂલ્યો ઘર પામે પ્રાતમાંજી, પણ દિવસે દિસ મોકળો ઘણું ભમે રાતજી. ૧

### પૂર્વછાયા.

શનમાંહે રડવડે, અજ્ઞાને આવર્યો હતો;
તે નિજ આતમાથી ઓતળીને, વિચરતો માયાવનો. ૨
જેમ સુતો નર નિદ્રા વિષે, માયા બહુ બીજી રચે;
કારજ કારણ પોતે થઇને, નિદ્રાવશ માંહે પચે. ૩
આપથી ઓતળે થકે, અસંભાવના ઉપજે;
પછે વિપરીત ભાવના આચરે, ને દુઃખ પામે પોડે ગજે. ૪
પંચપર્વા માયા અવિદ્યા, હું મારું આદે સહી;
તે ફરે ફેરા ભવ વિષે, જ્યમ મણિ નિગમે આંધળો અહિ. ૫
તે ભોગ દેખી ભૂર થાએ, લડાવા મન ઇંદ્રિય વિષે;
સંસારનાં સુખ સત્ય જાણી, કર્મમોદક નિત્ય ભખે. ૬
કર્મજડને કર્મ વહાલાં, મર્મ ન સમજે બ્રહ્મનો;
ફરી ફરી તે આચરે, પણ ટળે નહીં દેહ ચર્મનો. ૭
પરમાત્માને પુંઠ દઈ, આત્મા ઇંદ્રિયને જુવે;
પણ ઇંદ્રિયની દૃષ્ટિ વિષે સાહામી, એમ આપોપું નર ખુવે. ૮

વિષય વગતો કરે હરિથી, નીચપણું દે જીવને;
અજ્ઞાને અવળો ફરે, તે સન્મુખ ના હોય શિવને. ૯
સંસારનાં સુખ અધિક દેખી, કૃપા માને ઈશ્વિરી;
અંતરમાંહેનું જ્ઞાન ન જાણે, જે પ્રાણપતિ ગયો વિસરી, ૧૦
કહે અખો સહુકો સુણો, જો આણો જીવના અંતને;
હીંડો પરમ પદને પામવા, તો સેવો હરિ ગુરુ સંતને. ૧૧

## પદ ૧ લું–રાગ સામેરી.

જીવની આદ્ય વિચારો રે પંડિતો, આદ્ય જોતાં તે અનાદ્ય દિશે;
દેહતણી છાયા સમાયે દેહ વિષે, જ્યારે મધ્ય આવે સૂર શીશે. જીવની. ૧
તન મનને ઓળખ્યા વિના આકૂળે, જેમ સૂત્રધાર નિજ નાવ નીરગે;
તે જ સૂત્રધાર તે નાવે બેઠો થકો, પછે પરવશ પડ્યો પંથ કરમે. જીવની. ૨
તન મન નૌકા જીવ ગણે મારું, પણ ભવસાગર મધ્ય કાળ ખેડે;
કર્મનાવાયુને વશ લાગ્યું તે ડોલવા, ત્યારે હાથથી વાટ વટકીજ નેડે. જીવની. ૩
ભ્રમણાએ ભટકે ઘણા ભવ વિષે, ગુરુ ગોવિંદના શરણ પાખે;
માયારૂપિણી મા જ વહાલી અખા, તે જાણીને જનની ભેદ રાખે. જીવની. ૪

## કડવું ૫ મું–રાગ ધનાશ્રી.

મર્મ ન સમજે જે માયાતણોજી, તે નર જાણે હું ઘણું બોલણોજી;
તેને જાણે જનની આપણોજી,' તે ભવ ભટકે સહુથી અતિ ઘણોજી. ૧

### પૂર્વછાયા.

ભવમાંહે ભટકે ઘણું, પોતાનો કરી ઠગે;
જ્યમ વિશ્વાસીને વેધે વેરી, દીન થઈ મારે દગે. ૨
જેમ પાળે ખેરીને ખાટકી, તેને ભક્ષ ભોજન આપે ઘણું;
પછી વધ કરે વારુ કરીને, એ લક્ષણ અજાતણું. ૩
તે મેંઢો જાણે માહરો, પાલક પોષક છે ધણી;
તેને આપ જાય અર્પવા, મોટમ મનમાં અતિ ઘણી. ૪
વાત્સલ્ય જાણી વામ દક્ષિણ, વણ દોર્યો કેડે ફરે;
તેને મહાજન મૂકાવા કરે, તોય તે જવન કેડે સંચરે. ૫
હાથ ફેરવે તે થકે મનમાંહી, હેતુ જાણે તેહને;
પણ સુનાને મન વાત અળગી, તે ભારે ભાળે દેહને. ૬
અળગા આશય બેઉતણા લોભે લાગ્યો અજ હળે;
તેને યવન જાણે ભક્ષ કરું, જો ઘણેરું વપુએ વળે. ૭
પછે ચરણ ઉંચે અધોમુખે, તે નેહ તે રાખે સરે;
માયા કેરી રીત એવી, અતે જીવને એમ કરે. ૮

વિષય દેખાડે વિશ્વના, ચિત્રવિચિત્ર તે ચિત્ત ધરે;
પછે પંડિતને પૂછે પ્રભુ, મહાભોગ કેમ પામુંશ શિરે. ૯

ત્યારે પંડિતરૂપે બોલે માયા, કર્મની કીરત ઘણી,
વિત્ત હરિને વાત દેખાડે, નાનાવિધ કહે ભણી ભણી. ૧૦

કહે અખો રુચિ ઊપજે, જો એવું પોષે જંતને;
કર્મ ગેહે ન હીંડો વામવા, તો સેવો હરિગુરુ સંતને. ૧૧

## કડવું ૬ ઠું.

એમ એ માયા વેષ નાના ધરેજી, કર્મ ધર્મના શબ્દ બહુ ઓચરેજી;
જીવ કેરાં મનને અતિ ઘણું આવરેજી, તેણે પુરંજન ભવ ફેરા ફરેજી. ૧

## પૂર્વછાયા.

ફરે ફેરા બહુ ભવવિષે, વિષયનો તાણ્યો વહે;
તે પ્રત્યક્ષ ભોગ દેખે ભલા, વળી પંડિતને પોષનો રહે. ૨
કર્મનાં ફલ લખે માયા, વળી માયા બેડી તે કથે;
શબ્દ ડોરે બાંધણે ભાઇ, બાંધી જીવ રાખે જથે. ૩
અંતરમાંહેથી મનરૂપે, સંકલ્પ વિકલ્પ સુત જણે;
નિમેષ માંહે નવા નવા, જેમ ઇંદ્રજાલ ગુટિકા ગણે. ૪
કર્મ ફલ ને જીવ કેરો, જોગ માયા મેળવે;
વિષયતૃષ્ણામાંહે મૂકી, એમ જગતને ભોળવે. ૫
માયા સ્વર્ગના ભોગ વખાણે, અને બીક દેખાડે નર્કની;
તે કામનાએ લાગ્યો ફરે, ભાઈ ગતિ જેવી કૂપચક્રની. ૬
કામ ધામ ને ધન દારા, માત પિતા સુત બાંધવા;
વર્ણ વેષ ને રૂપ મુદ્રા, નમણ દમણ દેવ વંદવા. ૭
ચાલ ચાતુરી ચૌદ વિદ્યા, અવિદ્યા સર્વ સાધના;
પંડિત જાણ કવિ ગુણી દાતા, સર્વ માયા કેરી આરાધના. ૮
રમે રમાડે આપ માયા, નીચો ઉંચો લઇ ચડે;
જેમ મર્કટ હીંડે માગતો, પેલા ભિક્ષુક ડેડે રડવડે. ૯
એમ ભમે બહુ ભવ વિષે, પણ ભેદ કાંયે લહે નહીં;
દોરી સંચારો માંહિ માયાતણો, ભૂલવણ મોટી એ સહી. ૧૦
કહે અખો સહુકો સુણો, તમે જુઓ અંતરના તંતને,
એ જાળમાંહેથી તો જ નિસરે, જો સેવો હરિગુરુ સંતને. ૧૧

## કડવું ૭ મું.

માયા મોટી જગમાંહે નટીજી, તે આગળ કોઇ ન શકે ખટીજી,
હરિહરઅજથી જે આધી વટીજી, સમજી ન જાય એવી માયા અટપટીજી ૧

### પૂર્વછાયા.

સમજી ન જાય એવી માયા, દીસે નહીં ને બલવતી;
ચૌદ લોકોની આદિ માતા, ૐકારથી પહેલી જે હતી. ૨
ત્રિગુણ પહેલી શૂન્ય સામ્યની, તેણે ગુણ જન્મી ઉભા કર્યા,
પછે જનની થૈ તે પોષિતા, પછે બલ પોષી પોતે વર્યાં ૩
ચિદ્દશક્તિ ચતુગ ચરાચર, ગુણ સાથે ભજે ભળી;
દેવ દાનવ નાગ માનવ, રમે રમાડે એકલી. ૪
ઊર્ણનાભ જેમ ઊર્ણા મૂકે, ને વળી પાછી ભખે,
તેમ માયા ચિદ્દશક્તિ માટે, મોહોટુ સામર્થ્ય એ વિષે. ૫
ત્રિગુણ થઈ ચોવીસ રૂપે, તેહનો ભેદ કહુ નથી,
જ્યમ જલ જમાયે શીતયોગે, તેને જડતા પ્રગટે માયથી ૬
સત્વ રજ તમ રૂપે થઇ માયા, પછે એક એકના બહુ થયા,
પંચભૂત ને પંચ તન્માત્રા, તામસના નિપજી રહ્યા ૭
રાજસની ઇંદ્રિય દશે, અને દશ તેના દેવતા,
ઇંદ્રિયે ઇંદ્રિયે તે વસ્યા, આપ આપણુ સ્થળ સેવતા ૮
મન બુદ્ધિ ચિત્ત અહંકાર જે, તે સત્વગુણથી ઊપના;
એ સૃષ્ટિના ચોવીસ કારણ, માયા શબલિત રૂપના ૯
પ્રકૃતિ તે પચીશમી, પરિવાર તેનો સર્વ કહ્યો,
પણ છવ્વીશમો પરમાત્મા, તે યથારથ જ્યમ ત્યમ રહ્યો ૧૦
કહે અખો સહુકો સુણો, એ કહ્યું છે ધીમતને,
એ સમજે કામ સરે નરનુ, જે સેવે હરિગુરુ સતને ૧૧

## કડવું ૮ મું.

એણે અનુક્રમે જગતને જાણીએજી, ત્રણ ભુવનમાંહે માયા પ્રમાણીએજી,
સ્થૂલ સૂક્ષ્મ જે કહ્યું જાય વાણીએજી, તેટલુ સર્વે માયા વખાણીએજી ૧

### પૂર્વછાયા.

માયા વખાણીએ માટ એણે, દષ્ટ પદારથ જેટલો,
શ્રુતિ પદારથ જે જે કહાવે, પાછો ત્રણસહી તેટલો ૨
ઉપન્યુ તે અપાય નિશ્ચે બ્રહ્માઆદે કીટ જે,
જે જાયુ તે જાય જાણો, અમર સંશય મેટજે. ૩

અમર દાનવ ધ્રુવ તારા, ચંદ્ર સૂરજ જાએ વિલે;
નવ જોગ અષ્ટાંગ સાધક, તો પ્રાકૃત જીવ કેટલે ભળે. ૪
લીલાવપુ જો ધરે નિર્ગુણ, તોય નેઃ તે પાછો વળે;
કાલમાયાનું નાટક એવું, જે ઉપજાવી અહનિશ ગળે. ૫
જેમ કરસણી ઉછેરે કરસણ, તે કાચું પાકું સર્વે ભખે;
તેમ જગત્ કરસણ કાળ માયાનું, તે ન મૂકે ખાધા પખે. ૬
જેમ મેઘનાં બિંદુ નાનાં મોટાં, રેલાઈ પૃથ્વીએ પડ્યાં;
તેમ માયાને મન સહજ સરખું, જે પ્રાગે પોતાનાં ઘડ્યાં. ૭
જેમ અર્ણવ ન જાયે ઉછળી, જો નવશેં નવાણું નદી ભળે;
સિંધુ થયો સલિતા સ્વરૂપે, તે માટે બાધી ગળે. ૮
તેમ માયાનું આ જગત્ નિર્મ્યું, કાળ યોગે સર્વથા;
પરમાત્માને વતરેક કારણ, તેની કથામાં નાવે કથા. ૯
મ્હાલે માયા અનન્ત રૂપે, પણ અલ્પજ્ઞને ભામે ભલી;
જેમ બાળકીનાં ધધીંગલીયાં, રમે અનંત પ્રકારે એકલી. ૧૦
કહે અખો સહુકો સુણો, જો આણો માયાના અંતને;
તો આપોપું ઓળખો, ને સેવો હરિગુરુ સંતને. ૧૧

## પદ ૨ જું–રાગ આશાવરી.

માયા પીડતી જાણી પરબ્રહ્મને આરાધીએ, સાધીએ સ્વામિને ચિત્ત પૂરે;
સદ્ગુરુ કેરડાં ચરણ આદર કરી, માર્ગ ઝાલીએ મનસું રે. મા૦ ૧
મનકર્મવચને ગુરુ તે ગોવિંદ ખરા, ભિન્ન ન આણીએ ભાવ બીજે;
જાતને વરણ આશ્રમ અધ્યયનનું, માન મૂકી બ્રહ્મરસ પીજે. મા૦ ૨
જેમ અગ્નિને સંગે શીત વ્યાપે નહીં, જ્યોતિ દેખાડે ને તિમિર ત્રાસે;
તેમ સદ્ગુરુ પ્રતાપે પરબ્રહ્મને ભેટીએ, માયારૂપિયું ઘેન નાસે. મા૦ ૩
જ્યમ કાષ્ઠ આવી પડે વહ્નિજ્વાલા વિષે, તે દારુક ટળીને તે અનલ થાયે;
તેમ અનન્ય આરાધના જે કો કરશે અખા, તેમની માયા ફરી ચરણ સાંયે. મા૦ ૪

× × × ×

## કડવું ૧૦ મું.

વિરહવૈરાગ્યે જેનું મન તપેજી, કંએરંએ માંહે તે નર હરિ જપેજી.
સદ્ગુરુચરણે આપોપું અર્પેજી, પરબ્રહ્મ રહે ને પોતે ખપેજી. ૧

### પૂર્વછાયા.

પરબ્રહ્મ રહે ને પોતે ખપે, તેનો ભેદ કહું તે સુણો;
તે વચન માને ગુરુ તણું, ને ભાવ ભરોંસો અતિ ઘણો. ૨

ગુરુ કહે રામ રમે સકલમાં, સર્વાવાસ સ્વામિ ભર્યો;
એવું સાંભળતામાં વચન માન્યું, ભક્તિ ઉપર આદર્યો. ૩
તે હરિ હરિ દેખે સકળમાં, જેને જીવ જીવ દેખતો;
હરિ જાણી હેત કરે સકળમાં, પહેલાં જે ઉવેખતો, ૪
હરિ જાણે યકે ભક્તિ થાએ, તેજ ભક્તિ જાણો ખરી;
અણજાણે જે આચરે, તેને દ્રોહ થાએ પાછો ફરી. ૫
સદ્‌ગુરુનાં વચન સુણીને, ભક્તિ જેને ઉપજે;
અચિરકાળમાં તે પામે આત્મા, સદ્‌ગુરુ વચને જે ભજે. ૬
ભાઇ ભક્તિ જેવી પંખણી, જેને જ્ઞાન વૈરાગ્ય બેઉ પાંખ છે;
ચિદાકાશમાંહે તેજ ઉડે, જેને સદ્‌ગુરુરૂપી આંખ છે. ૭
તે દેખે નેત્રે પરબ્રહ્મનાં, પરબ્રહ્મ કારણ માત્ર;
પાદપાણી પરબ્રહ્મનાં, પરબ્રહ્મ દાતા ને પાત્ર. ૮
જળે પરબ્રહ્મ સ્થળે પરબ્રહ્મ, પરબ્રહ્મ સ્વર્ગ મૃત્યુ પાતાળે;
ગિરિ ગહ્વર વનવાટિકા, પરબ્રહ્મ જાળે ને માળે. ૯
પરબ્રહ્મ વિના નહિ ઠામ ઠાલો, એમ દેખે તે ભરપુર;
જિહાં તિહાં દેખે હરિ હરિ ભાઇ, જેનાં પડળ થયાં છે દૂર. ૧૦
કહે અખો સહુકો સુણો, ભક્તિ આવી તે જતને;
એવા શુદ્ધ ભજનને પામવા, તમો સેવો હરિગુરુ સતને. ૧૧

## કડવું ૧૨ મું.

વળિ વળિ કહુ છું ભક્તિ વિશેષજી, જેહ ન દેખે હરિ વિના રેશજી;
પેખે સઘળે હરિના વેષજી, તે જન ન કરે કેહેનો ઉવેખજી. ૧

### પૂર્વછાયા.

ઉવેખ ન કરે કોયનો, એ તો આત્મા વિલસી રહ્યો;
જેને શ્રી ભાગવત ગાયે, ગીતા ઉપનિષદે જેને કહ્યો. ૨
ભાઈ ભક્તિ જે એમ જાણે, જાણીને હૃદયે ધરે;
સ્વામી મારો રહ્યો સઘળે, અહર્નિશ ચિંતન એમ કરે. ૩
ભુવન ત્રણમાં રહ્યો પૂરી, પૂર્ણ સ્વય પરમાતમા;
પોતે તો પિયુજી નિરંતર, પણ ભેદ દિસે ભાતમાં. ૪
મારો રામ રમે છે સર્વ વિષે, એમ હેતે હીસે મન;
હરિ કહે હરિ સાંભળે, ને હરિને સોંપે તન. ૫
નિત્ય રાસ નારાયણ કેરો, દેખે તે અનંત અપાર;
જિહાં તેવો તિહાં તેવો, નારાયણ નર ને નાર. ૬

ગદ્‌ગદ્ કંઠે ગાતે થકે, રોમાંચિત હોયે ગાત્ર,
હર્ષ આંસુ બહુ હેત હૃદય, પ્રેમ કેરુ તે પાત્ર ૭
ખાતો પીતો બોલતો, દેખતો તે સર્વગે રામ,
બંધ્યુ મન રહે તેનું, શિથિલ મમારી કામ ૮
નવનીત સરખુ હૃદય કોમળ, કહ્યુ ન જાયે હેત,
આંખ માંહે અમૃત ભર્યું, હરિભક્તિ કેરુ ખેત ૯
જેમ જારે વળુંધી જુવતી, તેનુ મન રહે પ્રિતમ પાસ,
અહર્નિશ રહે આલોચતી, ભાઈ એવુ મન હરિદાસ ૧૦
કહે અખો સહુકો સુણો, હરિવશ લાગ્યો ચિંતને,
મનન તેને માવનુ, ને સેવે હરિગુરુ સંતને ૧૧
× × × ×

કડવું ૧૩ મું—રાગ ધન્યાશ્રી.

જે નર સમજ્યા તેણે તો એમ લહ્યુજી, આપ વિષેથી આપોપુ ગયુજી,
બ્રહ્માગ્નિમાંહે તે સર્વે દહ્યુજી, મર્મ સમજ્યાથી હતુ તેમ થયુજી. ૧

પૂર્વછાયા.

થયુ તેમ જેમ હતુ આગે, જાણનહારો જાણિયો,
જે ૐકારની આદ હતો, વળી વેદ પુરાણે વખાણિયો ૨
ક્યારે દેખે ધ્યેય ને ધ્યાતા, ક્યારે ધ્યેય રહે ને ધ્યાતા ટળે;
તટસ્થ ઉપન્યુ જ્ઞાન જેહને, એમ સુરત ચળવજે, ૩
ક્યારે ઇન્દ્રિય આરામ વર્તે, ક્યારે વૃત્ય વેણી સૂર્ય છે,
તટસ્થકેરુ એ જ લક્ષણ, જ્ઞાનકેરી તે મૂર્ત્ય છે ૪
જીવન્મુક્ત તેહજ કહાવે, જેહને એહ વૃત્તિ ઉપની,
આકાશવત્ તે રહે સદા, જ્યારે સ્થિતિ તે ઊપની ૫
જેમ મહાજળમાંહે મકર મોટો, તે અંબુ મધ્યે આધો રહે
ઊંચો આવી અલ્પ વર્તે, વળી મહાજળમા જાતો રહે ૬
જીવન્મુક્ત તે યોગીશ્વર, જે એમ વર્તે દેહ વિષે;
જેમ નાગને અંગે જરા પાકી, તે અળગી થઈ રહે નખશિખે ૭
તે લક્ષણ વરણ રે ખરી, પણ અંગથી એકતા ટળી,
તેમ જીવન્મુક્તને દેહ જાણો, જેમ ભુજંગને કાચળી ૮
ઉપનીતી તે સહજ માંહે, અનાયાસે અગથી,
જ્યારે વિરમીને થયો વેગળો, ત્યારે ભિન્ન દીઠી ભુજંગથી ૯
એમ જીવનમુક્તને જાણજો, ભાઈ દેહનો જે સંગ,
છે ને છે તે નથી સરખી, જેમ દૃષ્ટાંત ભુજંગ ૧૦
કહે અખો સદ્ગુરુ સુણો, એમ જાણો જીવનમુક્તને,
એ દશાને દીઠે પામવા, તો સેવો હરિગુરુ સંતને ૧૧

## કડવું ૨૦ મું.

એમ એ નાટક ચાલ્યું જાયજી, જેના સ્વામી તમો પ્રભુ રાયજી;
કૈવલ્ય ઇશ્વર લૌનિક નાયજી, અણછતો જીવ મધ્યે ઉભો થાયજી. ૧

### પૂર્વછાયા.

અણછતો મધ્યે જીવ થાય ઉભો, તે જાય હરિને જાણવા;
નરને ઓઢાયો કેમ કળે, તે હીંડે બુદ્ધિમા આણવા. ૨
જેમ છો તેમ તમે પ્રભુજી, કાયા માયા સ્વે આપ;
બિંબ પ્રતિબિંબ થાયે દર્પણે, તેમ તમારો વ્યાપ. ૩
કૈવલ્ય પદ તમે નિજ સ્વરુપે, ઈશ્વર પદ તે અનંત;
મોટુ સામર્થ્ય માયા કેરૂ, જ્યાં ઉપજે મિથ્યા જત. ૪
તે જતને બહુ કામના, વાસના માટે તે જીવ,
દેહ આસક્તિ તેને અતિ ઘણી, જાણે આયુ વાધે થઇએ શિવ. ૫
તે પિંડને બહુ પરભવે, અને કરે તે દ્દર્મકલેશ;
ચિરજીવી થવા હીંડે, મોટો મન ઉદ્દેશ ૬
ભૂત ભવિષ્યની વાત લેવા, અતિ ઘણા મન કોડ;
ઈશ થાવાની આશ મોટી, સાધે પિંડ મન મોડ. ૭
સિદ્ધિ કાજે તે કરે, અતિ ઘણા ઉપાય;
તેણે અહતા વાધ અતિ ઘણી, તેણે જીવ જાડેરો જાય. ૮
માયા સાધે મન વડે, જાણે એજ પરમાત્મ પદ;
મમતાતણા તેણે પડલ ચઢે, સમ સમ વાધે મદ ૯
એવા પ્રકાર અજાતણા, સાધે તે જીવ અપાર;
નાટકમા નર નાચ નાચે, એમ સરાહે સસાર. ૧૦
કહે અખો પદ મૂળગે, પહોંચ નહિ એ જતને;
મર્મ મૂળગો તેજ પામે, જે સેવે હરિગુરુ સંતને. ૧૧

### પદ ૫ મુ–રાગ ભૈરવ.

મર્મ સમઝ રે મનુવા મેરા, તોમેં સમાસ જગ હોવે તેરા;
મન જગતકા ધારણહારા, મન મુવે મેટિયા સંસારા. મર્મ. ૧
લોક ચૌદ રચ્યા હૈ મનકુ, તાતે મન પાવે બધનકુ;
મન મુવા તબ હૈ મન રામા, એહલોક પરલોકકી મેટી કામા. મર્મ ૨
મન મુવે તે રહે જે મનવા, સો હરિરૂપ જાણીજે જનવા;
કહે અખો રહ્યા નદિ બાકી, જબ ફિકમન મુઝી પરવાણી. મર્મ. ૩

× × ×

## કડવું ૨૮ મું.

વળી વિદેહીતણા કહું ચિન્હજી, જ્યાં નવ પહોચે વાણી મનજી,
જે સ્થળ ન મળે રસણી દિનજી, જે વેત્તા તે તન્મય તનજી ૧

### પૂર્વછાયા.

તન્મય તન તે માટ એણે, તે કહું દૃષ્ટાંતે કરી,
જેમ ભાસ્કર ભાસ્યો તોયભાંડે, પણ ત્યાંનો ત્યાં જોતા ફરી ૨
તે વાર્યમાંહેથી વાયુ જોગે, ડોલતો દીસતો ઘણું,
પણ તરણિ તેમનો તેમ પ્રાય, અચળ મંડળ આપણું ૩
તે તમજલ માંહે તમ ન હોએ, શીતલ ન હોએ શીતથી,
રક્તજલમાં ન હોએ રાતો, પીળો ન હોય પીતથી ૪
તે અશુચી જલમાં ભાસ્યા માટે, અશુદ્ધતા પામે નહી,
વારિ વિષધરમાંહે દીસે, અંતરમાં આમય નહીં ૫
સુરસરિતેશ નીરમાંહે પવિત્ર ન હોએ દિનમણિ
સુધારસમાં ભાસ્યા માટે, અમર ન થાય અહર્ધણી ૬
પાનમાંહે હોય દીસે, પાતાળમાંહે નથી પડ્યો,
અનુગિની પદ એમ જાણો, વિવેક મરણ પરવડ્યો ૭
અર્ક ત્યાં ઉપાધ્ય ન મળે, ઉત્તમ મધ્યમ અવની તણી,
મહાપદનું ત્યાં મહાતમ એવું, જ્યાં પક્ષ ન મળે અન્ય આપણી ૮
વિશેષણ જેટલાં કહ્યાં તે રહ્યાં ભૂનાં બધિર,
વિવેક નાવે વાચ્ય માંહે, અન્વય પદમાં એ ખપે ૯
અનિ આધો લક્ષ વપુ વિના, સમજ્યા સરખો સાર છે,
વિદેહીકેરી વાત મોટી તે શબ્દ કેરે પાર છે ૧૦
કહે અખો સદ્‌ગુરુ સુણો, એ સમજ છે મહતને,
એ અર્થને જે સમજે, તે રહે પાર વેદાન્તને ૧૧

### પદ ૭ મું—રાગ સારંગ.

સંતો બાત બડી મહાપદકી,
શબ્દસાન પહુ નહિ લાગત, એસી સ્થિતિ મેહદકી સંતો ૧
દ્વંદાતીત દ્વૈત સો ભાસત, કહા કહું અભિધકી,
આપ અવાચ્ય વાચ્ય કરી બોલત, અજબ કળા મહાનિધકી સંતો ૨
જહાં કછુ નાહીં તાહિમેં તકીઆ, ઠામ નહિ જ્યાં હદકી,
શબ્દાતીત સુરતકી લગના, ખોજ કરો ચિદ્‌ઘનકી સંતો ૩

---

* મહાશક્તિ

ગ્રાહક ગ્રાહ્ય ગ્રાહ નહિ તામેં, વાણ્ય ખુટી જહાં શ્રુતયકી,
રૂપ અરૂપી આપ અખા હૈ, ગુઝ બડી અગાધ્યકી  સંતો ૪

### કડવું ૨૯ મું-રાગ ધન્યાશ્રી.

જે ઘર ઉપન્યું એવું જ્ઞાનજી, ત્યારે તો થયું સર્વ સમાનજી,
જીવ ઇશ્વરનું પામ્યું નિદાનજી, ત્યાંથી ટળિયું પ્રકૃતિનું ભાનજી ૧

#### પૂર્વછાયા.

પ્રકૃતિનું ભાન ટળ્યું ત્યાંથી, યથારથ જેમ તેમ થયું,
હવે કહું દરશન ખટ જે, અપૂરવ અમથું રહ્યું  ૨
ન્યાય પાતંજલ મીમાંસા વૈશેષિ સાંખ્ય વેદાંત,
એવા ખટ દર્શનના ભેદ કીધા, તે જાણજો તમે સંત  ૩
શૈવ સાંખ્ય ને જગત કર્તા, ચાર્વાક બૌદ્ધ ને જૈન,
એ ઉપદર્શનના ભેદ જાણો, શરીર સંબંધી એહેન  ૪
જટિલ મુકિત માળાધારી, કોઇ કરે ખચન કેશ,
કો વાળ ધરતા શીશ વીંટે, કરે લિંગ શિવ ઉપદેશ  ૫
એ ખટ દર્શન તે મૂલગા, ભાઈ શાસ્ત્ર કેરા નામ
તેના થયા પાખંડ છન્નું, તે ચાલ્યા ગામોગામ  ૬
પાખંડના બહુ કડસુઆ, ગણતાં તે નાવે છેક,
તે મત ભાખે જૂજવા પણ ચાલ્યા ન મળે એક  ૭
એક એક નિંદે એ માહોમાહે, અને પોતાને કહે સાર,
એમ ખટ દર્શન ખટપટે, પણ ન કરે મૂળ વિચાર  ૮
તે ભણી ભણીને ભેદ પાડે, અક્ષર તણી લે ઓટ,
સિદ્ધાન્ત નાવે સમજ માંહે બાંધી રહ્યા ખટ કોટ  ૯
જીએ કરે વાદ માહોમાહે, ત્યારે સહુને પોષે માય,
સમાસ માયા આપે સરખો, હાર્યો કોએ ન જાય  ૧૦
કહે અખો સહુકો સુણો, મત નોહે મહતને,
નિર્દાવે નારાયણ મળશે, જો સેવો હરિગુરુ સંતને  ૧૧

### કડવું ૩૦ મું.

શ્રુતિ સ્મૃતિ તે એમ વખાણેજી, જીવને જીવના કર્મ પ્રમાણેજી,
કર્મ અનુસારે જીવને જાણેજી, એવું સિદ્ધાન્ત અક્ષરે પુરાણેજી ૧

#### પૂર્વછાયા.

સિદ્ધાન્ત કીધો વેદ પુરાણે, કર્મ ને વળિ જીવનો
કહે કર્મ ને જીવ ચાહયા જાય, એ હાડ છે સદૈવનો  ૨

જ્યો પરહી ચાલે આશા, કર્મને કરતાં ડરે,
કર્મ ત્યાં તો જીવ સાચો, એમ જગતમાં પરવરે. ૩
વેદે ચાખ્યો જીવ સાચો, રમન્યે પિંડ પરખ્યો ખરો,
કર્મ ધર્મ આચરણ વખિયા, એમ ગૌરો પ્રપંચ પરવર્યો. ૪
પણ આદ ન કહી જીવની, જે પ્રાય અંત ક્યાનો થયો;
નિયંતા કોણ ને નિમિત્ત શાથી, એવો ખપ કરવો પડ્યો ૫
એ પરપરા કોએ નવ જુએ, અને જુએ તે જન નવ રહે;
જેમ વાયે વાસ પ્રસાય માહોમાહે, વહ્નિ વન આખું દહે ૬
નૈયાયિકનો ન્યાય સાચો, તે ન્યાયે જીવ પરખ્યો ખરો;
તે કર્મ દેખી જીવ દેખે, તે ઈશ માટે ઉચર્યો. ૭
કોએ તે ત્યાં કહે ખરું, ન્યાયવાદી નામ એહનું,
હવે પાતંજલી તે પ્રાણ સાધે, કૃત્ય માને દેહનું ૮
તે દેહ પ્રાણને કહે માયા, કહે જીવ વિના દેહ કેમ રહે;
તે પિંડ દેખી જીવ પરખે, પતંજલી તો એમ કહે ૯
મીમાંસા કહે જો જીવ નોહે, તો સ્વર્ગભોગ કોણ ભોગવે,
પુરજન પ્રાયેજ છે, તો સમારને રહ્યો જોગવે. ૧૦
કહે અખો શાસ્ત્ર સઘળાં, સત્ય થાપે જતને,
નિર્વાણ પદ તો જ પ્રગટે, જો મેળે સદ્ગુરુ સંતને. ૧૧

## કડવું ૩૧ મું.

વૈશેષિક કહે જત વિશેષજી, જત વિના નોહે નાના વેષજી,
એમ તે મને ગુણના લેખજી, કોણે ન હોય જીવનો ઉવેખજી. ૧

### પૂર્વછાયા.

કોએ ન હોય જીવ ઉવેખ જીવનો, સૌ દેખે દેહને,
હવે કહું સિદ્ધાન્ત મોટુ, સાંખ્ય બોલે તેહને ૨
સાંખ્ય સંખ્યા કહે તત્વની, જીવ કેરું રૂપ કહે,
કહે માયા ગમનિત બ્રહ્મ છે, કર્મ ભારને તે વહે ૩
જો માયા કેરો સંગ છૂટે, તો પ્રાય શિવ છે તે મત;
આવરણના વિક્ષેપ માટે, ભોગવે છે આપમત ૪
વેદાંત કહે છે વાત મોટી, એ તો અમત રમે છે આપણી,
કર્તા કારણ વિના એજ માયા, દીસે છે જાતી આવતી ૫
એ તો માયાને માયા કહી છે, કર્મ ફળને જીવ અજ્ઞ,
જે જે કર્તવ્ય તે માયાનું, જો ધર્મની બાધે ધર્મ ૬

એ મલ મત ષટ દર્શનનુ, શાસ્ત્ર કરુ કહિયુ હદે
પણ અરવાચી તેના ઉપાસક, તે તો મનના મત બહોળા વદે ૭
જીવ થાપ્યો મત ગવળે, પછે આચરણ જુજુઆ આચર્યા,
જીવ રૂપે નાના ભિન્નની, અળગા કો નવ નિસર્યા. ૮
સાધ્ય ને આધ્ય છે પા વસાની, જો ચાલે તો ચાલી ગડે,
વેદાંતને વાત સૂઝે સુધી, જો માયા મુખથી નવ બડે ૯
એક એક માહોમાહે ખટપટે પણ હારદ હેને લહે નહીં,
મધ્યે બેરી માયા મોટી, તે અપત્યત રાખે અહીં. ૧૦
કહે અખો સાદુકો સુણો, એમ સમજ છે મહતને,
એનુ હારદ તો હાથ આવે, જો સેવો હરિગુરુ સંતને ૧૧

## કડવું ૩૨ મું.

સંતનો અતિ મોટો મહિમાયજી, સીજે કારજ સત પસાયજી,
સંતના જશને ગીતા ગાયજી, સાધુ સેવના કારજ થાયજી ૧

## પૂર્વછાયા.

કારજ થાય ને ગેહેન પળાયે, જ્ઞાન યથારથ ઊપજે,
નિર્મળ નેત્ર ને ફરે હરિજન, જો ભાવે સત જનને ભજે ૨
ભાવભાવ ન ઊપજે જ્યાં લગે, તૃષાવંતને જેમ તોયનો;
ભાવ વિના પુથવિ તન જેવો, ન્હાવે નહીં તે તોયનો ૩
ભાઈગતિ વિના રામ નવ મળે, ખરી કીધા વિના ખેપ,
જેમ પિપાસા જાયે પાન કીધે, શું હોય કીધે જલ લેપ ૪
ભાવઆદર વિણ આવે નહીં, સ્વયં આત્મારામ,
સંતને સેવી કામ સાધો, સુખે પામો નિજધામ ૫
સતસંગ કીધા વિના જન, જેવો વનનો હોય પશુ,
ઊપજે ખપે તે વનનો વનમા, તેને વસ્તિનુ નહિ સુખ કશુ ૬
સંતસંગે સર્વ સમજે, પશુ ટળી થાય પાત્ર,
સત કૃપાદૃષ્ટિ કરે તો, નવપલ્લવ થાય ગાત્ર ૭
કામ ક્રોધ લોભ મોહ તાપે, બળી ગયા જેહના મન,
તે જીવને શાદો થવાને, સંત તે પરજન્ય ૮
મમતા નાગણીએ જેતર્યા, જીવ ચઢ્યા નાગને હાથ;
તેને સંત કૃપાદૃષ્ટિ કરીને, કાપી મૂકે નાથ ૯
જેમ કેસરી કેરા ગંધથી ભાઈ, કરિ પલાયે કોટ્ય
તેમ સતકેરા શબ્દ સુણતા, બંધન જાય ભવકોટ્ય ૧૦

કહે અખા એ મર્મ મહોટો, કહવાનો છે જતનેં,
જીવન ત્યારે જીવ એમે, જ્યારે મેવે હરિગુરુ મતને ૧૧

### પદ ૮ મું—રાગ બિહુડો.

હરિ હરિજન આળગા કરી ના ગણો, સંત મેલ્યા તેણે સ્વામિ મેલ્યા,
નિર્ગુણ બ્રહ્મ સગુણ મત જાણવા, જેમ વહ્નિથી તેજતત થાય દીવા હરિ
અગ્નિથી દીપ થાય મત આદર ન્ય, દીપથી દીપ તે થાય સહેતો,
તેમ જ્ઞાનિની મૂર્તિ તે જાણો ગોવિંદની, તદા ભગવાન એ જ વહેશે હરિ
દૃષ્ટિ ઉપદેશ આપે મોહોટી કળા જે થકી જનના તાજ મીન્ટે,
મેરના સુખ તેથે અનિશે થાય, જે સદ્ગુરુકેર મન રીઝે હરિ
પ્રત્યક્ષ રામ તે તત્ત્વવેત્તાવિષે, જેમ કુંડવિષે નક દિસે,
મન કર્મ વચને સંત ભજશે અખા, તેનું દ્વૈત દેખી મન નહિજ હીસે હરિ

### કડવું ૩૩ મું—રાગ ધન્યાશ્રી.

સતસંગ કીજે વળી વળી જનજી, તો અનુભવ વાધે આવે દિનદિનજી,
માયા ઉપરથી ઉતરે મનજી હરિસું ટળશે ભિન્નાભિન્નજી ૧

### પૂર્વછાયા.

ભિન્ન ટળે વસ્તુ મળે, મોટો મહિમા હરિજનનો,
ચૈતન્યસાગરમાંહે ભેળે, અધ્યાસ ટળે આ તનનો. ૨
જોમે જીવિતન્ય સંતજનકેરું, ભવમાહે તે અસ્ત,
સુખદાયક તેને તોય સહુકો, જેને સંત માથે હોય રસ્ત ૩
સંત આપ સરીખો કરી મૂકે, એવી તે સંતની પ્રીત્ય,
જેમ વેહેરો ન કરે વરસતાં એવી છે ઘનની રીત્ય ૪
સિંચે સરખા સુજનને, તેણે ફળે તે ભાર અઢાર
હરિ હરિ તે કરી મૂકે એહવી સંત ભગત સાર ૫
સૂકે જવાસો તેણી રતે તો મેઘનો શો વાંક,
પજન્ય તોય પાય ઘણું, પણ પી ન શકે એક ટાંક ૬
એ અસત મત ભગત રે, તેને ન લાગે રંગ,
મેલી ન દે એ માયા મધ્યથી, જેમ તેમ પાડે ભંગ ૭
જેમ તન કુસુમે કરી વાસિયે તેણે સમજે તે લાગે વાસ
તે મધ્ય આવે કાંકરી, તેને ન લાગે પાસ ૮
જેમ સલિલ મધ્યે શિલા રહે, તેને અંતર ન ટળે આગ્ય
તો નીર તેને શું કરે, ભાઈ, ભેદવા નહિ જાગ્ય ૯
જેમ ચંદનને ગંધે કરી, થાએ ચંદન આ પલાશ
પણ ગાંઠ હોએ હૃદે વાંસને, તેને લાગે નહિ વાસ ૧૦

કહે અખો હરિકૃપા હોયે, તો સમુ પડે તે જતને;
દોષદર્શન નવ હોએ, જે સેવે હરિગુરુ સંતને. ૧૧

## કડવું ૩૪ મું.

સંત સગત કરતા વિલંબ ન કીજેજી, જેમ તેમ કરીને હરિરસ પીજેજી;
મહાજન સંગે કારજ સીજેજી, વસ્તુરૂપ થઇને તો છવીયેજી. ૧

### પૂર્વછાયા.

વસ્તુરૂપે થઈ છવિયે, તે કળા આપે મહંત;
તત્વ સઘળાં એમ દિસે, જેમ પટવિષે રહે તંત. ૨
જેમ છીપને રત ખરી ઊપજે, તો ઉપર આવે જલમાંહેથી;
તેની સુરત્વનો તાણ્યો પરજન્ય, તે આવી વરસે કયાંહેથી. ૩
તેનાં મુખ વિકસી રહે, લેવા કાજે બિંદને;
તો મુક્તા નીપજે મહા મનોહર, તે પામે નિજ આનંદને. ૪
જે મેહેરામણથી બ્હાર નાવે, તે ત્યાં ઠાલી રહે ખરી;
તેમ હરિગુરુ સતને જે ન સેવે, તે ન પામે નિશ્ચે હરી. ૫
તેજ જળના બિંદુ બીજા, પડે અહિના મુખ વિષે;
તેહ હલાહલ થઈ નીવડે, તેણે મૃત્યુ પામે જે કો ભખે. ૬
સતવચન તો કહે યથારથ, પણ વાકુ ગ્રહે ખલ બુદ્ધવડે;
પણ પાત્ર યોગે ભલો ભુંડો, જ્યમ ક્ષેત્રનો વેહેરો પડે. ૭
નિર્મલ બુધ્યે સત સેવીએ, તો ઉપજે નિર્મળ જ્ઞાન;
મનસા વાચા કર્મણાએ, રાખો હરિવિષે ધ્યાન. ૮
જેમ કુર્મી મૂકે ઈડાને, તે દૂર જઇ ચારો કરે,
તેની સુરત્વ સરખી રહે માંહોમાંહે, તો અપત્ય ત્યાંથી ઉછરે. ૯
વણ સેવે સેવાય બાલક, જો કૃપા આવે ગુરુ તણી;
તેમ સલક્ષણાને મળે શ્રીહરિ, જેનું મન વળે ગુરુ ચરણભણી ૧૦
કહે અખો સહુકો સાભળજો, એ કહું છું બુદ્ધવંતને;
જે સુણતા માહે ઝડપે વચનને, તે સેવે હરિગુરુ સંતને. ૧૧

## કડવું ૩૫ મું.

સત સેવે તે સર્વ સુખ પામેજી, મન ન લાગે બીજે ભામેજી;
જન્મ મરણ ને સુખ દુઃખ વામેજી, જેમ જળ ઢળી આવે નીચે ખામેજી. ૧

### પૂર્વછાયા.

જેમ નીચી ભોમે જળ ઢળી આવે, નિદા ખામા માટે રહે ભર્યું;
તેમ રામ હૃદયમાંહે વસે, ગુરુગોવિંદે ત્યાં ઘર કર્યું. ૨

જન્મ મૃત્યુ ને દેહ કર્મ, ગુણ નથી કાંઇ ગ્રાય;
મંત્ર યંત્ર ને પૂજન યાજન, વંધ્યાસુતની કાય. ૭
દાતા ભુક્તા દેશ કાળ કર્મ, ફળ સર્વે જાણો એહ;
થયું નથી તેનું થાય સ્યાનું, એ તો મિથ્યા નરનો દેહ. ૮
ભાઇ વસ્તુ વિષે કાંઇ એ નથી, એ તો અણુછતુ થાય રહે જાય;
શિવ તો તેમનો તેમ સદા, જેને લિંગ નહિ ગ્રાય. ૯
જેને ગ્રાહ્ય ગ્રાહક ભાવ નહિ, અન્ય વિના ગ્રહે તે કોણ;
આરોપણ એ વિશ્વ સઘળું, એ તો સ્ફુર્યા છે ત્રણ ગુણ. ૧૦
કહે અખો એ વસ્તુ વિચારે, ન મળે કાંઇ સ્થલ જંતને;
જેમ છે તેમ એ શિવ સદા, નિજ સ્ફુરણ મહંતને. ૧૧

### પદ—રાગ મારુ.

એ ચિદ્ જ્યુંકા ત્યું સદાઇ, જિહા આપાપર ન મિલે અહર્નિશ;
બેહદ હદ ન કહાઇ, એ ચિદ્ જ્યુકા ત્યુ સદાઇ. એ ચિદ્. ૧
દ્વંદ્વાતીત આપ નિર્ગુણ સગુણ, એ સબ કહેવે તાઇ;
આપાપર બિન રમત નિરંતર, નહિ પંચભૂત ન કાઇ. એ ચિદ્. ૨
જાત અજાત નહિ તિહા રેહેની, ગપાસક્ત નહિં આઇ;
થોભણ થોભ સ્થલ બિન સ્થિરતા, ના ઇચ્છક ઇચ્છાઇ. એ ચિદ્ ૩
જ્ઞાતા જ્ઞેય જ્ઞાન બિન જા ઘર, જિહા પહોચત નહિ ગિરાઇ;
લક્ષાલક્ષ અખા જિહા નાહી, સદા સદોદિત સાઇ. એ ચિદ્. ૪

## II અનુભવ બિંદુ.

### કુંડલિયા.

પરમ ધામ પરમાત્મ હરિ, પ્રથમ કરું પરણામ;
પરમ જ્યોતિ પરબ્રહ્મ સદા, જ્યા નહિ રૂપ ને નામ;
ત્યા અણુછતો થૈ પરણુમુ, વર્ણવું વાક્યવિલાસ;
જ્યા મન વાણી પહોચે નહીં, ત્યા શુ કહી સ્તવે દાસ,
નિર્ગુણમા ગુણ અણુછતા, આરોપી અખે ઓચર્યું;
સત્ય સત્ય પરમાતમા, હું નહિં એવી સ્તુતિ કરું.

### છપ્પય.

નિર્ગુણ ગુણપતિ નામ, ધામધર ગુણને આળે;
સ્તુતિ અંબરાતીત, દ્વૈત નિર્લિંગી નરાળે;
ત્યા આરોપ્યા ગુણ ઇશ, શિશ ઢળે જેને ચમ્મર;
નિકટ રહે અષ્ટ સિદ્ધિ, નિદ્ધિ નવ ને બહુ અમ્મર,

સુર વીણાધર તે ચંદ્ર, ચિદ્દશક્તિ મહા સરસ્વતી;
જમલો જાણી અખો ભજે, સર્વાતીત સર્વનો પતિ. ૨

અનુક્રમે કહું એહ, જેહ છે પ્રપંચ પારે;
તત્વમસિ પદ જેહ, તેહ કહું વાણી ઉચારે;
કૈવલ્ય ઈશ્વર જીવ, ભેદ કહું વિવિધ વિચારે,
અંબરવત્ મન થાય, જાય ગુણ તત્વજ ધારે;
જ્ઞાન ભક્તિ વૈરાગ્યધર, બોલે અખો વાણી અમળ;
એ ભાષા બ્રહ્મવિચાર વિધિ, સમજે તો નર જળકમળ. ૩

જાણીને જગદીશ, શીશ સદ્ગુરુને નામી;
અવસર છે આ વાર, સાર શ્રીપતિ ભજ સ્વામી;
તે જાવું નથી દૂર, ઊર અંતર અવલોકી;
ટાળ અસત્ અહંકાર, ચાર ગ્યળ રહો ઇ રોકી;
ચરણકમળ ગુરુ દેવનાં, સેવતાં સહુ હરિ મળે;
જેમ અર્કતણા ઉદ્યોતથી, અખા અંધકાર સેજે ટળે. ૪

મહાપદ તેજ મહંત, સંત ગયાણા જાણે;
જ્યાં લઘુબુધનો નહિ લાગ, વાક્ય વિચિત્ર વખાણે;
મનસા વાચા કાય, પાય વણ પંથ વિચરવો;
સુગરો જાણે સંચ, પંથ પર અનુભવ ધરવો;
લિંગ ચતુષ્ટય વિણ અખા, ચિદ્યોનિ ચોદિશ ભર્યો;
નિરાલંબ નર નાગ સુર, અલગ રહ્યો સત્ આવર્યો. ૫

નહિ તેજ ને તોય, હોય નહિ અવની વાએ;
આકાશથી આઘું જેહ, નિગમ ત્યાં નેતિ ગાએ;
ત્રિગુણ નહીં ન શૂન્ય, પુણ્ય નહિ પાપ ન ધારે;
રક્ત પીત નહિ શ્વેત, શ્યામ નહિ નીલ વિચારે;
ગતિ અવગતિ તે ત્યાં નહીં, તો કહો વિચાર કે પેર વદે;
અંબરવત્ તે ઈશને, ઓળખ અખા સદ્ગુરુ હદે. ૬

દેશ વિદેશ ન ભાત, જાત નહિ વર્ણ વિચારે;
દશ પટ અષ્ટ ને એક, છેક પરપંચની પારે;
ભાનુ ભવન મુખ્ય વાસ, ઉજ્જ્વલ અંબરથી આપે;
એ જગત જાળ જંજાળ, કાળમાયા શિર ચાપે;
આપ અંબુઅંબુજ વિધે, અલગ રહ્યા જગથી અકળ;
સહેજ વિલાસ શ્રીહરિતણો, સમજ અખા નર્યો સકળ. ૭

મહાપદનો એ મર્મ, ચક્ષ્મ વિણ ચિદ્દમા દીશે,
અવલોકે બહુ લોક, જેમ મુખ વિના અરીશે,
જેમ દીપકનો એક દેહ, તેહથી થાય અનતા,
તેમ વસ્તુ વિશ્વ ઉત્પન્ન, અન્ય નહિ આપ નિયતા,
લોક ચૌદ લગી વિસ્તર્યું, અંબર આખુ એમ લહ્યુ,
અખા આપ વિસ્તાર વિધ, જગત્ ભેદ જાણી કહ્યુ ૮

હવે અવનીનો કહુ અર્થ, વૃથા રખે અવસર ખોતા,
મેહેલે જે સમજાય, કાય મન સ્થિર કરી શ્રોતા,
ભૂત ભુવન વૃક્ષ ધાત, સાત વાસનાદિ રૂપે,
સ્થાવર જંગમ જાત, ભાત સ્થૂલ સૂક્ષ્મ અનૂપે,
સુર નર નાગ વૈકુંઠ લગે, દૃષ્ટે દીસે જે સહ,
અખા અવની એક તેમ, આત્મા વ્યાપી રહ્યો બહ. ૯

વળી કહું એક દૃષ્ટાંત, શાંતિ મન સુણતા પામે,
પુરષે કરિયુ શયન, ઘેન જેમ જાગ્રત વામે,
વધ્યો સ્વપ્ન સંસાર, પારણે પોઢ્યો ગાજે,
હય હસ્તી નહિ પાર, ચાર પ્રિય પુત્ર બિરાજે,
લક્ષ કોટિ રૂપે અખા, જત જેમ એક વિસ્તર્યો,
સર્વાતીત એમ આત્મા, એ પેરે સભરે ભર્યો. ૧૦

જેમ વારિધિ કેરું વારિ, સકલ દિશામા ચાવે,
પૃથ્વીપર પથરાય, વનરાજી સહુ ફૂલે ફાવે,
ઉગરતુ રહે અંબુ, સર્વ ફરી આવે ઠાગે,
તે નામ નદીનુ ધરાય, નહાય સહુ મહિમા ભાળે,
ગર્વભરી ગાજે અખા, સરુ ન વહે સરિતા સહી,
જેમ સાગર તેમ શ્રીહરિ, વચ્ચે જીવનદી થઇ હુ વહી ૧૧

જીવ થતા જંજાળ, કાળ માયાવશ પડિયો,
પિતૃઋણ ગ્રહ દેવ, સેવની વણજે જડિયો,
ધન, દાગ, સુત, માત, તાત જીવિકાવશ વરતે,
અધિક ન્યૂનતા જોઇ, તોય છૂટે નહિ મરતે,
અણસમજે અહમેવવશ, મર્મ ન સમજે મદમતિ,
પ્રપચ માહિ પચ્યો અખા, જેમ સર્પપગે વણસે દધિ ૧૨

અકસ્માત ઉછાળી, કાળ જોગે દેહકરણી,
જેમ આત્મા ઉદ્યોત, જ્યોતિ મધ્યે આવરણી,

જ્યારે ઉપજે ભાવ, સાવ સ્વતંતર થાવા;
પ્રગટે ભક્તિ વૈરાગ, માગ જડે નિજ ઘર જાવા;
ચરણકમલ ગુરુદેવને, શરણ જતાં ચિદ્ ઉપજે;
સદ્ગુરુ પરમ શુદ્ધ શોધતાં, અખા પામી લે વર વિજે. ૧૩

સાન સમી કહે, સંત, જંત હરિ દેખે જમલો;
ઉજ્જ્વલતા જેમ થાય, જાય જો કાળશ કમળો;
અહમેવવર્જિત અંગ, લિંગ લીન થાએ લેખે;
સમી જાય સકળ વિકાર, પાર મન પામે પેખે:
આલોચે અંબર વિષે, લીન થાય લક્ષે કરી;
જંત જાય નિજ આલયે, અખા જાળ સર્વે પરહરી. ૧૪

જેમ વર્ષા ઋતુ જાય, શરદ ઋતુ રુડી દીસે:
દામિનિ દોડી પળાય, વાય મન હળવા હીંશે;
ચોદિશ ચમકે ચંદ, દ્વંદ બહુ મનનો ભાગે;
તેમ ભાગે ભવભ્રાંતિ, કાંતિ જેમ દ્વિતીયા આગે;
વિમળવપુ હોય વારિ, ચતુર્લિંગ દેખી લહે;
ચિદાકાશ ચિન્મય અખા, ધ્યાતા ધ્યેય સમરસ રહે. ૧૫

જેમ દીપક તે વહ્નિ, વહ્નિ દીપક નહિ હોએ;
તેમ સેવક સ્વામી જાણ, વાણી કહેવાની હોએ;
જેમ સૂરજ ને કિરણ, ચરણ સન્મુખ જેમ દેહે;
તેમ છે આ વ્યવહાર, પાર જડે જુવે તેહે;
જીવન્મુક્ત કહેવાય અખા, વચન ન લાગે તે ગ્થળે;
ગુરુ ગમ્યે આલોચતાં, સેહેજપણે સર્વે કળે. ૧૬

કમાથો કમાયે જાય, કાંઈ નહિ કશો જ કેહેવા:
વચન તિહાં ન સમાય, જાય કોણ કેને લેહેવા;
ક્યાં છે તે વણુ ઠામ, ધામથી દૂર કે નેડો.
ક્યાં છે ઉંચ કે નીચ, ક્યાં છે મધ્ય કે છેડો;
કંઈ અવકાશ નહિ તે વિના, અધિક ન્યૂન નહિ શું કરું;
પોથી શું કાઢું અખા, શામાં શું શાની ભરું. ૧૭

કેનો કહું હું મર્ત, તર્ત જો ઝંખિત દેખું;
કેનો કહું હું સ્થૂલ, મૂલ જે સૂક્ષમ પેખું;
કેને કહું મહાભાગ, લાગ નહિ દીણો કેવા;
કેને કહું હું નીચ, ઉંચસ્થલ નહિ કોઈ રહેવા;

વેત્તા વિણ વિજ્ઞાન વિના, કોણ અખા કેને કહે;
જ્યાં નહિ શબ્દ ઉચ્ચારવિધિ, ચિદાકાશ ચિદ્‌માં લહે. ૧૮

નહિ લેનારો કોય, હોય નહિ દિલમાં ધરવા;
એવું અચરત એહ, છે નહિ પંથ વિચરવા;
જ્યાં નહી શબ્દોચ્ચાર, સાર છે ત્યાંહાં સરખા;
ઉપાય ઉપાંતર નહિ, તહા છે કોઈકે સેવા;
આપ મરતાં એ અખા, સેહેજે સહજ શરાઇએ;
લેખે લિંગ લાગે થકે, વણ બોલે શું ગાઇએ. ૧૯

જેમ રૂદન કરે રણમાંય, ત્યાં કોને કો વારે;
તેમ જાણવાં કર્મ, ધર્મ સહુ અર્થજ સારે;
તિમિર ભરીને પાત્ર, ચકી જન રહ્યો ઉલેચે;
જેમ કુસુમઆકાશ, તાસ લહી ઘરઘર વેચે;
તેમ અધ્યાતમ જ્ઞાન વિના, કૃત્ય સકલ જાણો અખા;
મન્દમતિ માની રહ્યા, કરતા દીસે પખપખા. ૨૦

કે કર્તા દીશે ગાન, તાનને સાધન માને;
કે વર્ણાશ્રમઅભિમાન, વાન અસમંજસ ભાને;
કોય સાધે અષ્ટાગ, સાંગ કાયાકૃત જાણે;
કોય કરે પૂર્વજ દેવ, સેવ અધિકતા આણે;
એ સર્વે કાયક્લેશ છે, મનમલીનતા એ સહી;
અખા તક્રના પાનથી, અંગ તાપ ઉપજે નહીં. ૨૧

કે ષટદર્શનના જ્ઞાન, વાન જિહ્‌વાની અગ્રે;
કે ઇશ્વિર થૈ પૂજાય, ગાય જસ નગ્રે નગ્રે;
કોય કવીશ્વર થાય, પાય પૃથ્વીપત લાગે;
કોય થાય દાનેશ, ઈશ કર્ણાદિક આગે;
તિહાં લગી જાણો અખા, ન સમી સઘળી વાસના;
લિંગનું ભંગ થયા વિના, સર્વે મનની ઉપાસના. ૨૨

ભૂત ભવિષ્યની વાત, સાત કોય કેને આસે;
કો કહાવે ત્રિભુવન નાથ, હાથ મુખ બીડી ધાસે;
કોઇક સુર તેત્રીશ, ઈશ ને અજ દેખાડે;
કો કરે મોટી કાય, અંડ કટાહજ ફાડે;
તોએ તે જાણો અખા, માયાએ મર્કટ કર્યા;
વાસના દોરી કંઠમાં, કાળ નાટ્ય સાથે ફર્યા. ૨૩

માટે જન તું જાણ, વાણિ લે વિવિધ વિચારી;
તે નહોય કવિત ને ગીત, દ્વૈતનું મૃગ સંસારી;
જે કાપે નિજ અંગ, ભંગ કરે ચતુરૂ દેહનો;
તે છે ખાંડું એહ, છેહ જે જુવે તું તેહનો;
ગુરતણિ દષ્ટે જોતાં અખા, ઘેન તે સઘ વામિયે;
આત્મનણું જે પારખું, તે ખાંડ શું ખાતાં પામિયે; ૨૪

સર્વે માયા જાણ, આણ મન મૂળગે ઠામે;
આપથી બીજું તેજ, વિઘન રે છે નિજધામે;
જેમ રાજપુત્રનો ન્યાય, ઉપાય ત્યાં તેમજ કરવો;
જ્યેષ્ઠ કનિષ્ઠ ભ્રાત, તાત લગ વાંછે મરવો;
તે માટે અભ્યાસ તું, કરી લે અખા એ વિધે;
દ્વૈતતણો આયાસ છે, તે ટાળે તમ કે વિધે; ૨૫

જો દેખે ત્રિભુવન ઇશ, તોય વિષ વિશ્વા માયા;
જો દેખે સિદ્ધિવંન, અંત નહિ અમર કાયા,
જો તું દેખે સ્વર્ગ, વર્ગ જાણે માયાનું;
ઉત્તમ મધ્યમ વાત, શાત એ કૃત કાયાનું
પસર્યું સર્વ મંડલ જે, મને માન્યું મિથ્યા થશે;
અખા એજ આલોચતા, સૂરત સહજ તનમાં હશે. ૨૬

મોટા મંદિર બહાર, ચાર દિશ કાચો ઢાળ્યા;
નીલ પીત બહુ રંગ, ઢંગના ભેદો ભાળ્યા;
ઉગ્યો શશિ કાં સૂર, દૂરથી અતિશે ઝળકે;
દેખાડે બહુ રૂપ, ધૂપ વિવિધ પેર ચળકે;
અખા ઉપર અવલોકતાં, તહાં તેમનું તેમ છે;
તેમ ત્રિલોકી જાણજે, એક વસ્તુ વડ એમ છે. ૨૭

નવ ભૂલીશ તું ઘાટ, નાટ સૌ જાણે ખોટું;
પિંડ તેવું બ્રહ્માંડ, છાડ સૌ ન્હાનું મ્હોટું;
સૂક્ષ્મ તેવું સ્થૂળ, સ્થૂળ સૂક્ષ્મ નહિ અંતર;
નારી કુંજર ચીર, ધીર થૈ જુવે પટંતર;
પૂતલી જોતાં બહુલતા, પૂતલિકા દષ્ટે પડે;
દમતી તેમ વિગટ અખા, દિસે બહુલતા એ વડે. ૨૮

એથી આઘો ચાલ, ઘાલ ઠામ આપજ ખાવા;
થૂલ પિંડ બ્રહ્માંડ, છાંડ નથી કો ગાવા;

જીવ ને ઈશ્વર દોય, કોય નથી એણે ઠામે;<br>
સ્ત્રી કુંજર દષ્ટાંત, જંત ઈશ્વરને ધામે;<br>
કેવલ્યતામાં કોઈ અખા, બુદ્ધિ બળ પહોંચે નહીં;<br>
એ સ્થૂલ સૂક્ષ્મ દષ્ટાંતને, કોઈ ધીમંત શકે ગ્રહી. ૨૯

જેમ પર્વતની મોઢ, દિશે તેની તે મારે;<br>
કોશ દશ વીશ હોય, તોય નિકટ એમ નારે;<br>
તે વડે દીસે તેહ, એહ પરમ પરિબ્રહ્મ;<br>
નહી બોલવા લાગ, પાગ જ્યે નહિ કર્મ;<br>
તું એવું જાણી રહે અખા, લિંગ ભંગ સહેજે હશે;<br>
અન્ય ઉપાય જંજાળ છે, તે ટાળ્યે પ્રૌઢું થશે. ૩૦

સાધન સર્વ વિચાર, બુદ્ધિથી જોને શોધી;<br>
હું તુ નહિ તેહ નહિ, નહીં ધર મૂક વિરોધી<br>
ગુર થા તારો તુજ, બીજો નથી કોઈ ભજવા;<br>
બાહ્ય સુરતને ટાળ્ય, વાળ્ય અંતરમા સેવા;<br>
જેમ છે તેમનું તેમ અખા, થયુ ગયુ કાંઈ નથી;<br>
આપે આપ આનંદઘન, સ્વસ્વરૂપ જોયુ નથી. ૩૧

એ અનુભવ પરમાણુ, જાણી જે રાખે હૃદિયે<br>
સમઝતા સમજાય, જાય નિશિ અર્કને ઉદિયે;<br>
એ અનુભવ ભાખ્યો ઈશ, શીશ નામી પૂછ્યુ ઉમિયા;<br>
એ અનુભવ કહ્યો વશિષ્ઠ, તુષ્ટ થઈ રઘુપતિ બનિયા;<br>
એ અનુભવ શુકદેવને, જનકે વિદેહે ભાખિયો;<br>
એ અનુભવ નારદે અખા, વેદવ્યાસ પ્રતિ દાખિયો. ૩૨

એ અનુભવ કહ્યો સોહમ્,* બ્રહ્મ સનકાદિક પ્રીછ્યા;<br>
એ અનુભવ કહ્યો કપિલ, દિલ દેવહુતિ ઈચ્છા;<br>
એ અનુભવ કહ્યો વેદ, ભેદ જે ચૌદમે કાડે;<br>
એ અનુભવ કહ્યો શુકદેવ, ભેવ જે સુણ્યો બ્રહ્માડે;<br>
એ અનુભવ પરિપૂર્ણ છે, હામ ન હાલું હરિ વિના;<br>
સુર અસુર માનવિ અખા, એ સમજ્યાવિણ નિર્ધના. ૩૩

એ અનુભવ કહ્યો કૃષ્ણ, પ્રશ્ન પૂછ્યું જે અર્જુન;<br>
ગીતા અમૃત પાન, જ્ઞાન ગંગાજલ મજ્જન;

* सोऽहम्

એ અનુભવ કહ્યો ભીષ્મ, ધર્મ પ્રત્યે પર્વ શાંતે;
એ અનુભવ અવધૂત, શિવસુત પ્રતિ એકાંતે;
અખા એજ અનુભવ ખરો, જેણે મહાજન નીપનાં;
લિંગભંગ થયા વિના, સૌ સાધન કાલની સેવના. ૩૪

એક અજાનું દોજ, બોલ્ય ઘૃત નાવે શતથી;
જેમ કુલીનો આહાર, ફાર દીસે બહુ વનથી;
જેમ બદીનો વેપાર, સાર શું ઉગરે તેને;
જેમ ઝાકળની વૃષ્ટિ, અર્થ શું આવે મે'ને;
તેમ અણલિંગી અનુભવ વિના, સાધન સર્વે જે કહ્યાં;
આકનું ફળ શોભે અખા, પણ તૂલ થઇ ઉડી ગયા. ૩૫

પારસનો ધનવંત, અંત જેમ ધનનો નાવે;
તેને વસ્તુ નહિ દુઃપ્રાપ, ખાપ પેરે ત્યમ ભાવે;
જેમ રવિ રથ બેસે કોય, તો તેહ સર્વે દેખે;
જેમ પંખિ મળે લખ કોટ્ય, જોડ્ય નહિ અનલજ લેખે;
તેમ મહા અનુભવ આગળ અખા, કૃત્ય સકળ લેખો નહીં;
પરિબ્રહ્મની પ્રૌઢતા, તે રસના શું શકે કહી. ૩૬

એજ છપા છત્રીસ, ઇશ અજનું છે જીવન;
એજ સુધારસ પાન, માન દેવઅંશીનું પીવન;
તત્વજ્ઞાન ઉપદેશ, લેશ નહિ તેહજ ધારે;
જે હરિનો અવતાર, સાર અહિ તેહજ તારે;
જેમ ઘટ મધ્યે આકાશ રહે, તેમ સંસારી મધ્યમાં;
એ આરોપિ કહે અખો, જો જાણે તો અવધ્યમાં. ૩૭

જણ્યો નહીં કોય જંન, તંન શું કાળું ગોરું;
કોનો કહું તાત માત, જન્મ જ્યાં ન મળે છોરું;
છતે અણછતી વાટ, ઘાટ આવે તો આવે;
વાંઝ્યાતણો સુત જેહ, તેહ છતી રણ ફાવે;
અખા એજ અકથ કથા, સમજુ નર સમજી જશે;
મહા અનુભવ આકાશવત્, પણ એનર સરખો ઉગશે. ૩૮

જે સુણશે નર નાર, સાર વસ્તુ તે સ્હાશે;
બ્રહ્મ દેખાશે જેહ, દેહ ગતી જ્યાંમાં જાશે;
જેમ પવને જાય બરાશ, આડ્ય કીધા વણ ઉડે;
તેમજ બ્રહ્મવિચાર, સાર પામે સત શૂરે;

જે જાણો તે જાણજે, બુદ્ધિમને એમ ઓચર્યું;
નિમિત્ત માત્ર અખો કહે, જે જાણે તેણે કર્યું. ૩૯
આદ્ય અંત્ય ને મધ્ય, બુદ્ધિથી જુવો વિચારી;
તે તે કેવલ્ય બ્રહ્મ, ભ્રમ ન લે નર ને નારી;
એ છપ્પા છત્રીશ, દિસે છે મર્મ નિશાનો;
ચાર કહ્યા ફળ સ્તુતિ, વેપ તે બ્રહ્મદશાનો;
સર્વ મળી ચાલીશ અખા, સમજી જે ઉરમા ધરે;
ચિદાનંદ ચિદ્દરૂપ તે, શ્રીહરિ મુખથી ઉચ્ચરે. ૪૦

## III. From ચિત્તવિચારસંવાદ.

ચિ૦ જારે એકપણું તા કર્યું, તારે ત્રણ કટકે કરિ મળ્યું;
કેવળપણુ તો અદબદ રહ્યું, ત્યા તો કાંઈ ન જાયે કહ્યું. ૧
ઈશ્વર તો બહુ સામર્થ્યવાન, જેનું કર્યું ન જાય વ્યાખ્યાન;
જીવ તો કર્માધિન જ સદા, પરવશ પડચો લિયે આપદા. ૨
એક જ બ્રહ્મ કહે કેમ તાત, ઘાટ બેઠે મળે એકજ વાત;
વિ૦ તાત વાક તો છે તાહરો, મારે ઘાટ બેસે છે ખરો. ૩
પ્હેલા તો તું જીવ વિચાર, તેનું એકપણું નિરધાર;
લાખ ચોરાશિ જીવની જાત, નામ રૂપ ને અળગી ભાત. ૪
એક એકથી બળિયા બળે, કીટ પતંગ ને બ્રહ્મા લગે;
એક બીજાથી બળિયા ખરા, પણ બળિયાથી ન થાય ઊફરા. ૫
જેહયકી જેમા બળ ઘણું, તેટલું તેમા ઈશ્વરપણુ;
જે થકી જે રે બળ હીણુ, તેટલું જીવપણુ તે ખીણ. ૬
પશુઓ ને પંખિડા ઘણા, તેઓમા ભેદ આપ આપણા;
દેવ નર નાગમા ભેદાભેદ, નવાણુ પર્વત દ્રુમ વાણિ વેદ. ૭
સિંધુ ગુરુ તા સરસાઈ ઘણી, એ ઈશ્વરતા જાણી મણી;
વસ્તુમા જેથી જે હીન, જીવપણામા તે આધીન. ૮
જીવને ઈશ્વર સળંગ સદાય, એમાથી કાંઈ અલગ ન થાય;
જેમ અંધારે કીજે દીપ, તેમ ઈશ્વરતા થાય સમીપ. ૯
તે ઉપર જારે પ્રકટે શશી, દીપ જીવનિ હીણતા વશી;
તે ઉપર જ્યાં દિનકર તપ્યો, તહા સુધાકર જીવમાં ખપ્યો. ૧૦
અર્ક મહા તેજે અક્ષપાય, ઈશ્વરતા તા ફીટી જાય;
અંધારે ઈશ્વરના દીપ, જારે ઊગ્યો શશી સમીપ. ૧૧
તા ઈશ્વર થૈ શોભ્યો ચંદ્ર, જીવપણુ પામ્યો દીપ ઈંદ્રિ

જ્યાં ઈશ્વર થૈ અર્કજ તપ્યો, તારે સુધાકર જીવમાં ખપ્યો. ૧૨
તે રવિ જ્યારે રાહુ ગળ્યો, જીવ થયો ને ઈશ્વર ટળ્યો;
જીવપણું તે ઈશ્વરપણું, સમજી લેતાં સારૂં ઘણું. ૧૩
કહે વિચાર ચિત સુણજો તાત, જીવેશ્વર સમજવાની વાત;
સ્થળફેરાં તો બહુ છે નામ, એક પરમ ચૈતનનું ધામ. ૧૪
સમજ્યે નહિ ઉપજે અહંકાર, વણ સમજ્યે માયા અંધાર;

## ન્યાય શાસ્ત્ર સાર.

શાસ્ત્ર મોહું નૈયાયક ઘણું, થયું નીઠ એ મુજ તુજ તણું. ૧૫
તેં પરઠાવ્યાં તત્વ જ ચાર, તે ઉપર સઘળો વિસ્તાર;
જગત્ રૂપ થૈ તું પરવરે, નહિ તો આપ સંકોચન કરે. ૧૬
અણુતણો ભાગ થૈ વીસમે, અરૂપ થૈને સરખો સમે;
વળિ પાછું ચાગ્મે મંડાણ, પ્રેરક માત્ર તે ઈશ્વર જાણ. ૧૭
સ્થૂલ સુક્ષ્મ કારણ એહનું, કારણ તત્ત્વ ગણો દેહનું;

## વૈશેષિક શાસ્ત્ર સાર.

કહે વૈશેષિક તે એમ નથી, બહુ સમર્થ ઈશ્વર મહારથી. ૧૮
તત્ત્વ સામર્થ્ય છે ઈશ્વરતણું, ભારત મુખ્ય તત્ત્વ શિર ધણું;
જે અનાદિ તે પાચે ખરાં, તત્ત્વ જ ઈશ્વર થૈ પરવર્યાં. ૧૯
રહ્યા છ ઇદ્રિ વિષે છ જ્ઞાન, સુખ દુઃખ દેહતણે અનુમાન;
સેપ એકવિશ વિરહિત થયો, તો જ આદિપદ મુકતે ગયો. ૨૦
દેહના સુખ દુઃખ વર્જિત શાંત, મુક્ત થઇને રહે એકાંત;
ન્યાય વૈશેષિકની એક મુક્ત, હવે સાંખ્યની કહું છૌં જુક્ત. ૨૧

## સાંખ્ય શાસ્ત્ર સાર.

પ્રકૃતિ પુરુષ જોગ સદાય, સાંખ્ય કહે છે ચાલ્યો જાય;
તત્ત્વ ભાગ જે પ્રકૃતિ તણો, તે માન્યો જીવે આપણો. ૨૨
ગાંઠ બંધાણી પ્રકૃતિ વડે, તે ત્રિલોકમાં રહિ આથડે;
પાછો તે મૂકે અહંકાર, પ્રકૃતિ પુરુષનો કરે વિચાર. ૨૩
સાંખ્ય યોગ કરિ જાણે યુક્તિ, તે જ સાંખ્યની જાણો મુક્તિ;

## મીમાંસા શાસ્ત્ર સાર.

માને મીમાંસા જીવ સદાય, કર્મ તણે વશ ચાલ્યા જાય. ૨૪
આદ્ય અંત વર્જિત છે જંત, કોઈ કાળે નથિ એનો અંત;

સત્કર્મે જે સ્વર્ગે રહે, દુષ્કર્મે ચોરાશી વહે. ૨૫
સ્વર્ગ ભોગવે માને મુક્તિ, હવે પાતંજળની કહું યુક્તિ;

## પાતંજળ શાસ્ત્ર સાર.

મૂળ પ્રકૃતિનું બૌ બંધાણ, પ્રકૃતિ વડે તારા શશિ ભાણ. ૨૬
પ્રકૃતિ વડે ચૌદે લોક રહ્યા, જીવ સકળ તેમાંહિ વહ્યા;
જીવમાં પ્રકૃતિ જીવ જ તણી, તે જો વધારે ગત્ય આપણી. ૨૭
પ્રકૃતિ પુરષનો યોગ સદાય, જો સાધે તો ઇશ્વિર થાય;
પિંડ બ્રહ્માંડ પવનનો બંધ, સાધે તો અજરામર કંદ. ૨૮
પણ સાધે નિત મરતો ફરે, સાધે બ્રહ્માંડ પોતે કરે;
સિદ્ધિ પામ્યે પામ્યો મુક્તિ, હવે વેદાંતની કહું યુક્તિ. ૨૯

## વેદાંત શાસ્ત્ર સાર.

વેદાંત કહે મહાનિધિ કોય, તો તો જીવની ગમ્ય ન હોય;
કહે વેદાંત શાસ્ત્ર પાચે ખરા, પણ અસંભાવના લે ઉચ્ચર્યાં. ૩૦
વિપરીત ભાવના જ્યાં ઊપજે, તારે રૂપ અનેરું ભજે;
જ્યાં હું કરિ માન્યો સત્ય દેહ, ત્યારે મુક્તિ લેવિ પડિ તેહ. ૩૧
જ્યાં છે સઘળો ચિદ વિલાસ, તો ઉચ્ચરવા નહિં અવકાશ;
તો તે કેને કહું હું કથી, જો આ જક્ત જ પ્રાકતન નથી. ૩૨
વેદાંતે કર્યા એવા લક્ષ, પાચે બોલ્યા દ્વૈતનો પક્ષ;
પાંચેને ઉપનાનો લેખ, વેદાંતે કર્યો તે જ ઉવેખ. ૩૩
વિચાર કહે સાભળ ચિત ભૂપ, મેં ષટ્ દર્શને દેખાડ્યા રૂપ;

* * *

ચિ૦ ઘણી વાતના ગુરુ મેં લહ્યાં, તે તો પરપંચમાહી રહ્યા;
જે વિદ્યા જે ગુરુથી લહી, તે જ કળાનો તે ગુરુ સહી. ૩૪
વેદવિદ્યા ચૌદે પરજંત, જે જે કર્તવ્ય આદરે અંત;
તે વાતોના ગુરુ તે હોય, તેને તેને સેવના મોય. ૩૫
તું સત્ય કિયો રાખે છે ગુરુ, મારું જાણ્યું મેં ઉચ્ચર્યું;
વિ૦ શુણ એકાગ્ર થઈ ચિત વાત, જ્યારે અર્ભક જન્મે માત. ૩૬
પ્રસવતા જ કરે પય પાન, તારેં જે ગુર આપે જ્ઞાન;
તે ગુરુ તો સાથે છે સદા, બીજા ગુરુ તો છે હુદબુદા. ૩૭
ચિ૦ પ્રિય સુન એમ તો છે જ સ્વભાવ, યંત્ર ભેદ ચાલ્યો જાય સાવ;
જો દુમ કેમ પીયે છે નીર, અન્નનીનું શોખી લે સીર. ૩૮
સુક્યા નર માદા કને જાય, સંપુટ બેસી એકઠા થાય;

અંબુજ અર્ક સામું કેમ રહે, એમ સૌ સેજ સ્વભાવે વહે. ૩૯
ભુલીને તું એમ મ ગણીશ, લૂખા લક્ષ પરે રોવીશ;
જે અવાચ્યનો છે જ સ્વભાવ, તે છે ગુરુ સ્વતંતર સાવ. ૪૦
પ્રિય સુત જો ગુરુ એમ જ છેજ, તો અંતરથી કાં નવ હેજ;
બાર ગુર કાં શોધવો પડે, તું કે પ્રાપ્ત હોય સેવા વડે. ૪૧
સેવાયે હોય ગુરુ સ્વરૂપ, તેં તો ગુરુને કહ્યો અરૂપ;
શિ૦ તું તો ગુરને જોતો નથી જ, પણ પ્રત્યક્ષ દીઠો છે હજ. ૪૨
એ ઉપર કહું જે દૃષ્ટાંત, તે શોધે અંશે માને શાંત;
સૂર્ય ધામ કોય જોવા કરે, જોઇ ન શકાય તે આકરે. ૪૩
જેટલાં માંડે જળના પાત્ર, તાં પ્રતિબિંબે રવિ સાક્ષાત;
જ્યારે દીઠો પ્રત્યક્ષ અર્ક, ત્યારે ગયો સંશયનો તર્ક. ૪૪
બિંબ જોવાએ પ્રતિબિંબ વડે, તેમ ગુરુ જોવાએ ગોવિંદ જડે;
તે પ્રતિબિંબ ત્યાં ઝળકે બહૂ, તે માટે ગુરુને ગોવિંદ કહૂં. ૪૫
અર્ક આકાશે પ્રતિબિંબ ધરી, પણ લક્ષ જોતાં એક જ ખરી;
ગુર તે એમ જે રે વ્યતિરેક, તે ગુરુ સદા સ્વતંતર છેક. ૪૬
એમ શિષ્યને દેખાડે આપ, તે સદ્ગુરુનો રાખે થાપ;
બીજા ગુરુ બીજી વાતના, મંત્ર યંત્ર ઔષધ ધાતના. ૪૭
વિદ્યા અવિદ્યાના દાતાર, તેનો શિદને કરજે વિચાર;
એ સર્વે પ્રપંચના ગુરુ, તેનું જોતાં માયાસરૂ. ૪૮
પ્રેરક તેનું છે જ અવાચ્ય, સપના સરખું જાણી રાચ્ય;
કોડી નિશાને દ્રવ્ય તોતખરો, તેનો કે વિકે સઘુકો કરો. ૪૯
પણ દાળ ન નિપજે ગાળ્યા થકે, કોય મુદ્રા પાડી ને શકે;
પરપંચમાં કાજાગરિ વાત, નીપજ નોય તેથી સાક્ષાત. ૫૦
શિ૦ એક પ્રશ્ન સુઝે છે મને, તેં તો ગુરુ દેખાડયો કને;
પણ પરથમ તેં રાખ્યો આપ, જે કરવી ભક્ત સહિ બાપ. ૫૧
હવે તે વચન ક્યાં બેસશે, જે બહુ પિંડે તું કેછે રસે;
નવધા સુધી ત્યાં કહિ ભક્તિ, એક એકની નવનની યુક્તિ. ૫૨
અર્ચન વંદન કીર્તન કરે, પદ સેવન અર્ચન આદરે;
સ્મરણ દાસત્વનો બહુ ભેદ, સખા ભાવને આત્મ નિવેદ. ૫૩
એકાશી સુધી તે લખી, તે તેં કહી પરસી પારખી;
બહુ પિંડે તું આચરણધાર, વેશ ક્રિયાને વિવિધ આચાર. ૫૪
તે તેં શું જાણીને કહ્યું, વસ્તુ વિષે તો કાંઈ નવ રહ્યું;
શિ૦ હવે કહું સાંભળ ચિતરાય, મેં કહિયું તેનો અભિપ્રાય. ૫૫

તુજને જ્યારે પિંડ જ સ્ફુરે, ત્યારે સ્વરૂપ નિશ્ચય વીસરે;
જેમ જેમ બહોળો દેહાધ્યાસ, તેમ તેમ હોય સ્વરૂપનો નાશ   ૫૬
જ્યારે નિજપણુ ગયુ વીસરી, ત્યારે ભ્રમ શ્રેણી ચોરાશી ખરી,
તે નિદ્રા નિર્ગમવા કાજ, ભક્તિ દેખાડી અતરબાહ્ય   ૫૭
જેમ કેને ઉપજે ભ્રમ રોગ, વિકળ થૈ જાય તન મન જોગ,
સ્વાદે લાગ્યો હઠી ખાડ ખાય, તેમ તેમ શ્રથલ ઘણેર થાય   ૫૮
તે પછી નિર્મળ કરવા કાય, તીખા ખારા ઓસડ ખાય,
શાતિમા આવ્યે થાય આરોગ્ય, રસમા પડે તો થાયે રોગ   ૫૯
જેમ કોય બાળક આડે ચડે, શ્વાસ લઇને પૃથ્વી પડે,
તેને આળેહુબે લગાડે માત, ત્યારે કરતો રે ઉતપાત   ૬૦
કર્યું હતુ ઘટાડવા ઉન્માદ, તુ તો કરવા લાગ્યો વાદ,
નહિં નાચ્યા ખુંધાનુ કામ, અંતરમા ઓળખવો રામ   ૬૧
એ ઓસડનુ અજીરણુ થાય, વ્યસને લાગ્યો ક્યાયે જાય,

ચિ૦ સુત જેવારે કરી ભક્ત્ય, પાછી આણુની આતમ વૃત્ય   ૬૨
આઈ ભક્તિ તે કેની ઘટે, આ તો લખાણી ગુણુને પટે,
જેણે પામીયે સ્વામી સદ્ય, એવુ અમુલ્ય વિચારી વદ્ય   ૬૩

વિ૦ હુ કહુ તે દષ્ટાતે જાણુ, અણુલિંગી ભક્તિની ખાણુ,
મેઘવૃદ્ધિ થાનાર હોય ઘણુ, ત્યારે દેખાડે બહુ તેજ પણુ   ૬૪
તપે ઘણુ તેણે પિંડ બ્રહ્માડ, તેણે કળી આવે સઘળે ઝાડ,
બહુ તેજે જળ પરગટ થાય, હરી હરી પૃથ્વી થઈ જાય   ૬૫
એણે દષ્ટાતે જે છે ભક્તિ, આતુરતા ઉપજે અમિતિ,
બહુ તાપે જેમ પ્રગટે તોય, અનરથી હરિ પરગટ હોય   ૬૬
પ્રે વૈરાગ અંતરે અપાર, બાર ન જાણે કોય લગાર,
જેમ ગજ કોઠાની પર થાય, અનર થાક દ્રવ્ય બળિ જાય   ૬૭
તેમ દેહાભિમાન અંતરથી ગળે, રસરૂપ થૈ સ્વામીમા ભળે,
સદા સમવાનો તે ઘટ રામ, અહંકૃત થૈ રયુ રૂપ નામ   ૬૮
અણુલિંગી ગુરુ તેને મળ્યો, ગુરુ રહ્યો ને શિષ્ય તે ટળ્યો,
લૌકિક ભક્તિ તદા નવ હોય, આપે આપની નીપજ જોય   ૬૯
કરવી કહીતી જે મેં ભક્તિ, તેની એમ જાણી લે યુક્તિ,
ગુરુસેવા તે આતમ અધ્યખ, બ્રહ્મ બ્રહ્મ ત્યા રેહે પક્ષ.   ૭૦
જો નીપજે તો એમ નીપજે, બાકી સૌ મન ગમતુ ભજે,
દેહાભિમાન એ મોટો રોગ, જેણે નાચે આતમ જોગ.   ૭૧
સમજવો છે મર્મ ચિત્ત એહ, દળવો છે વાસના લિંગ દેહ;

દેહાભિમાન રહ્યું છે આદી, ત્યારે કશળ રહ્યું ન કદી ૭૨
યા તો છે ટાળ્યાનું કામ, અહં ટળે રહે આતમ ગામ,
જે જાણે તો એમ જ જાણ, મેં તો કે મકર્યું નિર્વાણ. ૭૩

* * *

IV. From ગુરુશિષ્યસંવાદ.

પૂર્વછાયા

શિષ્ય—તત્ત્વ પુરુષ તે કહ્યો કિયા, અને તત્ત્વ તણી કાઈ જાત;
શ્યે એંધાણે ઓળખુ, તેની કયા ચિન્હની ભાત ૧
ગુરુ—તત્ત્વદરશી મહા પુરુષની, નાત નોય નોય વર્ણ;
પરપચ પક્ષે પેખતા, બુદ્ધિ ન પામે ઘર્ણ ૨

સોરઠ

જેમ એંધાણુ જો દેહ તણા, તો તુ ભટકિશ દજિ ઘર ઘણા,
દેહ ધારીને ચિન્હ જ ધરે, મુકી બ્રહ્માડ તત્ત્વ આવો વરે ૩
પરપચને ગોતતા પુત્ર, નૈ પામે જ્ઞાનાનુ સૂત્ર,
સંશય ઉપજે તો વળિ દાખ્ય, એ ઉપર કહુ તુજને સાખ્ય ૪
શિષ્ય જેને શુક જોગી હવા, તત્વદર્શી મહા મોક્ષ પાકવા,
કૃષ્ણ ભોગિમા પ્હેલા ખગ, તત્વદર્શી તે થ્યા ઉદ્ધવ ૫
ગામ જનક તે કેતી રાજ, તત્વદર્શીના કીધા કાજ,
કર્મકાડમા મુખ્ય વસિષ્ટ, તત્વદર્શીમાહી તે શિષ્ટ. ૬
ગુરુ કહે શિષ્ય સાભળ તાત, પાચેની જે વિચારી વાત,
લક્ષ એકને વિચગણુ અવગ, થાય ભિન્ન તે ગુહે સગ ૭
તત્ત્વ નામ તે માટે વીર, જેને લક્ષમા નથી શરીર,
સ્વપ્નમાત્ર જ્યા નથી પ્રપચ, ત્યા તેને કેમ લાગે અંચ ૮
તેહ તણું દુજ કહુ દષ્ટાત, જે તુ મન આણે એકાત,
ગૌર સ્યામ પાડુ વર્ણો પુરુષ, તેની છાયા નોય દેહસદશ ૯
વસ્ત્ર અનંકૃત છે બહુ રંગ, પણ છાયાનુ એક જ અગ,
છાયા તેમ જ્ઞાનીનો લક્ષ, લક્ષણા કરિ ન શકે કોઇ દક્ષ ૧૦

પૂર્વછાયા.

શિષ્ય—મહાનુભાવ મહત ગુરુનો, કરવો જે સતસગ
તેના કાઈ લક્ષણુ નહીં, તો કેમ ભજે પરમગ ૧૧

ગુરુ—સતસંગને કાઇ સીંગ નેહે, યા તે ગૃહવે ચોજ;
મંત શાસ્ત્ર સદગોષ્ટની, જાણી લેજે ખોજ. ૧૨

### સોરઠ.

તે ઉપર દષ્ટાંત અદભૂત, જો કેમ નિપના દત્ત અવધૂત;
તેણે ચોવિશ ગુરુ કર્યા હતા, નિજબુદ્ધિથી ગ્રહેતા જતા ૧૩
વિચાર કરતા લાધી વસ્ત, દ્વૈત સકળ ત્યા પામ્યુ અસ્ત,
યાજ્ઞવલ્ક્ય બ્રહ્મજ્ઞાની હવા, તેણે પ્રતિબોધ કીધા નવા. ૧૪
ભણ્યા વૈશંપાયન સૂરજ કને, શુ બીજા ભણતા નહિ તે કને;
તે માટે શિષ્ય સાભળ વચ્ચ, થૈ મુમુક્ષુ ને ભિડવો કચ્ચ. ૧૫

### પૂર્વછાયા.

શિષ્ય—સ્વામિ કહો છો તજ્જ્ઞને, ચિહ્ન નહી લવલેશ,
પણ ઉદ્ધવ પ્રત્યે ઓચર્યા, લક્ષણ ત્રીશ દેવેશ ૧૬
તે સ્વામી કેને કહ્યા, તે જે લક્ષણ ત્રીશ;
તે વિવિધ વચને પ્રીછવો, જેમ પામુ પદ જગદીશ. ૧૭

### સોરઠ.

ગુરુ—મુમુક્ષુને સર્વે એ કહ્યુ, જેને કાઇ પામવા રહ્યુ;
પણ તજ્જ્ઞનું છે પદ આરૂઢ, તેને અંતર ભાવ ન ગૂઢ. ૧૮
જે જનને ઊતરવુ પાર, નાવ નાવિકને કરે નિર્ધાર;
જ્યારે નર પારંગત થયો, ત્યારે જળનો સાજ ત્યા રહ્યો. ૧૯
મુમુક્ષુને સરવે એ ઘટે, જેનુ મન પામે વા રટે;
વણ પામ્યે નહિ શીતળ હોય, તેણે ઉપાય કરવો સહુ કોય. ૨૦
હવે પદાર્થનુ કહુ દષ્ટાંત, તે ચિત દૈ સાભળજે શાંત;
જેમ લક્ષણ બત્રીશનો જન, તેને પગલે પગલે ધન. ૨૧
સ્વતઃ સિદ્ધ ઉપનો ધનવંત, તેને ભોગ તણો નહિ અંત;
શ્યાને કાજે કરે ઉપાય, રહો ચરણે લક્ષ્મીધર થાય. ૨૨
ભોગે ભર્યો રહે દિનરાત, તે કેમ લહે દરિદ્રની વાત;
તેને દરિદ્ર દીઠું ન સાભળ્યુ, જહા તહા મન ભોગે ભળ્યુ. ૨૩
તે ઉપાય કરે નહિ કશો, ધન દેખી જોએ નૈ ધસ્યો;
એમ પદારથ પદને વિષે, મગ્ન થયો તે અન્ય નવ લખે. ૨૪
તે મન દરિદ્રી નૈ કોય વળી, મહા ભોગે જેની મન ઢળી;
ચિદ્રૂપને ત્યા અન્ય જ નથી, ગુણ તુ મુમુક્ષનું કહું મથી. ૨૫
મુમુક્ષુ તે સાધારણ જન, જેને આતુરતા ઉપની મન,

લક્ષણુ ત્રીશ ધરીને તાત, જેમ તેમ લેવુ પદ સાક્ષાત ૨૬
જે જન જાણે છે સંસાર, હું બંધાણો છૌં નિરધાર;
તે જાણે મન છુટું સહી; વારંવાર એ અવસર નહીં ૨૭
એ અજ્ઞાની કહ્યો ન જાય, જ્ઞાની નહિ જેવો રઘુરાય,
તેને શાસ્ત્રતણો અધિકાર, ગોધીને ઊતરવો પાર ૨૮
સંતતણા લક્ષણ શુણુ તાત, જે અનુભવના થાય સાક્ષાત,
આસ્તા ત્રાણુ હેમ થાય, લક્ષણુ ગ્રહતા બદલી જાય ૨૯
તે માટે એ લક્ષણુ સાર, જે સાધે તે પામે પાર,
પેલુ તે સત ભાષણુ કરે, બીજું ક્ષમા મન માહી ધરે. ૩૦
ત્રીજુ લક્ષણ દ્રોહ બુદ્ધિ ટાળ્ય, ભૂત ઉપર કૃપા કરિ ન્યાળ;
આતમભાવ રુદેને વિષે, સમાન દૃષ્ટે સહુને લખે. ૩૧
પ્રિય અપ્રિય કેને નવ ગણે, સર્વ ભૂતપર કરુણા ઘણે,
ધીર બુદ્ધિ હોએ તે જંન, કામ ક્રોધ પ્રાભવ નહિં તંન ૩૨
લોહુ સુવરણુ ન ગણે લેખ, જેનુ મંન ગળ્યુ છે શેષ,
બાહ્યાભ્યંતર અતિ પવિત્ર, એકાદશ રાખે તે સૂત્ર ૩૩
કોમળ ભાવ રુદે ને વિષે, પ્રાપત ભોગ ઓવે તે ભખે,
નૌકા તે ભવસાગર તણું, રહિત વિકારે મન આપણું. ૩૪
નિષ્કુચન જાણેવા જંન, મુક્તિ સંગે ઇચ્છા થૈ મંન,
બ્રહ્મચર્ય હરિ સેવે સદા, અલ્પ આહાર સંતોષી મુદા. ૩૫
લેલીન હોય દેહે વૈરાગ, જાણે સકળ તત્વના ભાગ,
સ્થિર ભાવે હરિ ચરણે રહે, શીતળ શુદ્ધ અંત કરણુ વહે ૩૬
મનપણુ નહિં અતિ દીનતા, ઉદધી કેરી ગંભીરતા;
મગળ કેરી મન ચાતુરી, પય ગૃહી નીર દિયે પરહરી. ૩૭
ખટ ઉર્મી લોપી નવ શકે, નિરભિમાની સહુ ભૂતને વિષે,
નિજ આતમ દેખે સહુ માય, કલ્પદ્રુમના જેવી છાય. ૩૮
દુઃખ હરે શરણે આવ્યાનું, નિજજ્ઞાન આપે આપ્યાનું;
આતમ સુખ આપે તે સંત, મિત્રભાવ જાણે ભગવત ૩૯
બ્રહ્મભાવ કરુણા મન ધરે, સંગી બાધા અસંગી ફરે,
ફળ નહિ ઇચ્છે હરિને ભજે, અનન્ય ભાવે પામે નિજે. ૪૦
તે સમદર્શી કહાવે જન, જેને રાગ દ્વૈષ નહિ તંન
ઘરમા ન રહે વંન ન જાય, લેનિન થૈને મનો સમાય ૪૧
નિશ્ચળ ધ્યાન એવુ તે ધરે, મમ બુદ્ધે ભક્તી આદરે,
લક્ષણ ત્રીસ કહ્યા ભગવંત, તે ગૃહિ સેજે એકે ચંન ૪૨

મુક્ત મુમુક્ષુનું લક્ષણ કહ્યું, જેવું મેં બુધ માને લહ્યું;
વળિ ઉપજે તો પૂછયે પ્રશ્ન, દૈશ હું જો કેવરાવશે કૃષ્ણ. ૪
**ગુરુ**–હું તો આપ કહીશ ખરો, મોટી વાત અગાધ;
મોટાનો અનુભવ મહા, તે નહિ છીલરને સાધ્ય. ૪

## સોરઠ

પ્હેલું તે ભાવાદ્વૈત નામ, બીજું, ક્રિયા દ્વૈત છે સ્વામ;
દ્રવ્યાદ્વૈત નામ ત્રીજાતણું, શુણુ લક્ષણને વિચારી ભણું. ૪૫
એકમેવ અદ્વૈત જ બ્રહ્મ, કાયા ભાવે જુજવાં કર્મ;
ખરો અભ્યાસ ભિન્ન ભિન્ન થયો, કહ્યા પુછયાનો ઉત્તર રહ્યો. ૪૬
ત્રણ દ્વૈતનો કહું વિસ્તાર, ધારિશ તો તે બેસશે ઠાર;
દ્રવ્ય કેતાં તે પંચ મહાભૂત, લોક ચૌદ નાના અદ્‌ભુત. ૪૭
સચર અચર ચોરાશી લક્ષ, દ્રવ્ય સ્વભાવે જુજવી પક્ષ;
મનુષ્ય દેવ પશુ પક્ષી બહૂ, એક કેતાં જાણેવા સહૂ. ૪૮
વિચરણુ સમાધિ નહિ એક રિત, એનું નામ તે દ્રવ્યાદ્વૈત;
ભાવાદ્વૈતની શુણુ કહું વાત, સમઝી લેજે મર્મે ધાત. ૪૯
ભાવાદ્વૈત જાણ્યે તું પુત્ર, જે પિંડ સકળ નોહે એક સૂત્ર;
પશુ પંખી યક્ષ કિંનર નાગ, પિંડ સ્વભાવે જુજવા રાગ. ૫૦
હેતુ વિનાના કારણુ વેર, સહુજ સ્વભાવે જુજવી પેર,
મુષક માર્જાર વ્યાઘ્ર ગૌતણું, સ્હેલો સર્પ હસ્તિ સિંહ હણે. ૫૧
પ્રિત્યાદિકની જાણે પેર, સ્હેજ સ્વભાવ ન કારણુ વેર
માનવ દાનવ તિર્યક્ જાત, સકળ પિંડે નોહે એક ભાત. ૫૨
ભાવાદ્વૈત એ સમજ્યે તાત, ક્રિયાદ્વૈતની શુણુ કહું વાત;
કોઈ જળચર કોઈ થળચર ઠરે, કોય પંખી આકાશે ફરે. ૫૩
કોઈક ભખે બળતા અંગાર, કોઈક દપદૃતણો કરે આહાર;
શાખામૃગ શાખાયેં રમે, અનળ અકાશે મીન જળ ભમે. ૫૪
તેમ માનવમાં ક્રિયા જૂજવી, કોય કેની ન શકે અનુભવી;
પંખી ગત પશુએ નવ થાય, પશુગત દ્રુમે કરી નવ જાય. ૫૫
વૃક્ષ પૃથ્વીથિ આકર્ષે તોય, માનવ દેવે તે નવ હોય;
પ્રત્યેકે ક્રિયા છે જુજવી, વછ વિવેકે જો અનુભવી. ૫૬
ત્રણુ દ્વૈત દેખાડયાં તાત, વળી ઉપજે તો પૂછયે વાત;
ચિત દૈ જોતાં દીશે એહ, મહા અનુભવથી ભાગે તેહ. ૫૭

## પૂર્વછાયા.

શિષ્ય—શિષ્ય કહે છે હે પ્રભુ, એક સંશય મને મહારાજ,
કૃપા કરી તો દાખવું, એ સંદેહ ટાળો આજ. ૫૮
સ્વામી મેં સાંભળી હતી, કોઈકને મુખ વાત,
જોગ સિદ્ધિ પ્રગટ્યે થકે, અસંભાવ્ય કૃત થાત ૫૯
તે અન્ય દેહના કૃત કરિ શકે, તો ગયું ગણિજે દ્વૈત,
તેને કૈવલ્ય પરખ્યો તે, કેમ પ્રભુ અદ્વૈત. ૬૦

## સોરઠ

ગુરુ—કૈવલ્યતા પરખી નવ જાય, પરખિજે તે સર્વે માંય,
સિદ્ધિ સકળ માયાનું રૂપ, સુખદાનન મ્હોયા મુની ભૂપ ૬૧
અસતી જીવ માયા વશ પડ્યો, કરે ઉપાય સંકલ્પે ચડ્યો,
સંકલ્પે ચડ્યું મન જેહ, પરપંચે દેખે બહુ તેહ ૬૨
એક બે વાર કાંઈક તે થાય, ચટક દેખાડી સર્વે જાય,
જેમ વેશ્યા નિર્ધનને તજે, વળિ તે પુનરપિ નવ ભજે ૬૩
સિદ્ધ સાધકનો કરે એમ અંત, માટે મન ન ધારે સંત,
સિદ્ધ પ્રકાર કહું શુણ વીર, સળ મર્મ સમજે એમ ધીર ૬૪
એકમેવ અદ્વૈત કહે વેદ, ત્યાં બીજો તે ભેદાભેદ,
વાસના લિંગ વિના નોય કૃત્ય, કૃત્યે થાય વાસના સત્ય ૬૫
સત્ય વાસના જીવ બંધાય, ભરમે ભ્રમણ કરે ભવમાંય,
તે માટે મિથ્યા અભ્યાસ, કૈવલ્યતામાં સર્વે નાશ ૬૬

## પૂર્વછાયા

શિષ્ય—સ્વામી હું એમ જાણતો, જે છે એમ તે સિદ્ધ,
કૈવલ્યતા જે તમે કહી, એ તો છે મહા નિદ્ધ ૬૭
સ્વામી એટલું મેં લહ્યું, જે નામ રૂપ પરપંચ,
રાગ કર્મની પ્રેરણા, તે જાણ્યો માયા સંચ ૬૮
જડ રહ્યા ભાસે મળી, મિથ્યા રૂપ ને નામ,
તે સ્વરૂપ માંઈ કહી શકો, તો તે દેખાડો ઠામ ૬૯

## સોરઠ.

ગુરુ—લક્ષાલક્ષ વિવર્જિત જેહ, પક્ષાપક્ષ વિવર્જિત તેહ,
મન વાણી પામે વિશ્રામ, કોણ કેને દેખાડે ઠામ ૭૦

હુ નહિં તુ નહિં તા છે તેહ, જ્ઞાન નહિં જ્ઞાતા ને જ્ઞેય,
જો કાઇએ કહ્યુ નવ જાય, ઓંકારાદિક વર્ણ સમાય ૭૧
તે ગુરુ શિષ્યને શુ કરિ કહે, મન વાણિથિ અગોચર રહે,
મન કલ્પે તે બીજુ થાય, મનેં તહા હુ કયુ ન જાય ૭૨
માટે શિષ્ય કહુ સુણુ વાત, સમજ્યાથી તુ સમજ્યે ધાત;
એક વસ્તુ બીજુ કાઇ નથી, હુ ધુ એમ કેને ? કથી ૭૩
સામુ ત્યા પ્રતિબિંબ નવ મળે, વેત્તા વિણ કોણ કેને કળે,
પોતે કહે ને કહે હુ સત્ય, શિષ્ય કરી જો એનુ નૃત્ય ૭૪.

## પૂર્વછાયા

શિષ્ય—હુ ને તમો કયારેય નથી, જેમ છે તેમનુ તેમ,
શુ થૈ શુ દેખી કહુ જે, આ વાતનુ તે કેમ ૭૫
પરાત્પર પરિબ્રહ્મ એ, મહાનિધિ જેમ છે તેમ,
અણછતો હુ તો માનતો, જેમ થયુ હતુ તેમ ૭૬
એમ કહી શિષ્ય લય થતો, પ્રેમે કરે પ્રણામ,
હુ તેને પ્રણમી કહુ, નમો નમો નિજ ધામ ૭૭
મહા અનુભવ મહા પુરષનો, સાર ગ્રહી કર્યો ગ્રંથ,
પરમ પદ છે તે વિષે, જે ચાલે એ પથ. ૭૮
સંસાર દીર્ઘ રોગને, ટાળવા હોંડે જેહ,
તે ઔષધ હોય આ ધરે, જીવન્મુક્ત વિદેહ ૭૯
મોહ કળણે કળ્યો કહ લગી, મનની તજવા ધાષ્ય,
તેને હરિ હીંડે કાઢવા, તો તેને એ પાખ ૮૦
અજ્ઞાન અર્ણવે માનવી, ડૂબ્યો ભટકે શૂર,
હીંડે નિજ ગૃહ પામવા, તો તેને આ સૂર ૮૧
અતર આશય મુગતનો, મુમુક્ષુને ઉપાસ્ય,
મુરખને કાઇએ નહીં, શ્રીફળ વાનર પાસ ૮૨
ગુરુ શિષ્ય નામે ગ્રથ એ, જેમા ખડ છે ચાર,
હરિચરણે જેને વાસ કરવો, હોય તે શુણો નરનાર ૮૩
અતરજામીયે જે કહ્યુ, તે અખે કીધો વિવેક,
દૂપણ ભૂપણ હરિ ભાણી, એંશી ઉપર વળિ એક ૮૪

## V. From વેદાંતપદ.

### પદ ૧

દહીં મથો બે બળદીઆ રે, તારા પુનના જો તરવાળ—
વાલિડા, પુનના જો તરવાળ;
રાશ તો જ્ઞાનની કરીએ રે, સત પરોણો ગ્રેહે હાથ—
સાયિડા જોડીને સંભાળીએ. ટેક

પહેલું ગુણ પધારીએ રે, તારા કાળના ગુડા કાહાડ—
વાલિડા, કાળના ગુડા કાહાડ;
બીજ વાવીએ નિજ નામનું રે, તારે પાપ સમૂળાં જાય—
સાયિડા જોડીને સંભાળીએ.

ત્રીજી ગણુતી ત્રિકમ નામની રે, તારી તૃષ્ણા એટલી ટાળ— વાલિડા૦
ચોથી ગણુત્રી ચત્રભુજ નામની રે, તારૂં ખેતર આવ્યું હાથ— સાયિડા૦
ખેતર પાક્યું ત્યારે પોહોંક થયો રે, તારા મનનો માળો બાંધ— વાલિડા૦
આગો ફણુ તો જ્ઞાનની કરીએ રે, પ્રેમના ગોળ દેફાડ— સાયિડા૦
ધણી તો આવ્યો દાળવા રે, તારી દાળ ભસેરી હોય— વાલિડા૦
ખાઓ પીઓ ધન વાવરો રે, એના ભોગ ભગવાનને હોય— સાયિડા૦
કહે અખો તમે ચેતજો રે, અરે ચેતો નર ને નાર— વાલિડા૦
આ ધન જોબન ન રહે જરાએ રે, જાતાં ન લાગે વાર— સાયિડા૦

### પદ ૨.

અલેખ ને આરાધો, માંહેલા આતમને શોધો રે. ટેક.
અજંપા જાપ જપે, સૌ નરનારી જોગી;
સોહં સોહં જાપ જપંતા, પામે બ્રહ્મને ભોગી રે; અલેખ૦
ત્રિવેણી ટંકશાલ પડે, નિશ્ચે હોય તેને પરચો જડે;
કામ ક્રોધ વ્યાપે નહીં, ચૌદ લોક તો ભાગીને ગડે રે; અલેખ૦
જીવના નર નમે જીવને જુઓ, અજવાળો તે એકજ દીવો;
પંચતત્વનો વાગો આપે રે, પેહેરો ને આપે શીવ્યો રે; અલેખ૦
વગુ વપુના વેગો આપ્યો, શેઠ વાણોતર સડકો લખે;
ગાફલ હોઈ કે જ્ઞાન જ ડગે, સૌ નર ન પાવે દેદાર પખે રે; અલેખ૦

મનમા વિમાસી જગે પ્રીત, ઘર દેવળ કર કેરા મશીદ,
વિશ્રામી દે રે વધામણી, અમ ઘર આવ્યા અમૃત અતીત રે, અલેખ૦
જીવ માન તે જીવમા ભળે, લુણ પાણીની પેઠે ગળે,
જીવ શિવને એક કરી જાણો, સો નર જઇ અભયમા ભળે રે, અલેખ૦
ઈમાનીઆ તો ઈમાન આણે, કુરાન ભેદ પીર પીછાને,
ભનાથ ચરણે ભણે અખો, તાણો વાણો તે એક કરી જાણો રે, અલેખ૦

## પદ ૩

જોતા રે જેમ છે તેમ દીઠું,
વાદ્ય જળ સદ્દણુ ટળ્યુ, જ્યારે લાગ્યુ મીઠુ જોતા રે–ટેક
ભાઇ આપથકી અળગા, થતે કૃત સઘળા સુધી,
અન્ય આપોઆપ ઉનશે, એક લિંગી કોએ પુગી જોતા૦
મનના તાણવા રે માનવી, હીંડે ભવમા રે ભમતા,
વિદ્યા અવિદ્યા મન લગે, જોતા મનના માનીતા જોતા૦
મૂળ ન જાણ્યુ મુરખે, તે તો બોલે બધાણા,
શબ્દ કારણ મોતે કળ્યા, કાળ કરે વેચાણા જોતા૦
પોતાના પ્રીછ્યુ પામરે, તે તો ભ્રાતે ભુલ્યા,
વાતે વ્યાજ ચડી ગયુ, મૂળગેથી રે કલ્યા જોતા૦
શબ્દે સાચુ પામીએ, શબ્દ વેત્તા જાઇએ,
વિચારે વિમાસશે એ, આરોગ્ય થઇએ જોતા૦
ગડબડ છે ઘણા ગ્રંથની, જેમ ડોળ્યુજ પાણી,
હસ્તામળક છેદન કરે, તે તો જ્ઞાતાની વાણી જોતા૦
જ્ઞાની તેને જાણવા, અણભીંગી જે મોલ,
આપ મુવે આપ રહે, અખા તેને તોળે જોતા૦

## પદ ૪.

સતો રે પ્રેમને ભચકે લડીએ, શરાપુગના ક્ષેત્રમા,
કેશરીઆ કરએ ટેક
સતની શમશેર બાધીએ, ખાંડુ ક્ષમાનુ ધરીએ,
મોએવા હોય તેને મારીએ, મગનાશુ મળીએ સંતો૦
ધીનો ઘડો અગ્નિ ધર્યો, ગનતી ના કરીએ,
ચારે કગા નચે જનગારી, ધોગા મેલીને કરીએ સંતો૦

ઘટમાં ઈશ્વર ગાઇએ, ભાવશું હેતે ભજીએ;
અજ્ઞાને ઓળખ્યા વિના, ધારણા શી ધરીએ. સંતો૦
શીર સાટે મોઘું મળે, તેનો ધોકો ન ધરીએ;
જો શીશ દીએ આપણું, તો આપો આપમાં ભજીએ. સંતો૦
એવે પદલીઓ અનુભવી, કો અંતરની આશે;
ગુરુ પ્રતાપે કહે અખો, પ્રેમ જ્યોત પ્રકાશે. સંતો૦

## VI. From the *Chhappas*.

૧.

સુતર આવે તેમ તું રહે, જ્યમ ત્યમ કરિને હરિને લહે;
વેદ ટેક છે આડી ગલી, પેઠો તે ન શકે નિકળી;
અખા કૃત્યનો અડશે ઉપાય, રખે તું કાંઇ કરવા જાય.

૨.

ખટ્દર્શનના જુજવા મતા, માંહોમાંહી ખાધા ખતા;
એકનું થાપ્યું બીજો હણે, અન્યથી આપને અધિકો ગણે;
અખા એ જ અંધારો કુવો, ઝગડો ભાગી કોય ન સુવો.

૩.

સમજી રહે તો સઘળો લાભ, કાયક્લેશે વાધે ગાભ;
હું માને તો હોય સંતાન, આતમતાનું થાએ જતન;
અખા હરિ જાણી હું ટાળ, જન્મ કોટિની ઉતરે ગાળ.

૪.

હું ટાળી અછતો થઇ રહે, હરિ પ્રભા માંહેથી વહે;
પોતાપણેથી જે નર ટળે, અણુઆયાસે હરિમાં ભળે;
અખા વાત સમજી લે વિધ્યે, જ્યાં છે ત્યાં આકાશ જ મધ્યે.

૫.

પડે નહીં જો પૃથ્વી સુવે, કને નહીં તે કહો શું જુવે;
ટાઢું ઉનું નોહે આકાશ, પાણીમાં નોહે માખણ થાશ;
બ્રહ્મજ્ઞાન એવું છે અખા, જ્યાં નહિ સ્વામી સેવક સખા.

૬.

એક નહીં ત્યાં બીજું કશું, જાણું નહીં શું વાસો વસ્યું,
પંચ નહીં ત્યાં કેની શાખ્ય, વર્ણ રસના અચવ્યો રસ ચાખ્ય;
અખા સમજે તો સમજી જુવે, બાપના બાપને ઘેલા રવે

૭

આભડછેટ અંત્યજની જાણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ઘણી,
ભારે ભાર ભાગવે એ ભેય, સૌને ભેર આવી ગઈ રેય,
અખા હરિ જાણે જડ જાય, નહીં તો મનસા વાચા વેરી કયાય

૮

પોતાના પડખા નવ જુવે હાડ ચામડા મૂરખ ધુવે,
શુદ્ધ કેમ થાય જો ચામડું, મોહ માંહે એ વાઢકું;
હરિ જાણ્યા વિના ભૂલ્યા ભમે, અખા પાર ન પામે કયમે

૯

ઈશ્વર જાણે તે આચાર, એ તો છે ઉપલો ઉપચાર,
મીઠા મહુડા માન્યા દ્રાખ, અંબ નેય અંબમાની ગાખ,
સોનામુખી સોનું અખા નવ થાય, આંધળી પાથરતા વાણું વાય

૧૦

ગુરુ થઈ બેઠો હોંશે કરી, કહે પહાણ શકે કયમ તરી,
નાર નાનડી જણુ પ્રસૂત, વળતી વાધે નહીં અદ્ભુત,
શિષ્યને ભારે ભારે રહ્યો, અખા એમ મૂળગેથી ગયો

૧૧.

પોતે હરિ નહીં જાણે લેશ, કાઢી બેઠો ગુરુનો વેશ,
સાપને વેર પગેણો સાપ, મુખ આવી ચાટ્યો ઘેર આપ,
એવા ગુરુ ઘણા સંસાર, તે અખા શું મૂકે ભવ પાર

૧૨

તું તારું સમજીને બેશ, કાં ચોળે દિવે ખારી મેશ,
તુંબડું જયમ માંહેથું મરે, જે લઈ પેસે તે સૌ તરે,
તરુવર ફળ દેવા નવ જાય, અખા આવી જાચે તે ખાય.

૧૩.

પહેલો તું પરમારથ પીછ, પછે ગુરુ થવાને ઇચ્છ,
પારો મુવો તે રોગ નિર્ગમે, પછે ભોજન ભોળું તે જમે,
ત્યમ નિગમે મટે નાગણું અખા તું પહેલે એવું જાણ

૩૦.

અણુલિંગી હરિજનની કળા, કર્મ ન બાંધે આધી બલા;
અહંતા પોત વિના નોહે ભાન, દિવસ વિના તે શેની રાત;
લૌકિક લેખું રહે લોકમાં, અખા જિત નહિં ફોકફોકમાં.

૩૧.

રૂડું જાણી નથી રાખવા, ભૂંડું જાણી નથી ત્યાગવા;
તન તપાસી મુજને શોધ, બાહ્ય ઉપચાર મૂકી બુધ બોધ;
તજ્યા ભજ્યાવણ તે યોગેશ, અખા જો માને ઉપદેશ.

૩૨.

તજતા ભજતાં નહિ પૂરવે, જૂનું તજ્યે મન લાગે નવે;
જ્યાં જેવો જીવ કાઢે વેશ, તે સાથે મન કરે પ્રવેશ;
મનની રીત જે ગુંથે જાળ, કાઢ અખા આતમની ભાળ.

૩૩.

હરિ જાણીને સુવે નચંત, સુલભ મારગ સમજ્યા સંત;
સનકાદિકે ન ભજ્યો પ્રપંચ, જનકાદિકે ન તજ્યો રંચ;
તજવું ભજવું તે મંસાર, અખા સમજતાં આવે પાર.

૩૪.

સર્વાતીત શ્રુતિ કહેતા હવા, માયા રંગ બીજા નવનવા;
મનને જોડ માયાશું ઘણો, કરે ઉપાય તે ભજવાતણો;
વસ્તુ વિશે છે મનનો અંત, તેહ અખા લહે વિરલા સંત.

૩૫.

હું નહીં, તું નહીં, તે કહેવાય, જે જોતાં જોનારો જાય;
ત્રણ પ્રકાર વિના જેમ તેમ, તેથી હેઠો મનનો વેમ;
નહીં પદાર્થ જોવા ઝીલવા, અખા સરખું છે નહિ પ્રીછવા.

૩૬.

વસ્તુ અનોપમ છે તેમાંય, તો તે કહિએ કેમ ઉપાય;
ઉપમા સર્વ છે માયાવડે, તે ત્યાં કૈવલ્યે નહિ અડે;
અખા વસ્તુ ગુંગાનો ગોળ, ઉપમા તે માયાની રોળ.

૩૭.

માયાના ગુણ કર્મ રૂપ નામ, માયાના ગુણ ચેન ને સ્યામ;
માયાને મારા પારકા, દેવ દાનવ બે માયા થકા;
માયાના ગુણ જ્યાં નવ છબે, તેને અખા તે કોણ આલંબે.

૩૮

ક્ષર પિંડ ને અક્ષર આતમા, જે સમરચો સરજ્યો વાતમા,
તત્વ ચોવીશતણો સમુદાય, મુજવડે સહુ આવે જાય,
હુ પૂરણ ચૈતનધન એક, નામ રૂપ ગુણ કર્મ અનેક

૩૯

મહા વળગણી માયા પાપિણી, જેમ સેવતા ડસે સાપણી,
સિદ્ધિ કાજે યોગી જન, થાવા અજર કરે છે જતન;
મન અઘોર ખવાડે નર્ક, અખા ન દેખાડે આતમ અર્ક

૪૦

ઇદ્રિય ગ્રાહ્ય નહીં હરિલિંગ, જીવને જોઇએ નાના રંગ,
રંગ ઢંગ માયામા ઘણા, સૌકો સેવક માયાતણા
અખા જીવતણી એ વજા, અજને હામે પૂજે અજા

૪૧

સૌકોની માયા છે માત, મળવા ન દીએ કેને તાત,
પિતાતણુ વદન જે જુવે, માતાને ખોળે નવ સુવે,
તાત ભજતા આડી થાય, અખા સહુ માયાગુણ ગાય

૪૨

મુક્તિ વાછની એ જ બંધન નામ, ઘડી માપતા પ્રગટચો જામ,
વસ્તુ અમોઘ ઇંદ્રિયગુણવર્ત, માયાની જાણે મંસૂત્ય,
અખા વિચારે ત્યમનુ ત્યમ, તો સમજે જો હોય ગુરુગમ

૪૩

જ્યમ સર્પે નર સમણે ડસ્યો, તે દેખે વેખે મરતક જશો
મણિમન મેલી ઔષધિ, મૃત્યુ પામ્યો કરતા વિધિ,
સર્વ મન ઔષધ ઉપચાર, જાગે અખા ટળ્યો સસાર

૪૪.

અણુલિંગી કરતાની કથી, માહી બહાર ચસમાને નથી,
તો તેજ બગ પોખે આખ્યને, જો જો ભેદ યોગસાખ્યને,
કહેતામા તે સમજી જશે, અખા ગુરુનો કર શિર હશે

૪૫

જે બોલે ચાલે સાભળે, કરતાથકો કેમા નવ ભળે,
નર નારી ને નપુંસકલિંગ, જળચર થળચર ખેચર અગ,
કર્તા ભર્તા હર્તા જેહ, અખા ભગ્ન જે જાણે એહ

૪૬.

ગ્રન્થ તેને સમજી ઓળખી, જે વચને વચને ટાળે દુઃખી;
નરવેરો હરિ પૂરણ બ્રહ્મ, શ્રુતને કરી સમજાવે મર્મ;
ગુણાતીત ગુણ અંગી કરી, અખા આપ સમજાવે હરી.

૪૭.

પૂજતાં પ્રતિમા ગુણ એજ, પણ બોલતી મૂર્તિમાં હરિ છે જ;
જડમૂર્તિ મુખ બોલે નહીં, ચેતન કે તુજ સેવા સહી;
પિંડ ન જોઈશ જોજે વસ્ત, અખા મળે હરિ હસ્તોહસ્ત.

૪૮.

અખિલ જગત્ મૂર્તિ રામની, મહા જ્ઞાનીની મૂરત કામની;
જડથી ચેતન મૂરત ભલી, જ્ઞાની મૂરત સર્વોપરી;
કારણ તેનું એક વિશેષ, અખા હું ન મળે જ્યાં શેષ.

૪૯.

પૃજાનો એ ભાજો ભેવ, જે પુછ નિપન્યા શુકદેવ;
જનક વિદેહી સેવ્યા દ્વિજે, તે બેઠા જ્ઞાનીને ભજે;
અખા જ્ઞાનીનો મહિમા ઘણો, ઇશેઇશ રખે કોઈ ગણો.

૫૦.

ભક્તિ એકાશી પૂરી થઈ, બ્યાસામી બુદ્ધિ આવી રહી;
નેવો ભક્ત જ્ઞાનીને ભજે, નવની કાશ નહિ રહે રજે;
પંથ કરે તે સૌકો કરે, અખા એવું વિરલા મન ધરે.

૫૧.

એજ અંશ હરિ જાણી હૃદે, જેની વાણી બીજું નવ વદે;
જેમ અગ્નિથી દીવો થયો, દીવામાં દાવાનલ રહ્યો;
તે માટે હરિજન સ્વે હરી, અખા રખે કો પૂછો ફરી.

૫૨.

તીર્થ કોટિ હરિજનને ચરણ, કૃપા કરી તે જાશે શરણ;
જ્યારે કાળે હરિજનને હૃદે, હરિ બોલાવે તે જન વદે;
મહા મોટા જનનો પ્રતાપ, અખા થાય હરિ આપેઆપ

૫૩.

જો મુક્તિ વાંછે માનવી, તો એ કાશી એ જાહ્નવી;
પ્રગટ મુક્તિ આપે હરિદાસ, હરિ દેખાડે સર્વાવાસ;
અખા નહીં છેટે પડી, હરિજન મુક્તિ આપે ઘડી.

૫૪.

રામ રડવડતાં કેહેને મળ્યો, વેલો તે ઘર સુખથી ટળ્યો;
હરિવણ જાણે ક્ષેપણ કાળ, ધોયે હીર ન થાયે વાળ;
હું મારું ખોયાશું કામ, મળે અખા ઘર બેઠાં રામ.

૫૫.

છળ નિંદા જો નહીં વિસરે, ખડિયો કાંધે શું. નિસરે
મન જાણે હું પાવન થયો, પણ રેખ દોષ પેલો નવ ગયે
અખા પડી એ સઘળી વેઠ, જો નહીં લાધી હરિની પેઠ

૫૬.

હેતેશું હરિજનને મળે, મૂકી માન માર્ગમા ભળે
હરિની તું પ્રીછી લે પેર, પછી ફર કે બેશી રહે ઘેર
અખા આ તંન જોને હાડ, દહી મથી ઘી અળગું કાઢ

૫૭.

એમ સમજે તે પામે પાર, હરિથી બીજો તે સંસાર
તપ ત્યાગે કરી તીરથ ફેર, વને તપે બેસી રહેજે ઘેર
કાળા ધોળા સઘળા કેશ, અખા હરિ જાણીને બેશ

૫૮.

લોભે લોક બડાઇતણો, ઊંદર કાજે ડુંગર ખણો
આગળ એક રીઝવવું મન, તેને કાજે બહૂ જતન
અખા શું છે કીધે થવા, વ્યસની ચાલ્યો ખાવા હવા

૫૯.

જે કરતવ મોટા આદરે, કરતાં દેખી સૌ કો કરે
માયા મન નિરંતર સાવ, સૌ બેઠા પણ એક જ નાવ
અખો તેહને મોટો વદે, જેને રામ રમે છે હૃદે

૬૦.

ધન્ય તને કોય મોટો કુળે, કોય વિદ્યા કોય ખાડા બળે
એ ગોટમ સઘળી જાય ટળી, આતસખાણ્ય પલકે બળી
અખા કારણ વિના વડપણ વડું, જેમ અલ્પ મૂલે તારે તુંબડું

૬૧.

કૃત્યે ન મળે વસ્તુ અમૂલ, મટે જાડ્ય તો ભાગે ભૂલ
કોય ચર કોય દાતા દયા, કોય તપસી સતવાદી થયા.
મોંને જોઈ અધિક થઇ મળે, અખા વસ્તુથી સૌ કો ટળે.

૬૨.

સાચી વાત ન માને રગે, સૌ લાગ્યા માયાની ઠગે;
પ્રત્યક્ષ દેવ પોતામાં વસે, મૂરખ સામો જાણી ધસે;
જેમ છે તેમ ન શકે ઓળખી, અખા શી પેરે થાશે સુખી.

૬૩.

ચૂસે અસ્થિ શ્વાન મહા દુઃખે, નિસરે રુધિર પોતાને મુખે;
રાતો રંગ દેખી મલકાય, પણ કારણ પડ્યું પોતામાય;
સઘળે રચાણું તારૂં મન, અખા ગમે તેમ કરે જતન.

૬૪.

શબ્દતણી માંડી જે જાળ, ચાળા કરે છે માયા કાળ;
ત્રણ મૂકે માહી ફળકામના, ભોળા પશુ પડે દામચામના;
ત્રણ ભુવનમા એક પારધી, અખા કોઇક ઉગરે સારથી.

૬૫.

જ્યારે ઊપની મન કામના, ત્યારે ફેર પડ્યા ગામના;
સેજે નર થાયે નિષ્કામ, તો નથી લેવા જાવો રામ.
જેમ સૂર ઉગેથી વાદળ ટળ્યુ, અખા ધામ દિસે નિર્મળું.

૬૬.

અર્થ સમજે છૂટે અનર્થ, જ્યમ અળગો છોડી નાંખ્યો રથ;
કટકે નામ જૂજવા સહી, પણ વેલ વચ્ચેથી દિસે નહીં;
અખા દેહ ગુણના વ્યાપાર, વાસ્તે તું રાખે નિર્ધાર.

૬૭.

સ્વામીનું પદ સર્વાતીત, જે કોય સમજે આતમ રીત;
ચુંબક દેખી લોહ ચેતન થાય, ચુંબક તેમનો તેમ છે પ્રાય;
ત્રણ ગુણ તેમ છે દેહ વ્યાપાર, અખા આત્મા આપ વિચાર.

૬૮.

દેશ કાલનો મહિમા ક્રમ, ભાવ ભેદ નહીં પદ પરમ;
સત્ય જુગ ત્રેતા દ્વાપર કળી, લઘુ દીર્ઘ હસ્તે આંગળી;
અખા હાથ ચેતન તેમ એક, એમ સમજજો વસ્તુવિવેક.

૬૯.

હીસે મન જુગ મહિમા સુણી, અદકે ઓછે નહિ કોય ધણી;
જુગના જુગ છે વર્તમાન, ક્યાં રે જપ તપ યજ્ઞ ને ધ્યાન;
અખા એ માયા વિસ્તાર, ચારેના ઉદરમા ચાર.

૭૦.

મુક્તિબંધ નહીં જુગ માટ, અણજાણ્યા જીવ બાંધે ઘાટ;
સાઠ સહસ્ર સાગરના તન, થયા અવગતિયા પામ્યા પતન;
ત્યારે અખા કલિજુગ ક્યાં હતો, એ બારે કાળ માયાનો મતો.

૭૧.

અચાનક જ્ઞાન ઉપજે એમ જાણ, કાંઈ દેશ કાળનું નહીં પ્રમાણ;
જેમ અકસ્માત્ પડે પર્જન્ય, • ઋતુ કુઋતુ નહીં મેઘને મન;
વય વર્ણ દેશ કાળ જ કશા, અખા જ્ઞાનની મોટી દશા.

૭૨.

ધર્યા અવતાર ચોવિશે વિષ્ણુ, તેમા પૂરણ બ્રહ્મ કહાવ્યા કૃષ્ણ;
તેથી બળિયા બીજા હતા, માનવ દાનવ બહુ દેવતા;
છતે પિંડે કેવળ કૃષ્ણ રહ્યા, અખા અધિક તે તેણે કહ્યા.

૭૩.

કૈવલ્યને આધારે સહુ, બ્રહ્મા વિષ્ણુ મહેશ જ બહુ;
સહુ તેમા થઈ રહે જાય, અદકી ઓછી વસ્તુ ન થાય;
તું તદ્રૂપ વિચારે અખા, બાકી શબ્દ સઘળા મો રખા.

૭૪.

વારંવાર માનવદેહ નથી, પામ્યો તો ચેતે ઘરથી;
જ્યારે જર્જર થાશે અંગ, ઇંદ્રિય મૂકી જાશે સંગ;
ત્યારે અખા. જપમાલા ગ્રહે, ભાગ્યે ઘડે પાણી કેમ રહે.

૭૫.

અવસર ચેતે તે નર ભલો, શૂરો જેમ ઝુઝે એકલો;
મહારથી તેમ સાચા હરિજન, મનમા નાણે તન કે ધન;
જેને તેમ કરી સારે નિજ કાજ; અખા જાણો કે રેજે લાજ:

૭૬.

વૃદ્ધ થયો વંઠ્યું મન તન, ઉપાય ટળ્યો ને ખુટ્યું ધન,
ત્યારે ધર્મ સાધવા જાય, કોહ્યું કાપડ સોદો થાય;
અખો ભજી નહીં જાણ્યો નાથ, બોયે પાડ્યા ચારે હાથ.

૭૭.

હરિમણિ કંડે પોતાને અમૂળ, તે પડ્યો જાણી બહાર ખોળે ધૂળ;
ત્યાં કર્મ કાચની કણિકા જડી, તેને વ્યસને લાગ્યો કાઢે હડી;
અલ્પ પ્રાપ્ત ને અતિ આયાસ, અખા ન જાણે આતમ પાસ.

૯૪.

માયા મૂકીશ મા તું અખા, નવરો થઇને સુઇ જા;
મરતાં પહેલો જાને મરી, અણુહાલ્યું જળ રહે નીતરી;
ત્યાં કર્મરૂપિયાં ઘાલ્યાં ઢોર, મેલું મન અંધારું ઘોર.

૯૫.

ઉન્મત્ત મનને યોગ સાધવો, જો કર્મ બોધ કરે નહીં નવો;
જેમ છુટી ધેનુ મારતી ફરે, અંધારે બાંધે ટેવ વિસરે;
અખા તે જાણી કર્યો ઉપાય, ત્યાં સિદ્ધિરૂપી લાગી બગાય.

૯૬.

જેમ છે તેમ રહી શકતો નથી, જીવને ટેવ પડી ઘરથી;
અંતર્ભૂતને પ્રેરે માય, સંકલ્પ વિકલ્પ મન કરતું જાય;
અખા એ બીજો અહંકાર, આપ નહીં તો નહીં સંસાર.

૯૭.

અંતર ઉપજી મોટી બલા, હું ભુંડો ને હરિ તે ભલા;
બે આરોપણ બેને વિષે, એને વેદ માયા કરી લખે;
અખા ઉપજતું રહે જો એહ, પ્રાયે જાણે કૈવલ્ય તેહ.

૯૮.

અદબદમાં ઉપજે તે જીવ, જીવના કલ્પ્યા ઇશ્વર શિવ;
જ્યારે જંતે તપાસ્યું આપ, રજ્જુ નહિ તો શેનો સાપ;
અખા તેમનું તેમ સદાય, બંધ મોક્ષ વણસમજ્યામાંય.

૯૯.

સૂજ વિના સઘળાં સાધંન, વાધે અદકાં દંનેદંન;
ઘાણીનો બળદ ઘરમા ફરે, દશ ડગમાંહે થાકી મરે;
એમ અખા સઘળો સંસાર, સમજ વિના નહિ પામે પાર.

૧૦૦.

પ્રભુ પામવા મારગ એક, સદ્ગુરુ શરણે જ્ઞાન વિવેક;
બીજા મારગ કોટાનકોટ, રહે આવર્યા ગુણની ઓટ;
અખા નૌકાના મુખક જ્યા, વાર પાર ન જાણે ક્યા.

૧૦૧.

દર્શન ભેદ દાવા મન ઘણા, ગઢ બાંધી રહ્યા આપ આપણા;
એક એકપે દૂરી રહ્યા, હું પામ્યો બીજા વહેતા ગયા;
અખા નાટકની એવી રીત, મન લાગે છે દ્વૈતાદ્વૈત.

૧૦૨.

જે છે તે ત્યા આપોઆપ, બીજો તે નારાયણ થાપ;
સમી સમજ સમજ્યા નહિ સૌ, આપાપણા મત તાણે બૌ;
અખા ચાલ્યો મત માયાતણો, દ્વૈત અભ્યાસ સૌને છે ઘણો

૧૦૩.

પંડિત ડાહ્યા વિચારો સાત, પણ સાત વાતની એક જ વાત;
જો પ્રગટ હરિ વસનારા થાય, ત્યા સાધન ધર્મ ન જુવે કાય;
અખા સાધન બીજાં જે બૌ, કાળ કર્મ કર સોપ્યા સૌ.

૧૦૪.

ભણે ગણે હરિ નાવે હાથ, દાન તપસ્યા કાળને સાથ,
*વ્યાકરણ વેદ સમાધિ અભગ, જોતા સર્વ માયાનુ અગ,*
અખા અણુલિંગી પદ અનૂપ, જ્યા ધ્યેય ધ્યાતા ન રહે રૂપ.

૧૦૫.

વચ્ચે લહરી તરંગ બુદબુદા, બિંદુ વિકાર ઇંદુને નહિ કદા,
એમ પરમાત્મા જાણે પિંડ, તે પરમાત્મા જાણે બ્રહ્મંડ,
મહા વિચાર વિચાર્યો અખે, જે ગગનચદ નાવે જલવિષે

૧૦૬.

પ્રાય પ્રપચ આળ પંપાળ, તેતણા પડિતે ગુંથ્યા જાળ,
શ્લોક સુભાષિત મીઠી વાણ, તેણે મોહ્યા કવિ અજાણ,
કહે અખો મર્મ સમજ્યા પખે, સંસ્કૃતનુ પ્રાકૃત કરી લખે.

૧૦૭

કવિએ શકય જણાવા કાજ, ગાજે જેમ રોહેણીનો ગાજ,
વૃષ્ટિ થવાને નવ ગડગડે, સામો અવધ્યથો પાછો પડે,
મિથ્યા સસાર કવિ સાચો કવે, રખે અખા તુ એવુ લવે.

૧૦૮.

પૂજવા મનમા બહુ કોડ, શબ્દતણા જોડે છે જોડ,
ભૂખ્યો નર બહુ તક્ર જ પિયે, જાણે ઉદર ભરી પુષ્ટિ પામિયે,
તેણે ધ્રાય નહીં ને લાધે રોગ, એમ અખા નોહે આતમભોગ

૧૦૯.

કવિ થઇને અધિકું શુ કર્યુ, જોતા નહીં બ્રહ્મ અણુચર્યુ;
રાગ દ્વેષની પૂંજી કરી, કવિ વ્યાપાર બેઠો આદરી,
તેમા અખા શુ પામે લાભ, વાઝે ગયો જેમ સ્ત્રીને ગાભ.

૧૧૦.

ઘણા કૃત્ય કર્યાં મેં બાહ્ય, તોય ન ભાગી મનની દાહ્ય;
દર્શન વેષ જોઈ બહુ રહ્યો, પછે ગુરુ કરવા ગોકુળ ગયો;
કહે અખો હું ઘણુંએ રટ્યો, હરિને કાજે મન આવટ્યો.

૧૧૧.

ગુરુ કર્યાં મેં ગોકુળનાથ, ગુરુએ મુજને ઘાલી નાથ;
મનન મનાવી સદ્ગુરુ થયો, પણ વિચાર નગરાનો રહ્યો;
વિચાર કહે પામ્યો શું અખા, જન્મ જન્મનો કર્યાં છે સખા.

૧૧૨.

બહુ કાળ હું રોતો રહ્યો, આવી અચાનક હરિ પ્રગટ થયો;
ત્રણ મહા પુરુષ ને ચોથો આપ, જેનો ન થાએ વેદે ઉથાપ;
અખે ઉર અંતર લીધો જાણ, ત્યાર પછી ઉઘડી મુજ વાણ.

૧૧૩.

પરાત્પર બ્રહ્મ પ્રગટ થયા, ગુણ દોષો તે દિનના ગયા;
અચ્યુત આવ્યાનું એ એંધાણ, ચબ્યું નચાવે અખો અજાણ;
જે નરને આત્મા ગુરુ થશે, કહ્યું અખાનું તે પ્રીછશે.

૧૧૪.

સકળ લોક ત્યમ જ્ઞાતા પુરુષ, એમ જાણે તે નર છે મૂરખ;
દેહવિષે સૌ સરખા ગણે, જેમ કંચન તાર ત્રાપડમા વણે;
અખા અમૃત તે પાણી નોય, રસ જાણી ગણશો મા તોય.

૧૧૫.

જ્ઞાનીનો લક્ષ પરપંચ પાર, જેમ નાવ ચાલે ધ્રુવને આધાર;
વણ વાળી જેમ વહે છે નદી, આવી મેલાણ કરે ઉદધી;
જેમ દીપક કેરી ગતિ ગગન, એમ પરબ્રહ્મમા અખા તું ગણ.

૧૧૬.

પરાપાર પરમેશ્વર વસે, એન્જે સહજ ત્યાંથો ઉલ્લસે;
આપે આપની પામે ભાળ, ત્યારે જાય જગતજંજાળ;
અખા વાત એ સાચી જાણ, તેહ વિના મનરખતી વાણ.

૧૧૭.

કામ સકળ હરિથી નીપજે, પણ હરિ શિર પોતે નવ લે રજે;
ઉત્તપત્તી કાંઈ નવ થાય, હું હું થૈ કોગટ બંધાય;
શકટ તળે જેમ ચાલે શ્વાન, એમ અખા ધરવું સૌ માન.

૧૧૮.

ભલું જાણુ તો હરિમાં ભળ, વાકો જાતો વાટે વળ;
કર્મ કરે ને ફળની આસ, એ તો હરિમાર્ગમાં મેવાસ;
લોભે લાગો ચાલે ગામ, અખા સુવાનું નાવે ઠામ.

૧૧૯.

ખરા વગુતા પંડિત જાણ, કર્મતણું બાંધ્યું બંધાણ;
ભણી ગણી થઈ બેઠા પૂજ, પણ અળગું રહ્યુ આત્માનું ગુહ્ય;
ભેદ ન લહ્યો વાંચ્યાં ફાંકડાં, કાળે અખા ફેરવ્યા માકડાં.

૧૨૦.

અંતર રહે અકર્તા થઈ, ત્યારે કર્મ કરતાં લાગે નહી;
તેમ ભાજે ઘડે સેજે સંસાર, પણ અકર્તા રહે કિરતાર;
હરિજન અખા હરિલક્ષણે રહે, બાહ્ય ઇંદ્રિય વિષય સર્વે ગ્રહે.

૧૨૧.

દેહદમન મુંડાનું કર્મ, મૂરખ જાણે માડ્યો ધર્મ;
પીડે પિંડ તે પેટને કાજ, કાયા કશી જાચે મહારાજ;
વિષે વળૂંધ્યો વ્યસની થયો, અખા આત્મપરિચય ગયો.

૧૨૨.

ભક્ત જકતને વેર સદાય, હરિજન આપ્યુ હરિનુ ખાય;
દ્રવ્ય હરિ ને હરિ દાતાર, વેહેતાગરો જીવ વહે ઉપકાર;
એમ જાણે દીધે હરિ ફળે, અખા અહંકારે આણું વળે.

૧૨૩.

હરિના હો તો હરિ ઓળખો, વણચાખ્યું બીકું કા ભખો,
સ્વાદ ન આવે રંગ ન થાય, તેમ ભક્તભક્ત કહિ લોકો ગાય;
જ્યાં હું હુવો ત્યાં હરિ તો ખરો, વંદો તેની નિંદા કા કરો.

૧૨૪.

જેમ મચ્છ પ્રત્યે માછી દે દાન, તેમ દમે ભક્ત દુભાય ભગવાન;
લોક લોભ ઉપાય બહુ કરે, જેમ જમતા રમતાં સુખ સરે;
તે દેખી ન શકે સંસાર, કરે નિંદા અખા લે શિર ભાર.

૧૨૫.

ભક્ત તો તે જે પ્રીછી ભજે, ફોતરાં ભાગે નહીં તાંદુળ તજે;
સર્વાવાસ લહે હરિ મળે, નહીં તો બેઠો કંકોડી દળે;
એક સ્વામી સમજે વિસ્તરો, એમ અખા જાણો તે કરો.

૧૨૬.

ખટપટને ખટપટવા દે, તું અળગો આવી પ્રીછી લે;
જંગી ઢોલ ઘણા ગડગડે, ત્યાં ઝીણી વાત કાને નવ પડે;
નિરદાવાના જનને ખોળ, તે અખા બેસાડે બોલે બોલ.

૧૨૭.

પાને પોથે લખિયા હરિ, જેમ વેળુમાં ખાંડ વિખરી;
સંતે ખાધી કીડી થઈ, અને વંચકે તો સઘળિ વહી;
તે માટે તે તેવા રહ્યા, અખા સંત પારંગત થયા.

૧૨૮.

ભણ્યું ગણ્યું તે એટલું કરે, જેમ બેસે વાયુ સુકડ વૈનરે;
તેણે ફળે કરી પંડિત પૂજ્ય, મંતને સુકડની પડ સૂજ્ય;
સંત તે જ હરિધનના ધણી, અખા ગત આપે આપણી.

૧૨૯.

કુલિશ મા નામ વૈષ્ણવ ધરે, શું થયું ઘેર ઘેર ખાતો ફરે;
કાંઇ રાજા નામ ધર્યો નોય રાજ, નરપતિ થયે નરપતિનું કાજ;
અખા અર્થ ઇન્દ્રિશ મા કશા, નામ તે જ મોટાની દશા.

૧૩૦.

કોય આળસ કોય ક્રોધે થયો, વાટે વેષ પહેરીને ગયો;
નહિ મહેનત વેરે નહિ સાય, વંદે વિશ્વ એ ફળ અભિપ્રાય;
હરિને અર્થે અખા વિચાર, પછે સમુ પડે તેમ રહે સંસાર.

૧૩૧.

અણુસમજ્યો ટવને ખીજનું ઝાખરું, જ્યાં દેખે ત્યા વળગે ખરું;
પ્રકૃતિ મળે તો ત્યા તે અડે, નહીં તો પાછું વાટે પડે;
એમ અખા સઘળો સંસાર, ઝાંમર ઝોળે કરે વ્યાપાર.

૧૩૨.

વિશ્વ વસ્તુમા શાનો ફેર, જે મણ એકના ચાલીશ શેર;
નાના કાટલે સઘળા પિંડ, મણ કહિયે વૈરાટ બ્રહ્માંડ;
હરિમાં વિશ્વ ને વિશ્વમા હરિ, એમ અખા સૌ ઘરનું ઘર કરી.

૧૩૩.

વિશ્વ ભજંતા વસ્તુ ભજાય, નીર નદીનું સાગરે જાય;
લોક સકળ હરિ વેદ જ વદે, બ્રાહ્મણ મુખ ને સંતને હદે;
તે માટે હરિ ભજતા સંત, અખા ભવનો આવે અંત.

૧૩૪.

મોટપ દીધી હરિજન ખમે, હરિશું બોલે હરિશું રમે;
જનને દીઠે હરિ સાંભરે, તે જો હરિજન સાથે ફરે;
જેમ દીવે સમરસ ઉજાસ, એમ અખા હરિ ને હરિદાસ.

૧૩૫.

રવિ ભમતો ને શશિનો ખે, રાહુ તો ધડવોણો વહે;
કાણો શુક્ર ને લુલો શનિ, બૃહસ્પતિએ સ્ત્રી ખોઈ આપણી;
અખા હરિજનને ગ્રહ શું કરે; જે ગ્રહ બાપડા પરવશ ફરે.

૧૩૬.

એક પરમેશ્વર ને સઘળા પંથ, એ તો અળગું ચાલ્યું જાય.
જેમ અગ્નિ અગ્નિને સ્થાનક રહ્યો, અને ધુંવાડો આકાશે ગયો;
અળગો ચાલ્યો તે કેમ મળે, એમ અખા સૌ અવળા ફરે.

૧૩૭.

કીધું સર્વે હરિનું થાય, મૂરખ કર્મતણા ગુણ ગાય;
સત્ય હરિશ્ચંદ્ર દુઃખી થયો, જરાસુત વેરી વૈકુંઠ ગયો;
એવો અસંભાવ્ય હરિ મન વસ્યો, એમ જાણી અખો આળસ્યો.

૧૩૮.

કર્મ નામ તે હરિના વતાં, તુંમા પ્રથમ સકળ ક્યાં હતાં;
મનુ ઉપજતાં ક્ષત્રી થયા, સનકાદિક તે યોગી રહ્યા;
જગત નોતુ ત્યાં ક્યાથી કર્મ, અખા હરિનો મોટો મર્મ.

૧૩૯.

ધામધૂમ તે ધનનો ધગા, મોહ અહંકાર મહેલીને ગા;
માવઠે મેહ વરસે ગડગડે, ફળ ન ઉમટે ને લાગાં પડે;
રત વિના કર્યું ક્યાંથી ફળે, એમ અખા હરિ ક્યાંથી મળે.

૧૪૦.

મર્મ ન સમજે ભર્મે પડ્યા, કરે અહંકાર હીંડે ઉથડ્યા;
ટીલાં ટપકાં કાઢે ખાસ, જાણ્યો મારગ પણ છે મેવાસ;
વંદે ચરણ ને નંદે પંડ, ભક્તિ નોચે અખા પાખંડ.

૧૪૧.

ભણ્યા ગણ્યા ભલ પાંકે પંચ, ન્યાય ઉકેલે જાણે સંચ;
સભાપતિ થઈ બેશે મધ્ય, આતમની ન જાણે વિધ્ય;
અખા ક્યાંય ન કુંવારી ગાય, હાલા આવ્યા ને ભુલા જાય.

૧૪૨.

મૂક મચ્છર ને પરહર માન, ચતુરાઈ સામું છે જોન;
કરકરો થયે. કાળ નવ ભિયે, જોરે જમ છત્યો છે કિયે;
ગલિત થયે ઉતરશે ગાળ, અખા હરિ મળવાનો એ કાળ.

૧૪૩.

નિત્ય નિમિત્ત બે માથે પડ્યાં, જેમ બાળક હીડે કાંધે ચડ્યાં;
પુણ્ય ન લાગે પાડ ન થાય, પેટ પડ્યાં કેમ નાખ્યાં જાય;
નિષ્કર્મ થઈ નર હરિને જાણ, તોજ અખા ટળશે તું જ તાણ.

૧૪૪.

સત્યવાદી ને સૂર્ય એ બે, બોધ પ્રકાશ સૌ કોને દે;
જેમ અર્કે ઉદે્યું કમળ શમે, તેમ કુબુદ્ધિને સાચું નવ ગમે;
અખા અદ્રોહી શુદ્ધે બોલે સમ, રવિની રીત જે ટાળે તમ.

૧૪૫.

ભક્ત દેખે સઘળે ભગવંત, તેને દુભે તો શાના સંત;
જ્ઞાનીને નિર્દોષો ધરે, તે નિત્યે બેઠાને આથડે;
ભક્તિ જ્ઞાન નોહે એ ભેદ, વંઠ્યા જીવ અખો કહે વેદ.

૧૪૬.

સદ્‌ગુરુ મારગ સદા અળગ, જેમ પંખીને ગતિ સળંગ;
પગ નહિ દીસે પંથ કપાય, તેમ સદ્‌ગુરુ મારગ ઉપર જાય;
ઉપાય અખા નહિ લક્ષ શું કામ, કર્મ ધર્મ તો જ્યાં રૂપ નામ.

૧૪૭.

ડાંટી પાઘડાં કર ને હામ, જો નહીં જાણ્યો આતમરામ;
મરડી મૂછ મુખ વાંકા બોલ, કાલ વળમરો દીધા ઢોલ;
અખા વરણાગી વણશા જશે, ભુંગા ભગળ ઉપાડાં થશે.

૧૪૮.

ખાટા થઈને નહિ ખરી વળો, કાં ઘાટા થઈ ગોવિંદથી ટળો;
એક મેલો મંત્ર ને બીજો કુતર્ક, સાધકને મુખે મૂકે નર્ક;
અખા ઈશ્વરને નહીં છેતરે, લાંબો દાંતો મેલો ખરે.

૧૪૯.

કગ વડગ ડાગ મન કરી, શું બાળક છે, જે છેતરશો હરી;
દિશ્યપક્ષપે વર માગો છગે, હરિયે તે ઘાટ ઘાલ્યું હશે;
તો અખા તે હરિશું શા ડોડ, હથેલીથી ઉજળો તે કોઢ.

૧૫૦.

વા પાણી સઘળો સંસાર, તેનો શું આણે ઇતબાર;
મારુત માટીને લઈ ચહે, તેનું નામ તે પિંડ જ પડે;
વંટોળે તે વપુ વાવરે, અખા આતમને કાંઈ નવ અડે.

૧૫૧.

વડપણ મેલી વસ્તુ વિચાર, તન તપાસી રહે સંસાર;
કોઈ વર્ણ વેષ અહંકારે મરે, વહાણ સોનાનું તે નવ તરે;
એક મિસાલે બ્રહ્મા કીટ, જોઈ વિચારી અખા ગુરુ મીટ.

૧૫૨.

ભૂત પંચનો આ સંસાર, મુરખ તે વહે વર્ણ અહંકાર;
ભાત ચાલવા વર્ણાવર્ણ, કો મસ્તક હસ્ત કટિ ચર્ણ;
બ્રાહ્મણ ક્ષત્રિય વૈસ્ય ને શુદ્ર, હરિનો પિંડ અખા કોણ ક્ષુદ્ર.

૧૫૩.

પિંડે બ્રહ્માંડ ને બ્રહ્માંડે પિંડ, વસ્તુ વિચારે જોને અખંડ;
શું શાથી કો અળગું પડે, જો સમરસ પિંડ બ્રહ્માંડ જ વડે;
જેમ વૃક્ષને પત્ર આવે ને ખરે, તો સ્વર્ગ નર્ક અખા શું કરે.

૧૫૪.

કામ સકળ મુજ પૂરણ થયું, બ્રહ્મ સાગરમાંહિ મળી ગયું;
બોહું ચાલું હરિની સાથ, અતિ પોતે જે રૈને આથ;
હું હરિમાં અને મુજમાં હરિ, એમ અખા નખશિખ રહ્યો ભરી.

૧૫૫.

આવવું જાવું જો અળગો હોય, જેમ વેધ્યું બાર ન ભૂલે કોય;
વ્યાપકની વ્યક્તિ કેમ થાય, કહો આકાશે કેમ વહેર્યું જાય;
સલંગ જાણ્યું ત્યાં અખા અળગ, પાંખ આવી પડતું રહ્યું ખગ.

૧૫૬.

વાંકું સમું જાણું ત્યાં હરી, હું તો મારે બેઠો ઠરી;
ભલા ગૃહસ્થને વાડે ગાય, એમ આપ સોપ્યું હરિમાંય;
છીંડું ખોળતાં લાધી પોળ, હવે અખા કર ઝાકમઝોળ.

૧૫૭.

બાવનથી શુધ આવી વટી, ભણ્યા ગણ્યાથી રહિ ઉલટી;
ઉઘડ ભાંગ્યું ટાળ્યું આપ, મેળે ટળિયો દૈતનો થાપ;
હવે રહ્યો તે હું કે હરી, વિગત કરે અખો શ્યે કરી.

૧૫૮.

એ સુખમારગ મેલીને શઠ, કાયક્લેશ કરે કાં હઠ;
ગીતામાં ગોવિંદ મુખ કહે, જે મારું શરણ ગ્રહિને રહે;
મુક્ત વાયક જે માને અખા, તેને સ્કંધ લહિ ઉતારું સખા.

૧૫૯.

ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર;
સંસ્કૃત બોલે તે શું થયું, કાંઈ પ્રાકૃતમાંથી નાસી ગયું;
બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે પાર.

૧૬૦.

સંસ્કૃત પ્રાકૃત જે વડે ભણે, જેમ કાષ્ઠ વિશે રહ્યો ભાથા કણે;
તે છોડ્યા બાણો નાવે અર્થ, તેમ પ્રાકૃત વિના સંસ્કૃત તે વ્યર્થ;
બધા દ્રામ વેપારી લખે, અખા વ્યાજ નોય છુટા પખે.

૧૬૧.

હરખે હરખે અનુભવ દશા, આકાશ ઉદરમાં વરતે દશે દિશા;
જ્યારે જેનું ગજ જ જાણ્યું, ત્યારે માનવી તેની આણ;
જ્ઞાન ગગનમાં નોહે દેશ કાળ, અખા અજાણ્યા બોલે આળ.

૧૬૨.

જેમ દુધે શીખુ શીશોટા થાય, તોલ ન વધે આકાશ રુંધાય;
જેમ અગ્નિ જોગે જળ ઉભરે, તેમ તત્ત્વે તત્ત્વ જગત અવતરે;
વડમાં તત્ત્વ ધરે રૂપ નામ, અખા ઉત્પત્ત સે કામનું કામ.

૧૬૩.

પંચનણા પંચવીશે તત્ત્વ, વાસનાલિંગ તે તેનું સત્ત્વ;
જુન જુન પ્રત્યે વિચરે, મૃત્યુ નામ પરપોટો મરે;
જુન કલ્લોલ સદા સર્વદા, ચિદ્વિલાસ અખા મન મુદા,

૧૬૪.

મારે સમરસ નંજ મંજોગ, માવ સ્વતંતર પામ્યો ભોગ;
જેમ ભર સાગરે નિમિગ્નલ રમે, હું હરિમાં તો દેહ કોણ દમે;
હરિ પ્રમદા સૌ તપ કરે, અખો હરિમાં મોજે ફરે.

૧૬૫.

પેરે પેરે મેં જોયું મથી, જે હરિવિના પદારથ નથી;
તો આ વેરનો હું જે પડ્યો, તે તે ક્યાં અગમો જઈ પડ્યો;
એમ જેનાં હરિ ગ્યાનો હાથ, ટળ્યો અંધ ને એ રહ્યો આથ.

૧૬૬.

જ્ઞાન કથી શું ફીધું ઘાટ, અંતર અવિદ્યાયે વેધ્યાં હાડ;
અનુભવ કરે ત્યારે એક આતમા, મુખ નિંદા દીસે નહીં ક્ષમા;
અખા કથ્યું પણ ન લહ્યું જ્ઞાન, શું ગુરુ આગળ માંડયાંતાં કાન.

૧૬૭

ભલો કહાવ્યો પણ ભલપણ કયાં, જેમ ગોખર હિંડે ગોધણમાં;
વેષ પેરે વીટંબના વધી, વંધ્યું દૂધ થયું નહિ દધી;
કવિતા થયે ન કાઢયું કર્મ, અખા ન સમજે મૂળગો મર્મ,

૧૬૮.

કથા સુણી શ્રોતા શું ખટચો, ગુણ ગાઇને ગાનારો વટચો;
થયા ગયા તે પોથે લખ્યા, પણ વણ થયાની લહે પારખ્યા;
વણ થયો વગત સર્વે કરે, તેને લહે અખા અર્થ સરે.

૧૬૯.

સાચો જૂઠાના ગુણ ગાય, જૂઠે સાચો નવ લેવાય;
દર્પણ તો મુખ મુખને ગ્રહે, પ્રતિબિંબ કેમ બિંબને લહે;
આદર્શ સ્થાની જે નામ રૂપ, અખા શું તે લહે સત્ય હરિરૂપ.

૧૭૦.

વર્ણધર્મ તું રહે મૂળગે, જેણે સર્વે પડે ત્યાં વગે;
જાત વિચારે તે આતમા, અને આશ્રમ તો તારો તુજમાં;
તે જાણ્યો છે તે નોહે ધર્મ, અખા કુસકા કુટયે શ્રમ.

૧૭૧.

પ્રપંચ આધારે પરબ્રહ્મ કથે, મહી વિના પાણી જેમ મથે;
શ્રમ કરે પણ નાવે સાર, જેમ નપુંસક વહે હથિયાર;
એમ અખા નોહે સદ્જ્ઞાન, માદક કેમ કરે જળપાન.

૧૭૨.

કર્મ ધર્મ એ ભર્મને ભલાં, એકે ન રહે એક એકલાં;
બુધ વેણી ધેનુ ચારે ચર્મ, કર્મ ત્યાં ભર્મ, ભર્મ ત્યાં કર્મ;
વસ્તુવિચાર પશુને કશો, અખા ભર્મે ભર્મ અભ્યમો.

૧૭૩.

પંડ પખાળે પૂજે પાણ, મનમા જાણે હું તે જાણ;
આપે આતમ બારે ભમે, મુરખ સામું માંડી નમે;
ડાહ્યો પંડિત થઇ આદરે, તે અખા ધાર્યું કેમ કરે.

૧૭૪.

ગુરુ જોઇએ તો ગુરુને શોધ, જે ગુરુ આપે તત્ત્વનો બોધ;
પરને વળગ્યો હીંડે અંધ, આંખ્યાળો નવ વળગે અંધ;
સદ્‌ગુરુ વિના ગળે બાંધી શલા, એમ અખા ભમ્યાં ભલભલા.

૧૭૫.

હરિ કહે છે તે કહે ક્યાં વમે, તેને જાણુ કાયા કાં કસે;
અજ્ઞાનમા સર્વે વશે, જેમ બહુ ગહેર સોનું એકશે;
તૃણ માર્યે કેમ પાડો મરે, એમ અખા સૌ સાધન કરે.

૧૭૬.

સુધ માહી સાધન તે કર્યું, તેજમાં રૂપ કાંઇ વાસો વસ્યું;
જેમ મીનને તરવું તે સહેજ, પંખી જેમ આકાશે રહે જ;
તેમ જ્ઞાતાને સાધન તે સુઝ, એમ અખા સાંને કરી બુઝ.

૧૭૭.

બોલે, ચાલે, તે હરિ વડે, પશુ પત્થરને લાગી પડે;
કોય પત્ર સેવે ને કો વસ્ત્રપૂજ, એમ ગઈ આતમની સુઝ;
મોહ ભર્યાં માને નહીં વાત, અખા અજાણે આતમઘાત.

૧૭૮.

હરિમાં રહે તે ગુણ શું ગાય, પાપી પાવન થાવા જાય;
કુંવારી લે વરનું નામ, સદા સોહાગણ સંગે સ્વામ;
પોતે પોતાને કરવો સાદ, એ તો અખા ઘેલાંનો વાદ.

૧૭૯.

કર્તા કોણ ને સાધન કહ્યું, સુખિ માની મન કરવા ધર્યું;
વાતે વાત વાધ્યો વિસ્તાર, જેમ ધુંવાડો થયો નવસાર;
અખા વિચારી જોના રોક, જેમ ઊંડો કુવો ને ફાટી બોખ.

૧૮૦.

ઉધો કહે ઉધો સાભળે, તેણે જડપણું બેનું નવ ટળે;
જેમ ચિત્રામણના દીવા વડે, કેમ રાત અંધાની દ્રષ્ટે પડે;
શું સાંભળે ને અખો શું કહે, જો માયા લાલચથી બહિ.

૧૮૧.

શબ્દજાળ કર્મના ગ્રંથ, એમા સાર ન લાધે અંત;
સાચું સાધન જે કોઇ કરે, બ્રહ્મવિલાસ સહજ પરહરે;
બ્રહ્મજ્ઞાનીને ભાળે ભેદ, અખા સાચું સાધન એહ.

૧૮૨.

શબ્દજાળ માયાનું કુંડ, ત્યાં નર પશુ પડે મતિ મૂંઢ;
શણગારી વાણી સૌ ગાય, ભોળા જીવ સાંભળવા જાય;
અખા શું વાંચ્યું સમજ્યો કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું,

૧૮૩.

અજ્ઞાની ને ઉંટ આચકું, ઝાલ્યું મૂકે નહિ મુખ થકું;
તેને કતો ન જાણ્યો જડે, વઢે ઢીકે ને કટારી કડે;
અખા અણજાણ્યે પેહું કાન, ચાલ્યો પંથ દર્શન ને માન.

૧૮૪.

ભણે ગણે શી સાધી વાત, અવળાં પડ વળ્યાં વળી સાત;
પાંડિત્ય કરતાં લાગું પાપ, પાઈ દૂધ ઉછેર્યો સાપ;
ઊંચ નીચ હૃદિયામાં હતાં, અખા ચાપીને કીધાં છતાં.

૧૮૫.

શું સમજ્યો ગુરુ શરણે જઇ, જો ભ્રાંતિ છોતિ ઘર વાંસે રહી;
અજ્ઞાન તો રંચે નવ ગયું, વાધ્યો ભર્મ એ અદકું થયું;
અખા હલાવ્યો ઠાલો હલ્યો, એ સગુરાથી નગુરો ભલો.

૧૮૬.

હિરણ્યગર્ભ હરિ આપોઆપ, ત્યા દ્વૈત અચાનક લાગ્યું પાપ;
કોણ સુણે ને કોણ કહે, હરિની વાત તો એહ જ લહે;
કહે અખો મુજ આવે હસું, એ કયાનું ટીખળ મનમાં વસ્યું.

૧૮૭.

આપે આપમા ઉઠી બલા, એક કહે રામ ને એક કહે અલ્લા;
અલ્લા રામ તે કેનું નામ, કોણ સંભાળે તે નિજ ધામ;
કહે અખો ઉપજાવ્યો કળો, કળકલે બાળ રમે એકલો.

૧૮૮.

અણજાણ્યે જ્યાં ગુરુ કરી પડે, ભાત પટોળેથી કેમ ખડે;
અવળા શબ્દ પેઠા કાનમા, વાધ્યો રોગ નાવે માનમાં;
અખા આતમ વિન અવળી વજા, ફરે કાછ પણ ન ફરે ઢજા;

૧૮૯.

બહુ વિધ છે શાસ્ત્રનું જાળ, ઉર્ણનાભિ મૂકે નિજ લાળ;
જીવ બુદ્ધ્યે કરી ગુંથ્યા ગ્રંથ, મમતે સહુ વધારે પંથ;
પણ જ્ઞાન તો છે આતમસૂઝ, અખા અનુભવ હોય તો બૂઝ.

૧૯૦.

મુક્તિ ભક્તિ બે વાંછે ભ્રમ, પણ એઉથી અળગો આતમધર્મ,
જીવ થઈ થાપે ભક્તિ ભગવંત, જીવ થઈ મુક્તિ મન માને જંત;
એ તો તેમનું તેમ છે અખા, દ્વૈત વિના નોહે પખપખા.

૧૯૧.

જો હરિ માર્ગે ચાલે જંત, વેષ અભિમાન શું કાઢ્યા દંત;
જેમ તેમ પંથ કાપ્યાનું કામ, તો આવે હરિરૂપી ગામ,
અખા મોલો પંથે ભમ્યો, વાદ કરતાં આયુર્ નિર્ગમ્યો.

૧૯૨.

વેષનણુ રાખે અભિમાન, સાબું તેણે થાયે જાન;
સંસારી મળ ધોવા કાજ, સાબુ મેષને દીધે વાજ;
અખા મેષ જો નવ નીકળે, તો મેલું તે કઈ પેરે ટળે.

૧૯૩.

તપ તીરથ દેહ દમવા કાજ, જાણી ઉન્મત્ત આવે વાજ.
ફળ સંભળાવી કીધું ખરું, હરિ મળવાનું કારણ પરહર્યું;
અખા એ સર્વ મનનો તોર, કોટી વટાવે નાવે મોહોર.

૧૯૪.

ભક્તિ કરતા ભરમે બહુ, પણ ભજનભેદ ન જાણે સૌ;
જ્યાં શુચિ અગ્ર રહેવા નહીં ઠામ, એમ ભરી પૂરણ રહ્યો રામ;
ત્યાં તો કરતા દીસે ઘાત, તો એમ અખા કેમ ઘાતે વાત.

૧૯૫.

જ્ઞાન વિના ભક્તિ તે અશી, ભક્તને શ્વાન જેમ ઉંડે નશી;
લારે લાર જેમ ચાલ્યો ભેગ, ત્યાં કોણે દીઠો તો ચોર,
જે જેણે દીઠું સાંભળ્યું, અખા તે તે વળગે વળ્યું.

૧૯૬.

જ્ઞાન વિના ભક્તિ નવ થાય, ચક્ષુ હીણો જ્યાં ત્યાં અથડાય;
તે માટે જ્ઞાની ગુરુ કરો, હરિ દેખાડે સમગ્ર અર્થો;
ગુરુ જ અખા નવ જાણે રામ, તે શિષ્યને શું આપે નામ.

૧૯૭.

ભાગે જગતથી અવળું કર્યું, જીવન મૂકી મૃતક આદર્યું
મૃતક શમું મીઠું કાંઈ નથી, આગમાથી સાગ કાઢ્યું મથી;
અવશ્ય પરોક્ષ જીવનાને બે, પણ અખા મુવો તે નિર્ભય રહે.

૧૯૮.

જે આકારને માને સત્ય, તે શૂન્યવાદી તેમાં નહિ વત્ત;
આકાર નિરાકારને જે કે નથી, મિથ્યા વાદ કરતાં મરે બે મથી;
શૂન્યવાદી એ બેનું નામ, અખા બેથી પર હરિનું ધામ.

૧૯૯.

સાચો અંતરજામી ગોર, બીજો ગુરુ બાજીગર ચોહોર;
તેનો અર્થ કહેવા શોભવા, સંસારીનું મન લોભવા;
પણ રીધ આવે જેમ રૂપૈયા વડે, તેમ અખા આતમથી આતમ જડે.

૨૦૦.

આતમ સમજ્યો તે નર જતી, શું થયું ધોળાં ભગવાંવતી;
બોડે તોડે જોડે વાળ, એ તો સર્વ ઉપલો જંજાળ;
પ્રીછીને સંકોડે વ્યાપ, તો અખા રહે આપે આપ.

૨૦૧.

વણ સમજે દાવાગિર ઘણા, વેષ વખાણે આપ આપણા;
ટળવું ઘટે ત્યાં સામો થાય, વણ સમજે એમ વાંકો જાય;
પેર્યો વેષ ને વાધી ટેક, એમ અખા કેમ થાએ એક.

૨૦૨.

ઉકેલ પડે તે જોડ્યું ખરું, જેણે જીવપણું જાયે પરું;
બાકી સઘળો મોહ જોડાય, મનનું ગમતું સૌ કો ગાય;
અખા અર્થ સહિત કહે જે સાત, નાચે પૂત તવ લાજે માત.

૨૦૩.

કૈવલ્યને કો કેમ કરી કવે, પોતે પોતાને શું સૂચવે;
દ્વૈત વિના નહીં બેસે ઘાટ, એકલો ત્યાં નવ બોલે નાટ;
અખા લક્ષ સહિત જે દ્વૈત, તે કહેતે કવતે છે અદ્વૈત.

૨૦૪.

હાથ પગાળો સુંદર સ્યામ, એવો અટકળ્યો લોકે રામ;
એવા પ્રભુતણા અમે દાસ, જેનો હશે વૈકુંઠમાં વાસ;
ક્યારે કહે તે લે અવતાર, તો એમ અખા કેમ પામે પાર.

૨૦૫.

સકળ ચરણ શિર કર અવેવ, સકળ શબ્દ બોલે જે દેવ;
તેમાં ઉગી નીકળ્યું સહુ, નિત્ય ખરે નિત્ય વાધે બહુ;
કેમ કહું કો કાળે અવતાર, જે તે વડે ચાલે સંસાર.

૨૦૬.

કસ્તીરંભસ ઘણા પડ વળે, વચમાંથી ડુંગો નીકળે;
જડત કાતરો કેળ મહા ભૂત, જેવડે રંભા તે અદ્‌ભુત;
અખા અરૂપી ઉગ્યો જોઈ, પૂર્વપક્ષ ન કરશો કોઈ.

૨૦૭.

તરણા ઓથે ડુંગર રહે, એવો ઉખાણો સર્વે કહે;
તરણું તે જીવનો અહંકાર, તે પાછળે રહ્યો કર્તાર;
અખા અહંકાર વધાર્યો ગમે, તે માટે જીવ ભવમાં ભમે.

૨૦૮.

ગ્રહ કર્મે ઉબેથા ભ્રષ્ટ, જેમ અધછેવાં કુકટને કષ્ટ;
સંપ્રદાય શુદ્ધ નાસ્યું જ્ઞાન, મનમાં તે જ્ઞાનીનું માન;
કહે અખો નર મુક્તા ફરે, નગર છૂટી ધેનુ ઓખર કરે.

૨૦૯.

સુકું જ્ઞાન ને વ્યંઢળ મૂછ, કરપી ધન કૂતરાની પુછ;
એ ચારેથી અર્થ ન થાય, સામું એજ ઉધાડે કાય;
અખા અમલ વિન હાકમ જશે, કથ્યું જ્ઞાન પણ હરિ નવ વસે.

૨૧૦.

કોને કયા થઈ બેશી જંત, જોના સૌનો આવે અંત;
જેતું જેનું વાંછે શરણ, તે ત્યાં સઘળા પામે મરણ;
જેમ નાળગોળે તુંબડીની આડ, એમ ન ભાંજે મનની જાડ.

૨૧૧.

શ્વાન શ્વપચ ગૌ બ્રાહ્મણ જોય, રામ થકી અળગો નહીં કોય;
તત્ત્વ એક ને ચૈતન એક, નામ રૂપ ગુણ કર્મ અનેક;
આપે અખા ચલાવે ખેલ, એમ સમજતા પડે ઉકેલ.

૨૧૨.

ઉંચ ખરા તે ઉંચ ન જાણ, નીચ તે નોહે નીચ નિર્વાણ;
ઉંચમાં રામ બમણો નથી ભર્યો, નીચ પિંડ હાલો નથી કર્યો;
કહે અખો સ્વપ્નામાં બકયો, જેમ છે તેમ જોઈ નવ શક્યો.

૨૧૩.

એક જ્ઞાની ને બીજું નાવ, તર્યો તાર્યાનો બેને ભાવ;
ભૂપતિ ભીખારી ગર્દભ ગાય, ચૈતન જાણી તાર્યો જાય;
આદ અંત ન ગમે ને વહે, અખા વસ્તુ વિચારે રહે.

૨૧૪.

વેદ વચન માને સત્ય કરી, આપોપું સંભાળે ફરી;
એ મૂકીને થઈશ મા ભલો, તો વલોણું પડશે વશો;
નહીં પામો આતમ નવનીત, અખા આણ તું નિજ પરતીત.

૨૧૫.

પુણ્ય રાખ્યે નવ જાએ પાપ, અગ્નિ રાખ્યો તો રાખ્યો તાપ,
જોત કરે પણ લાગે ઝાળ, શોભે તેમ વધે જંજાળ,
અખા તે માટે વસ્તુ વિચાર, જે હસતો રમતો પામે પાર.

૨૧૬.

સર્વે સુખની સીમા જ્ઞાન, જે સકલ તેજનું આપે ભાન;
રવિ રથ બેઠો જે નર ફરે, તેને તિમિર કેમ આવરે;
લક્ષાલક્ષ વિના જે લક્ષ, અખા ન મળે પક્ષાપક્ષ.

૨૧૭.

જ્યા પ્રાણી ત્યા છે પ્રાણેશ, તુ જોતો હીંડે પરદેશ;
વિસર્યું તો મંતને જઈ પૂછ, તોડે જોડે કા દાઢી મૂંછ;
પેહેલું ત્યા એક વાંકું થયુ, અખા આપોપું વિસરી ગયું.

૨૧૮.

જીવતણી છે અવળી સૂજ, ધાય ધૂપે કો પાટલ પૂજ;
બાહ્ય કર્મ કરતા ઘુંચાઈ, મતદર્શનના મળ બંધાઈ,
અખા જ્યા છે અહંતા કાટ, ત્યા ભીડ્યા છે કર્મકપાટ.

૨૧૯.

ખરાબ થયો જીવ વ્યસને કરી, કર્મ વોહર્યા ને ખોયા હરિ;
આગલા ભવને સારુ કરે, ધન તન મન ત્યા બહુ વાવરે;
મને જાણે એ હરિ ભજન, અખા વાધે વેળ એ અવતરણ.

૨૨૦.

સાર હતુ તે કયાયે રહ્યું, વ્યસની મન કયાયે વહી ગયું;
ચોર બોલાવ્યા સાથે ઘણા, તે ઠગતા જાય થઈ આપણા;
પરબ્રહ્મ મૂળગું ઘર અખા, કેમ પામે જેને એવા સખા.

૨૨૧.

કોય કહે મોટો શિવદેવ, કોય વિષ્ણુ મોટો અહમેવ;
જૈન કર્મની સદા દે શીખ, યવન માને કલમે શરીક;
અખા સૌ બાધે બાકરી, કોયે ન જુવે હરિ પાછો ફરી

૨૨૨.

ઘણા શબ્દ પડ્યા જે કાન, તેને તેનું લાગ્યું ધ
કોય મુશળ પરવાહે વહ્યા, કોઈ શબ્દને ગ્રાહે ગ્ર
એમ ગોથા ખાતો સંસાર, અખા વિના વસ્તુ વિ

૨૨૩.

પ્રવાહ પુરાતન ચાલ્યો જાય, આગળ દીસે ને પાછળ લુસ
મોટે ફૂલ ને પાછળ ગ્રદીઠ, ખપે ખરું ને રહે અન
અખા જે એમે એ ઘાટ, એ સમજ્યા વિના સર્વ અટ

.૨૨૪.

પોતામા વીખે વીખણુ, નહી મંભાળે ઘર આપા
થઈ ગયુ ને વળિ આગળ થશે, તેની વાત કરે સૌ ર
એમ ચાલ્યો અવળો સંસાર, અખા ઘરમા ખોયો સા

૨૨૫.

વેલ ન દીસે દીસે પાન, દીસે કીરણ ન દીસે ભાન
પ્રવાહ ન દીસે દીસે તરંગ, તેમ ચિદ્ ન દીસે દીસે અંગ
અખા દેખણહારો દ્વૈત, ટળતે રહે તે સર્વાતીત

૨૨૬.

લોહના બાર ને રૂપાના દેવ, એક દેરાસરમા થાતી સેવ.
તેમા આવી પારસ રહ્યો, સર્વ સાજ સોનાનો થયો;
ઉત્તમ મધ્યમ કર્મ જ્ઞાનવડે, અખા સર્વે હરિ નીવડે.

૨૨૭.

અખા સમગ્યા સરખી ખરી, જો સમજે તો નીપજે હરિ;
ઉંડા જળમા રત્ન જ પડ્યુ, કેમ ડબકી ખાય કને તુબડું;
છોડ તુંબીફળ જડશે રત્ન, અખા સમજ તો મોટું જત્ન.

૨૨૮.

જેમ શિલા એક ટાંકી ચીતરી, અણઘડી બીજી મેલે ભરી;
બે નાખી ઉંડા જળ વિષે, પણ સરખા બેઉ તરવા વિષે,
પંડિત મૂરખ સરખા નીવડે, અખા દ્વૈતને રૂપક ચડે.

૨૨૯.

ચતુર તે જે ચતુરાઈ વમે, વર્ત્તન માત્ર જગતમા રમે,
લક્ષ સદા રહે નિગુણાતીત, વહ્નિને લાગે નહી શીત;
ભવજળથી કોરો નીસરે, અખા એવો ચતુર તે તરે.

૨૩૦.

ઊઠ હાથનું ગણતાં આપ, તે નર જાણે નહીં અમાપ;
ઉત્પત્તિ લય કેવા માત્ર, રામરસે ભરવાનું પાત્ર;
અખા રામ સ્વતંતર ભાળ, જેણે જાય સર્વ જંજાળ.

૨૩૧.

પરબ્રહ્મ પ્રાય પોતામાં વસે, સદ્‌ગુરુ ગમે તે જો અભ્યસે;
ત્રાંબા પીતળ નિપજે ધાત, પ્રાય છે સુવર્ણની જાત;
કાષ્ઠ પાષાણ ન થાયે હેમ, અખા જ્ઞાનવણ બીજું તેમ.

૨૩૨.

તું તીરથ કાં સામું જુવે, કાં પોતાને પ્રતિબિંબે રુવે;
એવી બુધ જેણે આદરી, તેણે આપથી બીજો કીધો હરિ;
તું કલ્પદ્રુમ કાં કલ્પી રમે, અખા એમ પ્રીછે અર્થ શમે.

૨૩૩.

સુધું કહેતાં ન માનો દુઃખ, વેહેતે જળે ન દીસે મુખ;
ઠેરાણે ભાસે જેવું યથા, વણ ઠેરાણે પામ્યો વ્યથા;
જ્ઞાન એક સઘળે પિંડ વસે, અખા કૃત્યની પૂજા હસે.

૨૩૪.

એક મૂળ મંત્ર સાભળજો સત્ય, જેણે પદાર્થ કહિયે નિત્ય;
જીવતણું જે જીવજપણું, અને ઐશ્વર્ય જે ઇશ્વરતણું;
એ બેના બે વિકાર જો તજે, તો શેષ ભાગ અખા નીપજે.

૨૩૫.

વિચારે ભક્તિ થાય વણ કરી, જ્ઞાન કથ્યા વિણ પામે હરિ;
વણ ત્યાગે જ ફળે વૈરાગ્ય, સદ્વિચાર જ્યારે આવ્યો ભાગ્ય;
હરિ જાણ્યા વિણ જે જે કરે, તેને અખા કલેશ ઉગરે.

૨૩૬.

તપ તીર્થ દાન વ્રત નેમ, ઘર બેઠા તે પામે ખેમ;
સદ્વિચાર થડ જેણે ગ્રહ્યું, તેને શાખા પત્ર બારું નવ રહ્યું;
સદ્વિચાર વિણ કરે જે ઘણું, તે ધૂળ ઉપર અખા લીપણું.

૨૩૭.

રહેણી વિના કહેણી જે કથે, મહિ વિના પાણી જે મથે;
જેમ કોયલસુતને પાળે કાગ, વસંત ઋતુએ ઊડી જાએ જાગ;
લક્ષ વિના કહેણી જોઈ અખે, ભક્તિ દંભ કુતર્કે જ્ઞાન લખે.

૨૨૨.

ઘણા શબ્દ પડ્યા જે કાન, તેને તેનું લાગ્યું ધ્યાન;
કોય મુશળ પરવાહે વહ્યા, કોઈ શબ્દને ગ્રાહે ગ્રહ્યા;
એમ ગોથાં ખાતો સંસાર, અખા વિના વસ્તુ વિચાર.

૨૨૩.

પ્રવાહ પુરાતન ચાલ્યો જાય, આગળ દીસે ને પાછળ ભુસાય;
મોંહે ફૂલ ને પાછળ અદીઠ, ખપે ખરું ને રહે અનીઠ;
અખા જો એમે એ ઘાટ, એ સમજ્યા વિના સર્વ અટાટ.

૨૨૪.

પોતામાં વીખે વીખણું, નહી મંભાળે ઘર આપણું;
થઈ ગયુ ને વળિ આગળ થશે, તેની વાત કરે સૌ રમે;
એમ ચાલ્યો અવળો મંસાર, અખા ઘરમાં ખોયો સાર.

૨૨૫.

વેલ ન દીસે દીસે પાન, દીસે કીરણ ન દીસે ભાન;
પ્રવાહ ન દીસે દીસે તરંગ, તેમ ચિદ્ર ન 'દીસે દીસે અંગ;
અખા દેખણહારો દ્વૈત, ટળતે રહે તે સર્વાતીત.

૨૨૬.

લોહના બાર ને રૂપાના દેવ, એક દેરાસરમાં થાતી સેવ;
તેમાં આવી પારસ રહ્યો, સર્વ સાજ સોનાનો થયો;
ઉત્તમ મધ્યમ કર્મ જ્ઞાનવડે, અખા સર્વે હરિ નીવડે.

૨૨૭.

અખા સમસ્યા સરખી ખરી, જો સમજે તો નીપજે હરિ;
ઉંડા જળમા રત્ન જ પડ્યું, કેમ ડબકી ખાય કને તુંબડું;
છોડ તુબીફળ જડશે રત્ન, અખા સમજ તો મોહું જત્ન.

૨૨૮.

જેમ શિલા એક ટાકી ચીતરી, અણઘડી બીજી મેલે ભરી;
બે નાખી ઉંડા જળ વિષે, પણ સરખી બેઉ તરવા વિષે;
પંડિત મૂરખ સરખા નીવડે, અખા દ્વૈતને રૂપક ચડે.

૨૨૯.

ચતુર તે જે ચતુરાઈ વમે, વર્તન માત્ર જગતમા રમે;
લક્ષ મહા ગ્રહે ત્રિગુણાતીત, વહ્નિને લાગે નહીં શીત;
ભવજલથી કોરો નીસરે, અખા એવો ચતુર તે તરે.

૨૪૬

કુળવધૂ તે પરને નવ ભજે, તેમ સાધવી તે ત્યા નીપજે,
આપ છુપાડે પોતાતણુ, કથમાન હોયે ત્યા ઘણુ,
તે ભક્તની ત્યા એવી રીત, નમ્રપણે અખા છે જીત

૨૪૭

જ્ઞાનીને પર કોયે નથી, મન અમન થયુ તે વતી,
ઉત્તમ મધ્યમ સઘળુ ગયુ, મન જાતે સર્વે લીન થયુ,
ગત દિવસનુ સ્વપ્ન જ જેમ, હુ તુ ભાવ અખા થયો તેમ

૨૪૮.

જે ભુડા તુ છે ચિદ્ અશ, જોને વિચારી તારો વશ,
તુ રાજપુત્ર કા દીનમા ભળે, કા વિચારવોણો ઘરઘર -ફરે,
નિજ પદ બેસ ટળી જા જત, એમ અખા પદ પામ્યા સંત

૨૪૯

ભોગ કાજ ઉદ્યમ કા કરે, ભોગ તુજને ખોળતો ફરે,
વણ વાચ્યો આવે જેમ રોગ, એણે લેખે જાણે ભોગ,
કર્ત્તાએ કીધુ તુજ કાજ, નવ મૂકે અખા મહારાજ

૨૫૦

આહાર આશાએ જીવ સૌ થાય, આશાએ દેવ ક્ષીરસાગર જાય,
આશાએ તપિયા દેહને દમે, આશાએ વ્રત તીર્થ સૌ ભમે
રાય રંક આશાના દાસ, આશા અખા માયાનો પાશ

૨૫૧

જ્યારે પદ બેઠો નૈરાશ, ત્યારે સ્વય જ્યોતિ હોય પ્રકાશ
કૃતકૃત્ય કહીએ મહાપુરુષ, જેનો આશાપાસ ગયો અગ્રખ,
જેમ વાદળ ટળે નિરાજો સૂર, અખા પ્રકાશ તો આશા દૂર.

૨૫૨

પહેલી હરિશુ લાગી પ્રીત, તેણે ભાગી લૌકિક રીત,
એમ કરતા સગપણ નીકળ્યુ, તેણે ત્યા કાઇ કહેવુ ટળ્યુ,
સ્વામી સેવક પ્રીતે હતો ભાવ, સગપણ અખા સ્વતતર સાવ

૨૫૩

માતા તન સઘળો સસાર, પિતા પુત્રનો એક નિર્ધાર,
પિતા પુત્રને શરીર જ નથી, ભાસે તે ભ્રમની ભોરથી,
માતા તન ને ધ્યાતા ધ્યેય, પિતા પુત્ર અખા નિ શ્રેય

૨૩૮.

જ્ઞાની છે હરિનું નિજ રૂપ, ચિહ્‌ન વિના કેમ !
રાજપુત્ર હળણું નવ હળે, કાળ માયા જેને દ્વારે રળે;
શેષ શંકરનું જીવન જ્ઞાન, એવી નિધિ અખા વિણ સાન.

૨૩૯.

કુબુદ્ધિ કુતર્કે ને જ્ઞાન જ કહે, વિષય હેલ ભક્તિ કરે ગ્રહે;
ક્રોધિ ક્રોધને કહે વૈરાગ, હંસ આસને બેસાડ્યો કાગ;
ત્રણુને નાચ્યો અખા હરિ હાથ, જેમ રૂપા ભરોસે શીપની આથ.

૨૪૦.

જ્ઞાનતણો મહિમા અતિ ઘણો, તે જાણે જે વિરલો જણ્યો;
ધ્યેય ધ્યાતા તેણે પદ નથી, નિરાલંબ પદ એટલા વતી;
કથ્યા ભણ્યાનું નહીં ત્યાં કામ, જે પ્રીછે અખા નિજ ધામ.

૨૪૧.

ઊંડ હાથ તરુ ચંદનતણો, ઉગે વણ વાવ્યો હોય નહીં ઘણો;
બ્રહ્મવેત્તાનું એ દ્રષ્ટાંત, કૃત્ય રહિત જે હોય મહાંત;
એકે ચિહ્‌ન ન હોય તે વિષે, તે સરખો અખા તેને લખે.

૨૪૨.

વિષય માદક પુરુષે ભક્ષ કર્યો, ત્યારે શુધ નેત્રે ભર્મ જ સ્ફુર્યો;
ભ્રમ પડતે હરિ દૃષ્ટિ ગઈ, નેત્રે માયા આવી રહી;
માયાબળ છે અખા પ્રચંડ, તેના દર્શન જુતું પાખંડ.

૨૪૩.

સર્વ વિકાર એ મનનો જાણ, ચોર્યાશી લક્ષ ને ચારે ખાણ;
દૃષ્ટ પદારથ ચિત્તનો ઘડ્યો, ચિંતવત એને ચિત્તસું જડ્યો;
ચિત્તરૂપી રોગ મનને થયો, અખા આપોપું ભૂલી ગયો.

૨૪૪.

મેલું મન તે સામું ધસ્યું, જઈ માયા કેરે ચિત્ત વસ્યું;
માયા તણો ત્યાં બહુ વિસ્તાર, હરિને પરઠ્યા દશ અવતાર;
ચિત્ત અંગી કરતે ભ્રષ્ટ થયો, અખા દોષ હરિનો ગ્રહ્યો.

૨૪૫.

પ્રભુ વિચારે વિશ્વનું ભાન, જ્યાં લગે નવ કાઢ્યું માન;
વસ્તુ વિચારે વિશ્વ જ નથી, હરિને કર્તા કહું શાવતી;
હરિ કર્તાને કહો શાનણો, જો કલ્પિત ભ્રમ અખા આપણો.

૨૬૨.

બાળક જેમ રમાડે શ્વાન, દૂરથકી દેખાડે ધાન;
પુંછ હલાવે ચાટે લાળ, ઉંચું કરી ભરાવે ફાળ;
લલચાવ્યો દેશાંતર જાય, અખા એમ રમાડે માય.

૨૬૩.

પ્રાય ઇશ્વિર છે મનાતીત, પાણીથી અળગેરું શીત;
શીત યોગે જેમ નીર જમાય, તે ઉપર સૌ હીંડી જાય;
વસ્તુ વડે એમ જાણો મન, એમ અખા સમજે હરિજન.

૨૬૪.

જળ જામે ને જળ વિધરે, તે આધી અવની પરવરે;
હીમ ન દીસે તેમાં રંચ, તેમ એ જાણો મનના સંચ;
ત્યાં હીમ તેમ હ્યાં રામ, અખા મન સત્તાનાં કામ.

૨૬૫.

અખા લાઘવ સમઝવા માંય, જો અંતર્યામી થાએ સહાય;
સામો હોય તો સાહે હાથ, પોતે પોતામાં લેખો નાથ;
છે હુમાય પંખીની પડે, કોય હેતુવાદ કરશો મા હઠે.

૨૬૬.

અગ્નિ કાષ્ટ મેલીને પંખ, ઉપર ઉડી નાખે નિઃશંક;
નિજ ઇચ્છાયે બાળે કાય, સ્વાતિબુંદ ફરિ પરગટ થાય;
એમ અખા હોય બ્રહ્મવિચાર, ઉત્પન્ન લય જ્યાં હું તું સાર.

૨૬૭.

પ્રવૃત્તિ નિવૃત્તિની અળગી વાત, વિચાર વિના નવ આવે ધાત;
જેમ કો ભાડે રથ બેઠો જાય, બળદ મરે રથ કટકા થાય;
નોહે ચિંતા તેને પ્રતિકાર, અખા જેને સત્ય વિચાર.

૨૬૮.

જેને નથી રૂપ ગુણ નામ, જોતાં તેનાં સઘળાં કામ;
પસર્યું આપ વિચિત્રતા ભાત, વેદે કહી એ મુખની વાત;
બહુ મુખનો મોટો મહારાજ, તો અખો શું કહે તેનાં કાજ.

૨૬૯.

પ્રણવ પ્રકારે ઘાલ્યો ઘાટ, એક બાહેર દેખાડી વાટ;
જે છે તે તો અસંખ્યાત, શબ્દે કહિયે શબ્દની વાત;
જે છે તેને અખો કેમ કહે, તેની વાત તો તે જ લહે.

૨૭૦.

તારી વાત કરે છે તું, ઓછાંયા મધ્યે વર્ત્યો હું;
બહુ તેજ મધ્યે હું રહ્યો, ત્યારે રૂપ ઓછાયો ગયો:
કહે અખો મૂકી નિઃશ્વાસ, હું તો છું તારો આભાસ.

૨૭૧.

પોતાની રમ પોતા સાથ, ઇચ્છા અમલ ખાધી તે હાથ;
તારું ઘેલપણું તે હું, સાજો તે ત્યાં તુંનો તું;
અખા સંઘળો આ વસ્તુવિનોદ, હાંસી કહો કે તત્ત્વનો બોધ.

૨૭૨.

નટતણી હાલે આંગળી, હું હાલું જાણે પૂતળી;
તેનો બોલ પોતે નટ કહે, ઊંડે વિચારે અમથું રહે;
એમ અખા સહીયારી વૃત, હાથો હાથ દીસે છે તંત.

૨૭૩.

જન જાણે છે જે વૈરાગ, તે ત્યાં સામો ઉપજે રાગ;
વૈરાગ હોય ત્યા નોહે દ્વેષ, તે ત્યાં સામો બાંધે કલેશ;
આપોપાનો થાયે ત્યાગ, ત્યારે અખા સાચો વૈરાગ.

૨૭૪.

ધણી થયામા સઘળો ધંધ, જેમ રૂપ નહીં દેખે અંધ;
ગગનગામિને નહીં અટકાવ, ભૂવર્તિને બહુ ભેદ ભાવ;
ઉપર છળ્યો માર્ગ લે અખા, નહીં કો સાથી નહીં કો સખા.

૨૭૫.

જેમ જિહ્‌વા પંચામૃત ખાય, ખાતી કરતી નહીં લેપાય;
વણ ખાધે કર થાય ચીકણો, એવો ભેદ અણલિંગીતણો;
અખો જેહ નર રહે અમન, તેવું કરવું સર્વ જતંન.

૨૭૬.

સામો કો દુઃખ દાતા નથી, જેમ તાણી ન પડે એકહથી;
સ્વપ્ને દીસે નરો અનંત, તેમ જ અછતા પ્રગટે જંત;
અખા વસ્તુપણે જાગશે, તેને એનો અનુભવ હશે.

૨૭૭.

તિલક કરતા ત્રેપન વર્યાં, જપમાળાનાં નાકાં ગયાં;
તીર્થ ફરી ફરી થાક્યા ચર્ણ, તોય ન પહોંચ્યા હરિને શર્ણ;
કથા સુણી સુણી ફૂટ્યા કાન, અખા તોય નાવ્યું બ્રહ્મજ્ઞાન

૨૭૮.

એક મૂર્ખને એવી ટેવ; પત્થર એટલા પૂજે દેવ;
પાણીને દેખી કરે સ્નાન, તુળશી દેખી તોડે પાન;
એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ કયાંની વાત.

૨૭૯.

મુક્તિ બંધ પૂછે મતિમંદ, શોધી જોતાં સ્વે ગોવિંદ;
બંધ મોક્ષ ન કરે ઉચ્ચાર, આકાશ કુસુમનો નોહે હાર;
પ્રાણ પિંડમાં હું કે હરિ, જે જુવે અખા વૃત્તિ કરી.

૨૮૦.

પિંડ જોતાં કો મુકતો નથી, ત્રિવિધ તાપ ભોગવે ઘરથી;
સત્ય સંકલ્પ ને અમર કાય, સર્વે રૂપ જાણે મહિમાય;
ત્યારે અખા મુમુક્ષુ મન, જાણે તે જાણી લે જન.

૨૮૧.

જે ધરી આવ્યો ભૌતિક કાય, દેવ નર નાગ કહ્યો નવ જાય;
કાળ સત્તામાં તે ત્યા ખરો, એ તો મન કાઢો કાંકરો;
મન વચન કર્મે હરિમા ઢોળ, અખો સમજ્યો અંશે સોળ.

૨૮૨.

ગહન ગતિ છે કાળજ તણી, તેણે જે જે વાતો ભણી;
તે તેના પામ્યા પરમાણ, પડછંદાની પેરે જાણ;
માહોમાહે દુર્ધર્ષ અગાધ, અખા જીવને નાવે સાધ.

૨૮૩.

અનુભવી આગળ વાદ જ વદે, ઊંટ આગળ જેમ પાળો ખદે;
ઊંટતણા આધાં મેલાંણ, પાળાના તો છંડે પ્રાણ;
અખા અનુભવી ઇશ્વર રૂપ, સાગર આગળ શું કુદે કૂપ.

૨૮૪.

આવી નગરીમા લાગી લાય, પંખીને શો ધોખો થાય;
ઉંદર બિચારા કરતા સોર, જેને નહીં ઉડયાનુ જોર;
અખા જ્ઞાની ભવથી કયમ ડરે, અનુભવ પાંખ આકાશે ફરે.

૨૮૫.

જો જો રે મહોટાના બોલ, ઉજ્જડ ખેડે વાગ્યો ઢોલ;
અંધે અંધ અંધારે મળ્યા, જેમ તુલમાંહિ કોદરા ભળ્યા;
ઘેંસ ન થાય ચાયે ધાણી, કહે અખો એ વાતો જાણી.

૨૮૬.

આંધળો સસરો ને શણગટ વહુ, કથા સુણવા ચાલ્યું સહુ;
કહ્યું કાંઇ ને સમજ્યા કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું;
ઊંડો કુવો ને ફાટી બોખ, શિખ્યું સાંભળ્યું સર્વે ફોક.

૨૮૭.

વ્યાસ વેશ્યાની એક જ પેર, વિદ્યા બેઠી ઉછેરી ઘેર;
વ્યાસ કથા કરે ને રડે, જાણે દ્રવ્ય અઢેકું જડે;
જે જાણે વાંચ્યાની પેર, અખા કાં ન વાંચે પોતાને ઘેર.

૨૮૮.

ગજા પ્રમાણે પ્રબોધે જીવ, બંધનમાંહી રાખે સદૈવ;
સાચી વાતને મંન જ વદે, તેને મૂર્ખ ઉલટો નિન્દે;
અખા આધળે લુંટ્યો બજાર, મંન ગુરુનો એવો વિચાર.

૨૮૯.

જગતપ્રમોદી દાઝ ન ટલે, કુવાડામાંથી કાઢે જલે;
સમજુને છે સરખો ભાવ, તે ગુરુના મનમાંય અભાવ;
એમ જાણીને રીસે બળે, અખા જ્ઞાનીની નિંદા કરે.

૨૯૦.

વિષયી જીવથી પ્રીતજ કરે, તત્ત્વદર્શીપર અભાવ જ ધરે;
ખાન પાન વિષયાદિક ભોગ, તત્ત્વદર્શીને સર્વે રોગ;
અખા તે ગુરુના મનમાં ખરા, જીવ આવકાર દઇ બેસાડે પરા.

૨૯૧.

ગુરુ થઈ બેઠો મેનો સાધ, સ્વામીપણાની વળગી વ્યાધ;
તે પિંડથી દુખિયો થયો, ભેગ કરાર અનુભવથી ગયો;
વાપક જળમાં ઘુંચવી મરે, અખા જ્ઞાનીનું કહ્યું કેમ કરે.

૨૯૨.

જ્ઞાનીને તો સર્વે ફોક, બ્રહ્માદિ લગી કલ્પ્યા લોક;
જમ્બુ દાંડ કાળની માંડણી, તત્ત્વવેત્તાએ એવી ગણી;
તેની વાત ન જાણે ગૂઢ, અખા ગુરુ થઈ બેઠો મૂઢ.

૨૯૩.

સ્વામી થઇને બેઠો આપ, એ તો મનને વળગ્યું પાપ;
શિષ્ય રાખ્યાનો શિરપર ભાર, ઉપર ત્યાગ ને અંતર પ્યાર;
આશા રજ્જુને આપ્યો પાશ, અખા શું જાણે જ્ઞાનીની આશ.

૨૯૪.

જ્ઞાની ગુરુ ન થાયે કેનો, બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર તેનો;
અન્ય જીવની તેને શી પડી, જે તેને ઘેર નિત કાઢે હડી;
સેજ સુભાવે વાત જ કરે, અખા ગુરુપણું મનમાં નવ ધરે.

૨૯૫.

ગુરું થઈ મૂરખ જગમા ફરે, બ્રહ્મવેત્તાની નિંદા કરે;
ભૂત કાળમાં જે થઈ ગયા, તેની મનમાં ઈચ્છે ગયા;
અખા વેલી કેમ ટાળે વ્યથા, જે નિત્ય વાચે મડદાંની કથા.

૨૯૬.

જે પગલાં અગ્નિમાં જળે, તેને શરણે કાળ કેમ ટળે;
પડતું પક્ષી રાખે આકાશ, એમ પગલાં તે આપે વાસ;
નહીં પગલાને શરણે જા, ત્યારે અખા ભવની મટે અજા.

૨૯૭.

ચરણ શરણ તો ખોટી કરી, વણ ચરણોનો દીઠો હરી;
ચરણ જળે કે ભૂસાં દાટ, કે શ્વાન શિયાળિયાં કરડે કાટ;
તેની શરણ અખો શું ગ્રહે, જે સમજે તે એવું લહે

૨૯૮.

જો જો રે ભાઈ વાતનું મૂળ, પેટ ચોળી ઉપાડયું શૂળ;
એક સમે ખર ભાડે ગયો, કાંદા દેખી ગળિયો થયો;
ખરે આપી તેજીને પેર, એવું જાણી અખા જુતો ઘેર.

૨૯૯.

કથા કરી તે શુકજી ખરી, પરિક્ષિતને મેળાવ્યા હરી;
શીખ થઈ ત્યારે આપ્યું શું, નગ્ન થઈ ગયા વનમા પશુ;
નિ:સ્પૃહિની એવી છે કથા, અખા બીજી પેટ ભર્યાની વ્યથા.

૩૦૦.

રઘુ જદુરાજની વાત જ કહે, દત્ત ભરતનું ઓઠું લહે;
અજગર વરતી વનમા પડ્યા, તે ક્યાંઈથી આવી ચડ્યા;
તેને પોતા સરખા કર્યા, અખા ઘેર ઘેર ઉપદેશ ન કહ્યા.

૩૦૧.

દેહાભિમાન હતું પાશેર, વિદ્યા ભણતા વાધ્યું શેર;
ચરચા વદતા તોલું થયો, ગુરુ થયો ત્યા મણમા ગયો;
અખા એમ હલકાથી ભારે હોય, આત્મજ્ઞાન તે મૂળગું ખોય.

૩૦૨.

શશશૃંગનું વહાણ જ કર્યું, મૃગતૃષ્ણામાં જઇને તર્યું;
વંધ્યાસુત બે વહાણે ચડ્યા, ખપુષ્પનાં વહાણાં ભર્યાં;
જેવી શેખશલીની કથા, અખા હમણાં આગળ એવા હતા.

૩૦૩.

ત્યાં જોઇએ ત્યાં કૂડે કૂડ, સામે સામા બેઠાં ઘુડ;
કોય આવી વાત સૂરજની કરે, તે આગળ જઈ ચાંચ જ ધરે;
અખા મોટાની તો એવી જાણ્ય, મૂકી હીરો ઉપાડ્યો પાણ.

૩૦૪.

લીલા બ્રહ્મને ઓથે રહે, જેમ પારધી પશુને ગ્રહે;
એમ હરિ ઓથે ધૂતારા ઘણા, ઉપાય કરે કનક કામની તણા;
અખા ગુરુ શું મૂકે પાર, જે શિષ્ય ગર્દભ ને ગુરુ કુંભાર.

૩૦૫.

અંગ આળસુ ને તપસી થયો, ઘર મેલીને વનમાં ગયો;
કામ બાણ ન શક્યો જાળવી, રડવડતી એક આણી નવી;
શ્વાન બસાવે હીંડે છક્યો, અખા હગ્યો નહીં ને ઘર નવ રહ્યો.

૩૦૬.

ગોરીના થાવા વડ ભાગ, માતા પાસે આશા માગ;
બળદની તે કેમ થાય ગાય, મૂરખ મિથ્યા કરે ઉપાય;
જ્ઞાન વિના તે સાધન એવા, અખા તેમા ન લેવા દેવા.

૩૦૭.

મો અંધામા કાણો રાવ, આંધળાને કાણાપર ભાવ;
બ્રૌનાં નેત્રો ફૂટી ગયાં, ગુરુ આચાર્ય જ કાણા થયા;
શાસ્ત્રનણી છે એક જ આંખ, અખા અનુભવની ઉઘડી નહિ આંખ.

૩૦૮.✓

મુંડ મુંડાવી હરિને કાજ, લોક પૂજે ને કહે મહારાજ;
મન જાણે હરિએ કૃપા કરી, માયામાં લપટાણો ફરી;
સૌને મન તે કરે કલ્યાણ, અખા એને હરિ મળ્યાની હાણ.

૩૦૯.

નાતાનો એવો ઉપદેશ, પયના ગુરુ તે સઘળો વેશ;
ઘર ઘર માહાત્મ્ય વંચાવતા ફરે, દામ ગામનાં જતન જ કરે;
અખા જ્ઞાનની ન મને વાત, આવું કહેતાં આવે સાન.

૩૧૦.

હરિને કાજે ઘાટ જ ઘડે, નિજ સ્વરૂપથી પાછો પડે;
પાણો કહે હું પર્વત લહું, એ આશ્ચર્ય તે કેને કહું;
અખા થકી તે બીજો હરી, જેમ પર્વતમાંથી પાણો જ ખરી.

૩૧૧.

જાણપણામાં જાડા થયા, ડહાપણ ડોળી શેખડ રહ્યા;
નીર હતું તે કીચમાં ગયું, આતમ થકી તે અળગું રહ્યું;
છે તો ઘણો નવ દીસે ચંદ, કહે અખો માયાનો ફંદ,

૩૧૨.

અનંત કળામાં અદકા ખરા, બ્રહ્મવેત્તા એ સૌથી પરા;
વેદ, બ્રહ્માએ પૂજ્યા હરિ, તેથી લક્ષ યજ્ઞો આદરી;
ભૂત ભવિષ્ય ને અજપા જાપ, અખો નહીં તો શેનો થાપ.

૩૧૩.

વૈષ્ણવ ભેખ ધારીને ફરે, પ્રસાદ ટાંણે પત્રાવળાં ભરે;
રાંધ્યા ધાન વખાણતા જાય, જેમ પીરશે તેમ ઝાઝાં ખાય;
કીર્તન ગાઈને તોર તોડ, અખો કહે જુવાનીનું જોર.

૩૧૪.

જ્યારે મન પામ્યું નિજ ભાન, ત્યારે સર્વે થયું સમાન;
સપ્ત પુરી મધ્યમ મારું આડય, સર્વસ્વ હાર્યે ભાંગે જાડય;
જેમ કરી કવાથ રોગીને વિષે, પણ અખા અરોગી સર્વે ભખે.

૩૧૫.

કે આળસ કે ક્રોધે થયો, વાટે વેષ પહેરીને ગયો;
નહિ મહેનત વેઠે નહિ શાય, વંદે વિશ્વ એ ફળ મહિમાય;
હરિને અર્થે એક વિચાર, અખા સમુ પડે તેમ રહે સંસાર.

૩૧૬.

જાય સમૂળો સઘ સંસાર, કરતા આત્મતત્ત્વ વિચાર;
અન્ય ઉપાયે નથી એ જવા, સામા બંધ બંધાએ નવા;
કર્મ કરતા નાવે છેક, અખા વિચારે ન મળે શેષ.

૩૧૭.

અખા વસ્તુ વિચારે બ્રહ્મ, અંતરભૂત જાણવા કર્મ;
પ્રત્યક્ષ પોગર દિશે લોહમાય, ગાળે ત્યારે ફીટી જાય;
પાછો વળી ઘડાએ ઘાટ, તેમનો તેમ પોગરનો હાટ.

૩૧૮.

તે લોહનું જ્યારે દર્પણ કરે, શિકલ કરીને મસ્કલો ફરે;
તેજ નીકળે પોગર ઢંકાય, આપોપું દીસે તે માંહ્ય;
અખા જ્ઞાનની એવી પેર, કોઈ જુગે કાં આજે આદેર.

૩૧૯.

લોહ ગળતે દીસે પોગર ગળ્યા, ઘાટ થાતાં તે પાછા વળ્યા;
અહંતારૂપી લોહ છે સદા, ઘાટ થયા વિના રહે કદા;
અખા અહંના લોહું માર, મર્યા પછી તે તરશે વાર.

૩૨૦.

જે જળમાં લોહ બૂડી જતું, તે ઉપર દીસે રમતું;
તેમ ભવસાગર હરિસાગર થયો, જ્યારે આપોપાનો ભાર જ ગયો;
અખા મધ્યથો જન તું ટળી, બંધ ને મોક્ષ થકી ક્ષમા મળી.

૩૨૧.

અખા બ્રહ્મ છે બાધું નામ, તે મધ્યે અળગાં અળગાં ગામ;
જેમ બાધું જોતાં એક જ ઝાડ, વિગતે જોતાં ભાંગે જાડ;
રંગ સ્વાદ પત્ર ફળ ફૂલ, સદ્ગુરૂ મળે તો ભાંગે ભૂલ.

૩૨૨.

જાગ જોગ મંત્ર ફળ ને સિદ્ધિ, એ બ્રહ્મ ઉદરમાંહેલી રિદ્ધિ;
અંશી નર ઉધ્યો આપમાંહી, સ્વપ્ને ભોગવે ત્રણ તાપ ત્યાંહી;
વિધિ સહિત પરબ્રહ્મને જાણ, ત્યારે અખા ટળે ભવતાણ.

૩૨૩.

આત્મલક્ષમા નહિ પર આપ, વણ મંનાને કેનો આપ;
વણ જોનારે દર્પણ જથા, બિંબ પ્રતિબિંબની કહે કોણ કથા;
અખા દ્વૈત થયે ઉપાધ્ય, તન મન વિના એ સાધન સાધ્ય.

૩૨૪.

બ્રહ્મજ્ઞાની બહુ ભેળા થઈ, બ્રહ્મના દેશની વાત જ કહી;
બ્રહ્મવિદ્યા રહી બ્રહ્મને દેશ, પોતામા નવ આવ્યો લેશ;
થઈ થઈ વાતો સહુ કોઈ કહે, અખા અનુભવ્યો કોક જ રહે.

૩૨૫.

અનુભવિયાનાં એ એંધાણું, જે સારાં માઠાં બીસે બાણ;
અધ્યાત્મ ન જાણે આત્મ થકી, નોખો નોખો કહે છે બકી;
અખા જાણે હું આત્મવેત્તા થયો, તે વાવામાં દેહ'ભાગ જ રહ્યો.

૩૨૬.

પોતે ટળીને સઘળું પ્રીછ, વાટે ચાલતાં આંખ મ વીચ;
અદ્વૈત દ્વૈતનાં કરે છે કામ, સગુણ નિર્ગુણ ધાર્યાં નામ;
સગુણ નિર્ગુણ અપ્પા બે જોગ, પોતે ટળશે તેને પડશે ભોગ,

૩૨૭.

પોતે ટળ્યા તે પિછયા જાણ, તેને શોભે સઘળી વાણ;
પોતે ટળ્યા વિના શા કામના, એ તો અકૃતે વધારી કામના,
કહે અખો કાં ફોકટ ફુલ, ભણ્યાગણ્યા પણ ન ટળી ભૂલ.

૩૨૮.

ભણ્યાગણ્યા તો તે પરમાણ, જો જાણપણું ટાળીને જાણ;
મૂળ સ્વરૂપે જો કોઈ થયો, તેને ભણ્યાનો સ્વભાવ ગયો;
અખા એમ સમજ્યા તે મહંત, સચ્ચિદાનંદ વદે વેદાંત.

૩૨૯.

વેદાંતે વાત વિચારી અશી, ને શ્રોતા વક્તા સમજ્યા જશી;
વેદાંત વાચક મોટો ભેદ, આસુરીનો કર્યો ઉચ્છેદ;
દૈવી તો છે ધણીનું રૂપ, અખા આસુરી ઉંડો કૂપ.

૩૩૦.

આસુરી દૈવીને ગડબડ થઈ, દીસે દૈવી તેમા આસુરી રહી;
માટે જ્ઞાની ટળતા ફરે, જેમ રૂડે ઘેર જાતા શ્વાનથી ડરે;
અખા શ્વાન જો પ્રલ્લે થાય, તો રૂડાને ઘેર રૂડો જાય.

૩૩૧.

ઘર તો સઘળા રૂડા કર્યાં, ત્યા આસુરી રૂપે ભસે કૂતરા;
સમજુ ઘણા પણ શ્વાનનો સંગ, વણુ ટેવે જેમ વણુશે રંગ;
અખા આસુરી કુતરા જાણ, આશાની ભક્તિ મોટી હાણ.

૩૩૨.

નિરાશી ભક્તિ જો કોઈ કરે, તેનું સહેજે કારજ સરે;
સ્વરૂપ અરૂપે અદ્વૈત થાય, દ્વૈતાદ્વૈતનો લેશ જ જાય;
આત્મ અનુભવે હોય પ્રકાશ, અખા અહંકાર તે પામે નાશ.

૩૩૩.

અહંકૃતિ તજી સ્મરણ કરો, મન ક્રમ વચન હરિવડે આદરો;
ગવરાવ્યા જશ હરિના ગાઓ, હરિના છો ને હરિના થાઓ;
અહંતે અણુછતા ન થયા, છતા ધણીથી છેટા રહ્યા.

૩૫૦.

બ્રહ્મવેત્તા કેમ દર્શે ભાઈ, જે બ્રહ્મ કળામાં રહ્યા સમાઈ;
મેલી આંખે જે કોઈ ધાય, બ્રહ્મવેત્તા કેમ દસ્યો જાય;
અખા આંખ જો ઉપજે નવી, તે બ્રહ્મવેત્તા દર્શે અનુભવી.

૩૫૧.

મેલી આંખને બેસે મળો, કથા કીર્તન કરે થઈ ભલો;
પછી સામસામા થઇ કરે જબાપ, અહંકૃતિ જ્ઞાને વાધે આપ;
કેટલાકને જુદ્ધ કથ્યાનું જોર, અખા સિદ્ધાંત ન સમજે કરે બકોર.

૩૫૨.

સમજુને સમજુનો સંગ, અણસમજુને આપે અંગ;
સમજુ અણસમજુ ભર ભેળા ભમે, ભેળા બેસે ને ભેળા જમે;
અણસમજુ તે. આંધળા કુવા, સમજુ સજ્જન સરસો ગાઉ જુવા.

૩૫૩.

વસે વેગળા ભર સમજુ સજ્જન, તોયે ત્યાથી અર્પે મન;
પ્રપંચ રીતે ન રાચો ભાઈ, એવી પરાપરની છે સગાઈ;
એમ અનુભવી અનુભવીને લખે, અળગો રહે વિંધાણો પખે.

૩૫૪.

પ્રેહે વેંધ્યો તે જાણે આપ, સાજાને શો પ્રેહનો સંતાપ;
સાજો તે સાજાને ગાય, પ્રેહની વેદના વેંધ્યાને થાય;
સાજા તો શાકટને જાણ, પ્રેહનો વેંધ્યો તે જ્ઞાની વખાણ.

૩૫૫.

શાકટને તો અનીતિ સાર, જેમ કાગને અશુભનો આહાર;
તે તો તેનું માને સુખ, કાળો કાળનાં ભોગવે દુઃખ;
શાકટને લાગે સુધારસ બાણ,. પણ જ્ઞાનીના તો વેંધે પ્રાણ.

૩૫૬.

જ્ઞાની વજ્રને સુધા કરિ ગણે, શાકટ તો સુધાને વિષ ભણે;
શાકટ જ્ઞાની બેઉ જાણવા ભાય, અળગ કોઇ મ કહેશો ક્યાંય;
શાકટનો પ્રવૃત્તિ પરિવાર, જ્ઞાનીનો તો નિવૃત્તિ કુમાર.

૩૫૭.

એ બેઉને કરિયે એક, તો ગાદિયે બેસે જ્ઞાન વિવેક;
જ્ઞાની વિવેકી ઠેરાવ્યા રાય, આસુરીનાં થાણાં ઉઠી જાય;
અદલ થયું ત્યારે સબ્બાગેર, વિષ્ટિ કરતાં ચુકવ્યું વેર.

૩૫૮.

આનંદ મંગળ ઓચ્છવ થાય, હરિનાં જન તે હરિજશ ગાય;
હરિજશ ગાય તે શું કહે, આપ ટાળી ભજનમાં રહે;
અખા શહેરની શોભા નહી, જેમ વીતી રજની પ્રગટ્યો રવી.

૩૫૯.

હું હું રૂપી વીતે રાત, તેને ટળતાં થાય પ્રભાત;
જને પુરષોત્તમ થાય પસાય, તેને સર્વે સવળું થાય;
અખા વસ્તુ આફરડી નવ મળે, આરત રાખી ધણીને બળે.

૩૬૦.

આરત વિના ન ઉપજે હેત, આરત વિના પૂજનરો પ્રેત;
પુંશ્ચલી લેશ ન માડે પગ, જોર કરીને થાકયા ઠગ;
ઉપાડે ઘણુ પણ ઉભી ન થાય, અખા જોર કરનાર પાછા જાય.

૩૬૧.

નથી વાંક વિશ્વંભર તણો, જે કહિયે તે વાંક આપણો;
જેમ કોઈ ભોજન જમાડવા કરે, ત્યાં રિસાળો તે રિસે ફરે;
પૂર્ણાનંદ પીરસનારો રહે, અખા અભાગિયાને કોણ કહે.

૩૬૨.

પૂર્ણાનંદ તો પૂર્ણ દયાળ, સર્વ જીવની કરે સંભાળ;
દયા સારુ લે દશ અવતાર, અસુર નિકન્દન ભક્ત ઉદ્ધાર;
દયા સાર દાખવ્યા ધર્મ, અખા હરિનો મોટો મર્મ.

૩૬૩.

આતમ ઉપકાર કંઈ પેરે કરે, કોણ ઉપકારે આત્મા ઠરે;
ભક્ત યથારથ જે કોઈ હોય, આત્મા સહિત સમર્પે સોય;
કરી સમરણ નિર્મળો થાય, અખા ધણીના ચકો ઠેરાય.

૩૬૪.

દેહ કાળ દ્વૈત પડ્યો નડે, જેમ સજીવન સાથે સજીવન લડે;
પણ જીવન્મૃતક જે વિરલા ભમે, તેને તે સજીવન શું દમે;
જડ ચૈતન્ય તે શબ સમાન, અખા સજીવન વસ્તુજ્ઞાન.

૩૬૫.

જગત પ્રપંચ એમ ચાલ્યો જાય, જીવપણે જીવે તે સજીવ કહેવાય.
જડવત્ જીવનો એવો મનો, જીવન્મૃત જ્ઞાની ગણવો અણજીતો:
મનકજ્ઞાની તે સજીવન સહી, અખા જીવપણે જીવે તે જીવતો નહી.

૩૬૬

મૂળ સ્વરૂપ તેનું નવ જાય, એક સ્વરૂપ તે કેમ કહેવાય,
પ્રભુ અવકાશથી ઉંચા ઘણા, ઉંડાપણુની નહિ કંઈ મણા
અખા દશ દિશામા વ્યાપક અનૂપ, એ હદમાં થાય કેમ અકળ સ્વરૂપ

૩૬૭

જેને જડયુ તેને મમુ ફળ્યુ, જેમ બીજે રૂપ ઠગે વણુ ઘડયુ
વણુ ઘડયો જેમ ઉપજે વાગ, અદ્‌ભુત જ્ઞાન મોગે ઉચ્ચાટ,
નિત્ય અનિત્ય સમ નથુ ખરુ, અખા પ્રપચને મેરે પરુ

૩૬૮

સમજુ શાખી અર્ધા ઓચરે, તેની તરોવડ શુ પંડિત કરે,
પડિતને પડિતાઇનું જોર, પણ અત કરણુમા અધારૂં ઘોર,
અખા તેથકી પ્રાકૃત ભના, જો આવે સમજ્યાની કળા

૩૬૯

ગમરી મસ્કૃત શુ ભણીથી બાઇ, કયા વેદ વાચ્યા કરમાબાઇ,
વ્યાધ તે શુ ભણ્યોથો વેદ, ગણુકા શુ સમઝતી ભેદ,
વળી શ્વપચની સમજો રીત, અખા હરિ તેના જેવી સાચી પ્રીત

૩૭૦

ઝીણી માયા તે છાની છરી, માંદી થઇને મારે ખરી,
વળગી પછી અળગી નવ થાય, જ્ઞાની પંડિતને માહિથી ખાય,
પણ ઝીણો થઇને ઝીણી હણે, અખો સાચી પ્રીત તેની ગણે

૩૭૧

નહાયા ધોયા ફરે ફુટડા, ખાઇ પીને થયા ખુન્ગા
જગત પ્રમોદે જાડા થઇ, પણ ઝીણી માયા તે માહી રહી
અખા જાય ઝરે ઝીણીની પક્ષ, તે ઝીણી જનાને કરશે ભક્ષ.

૩૭૨

જતી આખને જઇ આથડે જેમ પતગિયો દીવામા પડે
જે કદાપી ઉપજે વૈરાગ, તો મીઠી માહિથી ન દીએ માગ,
કોઇ કમાય ને કોઇ ખાય, કહે અખો મુરી કયાથી થાય.

૩૭૩

મુડી ગાળ દઇ મ્હાવે મદન, મૂડી રણુ કઇ બેખ અનત
મુડી વપા કદ ધનતન ઘણા, નીગ માણસની નહીં કઇ મણા
[illegible] નહિ એમ, એમ ગોખડા વોગા મીંડ અને

૩૭૪.

અનેક રૂપે માયા રમે, જ્યાં જેવું ત્યાં તેવી ગમે;
વળી જે કોઇને જ્ઞાન ઉપજે, તો જ્ઞાની થઇને એણી ભજે;
જે કર્મ હોય મૂકવા જોગ, અખા તેનો જ પડાવે ભોગ.

૩૭૫.

એવા માયાના ઘણા છે ઘાટ, જ્યાં જોઇએ ત્યાં માયાના હાટ;
હાટે હાટે વંહોરતા હોય, કોય ખાટે કોય મુળગું ખોય;
ધન વોહોર જેણે વસ્તુ જોઇ, અખા પ્રેમપાત્ર વડા નર સોઈ.

૩૭૬.

મોય માયા નરમાઇને શું કરે, બળતી અગ્નિ પણ જળમાં ઠરે;
તૃણ તરુવરને અગ્નિનો ભે, આકાશ દાઝ્યું તે કોય ન કહે;
એમ અલ્પ આનંદિ સદા અલ્પાય, અખા પ્રેમાનંદનો પ્રલય ન થાય.

૩૭૭.

પ્રેમાનંદની ભક્તિ આકરી, વસમી વાટ મહા ખરેખરી;
કામ રહિત તે કામનો વેશ, તેનો જ્ઞાનીને ન લાધે દેશ;
પ્રેમાનંદી જ્યાં ગાય ને વાય, અલ્પાનંદીને અટપટું જણાય.

૩૭૮.

અલ્પાનંદી નિજને પ્રેમાનંદી ભણે, જેમ વાઝણી પુત્ર ખોળામાં ગણે;
વાઝણી પુત્ર તે શોભા અભિમાન, ઉદરમાં ન ઉપન્યું ગણે સંતાન;
એમ અલ્પાનંદી પોતાને ગણે ભલ, અખા પ્રેમાનંદથી ઉપન્યો પલ.

૩૭૯.

એમ ગાય વજાડે ગુણિજન ઘણા, રંગે રૂપાળા ન કાંઇ મણા,
કંઠે સુર તાળી ને તાન, ગમે ગંધર્વને પાતરનું ગાન:
પણ અખા એ તો કસબણ કહેવાયે, પતિવ્રતા પૂર્વે તેમ ન ગાય.

૩૮૦.

પતિવ્રતા જે પિયુને ભજે, અનાયાસે અવરને તજે,
જેના વસ્ત્ર સાધ્યાં જેમ તેમ, તે બરાબર વેશ્યા કરશે કેમ;
અખા પતિવ્રતા કરૂપણી હોય, પણ મોટા ગુણ માંહે પતિવ્રત જોય.

૩૮૧.

પતિવ્રત તે જે સાચું વદે, સાચું બોલ્યું કોને ન સદે;
સાચું જેમ લીંબડાનું પાન, તેમ કડવું લાગે સર્વે જ્ઞાન;
કડવે રોગ કાયાનો જાય, અખા મીઠાશે રોગ બમણો થાય.

૩૮૨.

રોગીને તો કડવું ઘટે, લીંમડો પીધે રોગ માંહિથી મટે,
નિર્ગુણ લીંમડો જો રોગ નિર્ગમે, તો સગુણ ભોજન સુખે જમે,
નિર્ગુણ થઇ સગુણમા મળે, તો અખા દૂધમા સાકર ભળે

૩૮૩

વિષ સગુણ તે વિષનુ રૂપ, હરિલીલા સગુણ તે અમૃતરૂપ,
વિષય અમૃત જો ભેળા થાય, તો વણતુ સર્વે વિષ થઇ જાય,
નિર્વિષપણે કરે પ્રેમકલ્લોલ, અખા સર્વે મીઠું જેમ ઘી ને ગોળ.

૩૮૪.

નિર્વિષપણુ તે સજીવન દશા, વિકાર સહિત તે મુડદા જેવા,
મુડદાની આભડછેટ ઘણી, તે આભડછેટ કોઇએ નવ ગણી,
અળગી આભડછેટ જોવા જાય, પોતાની અખા પલ્લે નહિ થાય.

૩૮૫.

પોતાનુ કોઇ ન જુવે મૂળ, કોણ છે જીવ ને કોણ છે સ્થૂળ,
કયો જીવ ને કયો એ દેશ, કયાથી આવી કર્યો પ્રવેશ,
જાતો ક્યા તે સમાશે જઇ, અખા એ અજાણપણુ સર્વ માંહી.

૩૮૬.

અજાણી વસ્તુ મહા અનૂપ, ધણીના અંશ ને ધણીનુ રૂપ,
જેમ અર્ણવ જળ રણમા પરવરે, જામે ત્યારે નામ નોખું ધરે,
તેમ ધણીના અંશમા પરવર્યો ભાઇ, અસુરી રણમા અખા સમાઇ.

૩૮૭

અજ્ઞાની કહે હરિ એમ કેમ હોય, નોખો નોખો ઘણુ વગોય;
સુખિયો દુ:ખિયો થઇને દગાય, એવી ગડબડ કહો કેમ કળાય,
અખા તેનો આણ જવાબ, જે સુખ દુ:ખથી અળગા આપ

૩૮૮.

જેમ ગુણ આવી આધ્મુમા ઉદ્દકે, તો અર્ણુવ તેથી શે ન બગે,
તેમ સુખ દુ:ખ સઘળા જીવને, તેમાથી કાઇ નથી શિવને
દુ:ખ જગ થઇ જગમા ભળે, સુખદુ:ખ અખા દાસ થી ટળે

૩૮૯.

દુ:ખ તો જગમા થાય જગ થયું, ત્યારે દુ:ખપણાનુ નખોદ ગયુ,
ઘણા કહે જ્યોતમા જ્યોત સમાઇ, એમ દાસનુ નખોદ ન હોય ભાઇ,
જગનું દુ:ખ ને જગમા ખપે, અખા હરિદાસ ને હજુરમા જપે.

૩૯૦.

નકલ એમ ઉરમાં નહિ આણુ, હરિજન રૂપ અસલ કરી જાણુ;
એ દિઠે આપણો સરશે અર્થ, જોયા કરે મર જુજવા ગર્થ;
થડચડી તો ડાળે ચહડાય, અખા ડાળેથી થડે ઉતરાય.

૩૯૧.

થડને ગ્રહો એમ સઘળા કહે, પણ ડાળ વિના ફળ ક્યાંથી લહે;
એકલું થડનું થડ જો હોત, તો કોણ કહેત ને કોણ આ જોત;
અખા ડાળ પત્ર પુષ્પ ફળ થડમાં, તેમ અવતાર નામ સર્વે અટલમા.

૩૯૨.

ઉપમા સહિત જે આત્મા કથે, તે મહી વિના જેમ પાણી મથે;
પાણી વિના જે મહી ડોળવું, તે ભાંગે ઘણું પણ થાય ઘોળવું;
જુગતી વિના જો એકલું ધ્રાય, તો અખા એકલે નવનીત થાય.

૩૯૩.

તેમ આપ ટાળી જો જુગ ઓચરે, તો ગુણવડે ગુણાતીતને વરે;
ગોરસને જળ ભેગાં મળે, મથે તો રૂપ મહી જળનું ટળે;
મથતાં માખણ થાય પ્રકાશ, અખા પછી રહી તે પરથી છાશ.

૩૯૪.

નવનીત કમાયો જુગતે કરી, દેહ આત્મા વડે ઓળખ્યા હરી;
તે વિવેકી સદ્ગુરુએ વલોવ્યું જદા, નવનીત નીરાળું પામ્યો તદા;
અનુભવ અગ્નિએ કીધું તુપ, અખા ભાળ એ બ્રહ્મસ્વરૂપ.

૩૯૫.

મન મૂકી જેણે ભક્તિ કરી, તેણે દીઠા નિરંતર હરી;
પૈની પેરે ઘરમાં વસ્યો, તે શોકે ન રોયો ન હર્ષે હસ્યો;
અખા તે જ નર સુખિયો થયો, દ્વંદ્વાતીત નર સુખમા રહ્યો.

૩૯૬.

આદિ કર્મ કીધે જીવ થાય, જેને કારણ અહંતા પરકાય;
એ વિગત કરે તે વક્તા ખરો, અણજાણપે ભૂલાં કા ફરો;
પંડિત જાણે કવિનો મર્મ, અખો જાણે જીવ સાધે ધર્મ.

લહરે બુદ્દબુદા ઉપજે સમાય, તોય માપ જળનું નવ થાય,<br>
જેમ ઘૃત નક થકું ઠરે, સ્વાદથી તે નવ ફરે ૧૩<br>
રૂપ તણું નામ એ જીવ, વસ્તુ ગતે એ તો છે શિવ,<br>
શરીર પ્રમાણે આવર્ણું જેહ, ક્ષેત્રજ્ઞ જીવ ભણીએ તેહ ૧૪<br>
જેમ પટ તંતે એક કપાસ, તેમ સ્થૂળ સૂક્ષ્મ સર્વાંવાસ,<br>
જેમ વડ બીજ તણા વિખ્યાત, નદી તણી તું જો શીદ જાત ૧૫<br>
ફળે વનસ્પતિ ભાર અઢાર, તે જળ એક તણો વિસ્તાર,<br>
જે ઇક્ષુ દડતણી ઉપાધ, પેરીએ પેરીએ જુજવો સ્વાદ ૧૬<br>
તાણે વાણે તંતુ એક, સ્થૂળ સૂક્ષ્મ ઉભય તું પેખ,<br>
ઇંદ્રિ ઉપાધિએ ભાસે બહુ રૂપ, પણ વસ્તુ સકળ મળી એક સ્વરૂપ ૧૭<br>
વળનો બોલ્યો શિષ્ય સુજાણ, જીવ સિદ્ધાંત કહ્યું તે પ્રમાણ,<br>
સ્વામી પ્રશ્ન ઉપન્યું એક ચિત્ત, કૃપા કરી પ્રીછવો ભગવંત ૧૮<br>
જીવ શિવ ઉભય છે એક, તો જીવને શા દુ:ખ અનેક,<br>
કો સુખીઓ કો દુ:ખીઓ ઘણો, એ અચંબો મોટો જીવતણો ૧૯<br>
સાંભળ વત્સ કહું એક મર્મ, ક્ષેત્રજ્ઞ કાયા માંહે બ્રહ્મ,<br>
સૂક્ષ્મ બ્રહ્મ ને સ્થૂલ શરીર, જોગ મળે જીવ ભાસે વીર ૨૦<br>
જેમ ગાડું તેમ દેહ પ્રમાણ, સમું સન ત્યારે સર્વ જાણ,<br>
કુસૂત્ર થયું ત્યારે ખડખડે, મુર્ખને તે દષ્ટે પડે ૨૧<br>
જેમ ઘટ વાગે થાય નાદ, તેમ દુ:ખ દીસે તે ઇંદ્રિ ઉપાધ,<br>
રેંટીઓ ફરે ને કડન્ડ થાય, ત્યારે રેંટ શું દુ:ખીઓ થાય ૨૨<br>
જેમ રેંટીઓ ગણગણ કરે, તે રુદન કરે કે ગાતો ફરે,<br>
સુખ દુ:ખ દીસે જોગે કરી, જોગ ટળે ઉપાધ ગઈ પરી ૨૩<br>
સુખ દુઃખ ભાસે ત્યાં અજ્ઞાન, ભ્રમ ટળે જેમ દશ્ય સમાન,<br>
જો! સત્ય સ્વરૂપનો અનુભવ હોય, તે જન સુખ દુ:ખને નવ જોય. ૨૪<br>
વસ્તુ ઘટે ન વધે અણુ એક, તો સુખ દુ:ખ કંઈ નથી વિશેષ,<br>
શરીર સ્વભાવે ચેષ્ટા કરે, સુખ દુ:ખ જ્ઞાની મન નવ ધરે ૨૫<br>
ચંદ્ર બિંબ જળ મધ્યે સ્થિર રહે, તે શશિને શી બાધક કરે,<br>
પવને પડનાઈ ઘુમડી ખાય, તે કયે દુ:ખશું વ્યાકુળ થાય ૨૬<br>
તાડપત્ર પવને ખડખડે, તે કયે દુ:ખે પીટણી પડે,<br>
નાળ તણો તું જોની રે ઘોષ, કયે દુ:ખે તે મૂકે પોક ૨૭<br>
વાએ વટોળીઓ ભમે જેમ, કયે દુ:ખે લોટે એ ભોમ,<br>
એહેજ સ્વભાવે સર્વે શરીર, મૂર્ખને દુઃખ ભાસે રે વીર ૨૮

નેત્ર નીરખી રૂપને જુએ, સારો કદી મુર્ખ સામુ જુએ,
શ્રવણે સુણી મન ગુણને ગ્રહે, ગંધ નાસિકાના ગુણ લહે  ૨૯
રસના સ્વાદતણુ સુખ સહે, તે તો મૂર્ખ કાઇ નવ લહે
ઉષ્ણ શીત તથા સ્ત્રીસંગ, સુખ દુખ પામે સંશયે અંગ  ૩૦
કર ચર્ણના દુખ અપાર, તે મનશુ તુ કર વિચાર
મળ મૂત્ર દ્વારે દુખ બહુ, જંતુ માત્ર ભોગવે છે સહુ  ૩૧
કટુક મધુર રસના ગુણ વદે, તેના સુખ દુખ જાગે હૃદે,
જો ઇંદ્રિ એટલી નવ જોય, તો સુખીઓ અને દુખીઓ ન કોય  ૩૨
જ્યા જેટલી ઇંદ્રિનો યોગ, ત્યા તેટલો સુખ દુખનો ભોગ
જ્યાથી ઇંદ્રિયો ક્ષીણ થાય, તેનુ સુખ દુખ ત્યાથી જાય  ૩૩
એક ઇંદ્રિ જો વૃક્ષની જાત, તેને સુખ દુખ કિંચિત્ માત્ર,
અખડ આત્મા અગોચર એક, પિંડ ઉપાધિએ ભાસે અનેક  ૩૪
વ્યાપક વસ્તુ હરિ ભરપૂર, તો જીવ આવે જાય કયા દૂર
જેમ સાહેરમા પરપોટા થાય, જ્યાથી ઉપજ્યા ત્યાજ સમાય  ૩૫
ભાડ પાત્ર ઉપજે બહુ નામ, સાજા ભાગ્યાનો પૃથ્વી ઠામ,
જીવનુ કારણ જાણ તુ હરી, નિત્ય નિરતર રહ્યો વિસ્તરી  ૩૬
શિવ જીવ વસ્તુતા છે એક, જેમ દિનકરથી દીપક અનેક,
દીપકની છે ઉત્પત્તિ નાશ, દિનકર જોત છે નિત્ય પ્રકાશ  ૩૭
ખટ્ વિકારે દેહ સંયોગ, તે જીવને ભાસે દુખ ભોગ,
ક્ષુધા તૃષ્ણા પ્રાણને નડે, શોક મોહ મનને તો અડે.  ૩૮
જરા મૃત્યુ ભોગવે શરીર, એ ખટ્ ઊર્મી ભોગવે તે જીવ,
ખટ ઊર્મી તે જીવને નડે, જેમ અચળ વૃક્ષ પત્ર ખરી પડે  ૩૯
પદ્મ પત્ર તથા ફળ એક, તો ત્યા સુખ દુખ શા વિશેષ,
સ્થૂળ સૂક્ષ્મ દ્રિષ્ટે મૃગજળ ભાસ, સ્વપ્ન ગતિ સસાર પ્રકાશ  ૪૦
ચૌદભુવન સ્વપ્નનુ પાત્ર, તો જીવનુ દુખ તે શા માત્ર,
પૂર્ણ પદ પડચેશૂ જડે, ત્યારે સુખ દુખ સ્વપ્ને ન અડે  ૪૧
કહ્યા વચન તે ચિત્તજ ધરે, સ્થિર કરી મન અનુભવ કરે,
ત્યારે યથાર્થ જાણીશ વીર, તત્ક્ષણ ગળશે ત્રિગશરીર  ૪૨
ત્યારે ઉપજશે જ્ઞાન પ્રકાશ, જતા દેખીશ સર્વાવાસ,
ભિન્ન ભાવનો થાશે રે નાશ, મન બુદ્ધિ સ્વઇંદ્રિ પ્રકાશ  ૪૩
વૈકુંઠની વાન્છના પણ સમે તો બીજે સ્થળ મન કેમ ભમે,
ઉન્મુનિ આત્માશુ રમે દ્વૈતભાવ તેને કયા દમે  ૪૪

તન મન સહેજ સ્વભાવે રમે, તેને તે સ્વરૂપ કેમ દમે;
જેમ તરવર ફળ તણાં બધાય, તેમ નબળો સબળો જીવ જણાય. ૪૫
કારે ફળ બળીઉ બળવંત, જેથી ઉપજે અનંત જંત;
કારેજ તરુ સબળો વાસ, જ્યાં ફળ બહુ પામે પ્રકાશ. ૪૬
દેહતણું દુઃખ દેહે પડે, તે દુઃખ આત્માને નહિં અડે;
આત્મા વિદેહી અપરંપાર, જ્યાં અણુ માત્ર ન ભાસે સંસાર. ૪૭
ઉત્તમ મધ્યમ સુખ દુઃખ જે, સબળ નિર્બળ સ્વપ્નવત્ તે;
ક્ષિતિ થકી ઘટ મંદિર પાત્ર, પૃથ્વી તોલ ન વધે અણુ માત્ર. ૪૮
તોલ માપ પૂર્ણ પદ એક, તો મિથ્યા ભાપણુ શો અવિશેષ;
અગમ ભેદ છે સૂક્ષ્મ વાત, એ વિધિ છે સદ્દગુરને હાથ. ૪૯
એહ વાત નહીં કહેવા જસી, તું પાત્ર જાણી કહું છું ધસી;
સંસારી સમજે નહીં કોય, જે સમજે તે સિદ્ધ જ હોય. ૫૦
કોઈ સમજ્યો અણસમજ્યો રહે, તે અનર્થ કરતો નિસ વહે;
તે માટે ગુરુ ગોવિંદ જાણ, જેનો મહિમા બોલે વેદ પુરાણ. ૫૧
પ્રથમ સકળ કર્મને તજે, સાધુ સંગત સદ્દગુરને ભજે;
બ્રહ્મવિદ્યા સદ્દગુરને સાથ, દાસ ગોપાળ - કહે અગાધ. ૫૨

## કડવું—રાગ રામગ્રી.

વળના બોલ્યા સદ્દગુરુ દેવજી, ગુરુનો મહિમા સુણ અસમ્યમેવજી. ૧
ગુરપદ પામે પ્રગટે કહેવાયજી, તેના ગુણ લક્ષણ જૂજવાં થાયજી. ૨

## ઉથલો.

ગુણ લક્ષણ તેના જૂજવા, તે સાંભળ શિષ્ય સુજાણ;
પંચ ગુરુ તે કયા કયા, અનુભવ મનમાં આણ. ૩
પ્રથમ પિતા ગુરુ જાણજે, જેહથી થયો અવતાર;
પ્રતિપાલન કરી ઉછેરિયો, તેથી પામ્યો સંસાર. ૪
બીજે ગુરુ વિદ્યા તણો, જેથી ઉદર પોષણ થાય;
ત્રીજે ગુરુ કુળ પ્રદતણો, જેથી શ્રાદ્ધ કર્મ કરાય ૫
ચોથો ગુરુ જે મંત્ર આપે, શ્રવણ સ્મરણ મંત્ર;
ચાર ગુરુની કામના નિરર્થક, અજ્ઞાન કેરા તંત્ર. ૬
એ ચાર ગુરુ માયાતણા, સંસાર ધર્મ વેવહાર;
જ્ઞાન એથી નવ ઉપજે, નવ થાય જીવ ઉદ્ધાર. ૭

ગુરુ શિરોમણિ પાંચમો, જે કને હરિનું જ્ઞાન;
વિશ્વ . વ્યાપક વસ્તુની, તે પ્રીછવે સહુ સાન. ૮
પ્રીછવે માર્ગ પિપીલિકાનો, હવે વિહંગમનો ભેદ;
પારંગત તત્ક્ષણ કરે, જ્યાં હાથ જોડે વેદ. ૯
એ વેદ પુરું નવ લહે, તે કહે શ્રી ગુરુ દેવ;
દિવ્ય લોચન ઊઘડે, તદ્રૂપ થાય અવશ્યમેવ. ૧૦
જગત રૂપ જગદીશ પેખે, દેખે આપમાં આપ;
સંસાર સર્વ સમર્થ થાય, ત્યારે દહે પુણ્ય ને પાપ. ૧૧
સ્વદેહે હરિને મેળવે, તથા કરે તેહ સમાન;
અહંકાર અંતર્ગત ક્ષય, પામ્યો પદ વિજ્ઞાન. ૧૨
જેને દોષ દૃષ્ટિ ન સંભવે, હરિ લહે સર્વાવાસ;
અલક્ષ ગત ઉન્મુનિ રહે, સદા સહજ ઉદાસ. ૧૩
તે મહંત મોટા જાણજો, જેને સદા સઘળી સાન;
તેને ભાવ ભક્તિશું સેવીએ, તો કરે આપ સમાન. ૧૪
ચર્ણ પ્રક્ષાલન કરી કરી, લીજે ચર્ણામૃત પાન;
વેદ વચને માનજો, કર્યાં અડસઠ તીરથ સ્નાન. ૧૫
ગુરુ પ્રગટ દેખે રામને, ભાઈ તે દેખાડે રામ;
સ્વદેહે હરિને મેળવે, જીવન વૈકુંઠ ઠામ. ૧૬
પામે વિષ્ણુ પારખું, સર્વનું જાણે મૂલ;
પ્રપંચ સર્વ પ્રીછયા વડે, ન ભૂલે આપ ને તૂલ. ૧૭
એવા સંતને શીર નમે, હરખે મન પ્રસન્ન;
કરોડ તેત્રીશ દેવનું, ઘેર બેઠા થયું દર્શન. ૧૮
પ્રદક્ષિણા પૃથ્વીતણી, જેણે પૂજ્યા સદ્‌ગુરુ દેવ;
અન્ય ક્ષેત્રે દેશ દેશના, પુણ્ય તે અવશ્યમેવ. ૧૯
વચન પ્રમાણે કીજીએ, તે કહેજો સઘળાં કાજ;
સાવધાન થઇ સન્મુખ હરિ, મન તજી લોક લાજ. ૨૦
સેવા ઊપજે સાધુની, એહ શુભ સત્કર્મ;
નવધા ભક્તિએ સેવીએ, જેહ છે મોટો ધર્મ. ૨૧
નવધા ભક્તિ ગુરુને ઘટે, તે નવ જાણે કોય;
ગુરુ તજી હરિને ભજે, ત્યારે મુક્ત કયાથી હોય. ૨૨
વિષયથી રહીએ વેગળા, દૃષ્ટિમાં નહીં અહંમાન;
નવધા ભક્તિ કેમ ઘટે, ન લહે તે મૂર્ખ જન. ૨૩

તેહ મારે નવધા ભક્તિ, ષોડશ પૂજા સાર;
કીજીએ ગુરુ દેવની, એ વેદ વચને વેહેવાર. ૨૪
દાન જપ તપ ધ્યાન અધ્યયન, સકળ સાધન જેહ;
એકચિત્તે ઉપાસીએ, સદ્ગુરુ સંગે તેહ. ૨૫
પામવા પરિબ્રહ્મને, એક માર્ગ મોટો જાણ;
સદ્ગુરુ સ્વામી સેવનાં, હોય કોટિક કલ્યાણ. ૨૬

### વલણ.

હોય કોટિક કલ્યાણ ભાઇ, એક પગથીઇ ગુરુ દેવ;
ગોપાળ કહે બીજે પગથીએ, હરિ પામીએ અવશ્યમેવ. ૨૭

### કડવું-રાગ રામગ્રી.

બેહુ કર જોડી વીનવે દાસજી, સ્વામિ મારા મનની પહોંચી આશજી ૧

### ઉથલો.

આશ પહોંચી મન તણી, પ્રભુ ભલો ભાખ્યો ભેદ;
સાંભળીને મારું મન ઠર્યું, એ વચન વાણી વેદ. ૨
મહિમા કહ્યો મહાપૂર્વને, ગુરુ તત્વ દાખ્યું સાર;
હવે કહો લક્ષણ સાધુનાં, જે યથાર્થ નિરધાર. ૩
સાધુને કેમ જાણીએ, કયાં લક્ષણ ને કયી ચાલ;
તે દયા કરીને પ્રીછવો, જેમ ભાગે ભર્મ તત્કાલ. ૪
સાધુ જ્યાં ત્યાં થઈ રહ્યા, તેણે ધર્યો બહુ વિધ વેષ;
દંભ જ્યાં ત્યાં વિસ્તર્યાં, પાખંડ પ્રેરક અનેક. ૫
કો સંત જપ તપ આચરે, કો કરે દયા દાન;
કો તીર્થવાસી થઈ રહ્યા, કરે નિશદિન સ્નાન. ૫
કો વસ્ત્ર વેષે શોભતો, કો દિગંબર વેષ;
કો દુગ્ધાધારી કો નિરાહારી, કો કંદ મૂળ વિશેષ. ૬
કો જટાધારી બ્રહ્મચારી, કો મુનિ મુંડિત કેશ;
કો લુંચિત કેશ મુનિ વારતા, કો સોરી કો દરવેશ ૭
સંન્યાસી દશ નામ જાણ, બાર નામ જોગી પંથ;
ચોવીસ નામ આઠ છે, પાંચ નામ કાપડી સંત. ૮
ચાર સંપ્રદાય વૈષ્ણવના, નિંબાર્ક વિષ્ણુ શ્યામ;
માધવાચાર્ય ત્રીજે, ચોથો રામાનંદી નામ. ૧૦

કો દીક્ષિત કો અગ્નિહોત્રી, કો વેદવક્તા જાણ;
કો વ્યાકરણ અધ્યયન આગળો, કો કથે શાસ્ત્ર પુરાણ. ૧૧
એવા સાધુ ખટ્ દર્શનના, જૂજવા અંધને વેષ;
મમતે બોલે મતતણા, વાદ જુગતે અનેક. ૧૨
સંસારમાં એમ વિસ્તર્યા, કરે આપે કર્યું વખાણ;
એમાં સાધુ જ્ઞાની તે કયો, સ્વામી કહે તેનું એંધાણ. ૧૩
એ તો કંઈ પ્રીછાતું નથી, કોણ સાધુ અસાધ;
એક એકથી દીસે આગળો, પાખંડ ડંડ અગાધ. ૧૪
ભલું પ્રશ્ન તેં પૂછયું, સાંભળ વીરા વાત;
સાવધાન થઈને પ્રીછજે, તુને કહું તેની ખ્યાત. ૧૫
લક્ષણ નહીં કો સાધુને, નહિ મહાપુરુષનું ચાલ;
કર્મ ધર્મ આચાર અધ્યયન, કર્યાં શિવ નિર્માલ્ય. ૧૬
પૂર્ણ બ્રહ્મ પ્રાપ્તી હવી, લહ્યા વ્યાપક સર્વવાસ;
સાધન તે સાધ નવ કરે, હવો વાસનાનો નાશ. ૧૭
પામ્યો ફળ થડ કને બેઠાં, શાને ચડે તે ઝાડ;
કામ શું નૌકાતણું, જે પહોંચ્યો પેલે પાર. ૧૮
પારસમણી સહેજે જડયો, તેને ઊદ્યમનું શું કામ;
વાસના જેની વિરમી, હરિ ઓળખ્યા સર્વ ઠામ. ૧૯
કૂપ ખણી તે શું કરે, જેને જળ મળ્યું ગંગા આદ્ય;
પૂર્ણ પદ પ્રાપ્તી હવી, તેને સમી સકળ ઉપાધ. ૨૦
સમજ્યાને સાધન કશું, નહીં ચેહેન લક્ષણ એક;
જ્ઞાન વિજ્ઞાન સર્વે શમ્યું, શમ્યા સકળ વિવેક. ૨૧
સ્વામિ શાંસ્ત્રે વર્ણવ્યાં, સાધુનાં લક્ષણ ત્રીશ;
તમો તો નથી સ્થાપતા, એ આશ્ચર્ય મોટું ઈશ. ૨૨
સાંભળ વત્સ તે પામવા, કરે કરણી પંચાશ;
સાધુ થઈ લક્ષણ ગ્રહે, ત્યારે રહવાયે ગુરુ પાસ. ૨૩
સદ્દગુરુતણે મન તો વસે, જો હોય શુદ્ધ આચર્ણ;
તે માટે લક્ષણ ત્રીશનો, વિસ્તાર પામ્યો ધર્મ. ૨૪
વ્યાસે બ્રહ્મ સચવ્યો, તે સુણે મૂરખ લોક;
સાચું તે સુઝે નહીં, વળી કરે ડગમગ ફોક. ૨૫
શ્રોતા વક્તા શું કરે, જ્યારે પ્રીછવ્યામાં પડે ભૂલ;
પારખાંની ગમ વિના, કેમ થાય વસ્તુનું મૂલ. ૨૬

સદ્દગુરુ સેવા કારણે, શિષ્યે કર્યાં અનેક ઉપાય.
લક્ષણ ઉત્તમ આચરે, તે નમે પૂજે પાય. ૨૭
સત્ય શીલ સંતોષ શમ, દમ ક્ષમા દયા ઇચ્છિત;
ત્રણ ઇક્ષણા પરહરે તો, ગુરુ ઉપજાવ્યા પ્રતીત. ૨૮
સેવા કરતા સાધુની, સેહેજે લક્ષણ હવાં વિસ્તાર;
બાંધ્યાં વચન લખ્યાં પુસ્તકે, તે કર્યાં વ્યાસે નિરધાર. ૨૯
ત્યાંલગી લક્ષણ આચર્યાં, જ્યાં લગી હોયે દૂર;
તે ક્રિયા પછી શું કરે, જેણે જાણ્યા હરિ ભરપૂર. ૩૦
શિષ્યનાં લક્ષણ સૂચવ્યાં, ભાઇ કોણ સમજે મર્મ,
કથા કહે સર્વ સાંભળે, ચાલ્યો જાય ભર્મનો ભર્મ. ૩૧
ધન કારણ ધંધો કરે, જ્યા ભૂખ્યો માગે ભીખ;
ઇચ્છે પરિગ્રહ પામવા, તે નામે ગુરુને શીશ. ૩૨
આઠ પોહોર રમે અનાથીયો, ધનવંતને કશો શ્રમ;
પામ્યો તે પુરણ હવો, અણ પામ્યાને ત્યાં કર્મ. ૩૩
અણપામ્યાને જે કર્મ કહ્યાં, સાધન થાય છે સત્ય;
તો નિર્માલ્ય એ તે કહ્યા, તેની શી છે ગત્ય. ૩૪
સાધન સાચું તે જાણજો, સદ્દગુરુ સેવા વિવેક;
અન્ય સાધન મીઠજો, આશ્રમ ભાન વિશેષ. ૩૫
હરિને પામવા કાજ તે, કરે ગુરુજીની ભક્ત;
અંત તે સાધન જાણજો, અવર સાધન મત. ૩૬
ગુરુ ભક્તિથી જ્ઞાન ઉપજે, જ્ઞાનથી પામે મોક્ષ;
મીઠે તો છે પાધરું, નવ લહે મૂરખ લોક. ૩૭
રહે તથા કારણ કથી, સગાં તે અળગો સાધ;
મેહેજનું ઘર અનુસરે, તેને ન નડે ઊર્મિ ઉપાધ. ૩૮
પાખંડ મેલ્યા પરહરી, તેણે તજ્યા પ્રપંચ દંભ;
મન ગયા ઉન્મુની થયું, ચિત્ત ચોંટયું તે નિરાલંબ. ૩૯
અલૌકિક અનુભવ થયો, કાંઈ કરે તે લોકાચાર;
ગજ કામના દંત વદનમાં, દેખાડવાના બહાર. ૪૦
જે બ્રહ્મ તન પોતે થયો, તે કરે કયાં કર્મ;
લક્ષણ જેને સૂચવ્યો, તેણે લહ્યો અનુભવ મર્મ ૪૧
જેમ બાળક સાથે તોતળું, બોલે તે માત ને તાત;
સંસાર સંગાથે સો પ્રપંચ, રમે ઉલટી ધાત, ૪૨

ગયા શ્રાદ્ધ જેણે કરયું, પછી તેને ન ઉપજે શ્રાદ્ધ;
પૂર્ણ કર્મ મારગ રાખવા, પ્રીછી કરે ઉપાધ. ૪૩
લક્ષણ સૌ લૌકિકમાં, અલૌકિકમાં છે અદ્વૈત;
જાણીને તે આચરે, લોકાચારની રીત. ૪૪
ગુરુ વિના સાધન કરે, તે જાણ તું દંભ;
પામ્યા કેડે જે કરે, તે વિશેષે પાખંડ. ૪૫
છાનું પાખંડ પ્રીછી કરે, ઋષભદેવ પામી જ્ઞાન;
મનની ગત પ્રીછયા વિના, ભૂલ્યા બહુ અજ્ઞાન. ૪૬
જનક જેમના તેમ રહ્યા, પ્રીછી તે તદ્રુપ;
તેનાં દર્શન કાજે યદુપતિ, થયા રાજ તજી અદ્ભુત. ૪૭
કો એમ રહ્યો કો તેમ રહ્યો, પણ પામ્યાનું ઘર એક;
આદ અંતે ક્રિયા નથી, છે પ્રીછવ્યું કાંઇ છેક. ૪૮
મોટા કહે તે માનીયે, જે કંઇ બોલે વીંગ;
અવર દેવ મસ્તક પૂજાવે, શિવ પૂજાવે લિંગ. ૪૯
સત્ ધર્મ કહે કરે, પણ અંતર ગત નહી પ્રીત;
મોટા કાંઇ જે આચરે, તે સર્વને વસે પ્રતીત. ૫૦

વલણ

પ્રતીત સર્વને ઉપજે, મહંતના જોઈ પ્રપંચ;
ગોપાળ કહે તે કોણ સમજે, સમજે પૂરા સંત. ૫૧

Miscellaneous Padas.

૧.

એણે સાસરડે સુખ નહી મોરી માતા, નણદી અણધટ બોલે;
એક એકથી બેઉ ચહડીઆતી, ત્રીભુવનમા નહી કો તોલે; સાસ૦
પાંચ દીએર માહારી કેડે લાગ્યા, જુદા આળ ચડાવે રે;
સાસૂ તો સહુથી અધકારી, આગળ રહીને બોલાવે રે. સાસ૦
દેરાણીએ દગો કર્યો મુજસુ, જ્યા ત્યાં હેરણા હેરે રે;
સાચું જુઠું કેહે અળગી રહી, સહુ કોને ભંભેરે રે. સાસ૦
સસરો માહારો સૌથા ઊંડો, કોઇને લગાર નવ વારે રે;
પીયુડો તો પરવશ થયો, તેહેને જો બોલું તો મારે રે. સાસ૦

કહેણ સૌ કે થઇ લાગ્યું,મારા મનમા એવું આવેરે;
દાસગોપાળ પ્રભુ હોય પાસે તો, સઉ કોને સમજાવે રે. સાસ૦

૨.

છોડ હો વ્યાસ વ્યાખ્યાન વિપરીતનું, પાધરો મારગ પ્રીછ ભાઇ;
કર્મ કર્તવ્ય સઉ મનતણી કલ્પના, એ થકી તાહરી શી વડાઇ. છોડ૦
ભ્રાંત. ભણતર સિદ્ધાંત કરી સુચવે, મસ્તક ધૂણી ધૂણી શું વખાણે;
પ્રફુલી વૃક્ષ પાસે થકી પરહરી, છાયાનું માહાત્મ્ય સત્ય જાણે. છોડ૦
નોહે નિરધાર એ પેર પ્રીછયા તણી, કરણે તું કાં કોઇ ધૂએ;
શામ વદન તેમાં દરપણ શું કરે, તાહરી બુદ્ધિ તુજને વગૂએ. છોડ૦
એક આકાર નિરધાર જો મન લગે, બીજા સંસારની ભ્રાંત ભાગે;
દાસગોપાળ કહે તેને પાયે લાગું, જેને જ્ઞાન વિજ્ઞાનની જ્યોત જાગે. છોડ૦

૩.

દશ અવતાર હરીના નિશ્ચે કર્યા, અવર અવતાર તે કોણ ભાઇ;
એ વૃતાંત પંડીત મને પ્રીછવે, તો તમારાં ભણ્યાંની બડાઇ દશ૦
વ્યાપક બ્રહ્મ અણું ઠામ ઠાલું નહીં, બ્રહ્મા તે કોણ સમાન કહાવે;
વેદવાણી એમ વચન વિરોધતાં, એ અચરજ અદ્ભુત આવે. દશ૦
નિરાકાર સાકાર સંસાર હરી, દશ અવતાર તેથી કેમ અળગા;
નિરગુણ સિરગુણ થકી વસ્તુ બીજી નથી, એહ સંશય મને મોટા વળગ્યા. દશ૦
ખોળતા ખોળતા ષટ્દરશન ખોળી વળ્યા, જેને જઈ પૃછીએ તે ઉથાપે,
પ્રશ્ન પ્રોઢાતણું અર્થ યથાર્થ તે, સાર સિદ્ધાંત કરી કો ન આપે. દશ૦
અરૂપ દીસે નહિં, રૂપ તું સ્થિર નહિં, એહની વાત લખી પાને પોચે;
દેખી જંજાળ ગોપાળ રહ્યો ઓસરી, અણુછતી વ્યાય તે શાને ભોગે. દશ૦

૪.

પ્રેમ સાધુ આગાધ ગુરુ, સત ગુરુ સેવક તમ તણો;
મુજ દીન ઉપર દયા કરો, સંસારમાં દાઝ્યો ઘણો.
સુખ નથી સંસારમા, વિશ્રામ મનને પામવા;
બહુ વિધિ બહુ આચર્યાં, સકલ વેદનો વામવા.
તીરથ નેમ બહુ કર્યાં, મારી કંચનશી કાયા કસી;
ભજન કરતાં માયા ગઈ, મારી વાસના નો ગઈ વસી.

વિષય ટળે ને હરિ મળે, ઉચ્ચાર ચિંતા બહુ થઈ;
હું શું કરું ને કાંહાં જાઉં, આયુષ્ય તો જાયે વહી.
નિયમ યોગ આભાસતા, નવધા તે ભક્તિ હરિ તણી;
ઉપાસતા બહુ દેવ દેવી, તેમ તેમ તૃષ્ણા અતિ ઘણી.
ઉંચા શાસ્ત્ર અનુભવી, ત્યા સાધુતણો મહિમા સુણ્યો;
સંત વિના હરિ ના મળે, વિશ્વાસ મન ઉપનો ઘણો.
વિશ્વાસ જાણી શબ્દનો, હું આવ્યો સમીપ તમભણી;
જ્ઞાનનું અંજન કરો પ્રભુ, આંખ ઉઘડે મુજ તણી.
માયા પડળ પરાં કરો, મારાં દેવ ચક્ષુ સહુ ઉઘડે;
સકળ સૂઝે સહેજમાં, જગદીશ જેમ છે તેમ જડે.
દાન દીજે જ્ઞાનનાં, શાન્તિ તે રદિયામાં વળે;
જેને હીંડું હું શોધતો, સ્વામી ક્રહી મુજને મળે.
મારે મારી કલ્પના, વાસના વિપરીત ગળે;
લોભ લહેરી વિરામે, જગદીશ જેમ છે તેમ મળે.
પરમાર્થ બુદ્ધિ તમતણી, ને ઉપકાર માટે દેહ ધર્યો;
તમો દીનબંધુ હું દામણો, ભંડાર અવગુણનો ભર્યો.
કૃપા સાગર પ્રભુ કાંવો, નિર્વાણ પદને દાખીએ;
ગોપાળ આરતવંતને, પ્રભુ શરણાગત રાખીએ.

## ૫.

ભલી રઝળતી રાખી મારા, સ્વામી ગુર દીન દયાળ જી.
તમો વિના આવડી કોણ કરે, કરણા ભક્તવત્સળ પ્રતિપાળ જી.
પશુતણી ગતિ હુતી મારે, પહેલી ભમતી રાનોરાન જી.
કાયા કલેશ કરંતી ટળી, વળી મુજને સાન જી.
મનુષ્ય તણી રે દેહ પાર પમાડી, દેવ તણી ગત દીધી જી.
ભવસાગરમા બૂડતાં વહાલે, આપે ઉગારી લીધી જી.
ગુર ગોવિંદ સમાન કહેવાણા, તે પરગટ હું પામી જી.
ચિત્તનુ ચંદન મનની માળા, આત્માર્પણ સેવા ઝામી જી.
તને શી ભેટ કરું ત્રિભુવન સ્વામી, એવી વસ્ત ના દેખું કાંઇ જી.
શું આપી ઓશીકળ થાઉં, એવી હોંસ રહી મનમાંહી જી.
આ સેજતણું ઘર ઘાલ્યું, મારા સ્વામી મળિયા અંતરજામી જી.
દાસગોપાળની દક્ષિણા માની, લેજે સતગુરુ બહુ નામી જી.

## ૬.

વણુ પ્રીછે તમે શાં કરો, ભાઇ કલ્પિત ધર્મ;
ધર્મે ભંપ જ ઉપજે, ન મળે પરિબ્રહ્મ. વણુ. ૧
સાધન એ સંસારમાં, કરે છે ગર્વ કોય;
કહે ભાઇ હરિ કોને મળ્યા, તું વિચારીને જોય. વણુ. ૨
એણે તું ક્યાં નિર્ગમે, મનુષ્ય અવતાર;
વિધિ નિષેધે વાહિયો, સઘળો સંસાર. વણુ. ૩
સત્યુગમાં મુનીજન વહ્યા, આણીને અભિમાન;
દ્વેષે ખટ્-દરશન હવા, થૈ તાણ્યા તાણ. વણુ. ૪
શાસ્ત્ર કર્યા સર્વે જૂજવાં, લખ્યાં વચન વિરોધ;
જેને ગુરુ જેવા મળ્યા, તેનો તેવો રે બોધ. વણુ. ૫
આપ આપના મતે આચરે, અવળા આચાર;
આચારે ઉન્મત હવા, ઉપન્યો અહંકાર. વણુ. ૬
કીરતી કેરે કારણે, ખરચે બહુ ધન;
જેમ જેમ જશને સાંભળે, તેમ તેમ હરખે મન. વણુ. ૭
હું મારું મન નવ ટળ્યું, ન ગળ્યું અભિમાન;
દોષ રહ્યા સર્વ દષ્ટિમાં, કીધું ગજસ્નાન. વણુ. ૮
અવિગત શ્રી અવિનાશની, રહી અળગી રે વાત;
પરમ તત્વનું પારખું, કોઇ સંતને હાથ. વણુ. ૯
એવા સાધુને સેવિયે, જે ઓળખાવે રામ;
જીવ મળે જગદીશને, પામે ત્યાં વિશ્રામ. વણુ. ૧૦
મહંત મોટા મહારાજના, ભાઇ છે પરધાન;
માન મુકીને કીજિયે, સેવા સાવધાન. વણુ. ૧૧
એ ઉફરું જે સાધન કરે, તે તો આળપંપાળ;
શીખામણ સારી સુણો, કહે દાસગોપાળ. વણુ. ૧૨

## 7. Visvanath Jani (*circa* 1625-1675 A.D.)

He was a native of Pātan and in 1652 A. D. he composed a life of Narasinha Mehta. Premanand has taken over a good deal of the elder poet's work without acknowledgement.* The **હારમાળા** attributed to Premanand† is also to a considerable extent the work of Visvanath and known as **હારચરિત્ર.** Another work attributed to him is **ગનિમની લડાઇ,** but the authorship of this work is doubtful.

From **નરસિંહ** મેહેતાનું ચરિત્ર.

1. A miracle.

મેહેતીએ ઘણું એક વાર્યો, સ્રીએ કહ્યો સમાચાર;
હસિત વદને કહેવા લાગ્યા, નહિ નાચું નિરધાર. ૧
એક દિવસ મેહેતાજી પાસે, આવ્યો વૈષ્ણવ જન;
નીચ વરણ હુતો તે પોતે, ઘેર માડ્યુ કિરતન. ૨
કરજોડીને કરી વિનતિ, મેહેતાજીસુ પ્રતે;
કીરતન છે આજ આપણે મંદીર, આવજો વેહેલા રાતે. ૩
પ્રસન્ન થૈને હા ભણી, તે મનમાહા આણી પ્રેમ;
મહેતીજીએ મન્ય વિચાર્યું, એ ભિયા તે એમના એમ. ૪
સમી સાઝથી ઘરમા ઘાલી, સાંકળ બાહાર દીધી;
મેહેતાજીએ હા ભણી તેસુ, (સજ્યા તેની કીધી)‡ ૫
(વીપ્રોએ)‡ રાતે મેહેતાજી, દીઠા શુદ્રતણે ભુવન;
મગન થઇને તાલ વજાડે, નાચી કરે કીરતન. ૬

---

* Was this the reason of Sāmal's biting criticism "કથ્યું કથે તે શાનો કવિ, શિખી વાત તે શાની નથી ?"

† See the **હારમાળા** in this collection given among the Mehta's works (Vol. I). It seems that Visvanāth himself had made copious use of the Mehta's own works on the subject.

‡ I have introduced the words in brackets.

તત્ક્ષણ સૌકો મળીને આવ્યા, મેહેતાના ગ્રેહે મુજાર;
મેહેતીને કહે વાક નહિ આવું, બીજો આજે સમાચાર. ૭

* * * * *

મેહેતીજી બોલ્યા સૌ પ્રતે, આસ્વામી મારો પોઢ્યો ઘેર. ૮
દ્વાર ઉઘાડીને દેખાડ્યા, મેહેતો દીઠા સજ્યાએ;
હવડાં જોઇ અમો આવ્યા છું, વિસ્મે મન સૌ થાએ. ૯
વીપ્ર દોડાવી તાંહાં જોવરાવ્યું, જુએ તો નાચે ગાય;
ફરી આવ્યા તો મેહેતો દીઠા, મેહેતાના ઘર માંહાંય. ૧૦
માહોમાહે જોઈ રહ્યા સહુ, લજ્જા પામ્યા મન;
ખરા ભક્ત તે એ દિસે છે, અકલિત ગત એ ધન. ૧૧
મેહેતાજીને જે કો નદિ, તે ગણવો અસન;
પાગ્ય લાગીને સૌકો આવ્યા, પોતાને ભોવન. ૧૨
દેવ ચરિત્ર મેહેતાનું દીઠું, ટળી મનની ભ્રાંત;
તે દિવસથી તે સમસ્તે, મુકી મનથી ખાંત. ૧૩

2. A short life of the Mehta.

નરસૈં મેહેતો વૈષ્ણવરાજ, હરિ આરાધ્યા મૂકીને લાજ. ૧
રાત દિવસ ભજે ભગવાન, પ્રેમ ધરીને કરે ગુણગાન. ૨
હરખ શોક જેને ન મળે લેશ, પરમાનંદ જેને આવેશ. ૩
વસ્ત્ર અંગે પેહેરે અતિસાર, વૈષ્ણવના અંગે ધરે શણગાર. ૪
તોરા છોગા મસ્તક ધરે, નટવર રૂપે કીરતન કરે. ૫
કૃષ્ણ છબીલાનું ધરે ચિત્ત ધ્યાન, તેની ભક્તિ ને તેવો વાન. ૬
મંગળ રૂપ જેને હૈડે વસ્યું, અમંગળ તેને ન હોયે કશું. ૭
સ્વરૂપ સુંદર મેહેતાતણું, જેને ભક્તિ રસનું પોષણ ઘણું. ૮
પહેરણો ઝીણો વસ્ત્ર અનુપ; પાપડીએ શોભે છે રૂપ. ૯
ઉપમા મેહેતાની કહેવાય, લખપતિ જેથી ઝાંખા થાય. ૧૦
અમૃત ભર્યું છે આંખ મોઝાર, નિર્મળ દ્રષ્ટિ રહિત વિકાર. ૧૧
કૃપા દ્રષ્ટિ જે ઉપર કરે, તે ભક્તિ હરિની આચરે. ૧૨
સંગત પામે નર ને નાર, તે નિર્લજ્જ થઇને ભજે મોરાર. ૧૩
સ્ત્રી પુરુષ સૌ કીરતન કરે, મેહેતાની જોડે તાલ ધરે. ૧૪
નગર લોક થયા વૈષ્ણવ જન, ઘેર ઘેર મેહેતો કરે કીરતન. ૧૫
એણી પેરે મેહેતો સમરે ગોપાળ, એમ કરતાં વિત્યો બહુ કાળ. ૧૬

ઈશ્વરી ઈચ્છા એમ થઈ, મેહેતાની સ્ત્રી વૈકુંઠ ગઈ. ૧૭
મેહેતાજી થયા પ્રસન્ન, કુંવરબાઇએ ભર્યાં લોચન. ૧૮
મેહેતાજી કહે ટળ્યો જંજાળ, પુત્રી સમરો શ્રીગોપાળ. ૧૯
કેટલા દિવસ ગયા પાછી વહી, ગોવિંદ ગતિ નવ જાયે લહી. ૨૦
શામળદાસ સુત હુતો જે, પામ્યો રામ શરણ તાંહાં તે. ૨૧
ક્ષુદ્ર સુખ મેહેતાને ગયું, ઓદી સુખ અંતર ગત લહ્યું. ૨૨
રોયા સઘળા પૂરના લોક, મેહેતાને નવ વ્યાપે શોક. ૨૩
કુંવરબાઈ અતિ દુઃખીણી થઈ, આણું આવ્યું ને સાસરે ગઈ. ૨૪
તાતે મૂકયો મસ્તક હાથ, તાહારે માથે છે ગોકુલનાથ. ૨૫
મેહેતે વળી વિનતી કરી, તાલ ધરીને સમર્યા શ્રી હરિ. ૨૬
વહુ વિધવા તે ઘરમાં રેહે, મેહેતાતણી તે પેરેજ લેહે. ૨૭
જાણો જે સસરો છે દેવ, ભાગ્ય હોય તો કરું એની સેવ. ૨૮
પછે હરખ શોક મનનો પરહરી, સસરાની સેવા આચરી. ૨૯
પૂજા વિધની સાધે પેર, હરી ભજે બેસી રહે ઘેર. ૩૦
મેહેતાજીની વાણી જેહ, ગાયે શીખે ને સાંભળે તેહ. ૩૧
અવર સ્ત્રી શિખે તે કને, હરિ ભજે સૌ એક મને. ૩૨
માનબાઈ નામે એક નાર, તેહને ઘણુ વાહાલા મોરાર. ૩૩
રતનબાઈ બીજી સુંદરી, તેહને વાહાલી ભક્તિજ હરિ. ૩૪
લાજ રહિત ને નિર્મળ મન, મેહેતા સાથે કરે કીરતન. ૩૫
ગાવા લાગે ને વાહે તાલ, સંસારની તેને છુટી જાળ. ૩૬
બીજી સખા એવી બે ચાર, તેણીએ મૂકયો લોકાચાર. ૩૭
જાંહા જાંહા મેહેતા નીરતજ કરે, ત્યાં પૂંઠે સૌ ગાતી ફરે. ૩૮
નૌતન રીત મેહેતાની ખરી, બે પાસા ઉભી સુંદરી. ૩૯
નાચે કંઠ ભરાવી હાથ, એમ વશ કીધો ગોપીનાથ. ૪૦
પુરુષ રૂપે નરસૈંયો જે, સખી ભાવ મન ધરતો તે. ૪૧
નિર્ધૂમ અગ્નિ હોયે જેમ, નરસૈં નિર્વિકારી તેમ. ૪૨
જેમ અગ્નિમા ટાઢક નહિ લેશ, તેમ વિષય બુદ્ધિનો નહિ પરવેશ. ૪૩
મન જીતી આમ કીરતન કરે, મેહેતાના સરખુ ચિત્ત ધરે. ૪૪
પંચાગ્નિ તપ કલ્પનું જે, પળસમ તાથે નાવે તે. ૪૫
પણ મેહેતાજીનું છે વચન, શ્રી મુખે જે કહ્યું પાવન. ૪૬
મારું ગાયું ગાશે જેહ, ઘણા ગોદા ખાશે તેહ, ૪૭
મારું ગાયું ગાશે જેહ, સુખે વૈકુંઠ જાશે તેહ. ૪૮
એ વચનનો ભેદ વિચાર, જાણ્યા હશે તે લેશે નિરધાર. ૪૯

કૃષ્ણ ભક્ત નરસૈં સમાન, કલજુગમાં નહિ હોયે નિદાન. ૧
નરસૈંની વાણી જે ચિત્ત ધરે, ભવસાગર તે નિશ્ચે તરે. ૧

વલણ.

ભવસાગર તે તરે નિશ્ચે, જે જાણે ગત મેહેતાતણી;
લાડ પાળે સંકટ ટાળે, ભક્ત વત્સલ વૈકુંઠધણી. ૫

The wily Nagars.

મહેતાની ઘેર ઘેરે વાત, જૂનાગઢમા વર્તી ખ્યાત;
દુર્જન લોક કરે બહુ વાત, કઠિણ હૃદયની નાગરી નાત.
કો કહે એનો ભ્રષ્ટ આચાર, ઉઘાડો ગાએ શણગાર;
કો કહે એમા પરાક્રમ ઘણું, દૈવત સાધન વીરજતણું.
મંત્ર જંત્રનું કારણ ખરૂં, તેણે કરી સહુ કરે પાધરૂં;
કો કહે એ છે વૈષ્ણવ જન, હરિ છે એ ઉપર પ્રસન્ન.
કો કહે કલિનાં કૌતક ઘણા, મન સાચા ન હોય કો તણાં;
હરિ મળવાની છે કઠણુ વાત, કયાંહાંથી મળે કીધે ઉત્પાત. ૧
ઘણા લોક જાણે છે દેવ, પણ પાખંડીની છે એમા ટેવ;
એવું સહુકો મનમા ધરે, મહેતાની નિંદા ઓચરે. ૧
શુ જાણે વૈષ્ણવની ગતિ, પશુજાત માણસ મંદમતી;
જેહેના દુષ્કૃત ક્ષેમ પામશે, તે સાધુને શિર નામશે. ૬
જેહેને માથે છે પાપના ભાર, તે હરિ જનસું ધરે અહંકાર;
પૂર્વ જન્મનું જો છે પણ, તો વૈષ્ણવ વાહાલા હોયે મન. ૭
કારણ રૂપ મેહેતો નરસૈં, તેહેની ગત દુષ્ટે નવ લહી;
જેહેને વાહાલા દેવ મોરાર, તે સાધુ સંગ રાખે મિત્રાચાર. ૮
શ્રી દામોદર જે રણછોડ, આરાધે તેહેને કરજોડ;
અંતરજામી જેહેનો સ્વામ, તેહેને નહિં બીજાશું કામ. ૯
કો આગળ શાહાને કાંઈ કહે, જેહેને સ્વામી પોતે લહે;
સમરતા આવે તતકાળ, ભક્તવત્સલ હરિ દીનદયાળ. ૧૦
સકળ ભુવનનો મોટો દેવ, કામ પડે આવે તતખેવ;
એક ચરિત્ર મહેતાનું સાર, તેનો કહૂં માંડી વિસ્તાર. ૧૧
એક સમે જણ બે આવીયા, રૂપૈઆ સાત સો લાવીયા;
આવી પૂછ્યું નગ્ર મોઝાર, કો પારખ હુંડી કરનાર. ૧૨

ઓળખું નહીં કો પુરના લોક, પણ ગાંઠે છે રૂપૈયા રોક;
નાગર લોક બેઠા છે જ્યાંહાં, આવીને બોલ્યા એમ તાંહાં. ૧૩
હુંડી કરાવા આવ્યા અમો, કો પારખ દેખ્યા જો તમો;
રૂપૈઆ ગણી આપું રોક, દ્વારકા જઇને લેશું થોક. ૧૪
તે પ્રત્યે બોલ્યા વચન, કપટી નાગર ખોટાં મન;
હા ભાઈ આંહાં મોટો ધનપાલ, હુંડી કરશે તે તતકાળ. ૧૫
જ્યાંહાં ત્યાંહાં સઘળે હુંડી કરે, કહીં આંથી પાછી નવ ફરે;
ઠગ વિદ્યાએ બોલ્યા લોક, જૈ લેશો રૂપૈયા રોક. ૧૬
નરસૈં નાગર વસે આંહાં, ઓ પેલું ઘર જાઓ તાંહાં;
નાગર લોકે કીધું હાસ, પણ વ્યાપારીને મન વિશ્વાસ. ૧૭
નવ લહી કપટીની વાત, સાંભળતાં મન થયા રળીઆત;
ઘર પૂછીને આવ્યા તાંહાં, મેહેતાજી બેઠા છે જ્યાંહાં. ૧૮
આવીને કીધો પરણામ, મેહેતાજીએ આપ્યો ઠામ;
માન દેઇને પૂછ્યું નામ, કહો કાંઈ અમ સરખું કામ. ૧૯
સ્વામ અમારી છે વિનતિ, જો હુંડી કરવી દ્વારામતિ;
રૂપૈયા રોક લ્યો સો સાત, લખો હુંડી આહું પરભાત. ૨૦
મોટા વ્યાપારી જાણ્યા તમો, તે માટે આવ્યા છું અમો;
મહેતા ને મન હરખ અપાર, હા મારો મોટો વ્યાપાર. ૨૧
પોતે મન જાણ્યું તતખેવ. નાગરને ઠગવિદ્યાની ટેવ;
જો સરવે મોકલીયા આમ, તો દામોદરજી કરશે કામ. ૨૨
રૂપૈયા ગણી લીધા હાથ, સંભાર્યા શ્રી દ્વારકાનાથ. ૨૩

### વલણ.

દ્વારકાનાથનું સમરણ કરી, રૂપૈઆ લીધા સેં સાત;
લખી હુંડી શામળશા નામે, પરદેશી કીધા રળીઆત. ૨૪

### The Hundi.

સ્વસ્ત શ્રી દ્વારામતિવાસ, શામળશા હું તાહારો દાસ;
અનેક ઉપમાના છો જોગ્ય, શુભસ્થાન છો સદા આરોગ્ય. ૧
ગૌ બ્રાહ્મણની લ્યો સંભાળ, વાચા અવિચળને પરમ દયાળ;
પ્રતિપન જશનો ભંડાર, કૃપાનિધિ પૂરણ ઉદાર. ૨
સદા સેવક જૂનાગઢ વાસ, લખિતંગ મેહેતા નરસૈં દાસ;
તમ કૃપાએ કુશળ છે આમ, મોટો આશરો તમારું નામ. ૩

શુભ ચિંતન તમારું કરું, જથા આજ્ઞાએ કારજ કર;
અપરં આહાની એ છે વાત, રૂપૈઆ લીધાં સેં સાત.
ગોવર્ધન દામોદરદાસ, લાવ્યા છે હુંડી તમ પાસ;
રૂપૈઆ ગણી રોક આપજો, વાણોતરની પત રાખજો.
મેં તમસું કીધો વ્યાપાર, તમે કરજો જેમ વાધે કાર;
આડત જેમ ચાલે આપણી, કરવી ચિંતા સેવકની ઘણી.
ક્ષણું એક વિસરતા નથી, શું કીજે જે કામારથી;
વળી વળી શાહજી એ વિનતિ, કાર ન કરશો એક રતી.
થોડામાહી ઘણું જાણવું, કૃપા કરી મનમાં આણવું;
અમને તમાહારો આશરો, વ્યાપાર આપણુનો છે ખરો.
તમાહારા નામ પ્રતાપે કરી, પેઢીની શોભા છે ખરી;
વાણોતરમા ગણ્યા અમને, લાજ અમારી છે તમને.
સેવકની હુંડી છે એહ, શકારજો ઉતાવળી તેહ;
લખી હુંડી ને દીધી આશ, ઉઠયા મન આણી વિશ્વાસ. ૧૦
મહેતાજીને નમીયા પાયે, લે હુંડીને થયા વિદાયે;
રૂપૈઆ સાત શત ગ્રહ્યા જેહ, મેહેતે પરમારથ ખર્ચ્યા તેહ. ૧૧
વેપારી ચાલ્યા તેણી વાર, મારગ માહે કરે વિચાર. ૧૨

## વલણ.

વિચાર કરતા પરવરે, દ્વારામતીને પંથ;
વેપાર જોઇ મેહેતાતણો, વિસ્મે પામ્યા ચંત. ૧૩

## The Hundi honoured.

હુંડીવાળા કરે વિચારજી, મહેતાજીનો દીસે વહેવારજી ૧
વેપારએહનો કહો કયમ ચાલેજી, નામું લેખું ખાંતે નવ લહેજી. ૨

## ઢાળ.

ખાતાવહી દીસે નહીં, નહીં નાણાવટની રીત
હુંડી નામે નોંધી નહીં, ને સ્મરણ હરીનું ચિત્ત. ૩
સેવા શાલીગ્રામની, ને તુલસી દલ ને તાલ;
ખોટી હુંડી કયમ લખે, જેહને ભક્તિ શ્રી ગોપાળ. ૪

સમરણ સેવા બહુ કરે, ને પાળે રૂડાં નેમ;
એહેવું જોઇને શેઠ એસું, રાખે છે અતિ પ્રેમ. ૫

શામળશા જે શેઠ એનો, કહાવે છે ધનપાલ;
હુંડી નેણે નરખતાં, આપશે ગણી તતકાળ. ૬

મિથ્યા હુંડી કયમ લખે, જે હોયે હરિના જન;
કુડ કપટથી વેગળા રહે, ધરે શુધ પાવન. ૭

માંહોમાંહે વિચાર કરતા, ચાલ્યા બેઉ જાય;
* * * * ૮

જાત્રીજ બેહુ કરે વિચાર, શામળશા ન મળ્યા નિરધાર;
ફર્યા પાછા મુકી નિશ્વાસ, કામ ન થયું ને મન ઉદાસ. ૯

અંતરજામી દીનદયાળ, તતક્ષણ તાંહાં થયા કૃપાળ;
શ્રીવર સુંદર દ્વારકારાયે, જાણ્યું રખે હુંડી પાછી ફરી જાયે. ૧૦

નરસૈંયે દીધું મુને કાજ, વાર લાગે તો મુહુને લાજ;
તત્ક્ષણ પ્રકટ્યા ત્રિભોવન ભૂપ, શામળ પારખ સુંદર રૂપ ૧૧

દીસંતો મોટો ધનપાલ, તેજ ઘણું ને તીલક વિશાળ;
પારખના સરખી પાઘડી, કહો પ્રભુજી કયમ આવડી. ૧૨

નેત્ર વિશાળ ને ભીનિવાન, ત્રિભોવન માહા કો નહિ સમાન;
મૂક્તાફળ કાને શોભતા, મુખે તાંબોલ અતિ ઓપંતા. ૧૩

અણીઆળું નાક શુક સમાન, ભ્રકુટી સોહે આકાર કમાન;
નીચી તાઘ ને સુંદર ઢોલણ, તતક્ષણ શીવી લાવ્યું કોણ. ૧૪

કાને કુંડળ જ્યોત પ્રકાશ, કેડે પછેડી બેહુએ પાસ,
નીચા છેડા લટકે કણા, સોહે ગાહડી નહીં કાંઈ મણા. ૧૫

વેઢ વીંટી કર નંગે જડી, તતપર કોણે આણી ઘડી;
મોટી ફુંદ ને તેહવી ચાલ, ચરણે ચમકે મોજાં લાલ. ૧૬

ખભે દોત ને નીચી ચાલ, રૂપ શોભાવ્યુ શ્રી ગોપાળ;
લેખણ એક ખોશી છે કરણ, કયમ શીખ્યા એવા આચરણ. ૧૭

લડસડતા ચાલે છે નાથ, પારખની પેરે નાખે હાથ;
વાણોતર છે સંગ બે ચાર, કો વહી કો કોથળી ધરનાર. ૧૮

નરસૈં કારણ ધરીયું રૂપ, કમળાને કહે વૈકુંઠભૂપ;
જેમ હુંડીવાળા પાછા વળ્યા, ચૌટાને નાકે જઈ મળ્યા. ૧૯

આવતા જોઇને અરથી બેહ, વિચાર કરવા લાગ્યા તેહ;
ફરી ફરી થાક્યા આપણ સહી, આ પારખ કો દીઠો નહીં. ૨૦

આ પારખ કોં દીસે છે નવા, તનક્ષણ રહ્યા ઉભા પૂછવા;
ચૌટાં સઘળાં જોઈ જોઈ વળ્યા, શેઠ આવાં ક્યાંથી નવ મળ્યા. ૨૧
ઉતાવળા જઈ પૂછે જેમ, પારખ મધુરે હસતા તેમ;
કહો શેઠજી તમો કાહાં વસો, અમ સામું જોઈ જોઈ શું હસો. ૨૨
વળતા શેઠ બોલ્યા વચન, ચિંતાતુર દીસો છો તમો મન;
વાસ હમારાને શું કરો, કાજ હોય તે મુખ ઉચરો. ૨૩
મસ્તક ધૂણે ને કર ઘસે, નરસૈં કો જૂનેગઢ વસે;
તેણે ત્યાં કીધું ઉતપાત, રૂપૈયા લીધા સેં સાત. ૨૪
લખી હુંડી શામળશા નામ, જોઈ જોઈ થાક્યા આખું ગામ;
ઘેર ઘેર હીંડું છું પૂછતા, શામળશા નવ થાએ છતા. ૨૫
પણ મનમાહાં મોટા સંદેહ, ભક્તજન કહાવે છે તેહ;
તીલક તાલ ને કીર્તન કરે, તે મિથ્યા પરધન કયમ હરે? ૨૬
તમો દીસો મોટા ધનપાલ, કહો કંઈ શામળશાની ભાળ?
સુણી વાણી એવી પ્રકાશ, પારખની પેરે કીધું હાસ. ૨૭
અરે ભાઇઓ કા ઉતાવળા, શા માટે થાઓ આકળા;
શામળશા તે મળશે આહા, લાવો હુંડી જોઇએ કાહાં. ૨૮
અરથી મન થયા રળીયાત, કાઇએક ત્યાં દીસે છે વાત;
હુંડી લઇને આગળ ધરી, વાંચીને બોલ્યા નરહરિ, ૨૯
ખોટા તે ચૌટાના લોક, નરસૈંના રૂપૈયા રોક;
શામળશા તે મહારું નામ, છાના વસીએ આણે ગામ. ૩૦
હરિજન વિના કો નવ ઓળખે, જુઠી હુંડી નરસૈં કયમ લખે;
શામળશા છોડે ગાડડી, દીઠે ટાઢાઢી થૈ આંખડી, ૩૧
શેઠ ઉભા રૂપૈયા ગણે, પારખી લીધા બેહુએ જણે;
માહોમાહે થયા રળીયાત, મહેતાજીની પૂછી વાત. ૩૨
કાગળ વળતા જાજો લેઈ, મેહેતાજીને કેહેજો જઈ;
પ્રીતસુ કરવો વેહેપાર, તમ કરજો જેમ વાધે કાર. ૩૩
દુર્જન લોકે કથની કથી, અમ તમ વચ્ચે કંઈ અંતર નથી;
જે વાર તમને જોઇએ જેહ, અમ સરખું વળી લખજો તેહ. ૩૪
અહરનિશ પત્રની જોઉં વાટ, તમ અરથે માંડ્યુ છે હાટ;
તમ આધારે રહ્યા છું અમો, એમાં સંદેહ ન રાખશો તમો ૩૫
એક ક્ષણું વિસરતા નથી, ઘણું શું કહીએ મોહે કથી:
અરથી બેઉ થયા વદાય, ચાલ્યા ત્યાંથી નમીને પાય. ૩૬

ધંન ધંન રે સંગતિ સાધુની, સંભારોને ગત વિધિની;
મેહેતાની સંગત પામીએ, હરિ દર્શનથી દુઃખ વામીએ. ૩૭
સંગત સાધુની ક્ષણું એક જેહ, અક્ષય સુખ પમાડે તેહ;
સાધુ સંગતનો જે મહીમાય, સહસ્ર જીભ્યાએ ન કહેવાય. ૩૮
અરથી હીંડયા કરી પરણામ, જૈ પોહોત્યા પોતાને ઠામ;
કાગળનું કર્યું જે શેઠ, કામ થયુ ને પોહોત્યા ઠેઠ. ૩૯

વલણ.

ઠેઠ પોહોત્યા અરથી બંને, આવ્યા જુનાગઢ માંહે;
આનંદ મનમાહે આણી, આવી નમ્યા મેહેતાને પાએ. ૪૦

## 6. Satisfaction.

વેહેપારીનાં સર્યાં સહુ કાજજી, મેહેતાનીસંગતે મળ્યા મહારાજજી;
હુંડી નાણું પામ્યા શેઠજી, કીધી જાત્રા શમ્યા સહુ શોકજી. ૧

ઢાળ.

શોક શમ્યા સહુ મન તણા, રહ્યા માસ એક દ્વારામતી;
પછે જૂનાગઢ માહા આવીયા, ને કહી મેહેતાજીને સહુ ગતી. ૨
પ્રસન્નવદન દીઠા બંનેના, મેહેતે મનમાહે લહ્યું;
શામળશા તે મળ્યા દીસે છે, કારજ પણ દીસે થયું. ૩
કુશળ વાર્તા પૂછી મેહેતે, તે વારે કહી માંડી વાત;
શામળશા તત્ક્ષણ મળ્યા, આપ્યા રૂપૈઆ સો સાત. ૪
વાંચી હુંડી તમતણી, ચાપી રૂદીયા સાથ;
ઘણુ વાહાલા છો શેઠને, તમ ઉપર અતિ રળીઆત. ૫
મુખ વચને જે કાહાવીયુ; તે કહ્યું સર્વે કથી;
વારંવાર એમ ઉચર્યા જે, મેહેતાશું અંતર નથી. ૬
રોમાંચિત મેહેતો થયા, નયણે ચાલી આસુ ધાર,
શેઠ માહારો દયાનિધિ છે, રાકની કરે સાર. ૭
હું વાણોતર રંક એહેનો, કૃપા રાખે જેહ;
લાડ પાળે દીનના તે, લક્ષણ મોટાના તેહ. ૮
આજ્ઞા આપી વહેપારીને, ગ્રહી કરમા
કીર્તન માંડયુ પ્રેમસું, સમર્યા શ્રી

## વિશ્વનાથ જાની.

### વલણ.

સંઘ જુઓ સસરાતણા, મણા નથી કાંઈ સંગ;
લજામણા થઈ આવીયા, વારુ નાતમાં રહેશે રંગ. ૧૨

### કડવું.

આ રથ જે રંગીયામણો, સુણ સુંદરી, ભાગ્યો કટકા વીશ, ઘેહેલી કાંણે કરી. ૧
બળદ નિર્ખો બે બાપડા, સુણ. એહેના પેડને ન ચડે રીસ, ઘેહેલી. ૨
સુપન ગાદી દીસતી નથી, સુણ. નહી રુપતીઆં બે ચાર, ઘેહેલી. ૩
સંગતણો જુઓ કોથળો, સુણ. કંઠે તુલસીના હાર, ઘેહેલી. ૪
કામિની રથે કાંઇએ નથી, સુણ. અહીં આવ્યાનું શું કામ, ઘેહેલી. ૫
પુરુષનાં મુખ નહીં રહે, સુણ. મહિલા ક્યમ રહે ગામ, ઘેહેલી. ૬
વૈષ્ણવ વૈરાગી ઘણા, સુણ. એ શાદાને તેડયા સાથ, ઘેહેલી. ૭
ટોપીવાળા ચોક બેસશે, સુણ. તે વાર હસશે નાગર સાથ, ઘેહેલી. ૮
કાટે કટકે કાંઈ બાંધીયાં, સુણ. તરણા જો બે તાક, ઘેહેલી. ૯
અંગ ચક્ર શું ચીતર્યાં, સુણ. શોભે સરસ રસાળ, ઘેહેલી. ૧૦
સંપુટ જે સોહામણું, સુણ. તેમાંહાં મૂર્તિ છે એક, ઘેહેલી. ૧૧
તે કને મેહેતો માગશે, સુણ. વારુ મળ્યો વિવેક, ઘેહેલી. ૧૨
પડયું છાપરું છાણનું, સુણ. ઉતાર્યો અભિરામ, ઘેહેલી. ૧૩
હરિપ્રસાદે બે બગદીઆ, સુણ. તેહેને નરખે આખું ગામ, ઘેહેલી. ૧૪
પછે કુંવરબાઈ બેટી મળ્યાં, સુણો તાતજી; સબળો હિમે સાજન, વિચારો વાતજી. ૧૫
પિતા પ્રત્યે પુત્રી કહે, સુણો. કેહી પેરે રેહેશે લાજ, વિચારો. ૧૬
પુત્રી પ્રભુ સંભારીએ, સુણ કુંવરી; સમરથ વૈકુંઠનાથ, ઘેહેલી કાંણે કરી. ૧૭
તે આપણથી અળગો નથી, સુણ. સુખે હસો સહુ સાથ, ઘેહેલી. ૧૮
કૌતુક નિર્ખી સહુ વળ્યું, સુણો તાતજી; પુત્રી ધુણે શીશ, વિચારો વાતજી. ૧૯
અહીંયાં તુંહનું આવવું, સુણો. તાંહાં ભજત જગદીશ, વિચારો. ૨૦

## 9. The Mother-in-law's list.

મુખ મરડીને સાસુ બોલ્યાં, વામા કરો વિશ્વાસ, વહુજી.
કાગળનો કથલો તો કીજે, જો જુની હોય આશ, વહુજી. ૧
મોટે મોટે નખ્રુદ બોલી, લખાવતાં શું જાય, માડી;
કટકો કાગદ ખરચ થયે, અધિક ન્યૂન નહીં થાય, માડી. ૨

વડસાસુ કહે રેહ રેહ છાની, હું રે લખાવું લેખ, વહુજી;
તે કાગળ મેહેતાને આપજો, વિગતે કરી વિશેખ, વહુજી. ૩
લખો પડીકાં કુંમકુંમકેરાં, પરોળાં દશ વીશ, વહુજી;
નારીકુંજર નાના વિધનાં, આપશે શ્રી જગદીશ, વહુજી. ૪
ગેટ શણીયાં સાળુ સાવટ, છાએલ લખો સેં ચાર, વહુજી;
પામરી ને પટકા પછેડી, બહુ મૂલ્યનાં સાર. વહુજી. ૫
શોક લખો દશ ચરમાકેરા, ચોલેરાં પંચાશ, વહુજી;
કમખા કાપડાં ઘણેરાં જોઇએ, લોક કરે સહુ આશ, વહુજી. ૬
સહસ્ર મોર સુનાની, શ્રીફળ લખો સેં સાત, વહુજી;
વીશ મણ વાંકડીયાં જોઇએ, મળશે નાગરી નાત, વહુજી. ૭
ખીરોદક મશરું ને મોળીયાં, મગીયાં અમરી ઘાટ વહુજી;
તાજાં ને ટપકે સુરંગે, નિર્ખી લેજો નાટ, વહુજી. ૮
જેહેને જે ગમે તે લખાવો, એટલું જોઇશે આજ, વહુજી;
પછે પોશાય તેહેવું કરજો, જેમ ઘરને રહે લાજ, વહુજી. ૯
જો મહેતા માથે હરિ છે, તો તાં શાહાનો વાક, વહુજી;
માંહિમેરૂ કરશે જોતાં, આવે નહિ આડો આંક, વહુજી. ૧૦
નણદી કહે સહુ સમજી લખાવ્યું, ભૂલ્યાં ખરા નિરવાણ, વહુજી;
લખ્યાથી મેહેતો નહિ ચૂકે, લખાવો વળીએ પાહાંણ, વહુજી. ૧૧

## 10. From the હાસ્યચરિત્ર.

૧.

હો ઘેહેલા નાગરા ન કીજે વાદ;
જો વૈષ્ણવ નામ ધરાવીયુ તો, વઢવાનો શો સ્વાદ. ઘેહેલા.
ભક્તને બકલું કશું રે, જે લક્ષ્મીવર માંહે લીન;
પંચમુખે પંચવસ્ત્ર તજીને, સંઘરો સદા કૌપીન. ઘેહેલા.
શુકદેવ દુર્વાસા વ્યાસજી, કરતા ભગુઆ અંગીકાર;
નટુઆની પેરે તું રે કરાછા, ગાય ઉઘાડો શૃંગાર. ઘેહેલા.
શ્રીકૃષ્ણ સ્વામી સર્વનો રે, ભાઈ ભક્તનું એ છે રે કામ;
માધવાશ્રમ કેહે કે સંન્યાસી, નથી ભિન્ન કેશવરામ. ઘેહેલા.

૨.

કોણ ઠાકુરને વિનવું વિઠ્ઠલા, કમળાના નાથ મનશું વિચારો;
દ્રૌપદી લાજને કાજે આવ્યા હરિ, દુઃખ પામે કેમ દાસ તારો. કોણ.

પ્રકટ થયુ નામ ભૂતલ વિષે ભૂધરા, નરસૈંયા નાથ એહેવું બીરદ કહાવો;
સેવક સંકટ ટાળીએ ત્રિકમા, તો તમો નાથ ભલા રે ભાવો. કોણ.
લોક દેખે સહુ, કૌતક કરે બહુ, મંડળિક મદભર્યો ક્રૂર જૂએ;
નરસૈંયાના પ્રભુ હાર એક આપીએ, જોગીઓના બળ. શાંત થાયે, કોણ.

3.

હારના આપે રે, મેહેતા તુંહુને સંન્યાસી શાપે રે. ટેક.
પુરી ભક્તિ વિના ભૂલ્યો ભમ્યો, જીવ જંજાળે વાળ્યો રે;
ઘણા દિવસ છાનું દંભ ચલાવ્યું, આજ કેડે સાલ્યો રે. મેહેતા.
પગટપરબ્રહ્મ પરમેશ્વર, તે રહ્યો વિશ્વ વ્યાપી રે;
તે સાથે તાહારે મૈત્રી શાની, રખે તું જાતો નાસી પ્રકાસી રે. મેહેતા.
તુ રામની નિંદા કરે ને, ઘેહેલા ગર્વ ગ્રખે રે;
નામ ભણે, તો હાર જડે, મુખ રામજી ભાખે રે. મેહેતા.

૪.

હસ્યા મુહુને શાપ ન લાગેરે, હાર્યો દુર્વાસા આગે રે. ટેક.
અમરીષ (મામે ક્રોધ) કરી, ગાડુઓ થૈને ગાડો રે;
ભક્ત સહાય સુદર્શન ધાયું, કહેવો જોગી નાહ્લાડો રે. હસ્યા.
કરી સંન્યાસી શરણે આવ્યા, ભક્ત મોટા કીધા રે;
અમરીષ કારણ કૃષ્ણજીએ, દશ જન્મ લીધા રે. હસ્યા.
ગજા તો ઘેહલો થયો તે, સિદ્ધ જોગીએ જાણ્યો રે.
નરસૈંયો કહે નિષ્ફળ ન જાએ, મેં કૃષ્ણ વિખાણ્યો રે. હસ્યા.

૫.

હસ્યા તુંહુને હાર વિચારે જડશે, મેહેતા તુહુને વિપત પડશે રે. ટેક.
તું પાઘડી બાંધે ખુણાઆલી, ઝીણા જામા પટકા રે;
સ્ત્રી સામુ જોઇ આખ નચાવા, કરે હાથના લટકા રે. હસ્યા.
નગર લોક માન્યું તેં, લંપટ દંભ ભેખ ધારી રે;
તેં કંઠે હાથ ધરી, નચાવી પારકી નારી રે. હસ્યા.
હેલા હાર મંગાવો મેહેતાજી, કયાં છે દેવ મોરારી રે;
મડગાંઠ કેડે ગે ઘડીનું સાડું, પછે નાખીશ મારી રે. હસ્યા.

૬.

હતો તાહારે ભરોસે વાદ વલુઘો, મહારા શામળીઆ હુ સુધો રે. ટેક
મંડળીક મુજને મારશે તો, લોક હસારત થાશે રે,
મારા રે તો કાંઈ જાન નથી, તાહારુ બીરદ જાશે રે. હુતો.
પ્રહ્‌લાદથી હિરણ્યકશિપુ હાર્યો, અમરીષથી દુર્વાસા રે,
તમ નરસૈયાથી મંડળીક હારે છે, તાહારી મુજને આશા રે. હુતો
સંન્યાસી વૈરાગી વિસ્મય બોલે, એ વર્ણા ને હું એક રે,
ભણે નરસૈયો આવ વાહાલા, હાવુ વજ્યો છે છેક રે હુતો.

૭

હો ગુણવતા નાગરા, ન કીજે હરિશુ ગર્વ રે,
જે હાર આપે નહી, તે સુકૃત ખોયુ સર્વ રે હો
હઠે દાનવ પછી પામે, તે રહે થોડા કાળ રે
તપ બળે વરદાન આપી, પછી ઉથાપે ગોપાળ રે હો
હિરણ્યકશિપુ રાવણ હઠે ગયો, હઠે ગયો દુર્યોધન રે,
અકળ સ્વરૂપ શું અટક સાહની, તુ માર મમતા મન રે હો
કયમ વાગ વાછે તાહારી, હરિ ભજ્યા જેમ તમ રે,
અટપટી ગત ગા (ગોપાળ) કેહે અદ્‌ભૂતાશ્રમ રે. હો

૮.

(એક અવ)નીધરા, દેવ દામોદરા, બહુ ગુણ તોરડા, કવણ વાણી,
શુક સાર(દ, નારદ નિ)ગમ હરી અવિગતિ ગતિ નવ જાયે જાણી, એક
વિશ્વપાલક તુ (પ્રભુ સહાય ક)રી, ટાળ ફેરા ગર્ભવાસ કેરા,
શરણ ઘો શ્રીહરી, દાસ જાણી કરી, અન્ય જીવ (કોઈ ન)હિ અનેરા એક
સગુણ સારંગધર, સુદર શુભમતિ, વિનતી જુગપતિ સુણો રે સ્વામી,
સંસાર પાર ઉતાર કરુણાનિધિ, (ગોવિંદ ગોપાળ ગરુડ)ગામી એક.
નદના નંદ મુકુંદ મુરલીધર, ગોકુળચદ ગોવિંદ ગોવાળ,
ભણે નરસૈયો સાહાય કર શ્રીહરી, દીન જાણી પ્રભુ લીજે સંભાળ એક

૯

શ્રી રઘુનદ મતિમદ હુ માનવી, દાનવી બુધ ટાળો રે દેવા,
માનના સ્વાદ ને વાદ કરી બોલીએ, ભુલીએ રામજી તોરી સેવા. શ્રી.
અકળ અવિનાશ પ્રકાશ બુધ કીજીએ દીજીએ દર્શન રામ રૂડા,
તાહરા નામનુ નાવડુ દરાન કીધુ નહીં, તે નર ભવ જળ માહે બુડા શ્રી

ભ્રાત વિભીષણ પ્રેમ વિચક્ષણ, અંજની સુત તુલસી રે દાસ;
ભીમ ભણે જેણે રામ નવ ઓળખ્યા, તે પામીયા માતનો ગર્ભવાસ. શ્રી.

૧૦

દેવા ભક્તવત્સલ તે કૃષ્ણ કહાવાસદા; આજ નામ મુકી કાં નંદલાલા;
ઇંદ્ર વૈભવ સુદામાને તેં આપીયું, આજ કૃપણ થયો કાં રે વાહાલા? દેવા.
નરકાસુર શિશુપાલ જરાસંઘ હતી, જોદ્ધાના તેં બંધ છોડયા;
પ્રલંબ બકાસુર તરણ તે તારીયા, કેશી ને કંસના કંઠ મોડયા. દેવા.
ભાવે કભાવે જેણે તું ઉપાસીયો, તે જનનીગર્ભ ન આવે વળતો;
ભણે નરસૈંયો મેઘ તું માધવા, રાખ બાળકને બાપ બળતો. દેવા.

૧૧.

મેહેતા રામનું લીજીએ નામ નામ તેણે છુટીએ રે;
એ તો કૃષ્ણથી ન સરે કામ, મિથ્યા તાલ કુટીએ રે.
નિર્મળ નામ શ્રી રામૈયાનું, પીતા પાતક જાયે રે;
રામચંદ્ર જે નામે ગાયો તો, મોઇ ઇવાડી ગાયે રે. મેહેતા.
ગર્ભવમોચન હળાહળમોચન, દીનાનાથ દયાળ રે;
રામ મુકી મેહેતા શું ગ્રહે, ગોવિંદ ગોવાળ રે. મેહેતા.
સીતાસ્વામી અંતરજામી, નામે ભવ નિસ્તાર રે;
રઘુનાથાશ્રમ કહે નરસૈંયા, માગ રામજી પાસે હાર રે. મેહેતા.

૧૨.

તાહારો રેહવા દે ભણુઆ રામ, રામનું મરતી વખતે કામ,
અમો નવ માનીએ રે.
કેશ પળાય ને આંખ ગળાય, શ્રવણે સાંભળતા રેહીએ રે;
લવ લવ વાધે શ્વાનની પેરે, તે વારે રામ રામ કહીએ. અમો નવ.
જનમનો જોગી કુટુંબ વિજોગી, ખોઈ બેઠો ધણીઆણી રે;
ઘરણી ગઈ તે વાનરે આણી, રામની ઉપમા જાણી. અમો નવ.
રંગીલો છબીલો ને છોગાળો, ગોવાળો વૈકુંઠરાય રે.
ભણે નરસૈંયો મેહેતાને મુકી, તાહારા રામજીને કાંણુ ગાય અમો નવ.

૧૩

નરસૈં હાર મંગાવ, તાહારો રામજી સુનો જવાબ.
ક્રોધ કરી બોલે પરધાન, મેહેતાજી ઉતર્યું અભિમાન. નરસૈં
વાદ કરના યે વડી વાર, દ્યાલંપટ નાગર નાખ્યો હાર. નરસૈં

તું સંત થઈ જગતને નમે, પરનારીસું રંગે રમે. નરસૈં.
વૈષ્ણવ થૈ વણુસાડ્યુ ગામ, હાવું નહીં નાહાનું કામ. નરસૈં.
મંડળીક રાય રીસે ભરાણો, મરણ માથે આવ્યું જાણો. નરસૈં.
વડી વારનો માળા માગે, તાહરો શામળો શે નવ જાગે. નરસૈં.
તુહને લોક હસારત થાશે, હવડા તાહા વહાણ વાહાશે. નરસૈં.
બોલ્યો પ્રધાન કરી રીસ, વાહાણ વાહાતે છેદુ શીશ. નરસૈં.

૧૪

શામળીઆ શુ સુતો સોડ તાણી રે,
મે તો દુભણ કાંઈ નથી જાણી રે શામળીઆ.
સમોવડ સાથે શોભીએ, દુભાતા જગદીશ રે;
કીડી ઉપર કોહાડો, હું રાંક ઉપર શી રીસ રે. શામળીઆ.
વૃન્દાવન દ્રુમ શીતલ છાયા, જમના તટ સુગંધ સમીર રે,
રાધીકાજી પગ તલાસે, ઘણુ ઉંઘ્યા શામશરીર રે. શામળીઆ.
જયમ જગ્યા દ્રૌપદીને કાજે, હાથીની કીધી વાર રે;
જરાસંધને જીતી મુકાવ્યા, રાજા વીશ હજાર રે. શામળીઆ.
માનીતીને કારણ લાવ્યા, પારિજાતિકનુ ઝાડ રે;
નરસૈંયાને હાર આપતા, કીયો ચઢશે પાડ રે. શામળીઆ.
વસુદેવ નંદ પ્રતે મુઆ તો, હુ ઉપર શો ક્રોધ રે,
ભણે નરસૈંયો વાહાણૂં વાશે, જાગ જાદવ જોદ્ધ રે. શામળીઆ.

૧૫.

શામળિયો તાહરે વેહેરે સુતો, તું તો વિષે રસમાહા ચુંઠયો. શામા;
જ્યાં વિષય તાહા વિષ્ણુ નહીં, એમ વદે વેદ પુરાણ રે;
રામ તજી જેણે વિષય સેવ્યો તેણે, પુરપ થકોય હાણ રે. શામ.
મનકાદિક શંકર શ્રી નારદ, શુકજી સનક સુજાત રે;
ગૌર મુની કપીલે ગાયો, નિર્મળ શ્રી રઘુનાથ રે. શામ.
નારાયણને નિદ્રા નથી, નરસૈં કરી જો વિચાર રે;
પ્રસાદપુરી કેહે સાચે હરિ સુતો, જેવારે તે ગાયો શણગાર રે. શામ.

૧૬.

દેવા ભક્તિ વહાલી, તુંહને ભક્તિ વહાલી, વૈકુંઠથી ભોમ્ય આવ્યા ચાલી;
અખીલ સ્વરૂપ તું દેવને દુર્લભ, ગોપીયાએ ગળે બાહ્ય ઘાલી. દેવા.
શ્રી મુખે કહે હુ ભક્ત આધીન છુ, દાસને પ્રાણની પેરે રાખુ,
સરપતી સાહે હરી રે તું કૃષ્ણજી, ચાહુ કંઈ કર્મ મારુ શુ ભાખું દેવા.

## વિશ્વનાથ જાની.

ભક્તિ માટ જશોદા ઘેર અવતર્યો, કંસ કુળ નાશન નાથ્યો કાળી;
ભક્તિ કારણ અમરિષ ઉગારીયો, લીધા અવતાર વાળીય વાળી. દેવા.
કાષ્ટ માંહે વાસ પૂર્યો ભક્ત કારણ, દાસ પ્રહ્‌લાદને અભેદાન દીધું;
નરસૈંયાચા પ્રભુ, ભક્તવત્સલ હરિ, હારને કાં તેં અમુર કીધું. દેવા.

૧૭.

ટટલે અરથ ન થાએ ચેલા, ટટલે અર્થ ન થાએ;
આઠ માસ વળવળે અર્પયો, પણ મેઘ પાણી ન પાએ. ટટલે.
સાચીસેવા વિનરામમળેનહી, જાણી તાહરી પ્રીત રે;
આપણીયેં હરિ હાર આપશે, હોય જોગ સાધ્યાની રીત રે. ટટલે.
વાયુનું રોધન શરીરનું શોધન, ઘટ ઘટ મારગ પરખો રે;
બ્રહ્મભારતિ કહે નરસૈંયા; તું જોગી થા અમ સરખો રે. ટટલે.

૧૮.

અભ્યો ભોગી રે, જેહેનું પૂર્ણ પાપ હશે તે થાશે જોગી. અભ્યો.
જટા ધરે જુગદીશ મળે તો, વડ અતિ ફાલે રે;
દં(ડ ધરે દીનાનાથ ) મળે તો, અંધ જે તે ઝાલે રે. અભ્યો.
દંઃ(વને દયાળ મળે તો ભોરિંગ ભોમે ) લોટે રે;
ભસ્મ ચઢાવે ભગવાન મળે તો, ( ગર્દભ ધૂળે લોટે રે ) અભ્યો.

## 8. Ratanji (*circa* 1625-1680 A.D.)

He was the son of Haridas and a resident of Bāglān in Nasik district His two poems are **વિભ્રંશી રાજાનું આખ્યાન** and **દ્રૌપદી ચીરહરણ** The former is quite interesting and is fairly popular

From વિભ્રંશી રાજાનું આખ્યાન

The Supreme Sacrifice

### કડવુ ૧લું

કૃષ્ણ કહે રે ભત્રો પારથ, તે મુકયો હવે ગર્વ,
હનુમંતે માન તજ્યુ, કૃષ્ણે જાણ્યુ સર્વ
કૃષ્ણે ત્યાહા વિચારીયુ, હવે કરવુ પ્રયાણ,
નગર માહે પછી આવીયા, એક સ્થાનકે નિરવાણ
અર્જુન તું તો શિષ્ય થા, હું ગુર થાઊં જાણ,
વિભ્રંશીનુ સત્ય તુજને, દેખાડુ નિરવાણ
કોઈ કાળના જોષી થયા, ને કંપે દેહી દયાળ,
દંત મુખમાએ નહીં, પણ વદન જ્યોત રસાળ
દ્વાદશ અંગે તિલક કીધા, ટીપણુ ગ્રહ્યુ હાથ,
વિભ્રશીને મંદિર ચાલી, આવીયા શ્રી જદુનાથ
કંઠે માળા રુદ્રાક્ષની, ભાલે આડ વિશાળ,
વિભ્રશી એવુ દેખતા, ચર્ણે લાગ્યો તત્કાળ
ભક્તિ અસ્તુ કહી બ્રહ્મે, દીધો આશિર્વાદ,
ધન્ય ધન્ય તું વિભ્રશી, હરી તેજનો પ્રસાદ
વિભ્રશીએ ઓળખ્યા, આપ્યુ બેસવા આસન,
અર્ઘ્યાદિ પૂજા કરી, ઊભો રહ્યો રાજન
બ્રાહ્મણ વળતુ બોલીયા, અમો માગવા આવ્યા દ્વાર,
બ્રહ્મ કેવળ તુને મળશે, સાભળ તુ દાતાર
ધર્મશાસ્ત્ર ત્યા મુખે બોલે, દાન કેરી સાથ,
ચાર વેદની ધ્વની લાગી, એમ બોલે વૈકુંઠનાથ.
રાજા ત્યા સંતુષ્ટ થયો, પ્રભુ કહ્યુ માગો દાન,
જે માગો તે આપીએ, પછી બોલ્યા શ્રી ભગવાન

મેં રાયકન્યા પરણાવી છે, કાંઈ ન આપ્યું
પુત્રી વળતી એમ કહે, સાંભળો તાત વ
દાન તારૂં સફળ હોય, મુજ ઇચ્છા પુરે
મારૂં વચન તું પાળજે, મારા પિતાજી વિ
ધર્મશીળ જે હોય રાજા, સબળો મહા જું
તેને મસ્તકે હું રહું, તુને ધર્મ થાય અ
પૃથ્વીના રાજા જોઈ આવ્યો, પવિત્ર ન દીઠા
પવિત્ર મહા બળવાન ચતુરો, વિશ્રંભી તું
રાયે સેવક તેડીઆ, વેગે લાવો શ
મારૂં મસ્તક કાપીને, આપીએ બ્રાહ્મણ હ
બ્રાહ્મણ કહે રે પુત્ર સ્ત્રીને, તેડો આણે ક
કરવત લઇને બેહુ જણ કાપે, તો આવે મારે ક
સ્ત્રી પુત્રાદિક તેડીયાં, પછી રાયે કીધું સ્ના
રૂદન કરતાં કાપશો તો, લેશું નહીં નિરવા
જૈમિની વળી બોલીયા, સાંભળ જન્મેજય ર
કૃષ્ણ અર્જુનને કહે, મુજ ભક્તનો જોમહિમ
સત્ય તેનું જોઈ કરી, અર્જુન લાગ્યો ચ
સ્વામિ મુજને કૃપા કરીએ, ગર્વ પામ્યો મ
રાજાએ મંદિરમાં આવી, સ્ત્રી તેડી તે વા
બ્રાહ્મણ આવ્યા માગવા, મુજ મસ્તક લેવા સાર.
કરવત આપ્યું હાથમાં, રાણી વિચારે મન;
બીજાનું અહીંનહીં ગજું, એ આવીયા જગજીવન.
કોણ અપરાધ મેં કર્યો, હે સ્વામિ દીનદયાલ;
મારૂં મસ્તક તજીને, તમે માગ્યું શિર ભૂપાળ.
સ્વામિનું રહેવા દીયો, મારૂં મસ્તક કાપો સ્વામ;
મુજ આગળ સ્વામી મરે, તમને ન ઘટે એ કામ.
રીસે બ્રાહ્મણ બોલીઓ, મળી લગાડી રાય;
શુદ્ધ મને આપે નહી તો, કર્મ નિષ્ફળ થાય.
રાજા કહે રે મસ્તક આપુ, શુદ્ધ મને કરી સ્વામ;
ક્ષમા કરીને લીજીએ, કીજીએ તમારૂં કામ.
રાજાએ નવ પુત્ર તેડ્યો, સ્ત્રીને તેડી સાથ;
બેસે મસ્તક કાપીને, કરવત આપ્યો હાથ.

## વિભ્રંશી રાજાનુ આખ્યાન

તારૂ મસ્તક રહેવા દે, એમ બ્રાહ્મણ બોલ્યો આજ,
તારા કુંવરનુ જો આપે તો, સરે મારૂ કાજ
એનુ મસ્તક સુદર દીસે, પુત્રીને ગમે સાર,
માટે તારૂ રહેવા દે, મુને આપ એ નિરધાર
કુંવર કહે રે મારૂ મસ્તક, લીજીએ પ્રભુ આજ,
એ થકી ત્યા શુ ભલુ, જે આવે બ્રાહ્મણ કાજ
કરવત વેગે ઊંચક્યુ, માત પિતાએ તેણી વાર,
બાળકકેરા મસ્તક ઉપર, મેલીયુ તે નિરધાર
પચ ભારૂ સુવર્ણ કુવરપર, મેલીયુ તેણી વાર,
દેવ સર્વે ડોલીઆ, તન તાપ થાય અપાર
દિવસે તારા પડે તૂટી, રુધિર વરસે મેહ,
ચન્દ્ર સૂર્ય તપે નહી, દિગ્મૂઢ થયા સહુ તેહ
ગાય નાખ્યા વાછરૂ, રતન મેલ્યા બાળ કુમાર,
શેષ ધરણી નાખી રહ્યો, ચૌદ લોક થયા કપાર.
ચોદિશા ભયકાર દીસે, અગ્નિ તપે સ્મશાન,
પવન વાયે ઉડે મદિર, આપે પુત્ર શિરનુ દાન.
નગર કોલાહલ થયુ, ને વ્યાકુલ થયા સહુ લોક,
દેવતા વિમાન બેસી જુએ, અતરિક્ષે અનેક
કૃષ્ણ કહે રે જુઓ અર્જુન, કેવો ભક્ત છે એહ,
અર્જુન ઊઠી ચર્ણે લાગ્યો, નેત્ર વહે મેહ
હઈયુ ફાટે કહે અર્જુન, દુખ નહીં સહેવાય,
બાળકનો વધ દેખતા, મુજ દીસે અગ્નિ થાય
ત્યારે કરવત હલાવ્યુ, ને છેદાયુ શિર એહ,
અર્જુનને સત દેખાડવા, કારજ રચ્યુ તેહ
પીતાંબરે માથુ મહેલી કરીને, મેહેલ્યુ સુવરણ થાન,
ચદને અર્ચીને આપ્યુ, લીજીએ - બ્રહ્મ દયાન
પીતાંબર વિપ્રે ઉઘાડ્યુ, તો ફુલ કેરો હાર,
રાજા મને શુ ઠગે છે, તો અમો જાણી નિરધાર.
એ પુષ્પને હુ શુ કરૂ, મારે મસ્તકનુ છે કાજ,
પુષ્પવત તુ દેખાયે, સાભળ કહુ મહારાજ
રાજા તે બુદ્ધ ફેરવી, ફુલ આણી મેહેલ્યા સાર,
જોઈતા ના જો હોત તો, હુ જાચત નહીં નિરધાર

દેતો હોય તો આપ મસ્તક, નહીંતર જાઉંછુ જાણ;
રાજા કહે આપુ છઉં હવડા, સ્વામી મારિંગપાણ.
બ્રાહ્મણ વળતો બોલીઓ, સાભળ ગય વચન;
પાડામા જઈ હાંક મારો તો, આવશે તુજ તન
રાણીએ જઈ હાંક મારી, પુત્ર કર વેગે સાર;
શબ્દ માત્રે પુત્ર આગળ, આવીયો તેણી વાર.
પગે ઘુઘરા રણઝણે, કંઠે મુકતા માળ;
કાને કુંડળ શોભના, દીસે તે તેજ ભુપાળ
રાજાએ કુંવર નીરખી, મન જાણીયુ એ દેવ,
કૃષ્ણજી હું પામીઓ, પરિબ્રહ્મ અવસ્યમેવ.
રાયે સુખેથી સ્નાન કીધુ, કરવત દીધુ હાથ;
કૃષ્ણનું ચિંતન કરી, શિર મેલીયુ સાક્ષાત.
કરવત શિર મેલીયુ, હરિહર કર્યો ઉચ્ચાર;
મસ્તક રાયનુ કાપીયુ, તેણે સમે ત્યા નિરધાર.
બ્રાહ્મણ વળતુ બોલીયો, સત્યવાદી રાજા નામ;
એમ મસ્તક થકી મારૂં, સરે નહીં ત્યાં કામ.
મારી પુત્રી એમ કહે, પ્રતિ દિન રમુ નવ એક;
કાપે કોને જઈને જાચું, સાભળ કહુ વિવેક.
ત્રણસે ને સાઠ દિન તે, સવત્સરના જાણ,
તેટલા મસ્તક માહારે, જોઈએ ત્યાં નિરવાણ
દાતા હોય તો આપ મુજને, સાસો મા કર આજ;
વરસ દિન નચિંત થાઉં, સરે સઘળા કાજ.
સુને રાય અસુરૂં થાય, સ્નાન સંધ્યા જાણ,
મારી કન્યા પ્રતિ દિવસે, રમશે મસ્તકે નિરવાણ.
એક મસ્તક દિન પ્રત્યે, રમશે બાળ કુમાર,
તેણે હુ સંતોષ પામીશ, તુજને પુણ્ય અપાર
રાજા મનમા દુઃખ પામ્યો, નવ કર્યું સાધન,
અંતકાળ આવ્યો સહી, નવ મળ્યા જગજીવન
શીશ કરવત મેલીયુ, રાયનુ જાપ્યુ કષ્ટ,
ગદગદ કંઠ કૃષ્ણજી, બેઉ સામસામી દૃષ્ટ.
શંખ ચક્ર ને ગદાધારી, ચતુર્ભુજ અવતાર;
મુકુટ કુંડલ શોભના, રાયે નિરખીયા તેણી વાર.

rati had a literature which could rank as "classical" and which was quite capable of being put side by side with Sanskrit as a means of culture and enlightenment.

He set up in his ancestral profession as a singer of tales from the epics. This profession was followed in his days by a large number of people, and they were known as *Puranis*, or sometimes as માણભટ્ટ ભટ્ટ, because in their singing they used to beat time upon a માણ or copper water-jar. They were a great power in the land; and, wandering about from village to village, they were an important aid in educating the masses as well as in keeping alive the flame of Hindu religion and culture. Each was accompanied by a few pupils, mostly young boys, who sang songs and otherwise accompanied their leader. They were always welcome at the villages and they had no difficulty in finding suitable lodgings and food. That was the modest fee they expected; and, living a simple life devoted to music and song, they lived to a good old age. Premānand was passing rich out of his earnings during his phenomenally long life. He used to entertain his caste people freely and spent considerable sums in giving gifts to learned people.

With the desire of placing Gujarati on a level with Sanskrit, Premānand started a sort of literary society numbering quite a hundred men and women* to carry out his great dream of making his beloved language a classic tongue. And the result of it

* Twelve of the women, it is said, were most active workers in the cause

is seen throughout the 17th century in a long line of poets and poetasters who had been trained by Premānand in this society. Six of these at least achieved considerable fame as writers and one of them–Vallabh, the poet's own son—has left us considerable material about the life of his great father.

Premānand's great rival and bitter antagonist was Sāmal. The latter excelled in another direction, and wrote long stories in verse depicting the social life of the higer classes. And so he affected to despise Premānand because he only translated what had already been written by the great Sanskrit writers of earlier centuries. Posterity has judged fairly between these rivals and has awarded the first place to Premānand inspite of the undoubted originality of Sāmal as a weaver of tales.

Premanand wrote voluminously and was practically engaged in writing poetry till the very end. The last work he was engagd upon was the દશમ સ્કન્ધ ( the 10th book of the Bhāgavata Purāna ) and he left the completion of this work as a solemn behest to his pupil Sunder.

There are at least 54 works claimed to be his though some are of doubtful authenticity. To these some critics add three dramas, but all are by no means agreed as to the authorship of these.*

*The great gap that intervenes between these ( if Premanand's work ) and the next dramatic writings in Gujarati, and the absence of any earlier drama in classical Gujarati seem to me strong arguments for believing that these are not really written by Premanand.

Premānand chose as his subjects the most popular stories from the Purānas and the epics as also from the life of the "father of Gujarati poetry", Narasimha Mehta. It is not the story he tells but his manner of telling that makes out a great writer. He knows exactly how to play upon the emotions of his audience and he passes from grave to gay and from gay to serious as his theme needs. He has a style to suit each varying mood and his words flow in a constant stream and in places often echo the very emotion they embody. This is exactly where he proves himself the master—far above any of his contemporaries. He is particularly good at depicting *vira-rasa,* the *karuna-rasa* and the *hasya-rasa.* In his battle scenes one almost hears the clash of battle. In one place in the ઋષ્યશૃંગાખ્યાન he has exceedingly cleverly depicted a beautiful woman going to the ascetic's *ashram;* the metre echoes to her swift footsteps as she rushes on, bent upon conquest.*

But the strongest point of the poet is his humour. He excels in depicting all grades of humour, from the rollicking farce to the delicate rapier thrusts intelligible only to those fully conversant with the situation. The former variety is best seen in his મંધાતા આખ્યાન which sets one roaring from beginning to end. 'King Yavanāshva attacked with raging thirst drinks up a magic potion intended for his wife and becomes pregnant. He cannot hide this important fact and he behaves just like an inexperienced girl during her

*See below selection No. XXIII.

first pregnancy. He feels frightened and asks his queen:

> આ જો આ જો મારા ઉદરમાં, ઉંચું નીચું શું થાય રાણી,
> ગોળા સરખું કંઈ ચઢી આવે, જોત જોતાં તે જાય રાણી,
> *　　*　　*　　*
> હું તુંજને પેરે પૂછું છું, ગર્ભવંતીને કેવું થાય રાણી.

The finer type of humour is found especially in the Mehta poems of Premānand. He has dealt with the Mehta's life in great detail and has all along made sly hits at the social customs of his caste. Among his poems none are so exquisite in their language nor so rich in humour as this series. His સુદામા ચરિત્ર, too, is another masterpiece of humour.

All the three great poets of the 17th century, Akho, Premānand and Sāmal had the gift of humour but in each it has developed differently. Akho's cynical outbursts have converted his humour into bitter irony; and Sāmal's humour takes the form of brilliant combat of wits and there is also an undercurrent of cynicism at times visible. But in Premānand the humour is clear and sparkling and there is no touch of cynicism or bitterness about it. Indeed throughout all his voluminous writings we find the poet to be a happy, clean-minded singer, a person who has devoted all his powers to the service of his language and his religion and who is consequently unaffected by any worldly vices.

It is remarkable that Premānand with characteristic modesty never claimed for himself the title of કવિ or "poet". In fact he rather resented the title. He has said somewhere,

· · કવિ નામ ધારી નથી, ભટ્ટ અમે ભાગ્યતણા.

He called himself a ગાગરીઆ ભટ્ટ and his chief pporters were the masses who were always willing listen to him. Occasionally however he had to :k the help of petty chieftains like the Raja of ındarbar, for whom he expressly wrote his નળાખ્યાન. ıt he was very averse to needless flattery and lued his independance higher than the patronage any prince. His whole character is finally summed the poet Narmad in these words:

કવિ પોતે પણ એજ આનંદ લેનારો હતો. સ્વભાવે માયાળુ, મળ-તેડો, વિવેકી ને ટરેલ હતો. સંસાર-ઉપાધિમાં છતે તે ગભરાયો નહી, ı સુધે રસ્તે ઉદ્યમ કરી સંતોષથી રહેતો. એ પોતાના કુટુંબ મિત્રમંડળમાં ઘી મજા ચઢી, હાલકા અભિમાનથી, હાલકા કૌતિલાપણાથી રસવાર્તા l આનંદમાં કાળ ગુજરતો હોવો જોઇએ.*

Such was the greatest poet of Gujarat, a man 10 was rightly named Premānand, because,

પ્રેમાનંદ તો પ્રેમની અને આનંદનીજ મૂર્તિ હતી. એટલે તેણે આપણને ના અને આનંદના રસમાંજ ઝબોળ્યા છે. †

A list of the works of Premānand with their tes, where ascertainable, is as follows ‡

1. સ્વર્ગ નીસરણી; 2. લક્ષ્મણા હરણ (A. D. 1664); 3. ઓખા ણ (1667); 4. ચંદ્રહાસ આખ્યાન (1671); 5. અભિમન્યુ ખ્યાન (1671); 6. મદાલસા આખ્યાન (1672); 7. ઋષ્યશૃંગ ખ્યાન (1673), 8. નરસિંહ મહેતાની હુંડી (1674); 9. બભ્રુવાહન ખ્યાન (1676), 10. પાંડવાશ્વમેધ (1676); 11. દ્રૌપદી હરણ

*Quoted by Bhanusukhram N. Mehta in his *Premanand*, Shri Sayaji Sahityamala ) p 47.

† Ibid, પ્રસ્તાવના, p. 2, also see opening lines of the ne work

‡ Ibid, pp 23 ff

(1676 ?)*; 12. હારમાળા (1678); 13. દ્રૌપદી સ્વયંવર (1680); 14. માંધાતા આખ્યાન (1681); 15. શ્રાદ્ધ (1681); 16. સુદામા ચરિત્ર (1682); 17. શ્રીમદ્ ભગવદ્ ગીતા (1682); 18. મામેરૂં (1683); 19. સુધન્વા આખ્યાન (1684); 20. રણ યજ્ઞ (1685); 21. નળાખ્યાન (1685); 22. હરિશ્ચંદ્ર આખ્યાન (1692); 23. દેવી ચરિત્ર (1695); 24. સુભદ્રા હરણ (1702); 25. માર્કંડેય પુરાણ (1692–1709); 26. અષ્ટાવક્રાખ્યાન (1710); 27. દશમ સ્કંધ (1734)†; 28. દાણલીલા; 29. વામનચરિત્ર; 30. વિવેક વણઝારો 31. ભ્રમર પચીશી; 32. સપ્તમ સ્કંધ (or પ્રહલાદાખ્યાન); 33. રુક્મિણી હરણ; 34. સામળશાહનો વિવાહ; 35. દ્વાદશ માસ; 36. નાસિકેતોપાખ્યાન; 37. વ્રજવેલ; 38. ડાંગવ આખ્યાન; 39. સુરેખા હરણ; 40. લવકુશાખ્યાન; 41. જ્ઞાનગીતા; 42. વલ્લભ ઝગડો; 43. રેવાખ્યાન; 44. ભીષ્મચરિત્ર; 45. કર્ણચરિત્રાખ્યાન; 46. જયદેવાખ્યાન; 47. રામાયણ; 48. મહાભારત; 49. રઘુવંશ; 50. હરિવંશ; 51. કપિલ ગીતા; 52. નરકાસુરાખ્યાન; 53. પાડવોની ભંજગડ; 54. દ્રૌપદી વસ્ત્રહરણ.

## I. સ્વર્ગ નિસરણી.

[ This is regarded by critics to be the very first of the Poet's writings. The date is uncertain. ]

શ્રી ધર્મરાજને વંદન કરીને, સ્વર્ગ નીસરણી શુભ ગાવું રે રામ.
ધર્મી અધર્મી પાપી ને દાતા, વર્ણી પતિત પાવન થાવું રે રામ.
ધન ધન રે આજ ધરણી ધર્યા, દયા કરીને હરિ મંદિર આવો રે રામ.
ધર્મરાય ધર્મપુરીમાં બેઠા, વૈષ્ણવની વાર્તા કરે રે રામ.

યમરાજ—
પાપીપાખંડીનેજમડાબાંધી રે લાવો, વૈષ્ણવની રક્ષા કરજો રે રામ.

યમદૂત—
પાપી પાખંડીને કેમ ઓળખીયે, વૈષ્ણવ જન કેમ જાણીએ રે રામ.

યમરાજ—
પ્રભાતના પોહોરમા નાવું ને ધોવું, પુન્ય ને દાન કાંઈ કરવું રે રામ.

---

* Some give the date as A. D. 1689

† The poet was engaged upon it at the time of his death and it was finished by his pupil Sundar.

પારકાનો છળ મરતાં પણ ન કરે, હરિ નામ હૃદે જે ધરતા રે રામ.
શ્રી હરિશંકર રામરટણ કરે નિશદિન, તેને તે વૈષ્ણવ કહીએ રે રામ.
શીળવ્રત ધર્મવ્રત, નેમવું કરે, તેને હરિદાસ લહીએ રે રામ.
અધર્મ હલાહલ મનમાં વ્યાપ્યો, પર ત્રિયા હૃદે લેતા રે રામ.
છળ કપટ કરીને લુંટે ને ઝુંટે, તેને તે ચાંડાળ કેહેતા રે રામ.
એ એંધાણે વૈષ્ણવ ચાંડાળ જાણો, પાપી ચાંડાળને બાંધી લાવો રે રામ.

કવિ—

એમ કહી ચાર જમડા રે ચાલ્યા, મૃત્યુ લોકમા આવ્યા રે રામ.
પેહેલો રે કહે હું તો તાવજ થઇને, રાજાના હાડમા પેસું રે રામ.
બીજો કહે હું તો વૈદ થઇને, રાજાની નાડીયો જોઇશ રે રામ.
ત્રીજો કહે હું તો જોષી થઇને, રાજાના જોષ જોઉં રે રામ.
ચોથો કહે હું તો શેઠજ થઇને, બજારે હાટ કાઢી બેશું રે રામ.
એમ કહીને ચાર જમડારે ચાલ્યા, રાજાના હાડમાં પેઠા રે રામ.
આમે તરફડે ને તેમ તરફડે, હાય હાય મુખે બકતો રે રામ.
દાસ દાસીઓ બુમ રાડ પાડે, રાજાનો તાવ નવ કાઢે રે રામ.
ધન દોલત એના કંઈ કામ ન આવે, કામ ન આવે નારી બાળ રે રામ.
કામ ન આવે એનાં વસ્ત્ર ને વાગા, કામ ન આવે હાથી ઘોડા રે રામ.
સગાં કુટુંબ સર્વે ટોળે રે મળિયા, કહે તાવ હે કપરો આવ્યો રે રામ.
તાવ કાઢવે મંછારામ વૈદજી, ઘણા હોશિયાર કહાવે રે રામ.
મહમત રાજા રડે ને કુટે, આ તાવ જીવડો લેશે રે રામ.
સુગધી સુમનો ઘણા લગાડયા, તાવ તો કંઈ નવ નાઠો રે રામ.
સ્વાદિષ્ટ અન્ન મુખવાસ ને અત્તર, કંઇએ સુખ નવ આપે રે રામ.
ચઢતો ચઢતો તાવ વધતો ગયો રે, હાંફતો હાંફણો લેતી રે રામ.
લલના ને લાડકા સર્વે રડે, વૈદને કોઈ બોલાવો રે રામ.
જોષીને જોષ જોવડાવો સર્વે મળી, ભુવા જતીને તેડાવો રે રામ.
જોષીએ ધન મકર કુંભ ગણાવ્યા, લોઢા પાયે પનોતિ બેઠી રે રામ.
કરો કંઈ દાન ને કરો કંઈ પુણ્ય, પુણ્ય આડે આવે તો જીવે રે રામ.
ગ્રહો કપરા છે, રાહુ આડો છે, જીવવાનો નથી કંઈ આરો રે રામ.
મૃત્યુ વિદારવા મૃત્યુ જપ જપાવો, તો તો મૃત્યુ આ નાશે રે રામ.
ભુવાજતીઓ ભુત પ્રેત બનાવે, ઝાપટ ઝુપટ કંઈ આડું રે રામ.
લીંબુ મંગાવે અડદ અણાવે, સીંદુર ચોપડીને એ કાઢું રે રામ.
રાજાની દાસી તો વૈદ વૈદ પોકારે, જમડો વૈદ તે બોલાવે રે રામ
મંછારામ વૈદ તમો અહીંજ આવો, રાજાની નાડીયો જુઓ રે રામ.

તાવ તરીયો ને એકાંતરીયો, ચોથીયો જબરો એ જાણે રે રામ.
એમ કહીને એક પડીકી આપી, તુરત ઘડી તાલ 'પ્રાણ થયા રે રામ.
સગાંવાહાલાં સઉ ટોળું થઈ બેઠાં, અંતરનાં સગાં છોડી નાઠા રે રામ.'
જીવ જતાં એનો કોઇએ ન જાણ્યો, પછે શું થયું કાંઈ ન જાણે રે રામ.
લીલુડાં વાંસની પાલખી બંધાવી, ઊંચકનારા ચાર બોલાવ્યા રે રામ.
ચારે જણાં એની ચોપાઇએ ચાલે, પુરુષોએ પાલખી લીધી રે રામ.
ચકલા સુધી એને સરવે વળાવીયો, વાહાલી વળાવી પાછી વળી રે રામ.
પાછું વાલીને પ્રાણી બહુ જુવે છે, કાંહાં રે ગયાં સગાં 'વાલા રે રામ.
વહાણું વળાવી ને પાછાં વળીયાં, વહાલાં તે વનકેરાં કાષ્ટ રે રામ.
એરે કાષ્ટ એના ભેળાં બાળ્યાં, બાકી તો સર્વે દુર રહ્યાં રે રામ.
પંચતત્વ તો નાસી ગયા રે, જીવ જમડા સાથે આવ્યા રે રામ.
સ્વર્ગ નિસરણીનાં સાત પગથિયાં, પેહેલે તે કાંકરા ખુચ્યા રે રામ.
માર્ગ રાતા ને રેતી તપેલી, તે પર પ્રાણીથી ન ચલાએ રે રામ.
પાછુ વળી જમડા પ્રાણીને પુછે, કીધા છે કંઈ પર ઉપકાર રે રામ.
તો તારો ચડવાનો આરો રે આવે, સુખ રૂપનું કંઈ પહોચે રે રામ.

જીવ—

નથી કર્યો પુણ્ય ઉપકાર કંઈ મેં, નથી કર્યાં દાન ધર્મ રે રામ.
મેં તો ન આવું ધાર્યું તું આગળ, સુખના દિન સદૈવ જોયા રે રામ.
સંસારાબ્ધિ તરવો વિકટ ન ધાર્યો, મોજ કરીને દિન ગુમાવ્યો રે રામ.
નારીને પ્યારી ગણીને મોહ્યો હુ, રમ્યો જમ્યો બીજું ન જાણું રે રામ.
જમડારે કહે તારા કરમડારે ફુટયાં, દુઃખના ડુંગર આગે ઘણા રે રામ.

કવિ—

ગર્જીને ગર્જીને જમડો રે મારે, ત્રાહે ત્રાહે બુમ પાડે રે રામ.
ભલા જમડાએ દયા કરીને, આગળ પ્રાણી ને ચલાવ્યો રે રામ.
પેહેલે પગથીયે પ્રાણી જેમ તેમ ચડીયો, બીજે તે દીઠા ભાલા રે રામ.

જીવ—

આરે ભાલામા કેમ રે ચલાશે, હવે તે શી ગત થાશે રે રામ.

કવિ—

ભાલા દેખીને થરથર કાપ્યો, ધ્રુસ્કે ધ્રુસ્કે રોવા બેઠો રે રામ.
ભલો તે જમડો જીવને ફરી ફરી પુછે, શાં કર્યાં પુણ્ય ને દાન રે રામ.

જીવ—

નથી કર્યાં પુણ્ય મેં તો નથી કર્યો દાન, દયાનો માર્ગ ભુલ્યો રે રામ.
હૂં શું જાણું આગળ વીપત પડશે, જમડા તો માર ઘણો મારે રે રામ.

લોઢાની ગેંડિયે પ્રાણીને મારે, ઘણી ઘણી બુમો તે પાડે રે રામ.
બીજે પગથીયે પ્રાણી જેમતેમ ચઢીયો, ત્રીજે પગથીયે ગોખરૂ દીઠા રે રામ.

જીવ—
આરે કાંટામાં કેમ રે ચલાશે, હવે તે શી ગત થાશે રે રામ.

મદૂત—
ભલો જમડો જીવને જેમ તેમ પુછે, કીધાં શાં પુણ્ય દાન રે રામ.
જ્યારે જોડાના દાન આપ્યાં હોય તો, પ્રાણીને જમ પાર ઉતારે રે રામ.
ગરીબ ગુરબાંને જોડો ન આપ્યો તો, કહેનો જોડે આણી આપું રે રામ.

જીવ—
ફરી ફરી મને શું રે પુછો છો, નથી કરાં પુણ્ય દાન રે રામ.

વિ—
ભલા તે જમને દયા રે આવી, જુનો જોડો એને આપ્યો રે રામ.
ભુંડાં જમડાની નજરે પડયો તે, ધોલો રે મારી ખુંચી લીધો રે રામ.

ભુંડો જમ—
દૈવના ચોર તું કાં હતો કેહેને, ઉત્તમ દેહી તને આપી રે રામ.
ફરી ફરીને હવે મનખો નહીં આવે, લખ ચોરાશીમાં પડશે રે રામ.

વિ—
ત્રીજે પગથીયે પ્રાણી જેમતેમ ચડયો, ચોથે પગથીયે ભુખ લાગી રે રામ.

જીવ—
આરે ભુખોમાં કેમ રે ચલાશે, હવે તે શી ગત થાશે રે રામ.
ઓ પેલા ઓ પેલા ભંડાર ભર્યા, તેમાંથી શેર અન્ન આપો રે રામ.
કેમ કેમ કરીને ખડવર્ષ સુધી કમાયો, ઉઅલ બરડે બળું બળું રે રામ.
લક્ષપતિ ભાઇયો હું રે કેવાતો, વાદાણો મારે ઘેર ચાલે રે રામ.
રિધિ ને સિધિ મારે બહુ હતી, ખગતણો ખાલી નવ દીઠો રે રામ.
હજારોમનુષ્યો નિત્યે જમના રમના, ગમના ભોજન કરાવ્યા રે રામ.
નવસેં નવાણું નગરીનો રાજા, સાહેબી મારી મોટી રે રામ.
દંડ ને દયા ઘણેરી કીધી, ઘણાને મેં પાર ઉતાર્યા રે રામ.
દાન ધર્મ તો મેં એ કીધા છે, બીજા દાન નવ જાણું રે રામ.

જમ—
તેમાંથી કાંઈ તારે હાથે આપ્યાં હોય, તો તારી સાથે આવત રે રામ.
ચંશુ ઝારીયો કોરે મેહેલાશે, ખોખરી દોહોણી સાથે આવશે રે રામ.

વિ—
ચોથે પગથીયે પ્રાણી જેમતેમ ચડિયો, પાંચમે પગથીએ રુધિર દીઠાં રે રામ.

જીવ—

આરે રુધિરમાં કેમ ચલાશે, હવે તે શી ગત થાશે રે રામ.
જો તેં ગાયોના દાન કર્યા હોય, તો તરી પાર ઉતારશે રે રામ.

જીવ—

નથી કર્યા પુન મેં તો નથી કરા દાન, દયાનો મારગ ભુલ્યો રે રામ.

કવિ—

પાચમે પગથીયે પ્રાણી જેમતેમ ચડીયો, છે લોહ થંભ દીઠો રે રામ.

યમદૂત—

એરે થંભે પ્રાણીને બાધો ભરાવો, અરધ બાળો ને અરધ રાખો રે રામ.
અધર્મી હતો એ તો મહા રે પાપી, દયાદાન નવ કીધા રે રામ.
બહુ બહુ હત્યા પોંક પોસવા કીધી, મદિરાપાન પ્રેમે કરતો રે રામ.
હજારો સ્ત્રીની લજ્યા લુટી, કંઇ કંઇ જીવને રંજાડયા રે રામ.
ધગધગતા લોહ થંભે પ્રાણી બઝાડો, એરે એની પ્યારી પ્રીયા રે રામ

* * * *

સીસાના રસ પ્રાણીને પાઓ, એ એનુ મદ્યપાન જાણો રે રામ.
હત્યા કીધી તે જીવ સામા ઉભા છે, તેની વચ્ચે એને રાખો રે રામ.
વિશ્વાસઘાતી મહાપાપી એ, એનો નવ ઉદ્ધાર કરો રે રામ.

કવિ—

જમડાએ દામડા દીધા ઘણા ત્યારે, પ્રાણી કલ્પાત ઘણું કરે રે રામ.
કાઢો કાઢો મને દુઃખમાથી કાઢો, એક વાર ઉદ્ધાર કરો રે રામ.
ધગધગતા લોહના દાગો ઉસાડે, જમને દયા નવ આવે રે રામ.
જમપુરીનો માર્ગ બહુ છે કપરો, દયા દાન વિના ચલાય ન રે રામ.
પુણ્યાત્મા પ્રાણી સ્વર્ગે સિધારે, પાપી ચાડાળ જમપુર જાયે રે રામ.
ધર્મીના વિમાન જાતા રે દીઠા, એરે શું જમ જાએ રે રામ.

જમ—

દાનપુણ્ય જેણે કર્યાં હોય, તે પુણ્યે ઇંદ્રપુરીને પામે રે રામ.
આ વિમાનમા ધર્મદાસ છે એસા, તે પુણ્યે ઇંદ્રપુરે જાયે રે રામ.

જીવ—

ભાઇરે વીમાન તારા ઊભા રાખ તું, તેં શા કરા પુનને દાન રે રામ.

ધર્મદાસ—

ઉનાળે મેં પરબો બંધાવી, ચોમાસે આપ્યાં વાસ દામ રે રામ.
શીયાળે ડગલો ટોપીયો આપી, ભુખ્યાને ભોજન આપ્યા રે રામ
બ્રાહ્મણને મેં તો સીધા રે આપ્યા, તેને પુણ્યે વિમાન મળીયાં રે રામ.

## II. From લક્ષ્મણા હરણ ( A. D. 1664 )

### 1. Introductory benedictory lines.

કડવું.

દુંદાળો દુઃખ ભંજનો, સદાય બાળે વેશ;
પ્રથમ પહેલો પુજીએ, ગૌરી પુત્ર ગણેશ.
સમરતાં લક્ષ લાભ દે, તેને કહે તન ગિરિજેશ;
તેથી પ્રથમ પૂજીએ, ગૌરી પુત્ર ગણેશ.
માતા જેની પાર્વતી, ને પિતા શંકર દેવ;
શુભ કામે વાણી આપે, સમરતાં તતખેવ.
શુદ્ધિ બુદ્ધિ બે તારુણી, લક્ષ લાભ બે તન,
રિદ્ધિ સિદ્ધિ વસે ઘેર તારે, માટે વર્ણન કરું મન.
સરસ્વતિ સહાય કરજો, હું છું મહા અજ્ઞાન,
ચંચુ વડે ચિત્તમા ધરું, સમુદ્ર કરવા પાન.
દીન જાણો દયા આણો, હું છું દુર્મતિ મઢ;
અજ્ઞાન બાળક શર્ણ આવ્યો, આપ વાણી ગૂઢ.
તુજતણી કૃપાએ કરીને, કરું હરિ ગુણ વખાણ;
દશમ કથા પાવન સુંદર, કૃષ્ણ ચરિત્ર શુભ જાણ.
તે ગાવા ઇચ્છા થઈ છે, વિદ્યા વાણી આપ;
મોટા કવિ આગળ થયા, આઇ તે તારો પ્રતાપ.
વ્યાસ મુનિ પરાશર સરખા, પ્રહ્લાદ, વિભાપણ સાર;
નૃસિંહ મેહેતો, વિષ્ણુદાસ, કોઇ નવ પામ્યા પાર.
હું તુચ્છ કવિ કાંઈ ન જાણું, અલ્પ બુદ્ધિ મારી,
જથારથ મુખેથી ભાખું, આઇ કૃપા સર્વે તારી.
સર્વ મુનિ દેવ ને કવીશ્વર, તેનાં વંદુ ચરણ,
સર્વેનાણી કૃપાએ કરીને, કહું લક્ષ્મણા હરણ.

વળણ.

કહું લક્ષ્મણા હરણ જે, પુત્રી દુર્યોધન તણી રે;
હસ્તિનાપુરમા સ્વયંવર રચ્યો, વાત કહું તેની વરણી રે.

## The *Svayamvara* of Lakṣmaṇā decided upon

### કડવું.

સુંદર હસ્તિનાપુર સાર, રાય દુર્યોધનનો બહુ ભાર;
ધૃતરાષ્ટ્રનો એ તન, જેને ભીમે કર્યો નિધન.
શત ભ્રાત છે સમરથ, દુર્મતિ દુઃશાસન બળરથ;
શત ભ્રાત તણી છે જોડ, પૂર્ણ રાજ્યનણાં છે કોડ.
ભીષ્મપિતા મહા બળવાન, ઉત્થા દેશ દેશતણા રાજાન;
દ્રોણાચાર્ય ગુર મહા મુન્ય, અશ્વત્થામા છે અતિ પુણ્ય.
કૃપાચાર્ય ને રાય કર્ણ, શકુનિ મામો ને વિધર્ણ;
છે સાત સહસ્ર પ્રધાન, રાયને દે છે અતિ માન.
મોટા મહારથી બળવાન, સહુ બેઠા ચાવે પાન;
ચંદ્રવંશતણા જાણે ચંદ, બુદ્ધિએ ભરીઆ જાણે સમંદ.
કોની બીક નથી ગણના, ધર્મ મારે અધર્મ હણતા;
એક સમે દુર્યોધન રાય, મનમા ચિંતાતુર બહુ થાય.
વિચાર કરે મન ત્યાય, બેઠા છે રંગમેહેલ માંય;
આ કન્યા બાર વર્ષની થઈ, એને પરણાવું હું કહીં.
સુંદર વર જોઇએ ઘર ગામ, કન્યાનું રૂડું લક્ષ્મણા નામ,
પુછ્યું ગુરુને તેડી ઘેર, કહી માડીને સહુ પેર.
સર્વ સભાને વિચારૂં, શકુનિ કર્ણને ભારે મારૂં;
એવે થયો પ્રાતઃકાળ, ઉદયાં ત્રદ્ધ યૌવન બાળ.
દંતધાવન કરી સહુ કોય, સ્નાન ધર્મ જે ક્ષત્રીના હોય,
સવાપહોર દિવસ ચઢ્યો જ્યારે, રાયે સભા ભરી છે ત્યારે.
સહુને પુછ્યું રાયે કરવું કેમ, લગ્નનું કરીએ કહો તેમ;
મોટો મારે મન ઉચ્ચાટ, નથી લગ્નનો સુઝતો ઘાટ.
નથી કન્યા જેવો વર, ઘર ગોત્ર અને વળી જર,
કન્યા રૂપ છે પરમ નિધાન, ઇંદ્રાણી બ્રહ્માણી મૂકે માન.
હવે વિચાર શો કરાવો, ગુરુ કર્ણ કહો મન ભાવો;
કર્ણ બોલ્યો કરી વિચાર, રચો સ્વયંવર ઘરનો સાર.
તેડાવો દેશ દેશના રાય, ઇચ્છા વર વરે કન્યાય;
હાથે એને આપો વરમાળ, નાખે ઇચ્છે જે ભૂપાળ.
એવો વિચાર કર્યો પ્રાતઃકાળ, વરે કન્યા ઘાલે વરમાળ

વળણ.

ધાસે કન્યા વરમાળ જેને, એવો વિચાર કર્યો સહુ કોઇ રે;
મંડપ રચના રુડી રચાવો, ઉત્તમ દહાડો જોઇ રે.

3. Sāmba comes uninvited to the *Svayamvara*.

કડવું.

દેશ દેશે કંકોતરી લખાય રે, લખે તે તો વિપ્ર લેઈ જાય રે;
પ્રથમ મચ્છદેશ લખાય રે, મદ્રરાય ના વિસરાય રે.
મદ્રદેશના સગા થાય રે, લખો લખો તે કાશી રાય રે;
વૈરાટને લખો રૂડી પેર રે, દ્રુપદ આવે આપણે ઘેર રે.
લખો કચ્છદેશનો રાય રે, સિંધુદેશ રખે રહી જાય રે;
દંતવક્ત્ર શિશુપાળ શૂર રે, જરાસંધ જે બળ તણો પૂર રે.
લખ્યા તેરે દેશના રાય રે, લખ્યા ચોરાસી નાય રે;
લખ્યા જાદવ છપ્પન ક્રોડ રે, દેશમાં હીંડે મોડા મોડ રે.
દૈત્યનો ભય તો નથી ધારતા રે, જેને છે વિશ્વંભર ભરતા રે;
માર્ગશીર્ષ શુદનો જોગ નિર્ધાર રે, રૂડું મુહૂર્ત શુભ રવિવાર રે.
સોમવારે જજોદારકાં ગામ રે, વાત વાડવને કહી તે ઠામ રે;
જાદવ નીચ કુળ છે તે સાઇ રે, કન્યા આપવા મન નહીં માઇ રે.
જાદવ કામ તણો અવતાર રે, રૂપ જોઈ નાંખે કદી વરમાળ રે;
એવું સુણી વિપ્ર થયો વિદાય રે. દેશ વિદેશે કહેતો જાય રે.

* * * *

એટલામાં કૌતક હવું રે, શુકદેવ કહે તુજને કવું રે.
પ્રભુને પટરાણી છે આઠ રે, તેમા જાંબુવતીનો કહું ઠાઠ રે;
મૂળ રીંછડીની થઈ નારી રે, તેથી રાખે ઠાઠ માર ભારી રે.
પટરાણીમા પામે માન રે, વળી રૂડું એક સંતાન રે;
તેનું નામ છે જાદવ સાંબ રે, રૂપે જાણે કોટિક કામ રે.
તે મૃગયાને ગયો વન રે, નાઠો મૃગ ને તપ્યું તન રે;
હય હરણની પુંઠે ખેડયો રે, થાક્યો અશ્વને વાંસો ઉઝેડયો રે.
નાસે વન ગુફામા કુરંગ રે, નાવ્યું હાથને થયો મન ભંગ રે;
ચિંતા ચિત્તથી કાઢી નાખી રે, અશ્વને ગાળ ઘણેરી ભાખી રે.
થાકી તોખાર તરફડિયો રે, સાંબને ધાયો કાઢી હડીયો રે;

એવે સારંગ સાંકડે આવ્યું રે, સાંબને શર મારતાં ફાવ્યું રે.
બાણ પ્રહારે ગયા તેના પ્રાણ રે, ત્યારે હરખ્યો ઘણું સુજાણ રે;
દ્રુમ તળે વિસામો ખાવા રે, બેઠો સાંબ તે શાંત થાવા રે.
રથ લેઇ આવ્યા સેવકજન રે, દેખી રથને રીઝ્યું મન રે;
સ્વસ્થ થઈ બેઠો રથ માંય રે, ગિરિતરુ ઓળંગતો રથ જાય રે.
રથે બેશી આવ્યો ગંગા તીર રે, જે છે મન તણો ગંભીર રે;
તેણે સુણી ઓચિંતી વાત રે, માગવા જાએ ચારણ ભાટ રે.
પૂછયું ક્યાં જાઓ રૂડે વાગે રે, તે કે જાશું દુર્યોધનને જાગે રે;
લક્ષણવતી લક્ષ્મણા નારી રે, આજ વરશે કો ભાગ્યશાળી રે.
સ્વયંવરમા જેનું પાદકું ફરશે રે, તે તો લક્ષ્મણાને વરશે રે;
એવું સુણી ચાલ્યો તેણે ઠામ રે, આવ્યો હસ્તિનાપુર ગામ રે.
ત્યા કોઈએ ન દીધું માન રે, મનમાં કોપ્યો જાદવ સાંબ રે;
નવ દીઠો જાદવ કોઈ ત્યાય રે, આશ્ચર્ય લાગ્યું ઘણું મન માંય રે.
જાણે ભાસ્કર પ્રગટ્યો સામ રે, રખે રાખે પિતાનું નામ રે;
જાદવની બેઠક જોઈ રે, વિવિધ રચનાની ત્યાં સોઇ રે.
જઈ બેઠો જાદવ જોદ્ધ રે, વાધ્યો મનમાં મોટો ક્રોધ રે;
જોઇએ અહીંતો શું થાય રે કન્યા લેઉં પડે મારૂ દાય રે.
હું તો જાંબુવંતીનો પુત્ર રે, લક્ષ્મણા સાથ માંડું ઘરસૂત્ર રે;
દુર્યોધન સાથે કરૂં જુદ્ધ રે, કન્યા લેઉં લાતે મારી શુદ્ધ રે.
જે મુજ પિતા જગજીવન રે, તેને સાઠ લાખ છે તન રે;
કદાપિ જુદ્ધ કરતા મરિયે રે, એક ઓછો થયે ન ઓસરિયે રે.
એવો વિચાર કરી મન રે, બેઠો છે જાદવ તન રે;

4. Sāmba abducts the bride.

કડવું.

કન્યા મંડપ માહે આવે, સુંદર રૂપ નિધાન;
ઇંદ્રાણી બ્રહ્માણી રુદ્રાણીનું, મુકાવે તે માન.
રૂપ કળા ગુણ ચાતુરી, તેજ તણો અંબાર;
બત્રીશ લક્ષણી શોભતી, રોમાવળી ભાર અઢાર.
ચિન્હ ઉજ્વળ નખ કેરાં, દાડમ કળીશા દંત;
પગ પાની ઉર શોભી રહ્યું, કેડ કેસરી લંક.
કપોળ ચંદ્રમા પૂર્ણ જાણે, ભુજ દંડ શુંડાકાર;
વેણુ વાસુકી કેણુ શોભે, તેજ તણો અંબાર.

નેન કમળ છે મીન જેવા, કીકી તેમા સ્યામ,
સોળ કળાએ શશિવર ઉગ્યો, જાણે પ્રગટયો કામ
અધર બિંબની શોભા ઘણી, જેવી માણુક જ્યોત,
નાક વાસુકી કીરની શોભા, જેની દીવા કેરી જોત.
'વસ્ત્ર સુંદર સ્ત્રીએ પહેર્યાં, ચર્ણો ચોળી કસ કસે;
રૂપ જોઈ માનની કેરું, કામી પુરષનુ મન હસે.
ઝાંઝર લંગર પાયે વાજે, હાર મુક્તાફળ કોટે,
કાને ફરફરિયા શોભતા, હીરા જડિત વેસર હોઠે
ચૂડો રૂડો હાથે શોભે, આગળિયે વીંશે વીંટી,
મૃગમદની ટીલડી ચોડી, માહે મીનાકારી લીટી
વરમાળ કરમા શોભતી, આવી સભામા વિશુદ્ધ,
રૂપ જોઈ રંભા સરખુ, સઉની ગઈ છે શુદ્ધ.
રાય સહુને નિરખતી, ચોકસ જોતી ત્યાય,
જાદવ પુત્રે વિચાર્યું, બેઠે બેઠે મન માય.
કોણ જાણે કોને નાખશે, વરમાળ કન્યા તેહ,
કદાચિત રહી જયશ, એકલો હું જેહ
એવુ વિચારીને પલવટ કીધો, ગ્રહું એનો હાથ;
ઝાલીને રથ માહે નાખુ, બીડી અંગશુ બાથ.

વલણ.

બાથ બીડી રથમા નાખુ, મન જાણ્યુ પણ એકલો રે,
ફરી કન્યા એવી નહિ મળે, મુજ બાત હતો કયા એકલો રે!

કડવુ.

એવો વિચાર કીધો સાબ, મનમા સમર્યાં કૃષ્ણ ને રામ,
જે કરે ત્રિભોવન નાથ, બીડી કન્યાને અગશુ બાથ
ગ્રહી તાણીને નાખી રથ, ઉપર બેઠો ત્યા સમરથ,
હાંક્યો રથ તે વેગે કરી, જોતા જોતામા કન્યા હરી
હાંકી રથ ને આવ્યો બાહાર, સહુ રાય કરે વિચાર,
બાહ્યો આ તો થયો અધર્મ, નહીં સ્વયંવરનો એ ધર્મ
નવ જાણ્યો જાદવનો પુત્ર, આ તો કામ નહી કંઈ સૂત્ર,
એવુ વિમાસે સર્વ કોય, વળી ઉંચી દષ્ટે જોય.

## 5. The ways of the Jādavas.

જુદ્ધ કરવાને ઇચ્છે મન, જે જાંબુવંતીનો તંન;
દીસેતો મહા બળવંન, જેનો પિતા છે જગજીવન.
એવાં કરતા આવ્યા કામ, બીજે કોઇ ન ઘાલે હામ:
એ છે જાદવ કુળની રીત, તેથી મનમાં થઇ મુને પ્રીત.
પ્રદ્યુમને એમજ કીધું, રતિના હાથનું પાણી પીધું;
ઓખાએ ઇચ્છી એવી વાત, માગીએ મળ્યો અનિરુદ્ધનાથ.
કીધું બાણુની સાથે જુદ્ધ, છપ્પન કોટિ જાદવ શુદ્ધ;
સહસ્ર હાથ કાપ્યા મહારાજે, લાવ્યા ઓખા અનિરુદ્ધકાજે.
મુજ પિતા લાવ્યા રુક્મિણી, એવી વાતો શું કહું ગણી;
સોળ હજાર લાવ્યા રાણી, નરકાસુરને હાથે હાણી.
ચાલ્યું આવ્યું કુળ અમારે, યુદ્ધ કરતાં દોષ કુણ ગણે;
સમર્યા બાણ કવચ ને ટોપ, આવતાં કર્યા અંગે આરોપ.
હેલામાત્રમાં પ્રાજે કરૂં, કન્યા લેઈ દ્વારકાં પરવરૂં;
એવું મન રાખી દૃઢ, પછે કોપ કર્યો આરૂઢ.

## 6. The duel between Karna and Sāmba.

### કડવું

ત્યારે રાય વિમાસી બોલિયો, હવે શો ઉપાય;
કર્ણને હું મોકલું જો, જુદ્ધ કરવા જાય.
કર્ણ પાસે આવિયો, રાય દુર્યોધન;
ભાઈ સાભળો જો માહરૂં, તો તારૂં બળ ધન ધન.
રાય સર્વ હાર પામ્યા, નાહા લઇને પ્રાણ:
ઋષિનો વિશ્વાસ શો, માગે ભીખ નિર્વાણ.
ત્યારે કર્ણ બોલિયો, હસીને મુખ વાણ;
બાળક સાથે યુદ્ધ કરૂં, મારૂં શું કરે વખાણ.
ભાઈ કામ એ છે તાહરૂં, બીજાથી નવ થાય;
એને બાંધી ઘેર લાવો, જ્યમ ત્યમ કરીને દાય.
સુણી વચન કર્ણ આવ્યો, હકારી નિજ વીર;
ઉભો રહે તું રણ વિષે, કોણ બળ પરાક્રમ ધીર.

કર્ણે કહ્યું સાંભળ્યો છે, દીઠો છે કોઈ વાર;
યુદ્ધ વેળા ઘણો દોહેલો, સહેવો શત્રુનો માર.
એવું કહીને બાણ મૂક્યા, તેણે તે વળી સાર;
જાદવ કુંવર ઉપરે, ત્યાં મૂક્યાં તે શર ચાર.
તેહ કાપ્યા કામણગારે, જોતામાં તે માર,
ત્યારે કર્ણે સાત મૂક્યા, બીજાં મૂક્યા બાર.
જોઈ આવતા સજ થઈ બેઠો, જાદવ તન તેવાર;
આવ્યા તે કાપ્યા ઝડપશું, શેલડી કોલુમાં નિરધાર.
ચપળા ચમકે મેઘ ગડગડે, વાયુ વૃથા કરે જેમ,
નિર્ધનના મનોરથ જેવા, વૃથા કીધા તેમ.
નિર્ધન મુક્તા મણિ ઇચ્છે, અપંગે ગિરિ ચઢાય,
વંઝા નારી પુત્ર ઇચ્છે, તેમાં કંઇ નવ થાય.
એમ વૃથા બાણ કીધા, કર્ણના જાદવે ત્યાંય
વળી વેગે બાણ માર્યો, થયો મૂર્છાગત રાય.
ક્ષણભર પડ્યો પૃથ્વી, બેઠો થયો તતખેવ,
કોપી કર્ણે અગ્ન્યાસ્ત્ર મૂક્યું, થયા પ્રકટ અગ્નિદેવ.
જાદવે મેઘાસ્ત્ર સમર્યું, થયો અતિ અંધકાર;
રેણુ ઉડે કંઈ નવ સૂઝે, મેઘ વરસે મુશળધાર.
ત્યારે કર્ણે પવનાસ્ત્ર મૂક્યું, કર્યો વૃથા મેઘ;
વજ્રાસ્ત્ર મૂક્યું જાદવે, ટાળ્યો પવનનો વેગ.

## વલણ.

ટાળ્યો પવનનો વેગ તેણે, તવ કર્ણે કર્યો વિચાર રે,
પરશુરામનું ધ્યાન કીધું, હૃદયા માહે નિરધાર રે

## કડવું

રીસે ભરાયો કર્ણ રાણો, પ્રયોગ પરશુરામનો આણો.
કર્ણે મેલ્યું નાગાસ્ત્ર બાણ, બાંધ્યો યાદવજોધ સુજાણ;
છે પુત્રી તણો એ પ્રાણ, બોલ્યા દ્રોણ ગુરુ એ વાણ.
એના બળને છે શાબાસ, ન ગણ્યો ગજેન્દ્રોનો ત્રાસ;
સેના સાથે ભરી જેને બાથ, કન્યા લીધી જમણે હાથ

આજ જાદવ છે સમરથ, ઉદ્ધવ અક્રૂર ને ભીમરથ;
બળદેવ ને કૃષ્ણ સમરથ, જાણે રામનણા ભાઇ ભરત.
દ્રોણગિરિ લાવ્યા હનુમાન, લક્ષ્મણના વાળવા પ્રાણ;
માર્યું ભરતે તે એક બાણ, રામ કહી પડ્યા બળવાન.
ત્યારે ભરતે કહી વાણ, મેં માર્યું બાણ અજાણ;
બીજે બાણે બેઠા હનુમાન, દેખ્યું એના મધ્યે પ્રમાણ.
એવા ચાર ભાઈ બળપૂર, તેવા જાણો રામ કૃષ્ણ ઘર;
રાય પ્રત્યે ઋષિએ ભાખ્યું, એણે એનું પરાક્રમ દાખ્યું.
નાગપાશે બાંધ્યો જાદવ, ઋષિ લઈ ચાલ્યા નંદન માધવ;
કારાગૃહે નાંખ્યો તતખેવ, જેને માથે દેવાધિદેવ.

7. Balarāma gets angry.

કડવું.

છે દુર્યોધન બળ પૂર રે, નવ માને કોઇનું ઘર રે;
એ છે વાણી તે વળી ક્રૂર રે, છે જોબન મદમાં પૂર રે.
તમે પિંડારાની જાત રે, નવ જાણો ક્ષત્રીની વાત રે;
તમને નવ દે કોઈ કન્યા રે, માટે કરતા હીંડો અન્યા રે.
ઘેર ઘેર વશિયર ન્હોય રે, સો દરમાં નીહેળે કોય રે;
નથી તમારા બાપનું રાજ રે, મારી મામાને કર્યું કાજ રે.
તમો ઉપાનને સમાન રે, બોલ્યો દુર્યોધન રાજાન રે;
મુને રીસ અંતરમા ઝાઝી રે, મારી જાદવ ને થાઉં રાજી રે.
એવા વચન બોલ્યો મુખ શ્યામ રે, કોપે ભરાયા બળરામ રે;
ઉંધુ કરૂં હસ્તિનાપુર રે, મારી ભાંગી કરૂં ચકચૂર રે.

વલણ.

ચકચૂર કરૂં ભાગીને, કોપે ભરાયા બળદેવ રે;
હળ મૂશળનુ સ્મરણ કીધું, તે આવ્યુ તતખેવ રે.

કડવું.

શુકદેવ કહે સુણ રાયજી, હો રાય રે;
હળધર કોપે ભર્યા મનમાય, ત્યાં શું થાય રે.
જાણે ઈંદ્ર આવ્યા નિરધાર, હો રાય રે;
ઉલટ્યુ સપ્ત સાગર વાર, ત્યા શુ થાય રે.

ક્રોધે દીસે જેના કાળ, હો રાય રે;
જેવો ધરી દે શાર્દૂલ ફાળ, ત્યાં શું થાય રે.
તેજે દીસે જેવો ભાણ, હો રાય રે;
જેવાં ચાલે રામનાં બાણ, ત્યાં શું થાય રે.
ગદાએ જેવો કુબેર દેવ, હો રાય રે;
પ્રલે કાળે જાણે મહાદેવ, ત્યાં શું થાય રે.
હસ્તિનાપુરમાં જાય, હો રાય રે;
સમાચાર ગયા પુરમાંય, ત્યાં શું થાય રે.
હળ ભેરવ્યું ગામ છે જ્યાંય, હો રાય રે;
જાણે નાખ્યું ગંગામાંય, ત્યાં શું થાય રે.
હળ ભેરવ્યું અતિ કોપ કરી, હો રાય રે;
ઉંધી વાળવા નગરી મન ધરી, ત્યાં શું થાય રે.
હળ ઘાલીને તો મરડિયું, હો રાય રે;
હસ્તિનાપુર ખળભળિયું, ત્યાં શું થાય રે.
ત્યારે લોકે મન વિમાસિયું, હો રાય રે;
સર્વે વગર મોતે મરિયું, ત્યા શું થાય રે.
જન સર્વે આવી નમ્યા, સુણ રાય રે;
અમને અહંકારે દમ્યા, લાગો પાય રે.
દ્રોણ ભીષ્મ ત્યાં આવિયા, સુણ રાય રે;
હવે કન્યા કરો વિદાય, લાગો પાય રે.
રાજ્ય ઉંધું વળ્યું આ વાર, સુણ રાય રે;
છે શેષનાગનો અવતાર, લાગો પાય રે.
એ સમર્થને કેમ પોહોંતાય, સુણ રાય રે;
કાકરે મેર કેમ ઝીતાય, લાગો પાય રે.
જેણે કંસ સરિખો મારિયો, સુણ રાય રે;
સત્તર વાર જરાસંધ હારિયો, લાગો પાય રે.
આપણ અજા ને એ વાઘ, સુણ રાય રે,
જેણે નાથ્યો કાળિનાગ, લાગો પાય રે.
તમો દુર્યોધન મન સમઝિયે, સુણ રાય રે;
કામ ક્રોધ આદિને વરજિયે, લાગો પાય રે.
હાથ જોડી બે આગળે, સુણ રાય રે;
જાઓ કન્યા લેઇને ભાગળે, લાગો પાય રે.

નમ્યો બળદેવને કન્યા સાથ, હો રાય રે;
તે તો જોડીને જુગમ હાથ, લાગ્યો પાય રે.
ત્યારે બળદેવે ક્રોધ સમાવિયો, હો રાય રે;
અતિ અહંકારી નમાવિયો, લાગ્યો પાય રે.
પરણાવી આપું દેઈ માન, હો રાય રે;
ગુરુ દેઉં કન્યાદાન, લાગ્યો પાય રે.
એણે આગળથી માન્યું નહીં, હો રાય રે;
પછે હાર્યું કીધું તહીં, લાગ્યો પાય રે.
રાયે ગુરુથી મૂક્યું અભિમાન, હો રાય રે;
પછે દે છે કન્યાદાન, લાગ્યો પાય રે.

8. Sāmba narrates his adventure.

હવે હળધર ત્યાથી નીસર્યા, વર કન્યા લઈ સાથ રે;
ચિંતા માહે મન ભરાયું, જે શીકર કરશે જદુનાથ રે.
હેલામાંહે આવી પ્હોંત્યા, દ્વારકામાં વાસુદેવ રે;
સભા સર્વે ભરીને બેઠા, શ્રી કૃષ્ણ ને વસુદેવ રે.
કુંવર તે તો મંદિર મોકલ્યો, પૃછી સઘળી પેર રે;
સર્વે જાદવણી જોવા આવે, જાંબુવંતીને ઘેર રે.
થઈ તે સઘળી વાત પૃછે, જાંબુવંતી માત રે;
કુંવર તેં કેમ આચર્યું, તે કહો મુને સાક્ષાત રે.
મૃગ્યા કારણ હું નીસર્યો તો, ગયો ગંગા તીર રે;
વાડવ જાતાતા દક્ષણા અર્થે, તે પીવા લાગ્યા નીર રે.
વિપ્રને મેં પૂછીયું, કહી તેણે વાત એહ રે;
દુર્યોધને સ્વયંવર કીધો, ઇચ્છાવર વરે કન્યા જેહ રે.
હસ્તિનાપુરમાં હું ગયો, નવ દીઠા જાદવ કોય રે;
મુને માન દીધું નહીં, સહુ ત્યાં બેઠા જોય રે.
મેં જાણ્યું હું નામ રાખું, આપણા કુળની રીત રે;
પેહેલા લડીએ શ્વશુર સાથે, પછે કરીએ પ્રીત રે.
સભામાથી કન્યા લીધી, દેખતાં સહુ રાજન રે;
પછે જુદ્ધે આવિયા, જેના પર્વત જેવડાં તન રે.
સહુને મારીને પ્રાજે કીધા, યોધ સહુકોને વરીજ રે;
જાંબુવંતી માત મારી, શ્રી કૃષ્ણ કેરું બીજ રે.
એવું સાંભળી આનંદ પામ્યો, સર્વ કોઈ સાથ રે;
પ્રીત કરી પરગણી મંદિર, આવિયા જદુનાથ રે.

## III. From ઓખા હરણ (A. D. 1667)

### 1. Bāṇāsura gets Shiva's blessing.

#### કડવું.

આવ્યા ઉમયા સહિત મહાદેવ, દીઠી અસુરતણી ઘણી સેવ;
નયણે નીરખ્યો ખાસ જ દેહ, દીઠો સુકાં કાષ્ઠવત તેહ.
તેને લાગી શંભુજીશું તાળી, બાણાસુર બેઠો આસન દૃઢ વાળી;
એવાં તપનો માંડ્યો અભ્યાસ, માથા ઉપર ફુટી નિકળ્યાં ઘાસ.
એના તપનો નહીં આવ્યો પાર, એમ વર્ષ ગયાં છે એક હજાર;
એવું તપ જોઇને બોલ્યા ત્રિપુરારી, તમે સાંભળો પાર્વતી નારી.
એને તપે ત્રૈલોક્ય બાધું ડોલે, બાણાસુર તો બોલાવ્યો નવ બોલે;
તમે કહો તો એને વર આપું, ને હું સત્ય વચન કરી થાપું.
વળતાં બોલ્યાં પાર્વતી રાણી, એવા દુષ્ટને નાપો શૂલપાણી;
દૂધ પાઇને ઉછેરો છો સાપ, તેથી તમે પામશો મહા સંતાપ
પહેલાં તમે ભસ્માંગદ વરદાન દીધું, વરદાન પામ્યો કારજ એવું સીધ્યું;
વરદાન રાવણાદિકને આપ્યા, તેણે દુષ્ટે જાનકીનાથ સંતાપ્યા.
તે માટે ઝાઝું શું તમને કહિયે, હાં રે એવા દુષ્ટથી વેગળા રહિયે;
પછે તમને શી શીખામણ દીજે, ભોળા શંભુ રૂડું જાણો તેમ કીજે.
જાઓ નારી પાનીએ બુદ્ધિ તમારી, વરદાન આપતાં ન રાખીએ વારી;
એવું કહીને બોલ્યા તે ભોળાનાથ, દીધો બાણાસુરને શિર હાથ.
ઉઠ ઉઠ પુત્ર તૂં વર માગ, તૂં તો સમાધી તજીને જાગ;
વાણી શંભુની સુણીને જાગ્યો, તેણે શિવજી પાસે વર માંગ્યો.
સ્વામી મને સહસ્ર હાથ જ આપો, મુજને પુત્ર કરીને થાપો;
એક એક હસ્ત એવો કીજે, હસ્તી સહસ્રતણું બળ દીજે.
અસ્તુ અસ્તુ કહિને શિવે વર આપ્યો, તેને તો પુત્ર કરીને થાપ્યો;
વરદાન લઇને દાનવ ઘેર આવ્યો, તેને બધા નગ્ર લોકે રે વધાવ્યો.

#### વલણ.

વધાવ્યો ત્યાં લોક સર્વે, આનંદ ઘણો મન થાય રે;
આવી રાજ બેઠો બાણાસુર, તેને ઉલટ અંગ ન માય રે.

## 2. The birth of Ganesha and Okha.

ઢાળ.

દૈત્યપુત્રી કેમ હતી, શુકદેવજી કહોને સત્ત;
વિસ્તારીને વર્ણવો, ઓખાતણી ઉતપત્ત.
શુકદેવ વળતું બોલિયા, તમે ભલી પૂછી વાત;
ઓખા-ઉત્પન કયમ હતી, કહું તમને સાક્ષાત.
એકવાર ગિરિ કૈલાસથી, શિવજી તે મધુવન જાય;
ઉમયાજી ઘેર એકલા, તેણે વિચાર્યું મનમાંય.
શિવને દિવસ થાશે ઘણા, નંદી ને ભૃંગી સંગ;
સંતાન મ્હારે કાંઇ નહીં, તે માટે લ્યોને સંગ.
શિવજી કહે કરજો પ્રગટ, ઇચ્છા થકી સંતાન;
તપ કરવાને જાઉં છું, ધરવાને હરિનું ધ્યાન.
એમ કહીને શંકર ચાલ્યા, આવ્યા તે ગંગા તીર;
દૃઢ આસન વાળીને બેઠા, મનમા રાખી ધીર.
દિવસ કેટલા વહી ગયા, ને ચૈત્રમાસ તે આવ્યો;
પરસેવો ઉમયાને અંગે, થયો તે તો નવ ભાવ્યો.
માર્જન કરવા ઇચ્છા કીધી, મલીન દીઠું અંગ;
સુગંધી તેલ કકડાવિયાં, જલ ઉષ્ણ મૂકયું પ્રસંગ.
પાર્વતીએ મન વિચારિયું, મંદીરમા નથી કોય;
હું પુત્ર એક પ્રગટ કરું, જે દ્વાર આગળ જોય.
દક્ષિણઅંગથી મેલઉતારી, ઘડયું પુત્રનું રૂપ;
તેના હાથ પગ ને ઘુંટણ, પહાની ટુંકડું અંગસ્વરૂપ.
ચતુર્ભુજ ને ફાંદ મ્હોટી, મ્હોટું તે મસ્તક સંગ
કપોલ ગ્રીવા સુંદર શોભે, વિચિત્ર દીસે અંગ.
વામ કરમા કમળ આપ્યું, બીજે ફરશી જાણ;
ત્રીજે હાથે જલ કમંડલ, દક્ષિણ ફરશી પાણ.
બાજુબંધ ને બેરખા, કુંડળ ઘાલ્યાં કર્ણ;
કટીએ શોભે મેખલા ને, ઘુઘરા બાંધ્યા ચર્ણ.
તેને સર્પનું ઉપવીત આપ્યું મોદિક આપ્યો આહાર;
મુષકનું વાહન આપ્યું, ઉર સેવંત્રાનો હાર.
ઘૃત સિંદૂરે અંગ ચરચ્યુ, કાયા કાંચનની પરિધામ;
પ્રતિહાર કરીને થાપીઓ, ગણપતિ ધરિયું નામ.

સુખવચનમાતાજીબોલ્યાં, હું માર્જન કરું આ વાર;
કોઈ પુરુષ આવે આંગણે; તો રાખજે ઉભો દ્વાર.
એકલોબાળકબારણેબીશે, વિચાર્યું મન માત;
એની પાસે જોડ હોય તો, બેહું કરે બેઉ વાત.
વામ અંગથી મેલ ઉતારી, ઘડયું કન્યા સ્વરૂપ;
તેની શોભા શી વર્ણવું, શુકદેવ કહે સુણ ભૂપ.
તેનું વદન પુનમચંદ્રસરખું, નેન નિર્મળ જાણ;
નાસિકા શુકચાંચ સરખી, દશન બીજ પ્રમાણ.
તેનાઅધરઅતિઓપેરાતા, કપોલ ગ્રીવ જેહ;
ભુજદંડછે ગજસુંઢ સરખા, કુચ બીજોરાં તેહ.
જંઘા જાણે કદલી સરખી, ઊર ઉજ્જ્વલ અંગ;
તેના ચરણ જાણે પદ્મની, કેસરી કટીનો લંક.
કર કંકણ ને મુદ્રિકા, કંઠે પુષ્પનો હાર;
કરણે ઝાલ ઝબુકે, પાગે નેપુરનો ઝમકાર.
મસ્તકે ગુંથી રાખડી, કંઠે મુક્તાનો હાર;
અણવટ પગે વીછુવા, કટીમેખલા શણગાર.
ચણિયો ચોળી પેહેરાવિયા, શિર ઘાટડી પરિધામ;
શુકદેવ કહે પરિક્ષિતને, તેનું ઓખા ધરિયુ નામ.
તેને ઢીંગલા ને ટોલડી, કુંડલી કોથળી જેહ;
પાચ કોડા દાબડી વેલણ, રમવા આપ્યા તેહ.
કુમકુમ ચંદન ચાહલો, કાજળ સિંદુર સંગ;
તેલ તંબોલ ને નાડાછડી, કરી તે પૂજા અંગ.

વલણ.

કરી પૂજા અંગ સોહિયે, કુંવરી કન્યા જેહ રે;
શુકદેવ કહે પરિક્ષિતને, એમ ઓખા પ્રગટી તેહ રે.

કડવું.

વળી વળી પૂછયું પરિક્ષિત રાયજી, શુકદેવજી કહોને કથાયજી
ઉમયા અંગથી ઉપની જેહજી, દૈત્ય પુત્રીતણો સંદેહજી

ઢાળ.

સંદેહ મ્હારા મનતણો, તે ટાળીએ ઋષિરાય;
એ ભ્રાત ભગિની દ્વારે મૂકી, રચ્યો કુણ ઉપાય.

ત્યાર પુંઠે શું થયું, મુને સંભળાવોને એહ;
વિસ્તારીને વર્ણવો, શુકદેવજી સર્વે તેહ.
શુકદેવ વળતું બોલીયા, તું સાંભળ રાજકુમાર;
ઉમયાએ ઓખાની પ્રત્યે, એમ કહ્યું તેણીવાર.
હું મંદિરમાં માર્જન કરું છું, ત્યાં દીધી શીખામણ;
કોઇ પુરુષ આવે આગણે તો, કરજે મુજને જાણ.
એમ કહીને ગયાં ઘરમાં, ઉતાર્યું ઉષ્ણોદક સાર;
બાવના ચંદન ઘોળિયાં તે, કનક પાત્ર મોઝાર.
વસ્ત્ર આભુષણ તજીને, નહાય છે ઉમયા માત;
મોકળે કેશે નેત્ર મીંચી, બેઠા છે સાક્ષાત.

## કડવું.

ઋષિ નારદજી તેણીવાર હતા બ્રહ્મસભા મોઝાર;
ઋષિએ મન કર્યો વિચાર, હું તો જાઉં ત્યાં નિરધાર.
શિવ ઉમિયાને વઢવાડ, માંહોમાંહી કરાવું રાડ;
એવું વિચાર્યું ઋષિરાય, જ્યા ઉમિયાજી બેઠાં નહાય.
આવ્યા અંત્રીક્ષથી ઋષિરાય, ત્યારે દીઠી પાર્વતીએ છાંય;
જાણે પેહેરું તે વસ્ત્ર સુવેષે, રખે ઉઘાડું અંગ રે દેખે.
તે માટે શીરના કેશ, તેણે ઢાક્યું તે અંગ સુવેશ;
જોઈ ઋષિ નારદ સિધાવ્યા, શિવ પાસે ગંગાતટે આવ્યા.
આવી બોલ્યા શિવસું વાણી, મારી વાત સુણો શુલપાણી;
તમે ધરી બેઠા શું ધ્યાન, ઘેર પ્રગટ્યાં છે બે સંતાન.
એવું સાભળીના તત્કાળ, ઉઠી અંગમાં મોટી જ્વાળ,
એવું કહીને ચાલ્યા છે મુન્ય, મહાદેવ હવા અતિ શુન્ય.
શિવ ઘરમા પેસે જ્યારે, પેઠે જોદ્ધે વાર્યો ત્યારે;
અલ્યા ચોરટો છે કે ભિખારી, નહાવા બેઠાં છે માત અમારી.
માંહોમાહી થયો સંગ્રામ, બેમાં કોઈ ન છાંડે હામ;
જટા સાહીને નાખ્યા છે ઇશ, મહાદેવને ચઢી અતિ રીશ.
હીડા પાટુ ને ગદા સાથ, અન્યોઅન્ય બાઠી બે બાથ,
ધાયા ભૂત ભૈરવ વેતાળ, રણે કોપ્યો ઉમિયાનો બાળ.
ઘણું કોપ્યા શ્રીત્રિપુરારી, ગાલ્યા ગજપતિ બહુ રીસ ધારી.
બેહુ સરખા છે બળવંત, ઘણું કોપ્યા ઉમિયાના કંથ.

કોપ્યા ગણપતિ તે બહુ અંગ, સર્વ સેનાનો કીધો ભંગ;
નાઠી સેના દેખી બળધીશ, કોપ્યા ગણપતિ કોપ્યા ઈશ.
એવું રૂપ ભયંકર ભાસે, દેખી મુનિવર નાવે પાસે;
જટા સાહીને નાખ્યા ઈશ, ત્યારે શિવને ચઢી અતિ રીશ.

ઢાળ.

જટીલ જોગી વા ભસ્મભોગી, દીસંતો અવધૂત;
આજ્ઞા વિના અધિકાર ન જાવા, જો હોય પૃથ્વીનો ભૂપ.
વચન એવું સાંભળીને, કોપિયા શિવ રાય;
ત્રિશુલ મારી શિર છેદિયું, જઈ પડયું ચંદ્રરથમાંય.
ઓખા મનમાં ત્રાસ પામી, દેખીને દારણ કર્મ;
માતાની પાસે કહેવા ન ગઈ, નવ લહ્યો આગળ મર્મ.
મહાદેવ મંદિરમાં ગયા, ઝબકયાં તે ઉમિયા મન;
નેત્ર ઉઘાડીને નિરખિયા, શિર કેશે ઢાકયું તન.
વસ્ત્ર પેહેરીને થયાં બેઠાં, પુછીયું શિવરાય;
બે બાલક તો બારણે મૂકયા, કેમ આવ્યા મંદિરમાંય.
શિવ કહે શિર છેદિયુ, પેલો પુરૂષ હતો જેહ;
સ્ત્રી હત્યા મેં નવ કરી, જીવતી તો મૂકી તેહ.
એમ કહેતા ઉમિયા પડયા પૃથ્વી, એ શું કીધુ શિવરાય;
અંગ થકી ઉત્પન્ન કર્યાં, બેઉ બાળક તમારાં થાય.
હમણાં તે મારા પ્રાણ કહાડું, કાં જીવાડો એહ;
શિવ કહે શિર છેદીયું, જઈ પડયું પર્વત તેહ.
એક મુરતમાહી મસ્તક આણી, મેહેલો તે એને અંગ;
નંદી ભૃંગીને મોકલ્યા, જઈ જોયા પર્વત શૃંગ..
મસ્તક તો લાધ્યું નહીં, એક હસ્તી દીઠો વન;
એકદંત ને મહા ઉન્મત્ત, જઈ વિદાર્યું તન.
મસ્તક લઇને આવિયા, શિવ ઉમિયા કેરી પાસ;
મહાદેવે મસ્તક જોડીયું, વરદાન દીધું હાથ.
મ્હારે હાથે દુઃખ જ પામ્યો, મુજ પેહેલો પુજાય;
શુભ કામે સ્મરણ કરે, તેનું સિદ્ધ કારજ થાય.

વલણ.

વરદાન એવું આપીયું, શિવે તેણે ઠામ રે;
પેહેલી પૂજા કરી પોતે, ગજવદન ધરિયું નામ રે.

## કડવું.

ઉમિયા આવ્યાં તે મંદીર બહાર નવ દીઠી તે ઓખા કુમાર;
મિટ્ટાની કોટડી હુતી જ્યાંહે, કન્યા નાઠીને પેઠી ત્યાંહે.
ઉમિયાને ક્રોધ ચડ્યો અપાર, ઓખાને શાપ દીધો તેણી વાર;
ત્યાર પૂઠે તે શું થાય, તેની કહું હવે કથાય.

## ઢાળ.

શાપ પુત્રીને હવો, તે સાંભળજો કહું રાય;
વરસ એક લગણુ પુત્રી, રહેજે લવણની માંય.
વચન એવું સાભળીને, દુઃખ પામી તે મન;
લવણુ મધ્યે કોમળ કાયા, કેમ જાશે વરસ દન.
ગદગદ કંઠે ઓખા બોલી, દયા કરો મુજ માત;
અપરાધ કિંચિતમાત્ર છે, તેમા આવડી શી ઘાત.
મેં શાપ તમારો શીશ ચઢાવ્યો, અનુગ્રહ કેમ થાય;
માતા કહે મહિમા વાધશે, તારો મૃત્યુલોકની માંય.
પછે પાર્વતીજીએ પ્રેમ આણી, કહ્યો માસ જ એક;
વરસ આદ્ય ઉત્તમ કહિયે, ચૈત્ર માસ વિશેક.
તે માસે તે લવણુ કેરો, કરે સંગ્રહ જેહ;
પાર્વતીજી પુત્રીને કહે, તે દુઃખ પામે દેહ.
ચૈત્ર માસે વ્રત અલૂણું, કરે જે સ્ત્રી જન;
સંસારના સુખ ભોગવે, પામે તે કલત્ર પુત્ર ને ધન.
ચૈત્રકેરા દિન ત્રીશે, અન્ન અલૂણું ખાય;
માતા કહે સત્ય જાણજે, તે સ્વર્ગવાસી થાય.
માતા કહે મહિમા કહું, એવો ચૈત્ર નિર્મળ જાણ;
એક માસ અલૂણું ન કરે, તેનું મિથ્યા છવ્યું જાણ.
વ્રત કરીને દાન કરવું, લવણકેરું જેહ;
આખ્યાન સાંભળે પાતક જાયે, નિર્મળ થાયે દેહ.
પાચ દહાડા પાછલા, વ્રત કરે સ્ત્રી જન,
કરે ભોજન લવણ પાખે, એક ઉજ્જ્વળ અન્ન.
હું શાપમોચન તુજને કહું છું, ઓખાને કહે છે માય;
શ્રી ભગવાનકુલમાં વર થશે, તે પ્રહમે તારી બાંય.
સર્વે દોષ ટળશે તે થકી, સાંભળ ઓખાબાઈ;
મનોધી એમ એ સર્વે કહી, આનંદ પામ્યાં સહી.

પછે. ઓખા લવણમાં પેઠી, શાપ મટાડવા કાજ;
શુકદેવ કહે પરિક્ષિતને, કહું બાણાસુરનું કાજ.

## 3. The sight of a childless man is an ill-omen.

એક સમે ચંડાલણી, ઉભી રાજદ્વાર
વાગીદ વાળી કરી, કીધું ઝાકઝમાર. એક સમે.
રાજા તે સુતા ઉઠીયા, અતિ પ્રાતસકાળ;
મુખ આડી સનમાર્જની, રાખી રે ચંડાળ. એક સમે.
તે જોઇ બાણાસુરે, પૂછિયો સઘળો વિસ્તાર;
મુખ આડી સનમાર્જની, કેમ રાખી તેં નાર. એક સમે.
ચંડાલણી કહે રાયજી, સાંભળો મહારાજ;
વહાણે મુખ કેમ દાખવું, જાણી કીધી મેં લાજ. એક સમે.
રાજા કહે સત્ય બોલ તું, નહિકર દેશું રે દંડ;
શા માટે આડી ધરી, સનમાર્જની રંડ. એક સમે.
વળતી ચંડાળણી વદે, સાભળો રે ભૂપાળ,
સાચું બોલું છું હું હવે, રખે દેતા રે ગાળ. એક સમે.
પ્રાતસમે જોવું નહીં, વાંઝીયાનુ વદન,
તમારે કાંઈ છોરું નથી, સાભળોને રાજન.. એક સમે.
તે માટે સનમાર્જની, આડી કીધી મેં રાય,
સાચું બોલી છું જે ઘટે, તેવો કરજો રે ન્યાય. એક સમે.
રાજાએ સત્ય માન્યુ સહી, નવ કીધો રે ક્રોધ;
રાજ મૂકી કૈલાસે, ગયો બાણાસુર જોધ. એક સમે.
તપ કરવા વેગે ગયો, દઢ રાખી વિશ્વાસ;
ધ્યાન ધર્યું મહાદેવનુ, મુને પુત્રની આશ. એક સમે.

## 4 Okha is given to Bāṇāsura.

રાયે રિધસિધ ત્યાગ કીધી, ચાલ્યો તે વનમાહે;
કૈલાસ ગિરિએ આવીયો, બેઠા છે શિવજી જ્યાહે.
તાતને ચરણે લાગીયો, તવ પૂછ્યું શિવરાય;
સંતાન મ્હારે કાંઇ નથી, કાંઈ પુત્ર પુત્રી થાય.
ત્યારે પાર્વતીજી બોલીયા, મારે પુત્ર એક ગણેશ;
તે તો આપ્યો જાય નહીં, ત્રિલોકનો દેવેશ.

લીધું ચરણામૃત અંજલિ ભરી, મેળોપચારે માની પૂજા કરી;
કુસુમહાર કંઠે ધરાવતી, અગર ધૂપે કરી આરતી.
પૂજા કરી ફરી લાગ્યાં પાગ, વદે દેવી દીકરી વર માગ;
કન્યા કહે રૂપ કંદર્પ ક્રોડ, એવા વરની માગૂં જોડ.
ઉમયા કહે માગ બીજી વાર, તોએ તેણે માગ્યો ભરથાર;
ત્રીજી વાર કહ્યું માગ ફરી, આપો સુંદર સ્વામી ઓચરી.
દેવી કહે વરદાન હશે ખરાં, જા કન્યા પરણે ત્રણ વરાં;
ઓખા કહે કર્મે દઈ હાથ, ત્રણ નાથ તે મહા ઉત્પાત.
મેં પૂજ્યાં તમને સ્વારથ, એમ પરણે લોકમાં હસારથ;
દેવી કહે ટાળું સંદેહ, ત્રણવાર પરણીશ તેનો તેહ.
શુભ સ્વામી ઈચ્છે જો તરત, તો જઈ કરજે અલૂણું વરત;
કુંવરિ કહે કથનું શું જાણું, વ્રત કર્યાંનું કુલ એંધાણ.
દેવી કહે તેની ચિંતા કશી, વૈશાક સુદી દ્વાદશી;
ભોગવશે સ્વામી અંગ તુજ તણું, મધ્ય રાત્રે આવશે સ્વપનૂં.
તુજને મેહ ઘણો વ્યાપશે, ચિત્રલેહા આણી આપશે,
ગયાં ઉમિયાજી કરુણા કરી, ઓખા પધાર્યાં મંદિર ભણી.

## 6. Okha longs for a lover.

વર વરવાને જોગ થઈ, પ્રગટ્યા તે સ્ત્રીના ચેનજી;
ઓખા કહે છે ચિત્રલેહાને, એક વાત સાભળને બેન રે;
સૈયર શું રે કીજે મારી બેની રે, દહાડલા કેમ લીજે.—ટેક.
જમપે ભુંડું મ્હારું જોબનીયું, ને મદપૂરણ મુજ કાયજી;
પિતા તો પ્રીછે નહીં, મારો કુંવારો ભવ કેમ જાય રે. સૈયર.
સહુકો સાસરે જાય ને આવે, સૈયરો મુજ સમાણીજી;
હું અપરાધવણ ઘણું રે પિડાણી, આખે ભરૂ નિત્ય પાણી રે. સૈયર.
એરે દુઃખે હું દુબળી, મુને અન્ન ઉદક નવ ભાવેજી;
આ અવાસરૂપી શૂળી જે સહેવી, નિદ્રા તે કેઈ પેરે આવે રે. સૈયર
ધન્ય ધન્ય તે કામની, જેણે કંથને કંઠ મહી રાખ્યોજી;
હું અભાગણીએ પરણ્યા પીયુનો, અધરસુધારસ ન ચાખ્યો રે. સૈયર.
મર્યાદા સહિત મારે માણુસ, કરે આખ્યનો ચાણુસારોજી,
તે સુખ તો મે સ્વપ્ને ન દીઠું, વ્યર્થ ગયો જન્મારો રે. સૈયર.

સ્વામી કેરો મેગ નહીં નાગીને, એથી બીજું શું નરતુજી;
હવે આશા શી પરણ્યાતણી, મારું જોબન જાયે ઝરતુ રે. સૈયર
બીજી વાત રુચે નહિ, ભરથાર ભોગમા મગનજી;
ઇહાં વર આવે તો તરત વરૂં, નવ પૂછું જોશીને લગન રે. સૈયર.
વચન રસીક કહેતા કરણાબેર, આવે લટકની ચાલેજી;
પ્રેમ કટાક્ષે પીયુને બોલાવે તે હદિયા ભીતર સાલે રે. સૈયર.
મરકલડે મુખે ને મધુરે વચને, મર્યાદ મન આણીજી;
શાક પાક મે પીયુને ન પીરસ્યા, આપ્યો પાલવ તાણી રે. સૈયર.
એવા સુખ મે નયણે ન દીઠા, મારું કર્મ અતિ કઠોરજી;
જન્મ મારો એળે ગયો, જેમ વગડાનુ ઢોર રે. સૈયર.
જલ વિના જેવું માનસરોવર, ચંદ વિના નિશા જેવીજી;
એમ કંથ વિનાની કામિની, હું અભાગણી તેવી રે. સૈયર.
અરણ્યમા જેમ વેલી ફૂલી, ત્યા નહીં ભોગી ભમરજી;
તેમ વપૂવેલી જોબન ફૂલ્યું, ન મળ્યો ભોગી વર રે. સૈયર.
જળ વિના જેવી વેલડી, લવણ વિના જેમ અનજી;
ભરથાર વિના જેમ ભામિની, તેને દોહલા નાખવા દન રે. સૈયર.
એમ સૂખ હું મિથ્યા ગણુ છુ, હું તો લેવાઈ મારે પાપેજી;
આ બંધોગીરી કરમે કીધી, શળિયે ચડાવી બાપે રે. સૈયર
અકળ ગતિ છે ગોવિંદજીની, શું નિપજશે એનીજી;
ગોવિંદજીનુ ગમતું રે થાશે, મનહું મારૂં રહે નહીં માની રે. સૈયર.

7. Okha recognises the lover of her dreams.

કડવું

કાગળ રંગ લીધો રે વિધાતી, ભાતભાતના ચિતરે સ્વરૂપ;
સ્વર્ગના સુર પાતાળના પન્નગ, લખીયા તે ભૂમીના ભૂપ કાગળ
વાયુ વરણ ને પાવક લખીયા, જક્ષગણ ને જમ;
ઓખા કહે તું લઘુને મૂકીને, વૃદ્ધને દેખાડે છે કયમ. કાગળ
ગણેશ ઇશ અંશુઇશ લખીયા, લખીયા તે સેનાના અધીશ,
જુગ્મ ધરૈયા સઉ જોવડાવ્યા, તોએ ધુણાવે શીશ કાગળ
પ્રભાકર સુધાકર લખીયા, ગિરિજાવર ગંભીર;
ઓખા કહે એમા કોઈ નહીં, મારા સ્વામીજીકેર શરીર. કાગળ

અષ્ટ વસુ ગુણ ગાંધર્વ લખીયા, લખીયા તે ચારે મેહ;
સપ્ત જળનિધિ અષ્ટ ધાતુકર, લખી તે તેની દેહ. કાગળ.
વેદ મુનિ ને જુગ્મ વીણાધર, લખીયા તે ચિત્રવિચિત્ર;
મારુતગણ ને લખીયા વિદ્યાધર, સપ્ત ઋષિજી પવિત્ર. કાગળ.
શત કૌરવ ને પાંચ પાંડવ, દેશ દેશનાં રાય;
કન્યાના કોઈ મનમાં ન આવે, આકુળ વ્યાકુળ થાય. કાગળ.
ચિત્રલેહા મનમાંહી વિચારે, મેં લખીયા તે હામોહામ;
વિષયી પુરુષ ભામનીનો ભોગી, શ્રીકૃષ્ણતણું એ કામ. કાગળ.
ચતુર્ભુજ પીતાંબરધારી, લખીયા તે શ્રીમહારાજ;
દીઠાશ્રી કૃષ્ણ ને ઓખા ઉઠી, કીધી વડસસરાની લાજ. કાગળ.
સહિયર એ ભિયાના કુળમાં, છે મારો ભરથાર;
તવ પ્રદ્યુમ્નને લખી દેખાડચો, લાજ કીધી બીજી વાર. કાગળ.
કન્યા કહે અવયવ પ્રભુના, આ પુરૂષ કોઈ વૃદ્ધ;
ચિત્રલેખાએ લખી દેખાડચો, કાગળમાં અનિરુદ્ધ. કાગળ.
મુગટ ભમરપર વદન સુધાકર, નેત્ર એ અંબુજ;
ઘેલી ઓખા ધાઈને ભેટી, કાગળને ભરી ભુજ. કાગળ.
ધન્ય ધન્ય નાથજી, હાથ ગ્રહીને, ન મૂકીએ તે બીડી સારૂં;
હૃદય અબળાનું હોય કાચું, કુણ ગજું છે મારૂં, કાગળ.
ના ના બોલો મારા સમ છે, લાજો છો શા માટે;
ચિત્રલેહા કહે ન હોય સ્વામી, વળગ્યામાં કાગળ ફાટે. કાગળ.

### વલણ.

કાગળ ફાટે કામની, ચિત્રલેહા બોલી વાણી રે;
ઓખા કહે તું દ્વારિકાથી, આપ પ્રભુને આણી રે.

## 8. Aniruddha is stolen away to his bride

અનિરુદ્ધ સુતો છે હિંડોળે, ત્યાં દાસીઓ વાયુ ઢોળે;
શોભે દીપક ચારે પાસ, બે ચરણ તળાંસે દાસ.
ત્યા બાવનાં ચંદન બેહેકે, બાહુ હિંડોળે ઝૂમતાં લેહેકે;
કામકુંવર તે કામ જ જેવો, ચિત્રલેહાને ચોરી લેવો.
લેવા કુંવરનું કારણ, સમર્યું નિદ્રાનું ધારણ;
રાતે જે કોઇ જાગતું હતું, તે તો જે જેમ તે તેમ સુતું.

ધારણ્યુ ભારણ્યુ ભાગી કાયા, અભિમાન થઈ જોગમાયા;
અનિરૂદ્ધતણી કિંકરી, તે તો સૂતી નિદ્રાયે ભરી.
ચિત્રલેહા ઘરમાં ગઈ, પણ કુંવર જાગ્યો નહીં;
ત્યા વિચાર અંતરમાં કીધો, કડાં કાઢી હિંડોળો લીધો.
બે બે ડાંડી કરમાં ઝાલી, ખેચર રીતે તે ચતુરા ચાલી;
કરે યત્ન અંતરમાં વહાલ, એવી ઊડિ જે આવે ન આલ.
ગોવિંદ ગોઠવણી કીધી, જાણી જોઇને જાવા દીધી;
ઘેર ઓખા જુવે છે વાટ, નાવ્યા નાથ ને થાય ઉચાટ.
એવે સાંભળી પાખજ વાગી, ત્યારે ઓખાની આરત ભાગી;
આ નાથ તારો હીંડોળે, નગ નારી મળો તમે ટોળે.

## સાખી

ટોળે મળો તમે તારણી, આ તારો ભરથાર;
પછે ઓખાયે ચિત્રલેહાને, દિધા સોળ શણગાર.

## કડવું.

ઓખા કહે છે ચિત્રલેહાને, તેં આપ્યું પ્રાણનું દાન;
સખી કહીને કેમ બોલવું, તું છે દેવી સમાન.
દીપક જાગતો કરીને કન્યા, પરણ્યાની પાસે આવી;
શુ સુતા નિદ્રાવશ સ્વામી, હીંડોળે સોહાવી,
કામકુંવરને આ શી નિદ્રા, સુવું સારૂ લાગે;
દૂર પંથથી કંથ પધાર્યા, તોએ સુતા નવ જાગે.
રજની અલ્પ રહી છે ગણ્યા, ઉંઘ તે તમને આ શી;
જોની સખી બીયા દીસે છે, કુંભકરણના ઉપાસી.
ઊંચે સ્વરે જઇને બોલાવે, ચરણ નેપૂર વજાડે;
હસ્તા વિશે હીંડોળો હલાવે, તોએ ન આખ ઉઘાડે.
વાયુ ઢોળે ને ચરણ તળાશે, મુખે કરે સ્તવન,
એવે સમે અનિરૂદ્ધને આવ્યું, નિદ્રાવશમા સ્વપન.
કોઇક નારી મુજને લાવી છે, હીંડોળા કરીને હરણ,
એકાંત વાસમા રાજકન્યાનું, કીધુ મેં પાણિગ્રહણ.
તેના પિતાએ મુજને બાંધ્યો, હાક તે ચોદશ વાગી,
લાવ ભોગળ મારૂ સેનાને, સાચે તે ઉઠ્યો જાગી.

હસી ખસી ઓખા રહી અળગી, હાકી ઉઠ્યો આ શુંય;
અનિરુદ્ધ ગાભરો થઇને કહે છે, ક્યાં આવ્યો હું હુંય.
હીંડોળો એ નિશ્ચે મારો, નોહે એ મેડી મ્હારી;
દાસી ચાર દીસતી નથી, આ બે કોણ રાજકુમારી.
ઓખાએ ચિત્રલેહાને પ્રેરી, તે બોલી શીર નામી;
હું તમને હરી લાવી છું, ક્રોધ ન કરશો સ્વામી.
આ બાલા છે બાણાસુરની, ઓખા છે એનું નામ;
સ્વમાંતરમાં વરી ગયા છો, તમ આવે થયો વિશ્રામ.
આ નારી પ્રભુજી તમારી, સમાવો તનનો તાપ;
સ્ત્રી ભરથાર બન્ને રહો છાનાં, ન જાણે એનો બાપ.
વચન સાંભળી વિધાત્રીનાં, ચઢી અનિરુદ્ધને રીશ;
શું કરૂં જે ખડ્ગ નથી, નહિ તો છેદત બન્નેનાં શીશ.
ગામ મુકાવ્યું ને ધામ મૂકાવ્યું, મૂકાવ્યું રે કુટુંબ સ્વજન;
કેમ વરૂં અસુરની કન્યા, હું જાદવ કુળનો તન.
પરું જોઇને ઓખા કહે છે, જાદવ કુળ તો પવિત્ર.
વિચારીને બોલો નાથજી, જાણું પિતામહનાં ચરિત્ર.
રીંછસુતા ને કુબ્જા દાસી, તેથી હું નથી નરતી;
તાત તમારો પરણીને લાવ્યા, તે તો પ્રગટ નથી કરતી.
અનિરુદ્ધને તવ હાસ્ય આવ્યું, રીશ ગઇ ઉતરી;
અવળે મુખે શું રે બોલો છો, જુવોને પાછા ફરી.
એવે સમે ઋષિ નારદ આવ્યા, ઇશ્વરી ઇચ્છાય;
ગાંધર્વવિવાહ તત્ક્ષણ કીધો, પરણાવ્યા વર કન્યાય.

### વલણ.

વરકન્યા પરણાવિયા, નારદ હવા અંતરધ્યાન રે;
નર નારી સુખ ભોગવે, ઇંદ્ર ઇંદ્રાણી સમાન રે.

## Aniruddha goes into battle.

### કડવું.

ઓખા કહે કંથ એમ ન કીજે, બળીયાશું વઢતાં બીહીજે;
એ ઘણા તમો એક જાતે, સેના મોકલી મારે તાતે.

દૈત્યં ને વાહન ને પાળા, નાથજી તમે હાલામાલા;
એને ટોપ કવચ ને બખ્તર, તમારે અંગે સોહે પીતાંબર.
દૈત્યને સાંગ બાણુ બહુ ભાલા, એ કડણુ ને તમે સુંવાળા;
એ તો મદોન્મત્ત બહુ બળિયા, તમે સંકોમળ પાતળિયા.
સ્વાંમી પછે અસુરને ભેદો, પહેલાં મસ્તક મારૂં છેદો;
તમંને દેખી દેખીને મોહું, તમે જુદ્ધ કરો તે કેમ જોઉં ?
ઇચ્છા અંતરની ગઇ ફીટી, દૈત્યે માળીયું લીધું રે વીટી;
પ્રભુ પ્રાણુ કંપે છે મારા, મુવા દૈત્ય કરે છે હોંકારા.
ઘણું ક્રોધી વીરોધી છે બાણુ, હાકે ઈંદ્રનું જાએ ઓસાન;
જક્ત ભય પામે બાણુની હાકે, બાણે પૃથ્વી ચઢાવી ચાકે.
જેને નાદે મેરુ હાલે, ચક્રવર્તી સાથે નહીં ચાલે;
ક્ષત્રી સાથ રહે સર્વ બિહીતો, નાથજી તમે કઇપેરે જીતો ?
મંત્રી દાંત રહ્યો છે કરડી, શું જાઓ છો મુંછ રે મરડી;
માટે પહેલાં તે મુજને મારો, પછે નાથજી રણમાં પધારો.
શશી સૂર્યવંશી નૃપ જેહ, તેની થરથર ધ્રૂજે દેહ;
પ્રધાન ક્રોધી પાવકની જ્વાળ, તેથી વિશેષ બાણુ ભૂપાળ.
એમ કહિ ભરતી લોચંન, દેખી વારે છે સ્વામીજ;
કંથ કહે ન કરૂં સંગ્રામ, તો નાસી જવાનો કુણ ઠામ.
અંતે જીવતાં છૂટશું નહીં, કાં ન મરીએ સામા થઈ;
નથી ઉગરવાનો ઉપાય, માટે ભય પામે શું થાય?
નાહે લાંછન લાગે કુળમાં, પ્રતિષ્ટા જાએ એક પળમાં;
મૌઅર બોલે ને મણિધર ડોલે, ન ડોલે તો સંર્પને તોલે.
ઘન ગાજે કેસરી દે ફાળ, ન ઉછળે તો જાણવો શિયાળ;
ક્ષત્રી નામે દેખીને દળ, ન હોય પુરૂષ જાણવો વ્યંડળ.
હાંક્યો વાઘ ન માંડે કાન, શાર્દૂલ નહીં જાણવો શ્વાન;
ઘરમાં ધોજારો રહે પેશી, સુદ્રો ચરણુ વહોણો રહે બેશી.
એમ કહી ઓખા અળગી કીધી, ભડ ગાજ્યો ને ભોગળ લીધી;
અસુર સેનાપર કોપિયો, છાજે થકી ઠેકીને પડિયો.
જેમ ગ્રાહ પેસે બહુ જળમાં, તેમ અનિરુદ્ધ પેઠો દળમાં;
જેમ ઇન્દુ પેસે વાદળમા, તેમ અનિરુદ્ધ ધાયો બળમાં,
દૈત્યને આવ્યો મૃત્યુનો દહાડો, ગાજ્યો અનિરુદ્ધ ઘન અખાડો;
પડતામાં બહુ પડતાળ્યા, ભોગળ પ્રહારે ધરણીએ ઢાળ્યા.

કૌભાડે સેનાને પ્રેરી, જાદવ જોદ્ધો લીધો ઘેરી;
ગજજુથમાં લઘુ કેસરી, બહુ વીંટી વળ્યા છે વેરી.
ચંદનને બાવળિએ ઝીંટી, અસુરે અનિરુદ્ધ લીધો વીંટી;
દાનવ કહે માનવ શુંય, અમે સિંહમાં મૃગબાળ તુંય.
મુગટ મંત્રીને ચરણે ધરો, તો તો મૃત્યુથકી ઊગરો:
મંત્રી વાયક એવાં સાંભળી, ધાયો અનિરુદ્ધ બહુ ઊકળી.
નાખે દૈત્ય ભારી મુદ્ગલ, તેમ અનિરુદ્ધ ભુજ ભોગળ;
વીશ સહસ્ર અસુર લટ્યા, એકીવારે શર બહુ છુટ્યા.
આયુધધારા રહી છે વરસી, પડે પરીઘ પટ્ટી ને ફરસી;
દાનવ ધાયા છે ટોળે ટોળા, વરસે ભિંડીપાલ ને ગોળા.
થાય દુદુંભીના ગડગડાટ, થાય ખાંડાતણા ખડખડાટ;
હાંક્યા હસ્તી દે હલકાર, થાય ખડગતણા ચળકાર.
મંત્ર અગ્નિના ધુંધવાટ, બોલે બાણતણા સુસવાટ;
રથ ચક્ર ગાજે ગડગડાટ, હોય હયતણા હણહણાટ.
છૂટે બાણો સણસણાટ, થાય ગગને ધજા ફડફડાટ;
દેખિ દોહલો નાથનો ઘાટ, થાય ઓખાને ઉચાટ.
દાનવોનો વાળ્યો દાટ, અનિરુદ્ધ મુકાવે વાટ;
કોઇને ઝીક્યા ઝાલીને કેશે, કોઇને ઉડાડ્યા પગની ઠેશે.
કોઇને હણ્યા ભોગળીને ભડાકે, કોના મુખ ભાગ્યા લપડાકે;
કોઈ અધસરતા કોઈ પૂરા, એમ સેના કરી ચક્ર ચૂરા.
તે રણ ભયાનક ભાસે, બળ દેખીને ઓખા ઉલ્લાસે;
મે તો આવડું ન હોતુ જાણ્યુ, ચિત્રલેહાએ રત્ન જ આણ્યુ.
શોણિત સ્પર્શ થયો છે દીલે, નાથજી રણ રુધીર ઝીલે;
ભડ ગાજ્યો ને પડ્યુ ભંગાણ, નાઠો કૌભાડ લઇને પ્રાણ.
હવું બાણાસુરને જાણ, એક પુરષે વાળ્યો ધાણ;
અસુરેશને ચઢિયો કોપ, સજ્યા કવચ આયુધ ને ટોપ.
સર્વ સૈન્ય તે તત્પર કીધુ, ચઢ્યો રાય દદામુ દીધુ;
પ્રલય અગ્નિ જેવો જાજ્વલ્ય, બાણરૂપ થયુ મહતુલ્ય.
ચઢ્યો રાય ક્રોધે ગડગડીયો, જાણ્યું ઓખાએ રણ તાત ચઢિયો;
સૈન્યના લોક આગળ ચાલ્યા, કરમા બહુ ભાલા ઝાલ્યા,
વાગી હાક ને ચઢિયો બાણ, તો તે થયુ ઓખાને જાણ.

## પ્રેમાનંદ ભટ્ટ.

### વલણ.

જાણ થયું જે તાન ચઢિયો, કુણ ઉતશે સહસ્ર હાથ રે;
આંસુડાં ભરતી ને શોક ધરતી, ઓખા સાદ કરતી નાથ રે.

## 10 Okha's marriage.

### કડવું.

વળી તે વિહિવા માંડીયો ને, ઉઠ્યા જાદવરાય;
રુકમિણી મન આનંદ ઘણો રે, ત્યાં તો માનુની મંગળ ગાય.
અનિરુદ્ધજીની ઘોડી

સજ્જન સહ ટોળે મળ્યા ને, સુરિનર મળ્યા છે અપારઃ
પાનના આપ્યાં બીડલાં, તેપર શ્રીફળ ફોફળ સાર અનિરુદ્ધજી
ચુવા ચંદન છાંટણા રે, કેસર કુમકુમ સાર;
ભાટ બંદીજન બહુ મળ્યા, તે તો બોલે છે જયજયકાર. અનિરુદ્ધજી
વાજીંત્ર વાગે અતિ ઘણાં ને, માંહી ભેરીનો નાદ;
ઢોલ દદામા ગડગડે રે, ત્યાં તો સરણાઇએ લીધો વાદ. અનિરુદ્ધજી
અપ્સરા નાચે ઇંદ્રની, માંહી નારદ તુંબરુ ગાય;
મધુરીસી વેણા વાજતી, એનો આનંદ ઓચ્છવ થાય. અનિરુદ્ધજી
સાંબેલાં સર્વે શોભતાં ને, અસ્વાર થયા વરરાય;
થનગન તેજી નચાવતા રે, એવા સુર નર અતિ હરખાય. અનિરુદ્ધજી
શોણીતપૂર પાટણ ભલૂં રે, ફુલડે સોહાવી વાટ;
અનિરુદ્ધ વરઘોડે ચઢ્યા રે, ત્યાં શેરીએ સોહાવ્યાં હાટ. અનિરુદ્ધજીને
ચંચળ ચાલે ચાલતી ને, રંગે રાતે વાન;
મખીઅરડે મોતી જડયા રે, ઘોડીનું પંચકલ્યાણી નામ. અનિરુદ્ધજીને
પલાણ પરવાળાતણાં ને, નંગ પાંગિંજ સાર;
રતન જડિત બે પિંગડાં રે, તેની ઝગમગ જ્યોતિ અપાર. અનિરુદ્ધજીને
ધાટ તે પહેર્યો શોભતો ને, શામણ દીવો હાથ;
મોડ બાંધ્યો રાણી રુકમિણી રે, જેને શ્રીકૃષ્ણ સરખા નાથ. અનિરુદ્ધજીની
છત્ર ચામર ને વાવટા રે, દીવાનો નહીં પાર;
પુંઠે તે આવે જાનરડી રે, તે તો મંગલ ગાતી નાર. અનિરુદ્ધજીની.
વર વહેલા થઇ તોરણ ચઢ્યા રે, સાજો છાંટે નીર.
તેને મનવાંચ્છિત આપ્યું રે, પછે બાજોઠ ઉભા વીર. અનિરુદ્ધજીની.

સાસૂ આવી સજ થઈ રે, પોહોંતી મનની આશ;
ઓખાને અનિરુદ્ધ પરણશે રે, ગુણ ગાય પ્રેમાનંદદાસ. અનિરુદ્ધજીની.

### કડવું

અનિરુદ્ધ ત્યાં મંડપે આવ્યા, બાણાસુરને મન ઘણું ભાવ્યા.
મુખથી બોલ્યા અમૃત વાણી, પૂંખે પારવતી પટરાણી.
ધુંશળ મૂશલ રવાઈ ને ત્રાક, પૂંખી તાણ્યૂં જીયાવરનું નાક.

### ખિભાસ

ધુંસળે મા પૂંખીશ ઉમયા, ધુંશળે વૃષભનું જોતરૂં રે;
મુસળે મા પૂંખીશ ઉમયા, મુસળે અમૃત ખાંડણું રે.
રવાઇએ મા પૂંખીશ ઉમયા, રવાઇએ મહિનું વલોવણું રે;
તરાકે મા પૂંખીશ ઉમયા, તરાક એ વિશ્વનું ઢાંકણું રે.
સરૈયે મા પૂંખીશ ઉમયા, સરૈયા વૃષભનું ચારણું રે;
ઈંઢી પીંઢીએ મા પૂંખીશ ઉમયા, ઈંઢી પીંઢી એ ઉદર વોખણું રે.

### ત્રિતાલી ચોપાઇ

કાતી નાખી છે ઇંઢી પિંઢી, ઉમયા હરખે હરખે હીંડી;
ગજે ધાટ ધાલીને તાણ્યા, જીયાવરને માયરામાં આણ્યા.
આડા અંતરપટ ધરાય, હસ્તે હસ્તમેલાપક થાય;
જોશી કહે છે સાવધાન, ગર્ગાચાર્યને દે અતિ માન.
સહૂ મળી ત્યા મંગળ ગાય, એવા આનંદ ઓચ્છવ થાય;
આવી બેઠા મોટા રાજાન, બાણાસુર તે દે ઘણું માન.

### વલણ.

કોડ પોહોતા મનતણા, પ્રેમે આપ્યા પાન રે;
વર વહુ આવ્યા ચોરીયે, દે બાણ કન્યાદાન રે.

### કડવું.

સુરઅસુર તો આવી મળ્યા, મનમા તે આનંદ ભર;
બાણરાય ને પ્રદ્યુમ્ન, કરવા બેઠા મધુપર્ક.

હરિ હર સભામાં બેઠા, સુર તે તેત્રીશ ક્રોડ;
અવર રાણા ને રાયજી, સરખા તે સરખી જોડ.
વાજીંત્ર વાગે અતિ ઘણાં ને, બંદીજન કહે શુભ કૃત્ય;
રાગ રંગ થઈ કાર થાય છે, કરે અપ્સરા નૃત્ય.
શુક્રાચાર્ય કહે બાણુરાયને, દ્યોને કન્યાદાન;
આ દિવસ નહીં આવે ફરી, સાંનિધ્ય શ્રી ભગવાન.
બાણુરાય કહે શીઘ્ર મંગાવું, જે જોઇએ તે આજ;
કન્યાદાન દઉં કોડથી, અનિરુદ્ધને શ્રી મહારાજ.
જળપાત્ર કુંમકુમ દધી દુર્વા, શ્રીફળ ફોફળ જેહ;
કનકપાત્ર કર ગ્રહીને, રાણીજી લાવ્યા તેહ.
વેદ મંત્ર ઉચ્ચારથી, કરે પૂજા તતખેવ;
પૂજાપો વિધવિધ ચડાવે, ભણીને ઋષિ દેવ.
કર અંજલિ લેઇને, પછે બોલિયો રાય બાણ;
કન્યાદાન લીયો અનિરુદ્ધજી, જોડું છું બે પાણ.
અનિરુદ્ધ કર આગળ કરે, મનમાં અતિ ઉલ્લાસ;
ઓખા અનિરુદ્ધ રાજી થયાં, કીધુ નેત્રમા હાસ્ય.
સુનાનો સંકલ્પ કરીને, હરખ્યો રાય બાણ;
તે દાનની દક્ષિણા પાછી, આપિયાં કોટિક દાન.
ગજ અશ્વ ને ભૂમી, દાસી કનકપાત્ર અનેક;
શુકદેવ કહે પરિક્ષિતને, કહેનાં ન આવે છેક.

કડવું

મંગળ ફેરા ત્યારે ફરાય, મળી માનુની મંગળ ગાય;
હર્ષ ધરે બાણ મનમાય, સાંનિધ્ય શ્રી વૈકુંઠરાય.
પહેલે મંગળે ત્યા સાર, આપ્યા રથ સહિત તોખાર;
બીજે ધેનુ આપી અપાર, ત્રીજે કુંજરકેરી હાર.
ચોથે કુંચી સહિત ભંડાર, આપી કીધો છે નમસ્કાર;
બાણાસુર બોલ્યો મુખ વાણ, સંપુટ કરી બે પાણ.
હું તો સેવિશ તમારાં ચરણ, શુદ્ધ રાખજો અંતઃકરણ;
એમ રાયે કન્યાદાન દીધું, વિવાહ કર્મ સંપૂર્ણ કીધું,
હરિનો કોઈ ન જાણે પાર, બંન્યો કીધા સ્ત્રી ભરતાર.

## વલણ.

કારજ પૂરણ મંગળ વરત્યાં, જોવા મળ્યો સંસાર રે;
ચોરીમાં દંપતી બંન્યો, આરોગે કંસાર રે.

## કડવું.

કંસાર જમો જમો રે જમાઇ, તારી રૂડી દીસે છે કમાઇ;
છોરા તું તો કાળો નકળીયો, છોરા તું તો સીંગીમાંથી સળીયો.
છોરા તું તો નખ જેવડો ન્હાનો, કેમ આવ્યો છૈયા છાનો;
મારી ભોળી ઓખા બેન, તારાં ચોરતણાં છે ચેન.
મારી કન્યા ન જાણે કાઇ, તેને કપટે કીધુ તેં સાંઈ;
છૈયા છત્રપતિએ ઝાલ્યો, કેવો કારાગૃહમાં ઘાલ્યો.
તારા બાપનો બાપ તેડાવ્યો, તેણે પગે લાગીને છોડાવ્યો;
તારી કમળા માતા છે ધાડી, તુને નવ દેખાડે ઘીની વ્હાડી.
તારો પિતા જે છે કામ, તેનું ચંચળ ચિત્ત નહીં ઠામ;
શામ રામે શું લડાવ્યા લાડ, જેણે ખાધુ અન્ન ભરવાડ.
દાનવ માનવને જોતા ખામી, નીચ વરે ઉંચ કન્યા પામી;
તારો વંશ તો કીયો કામ, તેણે લજાવ્યુ બાણાસુરનું નામ.
ક્યાથી પેઠો તુ ખંખોળી, તેં તો છેતરી ઓખા ભોળી;
તારા પુણ્યતણો નહીં પાર, રાજપુત્રી પામ્યો પીંડાર.
રૂડી વહૂ પામ્યો તુ રાય, એક વાર અમ આગળ નાચ;
એમ રામા કરે બહુ રીત, અન્યોન્ય ગાય છે ગીત.
વળતી દેવ કન્યા ગાય વરણી, તે તો કેશવની જાનરણી;
તમે લાખી શુ લૂલી હલાવો, રૂપે ભુંડણ સરખી ભાંવો.
અમારો અનિરુદ્ધ તીખો મરી, એ તો સ્વપ્નામા ગયો વરી;
કન્યાને મન એ વર ભાવ્યો, તેણે આદર દઇને તેડાવ્યો.
વરવહુ બન્યો એકઠા મળીયા, બાણાસુરના તેં દહાડા દળીયા;
તેણે કીધો એ ઉપર કોપ, ભાગ્યા કવચ ને વળી ટોપ.
શુ થયુ સિંહસૂતને સહાયા, હરિ હળધર કેવા ધાયા;
અમારા શ્યામ રામ જ્યારે રૂઠા, ત્યારે વેવાઈ કીધા ઠૂંઠા.
રણમાં રઝળ્યા રાણાના અંગૂઠા, છોડી આપિને જીવતા છૂટા;
મ્હા મારીને કન્યા લીધી, ઘર વસાવવા વહૂઅર કીધી.

એમ ગીત ગાય છે વરણી, વરકન્યા તે ઊઠ્યાં પરણી;
ઋષિ સહસ્ર અઠ્યાસી ધીશ, દે છે વધૂ વરને આશીશ.
માગણ ઉચિત પામ્યાં દાન, સહુને મનોરથે ભગવાન;
અનિ આનંદ ઓચ્છવ થાય, નારી ગીત અનુપમ ગાય.

વલણ

ઘરવસાવવાવહૂઅરકીધી, ઘેર જાશું આનંદ રે;
પરસ્પર વિનોદની વારતા, કહે ભટ પ્રેમાનંદ રે.

કડવું.

સાંભળો પરિક્ષિત રાયજી, કંસાર પૂરો થાળી માંયજી;
ઘૃત ખાંડ નાંખી લાવીજી, રાણી માયરા મધ્યે આવીજી.

ઢાળ.

કંસાર રીતે ને પરમ પ્રીતે, આરોગે નર નાર;
સ્વજનનરખેનેમનહરખે, ઉલટ અંગ અપાર.
જાદવ સઘળા જાનઈયા, માનીયા જેમ દેવ;
તેલ મર્દન અંગ મંજન, કરે છે સેવક સેવ.
ખાન પાન ભક્ષ ભોજન, નાનાવિધ પક્વાન;
જાનને ઘણું માન દીધું, રીઝ્યા ભગવાન.
ઘુઘરા ધમકે ઢોલ ઢમકે, થાય છે સંગીત ગાન;
અપ્સરા નાચે ને રાય રાચે, જાચક પામે દાન
બાંધ્યા તોરણ બારણે, કેસર અંગ ઢોળાય;
ભાતભાતનાં સુગંધાદિક, અંગ લેપન થાય.
મંડપ શોભા મહામનોહર, વિધવિધ પેરનાં કામ;
કહે કવિ ત્યાં શું વખાણું, દીઠે પહોંચે હામ.
કૃષ્ણશિવસભામધ્યબેઠા, જાદવ છપ્પન કોડ;
અનિરુદ્ધઓખાબીરાજતાં, જાણે માલતી ચંપક છોડ.
શ્રીકૃષ્ણ જાદવ વદે વાણી; સાંભળો બાણરાય;
પેરામણી પ્રદ્યુમ્નને કરીને, જાન કરો વિદાય.
વિદાય આપો રાય અમને, થાય છે બહુ દિન;
બાણાસુર કહે વેગે કરીને, આજ્ઞા દેશું સ્વ મિન.

ચરણરેણુ હું તમારો, મારો શો અધિકાર;
જે જોઈએ તે લખાવો, હું આપી કરૂં નમસ્કાર.

## 11. The marriage tie.

કડવું.

બ્રહ્માએ વાળી ગાંઠ, છબીલી દોરડો નવ છુટે;
તારો મહાદેવ બાપ તેડાવ, હો લાડી દોરડો નવ છુટે.
તારી પાર્વતી માત તેડાવ, હો લાડી દોરડો નવ છુટે;
તારો ગણપતિ ભ્રાત તેડાવ, છબીલી દોરડો નવ છુટે.
તારો બાણાસુર બાપ તેડાવ, હો લાડી દોરડો નવ છુટે;
તારી બાણમતી માત તેડાવ, છબીલી દોરડો નવ છુટે.
તારો કૌભાંડ કાકો તેડાવ, હો લાડી દોરડો નવ છુટે;
સગાં સર્વેને વેગે કહાવ, છબીલી દોરડો નવ છુટે.
હવે કન્યાની જનરડી ગાય, હો લાડા દોરડો નવ છુટે;
ત્યાં તો આનંદ ઓચ્છવ થાય, છબીલા દોરડો નવ છુટે.
બ્રહ્માએ વાળી ગાંઠ, હો લાડા દોરડો નવ છુટે;
તારો શ્રીકૃષ્ણ વડવો તેડાવ, છબીલા દોરડો નવ છુટે.
તારો પ્રદ્યુમ્ન બાપ તેડાવ, હો લાડા દોરડો નવ છુટે;
તારો હળધર કાકો તેડાવ, છબીલા દોરડો નવ છુટે.
તારી રતિ માત તેડાવ, હો લાડા દોરડો નવ છુટે;
તારી ગોવાળમંડળીને કહાવ, છબીલા દોરડો નવ છુટે.

## IV. From ચંદ્રહાસ આખ્યાન ( A. D. 1671 )

### 1. The birth and childhood of a prince.

હાળ.

સુધાર્મિક રાજા રાજ્ય કરે, પણ પેટ નહીં સંતાન;
પુત્રને અર્થે રાજાએ, આરાધ્યા પંચવદન.
મહાદેવ આવી ઉચ્ચર્યા, માગ માગ મહીપતિ વરદાન;
પછે શંકર પાસે સુધાર્મિકે, માગીઓ એક સંતાન.

મધ્યરાત્રિયે ચાલી માનુની, સુતો મૂકી બાળ;
લોભે તે કાંઇ ચિંતવ્યું નહીં, આવ્યો તેનો કાળ.
માર્ગ માંહે ઉતાવળે જાતા, પડ્યો હતો મોટો નાગ;
પ્રેમદાએ પૃષ્ટ ઉપર, અંધારે મૂક્યો પાગ.
તત્ક્ષણે ઉછળી નાગ વળગ્યો, અંતર આણી રીસ;
ડંસી દાસી પડી પૃથ્વી, મુખે પાડી ચીસ.
કંઠે તે બાઝી કાચળી, ને મુખે પડિયો શોષ;
ધાવ ઢળી ધરણી વિષે, ત્યારે ધાઇ મળીયા બહુ લોક.
મરતી વેળા માનુની, મુખથી બોલી વાણ;
મારા પુત્રને કો પાળજો, એમ કેહેતા નીકળ્યા પ્રાણ.

### વલણ.

એમ કહેતા ગયા પ્રાણ તેના, ભાગ્યની જે મંદરે;
એ પુત્રની શી ગતિ થઈ, તે કહે ભટ્ટ પ્રેમાનંદ રે.

### કડવું.

નારદજી એમ ઉચ્ચરે, સુણ પાર્થ બળવંત;
પછે એ પુત્રની શી ગત થઈ, તેને રાખ્યો શ્રીભગવંત.
વહાણે વાતે જાગ્યો બાળક, મુખે બોલતો વાણી;
આવ્યો ચોળતો ને અન્ન માગતો, માતા મુઈ ન જાણી.
સુનું ભુવન જ્યારે પુત્રે દીઠું, નેત્ર ભરીને રોય;
આકુળવ્યાકુળ થાવા લાગ્યો, ઉત્તર ન આપે કોય.
સાંભળી આવી સર્વ શ્યામા, પાસેના પાડોશી;
કો બાળકને પહુઆ આપે, ઘણા વર્ષની ડોશી.
કો કુંવરને કેડે ચઢાવી, લાગી આસનાવાસના કરવા;
ઓ આવી જનેતા તારી, ઓ ગઈ છે પાણી ભરવા.
એણી પેરે તે સર્વે માનુનીએ, કુંવરને માડયુ વહાલું;
કોઇ પ્રેમદાએ દૂધ પાયુ, કોઇએ આપ્યુ ખાણું.
એમ રમતા જમતા તે કુંવરના, સુખે દિવસ જાતા;
બે સંવત્સર વહી ગયા, વિસરી ગઈ ત્યા માતા.
હીંડતા ચાલતા કુંવર મનથી, લેતો હરિનું નામ;
એક દહાડે તેને વાટમાહિંથી, જડિયા શાલિગ્રામ.

તે હાથ ગ્રહિ હૈયાશું ચાંપ્યા, સ્નેહ અતિશે આણ્યો;
સહુ બાળક સાથે રમવા લાગ્યો, સખો સુંદર જાણ્યોઃ
એકવાર પુરોહિત ધૃષ્ટબુદ્ધે, જમાડ્યા મુનિ જન;
તે બાળક સૌ મળતો તેડ્યો, રાંક જાણી ને તન.
સર્વે ઋષિજીની પૂજા કરવા, ધૃષ્ટબુદ્ધિ તે આવ્યો;
પુષ્પ દક્ષિણા હાથ માંહે, તે થાળ ભરીને લાવ્યો.
પૂજા કરી પ્રધાન પરવર્યો, દક્ષિણા આપતો મુઠ્ઠીવાળી;
સૌ પંડિતની પંગત વિષેથી, તે બાળક મૂક્યો ટાળી.
એવે ગાલવ ઋષિ બોલ્યા, ભાળે પ્રાણી માત્ર;
કા મહારાજ એને ટાળી મૂક્યો, હેતે પૂજો છે પાત્ર.
વિધિએ એમ લખ્યું છે, એમું તારે સગાઈ;
વિષયા પુત્રીને એ પરણશે, તારો થાશે જમાઈ.
એવાં ગાલવનાં વચન સુણીને, પ્રધાનને લાગી ઝાળ;
મુનિ માત્ર મારીને કાઢ્યા, પછાડી પૂજાની થાળ.
બીજા બ્રાહ્મણ દુઃખ પામ્યા, કહોજી અમારો વાંક;
દક્ષિણાનું જાન થયું, અમો કેમ છવિયે રાંક.
ગાલવ કહે તમે શું જાણો છો, પુરોહિત છે પાપી;
એવું કહીને સર્વ મુનિઓને, ઘેરથી દક્ષિણા આપી.
નારદ કહે સાંભળ પાર્થ પછે, પાપીને પ્રગટ્યો કાળ;
મારી પુત્રીને અમર ઇચ્છે, તે કેમ પરણે ભિક્ષુક બાળ.
એક ઠામ બેસી વિચાર્યું, ચાંડાળ તેડાવ્યા ઘેર;
સાધુ સુતને મારવાને, આરંભી ત્યાં પેર.

2. The loss of the unlucky sixth toe.

ઢાળ

તેને પ્રગટ હવા અંતર્યામી, આવી બેઠા શ્રીભગવાન;
દુષ્ટ ભાવ ગયો અધર્મીનો, ઉપન્યું અંતર જ્ઞાન.
શ્યામાસુત ગજન મનોહર, આપણ તે ઉપર હિત કરીએ;
બાળક તો સર્વેનો સરખો, નામાથાને શે હણિએ.
એક કહે સાધુને મારીએ, પાપીને પમાડિએ હર્ષે;
એ કર્મ કીધે સાધુ માથુ લીધે, પડિયે કુંભીપાક નર્કે.

બીજો કહે છે મૂકો એને, શું દુષ્ટ મળના દુષ્ટ થઇએ;
એ પુરોહિત પડશે નર્કમાં, વિષ્ણુ ભક્તને જીવનદાન દઇએ.
ત્રીજો કહે મારચાની વાતે, અંગ તપે છે મારૂં;
એ સાધુ સામું જુએ તેને, હું આગળથી સંધારૂં.
ચોથો ચતુર થઇને બોલ્યો, સાંભળો એક ઉપાય;
એ સંત ન મરે ને અર્થ સરે, દુષ્ટ મન નવ દુભાય.
એંધાણ આપિયે અધર્મીને, એનું અંગ તમો કાંઈ કાપો;
અભડાયે નહિ મારે વેગળા રહીને, પાળીએ હાથ આપો.
એવું કહીને કુંવરને, છુરિકા કરમાં આપી;
જોતાં માંહે જમણા પગની, છઠ્ઠી અંગુલી કાપી.
જ્યાં લગણ વધતી હતી, આંગળી પગ મોઝાર;
ત્યાં લગણ બાળકને નોહોતો, રાજ્યતણો અધિકાર.
ચાંડાલ ચારે વિસ્મે થયા, સૂત સામું જોઈ;
પીડા ન પામે અંતર વિષે, પાગે વહેવા લાગ્યું લોહી.
પછે અંત્યજ ઉઠીને ચાલ્યા, કહેતા ગયા એક વચન;
નમ ભણી ન આવીશ સાધુ, જાજે બીજે વન.

3. *The origin of the name Chandra-hās.*

કડવું.

નારદ કહે સાંભળ અર્જુન, પાસે બેઠા છે જગજીવન;
ત્યા બાળક એકલો કરે વિલાપ, અંતર્ગત અતિ પામે તાપ.
રામ કૃષ્ણ વાણી ઉચરે, રુદન કરે જળ નયણે ભરે;
એવે વન વિષે આવી ચમરી ગાય, પુંછે કરીને નાખે વાય.
આવ્યા સુડા વનના કીર, ચાંચે ભરીને લાવ્યા નીર;
પંખી જાત સરવે ટોળે થયા, પાખે છાયા કરીને રહ્યાં.
એવે મૃગ આવી એક ઉભો રહ્યો, સુતને દેખી વિસ્મે થયો;
મૃગ સ્વામીભાવ મન આણિયો, ચંદ્રમા પડિયો જાણિયો.
એવી આશંકા મૃગે મન ધરી, ચાટ્યું રુધિર જીભે કરી;
ત્યાં આવ્યો કૌંતલ દેશનો રાય, કુલિંદ નામ તેનું કહેવાય.
નવનિધ અષ્ટમાસિદ્ધ ઘરસૂત્ર, પેટ ન મળે એક પૂત્ર;
તે રાજા મૃગયા નીકળ્યો, મહાવનમાં એક મૃગલો મળ્યો.

સારંગપર શર કર્યો મંધાણ. મૃગે જાણ્યું મુઓ નિર્વાણ
મૃગ ભય પામી નાશી ગયો, પછે કુલિંદ કુરંગ કેડે થયે
આગળ જાતાં મૃગ થયો અંતર્ધ્યાન, ઉભો રાજા ને થયો મધ્યાન
ભૂલ્યો ભૂપતિ નગ્રની વાટ, એટલે થયો મનમાં ઉચ્ચાટ
એક વૃક્ષ તળે ઉભો ભૂપાળ, એવે રોતો સાંભળ્યો બાળ
રામ કૃષ્ણ કહી કરે રુદન, સાંભળી રાજાએ વિમાશ્યું મન
જોવા અર્થે અશ્વથી ઉતર્યો, કુંવર ભણી કુલિંદ પરવર્યો.
રાજા આવતો દીઠો જેટલે, પશુ પક્ષી નાઠા તેટલે;
અભ્રમાથી ચંદ્ર દીસે જેમ, પક્ષી પરા થયે કુંવર શોભે તેમ;
વાસવ વિરંચીનો અવતાર, એ નો હોયે માનુષતણો કુમાર.
તત્ક્ષણ રાય તજી આવીયો, પ્રેમે પુત્રને બોલાવીયો;
કહે કુંવર તું કોણ છે જાત, કોણ પિતા કોણ તારી માત.
મહારાજાનાં સુણી વચન, વળતું બોલ્યો સાધુ જન;
માતા પિતા મારે નથી કોય, આધાર એક અચ્યુતનો હોય.
એવું સાંભળી હરખ્યો ભૂપાળ, મુને કેશવજી થયા કૃપાળ;
પરમેશ્વરે મુને આપ્યો કુમાર, ઉઘડ્યાં મારાં વાંઝિયાં બાર.
પછે સુતની કીધી આશ્વાસન, તેડી દીધું આલિંગન;
પ્રેમશું પુત્રને હદે ધર્યો, પેહેરાવી વસ્ત્ર ને સાસતો કર્યો.
રાય અશ્વે થયો અસ્વાર, નરપતિ સાથે ગયો નગ્ર મોઝાર;
પાળા સેવક ધાયા પુર ભણી, રાણીને કહેવા વધામણી.
રાણીને જઇ નામ્યું શિશ, તમને તુષ્ટમાન થયા જગદીશ;
પાચ વર્ષનો હરિએ આપ્યો બાળ, એ લઈ આવે છે ભૂપાળ.

## વલણ.

ભૂપાળ બાળકને લાવે માતા, હરખ્યું રાણીનું મન રે;
કરજોડી કહે ભટ પ્રેમાનંદ, સામી આવી સ્ત્રીજન રે;

## કડવું

ઋષિ નારદ બોલ્યા વાણીજી, તું સાંભળ શારિંગપાણીજી;
સુતનો સમાચાર જાણીજી, પ્રેમે મંચરિ સામિ રાણીજી.

## ઢાળ.

શામા ચાલી સુતને જોવા, સામગ્રી લીધી ઘણી;
સાથે તેડી સર્વ સ્યામા, સાહેલિયો પોતાતણી.

સાંભળ્યું . મેં સ્વપ્ન સરખું, પુત્ર લાવે છે નિજ પતિ;
મનમાંહે મહાલી સામી ચાલી, મળવાને મેઘાવનિ.
વેહેવારિયા સર્વે મેચર્યા, વહેલ સુંદર જોનરી
નગ્નની નારી નિસરી આદરી, થાળ મોતીયે મદ ભરી.
પાળે પાગે અતિ અનુરાગે, માતા તે મળવા આવી;
અતિ પ્રેમ પ્રીધો હૃદયાસું લીધો, મોતીડે સુનને વધાવી.
શુભ લગ્ને શુભ નક્ષત્રે, શુભ તિથિ રવિવાર;
ઘેર આવ્યો ગાજતે વાજતે, કુલિંદનો કુમાર.
કુળ કર્મ કીધું દાન દીધું, ગીત ગાયે સર્વ સુંદરી;
મહારાજાયે જોશી તેડાવ્યા, લખવા પુત્રની જન્મોતરી.
જન્મોતરી લખી બોલ્યા રખિ, મહા મહિમા બાળક તણો;
ભૂમંડળમાં ભૂપતિ ભાગ્યવંત, થાશે કુંવર અતિ ઘણો.
એનું વદન ચારુ સોમ સરખું, જાણે સોળ કળા પ્રકાશ;
હસી રહ્યું માટે નામ એનું, ધર્યું છે ચંદ્રહાસ.

4. A nice letter of introduction.

### કડવું.

અગોચ વાત મારા મનતણી, તે મદન પુત્રથી થાય;
પત્ર લખીને મોકલું પણ, કોય એવો નથી જે જાય.
વાટમાં વાંચે નહિ એવો, સાધુ તમારો તન;
પત્ર લખીને મોકલો પુત્રને, મળવા ઇચ્છે છે મદન.
એવું સાંભળીને મહારાજાએ, સમીપ તેડાવ્યો ચંદ્રહાસ;
પિતા કહે રે પુત્ર લેઈ પધારો, મદન મિત્રની પાસ.
કુંવર કહે રે મુને મોકલો છો, પણ વિચારે ભૂપ;
તાત તમારું કહ્યું કરવું મારે, જો નાખો અંધારે કૂપ.
એવે પત્ર લખ્યું પાપીએ. કૌંતલપુર નિજ ગામ;
સકળ ગુણ શિરોમણી, સુત મદન એવું નામ.
અહીં ચંદ્રહાસ મોકલ્યો છે, માન ઘણેરૂ દેજો;
અમો તમારા કિંકર છું, એમ કાલા થઇને કહેજો.
રૂપ ના જોશો રંગ ના જોશો, ન પૂછશો ઘરસૂત્ર;
મુહૂર્ત માત્રમાં વિષ દેજો, ઘણું શુ લખિયે પુત્ર.

કપટે લખિયું કુંકુ દુષ્ટે, પછે પત્ર વીંટયું પાપિયે;
કહે નારદ બોલાવ્યો સાધુ, કાગળ કરમાં આપિયે.

5. The removal of a curse.

કડવું.

સૂકાં કાષ્ટ લીલાં થયાં રે, સાધુ તણે દર્શન;
સેવક ચાર ઊઠીને ચાલ્યા, જોવા અશોક વન. સૂકાં.
નારદ કહે સાંભળ રે પારથ, વાડી તણો વિસ્તાર;
ગુલ્મ લતા લલિત અતિ વાકી, સૌગંધિક અપરંપાર. સૂકાં.
ભાત ભાતના વડ ને પીપળા, વનસ્પતિ ભાર અઢાર;
અવલોકનમાં અતિ ઉત્તમ, શોભાતણો નહિ પાર. સૂકાં.
વેલ વાલો ને વલસડો વાય, વાયુ સુગંધિક વાય;
સાગ સીસમ સમડા સાદડિયા, સરગવાતણી શોભાય. સૂકાં.
શ્રીફળ ફોફળ કેવડી રે, છાહીં રહી કેળ ને કોરંગી;
બીલિ બદરી મલિયાગર મરચી, લીંમડો ને લવીંગી. સૂકાં.
જાઈ જુઈ મોગરા ને માલતિ, ચંદન ચંપાના છોડ;
પુષ્પ ભારે વનસ્પતિ તે, સર્વ રહી છે વંક મરોડ. સૂકાં.
વાપી કૂપ ને પાવટ કુંડ ત્યાં, તળાવ ભરિયાં તોય;
ચાતક હંસ ને મોર કોકિલા, શબ્દ કરંતાં હોય. સૂકાં.
જ્યાં જુએ સેવક સાધુના, ત્યાં અટકે ચિંત;
શોભા સુંદર વન તણી, જાણે રત ફુલી વસંત. સૂકાં.
એવા દેવ ઋષિનાં વચન સુણીને, અર્જુનને મંઘે પડિયો;
કમમ લીલાંનું સુકું થયું, એમ સવ્યસાચી ઉચરિયો. સૂકાં.
નારદ કહે સાંભળ રે અર્જુન, થયો પૂર્વ સમાચાર;
તે વાડીમાં ભમના આવ્યા, દુર્વાસા એક વાર. સૂકાં.
ત્યાં છાયાદીઠી નિનળ વૃક્ષની, મુનિ બેઠા આસન વાળી;
એવે સમે મંદીરથી આવ્યો, વાડીનણો જે માળી. સૂકાં.
માળી મુનિ ભણી ધાયો, ચોર બોલ્યો જાણી;
પ્રહાર એક મુકીનો કીધો, જ્વરા કર પ્રહી તાણી. સૂકાં.
ક્રોધ કરીને દુર્વાસાએ, જોયું નેત્ર ઉઘાડી;
અગ્નિ જ્વાળા ઉઠી નેત્રી, ભસ્મ કીધી સર્વ વાડી. સૂકાં

ઉઠ્યા ઋષિ થઇને દુઃખી, અન્ય સ્થાનક સંચરવા;
માળી મુનિને પાયે લાગ્યો, કાલાવાલા કરવા. સૂકાં.
માળી કહે મેં નવ ઓળખ્યા, ઈશ્વર હવે કરુણા કીજે;
અપરાધ મૂકી અત્રિનંદન, શાપ અનુગ્રહ દીજે. સૂકાં.
દુર્વાસા બોલ્યા તવ વાણી, આનંદ અંતર પામી;
એ વન લીલું થાશે જ્યારે, આવશે વિષયાનો સ્વામી. સૂકાં.
નારદ કહે સાંભળ અર્જુન, એ સાધુતણું કારણ;
ચંદ્રહાસ દર્શને લીલી થઇ વાડી, જેને વહાલા અશરણશરણ. સૂકાં.

વલણ.

વહાલા અશરણશરણ તો, સાધુ ભોળપણે ફરે રે;
જ્યાં શાલિગ્રામ કંઠ સાથે, ત્યાં અવળાનું સવળું કરે રે.

6 A little letter left out has to be supplied

કડવું

વિષયાએ વિમાસી જોયું, એ પુરૂષને હું નર્ખું;
અન્ય પશુ પક્ષી ને માનવ, નથી કોય આ સરખું.
રખે ચતુર તુરી કહેતો સ્વામી, જાગશે તો શું થાશે;
નિદ્રાવશથી કેમ ઉઠાડું, પછે શું કહેવાશે.
હે અશ્વ તું અતિ અનુપમ, તારૂં રૂડું વાન;
માગી રે લેઉં છું હું માનિની, રખે કરતો સ્વામીને જાણ.
તારે રત્ન જડીત મુખ મોરડો, ઉદયાચળ ઉગ્યો ભાણ;
પેંગડા તારા પરમ મનોહર, રત્ન જડીત પલાણ.
એવું કહેતી ચાલી ચતુરા, ચંચળ નયણે જોય;
રખે સખિ સહિયર આપણી, છુપી રહીને જોય.
નેપૂર ઝાંઝર અણુવટ વિંછિયા, મોનીએ આભ્રણ ઘડિયા;
પ્રથમ વાજતા રૂડાં લાગતા, આજ શત્રુ થઇ નિવડિયાં,
એવું કહી મન દૃઢ કરી ચાલી, ઝાંઝર ઊંચા ચઢાવી;
મર્મે ભરતી ડગ જેમ જળમાં બગ, એમ શ્યામા સમીપે આવી.
ચંદ્રહાસની પાસે અતિ ઉલ્લાસે, હરિવદની હરખે બેઠી;
મંજ શ્વાસ લાગે સાધુ જાગે, ચિંતા તે ચિત્તમાં પેઠી.

રખે કો દેખે સહિયર મૂજ પેખે, એમ દષ્ટ રાખતી આડી,
પછે પિછોડી પરી કરીને, જોયું વદન ઉઘાડી.
નખ શિખા લગી ચંદ્રહાસને રે, જોતી નયણે નરખી,
હરિભક્તને દેખી હરિવદની, હૈડામાં ઘણું હરખી
આકાશે અભ્ર અળગું થાયે, ચંદ્રબિંબ દીસે જેવું
ત્યમ પિછોડી પરી કીધે મુખ, કુવીંદ કુંવરનું તેવું
સુવદન અંબુજ ઉપર ભ્રકુટી, ભ્રમર કરે ગુંજાર,
શંકે શશિબિંબ પુંઠે તારા, એવો શોભે છે મોતીહાર
શુક ચંચા અતિ ઉત્તમ, જાણે અધર બિંબ અનુકૃત,
શનિ સવિતા શ્રવણે કુંડળ દાડમ કળીશા દંત
કપોલ કંઠ કર કુંજરના સરખા, હથેલી અંબુજ વરણ,
બાંયે બાજુબંધ બેરખા, મુદ્રિકા આદે આભરણ
વિશાળ હૃદે ને હાર હેમનો, કટિ કેસરિના સરખી,
દેખી રૂપ રંગ તેજ તારુણી, જાણે નાખી પ્રેમની ભુરકી
ધન્ય માત તાત એના દીસે છે, કોણે કીધાં હશે પુણ્ય,
દીસે હાડ ગાળ્યા સુખ ટાળ્યા, તો એહેવો હશે તન
જપ તપ વ્રત દેહ દમન, એવી તારણી ધર નાર,
તે નારીનું પરમ ભાગ્ય જેને, આવો હશે ભરથાર
મેં પાપણીએ પુણ્ય ન કીધું, તો ક્યાંથી આવો સ્વામી,
એમ દુઃખ ધરતી આંસુ ભરતી, વિષયા શોકને પામી
એવે એક દૈવાયની કરે, કાગળ બંધન દીઠો,
જોવા કારણ યૌવનાએ, તત્ક્ષણ છોડી લીધો
સગનાનું અક્ષર તાતના દેખી, મનમાં મહા સુખ પામી;
શકે પત્ર લખી મોકલ્યો, પિતાએ મુજ સ્વામી
સ્વામિની કૌંતલપુર સ્થાને, મદન કુંવર બળવંત,
અહીં ચંદ્રહાસને મોકલ્યો છે, તે પત્ર લેજો ગુણવંત
રૂપ ન જોશો રંગ ન જોશો, ન પૂછશો ઘરસુત
મુહૂર્ત ઘડિ કોને ન પૂછશો, એને વિષ દેજો પુત્ર
વાંચી પત્રને વિષયા બોલી, હાહા હે ત્રિભુવન નાથ
વિષયાને સાટે વિષ લખ્યું, શું કાપ્યા જોઈએ હાથ
પત્ર તેનું તો પાછો ફરી જાય, પરણ્યા વિના વિષ થાય
આગર એક રચાય એ માટ, ચિંતના કરે વિષયાય

## અભિમન્યુ આખ્યાન.

એક નેનનું કાજળ કાઢ્યું, બીજા નેનનું નીર,
તરણાવતે લખ્યું તાગણીએ, ધરી હૃદયા મધ્યે ધીર.
નારદ કહે સાંભળ રે અર્જુન, કર્તા હર્તા અવિનાશ,
વિષ ફેડી વિષયા કરી, એમ ઉગાર્યો ચંદ્રહાસ
પત્ર ફરી બાંધ્યું પ્રેમદાએ, જળ ભરતી તે નેણ,
ઉઠી આભળા ચાલી ત્યાંથી, મૂખે કહેતી વેણ.
ઘેર જઈને વાટ જોઉં છું, ઉતાવળા તમો આવો,
મદન ભાઈને મળજો સ્વામી, પત્ર લખ્યું તે લાવો.

7. A Brāhmaṇa's word

### કડવું.

અલ્યા એમ શું બોલે ત્રાડે, બ્રાહ્મણનું ખોટું કોણ પાડે,
મિથ્યા થાય રામનું બાણ, પણ વિપ્રવચન ન અપ્રમાણ
કદાપિ પડે આકાશના તારા, તોયે બ્રાહ્મણ ન હોય ખોટારા,
રવિ ચંદ્ર મંડળ ધ્રુવ ચળે, પણ ઋષિના કહ્યા નવ ટળે.
ડગે શેષ નાગ ને મેર, તોયે ન પડે કહ્યામાં ફેર,
સાત સાગર મર્યાદા મૂકે, પણ વિપ્ર વચન નવ ચૂકે.
જો એક થાયે ચૌદ લોક, બ્રાહ્મણ બોલે તે ન હોયે ફોક,
વિપ્રથી વાજ આવ્યો વિધાતા, મથના મહાદેવ વિષ્ણુની માતા

V From અભિમન્યુ આખ્યાન (A D 1671)

1 Ayadānava's son Ahilochana resolves to avenge his father's death

### કડવું

સંજય બોલ્યા વાણી રે, એક અયદાનવની રાણી રે,
નવ જાણી દેવે જાતિ પિયર વિખે રે.
તે કરતી અશ્રુપાત રે, દેખી રોયા માત ને તાત રે,
સર્વે વાત માંડીને કહી છે મૂખે રે

પીપીલીકા પેસી નવ શકે, સંચરે નહીં પવન;
એવી પેટી આપીને, પછે વળ્યા પંચ વદન.
એવું કહીને અવિનાશી, હવા તે અંતર્ધ્યાન;
પુત્રે પેટી લીધી મસ્તક, આવ્યો તે સ્વસ્થાન.

વલણ

નીજ સ્થાનક માતાતણું, પાતાળમાં મોસાળ રે;
પેટી મૂકી માના આગળ, પછે પાગે લાગ્યો બાળ રે.

## 2. Ahilochana overreached by Krishna.

કડવું.

સંજય કહે સાંભળની રાય, દેવકી નંદનનો મહિમાય;
મારવા દાનવ કેરો ભૂપ, ભગવાને ધર્યું બ્રાહ્મણ રૂપ.
શત્રુ હણવા સારવા કાર્ય, શ્રીકૃષ્ણ થયા શુક્રાચાર્ય;
વૃદ્ધ વેશ કર ગ્રહી લાકડી, વાગે ઠેસ પડે આખડી.
જલજલાં નેત્ર જુવે અરૂપરૂં, માથે બાંધ્યું ફાટું ચીથરૂં;
થરથર દેહડી ધ્રુજે જદુરાય, કાયામાં પ્રગટ્યો કંપ વાય.
મુખ નાસિકાયે લાળો ચૂવે, કર કપાળે દઈ આડું જૂવે;
પેટે વળી છે કરચલી, દીનબંધુ દુબળા જાણે પેપલી.
ઉધરસનો ઠાંસો ને ચઢે શ્વાસ, ખઈ રોગિયા થયા અવિનાશ;
ખેં ખેં ખેં ખુંખારો કરે, ભોમ પડે ને પગ લડથડે.
નીસરી ખુંધ ફરી બેવડ વળી, પગે વાયુ ને માથે પળી;
ખોડાંગતો ચાલે કાનુડો, વાંકું ઘુંટણ પગે જાનુવો.
વળગે જીભ બોલતાં આવે થળ, ઓઢ્યો કામળો પહેર્યું વનફૂળ;
એવે રૂપે પરમેશ્વર પળ્યા, અહિલોચનને સામા મળ્યા.
આંખ ઉપર દઇ આડા હાથ, દાનવ પ્રત્યે બોલ્યો દીનોનાથ;
અલ્યા ભાર ઉચલી હીંડે શું પાપ, પેટીમાં છે કાલ કે સાપ.
સન્માં ટોપ કવચ હથિયાર, દીસે છાઅવાન કાં ઉચલે ભાર;
ભર્યા માણેક કે રત્ન ઝવેર, કોને આપવા ચાલ્યો ઘેર-
તું જાતો રખે દારિકા ભણી, કૃષ્ણ લેશે પેટી ઘુંનજાણી;
તે પાપી હદે દયા નથી, મારશે ને મારે તે સર્વથી.

જેણે મામાના લીધા પ્રાણ, માર્યો અયદાનવ મુજ જજમાન;
નિ માગતો કીધો મને ભીખ, નથી દુષ્ટને કો દેતું શીખ.

વલણ.

ીખ દેનારો કો નથી, એમ કહીને રોયા શ્રીભગવાન રે;
નુને સાલે છે પેટ વિષે, માર્યો અયદાનવ જજમાન રે.

કડવું.

વાયક સાંભળી અહિલોચન તે, અંતર પામ્યો આનંદ રે;
પૂછવાને પાસે ગયો પ્રેમે, ન ઓળખ્યા ગોવિંદ. માયા મોટીજી.
પરમેશ્વરસું પ્રીત માંડી, મોહને મૂળથી ખોટી રે;
ન સમજ્યો દાનવ અલ્પમતિ રે, હરીની માયા મોટી; માયા.
કહો ઋષિજી તમો ક્યાંથી આવ્યા, કોણ તમારૂં ગામ રે;
મહારા પિતાને તમે શું સંભારો, કોણ વસ્યાનો ઠામ; માયા.
તમો તે મને શું જાણો છો, હું અયદાનવનો તન રે;
એવું જાણી હરખ્યા હરજી, ધાઇ દીધું આલિંગન; માયા.
હાથે ઝાલી હડપચીને, બોલ્યા શ્રી ભગવાન રે;
ભાઈ સાચો અયદાનવનો દીકરો, હું ગુરુ તું જજમાન; માયા.
જેમ ગયાં નેત્ર આવે અંધને, આપે વંધ્યા રૂડો તન રે;
તેવું સુખ મારે થયું, આ સાચું કે સ્વપન; માયા.
તું સરખો ભડ મોટો ભાઇ, બેસી કેમ રહ્યો ઘેર રે;
પાપી કૃષ્ણને ન માર્યો તેં, ન વાળ્યું બાપનું વેર; માયા.
પૂર્વે તારે પિતાએ જીત્યા, જીત્યા સુર પરિવાર રે:
સજીવન વિદ્યા મુજ પાસે, મારે હાથે રાજનો ભાર; માયા.
શુક્રચાર્ય તે નામજ મહારૂં, હુંથી કાળ પામતો બીહીક રે;
જીર્ણ થયો જજમાન જ મરતા, આજ ઘેર ઘેર માગું ભીખ; માયા.
કો જનુનીએ નથી જણ્યો, જે પેલા કૃષ્ણીયાને પછાડે રે;
દાઝ ઓલવી અયદાનવની, મુને આનંદ પમાડે રે; માયા.
કહે કુંવર તું કેમ અવતર્યો, સુને હરિએ હાથે સાહ્યો રે;
વજ્રપિંજર ક્યાંથી પામ્યો, આણે મારગ ક્યમ આવ્યો. માયા.
એક વૃક્ષની છાયા હેઠળ, બેઠા બંને એકાંત રે;
અહિલોચને વાત માંડી કહી, આવ્યો ન જણ્યો અંત. માયા.

વાહાલો ગુરુ જાણીને બાળક, કરજોડી ઓચરિયો રે;
હું પાતાળમાં પ્રસવ્યો, માતાએ મોસાળમાં ઉછરિયો. માયા.
પછે ઇશ્વર આરાધીને પિંજર પામ્યો, એથી કારજ સરશે રે;
કૃષ્ણને ઘાલીશ આ પિંજરામાં, અકળાઇ આફણીએ મરશે. માયા.
એવું સાંભળી હરખ્યા હરજી, એ કામ કઈ પેરે થાશે રે;
પેટી દ્વાર સંકીર્ણું દીસે છે, કાળો તે કેમ સમાશે. માયા.
એવું કાચું નવ કામ કીજે, જ્ઞાન ચક્ષુએ નિરખોરે;
પેસી જૂવો પરમાણું પેટીનું, કૃષ્ણ છે તુજ સરખો. માયા.
પાસે મૂક્યા બદલાયા જાઓ, જુજવા નવ ઓળખાઓછ;
માટે પેટીમા પેસી નિકળો, પછે તે ભણી જાઓ. માયા.

## વલણ.

જાઓ પછે પેટીમાં પેસી, એમ બોલ્યા શ્રી ગોવંદ રે;
અહિલોચન પછે શું કરે, તે કહે ભટ પ્રેમાનંદ રે.

## કડવું.

સંજય ભણે સાંભળ તુ રાયે, પ્રપંચ પ્રભુનો નવ પ્રીછાયે;
મોહને નાખ્યો માયાનો ફંદો, તેથી અહિલોચન અતુલિત આનંદો.
ધન્ય ધન્ય ગુરુજી મારા ચતુર સુજાણ, હૂં પેસી જોઉ પેટીનું પ્રમાણ;
મહારૂં શરીર જો માંય હરે ફરે, તો જાણીએ જે જદુપતિ મરે.
પછે રાજ્ય હું સુખે કરૂં, ભાર સઘળો તમ મસ્તક ધરૂં;
ગુરુજી કહે રે હો ગુણવંત, હવે મારૂં માન્યું ચંત.
શત્રુ કૃષ્ણ સર્વથા મુઓ, પુત્ર પ્રમાણું પેટીમા પેસી જુવો;
બળિયા બે વસુદેવના તન, તેહને તુ વિના કોણ કરે નિધન.
એકના પેટીમા રહેશે પ્રાણ, બીજાને તું હણજે બાણ;
મૂક્યો ટોપ કવચ ને અસ્ત્ર, કાછડો વાળ્યો એકે વસ્ત્ર
શત્રુએ શ્યામનો મર્મ ન લહ્યો, અહિલોચન તત્પર થયો;
પંજર ઉઘાડયું હાથે કરી; ત્યારે શિખામણ માની સાભરી.
મારી માએ વાયક કહ્યા અનૂપ, જે જદુપતિ ધરશે જુજવા રૂપ;
એ શુક્રાચાર્ય સાચો ગુરુ નથી, કપટી કૃષ્ણ આવ્યો સર્વથી.
ઉતાવળો થઇ પ્રવેશ જ કરૂં, એ દે તાળું તો નિશ્ચે મરૂં;
એવો ભય હૃદયામાં ધર્યો, પેટીમાથી પાછો નિસર્યો.

હો ગુરુ તમારી કારમી પ્રીત, પેસતામાં ન માને મારૂં ચિત;
મોહ રાખી નવ કીજે વાત, ન હોય વિપ્ર વેરી સાક્ષાત.
અહિલોચનનાં વાંયક સાભળી, પછે પડ્યા કૃષ્ણ ને મૂર્ચ્છા વળી;
જાગ્યા જદુપતિ કરે આંસુપાત, નૈણે નીર જાણે વરસાદ.
નીસાસો મૂક્યો શ્રી ગોપાળ, હું અભાગયો ફુટ્યું કપાળ;
ભાઈ કર્મ કરે તે કો નવ કરે, વહાલા કહીએ તે વેરી થઇ ફરે.
એમ આક્રંદ કરતા દીઠા હરિ, તવ અહિલોચને વાણી ઓચરી;
હવે વહાલ જાણ્યું તમતણું, હું માટે તમો રોયા ઘણું.'
કેડ લગી પેઠો પેટી માંહે તંન, વળી સાભર્યું જનુનીનું વચંન;
રખે માયા કરી કૃષ્ણીઓ રડે, એનો ભેદ બ્રહ્માને નવ જડે.
વળતો નિસર્યો બહાર અહિલોચન, હો મુનિ મારૂં નવ માન્યું મન;
મુનિ કહે મુને કૃષ્ણનું પાપ, જે દુષ્ટે માર્યો તુજ બાપ.
માની બહેન માર્યાની હત્યાય, જો ન હોઉં બ્રાહ્મણ કેરી કાય;
મામો માર્યાનો અધર્મ, ન હોઉ ગુર તો તે લાગે કર્મ.
કરી પરસરામે નક્ષત્રી એકવીશ વાર, જુઠું બોલું તો તે મુજને ભાર,
હવે તુંને નહિ આવે વિશ્વાસ, તો હું કરૂં છઉં કંઠપાશ.
એવું કહીને રોયા પરિબ્રહ્મ, અહિલોચને નવ પ્રીછ્યો મરંમ;
અધિક અધરી પ્રતિજ્ઞા ગોરે કરી, શુક્રાચાર્ય સાચો નહી હરિ:
વહવાયો વિઠ્ઠલ સાથે ગયો, મૂરખ મરવા તત્પર થયો;
જેમ તેતરને તેડે વાધરી, તેમ કાળે પેટી આગળ ધરી.
જેમ કોશ વિશે પેસે તરવાર, તેમ દૈત્ય પેઠો પેટી મોઝાર,
ગારુડી જેમ સર્પને સુંઘાડે જડી, તેમ કાળે પેટી આગળ ધરી.
ગોવિંદ ગારુડી અહિલોચન સર્પ, ભેદ ભાગવા કીધો દર્પ;
જ્યારે પેઠો પીંજરમા કુમાર, ત્યારે હરીએ આવીને દીધુ દ્વાર.
પ્રભુ કહે પ્રમાણું રૂડી પેરે જુવો, ચારે ખુણે લાબા થઇ સુવો
જો બાર દેતાં અડકે નહી, તો કૃષ્ણજી સમાય સહી.
હે માહારા ગુરુજી મનભાવતા, રખે તમો તાણું અકળાવતા;
કૃષ્ણ કહે કેમ કીજે કેર, એણી વાતે વાધે વેર.
કુંવર સુતો એમ પેટી તજે, ત૦ તાળુ દીધુ વિઠ્ઠલે;
વાયુતણો તવ થયો વિરોધ, અકળાયો અંધારે ક્રોધ.
શરીરથી ચાલ્યો પ્રસ્વેદ, નીસરે નવ પામ્યો ભેદ;
ચોહો દીશાએ ખંખોળે કુમાર, નવ જડે પેટી કેરૂં દ્વાર.

અકળાયો અતિશય જ્યારે પ્રાણ, તવ ગુરુજી કહી બોલ્યો વાણ;
મહારા ઋષિજી ઉઘાડો દ્વાર, જાશે જીવ જો લાગશે વાર.
શા માટે સાંભળતા નથી, હવે મારો પ્રાણ જાય સર્વથી;
ચોહો દીશા લાગ્યો હુતાશંન, બહાર બીતર બળે છે તંન.
કાઢો બહાર મન કરુણા ધરો, જોયું પરમાણું કૃષ્ણ સમાસે ખરો;
કોણ ગુરુ ને કોણ છું તુંય, તારો વેરી તે કૃષ્ણ છું હુંય.
મારવા વેરી થઇને તું આવ્યો, ગુરુ થઇને મેં તુંને બુલાવ્યો;
મેં મોટો કીધો પ્રપંચ, તુંને મારવા કેરો એ સંચ.

## વલણ.

ગંચ તને મારવા તણો, મે તો કીધો મૂઢ રે;
એવું કહીને ગાજ્યા, મુખે ગરુડારૂઢ રે.

## કડવું.

પેટીમાંથી કહે કુંવર, શું બોલો છો વ્યંગ; ગુરુજી.
તમોને હસવું થાય છે, મૂને અગ્નિ લાગ્યો અંગ. ગુરુજી.
બીજે ઠામે કૌતક કીજે, જ્યા હોય હસ્યાનો ઠાર; ગુરુજી.
વિલંબ થાશે એક પલકનો, મારો જીવ જાશે નિર્ધાર. ગુરુજી.
વૃદ્ધપણું શું હવડાં આવ્યું, મુખે નથી બોલતા શુક્રાચાર્ય; ગુરુજી.
વહાલા થઇને વેર વાળો છો, રખે કરતા કૃષ્ણનું કાર્ય. ગુરુજી.
તમને સમ છે બ્રહ્મા ભૃગુના, જો ન ઉઘાડો દ્વાર; ગુરુજી.
તમારા સમ જો અંત આવશે, હવે હું મુવો નિરધાર. ગુરુજી.
બહીરપણું શું હવડાં આવ્યું, જે નથી સાંભળતા વાણ; ગુરુજી.
જો ન કાઢો મુજને આ સંકટથી, તમને માત પિતાની આણ. ગુરુજી.
શીત વ્યાપ્યું શરીરે મહારે, કંઠે પડિયો શોષ; ગુરુજી.
મનના મનોરથ મનમાં રહ્યા, હવે જાવું પડ્યું જમલોક. ગુરુજી.
અંબુજમાંહે બંધાય મધુકર, પેસે જાણી વિશ્વાસ; ગુરુજી.
તેમ પેટીમા હું પેઠો છું, આણી તમ પર આશ. ગુરુજી.
ઘરમાં આવ્યા ઘાત ન કીજે, તમ ઓજે મુક્યું શીશ; ગુરુજી.
જે પોતાના તેને દુઃખ દેતાં, વળા દુલાશે જુગદીશ. ગુરુજી.
ભૃગુપિતામહ હું પુત્ર તમારો, હવે નિશ્ચય જાશે પ્રાણ; ગુરુજી.
મારી માતા ટળવળીને મરશે, ભેદશે દુઃખનાં બાણ. ગુરુજી.

વલણ.

ભેદશે બાણ ને પ્રાણ તજશે, માતા તે નિશ્ચય મરે રે;
અકળાયો અહિલોચન પછે, અવિનાશી વાણી ઉચરે રે.

કડવું.

દુરીજનની દીનત્વ વાણી સુણી, વળતા બોલ્યા ત્રિભુવન ધણી;
મૂકો બહાર નીસર્યાનો કોડ, હું તે જદુપતિ શ્રી રણછોડ.
તારી માએ રાખ્યો હતો વારી, તોય તેં ન લહી માયા મહારી;
મેં તો રૂપ ઋષિનું ધર્યું, તુંને મારવાનું કારજ કર્યું.
પહેલાં જાણ્યો મેં તુંને બળિઓ, મારે મારગમાં આવી મળીયો;
જો હોય પૂર્વ જન્મનું પાપ, તો મૂકીએ સાણુસે સહાયો સાપ.
હાવે તો તું મને શું કરશે, અકળાઈ આફણીએ મરશે;
હું તો વેરી છઉં રે તારો, મેં અર્થ સાર્યો રે મારો.

ઢાળ.

મારો અર્થ સાર્યો સર્વથા, આશા તે મૂકો જીવની
એ વેરણ તારી તું જાણે, પેટી લાવ્યો શિવની.
હું બ્રહ્મા ને વળી ભોળો, એ ત્રણ તું જાણ એક;
એમ વરદાનવાળા વિદાર્યા, મેં તુંજ સરખા અનેક.
વાયક સાભળી વિશ્વંભરના, હૈડે લાગ્યો હુતાશન.
ક્રોધ કરી કુંવર બોલ્યો, કૃષ્ણ પ્રત્યે વચન.
ધિક્કાર જાદવ કુળને, જ્યાં તુજ સરખા ઉત્પન્ન;
પણ કુળનો વાંક કશો નથી, ભુંડું ભરવાનું અન્ન.
હાથ લાકડી ખાંધ કામળી, વૃન્દાવન ચારી ગાય;
ગતિ કયાથી ગોવાળીઆને, હૃદે નહિ દયાય.
પશુપાલ ને પિંડારીયો, કપટ કરી વઢાયો મૂને;
અભ્યંતર જો હણ્યો અસ્યા, નરકવાસ હજો તુંને.
ગોવર્દ્ધનને કર ધર્યો, ઉતાર્યો ભૂતલ ભાર;
કેશી કંસ પછાડ્યો તે, તુજ બળને છે ધિક્કાર.
રુકમણિનું હરણ કીધું, દીધો દુષ્ટ જનને માર;
જરાસંધને છળ્યો તેં, તુંજ બળને છે ધિક્કાર,

નરકાસુરને મારીને પરણ્યો, પ્રેમદા સોલ હજાર;
પારિજાતક પુષ્પને લાવ્યો, તે તુજ પ્રાક્રમને ધિક્કાર.
પ્રહ્‌લાદની તેં પીડા ટાળી, ધરી નૃસિંહ અવતાર;
નખે નિપાત્યો હિરણ્યકશિપુ, તે તુજ પ્રાક્રમને ધિક્કાર.
વપુ કીધુ મીનનું ને, વેદ વાળ્યા ચાર;
શંખાસુરને સમાવ્યો, તુજ પ્રાક્રમને ધિક્કાર.
વારાહરૂપ વિકલ થયો, ને ધર્યો ભૂતલ ભાર;
નક્ષત્રી ભૃગુરૂપે કરી, તે બળને પડો ધિક્કાર.
પાહાણ તાર્યા પાણી વિષે, ને સેના ઉતારી પાર;
રાવણ રોળ્યો રણ વિષે, તે તુજ પરાક્રમને ધિક્કાર.
બળ જે મારા હાથનું તુ, જો હોય દેવકી કુમાર;
સંગ્રામ કરે નહીં મુજ સાથે, તો તુજને છે ધિક્કાર.
કાઢ જાદવ જીવતો, યુદ્ધ કીજીએ એકવાર;
મલ વિદ્યા એમ છે નહીં, તે તારા બળને ધિક્કાર.

વલણ.

ધિક્કાર જાદવના પતિ, કપટ કરી મુને મારીઓ રે,
ગુરુ થઈ આવી મળ્યો, ને પ્રાણ પોતાને ઉગારીઓ રે.

કડવું.

સાભળી અસુરની વાણી, એમ બોલીઆ સારંગપાણી;
શક્તિ હોય જો શરીર મોઝાર, તો પેટી ભાજીને નીસર બહાર.

ઢાળ.

બહાર નીસર જુદ્ધ કરવા, અહિલોચન શુ બેસી રહ્યો;
અગ્નિ લાગ્યો અસુરને જ્યારે, કઠણ બોલ કૃષ્ણે કહ્યો.
હાક મારી બોલી ઉઠ્યો, વાણી વિશ્વભરની સાભળી,
પાગ પ્રાહારે પેટી ઉછળી, આકાશે જઈ આફળી
ચળ્યો ચદ્ર ને સૂર્ય નાઠો, ઉડગણ તે ઉંચા ગયા;
અમર સર્વએ થાનક મૂકયા, ભયભીત બ્રહ્માજી થયા.
પડી પેટી પૃથ્વી ઉપર, ત્યારે ખળભળ્યા સાત પાતાળ;
એક ગુફા દીઠી સમીપે, ત્યા સંતાયા ગોપાળ.

નરકાસુરને મારીને પરણ્યો, પ્રેમદા સોલ હજાર;
પારિજાતક પુષ્પને લાવ્યો, તે તુજ પ્રાક્રમને ધિક્કાર.
પ્રહ્લાદની તેં પીડા ટાળી, ધરી નૃસિંહ અવતાર;
નખે નિપાત્યો હિરણ્યકશિપુ, તે તુજ પ્રાક્રમને ધિક્કાર.
વપુ કીધું મીનનું ને, વેદ વાળ્યા ચાર;
શંખાસુરને સમાવ્યો, તુજ પ્રાક્રમને ધિક્કાર.
વારાહરૂપ વિઠ્ઠલ થયો, ને ધર્યો ભૂતલ ભાર;
નક્ષત્રી ભૃગુરૂપે કરી, તે બળને પડો ધિક્કાર.
પાહાણ તાર્યાં પાણી વિષે, ને સેના ઉતારી પાર;
રાવણ રોળ્યો રણ વિષે, તે તુજ પરાક્રમને ધિક્કાર.
બળ જો મારા હાથનું તું, જો હોય દેવકી કુમાર;
સંગ્રામ કરે નહીં મુજ સાથે, તો તુજને છે ધિક્કાર.
કાઇ જાદવ જીવતો, યુદ્ધ કીજીએ એકવાર;
મલ વિદ્યા એમ છે નહીં, તે તારા બળને ધિક્કાર.

### વલણ.

ધિક્કાર જાદવના પતિ, કપટ કરી મુને મારીઓ રે;
ગુરુ થઈ આવી મળ્યો, ને પ્રાણ પોતાનો ઉગારીઓ રે.

### કડવું.

સાંભળી અસુરની વાણી, એમ બોલીઆ સારંગપાણી;
શક્તિ હોય જો શરીર મોઝાર, તો પેટી ભાંજીને નીસર બહાર.

### ઢાળ.

બહાર નીસર યુદ્ધ કરવા, અહિલોચન શું એમી રહ્યો;
અગ્નિ લાગ્યો અસુરને ત્યારે, કઠણ બોલ કૃષ્ણે કહ્યો.
હાક મારી બોલી ઉઠ્યો, વાણી વિશ્વંભરની સાંભળી;
પાગ પ્રાહારે પેટી ઉછળી, આકાશે જઈ આફળી.
ચળ્યો ચંદ્ર ને સૂર્ય નાઠો, ઉડગણ તે ઉંચા ગયા;
અમર સર્વએ થાનક મૂકયાં, ભયભીત બ્રહ્માજી થયા.
પડી પેટી પૃથ્વી ઉપર, ત્યારે ખળભળ્યાં સાત પાતાળ;
એક ગુફા હીડી સમીપે, ત્યાં સંતાયા ગોપાળ.

જાણો છો વિક્રમની ટેવ રે, અગ્નિ ટટકો છે કૃષ્ણદેવ રે;
સુભદ્રા કહે કેમ કીજે રે, વિઠ્ઠલે વારી છે, તેતો ઘણું ખીજે રે.
મને સોંપી છે જદુનાથે રે, તમે જુઓ ઉઘાડી હાથે રે.
ઓ ઉપર મુકી છે કુંચી રે, મોહને મુકી છે તે ઊંચી રે.
શું જાણીએ કે ઘો છે કે સાપ રે, તેને દેજો તમે જબાપ રે
ત્યારે સત્યભામા ત્યાં પૂછે રે, બાઈ આવડું બીહો છો તે શું છે રે
જો તમ ઉપર કોપે શ્યામ રે, ત્યારે મારૂં તમો લેજો નામ રે
જો હરી દેખાડે મુને બળ રે, રૂડી પેરે ઉતારૂં ઝાકળ રે
ત્યારે બોલ્યાં તે જાંબુવતી રે, એક મેં વિચારી છે મતી રે
આપણ અધરી પ્રતિજ્ઞા કીજે રે, કોઈ બહાર જઈ વાત ન કીજે રે

વલણ.

ન કીજે વાત વિઠ્ઠલની ચોરી, જાંબુવતી એમ ઉચરે રે;
સંજય કહે સાંભળ ધૃતરાષ્ટ્ર, પછે શામ સમ કહેવા કરે રે.

કડવું.

જાંબુવતી કહે બહાર જઈને, કરે પિંજરની વાત;
તેને માથે ભાર એટલો, નહીં પિતા કેરી જાત.
પછે સુભદ્રાના હાથમા તે, આપ્યા સત્ય વચન;
વસ્ત્ર આભુષણે મોહી રહી, માન્યું માનુની મન.
ચાલી સુભદ્રા પિંજર પાસે, કુંચી કરમા સહાઈ;
એકલીએ તાળું ઉઘાડીયું, જુવે વેગળી રહી ભોજાઈ.
દ્વાર બેઉ જુજવાં કીધાં, અલગો કરી અહંકાર;
માંહે મૃત્યુક મોહું દીઠું, ત્યારે હસી રાજકુમાર.
અહીલોચનનો પ્રાણ રહ્યો તો, વળગી પેઠી પાસા માહે;
હસતાં હંસ જ હરખે પેઠો, હરિ ભગિની ઉદર માહે.
અબલાને ગર્ભ છે અર્જુનનો, તેહેને થયા છે પંચ માસ;
તે પિંડ માંહે પાપી પરાણે, સદ્ય પૂર્યો વાસ.
તે જીવ વિમાશે અહીલોચનનો, હું આવ્યો હરિને ઘેર;
ન થાઊં પ્રસવ મરે સુભદ્રા, વળે પિતા કેરું વેર.
પછે કૃષ્ણ કામનીએ કૌતક કીધું, મરકલડે મુખ તાણ્યું:
જુવો ટમઘ આપણા કંથની, જે મડું મશાણુથી આણ્યું.

તાળી દઈ હસ્યાં માહોમાંહે, સર્વમા સત્યભામા ડાહ્યા;
ભાઇએ હેત કીધુ ભગિનીને, અવિવેકે અભડાવ્યાં.
પીતાંબરનો પાલવ ઢાંકી, પ્રભુએ પિંજર આણ્યું;
મારે મંદિર શે ન આવ્યા, મેં ત્યારથી કૌતક જાણ્યું.
મુખ મરડીને તાણે સરકડાં, કરવા લાગી ઠીગાઠોળી;
સુભદ્રાને વીંટી વળીયો, મોલ સહસ્રની ટોળી.
રૂક્મણી કહે બાઈ મારે મંદિર, ટબકલી છીંટ છે આછી;
તે તમને હું આપીશ બાઈ, પટોળી આપોની પાછી.
જાંબુવતી કહે બત્રીશ લક્ષણો, બાઇ તમારો વીર;
તે જાણે નો મુને કામ મારે, માટે આપો માહરૂં ચીર.
સાસતા રહી સત્યભામા બોલ્યા, હાથ દઈને ગાલે;
આજ તો હાર લાવોની પાછો, જોઇએ તો આવજો કાલે
એક કહે આપણું નહીં રાખે, શુંએ બીયા છે બીખારી;
હસ્તિનાપૂરમા કેમ જાશે, અંગુઠી પેહેરી માહારી.
એક કહે એ બીયાને આપનાં, આપણું હૈડું દીએ·
પાછું લઇએ એટલા માટે, જે પીહેરમા વરણાગી છે.
માન દઈ અપમાન માડયું, જ્યારે વસ્તુ પેટીની જાણી;
મૂળગું વસ્ત્ર જે સુભદ્રાનું, ભાભીએ લીધું તાણી.
બડબડના સુભદ્રા બોલ્યાં, હું ઘણી માનું મોહોટી;
હાવે સાલ્લા સોતી જવા દો, ભાભીની ભાવજ પોહોંતી.

વલણ

પોહોંતી ભાવજ ભાભીઓ, એમ નણંદે ટચકો ચોડીએ રે;
લટપટ કરીને વસ્ત્ર લીધાં, પછે આપ આપને મંદીર દોડીએ રે.

The re-birth of Ahilochana as Abhimanyu.

કડવું.

સંજય કહે સાંભળ, હો રાજન, જે સુભદ્રાનું દુઃખડ;
દેવુ કોને હોતું નહીં રે, કહેતાં ન આવે મુખડ.
સુખે દસના રમતાં જમતાં, વહી ગયા દશ માસડ;
અભિમાને તે અકળાઈ અબળા, પાપીએ પૂર્યો વાસડ.

અહિલોચન અશાને ઉપન્યો, ઉદરમાં મહા ક્રોધજી,
સ્થૂલ શરીર પોતાનું કીધું, પડ્યો પેટમાં રોધજી
વાચા તણાઇ ને તાપ ઉપન્યો, શ્યામા શરીરે ગીનજી,
થરથર ધ્રુજે ને કાંઇ ન સૂઝે, ભમવા લાગ્યું ચિત્તજી
પાધર ખોવાય નહીં ને, ટુંકડી થઈ અન્નાયજી,
નસ નીસરી કર પદ કેરી, ઊભા નવ યનાયજી.
હેડકી ને હૈયે શળ આવે, શ્યામાને શરીરજી,
ઝળહળે નેત્ર કાચકા સરીખા, હરનિશ નિસરે નીરજી
લાવક ડુવક હરિને મંદિર, વસુદેવે જાણી વાતજી,
પુત્રીની પીડા અતિશે જાણી, રોવા લાગ્યા માત તાતજી
રૂડુ થાવા સુતાને અર્થે, માતાએ આખડી લીધીજી,
સાત દિવસ લગી રોહિણી માતે, જળ અંજલી નવ પીધીજી.
નાહે નાહે કરે તારણી, રોળે મળ્યો સર્વ સાથજી,
રોહિણી દેવકી મળી સર્વે, સાંભળો વસુદેવ નાથજી
લાડવાઈ પુત્રી મર્ણ પામે છે, દુઃખ શેં નથી ધરતાજી
વિપન વેગાએ વંજ્યા શની, ઉપાય શે નથી કરતાજી
એ સુતાનું દુઃખ નથી સુને, મરે છે માનવિ માનજી,
મરી ફરીને એમ સાને છે, જે કયાથી અર્જુન જામાનજી
નાનપણેથી ગઈ હોત તો, દુઃખ નોતું કેનેજી,
આજ મોગી થઈને મરી જાય છે, વહાલાં સુભદ્રા બેનેજી
લઘુ વય માંહે લાડ કુંવરી, મરવું જીવવું નવ લેહેતીજી
જાણતા પ્રીછતા થઈ મરે છે, રય નવ ગઇ છે હવેતીજી,
પરમેશ્વરે પૃથ્વી પછાડ્યા, આપણા અહીં ચરણજી,
કહો કથજી કોણ પાપથી, દીકરી મરે કુમરણજી
વસુદેવ બોલ્યા આંસુ ભરતા, દીકરી હું દેખીને લાજેજી,
તમો રામકૃષ્ણને સંભળાવો, જે પાળ બાંધે સાજેજી
વાત સાંભળીને આવ્યા નારી, સુભદ્રા જાણી આગવાતજી
આગ પછાડતી હરિએ દીઠી, રોતી અતિ આરત નાદજી
ભુવો જંત્ર મંત્રનું કરીને, પાણી પાવે મરીજી,
દંભી દંભ કરીને વળીયા, વેદના કોએ ન જરીજી
રાજવૈદ નવ નવા આવે છે, જોહેવા તારુણીની નાડીજી,
ત્રણ સંવત્સર વહી ગયા પણ કોઇએ વાત ન જાણીજી

પાપી રહ્યો પ્રાણ લેવા, પેટમાંથી નવ હાલેજી;
સ્થૂલ શરીરે ઉદરે ફરે તે, સુભદ્રાને અતિ સાલેજી.

**વલણ.**

સાલે દુઃખ સુભદ્રાને, પડી પામવા મરણ રે;
શ્યામા સર્વે રોતી સાંભળી, ધાઈઆવ્યાઅશરણશરણ રે.

**કડવું.**

વૈશંપાયન કહે સાંભળ હો રાજન, વેદ થયા અવિનાશજી
નાડ ગ્રહી બેઠા નરહરિ, ગ્રહ્યો ભગિનીનો હાથજી
ત્રાહે ત્રાહે સરવ કો કરે છે, તમે સર્વે નીસરો બહારજી,
પાટી ખડિયો હાથમાં સાહી, હરિ આવ્યા ઘરમોઝારજી
ચક્રાવો ચિતર્યો ભગવાને, ભગિનીશું બોલ્યા ભગવંતજી;
સુભદ્રાજી સન્મુખ થાઓ, સાંભળો એક ચંતજી.
એ જન્મ પામવાનો જંત્ર છે, અભેદ રાખજો કાનજી;
ચક્રાવોજ એવું એનું નામ, એમ વદે શ્રીભગવાનજી.
પહેલે કોઠે એક બારણું, વંક વળામણ ત્રણજી;
મધલે વંકે જે પેસે જોદ્ધો, તે સુભટ ન પામે મર્ણજી.
નવ દ્વાર છે બીજે કોઠે, તેનો કહું ભગિની ભેદજી;
છેલે બારણે જે પેસે તે જીવે, એમ વદે ધનુર્વેદજી.
ત્રીજે કોઠે વીશ બારી છે, તે મધ્યે મારગ છે ત્રણજી;
મધ્ય બારણે પેસે જે વીર, તે કોએ ન પામે મરણજી.
ચોથે ચક્રે બતરીસ બારી, એક મધ્યે મોટું દ્વારજી;
તે માંહે જાયે જો જોદ્ધો, તે જીતે નિરધારજી.
પાંચમે કોઠે તેંતાલીસ નાકાં, અને આડ ત્યાં અવગાહજી;
દક્ષિણ દ્વારપર દૃષ્ટિ રાખી, વામ માર્ગે પેસવું ધાઇજી.
છઠે કોઠે છાસઠ નાકાં, એ ભુલવણીનું ઠામજી;
પંચ ને સાત મધ્યે પેસવું, એમ કહે સુંદર શ્યામજી.
જે જે ભેદ કહ્યા યદુપતિએ, ગર્ભે ગોખ્યા મૂખજી;
હાલતો ચાલતો રહ્યો પેટમાં, ત્યારે સુભદ્રા પામી સુખજી.
શાન્તિ થઈ શ્યામાને શરીરે, તત્ક્ષણ નિદ્રા આવીજી;
ભગવાને ભણાવવું મૂકી દીધું, બેહેનને ન બોલાવીજી.

ત્યારે પેટમાંથી પુત્ર બોલ્યો, હરિને હઈ હોંકારોજી;
છ કોઠા તો શિખ્યો મામા, સાતમો વિસ્તારોજી.
અકસ્માત્ એવું સાંભળીને, મર્મ કળ્યો મોરારજી;
એહનું હું અધિકું શિખવું, જો તું નીસરે બહારજી.
કહેતાંમાંહે પ્રસવ થયો, વિદ્યા ભણ્યાનું કોડજી;
વેરી જાણી ચક્રવ્યૂહ ભાંગ્યો, ઉઠ્યા શ્રી રણછોડજી.
સુભદ્રાએ પુત્ર પ્રસવ્યો, વાત સાંભળી ચોફેરીજી;
હાથ તોરણ હરિને મંદિર, વાજે વાજંત્ર ને ભેરીજી.
વસુદેવ દેવકી આનંદ પામ્યાં, હૈડે હરખ ન માયજી;
જાચક જન સર્વે સંતોષ્યા, બળીભદ્ર દાન દે ત્યાંયજી
વધામણી મોકલી ઇંદ્રપ્રસ્થમાં, હરખ્યા રાજા ધર્મજી;
વિપ્રને બહુ દાન દીધાં, અર્જુને કીધું જાતકર્મજી.

*5. Abhimanyu shows his inborn hatred for Krishna.*

ઢાળ.

પાંડવને આનંદ અતિશે, તેડાવ્યા ઋષિ રામ;
અભિલાષ મન પુરણ હવો, માટે અભિમન્યુ ધરિયું નામ.
પછે બે સંવત્સર વહી ગયા, પરોણા આવ્યા જદુરાય;
ભેટી મળ્યા ભગવાનને, મળી બેઠા સર્વ સભાય.
કિંકરી લાવી કુંવરને, અદ્ભૂત તેનું તેજ;
અવિનાશીએ ઓછંગે લીધો, જાણી પોતાનો ભાણેજ.
સભા સરવ દેખતા, રમાડે ભગિની બાળ;
તારે અભિમન્યુએ મુછ ઝાલી, તાણીઆ ગોપાળ.
પદઘાત કીધો પેટમા રે, હરિ પામ્યા છે બહુ કષ્ટ;
બાળકમા ગોપાળે દીઠી, કેહ અહિલોચનની દૃષ્ટ;
મૂકાવ્યો મૂકે નહીં, મોહન મુછના વાળ;
કૃષ્ણજીએ કુંવર દીઠો, મહા કૃતાંત જ કાળ.
હાસ્ય કરી હરિ કહે છે, આણે માંડ્યુ છે અદ્દભૂત;
મામાને મારીએ નહીં, તુ ભગિની કેરો સુત.
કુંવર કહે મામા કૃષ્ણજી, તમે ચલાવ્યો જે પંથ;
કંસ મામો માર્યો તમો, ભાણેજ થઈ ભગવંત.

તમો કીધું તે મારેજ કરવું, એ મુખે નીકીના,
અમો તે લોપું નહીં, મામા મારવાના ચીલા

### વલણ

ચીલો તો લોપું નહીં, વળી કુંવર એવું વદે,
સભા સઘળીએ હાસ્ય કીધું, પણ હરિયે વાત રાખી હદે

6 Coming cvents cast then shadows before

### ઢાળ

સ્વપન ઘોર આવ્યું શ્યામાને તત્ક્ષણ ઉઠી જાગી રે,
થરથર ધ્રૂજે કંઈ નવ સૂઝે, આગ અભ્યંતર લાગી રે

### કડવું.

કહે સ્વપન મુને લાધ્યું રે હો, રે હૃદયા મારું દાઝયું રે,
તેણે કાળજ ખાધું રે હો, રે સ્વપન તો મુને લાધ્યું રે
થરથર ધ્રુજે ઉત્તરા ટેક
સાંભળો સુદેષ્ણા માવડી રે, મેં દીઠી કૌતક વાત રે,
સ્વપન માંહે એવું દીઠું જે, થાશે મહા ઉત્પાત સ્વપ૰
શું કરું મારી માવડી રે, મુને હૈડે લાગ્યો ચોળો રે,
જન્મ તો એળે ગયો રે, કાંઈ નવ પોહોતો મોહેલો સ્વપન
ધિક ધિક મારાં કર્મડાં રે, જે નિપુણ નઠોર રે
જોબન મારું એળે ગયું, જેવું વગડામાનું બોર સ્વપન
અતિ આદરે ઉછેરી માળી પાણી સીંચી વેલી રે,
જ્યારે કળી પ્રગટી પુષ્પની રે, ત્યારે ભાંગી ચાલ્યો મેલી સ્વપન
મારી કાજળ વેણી આંખડી રે, કેશ વિના કાંઈ માથ રે
નકલંક નહીં મારે ચાંદલો, મારા ચુડલા વોહોણા હાથ સ્વપન
જાણે ઊંટ ઉપર બે જણ બેઠા, [illegible] ને મારો કંથ રે,
એકેક શ્યામ વસ્ત્ર ઓઢીને પૂર્વથી ચાલ્યા દક્ષિણ પંથ સ્વપન
લોહાનું વાસણ ખીરનું ભોજન, માંહે તેલની ધાર રે
સુભદ્રાનો જાયો જમતો દીઠો મેં, માટે કરેણનો હાર સ્વપન
પૃથ્વી પડ્યો મારો ચાંદલો રે, મેં આડો દીઠો સૂર રે,
સરોવર તો લોહીએ ભર્યાં રે, માંહે સુભગ સાગર પૂર સ્વપન

તે શું હશે મારી માવડી રે, એવાં કૌતક દીઠાં કોડ રે;
ત્યારે સુદેષ્ણાજી બોલ્યાં, કાંઈ જમાઈજીને ખોડ. સ્વપન.
એવી વાત કરે છે જેટલે, એવે આણું આવ્યું છે બહાર રે;
રાયકો કહે છે રાણીજીને, હવે મોકલો રાજકુમાર. સ્વપન.
ચડાવો તે રથી રથા, કૌરવ પ્રાણી માત્ર રે;
અર્જુન પધારશે મેસાળમાં, લડશે તમ જામાત્ર. સ્વપન.

વલણ.

જામાત્ર ચડશે જુદ્ધ કરવાને, મોકલ્યો મને મહારાજ રે;
પાછલી રાતે પહોંચવું જોઇએ, કરો સાસરવાસાનો સાજ રે.

7. Uttarā and Abhimanyu.

ઢાળ.

અન્યોઅન્ય દષ્ટ મળી પણ, ઓળખે નહી કો કોને;
અભિમંને ઉત્તરાને નીરખી, ઉત્તરાએ નિરખ્યો અભિમંનને.
નરનારી બેહુ રૂપ વખાણે, બ્રહ્મા છે તુંને ધન્ય;
જોતા જોતાં તૃપ્ત ન પામે, ચંદ્રકલા દ્યુતિ બંન્ય.
ઉત્તરાએ અભિમંનને નીરખી, નયણે ભર્યાં આંસુ;
આવા નાથનો હાથ નવ ઝાલ્યો, અવતાર લીધો ફાસુ.
હરિહર બ્રહ્માએ મળીને, કો એક પુરૂષને ઘડીયો;
ચંપકવર્ણ વપુ સુંદર કે, કનકની ખોળે મઢીયો.
ધન્ય માત અને તાત એના, ધન્ય કુટુંબ પરિવાર;
ધન્ય નારી વ્રતકર નારી, જેનો એવો હશે ભરથાર.
મેં સુકૃત કંઈ કીધુ નથી, તો ક્યાથી એવો સ્વામી;
અભિમંન વિમાસે મનમા, રથ રાખ્યો મોહ પામી
બ્રહ્માએ નિર્માં નથી નારી, નથી નિર્માં મહાદેવ;
એના રૂપથી ચળે જોગીઓ, બ્રહ્મા ચળે અવશ્યમેવ.
સ્ત્રી ત્રૈલોક્યની એને જોતા, એના રૂપથી હારે;
એ કોની કુંવરી ક્યાથી આવી, ચરણ ધરણ કેમ ચાલે.

વલણ

ચરણ ધરણુ કેમ પ્રેમદા, ત્યા આવી કોણ કાજ રે;
અભિમંન પૂછે ધર્મને, તે મૂકી [illegible]

### કડવું.

અભિમન્યુ વળતી ઓચરે રે, ધર્મરાયસું વિનય કરે રે;
પરવરી કોણ આ પ્રેમદા રે.
કપટ ભાવ મુજને નથી રે, આ કન્યા આવી કયાં થકી રે;
સહેજે મન પામ્યું મુદા રે.

### ઢાળ.

મુદા પામ્યો મન વિષે, તે તો દેખી રામાનું રૂપ;
અભિમંનનાં વચન સુણીને, બોલ્યા યુધિષ્ઠિર ભૂપ.
ભૂપતિ કહે છે ભત્રિજા, એ ભામની છે તાહારી;
ઉત્તરા એવું નામ છે એનું, વૈરાટ રાજકુમારી.
એ પણ તુજને નથી ઓળખતી, રહી છે મીટડી માંડી
રાનરાતમાં તેડાવી, મેં મોકલાવીને સાંઢી.
વાત સાંભળીને હવો વિસ્મય, નયણે ચાલ્યાં જલપૂર;
કાંતી દેખી કન્યા કેરી, કંથ થયો કામાતુર.
સેના સર્વે ચાલતી કીધી, રણવાસ રચ્યો ધૃષ્ટદ્યુમ્ન;
યુધિષ્ઠિરે એક માર્ગ વચ્ચે, તણાવ્યું શિબિર ભુવન.
ધર્મરાય ચાલ્યા પુંઠળથી, રચ્યો જઇ સંગ્રામ;
અભિમંને લજ્જા મૂકી, જે વૃદ્ધિ પામ્યો છે કામ.
ઉત્તરા આવી અંતઃપુરમાં, દીઠો સુંદર સ્વામી;
મેં કોણ પુણ્ય પૂર્વે કીધાં જે, ભરથાર આવો પામી.
હર્ષે આંસુ હવા બેઉને, મળવા હૈડું ફાટે;
અરે દૈવતેં આ શું કીધું, વિયોગ પડે શા માટે.
સંજય કહે સાંભળો મમવાયક, ધૃતરાષ્ટ્ર હો રાજાન;
પછી અભિમંને ઉત્તરાને, આપ્યું તે ઋતુદાન.
જુગ્મઘટિકા ત્યાં રહ્યાં બન્ને, કરી સ્નાન સજ્યાં આયુદ્ધ;
કાં અબળા છે આશા તારી, હું જાઉં કરવાને જુદ્ધ.
બુંદી કન્યા બુંદી કન્યા, પરણ્યા ત્યારે કહ્યું શ્રીહરી;
તેટલા માટે રે પ્રેમદા, પરણી મેં તમોને મુકી પરહરી.
વિધાતાએ જે લખ્યું તે, આગળ આગળથી થાય;
આજ મેળાપ હવે આપણો, તે કરનાં કલ્લોલ દિન જાય.

હું તને જાણું આવી તો, કાં રહે વિજોગ;
સુખ પ્રાપ્તિ હવડાં હવી, જ્યારે ટળ્યા કર્મના ભોગ.

### વલણ.

ટળ્યા કર્મના ભોગ મહિલા, એવું કહીને ચાલિયો રે;
ઉત્તરાએ ધસી પાલવ પછે, અભિમનનો ઝાલિયો રે.

### કડવું

એમ બોલિયા ઉત્તરા નારી, સ્વામિ સાંભળો વાત અમારી;
મારાં પ્રગટ્યાં કર્મનાં કૃત્ય, જે હું રાંકડીને તમો આભુત્ય
અવતાર નિર્ગમ્યો એળે, સમાગમ સરજ્યો આ કાળે;
પાતળિયા પિયુજી મારા, તમો જોગ નથી હું દારા.
આપણે કેટલેક દહાડે મળિયાં, દુઃખ આભ્યન્તરનાં ટળિયાં;
હવે પ્રીતડી લાગી થાવા, તો હું તમને કેમ દેઉં જાવા.
નારીને તે નાથ જીવન, સુખે પાળે ને આપે અન્ન;
ભરથાર એ તે સુખ મોટું, ભરથાર વિના સર્વ ખોટું.
ભાઈ બાપ ને વળી જે માડી, ઘણું કરે તો પહેરાવે સાડી;
સાસુ સસરો તે સહુ ધણી માટે, બાકી નહિ કો સાસરિયાંની વાટે.
થાનાર હોશે તે દઇશું થાવા, પણ નહીં દેઉં તમને હું જાવા;
શું જુદ્ધ કરીને થાકયા, રાજ્ય કરશે પરબારા કાકા.
તો તમારે શાને છે વઢવું, બાથી બાકરી કૌરવપર કાં ચઢવું;
ઉભી એમ કહી શિર નામી, ત્યારે બોલ્યો અભિમન સ્વામી.
મિથ્યા કરવી અભિલેખા, નહીં ટળે કરમની રેખા;
જો કદી પેસે કુંજરના દંત, તોએ જુદ્ધ ન મૂકે બલવંત.
શરીર થાય જો ચૂરાચૂર, તોએ રણ નવ મૂકે શૂર;
મહિલા એકવાર છે મરવું, તોએ રણથી પાછું શું ઓસરવું.
માટે પ્રેમદા પાલવ મૂકો, તમો ચતુર થઈ કાં ચૂકો.

### વલણ.

ચૂકો મા તમે ચતુર થઇને, એમ કહી ચાલ્યો નાથ રે;
ત્યાં મચ્છસુતા એમ ઉચ્ચરે, ઝાલી અભિમનનો હાથ રે.

### કડવુ.

પિયુજી શું થાશે રે, મારા પિયુજી શુ થાશે રે,
આજનો દહાડો મારો, કેઈ પેરે જાશે રે, મારા પિયુ૦ ટેક
કોણ સાથે લડવાને ચઢો, ચક્રાવેગઢ જીતવો કપરો,
કૌરવ જોદ્ધા, તમો છો બાળ, તેણે મારા પેટમા પડે છે ફાળ  પિયુ
વ્યૂહને મુખે ગયા છે દ્રોણ, તમને જીતવાનુ કરીને પોણ
પ્રતિજ્ઞાના પાળણહાર, તેણે મારા પેટમા પડે છે ફાળ  પિયુ
શકુની પાપી ઉભો દર્ણુ, જેને દીઠે પામીએ મર્ણુ
તેને હૃદે નથી દયાળ, તેણે મારા પેટમા પડે છે ફાળ  પિયુ
જયદ્રથ સરખા જોદ્ધા નરવા, મહા ભયાનક ભૂરિશ્રવા,
કૃતવર્મા છે કૃતાન કાળ, તેણે મારા પેટમા પડે છે ફાળ  પિયુ
દુષ્ટ હઠનો દુર્યોધન, મનનો મેલો દુસ્શાસન,
કૌરવ જેવા વદતા વ્યાળ, તેણે મારા પેટમા પડે છે ફાળ  પિયુ
અશ્વત્થામા જોદ્ધો મહાબળ, સિંહ સરખો મામો શલ્ય,
નાખશે તમ પર શરની જાળ તેણે મારા પેટમા પડે છે ફાળ  પિયુ
બાણુંકેરો વરસશે વરસાદ, અંતરિક્ષ અંધારૂં ને ઉલ્કાપાત,
અગ્નિ અસ્ત્રની ઉઠશે જ્વાળ, તેણે મારા પેટમા પડે છે ફાળ  પિયુ
આયુદ્ધ ધારા રહેશે વરસી, ભોગળ મુદ્‌ગળ બાના ફરશી,
તે વેળા શી કરશો તમે ચાળ, તેણે મારા પેટમા પડે છે ફાળ  પિયુ
કાકા કેરી અલ્પ સગાઈ, અર્જુન હોય તો આવે ધાઈ,
નથી મામો શ્રીગોપાળ, તેણે મારા પેટમા પડે છે ફાળ  પિયુ
આંખડી મારી જમણી ફરકે, હૃદિયા મારૂં વેગે ઉધડકે,
કેવો દેખીશ સંધ્યાકાળ તેણે મારા પેટમા પડે છે ફાળ  પિયુ

### વલણ

સંધ્યા સમે હું દેખીશ કેવો, ઘડી જુગ સરખી થશે રે,
નિમેષ નહીં મરે આંખડીએ, હું જોઈ રહીશ એવી દીશ રે.

### કડવુ

ઉત્તરાના વચન સાંભળી પછે અભિમન એમ વદ્યા,
મારા સમ જે અસુભ બોલ્યાં, કાં દિયા આંખડલી ગલી કરો

તમો ચતુરા છો ક્ષત્રાણી, તો નવ ઘટે દીન વાણી;
રણ થકી જે ઓમરવું, મહિલા જીવ્યાપેં ભલું મરવું.
તમે આજ્ઞા દ્યો એવું જાણી, પછે બોલ્યા ઉત્તરા રાણી;
મન છે તો સ્વામી તાહા પધારો, જઈ શત્રુને સંહારો.
માતા તમારીને ભાગ્યે ફરજો, શત્રુ સૈન્યમાથી ઉગરજો;
જોરે જોદ્ધાપણે ગણુ જાણજો, સ્વામી છો તેવા ત્યા થાજો
મારા કંથજી કુલ દીપાવો, જગ અપરાજીતનું લાવો;
એવું કહી તે પાયે લાગી, પિયુ ચાલ્યો આશા ભાગી.
પ્રેમદા પૂઠેથી ફરી ફરી જોતી, ખરે આસુડા નિર્મળ મોતી;
વહાલાજીનો વરાસો ન ખમાય, વળી વળી જુએ તો વારુ થાય.
એમ વલવલે ઉત્તરા સુંદરી, રોતી રોતી મંદિર પરવરી;
તેણે આસુ મૂક્યા રેડી, સખી ગઈ છે ઘરમા તેડી.
ભેટયા સુભદ્રા ને પાચાલી, પગે લાગી તે મત્સ્યની બાળી;
હવે અભિમંન રણે ચાલ્યો, રથ પ્રહારે મહીધર હાલ્યો.
ત્યાર પહેલી સેના આથડે, સામસામા કટક બે લડે,
દુદુભી શબ્દ બહુ ગડગડે, જેમ મેઘ અષાડો ધડધડે.

વલણ.

ધડધડે સેના મેઘની પેરે, ઘોષ જઇ પહોચ્યો ગગન રે,
એમ કૌરવને કંપાવતો, આવિયો અભિમંન રે.

8 Bhim in battle

કડવું

મુખે રહ્યા ગુરુ, પૂઠે સહુ શૂર, ઊરા ઊર જોર અભિમન આયો,
ઉલટયો અરણ પૂર, બોલે રણતૂર, ચક્રાવો ચૂર, કરવાને ધાયો.
ગાજે સાગર જલ, એવા બેહુ દળ, કળ ના પડે કીકીયાડે;
રોધાણ થયું રણ, વીર વાયુ ને પર્ણ, ધર્ણ ધ્રુજે અભિમન ત્રાડે
આચાર્ય ને અભિમંન, આવ્યા વદન, ધન ધન દેવતા એમ બોલે,
ભીમસેન ને શલ્ય, જાણે બેહુ મલ્લ, અટલ ઉછળે, શેષ ડોલે.
કુંતિભોજ ને કૃપ, ખીજ્યા જેમ સર્પ, દર્પે અન્યોઅન્ય હડે હણે,
અશ્વત્થામા વીર, સાત્યકી રણધીર, શરીર ભેદાય દુ:ખ નવ ગણે.

સેનાપતિ તે રાધે, આણીને બાધે, સાધે વિદ્યા મહા ધનુર્ધારી;
વિરાટ બાહ્લિક, યુદ્ધે છે અધિક, નીક રુધિરતણી રે કારી.
શકુની રે મામો, સહદેવ સામો, પામ્યો પુરણ પ્રહાર મદ્રોને મારે.
ભુરીશ્રવા નકુલ, જેહવા શાર્દૂલ, મૃગલા વેશ કો નવ્ય હારે.
સોમદત્ત ને દ્રુપદ, જેહવા માતંગ મદ, હસ્થ રે વાહી આવ્યા રે ધસ્યા,
દુરજોધન ને ધર્મ, કરે બહુ કર્મ, ચર્મ ભેદ્યા શરવડે રે કસ્યા.
દુઃશાસન સાહમા, દ્રૌપદી તન જામ્યા, ગગન છાયુ રે બાણ જાળે;
ઢુંકડી તલવાર, કરે મારામાર, કો હાર ન પામે અંત કાળે.
બહુ બાણ છૂટે, પણછ ન ત્રૂટે ભાથા ખૂટે ભડતણા;
શર શીઘ્રે મૂકે, ચોટ નવ ચૂકે, હૂકે વાઘની પેરે વીર ઘણા.
વીર રહ્યા વરગી, કરે બહુ ફરગી, આકરષીને તીર ઝાડે;
હૈડે હામ ઘાલી, સામા રે ચાલી, ઝાલી કેશ ને શીશ વઢાડે.
ગદા મુદ્ગળ, પડે રે મૂશળ, કુળાહળ તા મોહું રે થાયે;
ધસી મારે ઢીક, હૈયે આવે હીંક, છીંક ખાતા કોના જીવ જાયે.
રોળાયા તે રોળ્યા, વાયુગે આફળ્યા, ઝોળીયે ઘાલ્યા વીર જાયે;
ભલા તે ભડ, માથા વિના ધડ, ફડાફડ ઘણા શિર ફુટાયે
સાગ લોહનાણી, બહુ ભાલા આણી, ઘણી ભોગળના થાય ભડાકા;
રથના ખડખડાટ. શરના સણસણાટ, જળહળ થાય તલવાર ઝડાકા
સાથી એ સાથી, હાથીએ હાથી, કાલ ભાથી ઉતર્યા રે કુડે;
તુટે બખતર, પડે પાખર, નગ્ન આયુધથી અગ્નિ ઉડે.
ભીમસેન મહા ભડ, ધાયો દડબડ, ધડ માથા વોહોણા રે કીધા;
ધાયો મદ્રરાય, પાળો રે પાય, સમુદાય દેખીને સર્વ બીધા
શું કાળમા કાળ, મહા વિકાળ, કાલ દઈ કુંડે રે ચઢિયા,
મહિપાલ મોટા મલ્લ, ભીમ ને શલ્ય, ચાલ્યા ભીલુ વાદે રે અઢીયા.
ભીમસેન ધાયે, મારે ગદાયે, ત્યારે મદ્રરાય મનમા રે ડરયો;
ફટ રે બળધારી, સોગી શી મારી, આમ ગદા મારીયે કહી ધસ્યો.
એમ ના ત્રાડીયે, આમ બત્રાડીયે, મારીએ વેગે પર્વત પ્રહારે;
ગદા તે વાગી, ભીમની કેડ ભાગી, લાગી લેહેર ભીમ પડ્યો તે બાહારે.
કુશળાની કોરે, પેસે મોરે, ઢોર મુકાવી કુંતે રે કહાડ્યો;
પછડાયુ શરીર, ઢળી પડ્યો ધીર, વીર નાહા મુકીને રે રાડો.
લાગ્યા રે ધાવા, ભીમને મુકાવા, જાના ન પામે કો માદ્રને તે મુખે;
પડ્યો દેખી ભાય, કોપ્યા ધરમરાય, ધાયો ગરોરગરજ તાતને રે દુઃખે.

ચઢાવી ભ્રકુટી, માયા રે પ્રગટી, પટકીને રે વીર માર્યા રે ઘણા;
અંધારૂં રે ઘોર, થાય શોણિત શોહર, હેર મુકે સુત અંધતણા.
વરસે ચાપ ભલ, પાષાણ ને શલ્ય, અંગ વાગે તે ફરીના ઊઠે;
કરદમ કાંટા, રુધીરના રે છાંટા, નાસે ઉફરાંટા પડે માર પૂઠે.
ગ્રહી દ્રુમદંડ, ધસીઓ રે પ્રચંડ, પાડયા ચીરા બહુ નખ ઝીણે;
દુરજોધન નાસે, નહી કો પાસે, સાંસે ભરાયો વેવલાં તે વીણે.
મરડયો માદ્રરાય, ઝાલીને બે પાય, કાપ્યા પછાડી ભીમને રે તને;
પડયો રે ઢળી, મૂર્ચ્છા રે વળી, બળે કરી ઘુમ પાડી દુરજોધને.
ધાઓ રે કોઈ, તપાસો રે જોઈ, એ શલ્ય ખાધો રાક્ષસે રે કરડી;
અંધારૂં તિમિર, પડે બહુ વીર, વીર શલ્યને મારે રે મરડી.
આળસ મોડી, ઉઠો થવા જોડી, લપડાક મારીને સામો રે થોભે;
બળ કરી ગટોરગચ્છ, મારી મુક્કી ભચ્ચ, કર્યું કવચ કટકા મલ્લ શોભે.
આવ્યા બાથોબાથ, વાવરે પાદ મુખ હાથ, માથા મારે પડે રે ફરી;
હિડિંબ માટી, ગ્રહી છે રે ઘાટી, ભરાવી આટી પાડયો કળ કરી.
મનમાં બહુ કરી, હદીયા પર ચઢી, મુક્કીઓ મારી દશવીશ હૈયે;
ઢીકે રે ધમોયો, સારી પેઠે ઘોયો, સાહયો બાથે ભીમને રે છૈયે.
મુકાવા રે જોધ, ધાયા કરી ક્રોધ, રોધ કીધો હિડિંબ હાથી;
મોટા મહગળ, ભારે રે ભોગળ, સરવ સુકાવ્યા રે સાથી.
ઘુંદો કરી દેહ, પૂરવ ચઢયો મેહ, મેહ વરસે જેમ ઘુમ્રધાર;
હિડિંબ હાકી, ધસ્યો રે ડાકી, ભડાકીક ઉર વકર્યાં તારેતાર.
કોને લપડાકે, કોને ચપડાકે, ફડાકે માથા ફાટી રે જાએ;
કોને આચકા, કોને બાચકા, કાચકા આખના કરડી ખાએ.
નાસેરાં નેરાન, કૌરવ કરડે કાન, ઘાણુ ગટોરગચ્છે રે વાળ્યો;
કો મારે રે મરડી, કો ખાધા રે કરડી, નરડી ચુસીને ઠામ ઢાળ્યો.
વતરડીને વાઢયા, દળી પાય તળે કાઢયા, પાડયા આડા સુતા રે સારા;
સુચવતા રે આવ્યા, ભક્ષે રૂડા ભાવ્યા, આઘાનાઠા થયા તારેતારા.
દેતો પુઠે દોટ, સોઢે રે સાસોટ, કોટ કોની લીધી રે ચુંટી;
ચકાવો ચઢયો ચાક, હિડિંબના હાક, નાક કોના લીધા રે ખુંટી.
કોહેણી રે વાગી, તેની કેડ ભાગી, લાગી આફોટ તે અફળોરો;
કો વીર અડબડયો, કેડેથી ભાગી પડયો, નાખે ચીસ ને તરફડતો.
ચીરાઈ દુંટી, કોની આખ ફુટી, ત્રુટી ઝાંઘેથી પાય પડયા;
ફુટયા કપોળ, રુધીરની છોળ, રોળ થયો વ્યૂહ ચાક ચઢયા.

હિડિંબ હાંકે, હણતો નવ થાકે, તેહની ધાકે કૌરવડાજ નાસે;
દેખી નિકંદન, કાંપતો રે મન, દુરજોધન ગુરુ દ્રોણ પાસે.
મસ્તક રે નામી, વિનવ્યા રે સ્વામી, દુખ સેના પામી, સઘળી રે મોઇ;
ગટોરગચ્છ પાપી, નાંખે છે રે કાપી, સંતાપી સકળ સેનાજ સોઇ.
અમોને ઉગારો, આયુદ્ધને ધારો, મારો હિડિંબને રથ ખેડો.
ધસ્યા ગુરુદેવ, કરૂં એહની સેવ, અવસ્યમેવ તેહનો જ લીધો કેડો.
મુકયાં બાણ હજાર, બીધો ભીમકુમાર, મૃત્યુપ્રાય મૂર્છા પમાડયો;
પાંડવ રે હાર્યા, નીશ્ચે તે માર્યા, ત્યારે અભિમંને શંખ વજાડયો.

વલણ

શંખ વજાડયો અભિમંને, પાંડવ સરવે સજ્જ થયા રે;
કહે પ્રેમાનંદ હિડિંબ હાથે, ચૌદસહસ્રસુભટ માર્યાગયા રે.

9. A hero's death.

કડવું.

વૈશંપાયન વદે વળતું, સુણ જનમેજય ભૂપાળ રે;
કેમ ખરટથીએ કપટ કરીને, માર્યો અર્જુન કેરો બાળ રે.

ઢાળ.

બાળક જે સવ્યસાચી તણો, સુભદ્રાનો જાયો;
ખટમે કોડે ખાપ કરીને, કૌરવ ઉપર ધાયો.
ત્રિજે પ્રહરે સમે પાંડવે, જુદ્ધ માંડયું પુનરપે;
અભિમન્યુ શોભવા લાગ્યો, ચોદીશાએ વિંટયો નૃપે.
પાંડવ પાંચાળ ને સાત્યકી, વૈરાટ ને દ્રુપદ;
ગડગડી પેઠા છઠ્ઠે કોઠે, જેને બળનો છે મદ.
ત્રાહે ત્રાહે કહી દુર્યોધન બોલ્યો, હાથ બેઉએ ઘસિયા;
પાંડવ ધાયા કૌરવ ઉપર, કહેનાં માહે ધસિયા.
કૃપ દ્રોણ ને કર્ણ કૌરવ, શકુની અશ્વત્થામા;
દુઃશાસન દુર્મુખ ને જયદ્રથ, તે સર્વે ચાલ્યા સામા.

બાહ્‌લિક શલ્ય ને દુર્યોધન, ભોજ ને ભૂરિશ્રવા;
છઠ્ઠે કોઠે સુભટ સર્વે, સેળભેળ ત્યાં હુવા.
રથશું રથ ને અશ્વશું અશ્વ, વઢે હાથીએ હાથી;
ખડ્ગ ખપુવાં તોમર ફરસી, ત્રિશુળ સબળ વાવરે સાથી.
ટોપ કવચ ને સેન્યા બખતર, પાખર તે કપાતી;
શ્યામ રુધિરની નદી ભયાનક, ખલકે વહેતિ જાતી.
કુંજરનાં મસ્તક કાચબા સરખાં, મીન વીરના લોચન;
ભડના ભૂજ ભુજંગ સરખા, મગર માથા વિનાના તન.
સેવાળ વાળ વીર શીરના, છોલ રુધીરના છાટા;
પડે પાળા પ્રાક્રમી, અટવાયે આંતરડાના આંટા.
માંસ પાળ બાંધી બે પાસે, એવી ભયાનક નદી;
શું કહું જનમેજય રાજા, મુખે વાત નવ જાય વદી.
કુરુક્ષેત્ર દીસે લોહીયાળું, જાણે ફાલ્ગુન ફૂલ્યો પલાશ;
સૌભદ્રના યુદ્ધ આગળ, કરે કૌરવ નાસાનાસ.
અમરગણ અંતરિક્ષ રહ્યા, કરે પુષ્પકેરી ધાર;
પેઠો અભિમન્યુ વ્યૂહ વિષે, કર્યું સૈન્ય તારાતાર.
નાઠા કૌરવ કોઠો મૂકી, તે ગયા સાતમે વંક;
ચાર પાડવ તે જયદ્રથને દેખી, રહ્યા મન આશંક.
સદાશિવની વાણી સફળ, જયદ્રથને તા થઈ;
પછી અભિમન્યુની પુઠે, કોઈ કાકો ન શકયો જઈ.
સરિતાની પેઠે ધાયો સૌભદ્ર, બાણ મૂકી એકે મૂકે;
મનમાં એવો વિચાર છે જે, સર્વે આવે મારી પૂઠે.
એમ ́ થતામા આવિયું, પૃથ્વીનું નીચાણ;
ખટરથી દીઠા કાળ સરખા, તે રહ્યા ચઢાવી બાણ.
અભિમન્યે પુઠે ફરીને જોયું તો, ન દીઠો કાકાનો જોડો;
અરે કૌરવે કપટ કીધુ છે, આગળ બાધ્યો છે ઓડો.
દ્રોણ ને ભૂરિશ્રવા, શલ્ય, કર્ણ વળીયા વીંટી;
અંતરમાહે અભિમન્યે વિચાર્યું, જીવવાની આશા ખુટી.
એવે પુઠેથી બહુ સેન્ય લઇને, આવ્યો દુરજોધન;
શત્રુ સાગર માહે બુડયો રે, સવ્યસાચીનો તન.
કહે દુર્યોધન ખટરથીને, ભાઇઓ શું વિચારો;
આવો પાછો નહીં ગજે એ, સર્વે મળીને મારો.

કર્ણનામાં ત્રાણ ધારા છૂટી, કુંવર લીધો ઢાંકી,
ભાઈ અભિમન્યુને કોણ ઉગારે, પડી વેળા વાંકી
એકધા દશધા સહસ્રધા, લક્ષધા કોટિધા આયુધ,
અંધકાર હાહાકાર રણમાં, એમ કીધું કપટે જુદ્ધ.
તેણી વેળા અભિમન્યુ, આપ રૂપે હોતો,
કૌરવ રૂપી માનજને, અભિમન્યુ આરો પોહતો.
સુભટ વિદ્યા પ્રગટ કરતો ને, રીસ અંતર વ્યાપી,
નિમિષ માંહે અનેક બાણે, કૌરવ નાખ્યા કાપી
કાંટે ઝાડે ચુમ્બે, નર મૂકે કરીને વર્ત,
રથ ઉપર ફરવા લાગ્યો, જાણે માંડ્યું તાંડવ નૃત્ય
પાવક જેમ તૃણને બાળે, સુગ્ર દાટ ને દર્ભ,
ઇંદુ જેમ અભ્રથી નીસરે, ભેદી વાયુ ને અર્ભ
તેમ અસ્ત્ર છાયા છેદન કરી, અભિમન્યુ નિસર્યો નિરાળો,
પછી સો સો બાણે પૃથ્વી પાડ્યા, દ્રોણ ને દ્રોણનો સાળો.
રથ ઉરાડ્યો અશ્વત્થામાનો, જેમ વાયુથી સૂકું પત્ર,
દુર્યોધન બીધો લૂના સરખો, છેદી ધ્વજા ને છત્ર.
સારથી માર્યો શલ્યનો ને, કર્ણનું વેધ્યું કપોળ,
મૂર્છા ખાધી દુઃશાસને, કર્યાં કૌરવ કાગારોળ.
કૃતવર્મા યાદવ સોમદત્ત, સર્વ ગયા રણ છાંડી,
શું કહું જનમેજય રાજા, તે જુદ્ધને હું માંડી.
પછી પ્રદ્યુમ્નને સંભારીને, મૂક્યું અગ્ન્યાસ્ત્ર બાણ,
રતિપતિની પાસે ભણ્યો તો, ધનુર્વિદ્યા સુજાણ.
તેણી વેળા પાવક પ્રગટ્યો, ઊઠી ભયંકર જ્વાળા,
અશ્વ ગજ રથ પાનખી બાળ્યા, કૌરવ કીધા પાળા.
બળે અંબાડી ધ્વજા કોની, નાસતા દેહ દઝાડી,
કોના મુગટ ને ટોપ બળતા, કોની મુછ ને દાઢી,
બૂમ પાડે ને ફુંક મારે, શરીરે થાય ભભોલા,
તરફડે સેના રણ વિષે, જેમ દવે દાઝ્યા હોલા
પછી મહારથીએ રણ રાખ્યું, બાણે આણ્યો પર્જન્ય,
અભિમન્યુનો રથ તાણ્યો ને, ઓલવ્યો હુતાશન
પવન પ્રેર્યો પાર્થપુત્રે, નાઠા મેઘ, થયું ધુંધ કાર,
વેરી ઉગાર્યા વાયુ વંટોળીએ, ઉરાડ્યો દોહોવાર

દ્રોણુ કર્ણે સર્પ મૂક્યા, વાયુ ભક્ષ કરી વળગ્યા;
અભિમન્યે ગરુડ મૂક્યા, સર્પ થયા સર્વ અળગા.
દ્રોણે પર્વતાસ્ત્ર મુક્યું, પડે પડાણા પ્રચંડ;
અભિમન્યે વજ્ર વેગે મુક્યું, શલ્યા થઈ શતખંડ

### વલણ

વજ્ર વેગે મુક્યું, શલ્યા થઇ શતખંડ રે;
ત્યારે કૌરવસર્વ કોપે ચડ્યા, કહે સંજય તુ સુણ રાજનરે.

### કડવું.

વૃષકેતુ કર્ણનો કુંવર તે, આવ્યો કરીને રીસ,
હેલા માહે અભિમન્યે, છેદ્યું તેનું શીશ.
સહસ્ર રથ ત્રણસે હાથી, અઠ્ઠ સહસ્ર તોખાર;
એમ અભિમન્યે માર્યા વળી, સાત લાખ અસ્વાર.
પછવાડેથી કર્ણ આવ્યો, કપટ કરીને પાપી;
અભિમન્યુના સારથિનું, મસ્તક નાખ્યુ કાપી.
દુષ્ટ કર્મ દ્રોણે કીધુ, છેદી ધનુષની પ્રત્યંચાય;
ભુરિશ્રવાએ ઘોડા માર્યા, શલ્યે વિંધી કાય.
કૃતવર્માએ કવચ કાપ્યું, અશ્વત્થામાએ મુગટ;
એમ વિરથ કીધો મળીને, સર્વે સૌભદ્ર સુભટ.
સો સો બાણ ખટરથીએ માર્યા, શરીર કીધુ ચારણી;
કરમાં ગદા ને ધાય શૂરો, કૌરવ ઉપર કીધી વારણી.
જેવો ખાખર ફૂલ્યો ફાગણ માસે, એવી દીસે દેહી;
નાના પ્રકારનાં બાણ વાગ્યા, પડ્યા સોસરા વેહી.
જેમ પારધીએ પોપટ વીધ્યો, તરફડે વનમાય;
તેમ કુંવર ત્યા કષ્ટ પામ્યો, કોણ આવે તેની સહાય.
કૃષ્ણ અર્જુન ત્યા સંભાર્યા, પિતા માતુલ કો ધાય,
વાઘે વિંટ્યો જેમ મૃગલો, શી જીવ્યાની આશાય.
કાકા કહીને સાદ કીધો, કો ન સાંભળે મારો બોલ;
ભીમને કહ્યું પડે નહીં, માટે કૌરવ વગાડે ઢોલ.
અભિમંને એમ વિચાર્યું જે, દોહલી વેળાનો ન કોઇ સાથ;
આણી વેળા ઉગારે તે, મુજને મારા હાથ.

ચંદ્રવદન છે હો, અંબુજ નયણજી,
પ્રાણ પાખી હો, કીધું શયનજી.
આક્રંદ કરતા હો, કાકા ચારજી;
હાથે કરતા હો, હૃદયા પ્રહારજી.
ઓ બાળકડા હો, હો બાકુવા-રૂડાજી;
અમો ન જાણ્યું હો, કૌરવડા કુડાજી
રડે યુધિષ્ઠિર હો, ઉઠો બાપજી;
હું અર્જુનને હો, શો દઈશ જબાપજી.
સુભદ્રા કુંતા હો, અને પાંચાળીજી;
તેઓની દેહડી-હો, દીકરા તેં બાળીજી.
કોમળ જેવી હો, કમળની પાખડીજી;
ને કેમ જીવશે હો, ઉત્તરા રાંકડીજી.
હવે ભીમસેન હો, વેળા કોપીજી;
પાર્થ ગયા છે હો, મુજને મોપીજી.
દળની પાડી હો, ભીમે ચીસજી;
નાઠા કૌરવ હો, દીશો દીશજી.
પાંડવ કર્યા હો, શિબિર ભણીજી;
વાટ જુએ છે હો, માતા કુંવરતણીજી.
સુભદ્રા ઉત્તરા હો, ને પાંચાળીજી;
અભિમંનને ન દીઠો હો, મેના ભાળીજી.
વાજીંત્ર ન વાજે હો, સૈન્યમુખ શોકભર્યાજી;
મૌને મૌને હો, સાથે પરવર્યાજી.
અભિમંન કેરી હો, વાતો સાંભળીજી;
નારી સર્વે હો, શોકે મૂર્ચ્છા વળીજી.
જળ વિના મીન જ્યમ હો, એણીપેરે તલપતીજી;
વિરહને શરીરને હો, વામા વીલપતીજી.
સુભદ્રાનો હો, મોહ ન જાય શમાવીયોજી;
એવે સમે હો, અર્જુન આવીયોજી.
થાયે વાટમાં હો, માઠા શુકનજી;
મુકે હંક હો, ફરકે લોચનજી.
પછ્યું શ્રીકૃષ્ણને હો, હો ત્રિભુવન ધણીજી;
મોહ ભરી મેના હો, દીસે છે આપણીજી.

માણસ દીઠે હો, હૃથી લાજતાજી,
દયાળજી હો, દુદુભિ કાં નથી વાજતાજી.
મારા મનમાહે હો, મે કળ્યુ સર્વથીજી;
ભાણેજ તમારો હો, તે જીવતો નથીજી.
હવે શું થને હો, જો સાચુ દશેજી,
દીકરો જાતા હો, સર્વે જશ જશેજી.
કૃષ્ણજી બોલ્યા હો, એમ ન કીજીએજી,
રોવુ વળતુ હો, તપાસી લીજીએજી.
આવ્યા સભામાહે હો, બેહુએ દડબડચાજી,
પાર્થને જોઇને હો, પાડવ રોઈ પડચાજી.
યુધિષ્ઠિર બોલ્યા હો, શુ આવ્યા તમોજી,
સૌભદ્રરૂપી હો, સૂરજ આથમ્યોજી.

### વલણ

આથમ્યો સુરજ સાભળી, નરનારાયણ મૂર્છા પડ્યા રે,
અભિમનના ગુણ સંભારીને, પિતા ને માતુલ રડ્યા રે.

### કડવુ.

અર્જુન પુત્રને ઘણુ ટળવળેજી, તેથી ત્રિકમ બમણુ વળવળેજી,
દ્રુપદ્સુતાયે આસનાવાસના કરીજી, રોપે પુત્ર નવ આવે ફરીજી.

### ઢાળ

ફરી ન આવે રુદન કીધે, નાખ્યા અર્જુન વિશ્વાધાર,
પછી સજ થઇને સવ્યસાચી, પુછે ભીમને સમાચાર
કેમ પડ્યો એ પુત્ર મારો, કુળ બોળ્યુ કે તાર્યું.
નાસતા મુઓ કે સામો મુઓ, એને ભાણ કોણે માર્યું
ભીમ કહે ભત્રિજો પડ્યો, વાળીઓ વર્ણીએ નહીં,
કૌરવ દુર્જન મર્દિયા, એ સૌભદ્રે મોટા સિંહી
દશ સહસ્ત્ર સુભટ સંહાર્યા, માર્યો અયોધ્યાનો રાજન,
બોળ સહસ્ત્ર સુભટ સંગાથે, માર્યો લક્ષમણ તન.
શલ્ય સુત રુક્મરથ માર્યો, વળી કર્ણ સુત વૃષસેન,
કૌરવ સેના નાસતી, જેમ નાર ભયથી ધેન

સત્તા અક્ષૌહિણી સૈન્ય માર્યું, એણે ગડ કીધી એવી;
પછી કૌરવે કપટ કીધું, મોકલ્યો જયદ્રથ અનેરી
તેણે અમને ખાળ્યા ભાઈ, ગયો એકલો સુભટ;
સાતમે કોઠે બાણ સાધી, રહ્યા છે ખટ રથ
સર્વે મળી અકળાવિયો, ન જાણું કેમ કીધો નાશ,
અમો જોવા ગયા તો, કાળકેતુ પડ્યો દીઠો પાસ

## VI From મદાલસા આખ્યાન (A D 1672)

### 1 Obstruction to a Yajna by demons

કડવું

વેદાધ્યયન ધ્વનિ મચ્યો ઋષિથી, શબ્દ થાય અઘોર,
સ્વાહા શબ્દે આવિયા તે, કર્યું અંધારું ઘોર
અંધકાર ઉપન્યો અંતરિક્ષે, તવ ખળભળ્યા ઋષિજન;
જેમ હતા તે તેમ નાઠા, રહ્યા ગભ્યા અન્ન
સાદ કરિ સૌ બોલાવ્યા ને, કહ્યું પછે ઋતુધ્વજ,
બીશો મા આ ઋષિ ઉભો થયો, ધનુષ કર્યું સમ સજ્જ
ગાલવ કહે તમે પહોંચી શકશો, મુને થાય છે ઉચાટ,
મિથ્યા ઋષિયોને ગિદ ગયો, સઘળા લાગે વાટ
રાજપુત્ર કહે સ્વામીજી, જો રાક્ષસ આવે લક્ષ,
એકલો હું સૌને મારું, ન માગું કોઈનો પક્ષ
તો એ એનો શો આશરો, જો આપું સુદીપાક,
ઉરાડું અંતરિક્ષ માર્ગે, અવનિ ચઢાવું ચાક
એવું કહિ ગર્જના કીધી, અશ્વે થઈ અસવાર
હાથ માંહે ચાપ લીધું, કીધું મંડળાકાર
અમરે વાટ મોકહો, અંગ અગ્નિ ઉજ્જ્વલ.
તે ઉપર આરૂઢ થયો, તવ આવ્યું દૈત્યનું બળ
ઋતુધ્વજ થયો રક્તવર્ણો, ભ્રુકુટિ ચઢાવી ભળ,
બાણનું કીધું છાપરું, ને નાખી કરતી પળ
ગિરિ તરુવર માંસ શોણિત વરસાવે માયા કરી.
જે જે નાખે આસુરી તે, દેવ પાડ્યા ઝડપડી.

ચારે ગમ ચોકી કરે, રાય પાડતો હાક;
વાજ આવ્યા પથાણ નાખી, ચઢયો બેહુને થાક.
આદર આણી ભણે બ્રાહ્મણ, ભટકી રહ્યા છે મન;
શિલા પડે શર જાળ ઉપર, તેથી ઉધડકે મુનિજન.
સામગ્રી સહુ હાથ માહે, મુનિ કરે નાસાનાસ;
ટોળે ટોળા રહ્યા ઉભાં, મૂકતા નિઃશ્વાસ.
પાષાણ પડે મંડપ મધ્યે, જ્યા હોય આછાં બાણ;
ભરકાં પાડી ઉઠે બ્રાહ્મણ, થરથર ધ્રુજે વાન.
પરવતનો વરસાદ વરસે, સર્પડાની ડોટ;
થયું અંધારૂં અતિ ઘણું, જ્યા ધુમ્ર ગોટાગોટ.
બ્રાહ્મણ સરવે પડયા ભૂલા, કરે માંહોમાંહી પોકાર;
હાક સાભળી નવ શકે, કાને પડયા ઘોકાર.
કોઈ એક કહે છે શિષ્યને, સંભાળજે તું તુંમડું;
કાકરો વાગે થશે કાણુ, નીર નવ રહેશે ઘુમડું.
એક કહે શુ રાખશે, રાજા ઋતુધ્વજ;
છાપરમાહી છિદ્ર દીસે, મારી આખમા પડી રજ.
પાષાણને પ્રહારે બાણુ ભાગે, નીસરે મોટા ગર્કા;
જવ ઋષિના માથામા વાગે, તવ પંપાળિ પાડે ભર્કા.
રાખની ઋતુધ્વજ અમને, નહિ તો દેશુ શાપ.
અધર્મી સાથે ચાલે નહિ, ને રાકને દાખવે તાપ.

વલણ

વચન સુણી ઋષિકેરા, ક્રોધે ચઢયો ભૂપાળ રે;
સદ્દગુરુ કહે શુભજક સુણો, પછે શું વરત્યુ તે કાળ રે.

કડવું.

ઋતુધ્વજ રણમા ગાજ્યો રે, વાસવની પેરે વિરાજ્યો રે;
આ ધનુષ લઈ આકર્ષ્યુ રે, તે રૂપ અમરે નરખ્યુ રે.

ઢાળ.

દેખી રૂપ તે શર કેર, પાપિ મુખે ગડગડયા;
માયાની મંડપ ઉપર, આકાશથી આવી પડ્યા.

શરજાળ સર્વે નિષ્ફળ કીધી, કડકડ્યા મંડપસ્થંભ,
દશો દિશા પડે આનરી, સોરમોર કરે ઋષિ.
રાજકુંવરે ક્રોધ કીધો, લીધા મોટા બાણ,
નાનો રાક્ષસ તાલકેતુ, તે ઉપર કીધું સંધાણ
અસુર આવ્યો રાય સામો, ચઢાવીને ચક્ષ,
સ્થૂલ શરીર પોતાનું કીધું, હાથમાં લીધું વૃક્ષ
અસુરે અટવાઈ વૃક્ષ નાખ્યું, પડે પાડી ચીસ,
ઋતુધ્વજે તવ બાણ મારી, કીધા કટકા વીસ
વળિ અધર્મી ઉઠ્યો, લાવ્યો એક શિલાય,
તિન પ્રમાણે કીધી કટકા, તવ ગાલવ મનકાય
અસુર જ્યારે ઓસરે, તીર બાણ વેધે ગાન,
હોકાર કરી હરખે ઋષિજી, વગાડ્યા તુર્મીપાત્ર
એવે કકડાટ સાંભળ્યો વનમાં, મુનિ સર્વે ઉઠ્યા ત્રાડી,
નાસાનાસ માહોમાંય કરે, પાપી નાખશે દમણા મારી
યજ્ઞ રાખી શું શકે, ગાલવે આણ્યું નાનું છૈયું
સામગ્રી લેવાને આવ્યા, કાંપી રુવે શીશ ને હૈયું
રાખ રાજા રાખ રાજા, શું રહ્યો ચઢાવી ચાપ,
જો જાન થાશે એક કોઠીનું, તો દેશું તુને શાપ
રીસે ઋતુધ્વજ રાતડો, ભ્રુકુટી ચઢાવી ભાળ,
શતસહસ્ર બાણો મુક્યાં, પૂર્ણ આણી કાળ
અર્ધચંદ્ર સમ મુકિયું, રાજ પ્રતાપી બાણ,
તે તાલકેતુને હૃદયે વાગ્યું, તત્ક્ષણ નિસર્યા પ્રાણ
પડ્યે પૃથ્વીએ પ્રાણ વહોણો, બાણે કરી વ્યાકુળ થયો,
તવ પાતાળકેતુ વ્યગ્ર થઇ, રણ તજી નાસી ગયો
રણ મુકી અંતરિયાળ નાઠો, ઋષિ કરે જયજયકાર,
ઋતુધ્વજે તવ પુઠ લીધી, પ્રેરીયો તોખાર
આગળ જાતા અસુર થાકયો, પામ્યો અંતર્ધાન,
ઋતુધ્વજ તવ ફરી આવ્યો, મળ્યા મુનિ ભગવાન
ઋષિ કહે બીજાને મારીને, શું ઋતુધ્વજ આવ્યો અહીં,
કુંવર કહે હું ઘણું ધાયો, પણ જાતા દીઠો મેં નહીં
ગાલવ વળતું બોલિયા, તારે દીઠાનું શું કામ,
આફણિએ એ અશ્વ તારો, ગોળિ કહાડશે ઠામ.

આદ લોક વિષે એ જાવા, સમર્થ છે તોખાર,
કુંવર કહે હું પુહળ ઉમો જોઉં, કેમ આવે બીજીવાર

## 2 Madalasa and the Bee

કડવુ

વિશ્વાવસુ ગાંધર્વ કુંવરી, મદાલસા શુભ નામ રે,
રૂપ લલિત વિચક્ષણી, ભાનુની તેજનું ધામ રે
અલબેલી તે સાહેલી સાથે, ચાલતી ગ્રહી હાથ રે,
અશોક વાડી માંહી નિત્યે, ગાય સ્ત્રીનો સાથ રે
શોભીત વન પવન શીતળ, વાયુ વાયે મદનો
દ્રુમવેલી રહી ઝઝુમી, દુખી સુખે દિન દુખનો
દ્રાક્ષ છે લક્ષ છોડો, છોડ નીચા ચંપાતણા,
મોગરા મચિયાગરા શુભ, ભાતિ ભાતિ વૃક્ષો ઘણા
થાય અતિ આનદ ત્યા તો, સબળ સ્ત્રીનો સાદ રે,
કોયલ મોર ને બુલબુલોથી, થતા મધુરા નાદ રે
થૈકાર થનથન અપ્સરા, પગ ઉંચલી ઘૂઘરા વજાડતી,
ગાય હરિગીત હરી લઈ ચિત્ત, અગ અનગ જગાવતી
મધુરી વાણી સ્વર તાણી, તાન માન જણાવતી,
કો એક રસના સ્વાદ લેતી, હાવભાવ વખાણતી.
મૃદગ અગ ઉપગ રગો, નવિન નિત્ય જમાવતી,
રાણી રીઝે રમે ભીંજે, ગાન કરતી ભાવતી.
કો હાર ગુંથી ઝીણે તારે, કંઠમા આરોપતી,
કો બાળા વેશે છૂટે કેશે. કટિ મેખને ગોભાવતી.
અમૃતવેણી મૃગનેણી, ચજન આજી કામિની,
નાચતા આનદ આણી નિર્મળ ચિર નવનિદ્દની.
સંધાણ બાણુ કટાક્ષ કરતા અમર જોઈ મોહાય રે
વદન ઇદુ માય સિંદુ, શૃંગાર શુભ નતિ મોહાય રે
ચપળ ચર્ણુ તે ધરાણી ધરતા, આની લાવે ફૂલદાગને,
હથિયાર બાંધિ ફરે હજારો, સમળ ચાની જાગને
જગ બોન મોરે દ્વાન લાગે, નિશાન આણુ રૂડી ફર,
હાથમા ખેડા કરે તેડા, વનમાળ ભય કો નવ ધરે.

### કડવું.

આસન લીધું ઉચલી રે, દૈત છે મહા વિકાળ;
ચમકી તવ તે મદાલસા રે, પડી પેટડિયામાં ફાળ.
મૂક મુને તું રાક્ષસા રે, હું લાગું તારે પાય;
પિતાજી જોશે વાટડી રે, મરશે મારી માય.
બાપ તમારી બાળકી રે, આજ લુટાઈ અનરિયાળ;
આ પાપી હાથ ચઢી ખરે રે, દઉં કરમડાને ગાળ.
સખી માતાને જઈ કહો રે, મુજ દુઃખ ન ધરશો લેપ;
ભાવી પદારથ ટળે નહીં રે, મુજ કર્મતણી જે રેપ
એમ ટળવળતી તારુણી રે, કયાથી દુષ્ટ હૃદેમા હાય;
વિકળ વદન કેશ મોકળા રે, કૈં નૈણે નીર પ્રવાહ.
મૃગલીને મુખમા ધરી રે, જેમ વ્યાઘ્ર નહાસે વન;
તેમ તે લીધી મદાલસા રે, આરત ભરી કરતી રદન.
જેમ પ્રમવના પોપટી રે, ગ્રહી ચાલે માર્જાર;
તેમ લીધી તે મદાલસા રે, નવ પહોચી ભુમ કે વહાર.
અંતરિક્ષ ગાજ્યો અધર્મિ રે, અતિ ઘણો અહમેવ;
એવે વાટ મધ્યે મળ્યા રે, ઉમયા સહિત મહાદેવ.
પાર્વતીએ સાંભળ્યુ રે, કો બાળકી પડી બંધન;
મુકાવો મહાદેવજી રે, જેથી બાળા થાય પ્રસન્ન.
ધ્રીનુ વદ્યા મહાદેવજી રે, નારી નારીની કરે વહાર;
દયા આવે તો મારી દૈતને રે, આપો અબળાને આધાર.
તવ ઉમયાજી એમ ઓચર્યા રે, એ કન્યાનો હરનાર;
રે એ પાપીને મારશે રે, તે હશે તુજ ભરથાર.
રોઈશ ના તું મદાલસા રે, એમ માતા બોલ્યા વાણ,
અમર સૈન્ય સુત ખરે રે, ગ્રહેશે તારો પાણ
કામિની તે પ્રીછી ગઈ રે, નવ પાપી પ્રીછ્યો પેર;
પાતાળ પાસમે લઈ ગયો રે, જ્યા હતુ પોતાનુ ઘેર.

## 3 The wooing of Madālasā by Ritudhvaja.

### કડવું

રાજકુંવર ગયો ઉદ્યાને, દાસી આવી મદાલસા પાસે,
રાણી કને આજ્ઞા લીધી, આપી આસન પૂજા કીધી.

જોઈ પાતાલકેતુનું ઘર, જાણે વાસ વસે વિશ્વંભર;
દ્વાર શાખા હરિ હારે, લીપિ ભીત કનકની ગારે.
મધ્યે સ્ફાટિકમણિના સ્થંભ, સામ સામી દિસે પ્રતિબિમ્બ;
ચિન્તામણ ચો પાસે ચળકે, મુક્તાફળનાં તોરણ લળકે.
એવું સદન મુકયું છે સમારી, ઋતુધ્વજ રહ્યો છે વિચારી;
પછે બોલ્યો તે રાજકુમાર, દાસીને પૂછ્યો સમાચાર.
તમે જાતે દિસો છો એક, આ તો ઓરડી દીસે અનેક;
એ કોણે સમાર્યું ધામ, એના વસનારનું શું નામ.
ભુવન શા માટે છે શુન્યકાર, કહો વાત માંડીને નાર;
ત્યારે કહે વિકુણ્ડલા નારી, સત્ય વાત કહું છું વિચારી.
ઘડિ વિશ્વકર્માએ અવશ્યમેવ, અહી પૂર્વે વસ્તા વિશ્વદેવ;
એક દૈત હતો કુંડલધાર, ઇંદ્રે સોપ્યું તેને ઘરબાર.
ત્યાથી દેવ થયા વિદાય, કુંડલધર મુકયો ઘરમાય;
તે રાજાની છું કુંવારી, નાનપણમા હૂં અંગે સારી.
પિતા માર્યો મારો આ ઠામ, તાલ પાતાલ એવા નામ;
એ છે વૃક્ષકેતુના બાળ, જેના રૂપ મહા વિકાળ.
તેણે ઘર ઋદ્ધિ લુટી લીધી, બંન્યોએ દાસી મુજને કીધી;
દુષ્ટ દમે છે ત્રણ ભૂવન, સર્વે લૂટી ભર્યું ત્યા ધન.
મુને રાખિ છે વળતી વારી, કોણ જાણે ત્યા પીડા મારી;
એક ગાલવ નામે ઋષિજન, તેનો ત્રણવરસ ભાગ્યો યજ્ઞ.
રાજા ઋતુધ્વજ છે બળવંત, તેણે આણ્યો એકનો અંત;
પાતાલકેતુ ગયો નહાસી, ઋતુધ્વજના યુદ્ધથી ત્રાસી.
એક મદાલસા નામે નારી, વિશ્વવસુ ગાંધર્વકુમારી;
તેનું રૂપ મનોહર નરખી, હરી લાવ્યો પાપિ તે હરખી.
આવ્યો કન્યા હરીને કાલે, પાપિ લૈ આવ્યો પાતાળે;
પરણવાની કીધી સજાઈ, તવ સાંભર્યો પોતાનો ભાઈ.
મુને મુકી સાચવવા ઘેર, તે તો ગયો વાળવા વેર;
જાણીએ તે ભાયા કોણે માર્યા, પણ ભાગ્યે તમો રે પધાર્યા.
એ કન્યા હવે તમને ફાવી, કો વાત દિસે છે ભાવી;
તમે પ્રેમ પ્રેમદાને પરણો, આ મોહોલ સબળ છે ઘણો.
એ ઈશ્વરે તમને આપી, વેહેલા થાઓ આવશે પાપી;
ત્યારે ઋતુધ્વજ બોલ્યો વાણી, દેખાડો મદાલસા રાણી.

અમો કહું છું પ્રણિપત કરી, નવ બોલો તો જઇશ હું મરી;
ત્યારે પરો કર્યો ઘુંઘટ, બોલો પાય ધરૂં મુગટ.
પાયરૂ પાલવ પામરીનો પટ, વરે વાણી આણી ઉલટ;
એ મિથ્યા શી કરવી ચટ, ગ્રંધું ગ્રીધું નથી હું ગટ.
પાપિ હરિ લાગ્યો છે તુજને, તે તો ઘણું દાઝે છે મુજને;
વહાલી તુજ કાજે ધરૂં વટ, વેરિનું શિર કાપીશ સટ.
ટાળો દેહનણી ખટપટ, ઉઠી નારી આણી ઉલટ;
મન મેળવવાનો કોડ, વહાલી તું છે મારી જોડ.

વલણ.

પછિ ઉલટ આણી બન્યો મળિયાં, કહે ભટ પ્રેમાનંદ રે;
પછે પાણિગ્રહણ કયમ હવું, તેનું કહું પદબંધ રે.

કડવું.

નારદ કહે સાંભળોને ધર્મ, પછિ કેમ થયું વિવાહનું કર્મ;
મદાલસા રાજાને મળી, આકાશે વિજળી સમ ભળી.
તવ રાજાએ વાણી ઓચરી, અશ્વ ઉપર બેસો સુંદરી;
દાસીને કહ્યું થૈયે વિદાય, એટલે આવ્યા નારદ ઋષિરાય.
ઋષિનણું કીધું પુજન, સમાચાર કહ્યો રાજન;
ભલું થયું આવ્યા મહારાજ, મુજ સરખું કંઈ કહિએ કાજ.
નારદ કહે સારો રચિ કાર્ય, આવ્યો છું હું થવા આચાર્ય;
પરણી થાઓ અસ્વે અસ્વાર, ચોરિ રચિ તવ બ્રહ્મકુમાર.
વળના બોલ્યા મુનિ ભગવાન, વિકુણ્ડલા દે તું કન્યાદાન;
આરોપી કંઠે વરમાળ, ગાંધર્વ વિવાહ કીધો તતકાળ.
નારદ અંતરધ્યાન નવ થયા, તત્પર થૈ નર નારી રીઝિયાં;
દાસી એમ બોલી મુખ વાણુ, તમો બન્યોને હજો કલ્યાણ.

4. The friendship of the Nagkumāra

કડવું.

પ્રીત વાધી નવનવી, શ્યામાને સ્વામી સાથ:
મદાલસાના હાથને ગ્રાહી, આપ્યો પતિને હાથ.

સતી એણીપે ઓચરે, સાંભળો મારા સ્વામ;
મણિ દેખિશ તમથી વેગળો, હું મારીશ આણે ઠામ.
કોને ધિરશો નવ નાથજી, આપણે માથે દુસ્મન;
પાતાલકેતુ ફરે શોધતો, તજી ઉદક ને અન્ન.
જુઠી વાત ઉડાડશે તે, જ્યાં તમો જાશો ગામ;
મણિ જોઈશ એકલો તો, મરીશ આણે ઠામ.
તે વેળાથી બાંધિયો, જે મણિ ઝગમઘાટ;
મૃગયા રમવા નિસર્યો, તે રાય વનની વાટ.
એક સરોવર આવીયું, ત્યાં ઉતર્યો રાજકુમાર;
શીતલ જળ પીવા સાંચર્યો, વૃક્ષે બાધી તોખાર.
પોસ ભરી પાણીતણી, જલમાંહી ધરીને પાગ;
તેજ મણિનું માંહે પડિયું, દેખી નિકળ્યા બે નાગ.
ઋતુધ્વજ પાછો ઓસરીને, ધનુષ લીધું તાણી;
મારવા માંડે જેટલે, તવ સર્પે બોલ્યા વાણી.
અમો આવ્યા છઉં હર્ષમાં, તારો મણિ દીઠો ઝાતકાર;
મનુષ્યમાં તું અધિક છે, માટે કીજે મિત્રાચાર.
અન્યોઅન્ય આવી મળ્યા, ને અધરા ખાધા સમ;
રૂપે ત્રણ જણ શોભતા, બ્રહ્મા વિષ્ણુ રુદ્ર જ્યમ.
ઋતુધ્વજે માંડી કહ્યો, જે અથ ઇતિ સમાચાર;
તમો કોના છો દીકરા, તવ બોલ્યા નાગકુમાર.
ન્યાત અમારી નાગની છે, પાતાળ અમારૂં ગામ;
અર્જક નાગના દીકરા અમો, ચંદ્ર ચૂડામણિ નામ.
અમો મોટા પુરુષ રહિયે નમ્યા,થયો આપણે મિત્રાચાર;
ઋતુધ્વજ રાજા આવજો, તમો નિત્ય આણે ઠાર.
સુખ દેખાડીશ સ્વર્ગનું, તમે રાખ્યો ગાલવનો યાગ;
યાગ વિજેવા પામિયા, ભુવન વિષે તું ભાગ.
તું વહાલો અતિ દેવને, માટે મિત્ર તું યોગ;
હવે અમો નવ સહી શકું, ભાઇ તારો વિયોગ.
જે દહાડે આવશો નહિ, તે દહાડે અપવાસ;
પછી તે પાછા ફર્યા, અંતરે અતિ ઉલ્લાસ.
ત્રણ જણ નિત્ય આવી મળે, મેવા લાવે અમુલ્ય;
ખાય પિયે આનંદમાં રહે, સુખ ભોગવે અતુલ્ય.

અયોધ્યાપતિ આવતો; જ્યાં વસે નાગકુમાર;
વળાવીને વળે નાગ તે, કરીને પરોણાચાર.

5. Madâlasî is killed by the demon.

કડવું.

દાનવ આવ્યો અયોધ્યામાંહે, જ્યાં ઋતુધ્વજનું નિધાનજી.
ભિક્ષુક રૂપે ભિક્ષા માગે, પુછે સઘળી વાતજી;
મંદિર આવ્યો મદાલસાને, થઈ રંક વિપ્રની જાતજી.
છજે છબીલી બેઠી દીઠી, ખરખરો મનમાં પેઠોજી;
અસુર જઈ ઝરુખાની સામો, ધુણી ઘાલી બેઠોજી.
ઉદક અન્ન લઊં હું ત્યારે, અબળા દે દરશનજી;
ભજન કરે તે ભામિનિ કેરું, હરણ કરવા નિજ મનજી.
પણ હરિવદની હાથ ન આવે, સત્ય પોતાનું પાળેજી;
અસુર વિચારે બળ કરું તો, સતી શાપ દઈ બાળેજી.
હું ન ભોગવું રાજા ન ભોગવે, મદાલસા પામે મર્ણજી;
ત્યારે દાહજ હુલવાયે મનની, ઠરે મુજ અંતઃકર્ણજી.
એક દિવસ મળિયો ઋતુધ્વજને, પાપી બોલ્યો વાણીજી;
કહો કુંવર આ મણિ મોઘો છે, કેમ બાધ્યો હાથે તાણીજી.
એ બાધવો તો ઘટે નહિ તમને, દીસે નારીનો શૃંગારજી;
એંધાણ-બાધ્યું મદાલસાએ, મહંત કરોની વિચારજી.
મારે માથે શત્રુ અનંત છે, મુને મુવો કહે તે ફોકજી;
આ મણિ વિના નારી નહિ માને, દેખીને જાય સુરલોકજી.

વલણ.

સુરલોક જાયે મણિ ન દેખે તો, પણ મુવે મૂકું એને નહીં રે,
જોગી કહે મહારાજ છો, તમો ચતુર મોટા સહી રે.

કડવું.

એવું કહીને કુંવર પળિયો, દૈત્યે વિચાર્યું અંતઃકર્ણ.
મણિ મઙું હું કપટ કરી તો, મદાલસા પામે મર્ણ.

મદાલસા મરે કે એ મરે, બેમાંથી એક વાનું થાય;
પછી ઋતુધ્વજની પુંઠ લીધી, છાનોમાનો જાય.
પેલા સરોવરે આવ્યો કુંવર, ને મળ્યા પેલા બે નાગ;
પાતાળકેતુએ જોયું આવી, છે ત્યાં મારો લાગ.
દિવસ કેટલા વચ્ચે જવા દઇ, ધર્યું વિપ્રનું રૂપ;
તે દિવસે થયું અસુર નાગને, સવારો આવ્યો ભૂપ.
ઋતુધ્વજ ત્યાં નાહવા બેઠો, એક બેઠો દીઠો ઋષિજી;
વૃદ્ધ રૂપ પોતાનું કીધું, ને તે કહે હું દુખીજી.
રાય પૂછે છે પ્રેમ ધરીને, કેમ બેઠા મુનિ જન;
નિઃશ્વાસ મૂકો છો ઘડી ઘડી, જળપૂર્ણ ભર્યાં લોચન.
કર કપાલે બે દઇને, બોલ્યો પાતાલકેતુ;
ઘણું દુઃખ છે મારાં કર્મે, જો પૂછો ધારી હેતુ.
વરણુ લોક મહી હું વસું છું, અતિતેજી મારૂં નામ;
એક બ્રાહ્મણને ઘેર કન્યા, રૂપે જોબન ધામ.
તે સાથે વિવાહ મળ્યો પુત્રનો, તેના બાપને ઇચ્છા ઘણી;
કન્યા કહે મુજ પોણુ છે, જોઉં મદાલસાનો મણી.
તે અયોધ્યામા પરણી છે, ઋતુધ્વજ તેનો કંથ;
તે લેવા હુ આવીઓ છું, દેખાડો ગામનો પંથ.
સત્યવાદી શત્રુજિત રાજા, સત્ય પાળે તેનો કુમાર;
હું રંક ઋષિનું કાર્ય કરતા, મુખથી ન નિકળે નકાર.
કહો તમે કોણ દેશ વસો છો, કેમ આવ્યા આ સરોવર ઘાટ;
જો જાણતા હો તો દેખાડો, અયોધ્યા કેરી વાટ.
વાયક સુણિ તે વિપ્ર કેરાં, કુંવરે કીધો દંડ પ્રણામ;
પ્રભુ જેને જોવા જાઓ છો, તે તો મારૂં નામ.
તે મણિ મારી પાસ છે, પણ કોને નવ અપાય;
મદાલસા એ જો જાણે તો, વાત વિપરીત થાય.
દૈત કહે સાભળ રે રાજા, જો અર્થ સરસે મારો;
તો કાલે મણિ આણી આપીશ, ભૂપતિ પાછો એ તારો.
સત્ય વચન આપ્યું પાપીએ, વળી એમ બોલ્યો વચનઃ
આવતાં મુને વાટે મળ્યા હતા, નાગતણા જે બે તન.
તેણે કહાવ્યું જઇને કહેજો, અમને થાશે સંધ્યાકાળ;
વસ્તુ અનોપમ લાવવી છે, પાછા ન જાશો ભૂપાળ.

પછે રાજાએ મારી છોડી આપ્યો, પાપી પાછો વળ્યો,
પાતાળ માહે પાછો આવી, નાગ કુંવરને મળ્યો
આવુ ઋતુધ્વજે કહાવ્યુ છે, આજ છે મારે કામ,
મૃગયા રમવા નવ આવશો, રહેજો તમારે ધામ
નાગપુર પાછા વળ્યા, જાણ્યુ મિત્રે આજ્ઞા આપી,
પછે અયોધ્યા વિપ્ર રૂપે, દોડનો આવ્યો પાપી

## વલણ

પાપી પ્રપંચ કરી રોતો આવ્યો, પાનવ દીધો દુખ રે,
રાજસભામા આવી મળ્યો, સાંભળ શુભરાડ ઋષિ રે.

## કડવુ

દૈત્ય આવ્યો અયોધ્યા ગામ, રવે ઋતુધ્વજનુ લઈ નામ,
પ્રજા સર્વે વિસ્મય હોય, બ્રાહ્મણ કોણ કારણ રોય.
રાજસભામા આવી પડયો, હાય હાય કુંવર રહી રડયો,
ચોટા દૈત્યે માડી ફોક, હૈડે ઠોક મારી મુકે પોક
રાય શત્રુજિત વિસ્મય થયો, સમાચાર પૂછવા પાસે ગયો,
કહો ઋષિરાજ ક્યાથી આવ્યા, એ વિપરીત વાત ક્યાથી લાવ્યા.
બ્રાહ્મણ કહે સાંભળ રાજન, નિશ્ચે નાશ પામ્યો તુજ તન,
સગારમાથી મગરે ગળ્યો, . હતો પામે ને તે ટળ્યો.
એવુ કહી બોલ્યો ઋષિરાય, રાજા પડ્યો પૃથિવી માંય
પુત્રનું સંભારી હેત, અયોધ્યાપતિ થયો છે અચેત
બોલ્યો થઈ માટો ટળવળાટ, હો કુવર કા જોવડાવો વાટ,
શત્રુજિતને વાગે સૌ રોય, પૃથ્વી પછાડો ખાઈ તે રોય
મારો કુવર ક્યા ગયો પરહરી, વિધવા વહુ શા માટે કરી,
આખુ નગર કરે છે રુદન, ન રવે મદાલસા જીવન
એ ખરૂ નથી માનુ વચન, મારુ હોય તે મને ચઢે સત,
સ્વજન સર્વને વારે સુંદરી, નિશ્ચે વચન નથી એ ખરી
જુઓ બોલે છે બ્રાહ્મણ હરી, એ કહે તેનાથી શુ ચિંતા કરી
મદાલસાએ તેડ્યો ઋષિદેવ, પતાલકેતુ આવ્યો તતખેવ.
શું જોઈ મુંઝો તું કહે પાપજી, સાચી હોય જાવ પાસે ફરી,
મદાલસ એ વચ વળી બોલી, શુ દેખાડો મોટમ આપણી.

ન શકે કો સ્વામીને હણી, એક એંધાણી બધી મુજતણી;
ત્યારે ઋષિયે છોડી નાંખ્યો મણી, જાણ્યું તવ મર્ણ પામ્યો ધણી.
તુરત તાળવું ફાટ્યું આફણી, જીવ ચાલ્યો સુરલોક જ ભણી;
ત્યારે દૈત્ય રીઝ પામ્યો અતિ ઘણી, મેં મારી નારી શત્રુતણી.
જો મને મૂકી આવી પાપણી, તો સુખે કેમ રહે ધણી;
મરશે ઋતુધ્વજ આવી ઘેર, મારા તાલકેતુનું વળ્યું વેર.

6. The faithful lover.

કડવું.

શું નગર વિષે ઉપન્યો ઉત્પાત, કુંવરે મન વિચારી વાત;
ઉચ્ચાટે પેઠો પુરમાંય, પ્રજા જોઈને વિસ્મય થાય.
લોક દોડ્યા ભૂપતિ ભણી, મહારાજ આપોની વધામણી;
દુઃખ નવ મન ધરશો રજ, એ આવે છે આહી ઋતુધ્વજ.
એવી સુણી પ્રજાની વિનતિ, ઉધડક્યો ત્યા અયોધ્યાપતિ;
અરે એ તે શું સાચું હશે, મુવો પુત્ર કયમ જીવતો થશે.
હર્ષ અશ્રુભરી પંથે પળ્યો, એવે આવતો પુત્ર સામો મળ્યો;
ગળે લપટાયો જઇ તાત, કોણે જીવાડ્યો કહેની વાત.
આકાશ માર્ગે બ્રાહ્મણ આવિયો, સમાચાર અશુભ લાવિયો;
તેણે પુત્રને મૂવો કહ્યો, ફરી પુત્ર કેમ જીવતો થયો.
તાતજી મુને કાંઇ થયું નથી, જુઠો બ્રાહ્મણ છે સરવથી;
મદાલસાની પૂછી વાત, પછી કરતો ત્યા અશ્રુપાત.
મારી મરણ કેમ પામે પ્રેમદા, સાધ્વી સત્ય પાળે છે સદા;
ત્યારે પિતાએ વાણી ભણી, તે બ્રાહ્મણ લાવ્યો તો મણી.
તે મણિનું વધુને દરશન થયું, તત્કાળ તાળવું ફાટી ગયું;
દેહ પડી તે ઠેકાણે કરી, માયા તેની ધરજો પરી.

વલણ

તાળવું ફાટી પ્રાણ ગયો, એ વાત કુંવરે સાંભળી રે;
મદાલસાનાં મરણ થકી, પડ્યો ધર્ણે ને મૂર્છા વળી રે.

કડવું.

પિતાજી કેરાં વચન સુણીને, પુત્ર પાડિયો બોમ;
કુંવર પાસે અશ્વ હતો, તે ઉડી ચાલ્યો વ્યોમ.

અચેતન થયો ઋતુધ્વજ, શરીરે વાપ્યું શીત;
કાષ્ટવત્ કાયા થઈ રે, ભ્રમે ચદક્યું ચિત્ત.
ચિત્તભ્રમ થયો કુંવર, ભીતર જ્વાળા લાગી;
હા હા નારી કરતો ઉઠ્યો, મૂર્છા હતી તે ભાગી.
મુગટ વહોણા મસ્તકે, રેણુથી ભરના કેશ;
કામિની કામિની કરતો ધાયે, ઘરમાં કરતો પ્રવેશ.
મેડી અટારી ને ગોખ જોયા, સૂની દીઠી સેજ,
શું હાસ્ય કરી સંતાયાં નારી, બોલો મારું હેજ.
એમ ન કીજે હો એમ ન કીજે, મદાલસા મુજ મર્મ;
જેમ ચલાવો તેમ ચાલું, જે પડે મુજને ગમ.
કંથને કાં કકળાવો કામિની, તમો મુને ઘણું વહાલાં;
એમ કહીને રોવા લાગ્યો, વળી જુવે ખૂણા ખચાળા.
દાસી કહે સ્વામિ શું ખોળો, એ પર રહ્યા શ્રીભગવાન.
આપણું ઘર ઉદ્વસ્ત કરી, ગઈ એ વસાવ્યું સ્મશાન
તે નો હાથ કદી ન આવે, જો ઉપાય કીજે લાખ;
કનકવરણી કાયા જેની, આગીને કીધી રાખ.
એવો બોલ તે દાસી કેરો, સ્વામીથી કેમ સંખાય;
તેમનો તેમ ઉઘાડે મસ્તક, સ્મશાન ભણી તે જાય.
આવીને ઉભો રહ્યો, જ્યાં રમાની રખોડી.
પ્રદક્ષિણા તે પૂરે ફરતો, પોતાના બેઉ કર જોડી.
શું ભામિનીજી ભસ્મ થયાં છો, મમ ત્રિસંગજે દંડ;
મારા સમ જો બોલો નહીં તો, દેહ કરીશ શતખંડ.
હ્યારી સાદ કરું હું તમને, તમો શેં મુને નથી કરતાં,
હો કોડીલાનારી વિચારજો, હું મુવો છઉં તું મરતાં.
એમ શું કરો છો ઠોકરવાદી, પાણી પાવો પ્રેમદા;
ઉઠો વહેલા ઉઠો વહેલાં, પતિની જાણી આપદા
મન વ્યાકુળ તે શુદ્ધ ન જાણે, બોલ્યો ઘેલા ઘેલા;
તારું મૃત્યુ કેમ થયું રે, હું થયો ન તુંથી પહેલાં.
બંન્યો હાથથી ઉસરડીને, રખોડીનો ઢગરો કીધો;
પામરીમાં ગાંસડો બાંધી, મસ્તક ઉપર લીધો.
પછે દેશમાં તે ફરવા લાગ્યો, અમથો બારે વાટ;
રખે વળી કો એને મરે, રાજન મન ઉચ્ચાટ

માત પિતા એ પુઠે દોડયા, કહે કુંવર પાછો આવ;
દારણુ વનમા પરવર્યો જોતા, પર્વત ગુફા ને વાવ
વિકટ વાટે ચાલતા, પૂઠે ધાયા રાજા રાણી;
ઋતુધ્વજ પાછો નવ દીઠો, પ્રેમદામા વીંટાયો પ્રાણી.
તટ આવ્યું ત્યા ગગા કેરૂં, બેઠો રાજકુમાર;
ભજન મુખે ભામિનીનું, નૈણે તે જલની ધાર.

7. Love's resolve to call the beloved back

કડવું

ઋતુધ્વજ તે બોલ્યો વાણી, આખડિએ ભરીને પાણી,
ઘેર આવુ શુ સુખ જાણી, હાય મોઈ મદાલસા રાણી.
કહેશો શી સગાઈ વખાણી, આવુ અબળાને આપજો આણી,
જો દઢ હોય પુરપ પુરાણી, તોયે ન મળે મદાલસા રાણી
તેનુ મુખ જુવે જે પ્રાણી, કેમ વખાણું મમ ધણિયાણી,
માયા કેમ જાયે ભૂલાણી, પીનાય છે દુખની ઘાણી.
માટે આશા મે મુકી મારી, મારી શી સગાઈ સંભારી,
ત્યાથી ઉઠીશ વાત નિરધારી, જ્યારે બોલે મદાલસા નારી
મે તો પૂજ્યા નથી મોગરી, તે વાત તો મન વિચારી,
જો સેવ્યા હોય ઉમયાધારી, કેમ મરે ગાધર્વ કુમારી
માત પિતા ન રાખો વારી, અમો જોગી તમો સસારી,
જો આવે ઉઠાડવા ત્રિપુરારી, તોયે હુ નવ જાઉં હારી
તમો મન માને તે કરજો, મે તો ગૃહસ્થાશ્રમને વરજ્યો,
અભાગિયો હુ તમો પેટ સરજ્યો, એવુ જાણીને પાછા ફરજો
નિશ્ચે હુ થયો જોગ, કા ખપ કરો છો ફોકટ,
જે વાટે હું લુંટાયો, તે વાટનો શોધ કયમ પાયો
સર્વે થયુ મારે નિકદન, હું તો છઊં ભાગેગ મંદ,
મે તો સગાઇ તમારી તોડી, તે માટે ચોળી મે રાખોડી.
ત્યારે બોલ્યા છે માવડી, મુને કયા સેંકે છે આવડી,
વહુઆરુ સર્વની મરે, પણ તારી પેઠે કોઈ ના કરે.
માઈ કહ્યુ કુવરજી કરો, માગ સમ તમે પાછા ફરો,
ભાવ સગાન તો કાઇ રાખો, એમ તરછોડી શે નાખો.
કહ્યુ નવ માન્યુ લવનેશ, કુવરને મન વાધ્યો કલેશ,

એવો વિચાર માન તાતે કર્યો, તવ કુંવર ત્યાંથી નાસી ગયો.
વૃદ્ધ પડયાં પૃથ્વીએ ટળવળી, અયોધ્યા ચાલ્યાં કળકળી;
વડુ દિકરાનું દુઃખજ છાંડિયું, શત્રુજિતે રાજ્યાસન માંડિયું.
એ કથા તો એટલેથી રહી, ઋતુધ્વજની શી ગત થઈ;
મા બાપની માયા તે છાંડી, બેઠો ગંગાતટે તપ માંડી.
નારીની ભસ્મ હૈડે પાથરી, મુખે મદાલસા સુંદરી;
માથે જટા તડકે બળનો, નાથ નારી સારુ ટળવળતો.
મુખ વિકાસી કરે બહુ નાદ, કરતો મદાલસાને સાદ;
રોઇ રોઇ કર્યાં રાતા ચક્ષ, થયો દુર્બલ નવ પામે ભક્ષ.
મુખે મોટું દાઢું વાધિયું, તરણિ કાજે તન સંતાપીયું;
મનમા મદાલસા તણો છે સાંસો, કાયા થઈ શ્યામ જપ તપ ત્યાં વાસો.

*  *  *  *

## કડવું.

પર્વત જોયા દિશા જોઈ, પછિ થાકયા બંન્યો જાય;
એવે અઘોર વનની માહે, બેઠો દીઠો ઋતુધ્વજ રાય.
ધાઇ પાસે આવ્યા બંન્યો, નેણે ભરિયાં પાણી;
રાજકુંવરે ઉઠિ આલિંગન દિધું, ગદ્દગદ્દ કંઠે વાણી.
અરે ભાઇ ભલે પધાર્યા, વનમા પણ જોવા આવ્યા
હર્ષાશ્રુ ખરે મારે, શુ મદાલસાને લાવ્યા.
નાગ કહે કયા થકી આવે ભાઇ, જેણે સ્મશાન નિવાર્યું;
માતા પિતા તજિ રાજ મુક્યું, વિરા આ તેં આ શું.

### વલણ.

વિરા આ શી વિપત તુજને, ઉઠો રાજકુમાર રે,
મદાલસા સરખી માનુની, લાવું મહસ આ ઠાર રે.

## કડવું.

ઋષિ નારદ વદે વાણુ, સુણો યુધિષ્ઠિર રાજનજી;
સ્નેહ વચન સુણી નાગ કેરાં, બોલ્યો શત્રુજિતનો તનજી.
ખોટી વાત જાત તે ન મળે, મદાલસાની કાયજી;
હરિ હર બ્રહ્મા મળિને ઘડે તોયે, એવી નીપજ ન થાયજી.

તમો મંદિર પધારો તમારે, ભોગવો નાનાવિધ ભોગજી;
મદાલસા આવી કહે પધારો, માગો ત્યારે ઉતરશે જોગજી.
એવું કહીને આસન વાળ્યું, ભરમ ગાંસડી ખોલેજી;
ઊઠો મદાલસા ઘેર જઈએ, એવાં ઘેલાં ઘેલાં બોલેજી.
નાગપુત્રે ઉપાયો કીધા, પણ કહ્યું ન ધરે કાનજી;
પછે મદાલસાની શોધને અર્થે, ભમિ જોયાં ત્રણ ભુવનજી.
યમસભા ને બ્રહ્મસભા રે, વળિ જોયું વૈકુંઠજી;
શિવલોક ફરી ફરી જોયો, આણ્યો પૃથ્વીનો અંતજી.
ચપળ રૂપે જોઈને આવે, વળિ ઋતુધ્વજ પાસે રેહજી;
નિશાએ જાગે મંદિરે, પણ તાતને વાત ન કેહજી.
અન્ન ઉદક મિત્રોને ન રચે, આખો દિવસ ઉદાસજી;
શરીરે કષ્ટિન થઇ બંન્યોએ, ગાળ્યા એમ ખટ માસજી.

8. Siva's dance.

કડવું.

માગો નાગ જે જોઈએ તે, હું હવો તુષ્ટમાન;
અરે શિવ મદાલસા જીવે, એ માગું વરદાન. શિવ.
શત્રુજિતનો ઋતુધ્વજ કુંવર, તેની મોઈ છે નાર;
મૃત્યુ સજીવન થાયે નારી, છે પ્રીતિવડે સંસાર. શિવ.
તમો પરને અર્થે આ યશ કીધો,હું હરખ્યો કહે હર;
એ મોઈ મદાલસા જીવશે, એવો આપું એક વર. શિવ.
જમુના તીરે જાઓ તમો, કહું એક અનુપાન;
શ્રાદ્ધ કરજો પિતૃકેરૂં કૈં, આપજો ત્રિપિણ્ડ દાન. શિવ.
મધ્યેનો પિંડ ભાગી જોજો, ત્રણ ફેણનો તે ખગધારિ;
તેની મધ્યમાં ફેણ ફાટયેથી, જડશે મદાલસા જે નારિ. શિવ.

9. The lovers reunited.

કડવું.

પન્નગ ત્રણ જણ હર્ષિત થયા, ગંગાને ઉપકંઠે ગયા;
પિતાએ તવ વળાવ્યા તન, જાઓ જ્યાં ઋતુધ્વજ રાજન.
કહેતા ન વર પામ્યાની પેર, પણ તેડી લાવજો તેને ઘેર;
હું આવું છું શ્રાદ્ધજ કરી, જોઉં જડે છે એ સુંદરી.
તમને લાગશે આવતા વાર, તો તે ત્યાં મરશે નિરધાર;
એવું કહિ વળાવ્યા બાળ, નાગ શ્રાદ્ધને બેઠા તત્કાળ.
દર્ભશાખા પૃથ્વી પ્રચણ્ડ, જવ તલ પિષ્ટના મુકયા પિંડ;
મધ્યનો પિંડ વિદારણ કર્યો, ત્રણ ફેણનો મણિધર નિસર્યો.
તેની મધ્ય ફેણ વિદારણ કરી, તેમાથી નીકળી સુંદરી;
વિશ્વાવસુતણી તે દીકરી, ફરી ફેણથકી અવતરી.
મુખે જપતી પતિનું નામ, કહે કયા આવી છઉં આ ઠામ;
અશ્વતરે તે દીઠી કુમાર, અથઇતિ કહ્યો સમાચાર.
ત્યારે પાયે પડી મદાલસા, તમો પિતા સત્ય દિસે મુજ વસ્યા;
મુને દાખવો વનનો પંથ, કયાં બેઠો છે જોગી થઈ કંથ.
નાગ કહે તું આવ પાતાળ, મળશે સ્વામી સંશય ટાળ;
પછે આણી લાવ્યો નાગ તે ઘેર, પરોણાચાર કર્યો બહુ પેર.
એકાન્તે હતી એક ઓરડી; ત્યાં રાખી મદાલસા ગોરડી;
સકળ વસ્તુ તે માહે ભરી, દ્વાર બીડી રાખી સુંદરી.

એ કથા એટલેથી રહી, પેલા કુંવર મિત્ર મળિયા સહી,
આવતા દીઠા બંન્યો વીર, ઋતુધ્વજ નૈણે ભરીયા નીર
ભલે ભાઇઓ કીધો વેહેવાર, માણુ માણુ મુક્યો મિત્રાચાર,
મદાલસાએ મુને પરહર્યાં, તો તમો પ્રેમ શા માટે ધરો.
હૈવે કીધો મુને દૂબળો, મન મુકી તમો શાને મળો,
આટલે દહાડે શાને આવિયા, સંગે મદાલસાને લાવિયા
સર્પ કહે રે મહિપતિ સુણો, અરજક પિતાજી છે અમતણો,
તેને સમાચાર અમથી થયો, વૃદ્ધ નાગ ઘણો દુખી થયો
તેના મોકલ્યા આવ્યા આમ, કહ્યું પરોણા તેડી લાવો ધામ,
તે આવે તો જમુ હું અન્ન, માટે ચાલો બાન્ધવ જન.
ઋતુધ્વજ કહે સાધ્યો જોગ, તો હવે શા પરોણાના ભોગ
મદાલસા જો પીરસે અન્ન, ત્યારે આ મુખ કરે ભોજન.
તે ભૂખી ને હું કેમ જમુ, આમ ને આમ ક્ષુધા દુખ ખમું,
મિત્ર કહે રૂડુ થાય હૈવ વાત, મદાલસા આપે અમ તાત
એવો બોલ તે બાન્ધવે કહ્યો, ઋતુધ્વજ ઊઠિ બેઠો થયો,
નારીને નામે થયો વિહ્વળ, ચાલ્યો જઇએ થઇ ઉતાવળ
પાતાળ વિષે ત્રણુ જણુ પરવર્યાં, અગાધ જળમાહે ઉતર્યાં,
નાગની વિદ્યા શીખવી, તેથી તે રાયને જળગતી લવી.
અરજકની પાસે આવ્યા આપ, શભુતણો જેપર છે પ્રતાપ,
વિવિધ પેર કર્યો પરોણાચાર, પણુ ન કહ્યો પેલો સમાચાર.
સ્વાગતા કીધી સર્પ સર્વે મળી, ગજકુંવરને જોયો નેણે ભળી,
પણુ તે નહીં લેતો કો સ્વાદ ન કો સાથે કરતો સંવાદ

વલણુ

વાદ ન કરે અવર કો સાથે, મુખે મદાલસા નામ રે,
વિદાય થાયે ઋતુધ્વજ ત્યાંથી, કાકાને કરી પ્રણામ રે

કડવું

કર જોડી કુંવર વદે, મુને વિદાયજ કીજે,
અમો જોગિને ભોગ ઘટે નહીં, તે માટે આગ્ના દીજે
અરજક વળતું બોલિયા, મનગમતી વસ્તુ માગો,
લજ્જા મનથી પરહરી, ગ્નાન માયથી જાગો.

ઋતુધ્વજ વળતું બોલિયો, તમો સાંભળોની રાય;
મારે જે કાંઈ માગવું, તે ઇંદ્રથી ન અપાય.
રાજસુખ સહુ પરહર્યું, ને થયો વિયોગે વૈરાગી;
જોગીને શું માગવું રે, મેં લક્ષ્મી પરિત્યાગી.
નાગ કહે એમ ના કીજે, મુજ ઘેરથી પાછા જાઓ;
કઠિન હોય તે માગિયે, રાય જેથકી સુખી થાઓ.
ત્યારે મન માન્યું ભૂપતિનું, માગું છું હવે પ્રાણી;
ખચીત વાત એ આપશે, મદાલસા મુજ રાણી.
બોલ બોલી ગળે પાછો, ખરે નેણે અશ્રુધાર;
સુવર્ણની સાંકળ જેવી, નાખવી પૂરં વાર.
તે માગ કહેનાં રહે નહીં, બોલ્યો તે તો વળતો;
કોણે જોયું કોણે સાંભળ્યું, પછી બોલ્યો તે ગળગળતો.
અણુઘટતું માગું છઉં, જો કહો છો સહુ કોઈ;
જીવતી કરી આપો મુંને રે, મદાલસા જે મોઈ.
નાગ કહે શું માગિયું, એક મદાલસા નાર;
નવ નવી કન્યા કોમળી, આણી આપું હજાર.
આ પેલી ઓરડી વિષે, જઈ ભણો નૌત્તમ નેક;
પ્રેમ હશે તો બોલશે, મદાલસા વાયેક.
સુણી રાય આવ્યો ડગમગતો, ઓરડા લગી ચાલી;
હાક મારી હો પ્રેમદા, બેઠો કમાડ તે ઝાલી.
અન્યોઅન્ય નૌતમ વિલાગે, વાણી થકી અતિ લાટો;
અન્યોઅન્ય પ્રીત બહાર પડતાં, ફાટયા બેહુ કમાડો.
ઓરડી ઉઘડી ગઈ ને, ભરાયા લોચન;
સામસામા વધ્યાં બંન્યો, થયાં મન પ્રસન્ન.
વળગ્યો તે વછૂટે નહીં, સ્નેહની અતિ કહાણી;
નાગ સર્વે હરખિયા, પ્રીતિ સ્નેહ પરસ્પર જાણી.

## વલણ.

વાટે વળ્યા તે વાદ મટ્યું, ને મળ્યા નર ને નાર રે;
સુખ પામ્યા સંસારનું, હવે સ્તવ અયોધ્યા કુમાર રે.

## કડવું.

મદાલસા ને મહિપતિ, મળે પ્રેમ નહિને પર રે;
નેત્ર ઠરી અમ્મર પાને, મળ્યાં બંને ઘર રે.

વ્યોમ મારગ વિજળિ ચમકે, ત્યમ કંથે લીધી કામિની;
સંતોષ્યો સ્વામિ પોતિકો, પછે બોલી ભામિની.
મંદિર પધારો મહિપતી, સર્વને દેવા સુખ રે
તાપ ટળે તેના તનનો, જોતા તમારૂં મુખ રે
વચન સુણી સુંદરી કેરૂં, ગયો નાગ મભાની માય રે
મુખ કળા મન હર્ષ અધિકો, મન મોહથી મલકાય રે.
જેની કમળ સરખી હથેલી, નેત્ર બે અંબુજ રે
હીડતો મદ માતગ જેવો, શૂંઢ સગખા ભુજ રે
સર્વ જનોએ માન દીધુ, આપિયુ દિવ્યાસન રે
પાચ દિવસ પરોણા રાખિયા, સતિ સાથે રાજન રે.

## VII. નરસિંહ મહેતાની હુંડી (A. D 1674)

### કડવું.

શ્રીગુરુ ગોવિન્દને ચરણે લાગુજી, સુધબુધ શારદા વાણી
અંતર્ગતમા ઇચ્છા છે ઘણીજી, ભાવે ભાખુ હુંડી શ્રીમેહેત

### ઢાળ

હુંડી શ્રીમેહેતાજી તણી, અને વર્ણવુ બુદ્ધિમાન,
ધન ધન નાગર નરસૈંયો, જેનુ જુનાગઢ સ્વસ્થાન
કૃપા તે શ્રીશકરતણી, ઉપન્યો તે ભક્તિ ભાવ,
ભવસાગર નરસૈંયો તર્યો, તે નાથ નામનુ નાવ
શ્રીકૃષ્ણ ધાયા ગુણ ગાયા, તજી માયા મમતા,
રાસ મડળ નિરખિયુ, તેથી ટળી ગઈ ભ્રમતા
વિશ્વાસ તે વિશ્વભરતણો, એ દાસનુ લક્ષણ;
સસારમા સરસો રહે, કરે હરિકથા કીરતન
લોકાચાર ન ગણે, નવ ગણે નાગરી નાત,
જેણે પ્રભુ સાથે પ્રીત બાધી, જેમ પટી પટોળે ભાત.
મડલીક તેના નામ રાખ્યુ, શ્રીહરિએ આપ્યો હાર,
ઉષ્ણ જળમા મેઘ વરસ્યા, જ્યારે ગાયો રાગ મલ્હાર.

મનગમતું કીધું કુંવર બાઇનું, મોસાળું લાવ્યા ગોરારી;
સેવક જાણી સ્યામળાએ, હુંડી તે શીઘ્રે શીકારી.
વરણવું વિસ્તાર તેનો, બુદ્ધીને અનુસાર;
હરખે જે હુંડી સાંભળે, તે તરે નર ને નાર.
ચરિત્ર જે નરસૈંયાતણાં, તેથી પવિત્ર થાયે પિંડ;
જે સુણે ભણે ને અનુભવે, અવતાર તેનો ધન્ય.
તીરથવાસી કોઈ વટેમાર્ગુ, આવીઆ પુર માંય;
દુવારકાની હુંડી લખે, એવો શરાફ છે નાણાવટી કોય.
ત્યાં બેઠા હતા નાગર બ્રાહ્મણ, જેને જૂઠું બોલ્યાનું પોણ;
તેને તીરથવાસીએ પૂછ્યું, અહીં હુંડી લખે છે કોણ.
વિપ્ર વિચારીને બોલીઆ, મહા ઠગના તે ઠગ;
હુંડી તે લખે નરસૈંયો, જેને રુપૈયાના ઢગ.
વૈષ્ણવ જન વહેવારીઓ, સર્વે શિરોમણ સ્વામ;
આડત ચાલે તેહની, કરે તે તો મોટાં કામ.
હરિભગતની હુંડી કશી, નાગરે કીધી હાંસી;
નરસૈંયાનું ઘર દેખાડ્યું, પ્રીછ્યા નહીં તે તીરથવાસી.
નીચાં મંદિર નિપટ જૂનાં ને, માંહે ચરકલાંના માળા;
વૈષ્ણવ આવી ઉતર્યા, મેહેતાતણી ધર્મશાળા.
ત્યાં તિલક તુલસી ને ચંગ બોલે, શબ્દ ધૂન રહી મૃદંગ;
પામે પ્રસાદ મેહેતાને મંદિર, સાધુ ગયે બહુ રંગ.
લુલા લુલા અટુલા, અપંગ અંધ ને બધીર;
પડ્યા તે આગે રામદાસિયા, મહેતાતણે મંદિર.
ગોપીચંદન તિલક તુલસી, શ્રીરામકૃષ્ણને ગાયે;
શબ્દ ઉઠે ઓહ્વામણા, શ્રીરામ લીલા ભણાયે.
એ ચરિત્ર દશ અવતારનાં, ચોકમાં તે તુલસીનાં વન;
એક દેહેરૂં દીસે દામોદરતણું, ત્યા નરસૈંયો કરે કીર્તન.
ત્યા તીરથવાસીએ વિચાર્યું, નહીં હોય એ કોઠીવાલ;
નાણું લેખું હરિ નામનું, લેખણ સાટે તાલ.
કોથળી દીસે તે વાજીંત્ર કેરી, તેમાં તે નવ મળે દામ;
દીસે ચોપડા કીર્તન કેરા, વ્યાપાર તો હરિનું નામ.
ત્યારે મેહેતાજી બેઠા થયા, આવો તમારૂં ધામ;
પરદેશી અમને પવિત્ર કીધા, અમ સરખું શું છે કામ.

## નરસિંહ મહેતાની હુંડી.

ત્યારે તીરથવાસી બોલીઆ, અમારે જાવું છે દ્વારકા ગા
ત્યાંની હુંડી કરાવવાને આવીઆ, મેહેતા જાણી તમારૂં ના
અમને ભલે નાગરે ભાળ દીધી, તે મેતાજી સારશે આ
એટલું તે સ્વામી કામ કીજે, ગણી લીજે ગ
રુપૈઆ તે સાતસે છે, તે ચારે જણનું ધ
અમારે ખરચવું છે દ્વારિકામાં, તે ગોહેલા તમારૂં પુંણ્ય.

વલણ.

પુણ્ય તમારૂં કામ થાયે, બોલ્યા તે તીરથવાસી રે;
હાંસી જાણી ન્યાતની, મેહેતે સ્મર્યા શ્રીઅવિનાશી રે.

કડવું.

આજ કૃતારથ અમને કીધા, તીરથવાસી મળિયા રે;
તે બ્રાહ્મણને હું ચરણે લાગું, જેણે અહીં મોકળિયા રે. આજ.
આપી આસન મેહેતે પૂજા કીધી, મૂકયો તે હરિપ્રસાદ રે;
એકકી માળા કંઠે આરોપી, મેહેતે કીધો શંખનાદ રે. આજ.
સ્મરણ કીધુ મેહેતે શામળીઆનું, શુ થાશે પ્રભુ મારા રે;
હૃદે ઉભરાણું મેહેતાજીનું, નયણે વેહે જળધારા રે. આજ.
તીરથવાસીએ કૌતક દીઠુ, શંખ તાલ ને માળા રે;
વૈષ્ણવના ચાળા ને દીસે કંગાળા, બેઠા ગાયે ટોપીવાળા રે. આજ.
હરિશું રંગ ને વાગે ચંગ, ઢંગ રુડા વિચાર રે;
બેઠા થઇએ ને ચૌટે જઇએ, તીરથવાસી કરે વિચાર રે. આજ.
જોઈ રહ્યા નીચું ન થવાય ઉંચું, પ્રીછયું પારેખપણું રે;
આપવા લેવા હરિની સેવા, દેવા દર્શણું ઘણું રે. આજ.
પ્રેમાનંદ પ્રભુ કૃષ્ણ કૃપાએ, મેહેતે વારતા જાણી રે;
શું કરવાને ગાભરા થાઓ, સમરોને શારંગપાણી રે. આજ.

વલણ.

શારંગપાણી આણી આપે, ચિંતા મન શાને કરો રે;
સંતો લાવો કાગળ લેખણ, હુંડી લખું કરમાં ધરો રે.

કડવું.

તીરથવાસીને દુઃખીયા રે જાણી, મેહેતો બોલ્યા વળતી તે વાણી;
કાંઇ મન ચિંતા ન રાખશો તમો, હુંડી લખી આપીશું અમો.

તમારે અમારૂં કામ જ પડ્યું, પરમેશ્વર નહીં રાખે અડચું;
શીઘ્ર કામ થાશે તમતણું, મોકલનારા ડાહ્યા છે ઘણું.
સેવક તમારો હુંડી કરે, જ્યાં લખે ત્યાંથી પાછી નવ ફરે;
જઈ જોજો ચઉટામાં ટેક, જઈ પૂછજો શામળશાહ શેઠ.
તીરથવાસી બોલ્યા તેહ, રુપૈઆ રે લ્યો સાતસેંહ;
લખી પત્ર ઉતારીને દીઓ, હુંડીયામણ ઘટે તે લીઓ.
મેહેતાજી કહે કરવું કામ, હુંડીઆમણ તો હરિનું નામ;
શત શતના ગણી લીધા થોક, સાતસેં રુપૈઆ લીધા રોક.
મેહેતે મૂક્યા ઘરમા ધર્યા, વૈષ્ણવ તેડી કૃષ્ણાર્પણ કર્યા;
નાણાવટી તે કોઈ નવ ઓળખે, હઈયા ખરો તે હુંડી લખે.
કહે નરસૈંયો કર જોડ, લજ્જા રાખજો શ્રી રણછોડ;
જણાશે હરિ અદવારહું, સેવક સ્વામીનું પારખું.
નેષ્ટ નાગરે કીધી ઠગ, પ્રભુ મારે છે તમારી વગ;
રુપીઆ સાતસેં મેં ગણીને લીધા, મેં તો કૃષ્ણાર્પણ તમને કીધા.
વેહેવાર મારો રે વધારજો, શામળીઆજી હુંડી શીકારજો;
ભીડભંજન શ્રી પરબ્રહ્મ, આડતની છે તમને શર્મ.
મેહેતે કરમાં તે લીધી તાલ, સ્તુતિ કરે ને સમરે ગોપાલ;
ખરેખરાં નેણે આંસુ ઝરે, નરસૈંયો હરિની વિનતિ કરે.
રખે તીરથવાસી પાછા ફરે, તે દુઃખે જીવડો નીસરે;
તાલ વાગે ને હરિગુણ ગાય, શામળિયાજી કરજો સહાય.
તમો ભક્તવત્સલ કહાવો, માટે દાસ કરે છે દાવો;
મારે પાસું છે તમતણું, પ્રભુ પાળજો પોતાપણું.
આ સમો આવીને અડ્યો, શોકસાગરમાં નરસૈંયો પડ્યો;
પોણ જાશે જો મુજતણો, વેવાર છે કાચો તાંતણો.
જો રાખશો નહીં વિશ્વાધાર, વળતી મારી કુણ કરે વહાર;
મનસા વાચા કહે નરસૈંહી, તુજ વિના કોઇને જાચું નહીં.
જો હુંડી શિકારશો નહીં સ્યામ, ફરીને હું સાધે છે કામ;
જો નહી વધારો મહારો કાર, હું નહીં રાખું તમારો ભાર.
જો પાછી ફરશે આ ચિઠ્ઠી, તો આપણી વાતો પડશે દિઠી;
એવી સ્તુતિ કરીને મુખે, પછે મેહેતાજી હુંડી લખે.
દુવારકાં સાગર પૂરણ બેટ, સર્વ ઉપમા જોગ શામળશાહ શેઠ;
લખિતંગ સેવક નૃસિંહ નામ, લખ્યા પ્રમાણે કરજો કામ.

## નરસિંહ મહેતાની હુંડી.

તીરથવાસી છે ધનના ધણી, સાતસેં રુપૈઆ આપજે ગણી;
કાંટે ચઢાવીને દેજો ખરા, આપજો કોરા ને કરકરા.
ઉજળા તાતા ને તાપે ચઢ્યા, આપજો ખરા બપોરે પડ્યા;
ઓછા નહિ મોટા માપના, ઓણુંકી ને નવી છાપના.
બજાર મધ્યે દેજો રે ગણી, જેમ ચાલે આડત આપણી;
એંધાણી હુંડીમાં લખી, ચતુર છો તમો લેજો ઓળખી.
લખી પાછી ફરે રે હુંડી, પ્રભુ મારી ટેવ છે ભુંડી;
લોકમાં તમને લાગશે ગાળ, જણાશે નરસૈંના સ્વામી ચાલ.
દુકાને દેવાશે તાળું, તેમાં નહિ કંઈ હોય અજવાળું;
મુજ વાણોતરને શાની શર્મ, જાશે નામ તારૂં પરબ્રહ્મ.
લાજશો પ્રભુ થાશો વાજ, મુજ વાણોતરને શાની લાજ;
બીડી હુંડી ને સમર્યા શ્યામ, શિરનામે શામળશાહ નામ.

### વલણ.

નામ શામળશાહ તણું, મેહેતે કરમા લીધી તાળ રે;
હુંડી મૂકી મૂર્તિ આગળે, મેહેતે સમર્યા શ્રીગોપાળ રે.

### કડવું.

શિકારજો શામળા આ સેવકની હુંડી, શામળશાહ સુજાણ રે:
જો કાર જાયે નરસૈં કેરૂ, તેપેં જાજો પ્રાણ રે. શિકારજો
લખજો કાગળ કામ થયાનો, પ્રભુ ટાળજો ઉચ્ચાટ રે;
છે તાલ ચંગની કોથળી, હરિ મંદિર મારૂં હાટ રે. શિકારજો
ખરા કોરા ને કરકરા, ગણી આપજો રુપૈયા રોક રે,
જો નકાર કરશો કાનજી, તો હસશે દુરીજન લોક રે. શિકારજો
છે વણુજ મારો નકાળ જો, જેમ વાદરની ફાળ રે;
વસાત મારે એટલી છે, માળા તિળક ને તાલ રે. શિકારજો
નરસૈંયો નાણાવટી, લોક જાણે કોઠીવાળ રે;
જો હુંડી પાછી ફરશે તો, સેવક ઓઢશે સાલ રે. શિકારજો
હુંડી ફરતાં દાવો થાશે, દેવાળું કહેવાશે રે;
તારો શેઠ ખોટી ચાલનો, તીર્થવાશી વવાશે રે. શિકારજો
માતા પિતા તું માવજી, લજ્જા રાખજે આણી ચોટ રે;
આપતાં રુપૈયા સાતસેં, નહીં આવે ખજાને ખોટ રે. શિકારજો

નકાર કરશો કૃષ્ણજી, તો છે નાગર સાથે કામ રે;
પ્રેમાનંદ પ્રભુ પ્રીછજો, મહિમા રાખજો શ્યામ રે. શિકાર

## વલણ.

મહિમા રાખજો શ્યામ મારા, હિંમત હારીયે હારીયે રે
ખોટી હુંડી નરસૈંયાની, હરિ વગોવી નવ મારીયે રે.

## કડવું.

હુંડી આપીને લાગ્યા પાય રે, તીરથવાસીને કીધા વિદાય રે;
નકાર કરે તો બેસજો અડી રે, રુપૈયા ન મૂકશો લેજો લડી રે.
રુપૈયા મળશે તે ઘડી રે, ન જડે તો આવજો પાછા ફરી રે;
વ્યાજ સુધા આપશું ગણી રે, તમો રુપીઆના છો ધણી રે.
શેઠને ઓળખે આખું ગામ રે, નીકર લેજો અમારૂં નામ રે;
તીરથવાસી ચાલતા થયા રે, થોડે દહાડે દ્વારકા ગયા રે.
જાતરાળુના પૂરાયા કોડ રે, જઈ નિરખ્યા શ્રીરણછોડ રે;
મોટા ભાગ્ય જે નાહ્યા ગોમતી રે, પ્રેમે પૂજ્યા તે જાદવપતિ રે.
સુંદર દર્શન શ્રીભગવાન રે, શામળીઆજી બીજે વાન રે;
ભૃગુલાછન શોભે કાંધ રે, પાપણ ઉપર દીઠી પાઘ રે.
મુક્તામાળા તે નાભિ લગી રે, હૃદે ઉપર ઝલકે દુગદુગી રે;
પ્રભુનો બીનો વાઘો કેશરી રે, સુંદર રૂપ તે શ્રીપરમેશ્વરી રે.
તીરથવાસી પામ્યા ઉલ્લાસ રે, ગુગળીએ આપ્યો હરિપ્રસાદ રે;
પછે પુછે ચૌટામા વાટ રે, ક્યાં છે શામળશાહનું હાટ રે.
નાણાવટીમા પૂછ્યું જઈ રે, હુંડી કોઈ શિકારે નહીં રે;
ફરી ફરીને જોયું આખું ગામ રે, ન મળે શામળશાહ શેઠનું નામ રે.
મોટો ફાગળ પુરમા પડ્યો રે, શામળશાહ પુરમાં ન જડ્યો રે;
દુઃખીઆ તીરથવાસી થયા રે, હવે દૈવ રુપીઆ ગયા રે.
એક વણિકને પૂછી વાત રે, વૈષ્ણવ દીસે છે વિખ્યાત રે;
સાચું કહે ભાઇ દીસે દયાળ રે, કહો શામળશાહની ભાળ રે.
નાણાવટી નરસૈંયો સુણી રે, તેણે હુંડી અમારી લખી રે;
સુણી વણિક કેરી વિનતિ રે, શામળશાહ નગરમા નથી રે.
ક્ષત્રી વૈશ્ય વિપ્ર ને વાણીઓ રે, તે શામળશાહ નથી જાણીઓ રે;
પનોતીએ રખડાવ્યા પગ રે, લખનારે દીસે કોઇ ઠગ રે.

લખ્યાની હુંડી ન હોય ખરીરે, જુનાગઢમાં જાઓ પાછા ફરી રે;
જ્યારે વણિકની સાંભળી વાણી રે, નીસાસા મેલ્યા ત્યાં તાણી રે.
ધોળું મુખ ને ધૂણે શીશ રે, હવે શું થાશે જુગદીશ રે;
નરસૈંએ મારી ભૂલ થાપ રે, લાગ્યાં પૂર્વ જન્મનાં પાપ રે.
દેખિતો દિસે દકાળીઓ રે, જાતે વેવલો ને નહીં વાણીઓ રે;
માળા ઘાલે કોટે ગુંજળે રે, વળી નાચે ને ઘણું ઊછળે રે.
છાપ ભરી ભરી સહુને છાપે રે, વળી લીએ તેને પાછું ન આપે રે:
હાથમાં સમરણી માળા રે, આવાં કર્મ કરે કંઇ કાળાં રે.
રાંક લોક ગજે મૂકે પાળી રે, નષ્ટ નાગર તે ન હોય દયાળી રે;
આપણા મૂળગા રુપૈઆ ગયા રે, નાગરને ન હોયે દયા રે.
પછે તીરથવાસી બોલે એક રે, ભાઇ મનમાં આણો વિવેક રે;
ગાળ માં દ્યો ને નવ થાઓ નિરાશ રે, નરસૈંયો દીસે છે સાધ રે.
એને નારાયણસું પૂરણ નેહ રે, વિરલો વૈષ્ણવ દીસે છે એહ રે;
એણે રાખ્યો પોતાનો ધર્મ રે, ભાઇઓ આપણાં તે ઊંધા કર્મ રે.
આપણને ઠાકોરનું થયું દર્શન રે, એ મોટું નરસૈંયાનું પણ રે;
હવે લીઓ જુનાગઢની વાટ રે, આપણે નિર્માં હશે રડવડાટ રે.
ચાલ્યા તીરથવાસી થઇ નિરાશ રે, પ્રભુ જાણે લાજ્યો મારો દાસ રે;
વહારે ચઢ્યા તે જાદવ ભૂપ રે, લીધું શામળશાહનું રૂપ રે.

### વલણ

રૂપ લીધું શામળશાહતણું, એવો દીનદયાલ રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, કેમ વરણવું રૂપ શ્રીગોપાલ રે.

### કડવું

જેને વેદ પુરાણે વખાણીઓ રે, મારો વહાલોજી થયો છે વાણીઓ રે;
એના આગમની ગત છે ઉલટી રે, મારો નાથ થયો નાણાવટી રે.
વહાલો ગોમતીજીના ઘાટમાં રે, મળ્યો તીરથવાસીને વાટમાં રે;
વેશ પુરો આણ્યો મારે વહાલે રે, નાથ ચઉટાની ચાલે ચાલે રે.
છે અવળા આંટાની પાઘડી રે, વાલાજીને કેમ બાંધતાં આવડી રે;
દીસે વાણીઓ બીજે વાન રે, એક લેખણ ખોસી છે કાન રે.
હસતાં ખાડા પડે બહુ ગાલ રે, મોટું કપાળ જાણીએ ઢાલ રે;
અધર બિંબ જાણે પરવાળી રે, મોટી આંખ દીસે અણીઆળી રે.

## ઢાળ.

ધરી હાથ આગ્યુ ગ્રહે હરિના, અમર અંતરીક્ષથી જોયજી;
ભૂતળમાંહે ભગત મોટા, નરસૈંયા સમો નહીં કોયજી.
સ્વસ્તિ શ્રીજુનાગઢ શુભ સ્થાને, મેહેતા શ્રીનરસિંહજી;
ચિંતા તે નવ કરશો તમો, તે હુંડી શીકારી છે અહીંજી.
નગર દ્વારીકાથી લખિતંગ, શામળશાહ વાણોતરજી;
આપણ બંને એક છઈએ, રખે જાણતા અંતરજી.
તમારા વતી અમો મેતું છું, દ્વારામતી પરમ ધામજી;
તમ અર્થે આળસ નહીં કરૂં, અમે કરશું મોટા કામજી.
આદા આડત તમારી સિદ્ધ થાશે, જોઉં છું પત્રની વાટજી;
શુભ કામે કાગદ મોકલજો, વિશ્રામે મારે હાટજી.
હવે વારૂ છું જે વિશ્વાસ મૂકો, વળી રખે મૂકો તાણજી;
ચપળ ધન પદ સદા માગે, જે જાણે નરસૈંના ગોઠે ઓઢી સાલજી.
તમને લોક ઠગવા આવશે, જાચકો તે શું સુખજી;
ના ન કહેશો કથા વાતની, આપનારો છું હુંયજી.
તીરથવાસીને પત્ર આપી, ભક્તવત્સલ ભગવાનજી;
જાત્રાળુ ત્યાં વિસ્મય પામ્યા, હરિ હવા તે અંતર ધ્યાનજી.
તીરથવાસી કર ઘસે ને, એકા ધુણાવે શીશજી;
આપણે તે રૂપૈયા દીધા, ઓળખ્યા નવ જગદીશજી.
નરસૈંયાનો શેઠ વહેવારીઓ, તેણે આપ્યા રૂપૈયા રોકજી;
શામળશાહને આ નગરમા, શું જાણે તે ઘેલા લોકજી.
એક માસ હાંકામા ગયે, તેના કાગળ પુગાં હાથજી;
તીરથવાસી આવ્યા ફરી, જુનાગઢની માંયજી.
સૈંયાને ચરણે લાગ્યા, ને કહે સાચો તારો નેહજી;
શૂરો તે તું ખરો ભાઈ, બીજા ને ફેરની વેહજી.
હરિ કાગળ સિદ્ધ પામ્યા અમારા, કહ્યા કંઈ સમાચારજી;
હેતાળએ પત્ર વાચ્યું, જે વચ્યું દેવ મોરારજી.
હેતાળ આનંદ પામ્યા, નાગર થયા ત્યાં નીરાશજી.
શ્રી સીકારી શામળે, સૌ આશ્ચર્ય પામ્યા મનજી.
' સુણે ભણે ને અનુભવે, તેને કૃપા કરે શ્રીગોવિંદજી;
ડી ભણતાં હરિ મળે, કહે ભટ પ્રેમાનંદજી.

સંવત સત્તરમેં તેત્રીસના વરસે, ઉત્તમ માસ વૈશાખજી;
વદ પ્રતિપદાએ પદ બંધ કીધો, અંતર આણી અભિલાખજી.
નૌતમ નગર ગુજરાત મધ્યે, વડોદરૂં વીરક્ષેત્રજી;
તેમા કવિ મોટા ઉપન્યા, જેને કૃપા કમળ નેત્રજી.
રંગ વિપ્ર ચાતુર્વંશી, કૃષ્ણ સુત પ્રેમાનંદજી;
હરિ પ્રસાદે હુંડી હવી, સંબંધ એક પદ બંધજી.
હરિ કૃપાએ હુંડી કીધી, પાતિક દૂર પળાયજી;
શ્રોતાજન શ્રીકૃષ્ણ કહો, જે વૈકુંઠ પ્રાપ્ત થાયજી.

## VIII. From દ્રૌપદી સ્વયંવર (A. D. 1680).

### 1. Arjuna victorious over all suitors

કડવું.

એક સમે રાય રાણી મળીને, કીધો મન વિચાર;
એ પુત્રી સમર્પીએ પારથને, તો સફલ થાય અવતાર.
એમ નિત્યે ઇચ્છતા જે કરીએ, પારથસું સ્નેહ;
એ વધૂ છે પાડુ તણી, તેમા નહીં સંદેહ.
એમ કરતા બાહુ દિન ગયા, વિચારતા મન માહે;
એક સમે વારતા આવી, દ્રુપદ બેઠો જ્યાંહે.
સ્વામી વારણાવત માહે, એક મંદિર સુંદર નેટ;
પાચ પુત્રસું કુંતાજી, તે મધે બળ્યા નિખેટ.
એવુ સુણીને ચિંતા ઉપની, દુઃખી થયો રાજન;
હવે પુત્રી કોહોને પરણાવુ, જો દેહ તજ્યો અર્જન.
અર્જુન સરખો જોધ બલીઓ, નથી આ સંસાર;
સ્વઇચ્છાએ તેહેને આપી, પવિત્ર મજ કુમાર.
માટે પુત્રી રહેશે કુંવારી, એમ વિમાસે રાજન;
આલોચતા વહી ગયા ઘણા, દ્રુપદ કેરા દન.
વળી વિચાર્યું મન વીખે, એ કીર્તિ મધે હાણ;
પ્રૌઢ કન્યા લહીને સહુ, હાસ્ય કરશે જાણ.
વિચારીને પેણ કર્યું, જે ચક્રમચ્છ નવ વેધાએ;
પુત્રી રેહે મુજ કુંવારી, સહુ ક્ષત્રી વીલા જાએ.

જો કુશલ રહે તો એજ વેધે, બળવંત કુંતી તન;
તો આપત પુત્રી તેહને, બીજે નહિ આવે મન.
પછે વિચારી જલ મધે, એક જંત્ર રચ્યો અનૂપ;
તે ઉપર મચ્છ ફરે સહી, ચૌકરણને રૂપ.
જલકુંડ મધે કાષ્ટ ઉભો, ઉપર મચ્છ ફરતો હોય;
તેહેનું લક્ષ જલ માંહે પેખી, મચ્છ વેધે જે કોય.
જે કાષ્ટ ઉપર મચ્છ છે, તે આઠ ધનુષ પ્રમાણ;
મચ્છને માથે કોડી છે, તે મધે મારવું બાણ.
એ પેણ પુરૂં કરે તેહને, કન્યા આરોપે માલ;
પછે સભા માહે આવીને, સર્વ તેડાવ્યા મહિપાલ.
ઠામ ઠામથી આવીઆ, પૃથ્વી પ્રૌઢા ભૂપ;
સ્વયંવર માંડયો સર્વથા, જેનું વર્ણન છે અનૂપ.

### વલણ.

અનુપમ સ્વયંવર તણી શોભા, તે વર્ણી નવ જાય રે;
દેશ દેશના ભુપતિ આવ્યા, તેની બહુ શોભાય રે.

### કડવું.

છપન કોડસું શ્રી હરી આવ્યા, સેના સહીત શિશુપાલ;
કટક સજ કરીને આવ્યા, કૌરવ શલ્ય મદ્ર ભૂપાલ.
ભીમક ભૂરિશ્રવા ભગદત્ત, જયદ્રથ કહીએ શૂર;
વૈરાટ ને કાશીરાજ સંગ દલ, આવ્યું જેમ વાધે પૂર.
કરણ સુભટ ને કુંતિભોજ, તે આવ્યા સભા મોઝાર;
ઠામ ઠામના રાજા આવ્યા, તેહેનો નવ લેવાએ પાર.
બ્રાહ્મણ તે સુભટના સન્મુખ બેઠા, નીરમ સભા દીશે;
મુનિ માત્ર સહૂ આવી બેઠા, દેખી મનડું હીશે.
રૂપીને વેશે નગરની માહે, આવ્યા કુંતિ પાચ તન;
આવીને ઉતર્યાં સર્વ સાથે, પ્રજાપતનું ભાળ્યું ભોવન.
તાંહાંથકી તે પાચે બાંધવ, આવ્યા સભા મોઝાર;
બ્રાહ્મણને પ્રણામ કરીને, કાપડી વેશ બેઠા તેણે ઠાર.
વિપ્ર મધે વિશ્રામ કીધો, તવ પાંડુ કેરે તન;
જાચગીન બંદીજન બોલે, થેઇ થેઇ નાચે વનિતા વૃંદ.

સભાની રચના છે રૂડી, વાજે ઢોલ દદામા ઘટ,
વાજીંત્ર વાજે નાના વિધના, ઉડે અબીલ ગુલાલના છંટ.
રચના કીધી રૂડી રસીલી, મંડપ શોભા અપાર,
ઉભા દ્વારે જેષ્ઠિકાદાર પોકારે, આસન હારો હાર.
વેદ ધ્રુની બ્રાહ્મણે ચલાવી, ભાટ ભણે ભાવંત;
સભા મધે બોલ્યો દ્રુપદ, કો મચ્છ વેધો રાજન
વેધે મચ્છ તેને પુત્રી આરોપે, કંઠે સુંદર વરમાળ,
ક્ષત્રીપતિનો ધર્મ એવો, નિશાન મારે તત્કાળ
તવ દુર્યોધન ઉઠયો તાહાથી, ગ્રહી ધનુખ ને ચાપ,
ટંકારવ કીધો કૌરવપતિએ, જેહેનો પ્રૌઢ પ્રતાપ.
ગર્વે કહે દ્રુપદ તું શે નવ જાણે, મચ્છ વેધતા વાર નહીં હને;
સર્વ દેખતા વરૂં કન્યા કોડે, સુખ ઉપજાવુ તુંને
એહેવુ કહીને ચાપ ચડાવી, મચ્છ પર મેહેલ્યુ બાણ,
આચડી પાછું પડયુ પલકમા, વાગ્યુ દુર્યોધનને પાણ.
કૌરવપતિ મુર્છાગત થઇને, પડયો ચત્તોપાટ;
ભાઈ સર્વે લેઈ અલગા બેઠા, મન કરે બહુ ઉચ્ચાટ.
તેણે સમે ક્ષત્રી માત્ર કો, મુખે ન બોલે વાણ;
દિગ્મૂઢ સભા થઈ રહી, જાણે સર્વના હરાયા પ્રાણ
તવ શિશુપાલ ઉભો થઓ, ગર્વે બોલ્યો મોટુ વચન;
એ મચ્છ વેધુ ક્ષણ માત્રમા, સુણ દ્રુપદ રાજન.
સાથ સબલો છે અમારો, જો પેહેરામણી તજથી થાએ,
તો તો હું મચ્છ પાડું હેઠો, વિચારી કહે મુને રાએ.
ચદેરી રાયના વાયક ગર્વેરા, સુણી હરખ્યો સર્વે સાથ;
ડોકીયા કરતા સર્વે રાયને જોવે, શિશુપાલે ધનુખ લીધુ હાથ.

વલણ

ધનુપ લેઇને રાય ચાલ્યો, જ્યા મચ્છ વેધણ ઠામ રે,
ઉચું નિચું જોઈ રહ્યો, પણ નવ ચાલી તેની હામ રે.

કડવું.

વળી શિશુપાળ બોલ્યો વાળી રે, કાંઈ જાણી રે, દ્રુપદરાયે મન વીએ રે,
કાંઈ સર્વ દેખતા પાડું, મચ્છ મુકયો તેદ રે, જેહરે દુર્યોધનથી નવ પડયો રે.

## ઢાળ.

દુર્યોધનથી નહીં પડયો, તે પાડતાં નહીં વાર;
કન્યાદાન ઉપર આપવાનો, શો કરો છો વિચાર
દશ સહસ્ર ગૌ ને સહસ્ર રથ, અશ્વ પંચશત જાણ;
શત ભાર સોવરણ મણી, દશ અમુલખ નિરવાણ
એ આપવાની ચિંતા વીખે, તમો રહો દ્રુપદ રાય;
એ મચ્છ મહીતલ પાડતાં, ક્ષણ માત્ર વાર ન થાય
દ્રુપદ કહે રે રાગેજી, કરો મચ્છ કેરો પાત;
અષ્ટમાસિદ્ધિ આવશે, જશ વાધશે સાક્ષાત
એહેવું સુણી શિશુપાલ વેગે, ગયો સ્થંભની પાસ;
બાણ તાણી મારીયું, તે ગયું શીઘ્ર આકાશ
વદન કાંતિ ઝાંખી થઈ, જશ ક્ષીણ થયો તેણીવાર;
નિરાશ થઇ આવીને બેઠો, રાજ સભા મોઝાર
નિશ્વાસ મુકે ગળું સુકે, મન ધરે અતિશે શોક;
માહારૂં કારજ તો સર્યું નહીં, ફોકટ હસાવ્યા લોક
તેણે સમે ક્ષત્રી માત્ર જે, મનમાં વિમાશે એમ;
જશ હીણ એ બળિયા થયા, તો આપણું તો કેમ
તેણે સમે જોધ પ્રાક્રમી, કરણ જેહેનું નામ;
પરશુરામનું ચિંતન કરીને, ઉઠયો તેણે ઠામ.
સ્થંભની પાસે ગયો તવ, જુએ સઘળા રાય;
ધનુખ ટંકારવ કર્યો પ્રેમે, ઉલટ અંગ ન માય.
કરણ વસતો એમ વદે, સાંભળ દ્રુપદ વાત;
પરશુરામ ચરણ પ્રતાપે કરી, હું કરૂં મચ્છનો પાત.
તે સુત પુત્ર જાણી કરી, વદે દ્રૌપદી વચન;
એ કરણ મચ્છ મારે સહી, સુત પુત્ર ન કરૂં સ્વામિન.
એ દાસી પુત્ર કહાવે સહી, હું ક્ષત્રાણી જાત;
માટે ભરથાર કરૂં નહીં, સત માનજો એ વાત.
તે સાંભળતાં નિચું જોઇ રહ્યો, જોવાય ન સન્મુખ;
હાથ ગ્રહ્યું મૂકયું હેઠે, પ્રચંડ જે ધનુખ.
કાઢયું બાણ આકું ગ્રહી, મુકયું પરમ સુંદર જેહ;
આકરણાંતક તાણીને, તતકાલ મુકયું તેહ.

તે બાણુ ચાલીયું આકાશે, ન અડયું મચ્છ લગાર;
પછે ધનુખ અવની પછાડી, ધીક્ કહે સુત કુમાર.
ધીક્ બલ માહારૂં જાણજ્યે, ધીક્ વિદ્યા શિખ્યો જેહ;
સર્વ રાજા દેખતાં, અપજશ પામ્યો તેહ.
ઝાંખો પડીને કરણ બેઠો, સભા થઇ દિગ્મૂઢ;
દ્રુપદ સર્વે ભૂપને કહે, શું નથી ક્ષત્રી પ્રૌઢ ?
ઉઠો સ્વામી મચ્છ વેધો, કરો સાચું પાણ;
ક્ષત્રી અન્યોઅન્ય વિચારે, ઉઠવું નહીં નીરવાણ.
દ્રુપદસું બોલે નહીં, મહીપતી બેઠા સર્વ;
દ્રુપદ તાંહાંથી આવીઓ, જદુ સભામાં તજી ગર્વ.
શ્રીકૃષ્ણને ચરણે નમી, રાજા વદે એમ વાણ;
ઉઠો પ્રભુ કરૂં વિનતી, ગ્રહો ધનુખ ને બાણ.

વલણ.

ગ્રહો ધનુખ ને બાણુ હાવે, સકલ કારજ નીપજે રે;
રાય વિનવે લળી લળી, મુજને સંતોષ તવ ઉપજે રે.

કડવું.

વલતા બોલ્યા દેવ મોરારજી, દ્રુપદ સાભળ કહું તે સારજી;
કપત્નીનું વ્રત ધર્યું છે જાણજી, સાખ પુરે તેહેની વેદ પુરાણજી.

ઢાળ.

પુરે સાખ પુરાણુ માહારી, રૂખી જે કો હોય;
એક નાર માહારે રૂકિમણી, બીજી મજો નવ કોય.
વામન રૂપે જેષ્ટિકા, તે તો માહારી નાર;
પરશુરામ કર ફરશી ધરી, ક્ષત્રી કર્યો સંહાર.
રામ રૂપે જાનકી, હવડાં રૂકિમણી જે જાણ;
માટે રાય દ્રુપદ મત કરી, મ કેહેશો એહેવી વાણ.
દ્રુપદ કેહે રે સ્વામીજી, કાં વદો છો અન્યાય;
ગોકુલ માંહાં જે ક્રીડા કરી, શું વિસરી ગયા જાદવરાય.
નરકાસુરને હણીને લાવ્યા, સોલ સહસ્ર નાર;
આજ કોહો છો એક છે, સંદેહ ટાલો જુગદાધાર.

તે સરવ આલપંપાલ છે, એ રમત કારણ હોય;
માહારી કેહેવાએ ખરી, પણ હુંથી અલગી સર્વે કોય,
અશ્વ ગજરથ ધન ભુવન, જેમ પોતાનાં કેહેવાય;
તદ્વત એ સર્વ ભારજા, તમો માનો દ્રુપદ રાય.
એ દેખવાની સર્વ છે, રૂકિમણી રેહે મુજ પાસ.
ક્ષીર સમુદ્રમા નિદ્રા રૂપે, હતી કહે અવિનાશ.
એહેવું સુણી રાય ચરણે નમ્યો, ત્યા થકો વેગે પલાય;
પ્રણામ કરી ઉભો રહ્યો, જાંહા બેઠા રાણા રાય.
બલદેવ કહે શ્રી કૃષ્ણજી, સાંભળો દેવ મોરાર;
મચ્છ પાત કરી વેગે પ્રભુ, હું વરૂં સુંદર નાર.
શ્રી કૃષ્ણ વળના એમ કહે, સાભળો બળદેવ ભ્રાત;
એ મચ્છને વેધશે પારથ, જેહેની કુંતા માત.
બલિભદ્ર પુછે કૃષ્ણજી, પાડવ છવતા કાંહે;
વારણાવત માહે પ્રજલા, તે જાણ સર્વ જુગ માંહે.
કૃષ્ણ કેહે બ્રહ્મસભામા, બેઠા ગાલ્લવ મુન્ન;
તેહ તણા ચરણ તલાશે, તે યુધિષ્ઠિર રાજન.
ધર્મ પાસ ભીમ ને, અર્જુન બેઠા શોહે;
સહદેવ નકુલ રહી સન્મુખ, આજ્ઞા પામી મોહે.
બલદેવ એહેવું સાભળીને, ઉલટ અંગ ન માય;
ફરતો ફરતો સભા માહે, આવ્યો દ્રુપદ રાય.
પ્રભુ ક્ષત્રી મધે આજ કોણે, ન થાતી ચિત્ત હામ;
કૃપા કરી મુનિ માહેથી, કો ઉઠો એણે ઠામ.
અન્યોઅન્ય મુખ નીહાલે, વિપ્ર વદે ન વચન;
એ વારતા સુણીને બોલ્યો, કુંતા પુત્ર અર્જન.
જો કીપા હોયે તમારી, તો આદરૂં એ કાજ;
વિઘ્ન ન થાઓ સર્વથા, એમ વદે સર્વે રૂખીરાજ.
તવ ઉઠીને સર્વ રૂખીને, પારથે પ્રણામ કીધા તાહે;
ગુરૂ દ્રોણનું સમરણ કરી, બાણ ગ્રહ્યું હસ્ત માહે.
તાહારે રાય સહુ ઉપહાસ્ય કરે, હાવે સર્યું દ્રુપદ કાજ;
કો ક્ષત્રીથી નવ નીપન્યું, તે કાપડી વેધશે આજ.

વલણ

કાપડી વેધશે મચ્છને, એમ વદે સુભટ અ॰
પ્રેમાનંદ પ્રભુ પ્રતાપે, પારથે કર ગ્રહ્યું ધનુખ ને॰

## દ્રૌપદી સ્વયંવર.

### કડવું.

પારથે ગ્રહ્યું જવ બાણ, વિપ્ર વદે માંહો માંહે વાણ;
કોઇ કહે એહેને શે ન વારો, જશ ક્ષીણ થશેજી તમારો.
કોઈ કહે ઉઠયો ઉઠયો, એ ફોક, વિપ્રને હસશે સહુ લોક;
કહેશે વિપ્રે ન વાત વિચારી, જડ ઝોડ થવા ગયા અવિચારી.
કોઇ કહે આપણું નહીં કામ, જે સુભટ કહેવડાવીએ નામ;
કો કહે ફોકટ એ પરતાશે, જે એ મચ્છની પાસે જાશે.
એમ કહે વાડવ વિખ્યાશ, આફણીએ જશ થશે નાશ;
કોઈ કહે એહેની કાંતિથી દીશે, એ વીર છે સર્વને શીશે.
એ સહી કરશે મચ્છ વેધ, એ વાયક મારૂં વેદ;
કો કહે ઝટપટ હાવે જણાશે, એ વાત આવી હવે પાસે.
કો વિપ્ર એણીપેર બોલે, નથી વીર કો એહેને તોલે;
એહેવું દીશે એ વિધરૂપ, એ હોએ પૃથ્વીપતિ ભૂપ.
સર્વ વિપ્ર વદે આશીશ, તુંને કીપા કરે જુગદીશ;
પછે ,કરીને દંડ પ્રણામ, પારથ ગયો મચ્છને ઠામ.
સર્વ સુભટના હર્યા પ્રાણ, જ્યાં ધનુખે ચઢાવ્યું બાણ;
સમર્યા શ્રીકૃષ્ણ કૃપાલ, માહારી સહાય કરો ગોપાલ.
સહુ વિપ્ર ડોક કાઢી જુએ, રખે બ્રાહ્મણભાઇ પત ખુહે;
અતિ હરખ સહીત બલવંત, બાણ તાણ્યું કર્ણ પરયંત.
લક્ષ લીધો મચ્છ ઉપર જ્યાંહે, પ્રેરણા કીધી કૃષ્ણે ત્યાંહે;
પછે કુંતી કેરે કુમાર, મન માહે કરયો વિચાર.
શ્રીકૃષ્ણે ચક્ષે કરી સમજાવ્યો, ભેદ તે પારથને મન ભાવ્યો;
જંત્ર હુતો પૃથ્વી માહાથી, દામોદરે દેખાડયો ત્યાંહાંથી.
ચરણે ચાંપ્યો જંત્ર તે સાર, મચ્છ ફરતો રહ્યો તેણીવાર;
પછે મેહેલ્યું પારથે બાણ, સડાડટ મચ્છને વાગ્યું જાણ.
મચ્છ મસ્તક હુંતી કોડી, તેહેને બાણ ગયું ઝટ ફોડી;
આવી પડયો કુંડ મોજાર, તવ વરતો જેજેકાર.
પછે જોના સર્વ મહીપાલ, કન્યાએ ઘાલી કુસુમની માલ;
દ્રુપદબાળા વિખજ્વાળા થઈ, આવી અર્જુન પાસે ઉભી રહી.
જોબનવતી કન્યા રૂપે બની, નેપુર વિછવા પાયે ધરી;
હાવભાવ વચન ચાતુરી, મુખથી વચન બોલે માધુરી.

દ્રુપદ્ગુ ગહિન ને ભુષણે ભરી, ગજગામની ગર્વ છે નરી;
ક્ષત્રાણી રાણી ગુણ ભંડાર, નારી માત્રમા પરમ અવતાર
જેના રતી રાણી લજ્જા પામી, મોહ્યા રાજા ને રૂખી બહુ નામી;
એના કુટકાપણામા નવ ખામી, મહા ભાગ્યે પારથ મળ્યો સ્વામી
મોહની રૂપે પાડવ સંગ ઉભી, રાય સભા અગતી બહુ દુભી;
તારે બ્રાહ્મણ બોલ્યા ગાજે, એ ઉપમા વિપ્રને છાજે.
પ્રથમ વિદ્યા અમારી સાર, કુમ્ભસગમ થકી નિરધાર,
વળી બ્રહ્માની આપી જેહ, વેદ માહે સદા છે તેહ.
જે આવરીએ તે કીજે, સર્વ ત્યાગ કરી દાન લીજે,
એમ કરે માહો માહે વાત, હાવે ચાલી આપણી ખ્યાત.
કન્યા લેઈ અર્જુન જાય, સર્વ બેઠા જુએ તાહા રાય;
સર્વ રાય વદે ત્યા એમ, જોઈએ લેઈ જાશે એ કેમ
આહા બેઠા સર્વ રાજન, કેમ કન્યા લેશે વિપ્ર તન,
જે ભક્ષ કેસરીનું હોય, તે લેવા સમર્થ નહીં કોય
દ્રુપદસુ એહેનો વધ કીજે, કન્યા મેહેલાવી આપણા લીજે,
એહેવો સરવ કરી સહુને, રાય ઉભા મંડપથી છેટે.

2 The agreement of the Five regarding Draupadi

કડવું.

પછે વાળી રથ જાદવ સહુ, નીજ દેશ ચાલ્યા ધરી હર્ષ
કન્યા લેઇ પાડવ આવીયા, કીધો માન ચરણનો સ્પર્શ.
આગ ત્યથી જઈ ઇંદ્રપુરે, માતાને નામ્યુ શીશ
માતા આજ ભીક્ષા જડી, વારૂં તે કૃપા શ્રી જુગદીશ
ત્યારે કુંતા કેહેરે કુવર માહારા, મારે સર્વ સરખા તન,
વેહેંચી લેજો સમ ભાગે, માની મુજ વચન
તવ ધરમ શીઘ્ર બોલીઆ, માન ન કીજે કાંઈ અર્થ.
રાજ કન્યા પામ્યો અર્જુન, કેમ વેહેંચી કરી એ અધર્મ.
કુંતા કેહે માહારો દેહ તજુ, જો વચન મિથ્યા હોય,
પાચે બાંધવ વરો એહેને, રગેર રગેર પાચેય તે જોય.

વલણ.

એમ વદે કુંતા મનરે, હવે વચન મહાઈ રહે
મહુ ને પરણો પચે, નહીંતર દેહ ત્યાગ પળમાં કરે

કડવું.

કુંતા કેહે સુત સાભળો, જો મુજ વાયક મિથ્યા થાએ રે;
તો પ્રાણ તજું એક પલકમા, શુ લેઇ જાવું જુગ માહે રે.
ધર્મરાય કેહે માતાજી, એ કન્યા કેમ વેહેંચાય રે,
એક નાર પંચ પુરુષ વરે તે, મોટો થાય અન્યાય રે.
ધર્મ લોપ થાએ સહી, તે કન્યાની શી પેર રે;
દ્રુપદને ગમશે નહી, માહોમાહે થાશે વેર રે
બાધવ માહે જુદ્ધ લાગશે, બલવંત પાચે જોધ રે;
એક નાર માટે પ્રાણ જાશે, કરશે અન્યોઅન્ય ક્રોધ રે.
કુંતા કેહે મુજ પુત્રમા, છે પરમ પવિત્ર પ્રેમ રે;
કન્યા કારણ જુદ્ધ નવ કરે, તે રહેશે કુશલી ખેમ રે.
એહેવો સંતોખ નથી ત્રિલોકમા, મુજ પુત્રના સરખા મન રે,
એ કન્યાને પાચે વરો, સુખી થાશો મુજ વચન રે.
ત્યારે ધર્મ કેહે પશુ ધીર તે, પ્રેમી સહોદર વીર રે;
જીવ એહુનો એકડો, જુજવા દીશે શરીર રે.
તપ કરવા સાથે ગયા, જઈ ઉપાસ્યા મહાદેવ રે;
ઉગ્ર તપ બેઉ ભ્રાતનો દેખી, પ્રગટ હવા શિવ તતખેવ રે.
શીશ જટામા જાહ્નવી, સુદર ભૂખણ સર્પ રે;
વામાગે ઉમિયા સતી, એવો દીઠો રીપુ કંદર્પ રે.
ત્રિનેત્ર ને ત્રિશુલ ત્રંબક, પાણ ધરે ત્રિપુરારી રે;
વ્રખભ વાહન વિભૂત સર્વાંગે, વરદાતા નિરધારી રે.
ગજ ચર્મ ઓઢણ ગળે રૂંઢ માલા, અસ્તી તણા આભ્રણ રે;
શીંગી કોટે શોભે સદા, એહેવા દીઠા અશરણ શરણ રે.
ડાક ડમરૂ વાજે અભિનવુ, ભૂત પ્રેત ગણ નાચે રે;
કૈલાસ પતિ સદાશિવ કને, વિષ્ણુ બ્રહ્મા વર જાચે રે.
તેત્રિશ ક્રોડ ઇંદ્ર છે આગલ, શેષ તણો પરીવાર રે;
મધ્યાન સમે દર્શન હવુ, કેહે માગ માગ બે વાર રે.
ત્યારે બાધવ બેઉ ચરણે લાગીઆ, સ્વામી અશરણના શરણ રે,
પ્રથમ આપીએ એટલુ, પર હાથે ન પામીએ મરણ રે.
અપ તેજ વાયુ ને પૃથ્વી, અને પચમુ તત્ત્વ આકાશ રે;
એ થકી અમો નવ મરૂ, એ સત કહો અવિનાશ રે.
શ્રી શંભુ વદતા એમ વદે, મૃત વિનાનો નથી કોય રે,
એક વસ્તુ માગી લીઓ, જે થકી મૃત તમ હોય રે.

બેહુ બાંધવ વક્ષના એમ વદે, અમો અન્યો અન્યે પાડીએ શરીર રે;
અતિ પ્રેમ છે આપમાં, એમ વિચારે બહુ વીર રે.
'અસ્તુ' કહી શિવ સંચર્યા, પછે અસુર થયા બળવંત રે;
દેવ દૈત ને માનવી, વશ કર્યાં સર્વ ભુવન રે.
સુર સર્વેને તે દમે, તે દાનવથી નાશે સાર રે;
એવું સુણીને બ્રહ્મા ગયા, વિષ્ણુ પાસે તેણી વાર રે.
જગત્પતિ જગનાયક, જગદીશ કરો અમ સાહે રે;
શિવ વર થકી બળીઆ થયા, તેથી સુર સર્વ ગભરાએ રે.
એવું સુણીને દીધી આગના, તમો પધારો નિજ ધામ રે;
બ્રહ્મ સદન બ્રહ્મા ગયા, વિષ્ણુને કરી પ્રણામ રે.
પછે વિષ્ણુએ વનિતા વપુ ધર્યું, રૂપ તણો અંબાર રે;
પાએ અણુવટ વિછીઆ, વળી ઝાંઝરનો ઝમકાર રે.
ઝાલ ઝુમણાં, કાને કુંડલ, ધર્યા સોળ શણગાર રે;
ચંદ્રવદની મૃગનેણી છે, તેજ તણો અંબાર રે.
તે વર્ણવી હું નવ શકું, મનમોદ પામ્યું મહિપતિ રે;
બેહુ બાંધવ મૃગયામા હતાં, ત્યાં આવી દેવી સતી રે.
સુંદર વરણી સુંદરી, સોળ વરસની સુંદરી માત્ર રે;
નેત્ર કટાક્ષે મોહ પમાડે, ઢીલાં કરે મુનિનાં ગાત્ર રે.
કોકિલા સમ સ્વર નિકળે, ગાએ મધુર ગાન રે;
થેઈ થથાર કરતી ચાલી, મારવા મોહ બાણ રે.
બેઉ ભૂપને કામનિ દૃષ્ટે પડી, વ્યાકુલ હવા નીરધાર રે;
ધસ્યા વસ્યા, તૃપ્ત થયા મોહના, બેએ ઝાલ્યો જ્હેને હાથ રે.
બેહુ વીર એમ ચીંતવે, હું થઈશ એનો નાથ રે;
પણ કહે એને મારી થશે, ધીર તેને લેદરે રે.
અતિ વઘણ એ મારી મારી, બેહુ સ્નેહ એમ કહે રે;
ત્યારે નારી કહે સુણો રે, જોદ્ધા સમાન કિયો સ્વરૂપ રે.
હું દેખી બેહુને મોહી, જુવો તે વરજો ભૂપ રે.
પણ કેદેરે હું વઈ, ધીર કહે મુજને કેડ રે.
ક્રોધ વશ બાંધવ થયા, જો સરખે મરખા એક રે;
પણ કેરો મંત્ર ભર્યા, મેં વગી એ ભગ રે.
માન મધનેક નડે થઈ, શું લબે છે મર્મ હાણ રે;
પેર કહે બધુ ભાનવી ભો, પુત્રી કહે છે વેર રે.

અલવે જોશે એને તો, મસ્તક થાશે છેદ રે.
પછે વીર વઢવા તત્પર હવા, બેહુનાં પડયાં શરીર રે;
તે માટે સુણો તમો માતજી, કુશલ ન દેખું વીર રે.
જો કુશળ ઇચ્છો પુત્રને, તો કરો વચન અપ્રમાણ રે;
કુંતા કેહે ધર્મ જાણજો, હું તજીશ મારા પ્રાણ રે.
સાગર સાત ને મેદની તે, આજ રસાતલ જાય રે;
તોહે પુત્ર મ્હારૂં વચન તે, કેમે ન મિથ્યા થાય રે.
ધર્મ કેહે તુજ વાયકથી, પાંચો વીર વરસું એ નાર રે;
હરખ પામી કુંતા વદે, વારૂ થયો વિચાર રે.

વલણ.

વારૂ થયો વિચાર રે, એમ કુંતા માતા ઓચરે રે;
વચન સુણી મન હરખ્યા, ને માતા વાયક મસ્તક ધરે રે.

IX. From અષ્ટવક્ર આખ્યાન (A. D. 1710).

1. Introductory verses.

કડવું.

વક્રતુંડા તમો શુંડદંડા તમો, ગર્કગ્રીવા તમો શિવનંદા તમો;
ચક્રપેટા નમો પ્રેમે સેવી નમો, ચક્રસ્વામી નમો નામિ નમુ અમો.
શક્રઅર્કા નમો વક્રહસ્તા નમો, વક્રકટ્યા નમો ભટચભદ્રા નમો;
તક્રશ્વેતા સમો વેત્રપાદા સમો, વક્રઅષ્ટા સમો સષ્ટિકા દે સમો.
સમો શુભ દે ગણનાયક તું, સેવા સાધુ સાચી;
અષ્ટાવક્રને નમન કરૂં હું, મતિ હરે મમ કાચી.
અષ્ટવક્ર આખ્યાને સેવા, અષ્ટવક્રની કરીએ;
વૃદ્ધશ્રવસે વૃત્ર હર્યો જિમ, તિમ વિઘ્નને હરીએ.
ચરણકમળ મકરંદ સુવાસિત, મન ખટપદ થઇ લેશે;
વિઘનહારી મંગળકારી, અભયદાનને દેશે.
મંગળકારી બીજો માની, દ્વૈતભાવને ગ્રેહશે;
શુભકર અશુભકારી થાશે, હાથ ઘસી તું રેહશે.

માટે મન મસ્તાના દઢ થઈ, અદ્વૈત મેવને સાચું;
જીવ શિવકેરો ભેદ જાણશે, બ્રહ્માનંદે રાચું.
આદ્યગિરિએ આફળાતું જોય, વિપ્રે મનને વાર્યું;
અષ્ટાવક્ર આખ્યાન ઉચ્ચારું, શ્રવણ કરો જે સારું.
પાંડવને લોમશે સુણાવ્યું, વનપર્વકેરી માંયે;
યથામતિ પ્રાકૃતમાં કરિયે, કરિયે ડર છે જ્યાંયે.
બ્રહ્મજ્ઞાનીશા પૂર્ણ નહિ જે, સર્વત્ર વદશે ભ્રમમાં;
મૂઢમતિ માને મહિ માંહે, દબાઈ જાયે ન દમમાં.
વ્યાસ વસિષ્ઠ પરાશર પોતે, બ્રહ્મજ્ઞાની ભણે છે;
અદ્વૈત પદાર્થ કિંચિત્ જાણી, અહંબ્રહ્માસ્મિ ગણે છે.
તેવી મતિ અગાધ ન મારી, મુમુક્ષુપદ મન રહે છે;
અપૂર્ણ અપૂર્વ વાણી કથીને, તદપી કાંઇક કહે છે
યુધિષ્ઠિરે લોમશને પૂછ્યું, આ આશ્રમ છે કોનું;
જાજ્વલ્યમાન મહા ઝગી રહ્યું છે, દીપ્તમાન શું સોનું.
ઘણા ભૂવન ભમતાં મુનિ જોયાં, આવું ક્યાંય ન દીઠું;
તેનું કારણ વદિયે મુનિવર, મન લાગે અતિ મીઠું.
શાંતવૃત્તિ થઇ પ્રવૃત્તિ ગઈ, મુનિ એકાએક શેણે;
આલ્હાદિત મન અપાર થયું છે, અમૃત સીંચ્યું નેણે.
આધિ વ્યાધિ ભવની ભાગી, ભૂમિમાં પગ મૂકે;
અર્જુન કવણ અને અમિ કવણ છું, મસ્તાનું મન ચૂકે.
સુખે જાવ સહુ યાત્રા કરવા, અમો વસું આ સ્થાને;
અજાતશત્રુની વૃત્તિ જોઈ, મુનિવર વદતા માને.
અષ્ટાવક્રતણું આશ્રમ આ, મહામનોહર મોટું;
સંસારાબ્ધિ તરવા જાણો, અભંગ આ છે કોટું.
અષ્ટાવક્રમુનિ કવણ કહાવ્યા, ઇતિહાસ કહો ભૂદેવ;
હસ્ત જોડી યુધિષ્ઠિર પૂછે, ગ્રહો અમારી સેવ.
શ્રોતાજન સાંભળજો ભાવે, લોમશઋષિ શું ભાખે;
અદ્વૈતકમળમકરંદ મોટો, દુર્બુદ્ધિ શું ચાખે.

## વલણ

દુર્બુદ્ધિ શું ચાખે મારી, વાણી કુંઠિત કપાટ રે;
બ્રહ્મજ્ઞાનીશો પૂર્ણ નહિ, માનું વસમી વાટ રે.

2. The girl's riddle.

કડવું

ઉપાધિ શૌરિને, કમળનયની અભિધ્વજયકી;
ઉપાધિ બ્રહ્માને, સરલ સતી સાવિત્રીજ નકી.
ઉપાધિ મ્હાદેવા, થઈ ગિરીશજા દક્ષમખમા;
ઉપાધિ સ્ત્રી તેવી, જગતીસુરને લાવી દખમા.

ધર્મસૂનુ સુણિયે મુનિ ગાથા, શ્રદ્ધા રાખી મુનિવર સંસાર;
અનસૂયા શી પત્નીથી પ્રકટયાં, એક પુત્ર પુત્રી નિરધાર.
શત સૂનુની ચિંતા નવ કરશી, એક પુત્રી દુઃખનો અંબાર;
પ્રિય પિતાને મનથી અતિશે, તેને પ્રિય હોશે ભરતાર.
પરાયું ધન મુખથી ઉચ્ચારે; કરે અન્યકાજે સંભાળ;
પુષ્ટ કરે તન રોગ કાજ શુ, મિથ્યા જગ્ત લહે સુરસાળ.
ગાઠી ઘેહલી વાતો એવી, સીધી સટ કરી દેતો કાળ,
દ્વાદશ વર્ષની વિદ્યાવિનોદિની, પાણી પેહલી બાધવી પાળ.
નવયૌવન મુગ્ધાને જોઈ, મુનિપત્ની આવ્યા મુનિ પાસ;
વરવાજોગ વિધુવદની થઇ, હવે પૂરો સ્વામી તેની આશ.
રાધ્યું ધાન રાખી ન શકાયે, પુત્રી જોઈ મન થાય ઉદાસ,
વરો વર મુનિ ખોળી કાઢો, તોડો મમ મનકેરો પાશ.
સાચો બ્રહ્મ જગત છે મિથ્યા, એ સિદ્ધાત મુનિ કરતા સિદ્ધ,
દૃશ્યમાન મિથ્યા કયમ માનું, આગમ વાણી જગત પ્રસિદ્ધ.
તત્વતણા નિર્ણય પર આવ્યા, લાવ્યા પત્ની અષ્ટમો સિદ્ધ;
સુણી વાત મન ભ્રમિત થયુ છે, મળી મુનિવરને નવનિધ.
સ્વામી એ સરખો શોધીશું, તમો નિરાતે બેસો નાર;
વારૂ કહી મુનિપત્ની વળ્યા, પછે ઋષીશ્વર કરે વિચાર.
દુહિતા જેવો ભર્તા જોવો, ચાર વેદ પારંગત પાર;
ચાર વેદ ખટ આગમ શીખી, મળશે તેવો કયા ભરતાર ?
ચાર શિષ્ય જગતીમા જોવા, મુનિવર કરતા ત્યા તૈયાર;
વિદ્યાવિનોદિનીએ જાણ્યું કે, મળી પિતાને તે નિરધાર.
મુજ શ્લોકાર્થ કરે તે જો જો, એમ કહી લજ્જાઇ બાળ;
મંદ હાસ્ય કરી મુનિવર બોલ્યા, લખી લાવ જ્યમ થાન ન વાર.

રેવસ્થાનક જ્યાં પુસ્તક જોતી, તાલપત્ર લિખિત અનંત;
વેદ વેદાંગ ઉપનિષદ્ જોતી, કાઢતી સત્વર તત્વ મહંત.
સૂત્ર ભાષ્ય ભણી છે બાળા, પામી તે ત્યાં ઝટપટ અંત;
સિદ્ધાંત એક શોધીને કાઢ્યો, જાણે જે હોય પ્રજ્ઞાવંત.
શ્લોક રચી લખી તાલપત્ર પર, ગઇ પિતા પાસે ગુણવાન;
છાત્ર પાસ તે પર્ણ પઠાવ્યું, માતાને જઇ મળી નાદાન.
સંમતિથી ત્યાં નિશ્ચે કીધું, શ્લોકાર્થે દઉં તનનું દાન;
મુનિવર વાંચે શ્લોક લખ્યો જે, સુણે મળિયા શિષ્ય મહાન.

### वसंततिलका.

बे नेत्र एक रुपथी मली मात माळे
बे पांख एक थईने नभ पार चाले।
बेथी थने नव बने वदिये मराळो
छे दुग्ध नीर निरखो मति हंस म्हालो ॥

## 3. The riddle answered.

### છંદ.

प्रश्न—बे नेत्र एक रुपथी मली मात माळे
बे पांख एक थईने नभ पार चाले।
बेथी थने नव बने वदिये मराळो .
छे दुग्ध नीर निरखो मति हंस मा'लो ॥

### છંદ.

ઉત્તર-મળે નેત્ર બે જ્ઞાન ને કર્મ જ્યારે, થઇ એકરૂપે જુએ બ્રહ્મને;
ફળે જ્ઞાન ને કર્મ બે પાંખ જ્યારે, થઈ પક્ષી ઊડે ધુએ ધર્મને.
વળે નાજ એકે મગળો વદે છે, દધિ દુગ્ધ હંસો ન લેહ કર્મને;
ભળે ઇંદિરાનો પતિ ઇંદિરાથી, કહે વેગળો ના લહે શર્મને.

## 4. The sage becomes a lover.

### કડવું.

નિંદે નારી નકામી, નર સુર સુરીઓ, સમ મુનીશ મોટા;
વંદે પાછા વિચારે, વર વરી વનિતા, એ વિના સર્વ ખોટા;

માયા દેવી વરાંગી, વિતનુ તનુ.વધ્યે, ના મળે ભૂમિ જોટા;
કાયા માયા કમાયા, ધરમધર તદા, વાળતા એમ ગોટા.

### કડવું.

પરણ્યા સુધી કોઈક નિંદે, નિંદના કો તે પછી;
દરશન થતામા સરવ વંદે, નિગમ આગમમા પચી.
ઘરધણી એ તો જગધણી છે, ગૃહિણીપતિ ત્રૈલોક્યનો;
ગૃહનિવાસી સૌ આશ્રમોથકી, છે અધિક આ લોકનો.
છે એજ બીજું છે નહિં કંઇ, સાર સિદ્ધાતે કહ્યો;
ગૃહસાર નારજ નાર વિણુ નહિ, નારથી આ જગ રહ્યો;
નિત જાપ એવો આપમાં ધરી, વેદ રાત્રી દી રટે;
એ વિધિ પ્રચલિત ઠામ ઠામે, માહાત્મ્ય એનું ના ઘટે.
મુનિ શિષ્ય અળગો કેમ રહે, રતિનાથ કપરો કુણુ બચે;
રે કામ બાળ્યો શંકરે, પણ કામ માહી તે પચે;
હરી ને કમળભૂ હારિયા, ત્યાં કહોડ તે વળી શું કરે;
કરમ ભૂલી ધરમ ભૂલી, કામસેવા આચરે.
ગુરુ કયા રહ્યા ગુરુ કયા ગયા, સૌ વાત ભૂલ્યો ચિત્તથી;
ધન ધાન્ય આદિક મોહકારી, કામ વધતો વિત્તથી;
જીત્યો કહે કો કામને તે, કામનો નહિ કામનો;
જીત્યો કહે કો કામને તે, શ્યામ શો ન બદામનો.
જીત્યો કહે કો કામને તે, આમ માનું છું અમો;
તૃષ્ણા ન ઉપજે ત્યા લગી, દઢ ખરેખર માનો તમો;
ઇતિહાસ ને પુરાણ જોજ્ને, પાન પાના ફેરવી;
કામે જીત્યું છે જગત બધું, પણ કોઇ શકયું ન ખેરવી.
ખૂસ્યા ધસ્યા ફૂસ્યા ધસ્યા, ત્યાં કર્મજડી શું કરે,
રામાતણો ઇકિ જાપ મુખે, રાત દહાડો તે ઉચ્ચરે;
નથી દીસતી ગૌરી ગઈ ક્યા, એમ પળ વિપળે વદે;
વિદ્યાવિનોદિની વિનય સાથે, ભેટતી આવી હદે.
બે માસ ને દિન ચાર એ વિધ, ગયા રંગ વિલાસમા;
સંભારી આપ્યું શાણિએ ત્યાં, સહજ ગુરુઘર હાસમાં;
તમે ના ગયા ને હું વિસર્યાં, કામકેલી રંગમા પડી;
હવા સ્નાન કરી વેહેલા પધાગે, વાર ના કરશો વડી.

વાર ન્હી વનિતા તજી કરી, ગુરુ પાસે આવિયો,
સાષ્ટાંગ નમિયો નાથને તે, નાથને મન ભાવિયો,
ઓળખ્યો નહિ ગુરુ દેવનાએ, બ્રહ્મચર્ય ભગો તે થયો,
કંઇ સમય વીત્યે જાણીયુ ગુરુ, હાથથી આ તો ગયો.
આશીર્વચનથી રીશ સુધી, પાટ પર બેસાડિયો,
ઉપદેશ કરવા લાગિયા, ઠામે તો બ્રહ્મ ભગાડિયો,
અતિ સેવના એની કરે કો, તેને જાણો નરપશુ,
મર્મમા બીજુ બહુ ન્હોુ, કામી પ્રીછે શુ અશું
ઉપદેશ કરતા વેદ હારે, કામી માને ના કશુ,
વાસન ધનદ વરણાદિ હાર્યા, છટ્યો જડ આકે વસુ,
ત્યા તાપસનણુ કેણુ માને, મૌન મુનિ બેશી ગ્હ્યો,
ચાલ્યો સમય તે સાધી ત્યા થકી, ઝટ જુવતી ભેગો થયો.
સનમાન આવે સ્વામી તેડી, વરાગી ગઇ દેહમા,
જ્ઞાનભાનુ શો પ્રગટિયો, પડી કર્મકાડી દેહમા,
વનિતા કહે છે આશ મુજને, વનવિનાસ કર્યાતણી,
સ્વામી આશા પૂરિરે મુજ, દાસી દુ:ખી મનથી ઘણી
દિન એક સાગે ટેક મારો, પૂરજો હે નાથ જી,
વિનતિ એ છે પ્રાણપતિ મુજ, ફરૂ ઝાલી હાથ જી,
પ્રભુ આખને કીકી અનેરી, જૂદી દીસે જો કદી
છે એક નહિ મિનમેષ તેમા, પુરુષ પ્રકૃતિ તો વદી
છે સાથ કાયા અને છાયા, અનુપમ અભિધાનમા,
તે વિધે જોકે બે જણા પણ, એક રૂપા તાનમા,
અધખી ન આશા એજ મારે, કાઢવો દિન ગગમા,
નથ વિન છે એ વિરે સ્વામી, સ્નાન સંધ્યા જાગમા
પતિ એજ માગ્યુ આપિયે મમ, આવી અતિઅનુરાગમા
બે હસ્ત જોડી ઉભી સ્યામા, રીસ મૂક્યુ પાગમા,
શું કહોડ બૂલ્યો કર્મ કરવા, માનું નહિ હું તે કદા,
ઇક રીશ સારે કર્મ છાડયા, ચરણ સેવીને સદા
રે ભાગ ના ગુરુ ચરણ નિકટે, કામ હામ ધરી રહે
પણ કાગ જેવો દાવ સાધે, ગુરુ તેને શ કહે
ઠાવકો થઇને ઠીક કહે છે, એમ કરશુ આપણે,
પ્રાયશ્ચિત કરી પવિત્ર થાશુ, એક દિનમા શ બને

આનંદી અબળા અતિ ઘણી તે, રાત નિરગમી નેહમાં;
પ્રાતર થયે સ્ત્રી પુરુષ ચાલ્યા, કામ પ્રકટયો દેહમાં;
ત્યાં વાયુ મંદગતિ કરે અતિ, દંદ્દ બોલે મોરના;
સારસ સમાં બે સંચરે છે, કામદેવના જોરમાં.
વિખુટાં પડે નહિ વાતમાં તે, હારમાં વિહારમાં;
વિખુટાં પડે નહિ વાતમાં તે, સારમાં અસારમાં;
વિખુટાં પડે નહિ વાતમાં તે, પારમાં અપારમાં;
વિખુટાં પડે નહિ વાતમાં તે, ભારમાં નભારમાં.
રે વિખુટાંજ પાડે કાળ ભૂલવે, ધાર નિરાધારમાં;
વિતનુ વાધ્યો સ્વર અલાપે, ભામિની ભરથારમાં;
શો મધુર મંદ સુગંધિ શીતળ, વાયુ વાહે વાટમાં;
ખીલ્યાં કમળ જોઈ રહી જુવતી, ખરેખરા ઉચાટમાં.
ભરથારને કહે ભામિની, શું અવિદ્યા આવી અડી;
શું કમળદળ જુઓ જઈ જઈ, કંથ રૂડી આ ઘડી;
મમ કમળદળવત્ નયન નિરખી, કરો ચુંબન ભાવમાં;
ખીલ્યાં કમળશું વદન મારૂં, ન્યૂન નહિં કૈં હાવમાં.
એવે કરિવર મસ્ત આવ્યો, પાણીમાં પ્રૌઢો થયો;
કંઈ પદ્મ તોડયાં તે થકી, ઉચાટ ઉર અળગો ગયો;
અલિ પદ્મ આવી પાસ પડિયાં, એક લીધું હાથમાં;
ઝટ રવ સુણી ઉકાલિયું કે, ભ્રમર દીઠો સાથમાં.
સમરણ થયું ગુરુવચન કેરૂં, વિષયથી ષટપદ મરે;
ઘ્રાણેંદ્રિકેરો માત્ર ગ્રહે રસ, વિષયી એકે ન ઉગરે;
તો અરે-કેહતાં કામ જાગ્યો, ભણ્યો ભૂલ્યો ભાતમાં;
કહે ભામિની ભરથાર મારા, વિચારો શું શાતમાં.
આલિંગી અબળા એમ ભાખી, જ્ઞાનતુરી ઘરડો હવો;
અટકણ થયો બેસી ગયો ઝટ, કામતુરી તાતો થયો;
અસવાર તે ઉપર થઇ મુનિ, ચાલિયા તજી ચતુરાઈ રે;
શિલાતળે જઇ બેય બેઠા, કરે કેલિ નવાઈ રે.
એવે સુજાતા જુવતીએ, અલાપિયો કાનુડો;
હરિણીઓ આવે ગોપી પેઠે, વેણુ વાયે કાનુડો;
મિટે મિટ મળી કાન ઉંચા, સુણે સારા રાગને;
ભય તજ્યો હરણે મરણ કેરો, સુણે રૂડા રાગને.

એ વિધે મો પચાગ ભેળા, યથા સુણુતા ગાન ત્યા,
સરગમ સામે ગાય ગોરી, માડયા સ્વગ્ના માન ત્યા,
જાળવે છે ગ્રામ બહુ વિધિ, મૂર્છના ને માપમા,
રીઝે પતિ રતિ સાધવા જ્યમ, કળા પ્રકટે આપમા
છે શ્વાન મધ્યે સિંહ પણુ, તે સિંહકેરી જાત છે,
મોહિત છે મુનિ તેમ તેવો, જુવે હરણુ વિખ્યાત છે,
રે એક ગવ સુણુતા મોહ આ ગો, સો પચાસને વાધિયો,
કે શ્રવણુ દ્દઠી ધિ ક તુજને, સમય સાધ્ય ન સાધિયો
એ રીતે જ્ઞાની યથા મુનિ, કામનીએ કટાક્ષ મારિયુ,
મોહાસ્ત્ર વાગ્યુ પચશરનુ, જ્ઞાન તેણે વિસારિયુ,
ભૂલ્યા તપીશ્વર ભવન ભાગ્યુ, જ્ઞાન દીપ ઓલાઈ ગયો,
રે આવ તુ સખ લાવ તું સહુ સાધ્ય તું એવો થયો
આનદ વાધ્યે કામ સાધ્યે, સાધુ સમગ્ણુ ચૂકિયો,
પશુ પેર મનસિજ મોડ માડયે, વિવેક જે દૂર મૂકિયો,
સમિધ લેવા વન ગયા, વિદ્યારથી ગુરુ ઘર થકી,
ઝાખા થયા વિધિ જોઈ વમમો, મળ્યા સુણી સુણીને વકી
નાગો નગપતિ થકી આવ્યો, અધિક કામે અધ છે,
જેનાર લજ્જા પામિયા પણુ, કામાધને ન પ્રતિબધ છે,
સહુ હારી હારી ગયા ગુરુ ઘર, વાત કરતા વાટમા,
વિદ્યાવિનોદિની તણી માએ, સુણી વાતો ઘાટમા
ઉચ્ચાટમા આવી અતિશે, શાપ દે મુનિ કોઈ તો,
જો જાય ગૌતમી પાસ સ્વામી, કઈ જાઉ હું સોઈ તો,
મેનાત સાગપણુ મૂકે, મા કુમાતા થાય ના,
ચુ કઈ સ્વામી કદી ન માને, આ ઘડી તે જાય ના
નિશ્વાસ નાખી નારી બેસે, યત્ન કરવા ઊઠતી,
બાનું બનાવી બોલી બાળા, શકે નાર વરૂઠતી,
કંકાસ થાશે એમ ધાગી, મુનિ માને પત્નીનુ કહ્યુ
ગૌતમી ઘેર ચતુર ચાલ્યા, દુઃખ શું તેનુ ગયુ ?

6 The unborn child advises the father

કવિ-કમનયો પથ મોટો સાંભળા સ્વામા સપ્રજ્ઞ કવિયા
અમુઝમુ અમ ન માની, તો ગની તાની મદામતિ થાતી;
ઉના માઈ ન સૂઝે, તેથી આકાગમપે અમુઝની

એવે ગર્ભમા રહેયો બાળક બોલ્યો, પિતાજી કહો છો આ શું,
ખોટી ખોટી વાતો વદિયા, તે શુ અમો સાખીશું ?
જયતણા આનંદની મધ્યે, વાણી સુણી નહિ કહોડ મુનિએ,
કીધો કર્મપથ નિશ્ચે કહે તો, રામા વળી તમે સુણીએ
એવે થાતો બીજે નાદ મનોહર, મહાગંભિર ને મોટો;
કુવાઓ શુ ફેરે ફોકટ, નિશ્ચય એ પરપોટો.
કર્મજકાડી તમે કહો છો શુ અદ્વૈત, તમે કરો કરમથની કૂડુ ?
બ્રહ્માત્માને સત્ય ભણીને, માનો બીજુ સર્વે ભૂડુ
કહોડ કહે જો જો તુ હારી, મારી વાતો મનાય છે શાસ્ત્રે;
અદ્વૈત પદારથ છે કુશકા જેવુ, વધુ નિગમ માત્રે.
એમ હરખની મૂર્છા માહે, પડિયો મહામુનિ મોટો,
શ્રવણે કાઇ ન સુણે તે ત્યા, આડંબર કરે ખોટો
ત્રીજી વારે ત્યારે બાળક બોલ્યો, સુગર્ભમાથી બની ક્રોધી,
નિંદા કરની મૂકો પિતાજી, સાચી વાત તમે નથી શોધી
એવો શબ્દ સુણીને ચો દિશે, જોતો કહોડ કહે આ શુ
અગ્નિહોત્રથી રીઝી બોલ્યા, અગ્નિનુ ધન્ય પાસું
હોમની શાળા જોઇ ત્યારે, નહિ કોઇ જણાયુ ત્યારે,
આકાશની વાણી એ નિશ્ચે, શુભ જય મારો ભણે ત્યારે
સૌ કર્મો પ્રકટી આવીને, કેહતા ભયો ભલો જીત્યો,
આહાહા ! શું હુ મોટો, જો વાહલી કેની પ્રાપ્ત નીતિયો
ક્રોધેલી છે તદપી તારુણી, ત્યા મદ હમે મુખથી,
સ્વામી શોધો કાશુ હમતા, ઉદર દુખે સુખથી
ક્રોધ તમોને ચઢશે હાસ્ય કરેથી, વદી અવિનયથી બાલા,
ગર્ભ કહે શો ક્રોધજ માહાત્મા, મોટા નથી નિહાળ્યા.
ક્રોધ કરે નહિ તે જન મહાત્મા, વાદવિવાદે કે હારે,
વાદ કરો પિતા મમ સાથે, ઉદરે વસી રહ્યો જ્યારે.
ત્યારે મોટા માનુ તમને, પાગે લાગુ કરમતણાવાદી.
નહિ તો હુ દેખાડુ મુનિવર, ઉદ્દાલક ગુરુ પ્રસાદી
જોઇ જુવતી હસતી, કસતી, વસ્ત્રો ધર્યો સર્યા અંગેજી,
ઉદ્દાલક ગુરુ નામે, વામે, વેદમો પડયા અડયા પંગેજી.
સુજાતા કેહ ભરતા વરતો, જોજો સુગર્ભને ધારીજી,
ઉદરે વસતા વાતો, આ તો, આવી કરે ધાણી ન્યારીજી

ઓધે જાશે એ તો, ચેતો, ચિત્તે ચતુર ગુણાળાજી;
પોળે જાતા અટકે, ખટકે, ખાતે ખરેખરૂં વાહલાજી.
કર્મ કહો છો મોટું, ખોટું દેહ છે, જવાબ સ્વામિ દીજેજી;
ઉત્તર આપી સારો, વારો, વાહલા તનુજ ન્યમ રીજેજી.
શાપનખા તો ભયથી, નયથી, નારી ન બોલી મનમા જે છ;
છાની રેહતી છાયા, જાયા, અંગુલિ ધરે અધરમાં તે જી.
જાણે ક્રોધ નિવાર્યો, ધાર્યો, ક્ષમા ગુણ કહોડ મુનિ માટેજી;
વમનશુ મન માગી, ધારી, ધ્યાને વધા જઈ ખોટેજી.

છંદ.

કહોડ-વમે ગર્ભ માહી, ગુર ક્યાહિ ત્યાહી?
ગુરુ તો અમારો, તમારો ન ક્યાહી;
વદે મત્ય ના તુ, તજાતું ન નાતુ;
ખરેખાન મોટું, ન ખોટું ભજાતું.

ગર્ભ-પિના વિચાર કિજિયે, શરીર ગર્ભ આશયે;
અજાણ અંગ જાણુ જીવ, શિવ શાન આશ એ;
વિશુદ્ધ તત્વ સત્વ આતમા, નમો પ્રમાણ જો;
ન અંધકાર તેહને, અશુદ્ધ કે પ્રમાન જો.
ગુરુ ન આપના પિતા, સુજ્ઞાનવાન તેતણા;
કુકર્મ સિદ્ધ આપ્ય છો, ગુરુ વિષે નહીં મણા;
હું ગર્ભમા સુજ્ઞાનવાન, બોધ શોધથી પ્રલો;
વદું ખરૂં ખચીત બોલ, વ્યર્થ એક ના કલો.
કુકર્મ પાશથી નમો, અસત્ય સત્ય માનતા;
અસત્ય વિશ્વ છે તથાપિ, સત્ય સારૂં જાણતા;
ગિરા ન ગર્ભની ભજો, વિવેક ક્યાથી આણના,
ન આપને વધુ કહુ, રખે અજાણ જાણના.

કહોડ-અનિમદ જો જાણુ છું એમ ધારે,
અનિમુદ કેદ માનને પડું ત્યારે;
અનિ ૩૮, અદ્વૈત મધ્યે વિરાજે;
ગનિ મદ ગાગી થના શે ન લાજે.

**ગર્ભ**—ન લાજિયે ન ગાજિયે, કુકર્મ કર્દમે કદા,
ઉદાવર્ટે દિશા જણાની, વાસ ત્યાં વસું સદા,
તનુજ તાત માન પક્ષ, દક્ષવાન દાખશે,
અસત્યને ન સત્ય ગુડ, તાન તર્ત ભાખશે.

તત્વમસિ તાત કહો, બ્રહ્મથી અભિન્ન જે,
જીવ શિવ સાથ કહો, દાખતું ન લીન તે,
સત્ય કહું આજ અમો, સિદ્ધ સાધ્ય દાવ એ,
કર્મ દૃઢ આપ લહો, સત્ય સત્ય રહાવ જે.

મનોબ્રહ્મેત્યુપાસીત, ક્ષણે ક્ષણે વિચારશો,
ન તત્પદે, ન ત્વમ્પદે, ન અસિપદે નિવારશો,
સુઅર્થ જોઈ શબ્દ સાધી, વ્યાધિને વિદારશો,
ન વેદ વાક્યથી અભિન્ન, જીવ શિવ ધારશો

**કહેરાડ**—સુજાતા જનેતા, તણા ગર્ભ માહી,
વસી જો રહ્યો તો, વદે સત્ય આહી,
જનેતા તહારી, ટહે મુક્તિ કર્મે,
ન જાણે વદે છે, કહે સત્ય ધર્મે

અમો એમ ભાખુ, સુકર્મે સુમુક્તિ,
વદે વેદ શ્રુતિ જણાવુ શું જુક્તિ,
કહો દોષ તેમા ગિયા મુનિ મોટા,
નહીં તો અમે ધારીશુ એય ખોટા

**ગર્ભ**—પિતાજી આપ પક્ષ એક, માહિ હારિયા ખરા,
વિવેક ધારી મારી વાત, સુણજો થઇ પરા,
સુ આગમે સુ નિગમે સુજાણ છો તમે ભલા,
નિવાઇ સશયોથકી, ભલુ થયુ અમે મળ્યા

કરૂ ક્રુ મુક્તિ કેરી વાત જ્ઞાન ધ્યાનમા ધરો,
ઉપાસના રૂપે ક્રિયાથી, મુક્તિને પરી કરો,
સુસ્વર્ગ આદિ નશ્વરત, જો ઉપાસના કરે,
અનિત્ય મુક્તિ માનતા, પછે કહો શુ કો કરે?

દુપિન કર્મ સાથ એમ, યોગ મુક્તિનો નથી;
વિજ્ઞાન સાથ જોડીને, જણાવિએ અમો વળી;
કુદોર તો અનિત્યને, આવરણ ન લાગતો;
સદા વસે સ્વરૂપમાં, અખંડ રંગ રાગ તો.

કહોડ—કહોડ કેદ આવ્યા શું આજ, શીખવે મુને ભલું;
વિજ્ઞાનવાન જાણિયો, હતુ છતું થયું કળ્યું;
શું જ્ઞાન માનસી ક્રિયા, ન વેદ ભેદથી કહે;
ઉપાસના ક્રિયા નહીં, શું નિગમો મિથ્યા વહે?

ગર્ભ—સુગર્ભ કેદ કરે છું શાન, સંશયો અડયા મને;
વિજ્ઞાન એક જાતની, ક્રિયા પિતા ન કો ગણે;
તથાપિ તે ઉપાસનાથી, અંતરે ઘણે વસે;
ઉપાસના પુરુષને, અધીન છે નવે રમે.

ન સાધવા મસાધવા, ન બાધવા સબાધવા;
ન લાધવા સલાધવા, ન વાધવા સવાધવા;
કરી શકાય વાકી રીતથી, ક્રિયા સમસ્ત તો;
ઉપાસના અધીન તેથી, શક્ય સત્ય વસ્ત તો.

વિજ્ઞાન આત્મઆધીને, વશીય રહેતું સર્વદા;
અભિન્ન ભિન્નમાં અશક્ય, નિગમે કહ્યું સદા;
વિજ્ઞાન રૂપ હું કહું, પિતાજી સુણિયે સહુ;
કુસંશયો ગયા ટળ્યા, પિતાજી જ્ઞાની તવ લહું.

સમે અમો કરી હું સિદ્ધ, સત્ય મત્ય દાખવું;
અલંગ રંગ સંગ એક, બ્રહ્મ શુદ્ધ ભાખવું;
કુકર્મકર્દમે ન આપ, રે પિતાશ્રી ડબશો;
સુધા સમી જણાવું જુક્તિ, વિષયમા ન ગુંજશો.

યથાર્થ આત્મને લહે, સ્વરૂપ એજ જ્ઞાનનું;
ઉપાસના નહિ તરી, પ્રમાણ બુદ્ધિમાનનું;
અથર્વવેદમા વદ્યું, ઉપાસનાનું રૂપ આ;
બની શકેજ ભાવના, કુરંગ રૂપ ભૂપ આ.

જનક—ઘોડી પેઠ ગતિ કરે સુરરથે, શ્યેન પ્રભુ શું પડે છે ?
એવા ગર્ભ ધરે મુનિ કવણુ કોહ, તો બંદી આજે જડે છે !
તે ગર્ભો પ્રગવે વદો કયી રીતે, બોલ્યે અર્થ નવ ડોલ્યે મરે રે
જે સુણાવ જગાતરા તો જળ વિષે, નાખે ન, બંદી ડરે રે
અષ્ટવક્ર—છે બંને વીજળી તથા ગરજના કેરા સુગર્ભો ભલા રે,
વાયુ સારથિ રૂપ મેઘ ધરતો, વર્ષા પ્રસૂને જણ્યા રે,
કે છે દુખ તથા દુઃખતુ નૃપતિ, વાયુરૂપી માગ્યો રે
ધારે છે મન તેહ ગર્ભ વમમા, જાતે થઇને રથી રે
જેઓ થાય પ્રસૂતને મન રૂપે, જાણો વિદેહી તમે રે
તેઓ પ્રાપ્ત ન થાવ ગય તમને, કે શત્રુ ઘેરે ક્રમે રે,
એવા રૂપ ભણ્યા અમે દ્રય ભલા, બાકી ન રાખી જરી રે,
પૃછો પ્રશ્ન વળી ગમે મન વિષે, શકા કરીને પરિ રે
જનક—કોહ નિદ્રા વિષ કોણુ નેન ન મીચે ? જન્મે ન હાલે રગો રે ?
કોને છે ન હૃદે ભણો મતિવરા, જાણુ મનીષે મહા રે,
વેગે કો વધતું વદો મુનિ મહા, ના અન્ય તેવુ વધે રે,
પ્રશ્નો ચારતણાજ ઉત્તર ઘણા, આપ્યે ન કાર્યો સધે રે
અષ્ટવક્ર—મત્સ્યો ઉંઘ વિષે ન નેન મિચતા, પક્ષી ઇંડા જન્મતા રે,
હાલે ના સ્થિર તે રહે નૃપમણિ, ભાળો તમે જન્મતા રે,
પ્હાણાને ન હૃદે વિદેહી નૃપતિ, વેગે નદી જે વધે રે
એ છે ઉત્તર પ્રશ્નના વળી વદો, વાણી તમારી ધરે છે
જનક—ભાખ્યો ભૂપ નહીં તમે નરમાળી, દેવેશ કે દેવ છોજી,
મોગ મ્હ તમે અમે મન ગણુ, સાચા ગુરૂ એવ છોજી,
વાણીમા નવ ભારતી હરવના, ધારે તમોને કદાજી,
આ બંદી મતિમાન મહાન બની રેહ, છતો જઇ સર્વદાજી
અષ્ટવક્ર—એજ બંદીએ દ્વિજોને જળવિષે, નાખ્યા ન રાખ્યા જરાએ
તે હઠી થઈ કોઇને મૂઢમતિ, રાખ્યા ન દાખ્યા ધરાએ,
તે કદીપણુ કાગરે ફરી કહું, દાખ્યા ન પાખ્યા પગાએ
ને બંદી ફરી માન્ય બુદ્ધિ અધુના, પાખ્યા ન ચાખ્યા ઝરાએ
છુ તું ગર્વ ભર્યો પરાજ્ય કર્યો, કેહ વારિ નાખુ અલ્યા રે,
ના બોલીશ કથ દ્વિપદપશુ ના ઃ મમા કો મત્યા રે,
સુકાએ સરિતા જની પ્રલયમા, વહ્નિ વધ્યાથી ભલી રે
તેવા શુષ્ક બને મને તને ધને, આજે અમોને મળી ર.

સુતેવો હરિ શો વિષે મુખ ભર્યો, ઇચ્છા હલાવ્યા કરે રે;
તેવો ચક્ષુશ્રવા પગે હણી હવે, આ દેહ શેણે ધરે રે;
માર્યો બાપ અલ્યા શિરે પગ દઈ, નાખ્યો જળે તેં ખરે રે;
નિશ્ચે આજ ડસું ખમું નહિ જરી, તારાથી વકી ડરે રે.
બંદી સાંભળ વેણ દેણુ દુખનું, ગિરિ હણ્યો હાથથી રે.
જો કે છે તુ બલિષ્ટ ઇષ્ટ નૃપનો, તોયે ન રેદ સાથથી રે;
ભાગે કૃત્ય ટૂંકું કર્યે કર નખો, શો પર્વને છેદ છે રે,
જાણો કૃત્ય તમારૂં એવું અનર્થું, મારૂં હવે ભેદ છે રે.
આ મૈનાક વિદેહી, ભૂપ નગ ગૌ, કો સાથી તેવા ભણે રે;
વત્સોની અભિવર્દ્ધમા ગણુનરી, કોઇ કોણુ ડાહ્યો ગણે રે;
હે યુધિષ્ઠિર ! એમ ક્રોધી થઇને, રાજા ભણી જોઇને રે;
અષ્ટાવક્ર ભણે ગણે નહિ જરી, બંદીનાણી મોઇને રે.
છે મોટો સુગ્મા પુરંદર જશો, ગગા નદીમા જશી રે;
તેવા શ્રેષ્ઠ તમો સદા નૃપ વિષે, રોઇ એકરૂપે વશી રે,
આજ્ઞા દ્યો હીણુ બંદીને મુજથકી, વાદે વદે આજથી રે,
હારૂં હુ જળમા ડૂબું, જીતુ જદા, બંદી ગ્રહૂં રાજથી રે.
બોલ્યો બંદીની સાથ વકી વળી ત્યા, શેણે રહે શાત તું રે;
તું બોલે વદનેથી ઉત્તર ક્હું, આજે વિના બ્રાત હું રે,
હુ બોલું વદ તુય ઉત્તર અલ્યા, મૌને ન કાર્યે સરે રે;
આ વન્હિ ઝગતો ગ્રહે અસુ નકી, છૂટે ન શે તું ડરે રે ?

**બંદી**–આ બંદી ડરતો ન કોઇ દ્વિજથી, શ્વાનો સસુ ના ભમે જી,
પૂછુ હું કર તુંજ ઉત્તર અલ્યા, જો જ્ઞાન હૈયે વસેજી,
કૂપે છે અતિ શ્વેતકેતુ સુણતા, વકી વદે બોલી દેજી,

**અષ્ટવક્ર**–આ વન્હિ વિચ તું ગયો હીણમતિ, વાકો સીધો ડોલી લેજી.

**બંદી**–બંદી કેઇ મતિમાન ઉત્તર કરો, આ પ્રશ્ન મારાતણાજી;
તો હું જાણુ તમે ખરા દ્વિજપણી, બોલ્યા વિષે ના ગણાજી,
બીજાને પરકાશ અગ્નિ ભગ દે, ઉજારી પોતે બને છે,
તેવો બુદ્ધિ પ્રકાશ ઇન્દ્રિય કરે, જાતે પ્રકાશી ગણુ છે
તે બુદ્ધિ વળી જેમ ઇન્દ્ર હણતો, શત્રુ સહુ આપનાજી;
તેના તત્વ હણે મતિ નવ ગણે, બીજે વધા માપનાજી,
પાળે છે યમ જેમ પિતૃ નિમથી, બુદ્ધિ તથા પાળતીજી,
પોષીને વિષયો થકી શરીરને, નિત્યેજ સંભાળતીજી.

જે એવું વિપરીત શરીર મુખી છે, તે તો અનિત્ય વર્તીજી,
છદ્રીને નિયમે ગ્રહે મતિ સદા, છે બુદ્ધિની શી ગતિજી;
માટે જાગ્રત સ્વપ્નમાં મતિ રહી, તત્વોરૂપે તો વર્તીજી;
સ્વપ્નામાં અનિ રૂપથી લહું અમે, તત્વો અનેક કરીજી
**અષ્ટવક્ર**-અષ્ટાવક્ર કહે પુરંદર તથા, છે અગ્નિ ભિન્ના ભલા રે,
સાથે નારદ મુનિ પર્વત મુનિ, કેવા રૂપે ના કળ્યા રે!
અશ્વિનિતનુ જેમ બે મળી કરે, તેવા કહું બે જણા રે;
ચિદાભાસ સહિત બુદ્ધિ જીવ જે, સાથે ફરે છે ઘણા રે
એ બુદ્ધિરૂપી જીવ અંતરમણિ, આત્મા પણ ભિન્ન છે રે;
આત્મા તેહ સ્વતંત્ર નિરંજન છે, હાવા શું વિચિત્ર છે રે,
બુદ્ધિ તો પરતંત્ર છે પણ વડું, તેની ગતિ મહા ગતિ રે;
બે ચક્રે રથ કામિની નર વિના, ચાલે નહીં રે ગતિ રે
બ્રહ્માના નિયમો થકી છમ બને, સંસાર સિદ્ધિ સદા રે,
તેને તત્વ ગણો કશી રીતિ થકી, જૂઠું ન જલ્પો કદા રે;
બુદ્ધિ કેવળ તત્વ કેદ નવ નભે, મારે મને તો જરા રે,
બોલો અન્ય હવે હું ઉત્તર કરું, દેહ થકી થાશો પરા રે
**બંદી**-બંદી દેહ જીવ દેવ પિતૃ મનુષ્યે, જન્મે સુકર્મોવતીજી,
પાપે વૃક્ષ પશુ પતંગ રૂપ લે, નર્કે પડે મહામતિજી!
માટે વેદત્રયી કહે કરમનું, મોટાપણું સર્વથીજી;
સંન્યાસી વિણ આશ્રમો ત્રણ ભણું, કર્મે ગતિ સર્વથીજી
બ્રહ્મ ક્ષત્રિય વૈશ્ય વર્ણ ત્રણ એ, ત્રિ કર્મ સાધે મળીજી;'
એવા ત્રિ સતનોરૂપી કરમથી, અંગે બને મહાબળીજી;
જાયે જીવ સુસ્વર્ગ નર્ક વિચ રેહ, પૃથ્વી પડે કર્મથીજી;
તેથી તત્વ મહાન કર્મ ગણિયે, માનો તમે ધર્મથીજી.
થાયે જાગ્રત સ્વપ્ન સુષુપતિની, કર્મોથકી પ્રાપતિજી;
અંગીકાર કરો તમે જીવ મતિ, છે તેની કર્મે ગતિજી;
માનો આપ સદા અમો પણ કહું, કર્મો રૂડા સર્વથીજી,
તે ગંગા યમુનાથકી અધિક છે, બીજાં મહાપર્વથીજી.
**અષ્ટવક્ર**—અષ્ટાવક્ર કહે જુઓ અમન છે, બોલ્યુ તમારું નકી રે,
બ્રહ્મજ્ઞાન મને ગણે મતિ મહા, સંન્યાસથી તેહ ટકી રે,
છે કુટિચક હંસ નિષ્ક્રિય ને, ચોથો વળી બહુ આ રે,
નામોચ્ચાર મુનિ કરે ગદ્‌ગદકો, ભાખે ન શું વેદ આ રે

સંન્યાસાશ્રમ વર્ણું ચાર ધરતી, જ્ઞાની અહે સદા રે;
શુમાની ત્રણુ જાગ્રતાદિ સ્થિતિમાં, વાસો વસે છે સદા રે.
નામે તૈજસ વિશ્વ પ્રાજ્ઞ મુનિ કહે, તેથી કશું ભિન્ન શું રે;
અંતર્યામી વિરાટ સૂત્ર વદવું, તુર્યા ત્રયી છીન્ન શું રે?
સાક્ષાત્કાર કરાવતી ત્રણુ નહીં, સ્થિતિ ધરો ચારથી રે;
એને જે બતલાવતા મુનિ મહા, ભાખું અમે સારથી રે;
માત્રા અર્ધ અકાર ને અવયવે, જ્ઞાની અહે મુકતી રે;
છે ઉકાર મકાર ને પ્રણુવથી, બીજી વળી જુકતી રે.
પશ્યંતી પછી મધ્યમા વર પરા, છેલ્લી ગણો વૈખરી રે;
વાણીના વર ભેદ બંદીજન કહે, ચચ્ચારમા વિસ્તરી રે;
કેહવાયે નવ કર્મ તત્વ જાણિયે, ભાખો વિચારી કરી રે;
તત્વજ્ઞાન ભણો મળો મુજ મતે, તો દુઃખ જાઓ તરી રે.

બંદી—બંદી કહે તવ ગાર્હપત્ય અગની, બીજા વળી ચાર જે છે;
દક્ષિણાગ્નિ અને સુસભ્ય અગની, ભાખો ન નિર્ધાર એ છે;
છે ચોથો વર આવસથ્ય અગની, શાસ્ત્રો વિષે સાખ છે રે;
હાવા પંચમ નામ આહવનીયે, તાર્યા તર્યા લાખ છે રે.
વર્ણો આઠજ પાદ પંચ મળી રહે, છંદો ભણો પંક્તિ તેજી;
વાણી વેદતણી ન સંશય જરી, ભાખ્યા અમો ભક્તિએજી;
અગ્નિહોત્ર પશુ અને વળી બીજાં, સોમાદિ નામો કહુંજી;
ચાતુર્માસ્ય સુદર્શ પૂર્ણ મહિના, શ્રોતે સુખી હું રહુંજી.
જ્ઞાનેંદ્રિય ભણેજ પાચ મુનિઓ, કહે વિષયો પાચ છેજી;
મહાભૂતોથકી દેહમા વસી રહી, શી શી વદું આશ છેજી;
જ્ઞાનં શ્રાંતિ વિકલ્પ ઉંઘ ચતુરે, પાચે સ્મૃતિ છે ખરીજી;
શિખાઓ અભિધાન છે નિગમમા, શંશે ન રાખો જરીજી.
શાસ્ત્રોમા વળી જ્ઞાન ઇંદ્રિય કહી, પાચે પુરી પાખીનેજી;
એ વિષે સમુદાયને ઋત કહો, શુદ્ધિ ભણી ભાખીનેજી;
નિદ્રામાહી સમાધિ અંતરગણી, ભાવે ભળી રહે કહુંજી;
તેથી તુરીય તત્વ હું નવ ગણું, પંચેંદ્રિ તત્વે લાહુંજી.
અષ્ટાવક્ર ભણે છથી સહુ બને, પાચે ન થાયે જરી રે;
અગ્નિહોત્ર અહો તદા સુરભિ ઘો, સંખ્યા ૭ પૂરી કરી રે;
વેદે એમ કહ્યું ન સંશય જરા, રાખીશ તું તો કદા રે;
જે સંવત્સર કાળચક્ર ગણીને, સંખ્યા ઋતુની સદા રે.

શે તે પણ જાણજે નકી છની, નક્ષત્ર હાવાં કહું રે;
સંખ્યા કૃતિકાતણી પટ્ સહી, સાધક યત્નો સહુ રે;
ામાં વદિયાં છ જાણ જરૂરે, જ્ઞાનેંદ્રિ પાંચે ગણે રે;
જાયે મન ક્યાંહી બંદીજન કેહ, તત્વો તપાસ્યાં ભણે રે.
નેંદ્રિય ન પાંચ તત્વ અનતાં, તારે મતે તો જરા રે;
પે છે પટ્ તેહુ તો મન મળ્યે, ખોટા ન થાશો ખરા રે;
તભાવ ભણે સમાધિ ઉંઘમાં, તે ખોટું છે સર્વદા રે;
ામાં નવ સુખને અનુભવે, કે દુઃખને કહો કદા રે.
જે મેય અપાર શૂન્ય શિખરે, યોગી સમાધિ ધરે રે:
ત્મા વિદ્યુત રૂપથી ઝળકીને, આ હું મુખે ઉચ્ચરે રે;
પે દર્શન બ્રહ્મનું મન ગમ્યું, સાચી સમાધિથકી રે;
ગુભાવ સમાધિનો નવ તદા, ખોટું ન રહેશે ટકી રે.
ટે છે અભિમાની તુરીયતણો, નક્કી સમાધિ વિષે રે;
ુમિ સ્થિતિ માંહી ઇંદ્રિય તથા, બીજું કશું ના લિસે રે;
તે તો છે મન જાણ તું લય બને, એ બે અમારે મતે રે;
માટે જ્ઞાન અભાવનો નકી જૂઠો, ચૈતન્ય કર્તા છતે રે.

બંદી—બંદી કહે મન પાંચ ઇંદ્રિય મળ્યે, બુદ્ધિ ગણો સાતમીજી;
એ સાતેયકી જેહ તો નિપજતું, કહેતાં રહેશે ગમીજી;
સાતેથી વિષયો સુસમ ગણતા, યોગી મુની ધ્યાનીઓજી;
નામે ગ્રામ્ય વિષે ભણે સહુજનો, મોટા મહામાનીઓજી.
એ સાતે યકી શું વળી નિપજતું, તે આજ કહેવું પડેજી;
સાધે જો પરલોક સાત વિષયો, તો વન્ય નામે અડેજી;
થાયે છે વિષયોજ ચૌદ ગણતાં, એ રીતથી તો સદાજી;
આસક્તિ વિષયો વિષે પુરુષની, ગ્રામી પશુ તે તદાજી.
આસક્તિ વર વન્યમાં પુરુષની, તે વન્ય કેરો પશુજી;
એ સાતે મળી જીવને વિષયમાં, રોકે ન કેહવું કશુંજી;
એ આસક્તિથી જીવ આનમરૂપને, ભૂલે સદા સર્વદાજી;
માટે ઇંદ્રિય સાત તત્વ પુનિ કહો, જૂઠું ન જલ્પો કદાજી.
સાક્ષી ઇંદ્રિયનો તમે ભિન્ન કરી, આત્મા રૂપે ગાઓ છોજી;
ખોટું છે મુનિ ભેદ તો કહું અમે, ભૂલી તમે જાઓ છોજી;
માને તારવરે વીણા રવ કરે, સુખી રહે સર્વથીજી;
આત્મા તેમ અનુભવે સુખ મહ, ઇંદ્રિય સાતે વતીજી.

રે તેથી નવ ભિન્ન ઇંદ્રિય થકી, આત્મા અમે માનતાજી;
તેનાં કારણ છે ઘણાં મુનિ મહા, સુણી ન ભાગી જતાજી;
ઇંદ્રિયો નવ જો કરે મુનિવરા, વ્યાપાર મોટો ઘણોજી;
તો કર્તાપણું કેમ ચેતનપણું, આવી વસે તે ભણોજી.

**અષ્ટવક્ર**—અષ્ટાવક્ર ભણે તદા શણતણા, મૂત્રે બને ગુણિયા રે;
મેખ્યા આઠતણી ગણો મુનિવરા, માપો ન શું સુણિયા, રે;
ધારે છે અતિશે પદારથ જશા, સાતે તસ્યાં ધારજો રે;
મેળા તે વિચ એક બંદીજન જે, નામે અહંકાર જો રે.
તો તે આઠ બને અનંત વિષયો, ધારે ભલી રીતથી રે;
આઠે ઇંદ્રિય રૂપ પાદથકી એ, ક્યાં ક્યાં ભમે પ્રીતથી રે;
દેશો સૌ વિષયો રૂપી લહી કરી, આત્મા કરે છે કશું રે;
મારે દ્વૈત રૂપી હરિ શરભ થૈ, નિશ્ચે મને એ વશ્યું રે.
આત્મા આઠ કુવાસના થકી સદા, બંધાઈ રેહ છે ખરો રે;
આત્મા ઇંદ્રિય બાંધતી ઇમ ભણે, શાસ્ત્રે પુરાણે ચઢે રે;
આઠે ઇંદ્રિય અષ્ટકોણ થઇને, અજ્ઞાન સ્તંભે ચડે રે;
બંધાએ પુરુષો પશુ થઇ સદા, કે ખાડ મોટો પડે રે.
આત્મા તેથી ન ભિન્ન કોઈ કળતું, તોયે ભણું ભેદ આ રે;
સુષુપ્તિ સ્થિતિનોજ સાક્ષી શિવ છે, છોટો નહીં છેદ આ રે;
જૂદો ઇંદ્રિયથી તથા જીવથકી, આત્મા તમે તો ગણો રે;
જે છે જ્ઞાન ધણી સુચેતનમણિ, ઇંદ્રિ અપેક્ષા વનો રે;

**બંદી**—બોલ્યો બંદી પિતા પિતામહ તથા, નામે પ્રપિતા સદાજી;
પૂજો રોજ ઉશંતત્વા ભણી તમે, મંત્ર થઇને મુદાજી;
એકેકા પિતૃને તમો યજનમા, બોલાવતા મંત્રથીજી;
સામીધેયની નામ અગ્નિ કરવા, જાચો ત્રણે તંત્રથીજી.
તે મંત્રો નવ થાય આવૃતિ કર્યે, બીજું બતાવું તનેજી;
નામે જે બૃહતી સુછંદ ભણતા, વર્ણો નવે તે બનેજી;
તેવી તો પ્રકૃતિ સદા ગુણથકી, પૂરે પૂરી છે ભરીજી;
સાત્વિકે વર રાજસે વળી વસે, જે તામસે તો ઠરીજી.
તે ન્યુનાધિક કે સમાન પણુથી, સૃષ્ટિ રચે છે સદાજી;
એ ગુણો ત્રણના સુભેદ નવ જે, સુણ્યા તમે સર્વદાજી;
અંકો જે ક્રમથી ઉગ્યા નવ મળી, સંખ્યા ન સેહેલે મળેજી;
થાયે અંક અનેક રૂપ ગણતા, તેવી ન માયા કળેજી.

માટે કારણ જગતનું પ્રકૃતિ છે, જે નિત્ય રૂપે મહાજી;
તેથી દ્વૈત ઠરે ખરૂં મુખ કહો, ખોટું ન ચાલે ત્યહાંજી;
શે અદ્વૈત રૂપી મહા શરભથી, બે સિંહ મોટા મરેજી;
નાના બાળક પંગુમાં સમજશી, જ્યાં ત્યા મુખે ઉચ્ચરેજી.

અષ્ટવક્ર—અષ્ટાવક્ર કહે સ્ત્રીઓ ગરભને, માસો દશ ધારતી રે;
ધારે તેમ દશેય ઇંદ્રિય મળી, ભાખું ભલા ભારથી રે;
જીવાત્મા કરતી અસંગ દશ તે, ધારી અહંકારને રે;
સ્વાધીને કરી તે પછે વિષયના, સુખે ગ્રહે મારને રે
જીવાત્મા પણ તોય એકજ રૂપે, વિભૂતિ ભેદે થકી રે;
કો માયા બળથી હજાર સ્વરૂપે, દશે ભણું હું વકી રે;
દશે વિશ્વરૂપે કહ્યું નિગમમાં, તારા સમા ભૂલતા રે;
જાણી બ્રહ્મ ન ઉપદેશ કરતા, તે નર્કમાં ઝૂલતા રે.
છે સંખ્યા અતિશે ન કાંઈ સમજે, જાણે ન કેહ કોઇને રે;
વિદ્વાનો વર જાણતા કયી રીતે, દાખુંતશી સોઇને રે;
રૂપાની ભ્રમણા છીપે વશી રહી, દેવેશ કે દેવને રે;
છીપજ્ઞાન ન થાય જો જનમમાં, સેવે ગમી સેવને રે.
છીપજ્ઞાન થયે ભૂલે ભ્રમ નકી, અજ્ઞાની શું શું લહે રે;
માયાએ કરીને અનિર્વચનિયે, એ રૂપ દેખી રહે રે;
ભ્રાજે બ્રહ્મ જદા તદા નવ જરા, સંશે રહે ચિત્તમાં રે;
મિથ્યા દ્વૈત કહે ગુરુ વર મળ્યો, ભ્રાંતિ ન રહે વિત્તમાં રે.
સાક્ષાત્કાર થયે ન બંદીજન તે, તારા સમું બોલતો રે;
ભાખે દ્વૈત વૃથા અસંગ શિવ કેહ, અદ્વૈતમાં ડોલતો રે;
જાણે છે નૃપ આ અમો થકી સહુ, આનંદ પામે મને રે;
જાણે હાર થશે કુબંદીજનની, તોયે ન વારે તને રે.

કવિ—એવે નૃત્યપણો સમે સમજીને, ગંધર્વ આવ્યા કને ત્યાં;
વાજીંત્રા નરથા મૃદંગ કરમા, ડાકડિકે તે ભણે ત્યાં;
વાજે ઘુઘરી પુંશ્ચલીપદથકી, શજે રૂપાળી બની છે;
ગાજે વાદ ગમ્યા નહીં, વરનરો લાજે મહા જે ધણી જે.
વિશ્રાંતિ લઇ લ્યો તમે દ્રય જણા, ભાખ્યો મહાભૂપતિ રે;
અષ્ટાવક્ર વદે ન થાક અમને, કુંધાઇ બંદીમતિ રે;
વારૂ નૃત્ય ભલે ઠરે નહિ કશી, પીડા અપીડા મને રે;
વારૂં હું શિવરૂપ જગ્ત સહુને, ક્રીડા અક્રીડા તને રે.

સાભળી ગાયક તે, સુખદાયક તે, દ્વિજ લાયક તે, ગાય પછે,
દોરી કો ખેંચે, સાકર વેંદચે, લચીને લેંદચે, ગાન ગછે,
તાળી કો પાડે, સ્વર કો કાહડે, આવે આડે, નવ કોઈ,
પદ પૂરૂ છોડયુ, બધન તોડયુ, જાતે જોડયુ, મળી ઘોઈ

**પદ**

અરીહા ' અરીહા ' અરીહા ' ત ત થૈં ' ત ત થૈં '
થૈ, થૈ ' રે તન તન તનક તથ થૈ થૈયા તનક
રે તનક તનક તા થૈયા, હા હા, તા તા તા તા થૈયા,
છે છતના છોરૂ ઠૈયા, આખર રેહશે આ ઠૈયા તનક
દીન થનક થનક કર અહિયા, પણ ઠેરરે એમે ગૈયા,
છે ધગ ધગતી આ ધૈયા, તુ જાણ જુવાની ગૈયા તનક
નરમે હરખે સુત મૈયા, ઉછળે ઉંચા અતિ હૈયા,
રે ભાગી નાર બવૈયા, રે ભુદી રૂડી ભનૈયા તનક
શા છેનડી જોય છલૈયા, શા ઝમકાર વિચ ઝનૈયા,
ગધર્વોના જે છૈયા, તે જાશે ગાશે તૈયા તનક
સારિગમપધનિસા સૈયા, સાનિધપમગરિસા કૈયા,
સાસારિરિગમપધનિ સૈયા, ઇમ જુવાનિ એહ ગૈયા તનક
પ્રેમાનદ પ્રભુ એ લીનામા, ફૂરી ગયા સૌ હૈયા,
કે પ્રેમે પૂરાયા હૈયા, લીલા પીળા નવ લૈયા ' તનક

સસાર રૂપી તતુ પ્રમાણ, સ્રી વહન કાઠલો છે અજાણ
સાળવી કોનદી પ્રોય જેમ, સંસાર મધ્ય ગૂંચાય તેમ  સંસાર
ક્ષેત્રજ્ઞને સુપ્રકૃતિ અપાર, બાધે તશો તનેજ પરિવાર
ક્ષેત્રભૂત થઈ પુરુષ જાય ક્ષેત્રજ્ઞ રૂપ લઇ માર ખાય  સસાર.
જ્ઞાની તદાપિ મધાય સોય, માની કદાપિ માને ન કોય,
કૃત્યા કરાળી પ્રકૃતિ તુ ધાર, માયા અહી કમાયાજ માર  સંસાર
નારી વિષે ધડાઓ સમાય, સંતાઈ રજે ગુણમા લપાય
ઇંદ્રિયો તણી મૂરતિ સમાન, મૂર્ખ માનતા માયા મહાન  સંસાર
આ દેહથકી જૂ લીખ થાય ત્યાગે તથાપિ મન ના મુઝાય
રે પ્રેમથકી નારી તુ થાય, શે છોકરડે ઉદતી ન લાય  સંસાર

ઇમ ગાઈ નારી, બેસી સારી, જોતા ધારી, મનમારી,
સમજ્યા સુવિચારી, નવ અવિચારી, કેહ આચારી, ઉચ્ચારી
બદીજન તારી, વાણી ભારી, વિચ આવારી, લે શારી,
વહી માહ પારી, ભાગ્ય સમારી સાખ્ય વધારી, જો ધારી

**અષ્ટવક્ર**—વદી કેદ બંદી, બોલો દંદી, થઇને ફંદી, આજ તમે;
ઉત્તર તો દીજે, જ્યમ મન રીઝે, વહ્નિ સીઝે, તાપ શમે·
બંદી ન અજાણ્યા, તમને જાણ્યા, ભાખો શાણા, જે પછું
આ જળમા જાશો, તવદીન થાશો, જળમંદિર ગોધા શો, સામો છું.

### છંદ.

**બંદી**—બંદી કેદ અગિયાર વિષય સંદા, સુખી કરે જીવને;
જ્ઞાનેન્દ્રિ વર પાંચ, પાંચ વળી જે, કર્મેન્દ્રિથી શિવને;
ભૂલાવે મન એકને દશ મળી, ધારે પછે તે કહ્યું;
બાંધે ગૂંચવી બંધને મન ગણે, આ જીવરૂપી પશુ
ઇંદ્રિયજન્ય વિષે અનુભવ થકી, એકાદશે થાય જે;
છે ગોકાદિક હર્ષ એક દશ જે, ના કિમ પીડે કાય તે;
દેવોને દુઃખ દે, મનુષ્ય તવ શું, લેખે મદા પ્રાક્રમી;
આત્માબંધન છે અભંગ નહિ તે, પ્રત્યક્ષ રોધે શમી.

**અષ્ટવક્ર**—અષ્ટાવક્ર ભણે ગણે નહિ જરા, સુઉત્તરો આપના;
બારે સર્વ બને ન એક દશથી, કહાં રહ્યો કાપના;
જે સંવત્સર બાર માસથકી છે, બારે થકી શું બને;
જે છંદો જગતી બને જગતીમાં, પાદો તું બારે ગણે.
છે સંવત્સર છંદમા જગતી જે, તે અક્ષરે ના અડે;
બુદ્ધિ અલ્પથકી ન જાણના ભિન્નપણું, નારા સમા તે ખડે:
તેવો ઇંદ્રિય એક ને દશ થકી, આત્મા સદા ભિન્ન છે;
જાણે મૂઢમતિ ન ભેદ કહિયે, શું ભિન્ન શું છિન્ન છે.
જાણો જે વિધિ દ્વાદશાહ મખનાં, કાર્યો અતિશે વડાં;
છે આહર્ગણ નામ કર્મ થકી એ, દ્દષ્ટાંત ગ્રહે જે વડાં;
તેવું કારણ ઇંદ્રિનું શિવ નકી, જે અન્ય હાવાં સહુ.
આત્મા રૂપનું ધ્યાન જેહ કરતા, શું શું કરે તે કહું;
જીવોને પરબ્રહ્મનું પ્રકટવા, માહજ્ઞાન તો સર્વદા;
શાં શા સાધન ભાખિયાં, નિગમમાં જાણ્યાં ન તેં તો કદા;
જે તે બાર કહ્યાં હવે ગણવું 'હું,' ગ્રહેવાય તો લે ગ્રહી;
બ્રહ્મજ્ઞાન મળે તે શાસ્ત્ર ભણવાં, આચાર સુકને રહી.
ત્રીજું સત્યપણાથી વર્નન કરે, રોધે બધાં ઇંદ્રિયો;
પોતાના ધર્મે વમે નહિ બીજે, જો રાય કે મંત્રીઓ;
ત્યાગે જો અસૂયા તદા હરિ મળે, લજ્જા ધરે લોકની;
રહેના દુઃખ તજો કુસુમ શાઇયા, પીડા તજો શોકની·

સાધે યજ્ઞ સુદાન દે અતિ ઘણાં, ધૈર્યે વસે તે સદા;
સેવે જે દમ રોજ તે તરી જતા, આ બારથી સર્વદા;
એવાં કારણથી અસંગ શિવ છે, જે જાણવો દોહિલો;
અંતઃકર્ણ સુશુદ્ધિથી થઈ જશે, બંદી હરિ સોહિલો.
બંદીને અતિશે વિચાર કરતો, ભાળી ભણ્યો ભૂસુરી;
પૂછો જે પૂછવું મુગા કયમ તમે, છાના છપ્યા માહરી;
હાર્યા કહો તવ આ તપે તતડીને, અગ્નિ મહા જોરમાં;
નાખું વાર ન લાગશે પળ ઘડી; વૂટયા તમે તોરમાં.

બંદી—બંદી કેહ મુખ મ્લાન કે ધણવતી, વાણી દબાવી અતિ;
જાણું આ જળમાં જશે લઘુવયી, ગુંચાય તેણે ગતિ;
બોલો બાળક બારથી સહુ બને, તે વ્યર્થ આજે કઈ;

કવિ—બોલી ભૂમિ ભણી જુએ અમુઝણે, કેહ ચિત્ત શોગે ડઈ.
ક્રોધાક્રાંત થયે ન સુજતું કંઈ, બે અંગુલીથી મથ્યા;
ચક્ષુ તે પણ આપતા નવ કંઈ, કહે જ્ઞાન વારિ વથ્યા;
એવે સઝ પડી વઘો ગરછને, કે લોક મોટે હસ્યા;
વાર્યા સર્વ વિવેકથી નૃપમણિ, શા બોલ ચિત્તે વસ્યા.
ભાખું તે હું યથામતિ સહુ કને, બંદી વદ્યો તે સભા;

બંદી—બોલ્યો બંદી તિથિ ત્રયોદશી તણી, છે શ્રેષ્ઠ તિથ્યે પ્રભા;
પાતાળો અહી સાત પૃથ્વી ષટ્ લે, તો શ્રેષ્ઠ તે તેર છે;
તોગે તે મત મુનિને નવ ઠરે, ભાખું કશો ફેર છે.
કાળાદિક વિદેશથી નિરખતા, કેહ ચિત્તશુદ્ધિ નહીં;
દાખે સત્યયુગે સુસત્ય જનમા, કેહ ચિત્તશુદ્ધિ સહી;
આ કાળે કયમ તું ભણે ચિત્તતણી, શુદ્ધિ બને સામટી;
બ્રહ્મજ્ઞાન મળે નહીં વદુ અમે, છોકુ ન જાયે લટી.
તું નિઃસંગ સદાશિવ મહા, કેહ ચિત્તશુદ્ધિ વિના;
થાયે આસ કદા સદા સરવદા, જો જે વિચારી હીણા;
શો ફૂલાય વૃથા કહે શિવ, એ તે ગુંચાઈ બંદીમતિ;
બોલાયું નહિ કાંઇ કે હસી સભા, હા હા હી હી એ અતિ.
દેખી પન્નગ સાણસે પકડિયો, કહો કોણ રીજે નહીં ?
દેખી બ્રાહ્મણઘાતીને દુઃખ વિષે, કહો કોણ ખાજે નહીં ?
દેખી ગૌહણનારને દુઃખ થતું, કોના નેન ભીજે નહીં ?
દેખી બંદી દુઃખી, દુઃખી દ્વિજ મહા, કહો કેમ રીઝે નહીં ?

હાર્યો ! હાર થઈ! ભણે નર મળ્યા, વારે વિદેહી ઘણા;
સુણે ના જન ત્યાંહી તો હરખમાં, શબ્દો પ્રધાનોતણા;

**અષ્ટવક્ર**—અષ્ટવક્ર ઉભો થઈ તવ ભણે, શાંતિ ધરો રે જરા;
અર્ધો શ્લોક પૂરૂં હું બંદીજનનો, જોશે ન તે આ ધરા.
કહે છે લોમશ રાયને વળી તવ, ગાજી સભામાં વદે;
જો સાચું કરૂં સર્વ હું તુજ વદ્યું, મૂઓ તું તારે મદે;
અગ્નિ સૂર્ય તથા સમીર ભિન્ન છે, સર્વે પદાર્થોથકી;
છે આત્મા દશ ઇંદ્રિયો મનથકી, જૂદો સુવેદે નકી.
બુદ્ધિથી પણ છે જૂદો વળી જૂદો, તે છે અહંકારથી;
તોયે તે વિષયેન્દ્રિયનરૂપને, સંબંધના મારથી;
નિત્યે તેહ અનુસરે વિષયમા, માટે અગંગી હરે;
બુદ્ધયાદિક તણોજ સંગ શિવને, સંગી સમો તો કરે.
માટે માણસ બુદ્ધિ નિર્મળ થવા, ઉદ્યોગ સાધો સહુ;
ના ઉદાસીન કો થશો વરમતિ, સાચી પ્રતીતિ કહું;
પૂર્વે ધર્મ કહ્યા સુદ્વાદશ અમે, તે સાધનો તેરને;
રાખે ઇંદ્રિયના વિષે થકી સદા, ફેરી ફૂડા ફેરને.
એવી રીત નિવૃત્ત જો થઈ તમે, ધર્માદિ સાધો ભવા;
થાતા જ્ઞાન ન સંશયો કંઈ ધરો, સાચે પથે જો વળ્યા;
ક્ષુધ્યાદિ વિષયોની નિવૃત્તિ થશે, કે દ્વૈત નાસી જશે;
અદ્વૈતે શિવ કેરૂં દર્શન થતા, ભ્રાંતિ સમૂળી ખસે.
જાણ્યું એ પછી દેશ કાળ મનથી, લાગે અપેક્ષા વનો;
આ છે કાળ ન અન્ય કોઇ સમજો, જ્ઞાની સુધ્યાની બનો;
જ્ઞાન પ્રાપ્ત કરો ન કાંઇ ગણનાં, સચ્ચિતઆનંદનું;
જાણો નિર્ગુણ બ્રહ્મ આ ભવનમાં, ચાલે ન જ્યાં મંદનું.

**કવિ**—કેહતા લોમશ રાયને, મૂઢમતિ બંદી ન ઊંચું જુએ;
કાયે કંપ થયો ન જંપ વળતો, કહે કોક શેણે રૂએ ?
ના વક્તીનણી વાણી ખંડિત બને, સંશે પડ્યા કે ખુએ;
જો જો દીન ને દીન બની હવે, જો જો એ અશ્રુ લુએ.
હાર્યો ત્યા બંદી, ગતિ થઇ મંદી, મતિ બનિ મંદી, દીનરે ફંદી;
વળી થઈ દંદી, હરે શિવનંદી, ચાખો ચંદી, હવે જન વંદી;
થૈ અતિ આનંદી, મોટા દંદી, દીધી દંડી, થઇને જંદી;
મતિ ધરી તે બંદી, પૂરણ પંડિત, ગમણુ નરંદી, જ્તી જંદી.

લોકોએ સારી, વાણી ઉચારી, અપરંપારી, આ વારી
કેહવા મતિ મારી, જાતી હારી, મદન વિચારી, લે ધારી
હું છું અવિચારી, નહિ આચારી, ઊભો હારી, મન મારી
રસના રસ સારી, લે ન સમારી, કવિના કયારી, મન ખારી

વલણ.

કવિના કયારી ખારી મારી, ક્યા બ્રહ્મ જળ મીઠું વમે રે;
પ્રેમાનંદ ધન વૃથા જાના, અન્ન કેઇ પેરે થશે રે.

7. The poet's epilogue.

રત્ન ચતુર્દશ છે, વિદ્યા ચૌદે,, વિધિ બ્રહ્માડજ ચૌદ કહે, જન ચૌદ ગ્રહે;
યમ કડવા ચૌદે, ભવનો ચૌદે, એમ પદારથ ચૌદ ચહે, વર તેર વહે;
અષ્ટાવક્રી તવ, વાદ કરી, કેહ પ્રભુ પંદરમો દુઃખ દહે, વળી ગોળ સહે;
આગળનો આગળ, જાય મુનિ વર, હારી પ્રેમાનંદ રહે, નવ કાઇ લહે.
દિક્પાળ પુરાણજ, પંક્તિ ધરી, કડી મેં કરી છે કવિને વિનવી, નહિ સ્વાનુભવી;
દ્વૈતાદ્વૈત, ન હું સમજું, જરિયે દીલથી કરિયે કોવિદ કવિ, લવરીજ લવી;
શ્રોતા વક્તા, આ ગિરિધર ગુણ છે, ગાશે શોહાશે, મુક્તિ નવી, નવ વાત કવી;
સમજે જે ઉંચા, પચિયા નીચા, છે બીજાને દ્રવી, મંગત ન હવી.
ચાતુર્વેશી દ્વિજ, ગુર્જર દેશે, વીરક્ષેત્ર નિવાસ વસી, ભવમા વિલસી;
નરધર ષટ્પદ થઇ, મકરંદ ગ્રહી, કંજ ગુરુ કરી, રંજ રશી, ભવમા વિલસી;
વર ખંત ધરી ઈક, હરિ ભવ વિધિની, કવિતા સરિતામા ઉલસી, ભવમા વિલસી;
તારે ઉદ્ધારે, વારે વારે, જોયું કાવ્ય પીયૂષ કશી, ભવમા વિલસી.
સુરતમા રહી, કરતો કવિતા, સવિતા સમ ચિત્ત ધરી, ભજિયા જ હરિ;
નંદગુરુપદને, લઇને મદને, રદને કદને શિવ ઉચરી, ભજિયા જ હરિ;
ઉદરે ઉદમે જઇ, નવ ગુણમેં ગઇ, વકી કથા કથી મથી ન મરી, ભજિયા જ હરિ;
છવિશ સત્તરસેંની, સાલે માહલે, વકીની કથા જ કરી, ભજિયા જ હરિ.

વલણ.

ભજિયા તજિયા તાપ તનના, કરી અરિ ષટ્ હરિએ હણ્યા રે;
ગહન ગુફા તન વન ધન મધ્યે, પ્રેમાનંદ પૂરા ગણ્યા રે.

## X. From શ્રાદ્ધ (A. D. 1681).

### I. Mehta gains the vision of Hari.

શ્રાદ્ધ

શ્રીગુરુ ગોવિંદ ચરણે લાગુંજી, સરસ્વતી શારદા વાણી માગુંજી;
ભાવેરે ભાખું શ્રાદ્ધ, મેહેતાજીના તાતનુંજી.

ઢાળ.

શ્રાદ્ધ સાઈં શ્યામળો, વરણવું બુદ્ધિમન;
નરસૈં મેહેતો ભક્ત બ્રાહ્મણ, જેનું જુનાગઢમા જોવન.
બંસીધર નામે ભ્રાત મેહેતાનો, જ્વેર મેહેની તેની ઘરણી;
માણેક મેહેતી નામે સ્ત્રી તે, નરસૈં મેહેતાને પરણી.
માતા પિતા તો મૃત્યુ પામ્યા, મૂકી બાળવેશે એ વીર;
મેહેતા આથડતા ઉછરયા, જેવું વરસાદનું નીર.
દ્રવ્ય સંપતિ લઇને બેઠો, મોટો વીર ડાહ્યો સહી;
સોળ વરસના મેહેતા થયા, પણ કશી અક્કલ નહીં.
ગાળો ખાય ભાઈ ભોજાઈની, લોક કહે રામ ગોવાળો;
સુણી અંતરમા દાઝ લાગ્યો, પણ ન જાણે ધોળાપર કાળો.
એક સમે ભાભીએ વચન કહ્યું, મેહેતાને લાગ્યો ડાગ;
વનવાસ પોતે ચાલીઆ, ઘરબાર કીધું ત્યાગ.
મન વિષે મહા ચિંતા કરતા, આવ્યા અઘોર વનમાંહે;
જોતાં જોતાં એક દેરૂં દીઠું, અપૂજ્ય શિવનું લિંગ જ્યાંહે.
ત્યા જઇ મેહેતે પૂજા રચી, થઈ અંતરમાં ઉલ્લાસ;
ક્ષુધા તૃષા તજીને ધ્યાન ધરે, બેઠા રાખી મન વિશ્વાસ.
સાત અપવાસ મેહેને કરયા, નવ રીઝ્યા શ્રી મહારાજ;
કૈલાસથી પોતે આવીઆ, કરવા ભક્તનું કાજ.
રૂંડમુંડની કંઠે માળા, વિભૂતિ ચોળી અંગ;
જટા મધ્યે ગંગા વિરાજે, ઉમયા સોહે અર્ધાંગ.
વાજીંત્ર વાજે ડાક ડમરૂ, શંખ સિંગી સાર;
લીલવટ તિલક પ્રકાશ ગેમે, રૂપ સુંદર અપાર.

પોઢીઆનું વાદન કરી, બેઠા પુરુષ પુરાણ;
તે થાનક પ્રભુજી પધારયા, શું કહું તેહ વખાણ.
વાઘાંબર ઝળકી રહ્યાં, આભૂષણ સર્પનાં સાર;
લોચન લાલ ગુલાલ રંગ, સોહે સેવંત્રાનો હાર.
કમળની પેરે લિંગ પ્રકાશ્યું, પ્રગટતાં શંકર રાય;
મેહેતાજી મહાદેવને દેખી, ઊઠીને લાગ્યા પાય
કરજોડી મુખથી વર્ણવે, નમો નમો આદિ ભગવાન;
ભોળાનાથે શિર હાથ મેલ્યો, માગ ભક્ત વરદાન.
મેહેતાજી કહે, હવે શું માગું, દર્શન પામ્યો સાર;
વર માગું તમને નિરખ્યા, તેવા નિરખું દેવ મોરાર.
પ્રેમ ધરી પ્રભુજીને નિરખું, એટલો પહોચાડો કોડ;
સુણી વચન ને શંકર રીઝયા, મેહેતાને રાખ્યા જોડ.
આજ તુજને હરિ નિરખાવું, આશા પૂરું મન તણી;
ભોળાનાથ દાસ સંગે, લઇ આલ્યા વૈકુંઠ ભણી.

## વલણ.

વૈકુંઠમા શિવ આવિયા, પૂરવા ભક્તની આશ રે
ગોપી ગોવિંદ લીલા કરે ત્યા, રમતા રાસ વિલાસ રે

## કડવું.

પદ્દભુત લીલા રામ વિરાજે જી, ગોપિકા ગાય ને વાજીંત્ર વાજે
ર્શન જોતા ભવ દુઃખ ભાજે જી, જોઇ સુખ પામ્યા શિવ મહારાજ
ુવન ભારે ચંદ્રપ્રકાશ જી, વૈકુંઠે શોભે શરદ આકાશ
ાણેક મોતી ઝવેર બહુ ઝળકે જી, અદ્દભુત શોભા થકી મન હરે

## ઢાળ.

મન હરખ્યુ મહાદેવજી તણુ, દીઠું વૈકુંઠનુ તેજ ધ
સૌએ આવતા દીઠા શિવસ્વામી, એટલે રમતી દીઠી વ્રજ રા
મૂકી દીધુ ખેલનું કાજ, મનમા ઘણી વધારી લા
સદાશિવને આવતા જાણી, સામા આવ્યા શારંગપા
હરિને રૂપ ને તેજ અપાર, નરસૈંયે નિરખ્યું નિરખ
નરસૈંયે ઓળખ્યા શ્રી ભગવાન, કીધો પ્રેમે દંડવત પ્રણા

પછે હરિહર દહ્ટે મળીઆ, પ્રભુ શિવને ચરણે નમીઆ;
હરે ઊઠાડ્યા ગ્રહી હાથે. પ્રભુને ચાંપ્યા હૃદયા સાથે.
ભુજ બંધન વાસા પૂરે, પ્રેમ આલિંગન નવ છૂટે;
પછે મુખ અન્યો અન્ય જોયાં, શિવનાં આંસૂ શ્રીહરિએ લ્હોયા
પછે હરિ પૂછે સમાચાર, કહો કેમ કૃપા કરી ત્રિપુરાર;
મુજ ઉપર દયા કીધી ઘણી, પધાર્યા મુજ મંદિર ભણી.
હૂં તો મહા સુખ પામ્યો આજ, મુજ સરખું કહોની કંઇ કાંજ;
બીજું મનુષ્ય કોણ છે આ સાથ, કયમ આ ઠામ દેખાડયો નાથ.
સદાશિવ કહે જાણો છો મહારાજ, શું અજાણ થઈ પૂછો વૈકુંઠરાજ;
એ તો દાસ તમારો જાણીએ, ઓધવ વિદુર સમાન ગણીએ.
એ તો મહાભક્ત છે શિવ વરણે, એને રાખો તમારે શરણે;
એ તો ધ્યાનજ તમારૂં ધરે, તમ દર્શનની ઇચ્છા કરે.
શિવે સઘળી કહી માંડી વાત, ત્યારે રીઝ્યા વૈકુંઠ નાથ;
વળી હસિને બોલ્યા સુંદરશ્યામ, કહોની એનું શું છે નામ.
સદાશિવ કહે સુણીએ શ્યામ, એનું વિપ્ર નરસૈંયો નામ;
તવ નરસૈંયો જઈ લાગ્યો પાય, મસ્તક કર મૂક્યો વૈકુંઠરાય.
જા તું ભજતો રહેજે મૂને, હું સદા પ્રસન્ન છઉં તૂને;
એવું હરિએ આપ્યું વરદાન, ભોળાનાથ થયા તુષ્ટમાન.
હરિ મહાદેવને કહે છે ત્યાંય, પધારો મુજ મંદિરમાંય;
હરિહર ભુજ ઝાલી આવે ભુવન, નરસૈંયો આનંદ પામ્યો મન.
શિવ શ્યામ આવ્યા મંદિર મોઝાર, ગોપિકા ઉભાં થયાં તેણી વાર;
સહુ લાગ્યા શિવને પાય, બેસાડયા આસને શિવરાય.
નાથે નેત્ર સમસ્યા કરી, પૂજા થાળ લાવી સુંદરી;
જડાવ ઝારી ભરી ગંગાજળે, પ્રભુ મહાદેવનાં ચરણ પાખળે.
લીધું ચરણામૃત અંજલિ ભરી, ષોડશ પ્રકારે પૂજા કરી;
પ્રદક્ષિણા કરી લાગ્યા પાય, હરિ વીંજણે ઢોળે વાય.
શુભ થાળ લાવી ગોપીજન, માંહે શાક પાક પકવન;
તે મહાદેવની આગળ ધરી, હરિહરે એકઠાં પ્રાશન કરી.
ભોજન કરી ઉઠયા ભગવાન, સદાશિવ આનંદ પામ્યા મન;
જોઈ કૃષ્ણભક્તનાં ભુવન, આનંદ્યા છે શિવરાજન.
બહુ શોભા અપરમપાર, નેહને રીઝ્યા ઉમિયા ત્રિપુરાર;
શાખાએ સેના શિવ અવિનાશી, હરિ મહાદેવના ચરણ નમામે.

હરિહર બેઠા એક ઉલ્લાસ, કરે ગોઠડી વિવિધ વિલાસ;
વાત પ્રીતે કરી રૂડી પેર, મહાદેવજી કહે હવે જાશું ઘેર.
હરિ કહે પધારજો ફરી, આજ તો ઘણી કૃપા કરી;
હું તો તમારો છઉં પુષ્ટ, મુજ ઉપર રાખજો કૃપા દૃષ્ટ.
એમ હરખે હરિ મનમાંય, ફરી ફરીને લાગે પાય;
પાયે લાગ્યો વ્રજનો નાથ, દીધી આશિશ ઉમિયાનાથ.
વળી બોલ્યા શારંગપાણી, મારી વાત સુણો શૂલપાણી;
તમે તમારે જાઓ કૈલાશે, આ ભક્ત રહેશે અમારે પાસે.
ત્યારે બોલ્યા શિવ મહારાજ, એનાં કરજો રૂડાં કાજ;
એને દાસ કરી થાપજો, એને રૂડું ગમે તે આપજો.
ત્યારે બોલ્યા શ્રી અવિનાશ, મુજ પ્રાણથી અધિકો દાસ;
વાત નિર્ભય માનજો સાચી, સુણી સદાશિવ રહ્યા મન રાચી.
પછે ભોળાનાથ ગયા કૈલાશ, મેહેતાજી રહ્યા હરિને પાસ;
હરિએ હેતે આપ્યો પરસાદ, અંતરમાં ઇચ્છા ઘણી વાધ.
નરસૈંયો પામ્યો દરશન, છે પૂરણ પ્રભુજી પ્રસન્ન;
રચ્યું વૈકુંઠ જોવા જેવું, બ્રહ્મા ભેદ ન જાણે તેવું.
હરિ રૂપના ન થાય વખાણ, જાણે ઊગ્યા કોટિક ભાણ;
શોભે વદનાંબુજ બહુ પ્રકાર, ચળકે કોટે કૌસ્તુભ તેજ અપાર.
હરિના લોચન કમળ સમ સાર, ભાલે તિલક તે શોભા અપાર;
મસ્તક મુકુટ રહ્યો છે ઝળકી, કાને કુંડળ રહ્યા છે લળકી.
અધર બિંબની શોભા ઘણી, મુખમા દાત કળી દાડમની;
પીતાંબર રહ્યા ઝગમગી, કુંકુમ ચરણ કરે ડુગડુગી.
છબી પાતળા મુખે હસે, ભરયૌવન બાળવેશે;
અંગ કોમળ નાભી કમળ સરખી, વ્રજ વનિતા મોહે છબિ નરખી.
હરિએ શણગાર સર્વે સજિયા, વાંસળી વાય વિઠ્ઠલ રસિયા;
કેશ છૂટે બાવન વીગ, નિરખું ઊભા શ્યામ શરીર.
હરિની દૃષ્ટિ કરે કમાન, વ્રજ વનિતાના હરખે પ્રાણ,
મધુરી વાણી બોલે મુખ, જોઇ પ્રમદા પામે સુખ.

## 2. Mehta's return from Vaikuntha.

કડવું

વૈકુંઠ ધામની શોભા સુંદર, કહેતા ન આવે પારજી;
ગોપી ગોવિંદની અદ્ભુત લીલા, નરસૈં નિરખે નિરધારજી.

મન ઉલ્લાસે હરિમુખ જોતા, વીત્યા દિન એકવીશજી,
દિવસ બાવીશમે મેહેતાજી પ્રત્યે, બોલ્યા શ્રી જગદીશજી.
મેહેતાજી એક વાત સાભળો, કહે છે વૈકુંઠ રાયજી,
અમૃતમય રસ ભાવે પીતા, જીવ તૃપ્ત ન થાયજી
તે માટે તમે ઘેર પધારો, સુણો કહુ વાતનો મર્મજી,
ઋષિની પુત્રી સ્ત્રી તમારે, તે સાથે માંડો ગૃહસ્થાશ્રમજી
દેખો તેની ત્યા લીલા રાજ્યે, મનશું બાંધી પ્રતિબંધજી,
અંતકાળે અહિં આવજો, હવડા કરો સંસાર સબંધજી.
ત્યારે મેહેતાજી કહે સુણીએ સ્વામી, ત્યા ગયાનું શ વર્ણજી,
માયામા મુને શીદ મોકલો, રાખો તમારે શરણજી
લૌકિક પીડા મુજને નડશે, ભૂલી જાઉશ તમ નામજી,
જન્મ અકારથ થાશે મારો, ક્યાથી પામીશ ચરણ વિશ્રામજી
મન માન્યો કરો મોહન, હું તો દાસ તમારોજી,
તમ વિના પ્રાણ જાશે મારો, શાને આપ આગળથી કાઢોજી.
ત્યારે હસીને હરિ બોલિયા, તુ સાભળ કેવળ ભક્તજી
જોગીને હુ જુગે મળું, સંસારીને મળું તર્તજી
જે તે ચિત્ત રાખે મુજ ઉપર, હુ રહું તેની પાસજી,
સંસારમા રહી મારૂ નામ લહે, તે તો પૂરણ દાસજી
માટે તમો ગૃહસ્થાશ્રમ પાળો, જેને દ્વારે આવે સંત સુહાયજી
જોગી થઇ આડંબર કરી, ધૂળ અંગે ઘાલ્યે શું થાયજી.
ઘણુ ઘણુ શુ કહીએ તમને, વીનવે જુગજીવનજી,
અંતકાળે અહીં આવશો, હવડા જાઓ ભોવનજી
હું તો તમથી ક્ષણુ નથી વેગળો, એક દિવસ ને બીજી રયણુજી,
કષ્ટ પડે ત્યારે મુજને સંભારજો, હું આવીશ તતક્ષણજી.
હરિ વચન મેહેતે માથે ચઢાવી, લાગ્યા પ્રભુને પાયજી,
પ્રદક્ષિણ કરીને આજ્ઞા માગી, જૂનાગઢમા જાયજી.
મેહેતાજી મનસુ વિચારે, મુને હરિહર ભેટ્યા સગિયાજી,
જેમ રંકની ઉપર રત્ન ત્રૂઠ્યો, જન્મ મરણ દુઃખ ટળિયાજી
શ્રી હરી મુજને મળ્યા પણ મૂકી દીધા કોકજી.
ફરીને જાઉ સંસારમા, ત્યારે ત્યા હાંસી કરશે લોકજી
હરિ વચન હૈયે રાખી રાખ્યા, મેહેતો હૃદયમા રામ સભારેજી.
નાળ દેતા ને રીન આના આવ્યા જૂનાગઢ મોઝારજી.

આવીને ભાભીને ચરણે નમ્યા, દીધુ આશિર્વચનજી;
શ્રીહરી ને હર મુજને મળ્યા, તેહ તમારૂં પુણ્યજી
પુણ્ય તમારૂં માત મારી, મુજને હેતે મળીઆજી;
ગાળ નહીં એ આશિષ દીધી, જન્મ મરણ દુ:ખ ટળિયાંજી.
મહેતાજીને કહે ભાભી, માંડોની ગૃહસ્થાશ્રમજી;
ઋષિની પુત્રી સ્ત્રી તમારે, સતી સાધવી પરમજી.

વલણ

સતી સાધવી નાર સાથે, મેહેતે માંડ્યો ગૃહસ્થાશ્રમ રે;
સેવા સ્મરણ ને હરિભજન, નિત્યે કરે ઉજ્વળ કર્મ રે

## 3. Mehta's household.

કડવું

મેહેતાએ માંડ્યો ગૃહસ્થાશ્રમ, ઋષિની પુત્રી ને પરિગ્રહ;
શાલિગ્રામની સેવા કરે, કશી માયા હૃદે નવ ધરે
નરનારી ખટ્ કર્મ કરે, તનમન પ્રભુજીને ગણે;
સામગ્રી જે લાવે ઘર માહે, પેહેલે પ્રભુજીને ધરાવે ત્યાહે.
એક સાધુ જમાડીને જમે, રાખે સંતોષ લોભ નવ કરે;
નિત્ય સવારે કીર્તનનો નેમ, તે ગાઇને કરે ભોજન.
માણેક મેહેતી સાધવી સતી, જરા વચન લોપે નહિ પતિ;
કંથ કહે તે પ્રમાણે ચાલે, હરિ ઉપર બહુ રાખે વહાલે.
અંતરમાં પતિ સેવા ઇચ્છે, પરમેશ્વર તે કંથને પ્રીછે;
હરિ સેવાનો ઉદ્યમ કરે, રાત દિવસ કીર્તન ઓચરે.
ક્ષણ ન વીસરે પ્રભુનું ભજન, વિશ્વંભર પૂરે સાઉ અન્ન;
વૈષ્ણવ સાધુ પુરમા કહેવાય, મેહેતાનું નામ લેતા પાતક જાય.
નાત સગાથી અળગા રહે, સંસારી વાત મનમા ન લહે;
તેહ સંસાર, ચિત્ત હરિપર રહે, નથી ઇચ્છતા ઘર મમત્વ ગૃહે.
સોના રૂપામા તુળશી ગણે, માયા કોડી ન રાખે કને;
હરખ શોક નવ રાખે મન, બારે માસના સરખા દન.
કોની નવ કરે કુથલી વાત, ઇંદ્રિજીત બંનેની જાત;
ચંચળ ચિત્તને વશ કરી રાખે, મન ઉત્સાહે હરિ ગુણ ભાખે.

કરે સેવા સ્મરણ ને ધ્યાન, મર્યાદામા રહે સાવધાન
માયા પુજામા માળ ને તાળ, કામકાજમા રામ ગોપાળ.
કીધો જન્મ સફળ ગુણ ગાઈ, વશ્ય કીધા છે જાદવરાય,
અન્ન વસ્ત્ર રિધસિધ ને કામ, સર્વ પૂરૂ પાડે હરિ રામ.
એહે લાગી હરિમા મન, કશી વાતની નવ રહે ન્યૂન;
એ રીતે પાળે ગૃહસ્થાશ્રમ, પ્રભુ રાખે લજ્જા ને શરમ.
લૌકિક વાત એ જાણે શેની, જે ન જાણે દિવસ કે રેણી;
અનેક ભક્ત કહાવે છે સહી, પણ મેહેતાજીની તોલે નહીં
જેનુ ચિત્ત પ્રભુજીમા વસે, કદી માયામા મન નહીં ધસે,
કુપાત્ર બ્રાહ્મણ નાગરની નાત, તે તો જણાવે પોતાની જાત
મહુ મેહેતાનું હાસ્યજ કરે, કુટુંબનું કો માણસ નવ ગણે,
ભાઈ ભોજાઈ લજ્જા નવ રાખે, ન ઘટે તેવું મુખેથી ભાખે.
નહીં ઉદ્યમ થયો શ્રીપાત, હવે એને શી નાત ને જાતઃ
એને કુળ કુટુંબનું શું છે કામ, હરિ ભજીને બોલ્યુ નામ.
નાત સંગાથે અળગો રહેશે, મારે માથે નામ કોણ દેશે;
આખો દિન ધરે હરિનું ધ્યાન, તોહે નવ થયો દોલતવાન.
હાલી કરે છે દેવની વેઠ, નવ જાણે સંસાર વિવેક,
પેટે પડશે પુત્ર દીકરી, તેના વિવાહ કરવા આવશે હરિ.
આવીને હરશે એનો રામ, નાત જાતનું નવ પડે કામ,
ટાણુ માંડીને સગા નોંતરશે, કદી પાશેર ગોળ ન વાવરશે.
આ બાપનો દહાડો ન જાણ્યો, એથી પેટ શે ન પડ્યો પાણો;
નવ જાણે સંસાર માર્ગની રીત, સારે માઠે ન જાયે ધીટ.
વાચી ચોપડો ખાતુ ડાળે, બેઠો બાપદાદાનું નામ બોળે;
વગોવી મૂક્યુ હરિનું નામ, ભક્ત થઈને ધૂની ખાએ ગામ
ઘેલો હશે તો ગાળ્યો જાશે, તેનુ માને તે ધોકો ખાશે.
કોણ જાણે હરિ શુ ન્યાય કરશે, અફવાઈ દૂટાઈને મરશે.
તાળ વગાડી કપાળ કૂટે, એ તો રંડા મુડાને લૂટે;
છાપા ભરીને કાયા છાપે, લીયે તેનું પાછુ નવ આપે.
લોકને દેખાડવા ઝાલી જપમાળા, કહીને ગળે નીચી હશે પાળા,
એ કપટીને હરિ ક્યાથી મળે, મુખ જોઈએ તો ખાવા ટળે
દૂર ભલા એવા માણસથી, નાગરી નાત વાત એમ કરતી,
સૌ અહંકાર મત્સર ભરયા બોને, મેહેતાને મન સૌ તૃણને તોલે.

ભલે બકવા કરતાં એ મુખ, જરા મન નવ ધરે દુઃખ:
હરી ઉપર સંતોષ રાખે, આમથી સુણી આમ કાઢી નાખે.
કરે હરિનિંદા તેનું કર્મ બંધાએ, મારે આશરો વૈકુંઠરાએ.

## વલણ

આશરો વૈકુંઠ રાયનો, ભટ પ્રેમાનંદ બોલે વાણી રે;
અવગડ પડશે ત્યારે આવશે, પોતે શારંગપાણી રે.

## 4. The Mehta's wife gets anxious.

### કડવું.

મેહેતી કહે છે મેહેતાજીને, દીધા નોંતરા ઘેરે ઘેર;
ચતુર શિરોમણિ સ્વામી મારા, કરો સામગ્રીની પેર.
હા ભણીને હવે પસ્તાણા, હવે વલે શી કરૂ આહે;
મીઠાથી તે સર્પણ લગી, કાંઈ નથી ઘર માહે.
નિર્ધનને કોઈ ઉછીનું ન આલે, કહેશે પાછું નહિ આપે;
આધાર વિના આકાશે ચડવું, લાગ્યો છે મહા સંતાપ.
આજ આપણું ભજન ચૂક્યા, અણચિંત્યો થયો અદાપ;
ભાભીજી દુઃખ દેવાને આવી, નડ્યું કોણ જનમનું પાપ.
શ્રાદ્ધ સારવાની તેવડ નથી, તો સ્વામી શી કરીએ પેર;
આ વેળાને કાજે મેં તો, શે નવ સંઘર્યું ઝેર.
એકવાળી મારા સૌભાગ્યમાં છે, જો તેથી સરતુ હોય તો લીજે;
બીજો ઉપાય કશો નથી, સ્વામી કેઇ પેર કારજ કીજે.
નાગરી નાતમાં હાંસી થાશે, ને લાંઘશે ભોજન;
ઉછીનું લાવવાનો વગ નથી, છે સૌ આપણા દુશમન.
વગર વાંકે વીગવી મૂકે છે, હવે બમણા દેશે ડામ;
કહેશે જમવા તેડી ભૂખ્યા કાઢ્યા, પછે રહેવા ન જડે હામ
માટે ધીરજ હુ કેમ ધરૂ, મુને ચિંતા થાય અપાર;
ચતુર શિરોમણિ સ્વામી મારા, વેહેલા સમરો દેવ મોરાર.
ત્યારે મેહેતો કહે મેહેતી પ્રત્યે, તુ આકળી કા થાય;
મુને તો દઢ વિશ્વાસ છે, ખરચી મોકલશે વૈકુંઠરાય.

હરિએ અનેક ભક્તનાં કારજ કીધાં, મારે છે પ્રભુપર લેહેણું;
લાજ રાખશે યશોદાનંદન, ટાળશે નાતનું મેહેણું.
તું ધીરજ ધર હૈડા વિષે, એ અનાથ નાથ મહારાજ;
હમણાં ખરચી મોકલી દેશે, ને સરશે આપણું કાજ.
ત્યારે ગદગદ કંઠે મેહેતી બોલ્યાં, રૂદન કરતાં બહુ;
સ્વામીજી ધીરજ કેમ ધરૂં, આ વેળા જોઇએ સહુ.
એક ઘડીનો વિલંબ થાય તો, જશે આપણી લાજ;
નાગરી નાનમાં હાસ્ય થાશે, તેથી મૃત્યુ સારૂં આજ.
ઘડી ઉપર ઘડી વહે છે, હજુ કશાની નથી પેર;
નાનની રસોઈ ક્યારે કરીશું, સહુ જમવાને આવશે ઘેર.
સામગ્રી સૌ સૌને ઘેર છે, દ્રવ્ય છે પ્રભુજીની પાસ;
હું નથી જાણતી કે શ્રાદ્ધ થાશે, ઉલટું થાશે હાસ.
ઘરમાં પાશેર અડદની દાળ છે, બીજો કાંઇનથી સમાન;
તે માટે વેહેલા વેહેલા સમરો, ભક્ત વત્સલ ભગવાન.
એક પ્રહરમાં સઘળું નિપજાવવું, મારે ધિરજ નથી રેહેતી;
કર જોડીને મેહેતાજીને, વીનવે માણેક મેહેતી.

### વલણ.

કરજોડી મેહેતી વિનતી કરે, નયણે ભરે છે નીર રે;
વલવલતી વનિતાને દેખી, પ્રેમાનંદ પ્રભુ આપે ધીર રે.

### કડવું.

મેહેતાજી કહે મેહેતી પ્રત્યે, તું આકળી કાં થાય રે;
મુને પુરો વિશ્વાસ છે, ખરચી મોકલશે વૈકુંઠરાય રે.
મેહેતી કહે મારા કંથજી, હું નથી કરતી લવારો રે,
બાહેર પ્રથમ જાંખી જુઓ, ને પછે વિચાર મન કરો રે.
મેહેતાજી કહે વિચાર બધો છે, શ્રી હરીને હાથ રે;
તુંબીને તૂંબી તૃણ નવ તૂટે, એક ક્ષણમાં કરશે નાથ રે.
મહેતી કહે કહ્યું તે ખરૂં, શ્રી હરિ નહિ વિસારે રે;
ઉદ્યમ કરો સ્વામી સ્તુતિતણો, તો અર્થ વેહેલો સારે રે.
મહેતાજી કહે હું કવણ માત્ર છું, સ્તુતિ યોગ્ય નહિ બ્રહ્માય રે;
તમે અંતરમાં ભાવ રાખો, એ માનપિના કહેવાય રે.

### શ્રાદ્ધ.

સ્વામી વાત કરતાં દિવસ જાયે, તે લોક લાજને કારણે રે;
સૌ આવતાં પેહેલી તૈયારી કરીએ, તો ઇજ્જત રહે બારણે રે.
જેની ચાકરી કરીએ તે તો, લે વાણોતરની સંભાળ રે;
અંતરજામીને શું કહેવું પડશે, જે શેઠ છે દેવ દયાળ રે.
સ્ત્રીને પુરુષ ઘરમા લાવે, સ્ત્રી કુળ વ્યવહાર સંભાળે રે;
સંસાર સંભાળી નવ રહે તે, લોકમા ગાળો ખાએ રે.

### વલણ

તેમ ગાળો ખાઇશું નાથજી, સૌ ભુંડી મુજને કહેશે રે;
સાંજ સુધી એણે શું કર્યું, એમ મોઢે મેહેણાં દેશે રે.

## 5. Invoking Hari for money.

### કડવું.

ઋષિ પત્ની કરે રુદન, મનમાં સમરે નંદનંદન;
લજ્જા રાખો શ્રી મહારાજ, તમવિણ કોણ કરશે કાજ.
ભક્ત વત્સળ કહાવો નાથ, અમારે એક તમારો હાથ;
તમે મોડા આવશો સુંદર સ્યામ, પણ અવગડ વેળા કરવું કામ.
એમ કરતી ને આસૂ ભરતી, હૃદયા માહે હરિને સ્મરતી;
પ્રમદાનું દુઃખ હૈડે ધરે, મેહેતા સ્તુતિ માધવની કરે.
જઈ દામોદરના દેહેરા માય, સ્તુતિ કરવા માડી ત્યાય;
પાયે લાગું ત્રિભોવન પતિ, કર જોડીને કરૂં વિનતી.
શ્રી દામોદર શ્રી રણછોડ, આરાધુ તુને બેઉ કર જોડ;
દુઃખ નિવારણ તું ગોવંદ, શ્રીમત્ વૃંદાવનચંદ.
લેજો સેવકની સંભાળ, ગોપી કૃષ્ણ ગોવિંદ ગોપાળ;
દીનબંધુ છો દીન દયાળ, છો તમો ભકતતણા પ્રતિપાળ.
શું કરીએ જો આ વિપથી સંસાર, ઘણો કઠણ છે લોકાચાર;
અનેક ભક્ત ઉતાર્યા પાર, ભક્ત માટે ધર્યા દશ અવતાર.
પેહેલે ધર્યું મત્સ્યનું રૂપ, શંખાસુર તમે માર્યો ભૂપ;
બીજે કચ્છતણો અવતાર, સાત સમુદ્ર મથ્યા નિરધાર.
ત્રીજે ધર્યું વરાહનુ રૂપ, લાવ્યા પૃથ્વી દાઢયે ગ્રહી ભૂપ;
ચોથે નરસિંહનો અવતાર, હિરણ્યકશિપુ માર્યો નિરધાર.

પાંચમે વામનનો અવતાર, બળિરાજા ચાંપ્યો પાતાળ;
છઠ્ઠે ધર્યું પરશુરામ રૂપ, ક્ષત્રિય મારી છેદ્યા ભૂપ
સાતમે રઘુવંશે અવતાર, કહેવાયા દશરથના કુમાર,
સાગરમાં બાંધી તમે પાજ, રાય રાવણ રોળ્યો મહારાજ.
બહુ દાનવનો વાળ્યો દાટ, વિભીષણને આપ્યું રાજ,
અનેક ભક્ત ઉદ્ધારી લીધા, કપિ હનુમંત પોતાના કીધા.
અજોધ્યામાં કીધાં રાજ, તમો સીતાપતિ મહારાજ,
આઠમે વસુદેવ ઘેર અવતાર, ગોકુળમાંય ગયા નિરધાર.
નંદજીને ઘેર છાના ર્હ્યા, ગાયો ચારી ગોવાળા થયા,
લીલા કીધી વરસ અગિયાર, પછે મામો માર્યો નિરધાર.
જરાસંધ ગયો સત્તરવાર નાસી, એક રાતમાં દ્વારકા વાસી,
માત તાતને મહા સુખ દીધાં, પાંચે પાંડવ પોતાના કીધા.
રાજપાટ ભોગવ્યા સુખકારી, ઉદ્ધાર્યા ભક્ત દાનવો મારી
નવમો બુદ્ધ તણો અવતાર, જપમાળા છે કર મોઝાર
દશમે કલ્કીનો અવતાર, પૃથ્વી પાવન કરશો નિરધાર
એવા અવતાર હરિ બહુ લીધા, અનેક ભક્તના કારજ કીધા
તારા ગુણ શું ગાઉં સભારી, અજામિલ ગુણિકા ઉદ્ધારી,
કબીરને તમો કરુણા કરી, તન મન ધન આપ્યું કમળાને હરી
રકાવંકાની ભક્તિ જાણી, કાષ્ટ વીણ્યા તે મારગ પાળી,
પીપાની ભક્તિએ રહ્યા રાચી, તમે ઋષિની નારીને જાચી
મીરાંબાઈ પર કીધી મેર, ઉપાડીને પીધું ઝેર,
સુર અંધાને આપ્યાં નેન, ધના ભક્તનું વાવ્યું ક્ષેત્ર
વનમાં ગયા તમે જુગનદિગોર, ભાવે બાનડીના પ્રાસ્યા બોર,
ગોપીનું પ્રતિપાળન કરયું, સુદામાજીનું દારિદ્ર હરયું
ભક્ત ઉગારવા દાવાનળ પીધો, સાત દિન વગણ ગોવર્ધન લીધો,
નરસૈયાના નાગરીનાં વેપાર કાપ્યાં, વીખ દઈને ચીરજ આપ્યાં
કુબ્જા સંગે રંગે રમ્યા, વિદુર ભક્તની ભાજી જમ્યા,
બળના રાખ્યા પાંડવનાર, પારસીના પૂર્યા ચીર
હરિશ્ચંદ્રની કીધી સહાય, નામદેવની છવારી ગાય,
અહલ્યા શલ્યા થઈને પડી, તમારે ચરણે તે ઓધરી
નરકાસુર માર્યો નિરધાર, નારી છોડી સોળ હજાર,
વિર દેવીને વિવાહ કરી, નરદાસ ઉગાર્યો શ્રીહરી

અપરમાતાનો ઉતાર્યો મદ, ધ્રુવજીને આપ્યે અવિચળ પદ;
અંબરિષ ઉપર થયા પ્રગટ, મૂક્યું દુર્વાસાને સુદર્શન.
પ્રહ્લાદની તમે વારે ધાયા, લક્ષ્મીવર લાકડામા વસ્યા;
મેના રૂપે તમે વર્તું કર્યું, ત્રિલોચન ઘેરે પાણી ભર્યું
તમથી હાર્યો દુર્યોધન રાજ, કાળીડો તાર્યો મહારાજ;
પાજ બાંધી ઉતાર્યા વાનરા, તમારે નામે પત્થર તર્યા.
નારદ મુનિએ કર્યો વિચાર, તમ કળાનો નવ પામ્યા પાર;
કીધી દેવભક્તની સંભાળ, ગોરાણીને આપી આપ્યો બાળ
જયદેવને આપી પદ્માવતી, શા શા ગુણ ગાઉં કમળાપતી;
અનેક ભક્તના કારજ કીધા, સમદૃષ્ટિએ ઉગારી લીધા
તારા ગુણનો શો કહું વિવેક, એક જિહ્વાએ નવ આવે છેક,
અનેક ભક્તના કીધા કામ, તો કયમ વીસર્યા મારો ઠામ
એવો મેં શું કીધો તમ વાંક, હું તો દાસ તમારો છું રાંક;
મારો અવગુણ અંતર નવ ધરો, સેવક જાણીને કરુણા કરો
હું તો મહા પાપી છઉં નાથ, પણ તમે સાહ્યો છે મારો હાથ
શું કરું અવગડનું છે કાજ, માટે સમ દેઉં છું મહારાજ.
લોકમા થાય ફજેતીનો પાર, માટે સાહ્ય કરો મોરાર;
રખે કોઇ કહે કાળું ને ગોરૂ, તમારો દાસ ગણો તમ છોરૂ.
હું વિનવીને કહું છું એહ, છોરૂને નવ દીજે છેહ,
ભાભી કહેતી મુને ગોવાળો, નવ જાણે ધોળાપર કાળો
સદાશિવે મુને કીધો દાસ, દેખાડ્યો તમારો અખંડ રાસ,
તમે મુને વૈકુંઠે કહ્યા વચન, અવગડે આપીશ દરશન.
ત્યારે મે માંડ્યો સંસાર, તારી ઓથ જાણીને મોરાર;
મે અપવાસ કીધા સાત, ખીચડો જમાડવા આવ્યા નાથ
મધ્ય રાતે તમે તરસ્યો જાણી, સખિરૂપ થઇને પાયું પાણી,
મંડળિક સભામાં રાખ્યું નામ, હાર આપ્યો તમે સુંદર શ્યામ
એના અનેક વાર કીધા કાજ, તે વિશ્વાસે રહ્યો છું આજ,
આજ કયમ તમે આળસુ થયા, આપવું પડે માટે શું સંતાઇ ગયા
દશ પાંચેક માટે શું મૂકો મામ, નથી કંઈ વધતાનું કામ,
અધીર આવે તો ઉછીનું દેજો, કાલે તમારૂં પાછું લેજો.
ના કહેવી હોય તો સુખે કહેજો, એ વાતે શરમાઈ ન રહેજો,
ના કહ્યાથી રીસ નવ ચડે, શા માટે ઓશીઆળો પડે.

દીજે દર્શન દીનાનાથ, માહી રહ્યો તમારો હાથ,
આપ્યું વચન નહિ પળાય, તો તો લાખ જશે જગમાંય.
તું જૂઠાથી ભૂંડા લોક, તુંને માનવો તે તો ફોક,
કળિયુગ આવ્યો ને તપ મર્યું, તેમ તેમ જીવન તુજમાં ઘટ્યું
ભક્તને કાજે નહિ ધાય, તો તો માગ જેવો કહેવાય,
કન્ય માટે નિરે વેડા માગ, ભક્ત ઉપરથી હેત છાડ
જો તુથી ન ભરાયે પેટ, તો હું કરીશ બહારની વેઠ,
તારો વાણોતર કહેવાઉં, એની પાસે માગવા જાઉં
જો દોરી બાંધી રોયે તાણી, તો છોડજે રાગપાણી,
મુજને બઢી વખતે દેજે, મહીનામાંથી કાપી લેજે
એમ ઢવ કરપી શું નાખો, મખી થઈને લાખજ રાખો,
પાણીથી પાતળા શું થયા, આપવું પડે માટે મનાઈ ગયા
ઘણું ઘણું શું તમને કહું, હજુ ભાર રાખીને રહું,
છોકરવાદી ન કીજે છેક, કાંઈ આણીએ મનમાં વિવેક.
ગોવાળા વેડા કાઢી નાખો, કાઈક ભારેખમપણું રાખો,
હરિ તમારે હાસ્યજ કરવું, અમારે વગર મોતે મરવું
આજ અમારું વણસશે કાજ, તો તો તમને લાગશે લાજ,
નાત સગાં સહુ ભાંડશે મુને, એહ લંછન છે આખું તુંને
કહેશે હરિજને કર્યું અજવાળું, જમવા તેડીને કાઢ્યું દેવાળું,
એ હીણપ તુંને લાગશે હરિ, માટે ખરચી મોકલ ખપ કરી
એમાં મારું કાંઈ નવ જાશે, લોકમાં હાસ્ય તમારું થાશે,
મારે રૂવાની પડી છે આજ, તમને હાસ્ય સૂઝે મહારાજ
તું તો સૂતો છે નિદ્રા માંય, મુને ચિંતા લાગી હાય,
જાગ જાગ રે યાદવરાય, શું રાધાજી તણામે પાય.
લલિતા વિશાખા ચંદ્રાવળી, લપટને વહાલી સુંદરી,
નૌતમ નારી કાં તુજને મળી, માટે ભક્તને ગયો વીસરી.
જાગ જાગ રે કમળાપતિ, વહેલો આવને વેળા વહી,
જાય ઘડી ઉપર ઘડી, પ્રમદાને ચાયે ચટપટી
હું દુર્બળથી અર્થ નવ સરે, મેં હા ભણી તારે આધારે,
જો નહીં આવો સુંદર શ્યામ, તો છે નાગર સાથે કામ
જેના ભેડે ઓઢી ચાળ, તેનો વાણોતર ખાય ગાળ,
જાણ્યું કરવી પડશે વાહાર, મોડું મનાડ્યું આવાર.

## વલણ.

તેં તો મોઢું સંતાડિઉં, જાણ્યુ મેં નિરધાર રે;
નરસૈં મેહેતાનો શબ્દ સાભળી, ઝબકી જાગ્યા દેવમોરાર રે.

## કડવું

વિશ્વાસ દૃઢ જાણીને વચન પાળ્યુ, એવા શ્રી હરિરાય રે,
નરસૈં મેહેતો પ્રભુને સમરે, ધરી મનમા ચિંતાય રે.
ઓસરી બહાર દહાડો ચઢી ગયો, શુ સૂતો નિદ્રા માહે રે,
પરમેશ્વર તુને કોણ જાણશે, કારજ નહિ થાય આહે રે.
હું તો બેઠો છુ તુજ ઉપર, તું ભક્તવત્સલ મહારાજ રે,
જમવા આવશે ને પાછા જશે, તો જાશે તારી લાજ રે.
બપોર થયા ને કશી પેર નથી, વાત એકો નવ સરી રે.
કુવામા ધાલીને કંઠ રૂધ્યો, વિશ્વાસધાતી થયા હરિ રે.
હરિ ભજતા મુને હીણપત આવી, મનમા સમજે નહિ માવા રે;
એટલામા શું મુખ સંતાડ્યુ, ટળ્યુ તુજને હરિ ખાવા રે.
કુશાલી કરતો હતો આખા ગામમા, હતો પ્રજાનો પ્રતિપાળ રે;
સેવીએ તો પથ્થર ફળે પણ, તુજમા દૈવત નથી લગાર રે.
કહેતા કહેતા મારો કંઠ દૂખ્યો, નથી આવતી તુજને દયા રે,
અતીશે હઇડે કથન કીધુ, મૂકી દીધી શરમ ને મયા રે.
શેઠ થઇને સંભાળ ન રાખે, ટકે વાણોતર ક્યા સૂધી રે,
હવે સંસાર કેમ ચાલશે ભાઈ, પરમેશ્વર થયો કુબુધી રે.
એવા નરસૈં મેહેતાના વચન સુણીને, ઘણુ રીઝયા સુદર સ્યામ રે;
રૂપૈઆ એકસોની બોરી, નાખી દીધી તેણુ ઠામ રે.
પછે નરસૈં મેહેતાને હૃદયા માહે, હરિયે દર્શન દીધુ નિરધાર રે,
મોર મુકુટ પીતાબર ધારી, કમળ ભુજા છે ચાર રે.
મેહેતો હરિને મોઢે કહે છે, આવડું માન ન જોઇએ તમારે રે,
હાથના ઘડાનુ શુ ગજુ, સુણી લાજ્યા દેવમોગારે રે.
બહુ સ્તુતિ કરીને ચરણે લાગ્યા, પછી હરિ થયા વિદાય રે;
રૂપીઆની કોથળી લઇને આપી, મેહેતીના કર માય રે.
મન માને ત્યમ ખરચો નારી, કોડી એક ન રાખશો પાસ રે;
માણેક મેહેતી રૂપીઆ જોઇને, પામી મન ઉલ્લાસ રે.

6 Mehta goes out marketing but forgets the ghi.

### કડવું.

મેહેનાજી કહે સુણીએ નારી, ખરચી મોકલી દેવમોરારી;
માટે કામ થયુ નિરધાર, સામગ્રી લાવ્યાનો કરો વિચાર.
તમે ગણાવો મુજને જેટલું, હું તો વિધિએ લાવું તેટલું;
મેહેતી કહે સુણીએ મારા નાથ, તમે સઘળુ લાવો સંગાથ
મીઠાથી સર્વ લગી લાવવુ, તેમા સ્વામીજી શું હું કહું નવું;
જે લાવો તે લાવજો ભરતાર, મનુષ્ય બમો ગણો વિચાર.
તેથી પાચનુ વધતુ લાવજો, અમ પૂછવા વાટ ન જોજો,
ચારનું વધે નો રહે ઇજ્જત, એકનુ ઘટે તો થઇએ ફજેત
તે વખત ચૌટે રોડવું પડશે, નથી ઘરમા કે ચૂલે ચડશે,
કરજોડી વાત કહું છુ એક, જે લાવો તે લાવજો વિવેક.
હવે સામગ્રી બતાવું જેહ, સંભારીને લાવજો તેહ;
મહુ વેગે કરી ઉતાવળ, પ્રથમ દડીઆ ને પાતળ.
સારવાની સામગ્રી જેહ, જે જોઇએ તે લાવજો તેહ;
સીધુ લોટ ચોખા ને દાળ, ચણા વાળ ને દૂધ ખાંડ સાર.
ઘી તેલ આગ જલ તણો, ચણા ચોખાનો લોટજ ઘણો;
ગર્ઈ હિંગ હળદર જીરૂ મરી, ધાણા મેથી ન જશો વીસરી.
છાશ આમલી મીઠું વિવેક, આદુ લીંબુ મરચા થોડા એક;
કોળુ તુરીયા ને મેથીની ભાજી, અળુના પાતર પાપડી તાજી.
કદ કેળા ભડથા સારૂ ધરવા, ચીભડાં દૂધી રાયતું કરવા;
શીંગ સૂરણ નર્મ શાકને કાજ, દહી ખટઆ સરખું લાવજો નાથ
ચૂકી હોઉં તો જણાવો તમે, સામગ્રી સારી લાવજો સૌને ગમે;
સ્વામી ઓછી નાગરની નાત, જરા હાંકી ન રાખે વાત.
સેહેજ સારૂ કરશે હોળી, મોંમાં મોંઢ કરશે તે બોલી;
કહેશે જમણ કીધું નહિ સારૂં, આ તો સારૂં ને આ તો નઠારૂં
તાવેશાનને કોઈ નવ કહેય, આપણુ ગરીબને મેહેણું દેય;
માટે કશી વાતમાં ન કરે ખાપણ, ક્યાં રોજ રોજ કરીએ આપણ
પૈસો વધતો થય તે થાવા દેજો, પણ સામગ્રી સારી લાવજો,
મહેતો કહે એ તો કહ્યુ ઠીક, સઘળાની લખી રાખું ટીપ
મહેતી કહે સુણો ભરથાર, વિચાર કરતા તો લાગે વાર,
થયા બપોર જલ મધ્યાન, મુને ધીરજ નથી રહેતી મન.

સહુ લાવવું છે એકલે હાથે, બીજું કોઇ નથી સંગાથે;
શ્રીમંતનાં કામ તે સહુકો કરે, આપણ ગરીબ હરિને આશરે.
માટે વેહેલા ચૌટામાં જાવો, સઘળું સંભારીને લાવો;
મારે ઘડીએ ઘુંટ ભરાએ, રાંધવાને અસુર બહુ થાયે.
જેહ નાતતણો રાંધનાર, તેને તેડી લાવું આ વાર;
હું વાસણ લાવી ઘરમાં ધરૂં, ભરૂં નીર કરૂં સાંતરૂં.
અમો તૈયારી કરૂં જેટલે, તમો સામગ્રી લાવો તેટલે;
ઉચકાય તેટલું લેજ્યે હાથે, બાકી મૂકજ્યે મજૂરને માથે.
ટીપ વાંચીને લેજ્યે ત્યાંય, એમાં વીસારશો નહી કાંય;
લેતાં ચિત્ત રાખજ્યે ઠાર, નહિતો ફેરો પડશે બીજીવાર.
નથી કોઇ આગળ કે જશે, માટે તમે લાવજ્યે ચોકશે;
મોંઢે ગાવો ને હાથે બજાવો, એક પ્રહરમા ગઢ જીતાવો.
રૂડું જોઈ લાવજ્યે સુજાણ, દેખી નાગર કરે વિખાણ;
લાવતાં વાટે નવ છોવાય, સહુ ચોખું ઘેર લવાય.
છેલી શીખામણ દઉં છું નાથ, રખે મારે જોવી પડે વાટ;
વારૂ કહીને મેહેતાજી ગયા, સામગ્રી લેવા તત્પર થયા.
સવા બસેનો સામાન ધારી, લીધુ સીધુ સહુ જુગતે કરી:
તેલ કરીયાણું લીધુ ઉતાવળે, લીધા દડીઆ ને પાતળે.
લીધા દૂધ ખાંડ ને બરાસે, લેતા મેહેતા ટીપ તપાસે;
રાખે ચોકસાઇ ને વિવેક, લીધી વસ્તુએ મૂકે છેક.
કુંકુમ પાત્રી ને ફોફળ પાન, લીધો સારવાનો સામાન;
લીધી છાશ આમલી મીઠું વિશેક, આદું લીંબુ મરચાં થોડાએક.
મેહેતે મનગમતું કીધું, લખ્યા કરતા અદકું લીધું;
નિર્મળ બુદ્ધિ વિચારે જોડી, સોમાથી નથી રાખવી કોડી.
હરિએ આપ્યુ શ્રાદ્ધને કાજ, મારે તે સહુ ખર્ચવું આજ;
જેમ સોદાગર વ્હોરે વસ્તુ બહુ, એમ મેહેતે સામગ્રી લીધી સહુ.
આઠ મજુર કર્યાં સંગાથે, ગાસડા મૂક્યા તેમને માથે;
ગોવિંદજીએ નિજ ગમતું કીધુ, ગફલતે ઘી વિસારી દીધું.
હરિને શ્રાદ્ધ સારવુ છે હાથે, તે માટે ઘી ભૂલાવ્યું નાથે;
વળી મેહેતાજી મન વિચારે, નથી કંઇ વીસર્યો એમ ધારે.
લીધાં સર્પણ સુકા જોઇ, કે રાંધતા વાર લાગે નહીં;
વળી સામગ્રી તપાસે ત્યાંય, હું વીસર્યો નથી હવે ક્યાંય.

વસ્તુ સર્વ તપાસી જોઈ, ઘીની રકમ ગંનાઈ ગઇ;
સૌ સામગ્રી લીધી નીરવાણુ, સર્વથી નચિંતા થયા પ્રાણ.
સામગ્રી લઇને વાટે આવે છે, જે મળે તે મેહેતાને પૂછે છે;
હરિજન આ કોણે કર્યો ઉપગારો, કે વેરાગીનો કર્યો ભંડારો.
હા હા કહેતા મેહેતા ચાલે, હરિ રસમાં મનડું માહાલે;
સામગ્રી ઘેર આવ્યા લેઇ, આડોશી પાડોશી રહ્યાં જોઇ.
મહા કુપાત્ર નાગરની નાત, પ્રપંચથી પૂછે છે વાત;
મેહેતાજી શું કરો છો કાજ, તે કહે ઓચ્છવ કરીએ આજ.
લઘુ વૃદ્ધ વાતો એમ કરે, મેહેતો મનમાં રીશ નવ ધરે;
સામગ્રીના ગાંસડા ઘરમા લીધા, દામ આપી મજુર વિદાય કીધા.
મેહેતીએ જોઈ સહુ સામગ્રી, તો એક ઘી ગયા છે વીસરી;
બાકી તો સૌ આવી છે વસ્તુ, લખ્યા કરતા દીસે છે વધતું.
કર જોડીને કહે છે નાર, ઘી વીસરી ગયા ભરથાર;
મેહેતો કહે વીસર્યા તો લાવશું પછી, હમણાં એનો અટકાવ નથી.
તમો રસોઈની કરો તૈયારી, હું આપું સામગ્રી સમારી;
મેહેતો બેઠા સામગ્રી સમારવા, મેહેતીજી પેઠાં રસોઈ કરવા.
સહુ જુગતે સમારી દીધી, પછે રસોઈ ચાલતી કીધી;
બેહુ ચૂલે અગ્નિ કીધા પ્રગટ, રાંધવા માંડ્યું છે ઝટપટ.
ઉજમદાર રાંધવા પેઠી, એક ક્ષણમાં રસોઇ કીધી;
એકે કીધાં ખીર ને પોળી, બીજે ભજીઆં ને ભાજી તળી.
નરમ શાક કીધું એક રસ, સહુમાં વઘાર કીધા મસમસ;
કીધાં દાળ કૂર ને કઢી, વાલની દાળમાં ભભરાવ્યાં મરી.
રાંધ્યાં ચોસઠ વાણીનાં શાક, કીધાં નૌતમ સુંદર પાક;
લીંબુ કટકા કર્યાં પાત્ર ભરી, આદા કેરી કસુંબર કરી.
દહીમાં રાયતાં કીધાં સાર, માણેક મેહેતી છે ઉજમદાર;
રસોઈ સુંદર થઇ છે એવી, પરમેશ્વર આરોગે તેવી.
સઘળી જુગતે તૈયારી થઈ, ઘડી ચારમાં રાંધી રહી;
જીવમા જીવ આવ્યો નિરધાર, મનમાં હરખ્યાં અપરમપાર.
મેહેતા પાસે આવ્યાં મેહેતી, કર જોડી કરે વિનતી;
સ્વામીજી પરવાર્યાં છીએ અમો, હવે ઘી લેવા જાઓ તમો.
અહીં સઘળાંની થઇ છે તૈયારી, પાર ઉતાર્યાં છે શ્રી મોરારી;
હવે રહેશે નાગરમાં લાજ, મને વિશ્વાસ નહોતો આજ.

હવે સુખે નાત આવે ધામ, તમો ઘી લાવો તો સીજે કામ;
'સારવાની વેળા થવા આવી, ત્યાર પેહેલાં ઘી મૂકો લાવી.
જમવા બેસશે સહુ કટુંબ, ત્યારે ઘી જોઇશે પરથમ;
માટે વેહેલા લઈ આવો ઘેર, મેહેતો કહે કરીએ તેની પેર.
એમ કહીને ગયા ઘી લેવા, હવે ઉપાય થાય છે કેવા;
મેહેતા ગયા નેસ્તીને હાટે, એક ઓળખીતો મળ્યો તે વાટે.
તેણે મેહેતાને દીઠા નિરધાર, મનમાં હરખ પામ્યો અપાર;
આવો સાધૂ વૈષ્ણવ જન, મુને સંભળાવો કીર્તન.
મેહેતો કહે એ તો સારૂં કહ્યું, તારૂં ને મારૂં કારજ થયું;
એમ કહીને બેઠા આસન માંડી, મેલી મુખ આગળ તાંબડી.
ગાય હરિગુણ તે અતિસાર, મેહેતો વિસર્યા લોકાચાર;
હરિરસમાં મન રહ્યું છે ફૂલી, તેમાં ઘી લેવાનું ગયા ભૂલી.
કોનું શ્રાદ્ધ ને કોની વાત, કોને ઘેર જમવા આવસે નાત;
એ તો હરિજન હરિમાંહે ઝીલે, વીસરી વાત ભજન રસીલે.

### વલણ.

વાત વીસરી ઘી તણી, મેહેતો કીર્તન કરે છે હાટ રે;
વાર લાગી અતિ ઘણી, ઘેર મેહેતી કરે છે ઉચાટ રે.

## 7. Where is Mehta?

### કડવું.

ઘેર મેહેતી જુવે છે વાટ, નાવ્યા નાથ ને થાય છે ઉચાટ;
ચિંતા ચિત્તમાં ધરે અપાર, હજુ કયમ ન આવ્યા ભરથાર.
જમવાને હમણા આવશે નાત, થશે ફજેતી ન આવ્યા નાથ;
રશિયા નાગર મેહેણા દેશે, એકની ચાર તે મોંઢે કહેશે.
એમ સંકલ્પ વિકલ્પ કરે જેટલે, સહુ જમવાને આવ્યા તેટલે;
આવ્યાં સગાં ને શુકલ સર્વ, જોઇ જોશી આવ્યા કરતા ગર્વ.
નોતરાં દીધા હુતા જેટલાં, વખતે આવી બેઠાં તેટલાં;
બેઠાં મેહેતાનાં મંદિર માંય, મેહેતી ચિંતા કરે છે ત્યાંય.
હજુ કેંય આવ્યા નહીં એમ કહેતી, મન વિષે ધીરજ નથી રહેતી;
પડી આકળી કહે કોને વાત, હારે જમવા આવી સંહુ નાત.

સહુને દીધા છે ઘણાં માન, બેસવાને આપ્યા આસાન;
મન ઉચાટ થાય છે ઘણાં, વાત કરી મન રાખે સૌ તણાં:
ઠીક વખતે આવ્યાં છો તમે, આજ ખોટી નહિ થઇએ અમે;
અહીં સઘળાં વાનાં છે તૈયાર, મેહેતા ઘી લાવે એટલી વાર.
એમ કહીને બેઠાં માણક મેહેતી,: માહે માંહે નાગરી વાતો કહેતી;
કો કહે મેં જાણ્યું વેળા થઇ ગઈ, કો કહે હું ક્યારની બેમી રહી.
બાઈ મોડા આવ્યાં હોત તો સારૂં, અહિંયા નવરા કશું નહીં વારૂં;
એક કહે મારે ઘેર ભરવું છે પાણી, વહેલી આવી જમવાનું જાણી.
મારી સાસૂએ મુજને કહ્યું, પણ મેં ભુંડીએ નવ લહ્યું;
કહ્યું હજી જમવાની છે વાર, પણ મેં ઉનાવળ કરી અપાર.
ચાંદલાની સુરત નવ રહી, આંખ આજવી વીસરી ગઈ;
એક કહે મુજ ઘેર પડ્યું છે કામ, સહુ મૂકીને આવી એણે ઠામ.
અહિંયાં તો વળી પડશે રાત, ઉકલશે. નહિ એકે વાત;
એક કહે વૈષ્ણવને ભોવન, બેશીશું તો થઇશું પાવન.
ઘેરે નવરાં ક્યાંથી પડીએ, અહીં ચારમાં બેશી વાતો કરીએ;
ઘરનું કામ તો રોજનું લાગ્યું, ભવોભવનું કરમે ભાગ્યું
એક દિન તો નચિંત થઇને રહીએ, ફરી મેહેતાનું મંદિર ક્યા લહીએ;
સારૂં થાય જો લાગે વાર, સ્વાદ પડે જમવાનો તે વાર.
આજે જમવાનું આછ સુખ, કાલ લગી ન લાગે ભૂખ;
એક કહે વાત એ મુજને ન ગમી, એમ નાગરી બોલે સામસામી.
એમ કહેતા ઘડી ચાર વીતી ગઇ, તોય મેહેતોજી આવ્યા નહીં;
ત્યારે શુક્લ મેહેતીને પૂછે, આવડી વાર લાગી તે શું છે.
દીન થોડો રહ્યો છે બહારે. પછી શ્રાદ્ધ સારશે કે વારે;
મહેતી કહે મુને થાય ઉચાટ, હવે આવના હોશે વાટ.
ત્યારે ભાભીજી બોલ્યાં વળતું, આજ ગામમા ઘી નથી મળતું;
નગ્ર રાજાએ કીધો છે કાળ, જૂનાગઢમા પાડી હડતાળ.
દુકાન બંધ છે ઠામોઠામ, હવે મેહેતો જશે બીજે ગામ;
તદા દૂધ અધરકશે સહી, તેનું કાલે થાશે દહીં.
તેનું માખણ તાવશે જ્યારે, મહેતા ઘી લઇ આવશે ત્યારે;
પરમ દહાડે થશે જમવાની પેર, ત્યા લગી લાધો એને ઘેર.
ત્યા સુધી જૂઓ મેહેતાની વાટ, ઉપ આવે તો મારો ગપાટ;
ભાભીજી કટાક્ષે વચન કહે, માણેક મહેતી સૌ સાંખી રહે.

કોને ઉત્તર ન આપે ફરી, મનમા સંભારે શ્રીહરિ.
હજુ કયમ ન આવ્યા ભરથાર, આ તે શું થયુ દેવમોરાર.
વાર લાગી શુ કૌતુક થયુ, હેસ વાગી ઘી ઢોળાઈ ગયુ;
પડી ગયુ નાણુ નવ લાધ્યુ વાટ, એમ મહેતીજી કરતા ઉચાટ.
પ્રભુ રાખજો મારી લાજ, પાર પાડજો શ્રી મહારાજ,
એમ કહેતી ને આસૂ ભરતી, આગણુ ને ઉમરો કરતી
રમીયા નાગર બોલે વાણી, કરે કરડાકી દુર્બળ જાણી;
મેહેતો ભારે ખર્ચાળૂ કહાવે, નેસ્તીને હાથે નાણુ ચૂકાવે
ઘણા દહાડાનો હિસાબ ચઢયો, રૂપીઆ હજારનો વાધો પડયો,
તે તપાસીને ચૂકવી આપશે, ત્યારે ઘી લઇને આવશે
ઘી લાવતા છોવાયુ બાવા, માટે પાછુ ગયા બદલાવા;
બદલી નહિ આપે તો કાશી જશે, ગંગામા ધોતા પાવન થશે.
તદા સુધી તો વાટ જૂઓ, પેટે હાથ દઇને રૂઓ,
બળ્યુ જીવતર જમવુ ધિક્કાર, નવ સમજે એ લોકાચાર.
ઘી લેવા ગયા ત્યા સૂઇ રહ્યા, બહાર મધ્યાહ્ન વીતી ગયા;
કઇ સૂઝ મનમા નવ રાખે, ખોઇ બાપ દાદાની શાખે.
એમ નર નારી કરે છે વાત, આજ તો જમવાને થશે રાત;
હમણા શ્રાદ્ધનુ મુહૂર્ત નથી આવતું, એના પૂર્વજને સાજે ભાવતુ.
ભૂખે મરવાનો આવ્યો દહાડો, માટે ઊંઘ એકેકી કાઢો,
સહૂ સૂઇએ સાથરા વાળી, ભૂખ્યા બૂમ પાડો વનમાળી
વૈષ્ણવને ઘેર અમથુ ન જમાય, હરિ ભજીએ તો કારજ થાય,
સૌ સૌને ઘેરથી લાવો ઘૃત, ત્યારે જમવાનો સરશે અર્થ.
એમ હાસ્ય નર નાર કરે, વળી ભાભીજી બોલ્યા ત્યારે;
આજ ગેહેતોજી ઘી લાવી ચૂકયા, જમાડવાની વાતે શપ્પ ફૂંકયા.
અહિંયા તો છે ભૂખે મરવાનુ, ઘેર જઇને રસોઇ કરવાનુ;
ઘીને બહાને મોઢું સંતાડયુ, માણસ દેખીને દેવાળુ કાઢયુ.
તમે શું જાણો એના ફેલની ગતી, મોઢે મીઠો ને મનમા કરવતી;
જાણે ના કહેવાશે નહિં, માટે સંતાઇ પેઠો કહીં
કાળું મોઢુ કરી બેઠો કાય, ફજેત વેડો થાય ઘરમાય;
રૂડો હોય તો નામ વધારે, ભૂંડો હોય તો લાછન લગાડે.
એ નાગાને કોઈ કહેશે નહીં, અમારે નીચું જોવું પડે અહીં,
મગે નહિ તો ઉંચા નર થઇએ, નીચી ડોકે ખાઈ ઘેર જઈએ.

## 8. Hari helps his devotee in nick of time.

### કડવું.

મેહેતો કીર્તન કરે છે હાટ, નથી જાણતા ઘરની વાત;
લેહે લાગી હરિપર મન, કરે કીર્તન થઈ નચંત.
મેહેતો જરાએક છાના રહે, વાણીઓ બેસો બેસો કહે;
હરિજન હમણા જજેની ભોવન, મુને રૂડા લાગે કોર્તન.
હજુ દહાડો ઘણો છે બહાર, કેમ ઉતાવળ કરો અપાર;
મૂર્ખ નથી પ્રીછતો કામ બીજું, કરો કીર્તન હું તો બહુ રીઝું.
એમ વાણીઓ કહેતો જાય, તેમ તેમ મેહેતો હરિગુણ ગાય;
કરે રાગ રંગ રૂડી રીતે, લોક સુણવા ઉભા બહુ પ્રીતે.
મેહેતાનાં કીર્તન રૂડા જાણી, લોક ભીડ થઇ છે ઘણી;
ગાય હરિગુણ તે અતિ સાર, ઘેર થાય ફજેતીના પાર.
નાગર બોલબાણ બહુ મારે, રોતા હરિ સમરે છે નારે;
ત્યારે વિચાર્યું શ્રી મહારાજ, એ તો વણસશે મારા ભક્તનું કાજ.
એને કોણ ઉઠાડવા જાય, એ તો બેઠો મારા ગુણ ગાય;
સુખે લેવા દો એને નામ, હું જઇને કરૂં એનુ કામ.
એવો વિચાર અંતર કીધો, પછે વેશ મેહેતાજીનો લીધો;
દયા જાણી નરહરી આવ્યા, વેશ નરસૈંયાનો લાવ્યા.
તત્ક્ષણ ધર્યું મેહેતાજીનું રૂપ, થયા બ્રાહ્મણ ત્રિભુવન ભૂપ;
પેહેર્યું ધોતીઉં ઢીચણ લગી, એક પિછોડી ઓઢી વગી.
શોભે રૂડી વામાંગે જનોઈ, ઉભી પાટલીએ પનોછી તહીં;
તુળસીની માળ કંઠે આરોપી, શિરે ઘાલી સકલાતની ટોપી.
ગોપીચંદનનું ટીલું કર્યું, તે મારા પ્રભુજીને કેમ આવડ્યું;
શુભ છાપા છાપ્યા છે અંગે, લીધો મેહેતાનો વેશ રંગે.
નયન નાસિકા ભ્રુકુટી એવી, રૂપકાંતિ મેહેતાના જેવી;
શીર શ્રવણ ને અંગ સમેત, મેહેતાનામા ન પડે કશો ભેદ.
વૈષ્ણવ ચાલ ચતુરાઇ ઘણી, ઉમર જોબન મેહેતાજી તણી;
નખ શિખ સઇ જાણજો એવું, હમે બોલે મેહેતાના જેવું.
માવાનું રૂપ મેહેતાના સરખું, મેહેતારૂપે મોહનને નિરખું;
મેહેતાની પેઠે નીચે ખામણે, જાય હરિજન તે ભામણે.

ઓધવ અક્રૂરને કહે તાંહે, તમો આવજો જુનાગઢ માંહે;
કરવા નરસૈયાનું કાજ, લાખ ટકાની રાખવા લાજ.
નાગરનાં ઉતારૂં અભિમાન, જઇને પાછા કરૂં મધ્યાન;
તમો વેહેલા આવજો, મોહોર પીતાંબર સાથે લાવજો.
સહુને દક્ષિણા આપવા કાજ, એમ કહેતા ગયા મહારાજ;
હરિ મનમાં આકળા બહુ થાય, ખડાવિણુ મોજા પેહેર્યા પાય.
ધણી દાસ ઉપર દયા કીધી, ઘીની તાંબડી કરમાં લીધી;
કરવા ચાલ્યા ભક્તનું કાજ, ઉતાવળા હીંડે મહારાજ.
થાક્યા બ્રહ્મા ભણીને વેદ, જાણ્યો નહિ ભગવાનનો ભેદ;
જેના દેવના દર્શન ઇચ્છે, શિવ સરખા પાર નવ પ્રીછે.
એવા દીનાનાથ દયાળા, ભક્ત માટે હીંડે છે પાળા;
હરિનાં કૌતુક શા કહું ભાળી, જેમણે કર ઝાલી જપમાળી.
હરિ મેહેતાની ચાલ્યે ચાલે, હરિ રસમાં મનડું માહલે;
મેહેતાની પેરે હરિ ગુણ ગાતા, હીંડે રાગ રંગમાં માતા.
હરિએ મોટાઇ કાઢી નાંખી, ભક્ત માટે નમનતા રાખી;
જે કોઈ મેહેતા કહીને બોલાવે, તેને શ્રીહરિ શીશ નમાવે.
વળી વૈષ્ણવતી પન રાખે, જયશ્રીકૃષ્ણ મુખેથી ભાખે;
મેહેતાજીનાં લક્ષણ સહુ સાર, કરે આંગળીના ટચકાર.
કોઇ ન જાણે કે જગન ધણી, જાય છે મેહેતાના મંદિર ભણી;
દેવ દેખીને વિસ્મય થાય, હરિ આ તે શું કહેવાય.
જ્યાં નાગરસહુ હાસ્યજ કરતાં, માણેક મેહેની ચિંતા મન ધરતા;
પ્રમદા વાટ જુવે છે જ્યાંય, હરિ આવીને ઉભા છે ત્યાંય.
લોક કહે મેહેતાજી આવ્યા, ઘીની તાંબડી મોટી લાવ્યા;
ધસી પેઠા મંદિર માંય, સહુ ઝાંખા પડી ગયાં ત્યાંય.
મેહેતીએ જોયા નિજ ભરથાર, મનના ઉચ્ચાટ ટળ્યા તે વાર;
તાંબડી આપી મેહેતાને હાથ, પ્રમદા જાણે જે મારો નાથ.
હરિ તો મેહેતાજીને રૂપ, કો ન જાણે જે જગતના ભૂપ;
હરિએ શુકલને કીધો નમસ્કાર, દીધો કુટુંબને આવકાર.
ઘણા સહુને દીધાં માન, ન જાણે નાગર પુરૂષ પુરાણ;
ભાભીજી નીરખું જોઇને રહી, ચાર લોકમાં ખસિયાણી થઇ.
શુક્લ પૂછે મેહેતાને વાત, આવડી વાર લાગી શામાટ;
તમ માટે ખોટી થયાં સહુ, અમને ચિંતા થાતીની બહુ.

દીન તો નથી રહ્યો લગારે, હવે શ્રાદ્ધ સારશો ક્યારે;
ત્યારે બોલ્યા સુંદર શ્યામ, ગયા હુતા એક ભક્તને કામ.
ઠીક વખતે આવ્યા છિએ ઘેર, હવે કરિએ સારવાની પેર;
એમ બોલે છે હરિ ભરમ, કો નથી પ્રીછતું તેનો મરમ.

9. What is the time?

કડવું.

સહૂ ભૂખ્યા ભૂખ્યા પોકારે, મૂર્ખ નથી જાણતો મન વિચારે;
સાંજ પડે તેમ વહાણું વાય, એ તો નાગરી નાતમા નહીં થાય.
જમવા તેડયા કે વેશજ માંડયા, નાગરના વ્યવહાર સહુ છાંડયા;
સુણી સર્વના એવાં વચન, મનમાં વિમાસ્યું જગજીવન.
એના પગ ઘાલું એના ગળા માંહે, એવો ઉપાય કરૂં હું આંહે;
સહુનાં ઉતારૂં અભિમાન, અહિઆં પાછા કરૂં મધ્યાન.
એ શું જાણે હું મળિયો નેટ, ભૂખે ઠોકાવું સારી પેઠ;
મારા ભક્તનું નામ વધારૂં, સહુના નાક ઘસીને વાઢું.
એવું ધારી અણુસારો ઊંચો કરયો, પાછો ભાનૂ પૂર્વ દિશ ફરયો;
હરિએ કૌતક માંડયું બતાવા, રાખ્યું વાદળ નાગરને ઠગવા.
બહાર થયા અતિ મધ્યાહ્નકાળ, કો ગતિ નવ જાણે દયાળ;
જે બોલ્યા તેનો ઉપાય કરી, નચિન્ત થઇને બેઠા શ્રીહરિ.
આવે ઘરમા ને જાયે બહાર, જાણી જોઇને લગાડે વાર;
શુક્લ કહે મેહેતા વાર શું લગાડો, બહાર નથી દીસતો દહાડો.
છોકરા ભૂખ્યા ભૂખ્યા રડે, તમને ખોટી થાવું સૂઝ પડે;
રામાંટામાં કરો શું જોઇ, હરિ ભજીને અક્કલ ખોઈ.
આટલા દહાડા જાણુતા હતા સારા, આજ તો ઘણા દીઠા નઠારા;
જો નવ હોય જમાડવાની પેર, તો અમે પાછા જઇએ ઘેર.
મનુષ્યને કહીએ એકવાર, ઢોરને સાન ન હોય લગાર;
કોઇનું કહ્યું અંતર નવ ધરે, એમ વેરાગીવેડા શું કરે.
હસીને બોલ્યા દેવમોરાર, હજુ બપોર નથી થયા બહાર;
એમ ઉતાવળ શુ કરો, કાંઇ ધીરજ મનમાં ધરો.
ગરીબ જાણી અકળાવો બહૂ, રાધના તે રડાવો છો શું;
વેહેલું સારવા કોઇ નવ જાય, મધ્યાહ્ન પાખી શ્રાદ્ધ નવ થાય.

મધ્યાહ્નને પિતૃ પામે સંતોષ, વેહેલું મોડું થયે જાય નિર્મોખ;
તમો પંડિત થઇને શું ચુકાવો, મધ્યાહ્ન વિના શું પિંડ મુકાવો.
અહિંયાં સઘળું છે તૈયાર, બપોર થાય એટલી વાર;
તે માટે અમો ફેરા ફરીએ, બપોર થાય તો સ્નાન કરીએ.
સુણી શુકલને ચઢીઓ કાળ, પગથી માથા લગી લાગી ઝાળ;
અલ્યા ભક્ત નહીં તું ભીખારી, કાંઈ બોલની મન વિચારી.
બહાર દહાડો નથી રે નઠોર, હજુ તું ગાયે છે બપોર;
જૂઠું બોલતા જાય રાત ને દન, તુંને કેમ થાય હરિ પ્રસન્ન.
હાલી કરે પુણ્ય પાપની કથી, તો નાત જાતમાં આબરૂ નથી;
એહ વાતે વઢાસે નાક, બોછરા બાપ દાદાની શાખ.
એમ શુકલ બોલ્યા બળતા, ત્યારે શ્રીહરિ બોલ્યા વળતા;
તમો ક્રોધ ન કરો બ્રહ્મ ઇશ, તમ વચન ચઢાવું શીશ.
બહાર ઝાંખી જુઓ કહું છું તમને, પછે શીખામણ દેજો અમને;
તમો કહો વહેલું તો સારૂં સહી, પણ વેદ શાસ્ત્રમાં આગ્ના નહી.
ત્યારે નાગર બોલ્યા તરત, અલ્યા એ વાતની કોઇ બાંધો શરત;
હરિએ કહ્યું જૂઠા જો અમો, તો આ ભજનનું પુન્ય લેજો તમો.
જૂઠી થાય તમ વાણી સહી, તો ટીપણા બોળાવું પાણી મહી;
ત્યારે હા ભણી સૌ નાગરે, માંહોમાંહે વિચારજ કરે.
સહુકો મલકાયે મન, વગર કર્યે પામીશું પુન્ય;
જમવાની વાર થશે તો થશે, એનાં ભજનનું પાણી જશે.
એનું નાક વઢાશે છેક, આપણે ઉપાય કરીએ એક;
એ ફરી ન જાય એવું કીજે, એહ વાતના જામીન લીજે.
સુણીને બોલ્યા જગજીવન, મારા બાપ દાદાનું વચન;
જે કોઇ બોલીને જાય ફરી, તેની સાખ ન પૂરે શ્રી હરિ.
ત્યારે નાગરનું માન્યુ મન, છતી ચૂક્યા એનું વચન;
હાથે કરીને ધૂળજ ઘાલે, શું જોઇને એ સુકૃત આલે.
મૂર્ખ નથી જોતો બહાર ઝાંખી, હરિએ વાલી બુરકી નાંખી;
સહુએ કર્યો મન વિચાર, મેહેતાને કહે ચાલો બહાર.
કેમ પગ ઉપડતા નથી, આપ્યું વચન પાળો સરવથી;
સુણીને ઉઠ્યા દેવ મોરાર, હરિ કહે આવી હાની વાર.
શુકલ નાગર ને નર નાર, સહુ જોવાને આવ્યાં બહાર;
જે પ્રભુ સાથે ચઢાવે આંશ, તેની કથાથી પૂરી પડે હાંશ.

સહુ જોવા આવ્યાં જેટલે, આભલાં ખરી ગયાં તેટલે;
ફાટયું વાદળ વેરાય કડકા, રવિ પ્રકાશી નિકળ્યા તડકા.
જેવો તપે ચૈતર વૈશાખ, પહોંચ્યા નાગરના અભિલાખ;
સહેજે કૌતક કીધું મોરારી, આધળા જૂએ છે ધારી ધારી.
જૂએ તો મધ્યાહ્નનમા ઓછી બે ઘડી, રહ્યા શુકલ નાગર જૂઠા પડી;
જોતામા તો ઝાંખા પડીઆ, મૂછના લીબુ નિકળી પડિયાં.
સહૂ નીચું નીચું ભાળે, કોઈ પાછો ઉત્તર નવ વાળે;
નર નારી રહ્યાં મુખ ભીડી, જેમ હસ્તિયે દાબી કીડી.
વળી વિચારે મન સાથે, આપણે ધૂળ ઘાલી આપણે હાથે;
આપણે ઉંઘમાં સઘળું ખોયું, આગળથી જાંખી નવ જોયું.
ખોંશ બાંધીને આબરૂ ખોઇ, હવે ટીપણા નાખશે ધોઇ;
નહીં બોલાય આપણી વતી, નાગર કુળમા લાગી ખામી અતી.
પડી ઘડિયાળો ગામની જૂઠી, શુ વેહેલા આવ્યા જમવા ઉઠી;
આપણને એણે સાન સુકાવ્યા, હરિ ભકતે ભાવ મુકાવ્યા.
એણે એનું દૈવત દેખાડયું, આપણુ નાક ધરીને વાઢયું;
એ ચતુરે આપણુને છેતરીઆ, દાવ રાખીને વેતરીઆ.
નાગર મનમા પસ્તાયે પૃષ્ટ, કોઈ નવ કરે ઊંચી દૃષ્ટ;
ત્યારે બોલ્યા શ્રી મહારાજ, કહોની બપોર છે કે સાંજ.
કોણ જૂઠું પડયું આ ઠામ, કોણે બાપનું બોળ્યું નામ;
ફુલ ફુલાલી કરતાતા ઘણા, બોળો જળ વિષે ટીપણાં.
તોડી જનોઈ ને કરો રાખ, ખોઈ બાપદાદાની શાખ;
અહિંયા કોણે કર્યું અજવાળું, થયુ સર્વનુ મોઢું કાળું.
ત્યારે ગાળો દેતાતા શું જોઈ, હવે શે નથી બોલતા કોઈ;
ઠાલી કરતાતા માથા ફાડ, શું બપોરમા આવી છે ધાડ.
રાખો આખા ગામનો બરો, કોટે પાણા બાધી ડૂબી મરો;
અકળાવતા હતા ગરીબ જાણી, પડી ધૂળ ને ગુમાવ્યું પાણી.
બોલતાં પાછું વળી નવ જૂઓ, હવે ટીપણા પાણીમા ધૂવો;
દોડી ફેરવું ગામમા જાણ, સાભળી નાગરના ગયા ઓસાણ.
બીધા નાગર છૂટી કાછડી, રખે આપણી લે એ પાઘડી;
જો એ ટીપણા પાણીમા નાખે, તો તો જાશે જગતમા શાખે.
માટે કાલાવાલા કરી રહીએ, વેહેવારે ટળ્યા કોને કહીએ;
એમ સર્વે વિચાર કરી, નમે મેહેતાને ફરી ફરી.

નમી નાગર બોલ્યા વચન, અમો પાપી તમો હરિજન,
તમારી તોલે ક્યાથી આવીએ, અમો નીચ દુષ્ટ કહાવીએ
નાગરી નાત ઊંચી સર્વથી, તે તો તમારે પુણ્યે થકી,
અમો ઢોર છીએ તમારા, અવગુણ ક્ષમા કરો અમારા.
એમ કહીને લાગ્યા પાય, નાક લીંટી કરી મહુએ ભાય,
તે હરિએ સ્તુતિ માની લીધી, પછે મૌને શીખામણ દીધી
હું તો ક્ષમા કરૂ છુ આહે, બીજે કોઈ મારશે માથા માહે
આજ પછે એવુ નવ કરશો, નિકર વગર મોતે મરશો
એમ સહુને અપમાનજ કરી, પાછા ઘરમા પધાર્યા શ્રી હરિ,
આવી બેઠા મહ નર નાર, ઉતર્યા મનતણા અહંકાર
નીચુ જોઇને બેઠા સહુ, પેટમા ક્ષુધા ઊઠી છે બહુ,
પણ કોઇથી બોલી ન શકાય, મળ્યા માથાના વૈકુંઠરાય

## 10 The Shraddha feast

કડવુ

એટલે સ્નાન કરી નાગર આવ્યા બેઠા આનંદે નરનાર રે,
ઉદ્ધવ અર્જુને સજ થઇને પાતળ આપી તેણીવાર રે
પત્રાવળી પૂરી થઇ ત્યારે, દડિયા લીધા દયાળ રે
તે સૌને પોચી ચૂક્યા ત્યારે, શાક પાક માંડ્યા તત્કાળ રે
પેહેલા લૂણ ને રાયતી કેરી મૂકી, મુરબ્બા પાપડ તળેલા રે,
પછે શાક મૂક્યા સહુ લાવી, સુંદર વધાર્યા ભલા રે
ગયતા વાણી ભાતના, માહે મસાલો મઘમઘ રે,
નરમ શાક સૂરણતણુ, તે થઈ ગયુ એકરસ રે
લીલવા વેંગણે ભીંડા તળિયા, કારેલા સોહાવે રે
વાલની દાળ ને પતવેલીયા, તે તો સહુને ભાવે રે
કોળુ તુરીયા એમ્હા ખાધા, મેથી ચીભડા ને ચોળા રે
ગુવારફળી વળી ગલકા જાદા, કંટોળા મૂક્યા તળી રે
લિંબુ આદાની કચુંબર મૂકી, જૂદા કરે છુંદ ને મરી રે
ભજીઆ તો ભાવે તેટલા, દૂધી વડા ને મોગરી રે
નીંકાની કાચરી ને દહીંવડા, ઉપર તેલ નિમળ્યા તરી રે,
મૂકો મૂકો કહે હરજી, લે નાગરો દડીઆ ભરી રે

ખાંડવી ને મગ ચણા, વળી ભાજી વાણી સાત રે;
દેખી નાગર કહે આ શ્રાદ્ધ ન હોય, ઉત્સવ દીસે ખરીખાત રે.
ફળ ફળાદિક દ્રાક્ષ ખરબૂચાં, ફાલસાં ને કેરી ઝાઝી રે;
ખાંડ મેલી ખરબૂચા ઉપર, જોઈ સહુકો થાય છે રાજી રે.
નહોતું તે હરિએ નીપજાવ્યું, કોઈ નવ પ્રીછે ગત રે;
શ્રાદ્ધ ઉપર આવડી શી શોભા, જોઈ નાગર થયા અચરત રે.
શાક મૂકયાં સહૂ શોભતાં, તેનો કહેતા ન આવે પાર રે;
દૂધપાક પોળી કાઢતા, શ્રીહરિ કરે મન વિચાર રે.
પેલીએ પકવાન્નનું મેહેણું દીધું, મારો દાસ દુભાશે આહે રે;
છપ્પન ભોગ તુરત નિપજાવ્યા, પીરસવા માડયા ત્યાહે રે.
જોઇ માણેક મેહેતી વિસ્મય થઇ, ભાભીજીએ નીચું ભાળ્યું રે;
નાગર સહુકો એમ કહે, પેલી બોલી હતી તે પાળ્યુ રે.
તે બોલે પકવાન્ન નીસર્યા, એમ સર્વે કહેતા જાય રે;
ઘેવર ખાજાં ને જલેબી, સહુને પીરસે વૈકુંઠરાય રે.
લાડૂ પૂરી ને દહિથરા, ઠોર અને કળી ઝાઝી રે;
શીરો પૂરી ને ગોળપાપડી, ઉપર ધારી તાજી રે.
માલપુડા વેઢમી ને લાડુ, ઘુઘરા સંજોરી સારા રે;
પેંડા બરફી સુતરફેણી, સેવ ને શક્કરપારા રે.
કોપરાપાક ને અમૃતપાક, છપ્પન ભોગ રૂડા કહાવે રે;
જેને જેવું ભાવતું હોય, ઘણુ ઘણુ ભાણામા ભરાવે રે.
બાસુદી બિરંજ માવો સોહે, દળ મગદળ ને શ્રીખંડ રે;
સેવૈયા મોતૈયા જલેબી, ઉપર છૂટા ખંડ રે.
મરકી કચોરી ને કરમો કેળા, મેસુર મૂકયા નાથ રે;
પકવાન્નની શી વિધિ વર્ણવું, જાણે સહુએ માડયા હાટ રે.
અન્નપૂર્ણા આવી વસ્યા, ત્યા લૂટાવ્યું નવ ખૂટે રે;
અગણિત વસ્તુએ ભરયા ભાણા, જાણે પૂરયો અન્નકૂટ રે.
પકવાન્ન સહુને પિરસી રહ્યા, ત્યારે વિચારયુ વૈકુંઠ નાથ રે;
મેહેતાજીના ભ્રાતને, ઘીની તાંબડી આપી હાથ રે.
ત્યાર પછે દૂધપાક પોળી મૂકયા, ઘી પીરસે વડો ભાઇ રે;
સર્વે વસ્તુ આપી ચૂકા, ત્યારે જય શ્રીહરિની બોલાઇ રે.
ચાલતું કરયુ નરનારી સર્વે, શોભા બની છે અપાર રે;
ટોપલા લઇને વારે વારે, પંગતમા ફરે શ્રી મોરાર રે.

કહો તમારે શું જોઇએ ભૂદેવો, એમ શ્રીહરિ મુખથી પોકારે રે;
જેને જેવું ભાવતું તે, માગી લિયે નરનાર રે.
પછે શીતળ જળ સહુને ભરાવે, ઉદ્ધવ અર્જુન ભ્રાત રે;
કોણુ ભાગ્ય નાગરી નાતના, જે જમે પ્રભુને હાથ રે.
ચારે યોદ્ધા જ્યા ત્યાં પહોચે, કોનો ખપ ન પડે થોભી રે;
હરિહર મહાવે મેહેતાને રૂપે, જાણે ઘરના મોભી રે.
સઘળે ઠેકાણે પડે પૂરા, અધૂરો નહિ એકે ઠાર રે;
કહેવાય ધણી વગર ઘર સૂનું, પણ હરિએ મૂકયું પાર રે.
હરી હમીને સહુને કહે છે, ભોજન કરો મન ભાવે રે;
ભૂખ મારે ભરો કોળીયા, ફરી આવો દાવ નહિ આવે રે.
નમીને નાગર એમ કહે, હવે ટળ્યો અમારો ગર્વ રે;
મેહેતા ઓછી વાત મન શું લાવો, અમે છીએ તમારા સર્વ રે.
એમ કહીને જમાડે શ્રીહરિ, વળી વાતો કરતા સુખ રે;
એવી શોભા દેખતા માહે, ટળે દુખિયાનાં દુઃખ રે.
આટલી સામગ્રી કયારે કરી હશે, સહુ મન અંદેશો ધરે રે;
સખીયે સખી એમ કહે, વાત કરીને કોળીઆ ભરે રે.
માણેક મેહેતી સુઘડ દીકી, જેણે રાંધ્યાં સુંદર શાકપાક રે;
પેલી જવેર મેહેતીનું મોઢું બાળો, ચાર લોકમા વઢાવ્યું નાક રે.
ઉદ્ધવ અર્જુન પિરસણુ ફેરવે, ખબર સઘળી રાખે રે;
જેને જે જોઇએ તે લાવી મૂકે, શ્રીકૃષ્ણુને પૂછયા પાખે રે.
અક્રૂર શીતળ જળ ભરાવે, સઘળે તે દોડી પહોચે રે;
ખબરદારી તે ભલી ગણે, જશ ભક્તનો ઇચ્છે રે.
નારીઓ તેમને જોઈ રહે, મૂકી મનતણા અભિમાન રે;
પીરસનારા મેહેને ઘરના રાખ્યા, તે કેવા રેહે સાવધાન રે.
ઘણું થોડું કરતા નથી, સૌને સરેરાસ મૂકે રે;
ચારે જોદ્ધા વીર શોભના, તે વિવેકમાં નવ ચૂકે રે.
સર્વે વસ્તૂ વારે વારે, ફેરવે શારંગપાણુ રે;
ભાણે બેઠા નરનારી સહુ, કરે મેહેતાના વખાણ રે.
સ્નેહ્મા શોભા આવી કરી, તેને પ્રભુ મળ્યામા શું કહેવું રે;
નાગર મહેતો વખાણે ન હોય શ્રાદ્ધ, આ તો વિવાહ જેવું રે.
વૈષ્ણવ ને વેદવ્યાસો, જેની જમણ કેવાં કીધા રે;
પેલી દાજી મેહેતાની આલીએ એને, ગાળ ગોદેના દીધા રે.

'એણે નામ વધાર્યું પરિયાતણું, તેણે તો બોલ્યું સહી રે;
આવું જમણ કોઈએ નથી કીધુ, નાગર બોલે છે તહીં રે.
તે સુણીને ભાભીજી મનમા, બળી મરે છે ઘણી રે;
નથી જાણતી જે મેહેતાને માથે, ગાજે ત્રિભુવન ધણી રે.
સૌ શાક પાક બીજીવાર ફેરવ્યા, પકવાન ફેરવે ત્રણ ભાત રે;
જેને જોઈએ તે માગી લીયે, મૂકે શ્રી વૈકુંઠ નાથ રે.
કો શાક શીરાવે કો ખાય પકવાન્ન, કો રાયતાની આગળી ચાટે રે;
કોઈ ઘેવરનું નખોદ વાળે, બીજામા નવ ઘાલે હાથે રે.
કોઈ ખાયે દહીં વડા, કોઇ ભજીઆ 'ભચરડે બહુ રે;
બાળક ખાયે ફાલસા ને કેરી, જમી તૃપ્ત થયા છે સહુ રે.
કોઈ સઘળી વસ્તુ ચાખી જૂએ, કોઇ એક ઉપર પાડે ધાડ રે;
કોઇ બોલે કોઇ જમે નીચું જોઈ, શો કહું તેનો વિસ્તાર રે.
જમતા ગળા સુધી ધરાઇ ગયા, થયા ગાત્ર ઢીલા ઘેંસ રે;
અતીશે ઓહિયા કરે સર્વે, નાગરા અરાડે છે ભેંસ રે.
જમતા જમતા તૃપ્ત થયા સહુ, શી શી વસ્તૂ ખાય રે;
ઉદર ભરાયું મુખમા નવ પેસે, પાણીએ કૂખ તણાય રે.
જમી કરી સંતોષી થયા, ત્યારે પૂછે શ્રી વૈકુંઠ નાથ રે;
તયારી થાય ત્યારે બોલજો, અમે કાઢીએ દાળ ને ભાત રે.
ત્યારે નાગર કહે મેહેતાજીને, અહીઆ તો છે તયારી રે;
છાડયું લઇને પછે મુકજો, દાળ ભાત ને કઢી રે.
નાગર કેરા વચન સુણીને, છાડયુ લીધુ શ્રી હરિ રે;
અક્રૂરને કહે દાળ લાવો, પોતે લાવ્યા કઢી રે.
દાળ કઢી પીરસી રહ્યા, ત્યારે ભાત લાવ્યા ભૂધર રે;
અર્જુનને તવ આજ્ઞા આપી, તમે ઘી મૂકો ઊપર રે.
દાળ ભાત અને કઢી જમતા, ચારે કૂખ તણાઇ રે,
કચરોટ લઇ ફરી ફરી હરિ ફેરવે, કાંઈ તમારે જોઇયે ભાઇ રે.
ના ના મુખથી ભાખે સર્વે, ઓધવ જળે રહે સાવધાન રે;
ફેરવીને પ્રભુ પેડા ધરમા, બીડી આપે અર્જુન રે.
જમી રહ્યા પછે છાશ લીધી, સર્વે તૃપ્ત પૂરણ થયા રે,
આજ્ઞા આપી શ્રી કૃષ્ણજીએ, ત્યારે સહુ ઉઠી ગયા રે.

વલણ

આજ્ઞા આપી શ્રી કૃષ્ણજીએ, જમી ઊઠયા નર ને નાર રે;
પ્રેમાનંદ પ્રભુ નરસિંહ રૂપે દક્ષિણા આપે પોતે દેવ મોરાર રે.

## 11. Méhta brings the *ghi* at last.

### કડવું.

વડો ભ્રાત સજ્જન ને ભાભી, મેહેતી ને મહારાજ;
ભોજન કરીને ઉઠીઆ, સંપૂરણ થયું કાજ.
સેવક હુતા જેટલા, તેણે એહ જૂઠા સમાધાન કરિયાં;
આગ્ના આપી શ્રી કૃષ્ણજીએ, ત્યારે સહુકો સાચરિયા.
ભાઇ ભોજાઇને દક્ષિણા આપી, પોતે શ્રી વૈકુંઠનાથ;
ભાઇ કહે ભોજાઇએ મેહેણા દીધા, તે ક્ષમા કરજો ભ્રાત.
એમ કહી નીચું જોઇને, મંદિર પોતાને ગયા;
કામ કાજ સહુ ઠીક કરીને, મેહેતી મહારાજ એકલા રહ્યા.
એટલે મેહેતોજી ઘી લઇ આવ્યા, ઘેર તે સંધ્યાકાળ;
દૂર થકી હરિએ દેખતા, અંતર્ધાન થયા તેણીવાર.
મેહેતોજી આવ્યા મંદિરમા, ત્યારે મેહેતી પૂછે વાત;
નાત સગા જમીને ગયા, વળી ઘી કેમ લાવ્યા નાથ.
મેહેતો કહે હું તો હમણા આવ્યો, જમી ગયાં સહુ ક્યાર રે;
સાર્યા વિના તું એમ કેમ બોલે, તું શું બકે છે નાર રે.
મેહેતી કહે મારા કંથજી, એમ શું કહો છો તમે આ વાર;
સાર્યું જમાડીને દક્ષિણા આપી, ભૂલી જાઓ છો કેમ અપાર.
આજ મહોરનો વરસાદ વરસ્યો, હું તો જોઇને વિસ્મય પામી;
પાસે તો કોડી એક ન દેખું, ક્યાથી કાઢ્યું મારા સ્વામી.
અલૌકિક પકવાન નિપજાવ્યા, સ્વામી તમને છે ધન્ય ધન્ય;
એ શું ભુલી ગયા નાથજી, આજ માન ભંગ થયા દુશમન.
આજે જે શોભા કરી, શું અજાણે પૂછો વાત;
ત્યારે મેહેતાએ મન વિચાર્યું, નિશ્ચે આવી ગયા શ્રીનાથ.
અરે ઘેલી તે ઓળખ્યા નહીં, એ તો આવ્યા હતા શ્રીમોરાર;
તારા સમ હું તો હમણા આવ્યો, સુણી વિસ્મય પામી નાર.
જાણ્યા પૂઠે હાથ ઘસતી નારી, મેં નવ ઓળખ્યા મહારાજ;
ધન્ય ભાગ્ય સ્વામી તમતણા, હરિએ આવી કર્યું તમ કાજ.
એમ કહીને ચરણે લાગી, પછે શ્રી પ્રભુનું ધ્યાન ધરે;
નાગરી નાતમા ડંકો કીધો, લોક સહુ વખાણજ કરે.

## વલણ.

વખાણ કરે છે જગત બધું, મેહેતે દ્રવ્ય ખરચ્યો ઘણો રે;
શ્રાદ્ધ કીધું વિવાહ સરખું, પ્રેમાનંદ ભક્ત એ પ્રભુ તણો રે.

## કડવું.

શ્રાદ્ધ સાર્યું શ્રી હરિએ, તેની થઈ જગતમાં ખ્યાત;
રાતે ઘેર મેહેતોજી આવ્યા, ત્યારે જાણી સઘળી વાત.
પોતાની વાત કહી નારીને, હું તો હારે ગાતો હતો ગીત;
મારે રૂપે પ્રભુજી પધાર્યા, સંભાળી કુળની રીત.
અરે ઘેલી અડસટે નવ ઓળખ્યા, મારા સ્વામીનું રૂપ રસાળું;
એ શુધબુધ તમ જેવા હતા, હું તે કંથજી કેઇ પેર ભાળું.
નાગર સહુ કો અપવાદ કરતા, હું જોતીતી તમારી વાટ;
એટલે આપણા જેવી ઘીની ભરી, તાબડી લઈને આવ્યા નાથ.
નાત સંઘાતે ઓહદશ બાંધી, જૂઠો પાડયો સહુ સાથ;
પછે શોભા અતિ ઘણી કરી, પણ મેં નવ ઓળખ્યા નાથ.
પીરસવાને પુરુષ શોભતા, આવ્યા હતા તેની સાથ;
અરે ઘેલી તોય ન ઓળખ્યા, એ હોય એમના દાસ.
ભક્તવત્સલ ભગવાનજી, એણે આવીને કીધું કાજ;
નરસૈં મેહેતો કહે ધન્ય પ્રભુ, આજ રાખી મારી લાજ.
નહિં તો નાગર જોડે પકન ન પૂરૂં, સાચું કહું તુંને નાર,
જેહ થયું તે મારૂં થયું, એમ બેહુ કરે વિચાર.
સુણી માણેકમેહેતી વિસ્મય પામી, મેં અબૂજે કંઈનિ જાણીયું;
સ્વામે શ્રાદ્ધ કર્યું યજ્ઞ જેવું, જે ત્રૈલોક્યે વખાણીયુ.
મારૂં ભાગ્યજ ઓછું તેમા, મેં ન ઓળખ્યા મહારાજ;
હું તો તમારે ભરમે ભૂલી, પાર પાડી ગયા પ્રભુ કાજ.
તમારે રૂપે મુજને કહ્યું જે, પાસે છે મોરાર;
તોય ભેદ નવ જાણીયો, હવે કળ નથી પડતી લગાર.
સો રુપૈયા માટે ઘેલી, કેટલી માથાફોડ કીધી;
કષ્ટ પમાડી કૃષ્ણજીએ, કેટલીવારે ખરચી દીધી.
તે ઉપર આપણું સામર્થ્ય ક્યાથી, કે પકવાન મહોરો થાય;
હવે તો મન વાળીએ, વળી મળશે વૈકુંઠરાય.

મારી પાસે હોય તો હું હમણા દેખાડુ, સાચું કહું તુને નાર;
હવે ચિત્ત રાખો પ્રભુજી ઉપર, તો સામુ જોશે મોરાર
રૂડુ વૃક્ષ શોધી રોપીએ, ચાહે સીંચીએ અમૃત જળ
પુષ્પ આવી કરમાય તો, કયાથી ચાખીએ એના ફળ
એવો દાવ ચૂકી ગયા, કયમ ન દાઝીએ મન સાથ,
પડી વસ્તુ જો પૂર્ણ ભાગ્ય હોય, તો કદી લાગે હાથ
એમ સમજાવે સુદરી, એવે થયો એક ઉત્પાત
ભાઇ ભોજાઇના અબોટિયા ફાટયાં, જે આપ્યા દક્ષિણા નાથ
તે જોઈ ભોજાઈ બંસીધરને કહે, આવા આપ્યા તમારે ભાઇ,
લોકે પનોતા કીધા એને, ત્યારે આપણે શાની સગાઇ
ભાઈ કહે જે આપ્યા તે સહી, હવે ન બોલીશ કાઇ,
ભાભી કહે શે ન બોલીએ, હુ તો પાછુ આપુ એને ત્યાહી
શુ આપણે એને નથી કરતા, જે આપણે ખોટુ લઇએ
એણે બોનવા જેવુ કર્યું, તો એ થાય તેવા થઇએ,
બંસીધર કહે તુ નાતજાતમા, મવજે ભૂડી થઇ,
તોયે કહ્યુ નવ માન્યુ કથનું પાછા આપવા તે ગઈ
પીતાંબર લાવીને પાછા ઝીંક્યા, પછે બોલી મુખ અહંકાર
બાપ હતા તેને સાગ આપ્યા મુને આપ્યો ગામનો ઉતાર
આ ફાટા ગખ તાગ વરમા, ઝારી મહોર લાવુ પાછી,
આજ થકી તારે અમારે, સ્નાન વેહેવારે નથી
એ અબોટીઆને બ્રજોતીઆ કરજે, તારે છોકરા આવે જ્યારે
નહિ તો આપજે ભીખારીને, તારા બાપને પહોચે ત્યારે
અમે નકાગ માટે નાતજાનમા મધળે ભેગા થઇએ,
ફાટુ પીતાંબર આપના તુને શરમ ન આવી હઇએ
ભના માણસ આપનાતા ત્યારે નવ બોનાયુ મૂખ
વગર મને અમને આપીઆ, તારા ઘરમા પાછા મૂક
તારે અમારે હવે પાડ નહીં સહુ પાછુ આપ્યુ સૌભાગ્ય
મેહેતા કહે વગર લેવે દેવે, આ કયાથી નડીઆ ભાગ્ય
કરનારો તો કરી ગયો, હવે કેમ મિટે જંજાળ
માણેક મેહેતી રોવા સરખા થયા મેહેતે સમર્યા શ્રીગોપાળ
કારજ ભીજે કૃષ્ણજી, તમે છછેડી વેગળા થાવો
ઘોડામા તે આપણુ નવ ગખો, એ અબોટીઆ બીજા લાવો

ભાઇ ભોજાઇ દૂભાય છે મારાં, માટે કરો એટલું કાજ;
ત્યારે જાણ્યું હું પાર પડયો, પ્રભુ રાખો મારી લાજ.
એમ સ્તુતિ ઘણી કરી, ત્યારે કૃષ્ણજીએ કારજ કીધાં;
અંતરિક્ષથી ચાર અબોટીઆં, ચોકમાં નાંખી દીધાં.
ચારે રંગના જૂજવાં, વળી નવ નવી તેની ભાત;
મેહેતાજીએ લઇ પગે લાગી, આપ્યાં ભાભીને હાથ.
ભાભી અપરાધ મારો ક્ષમા કરજો, હું પ્રભુ પામ્યો તમ થકી;
આ છયે તમારે ઘેર લઈ જાઓ, મારે એકે કામનું નથી.
તે જોઇને ભાભી હરખીઆં, આશિષ દઇને કરમાં લીધાં;
ઘણું જીવો દીયર દીકરા, તમે કારજ રૂડાં કીધાં.
નામ વધાર્યું સાત પેઢીનું, વળી કહેવાયા હરિજન;
વિખાણ કરતી હરખે ચાલી, ગઈ પોતીકે ભોવન.
આવીને કંથના કરમા દીધાં, ત્યારે ભ્રાત હરખ્યો ત્યાંહે;
રૂડો ભાઈ ભલો ઉપજ્યો, જે નામ વધાર્યું આંહે.
એમ ભ્રાત ને નાત નાગરતણી, સહુ મેહેતાના વખાણ કરે;
માણેક મેહેતી ને નરસૈં મહેતો, પછે ધ્યાન પ્રભુનું ધરે.
મેહેતાજી કહે મેહેતીને, આપણે પાર પડિયા આજ;
મેહેતી કહે ધન્ય પ્રભુ તમારા, અડી વખતે રાખી લાજ.
સ્વામી તમો ને ત્રીકમમાં ભેદ નહિ, એમ નમીને કહે છે મુખે;
કાર્ય સહૂ સમાધાન થયું, પછે હરિનામ લે છે સુખે.

## વલણ.

બંનો સુખે હરિ નામ લે છે, સંસાર ભય મન નવ ધરે રે;
અગવડ પડે જે વેળાએ. તવ પ્રભુ આવી કારજ કરે રે.

## કડવું.

શ્રાદ્ધ સાર્યું શ્રી મહારાજ, હરિએ રાખી ભક્તની લાજ;
મેહેતાનું રૂપ ધરી મોરાર, સહુ કામ કીધા છે પાર.
નાગરી નાતનું માન ઉતારી, હરિયે મેહેતાની શાખ વધારી;
ખરચી આપી ને રૂપ લીધાં, ત્રીજીવાર પીતાંબર દીધાં.
એમ કીધાં પ્રભુએ કાજ, વારે વારે રાખી લાજ;
કર્યું વિનાહ મોસાળું આપ્યો હાર, વળી શ્રાદ્ધ સાર્યું નિરધાર.

એવાં અનેક વખત કીધાં કામ, વાહરે ધાઇને સુંદર શ્યામ;
મેહેતા–મહારાજ એક જાણીએ, એમાં ભેદ કશો નવ આણીએ.
એ કથા-ભાગવતના જેવી, પ્રભુ પધાર્યા પ્રીતે તેવી;
એનો ભેદ કોઈ નવ જાણે, પૂર્ણ ભક્ત હોય તે વખાણે.
ગાતાં દેહ થાય નિર્મળો, કોટી જન્મનાં પાતક બળો;
તેને શ્રી હરિ સહજે મળે, લક્ષ ચોર્યાશીનો ફેરો ટળે.

## XI. From સુદામા ચરિત્ર (A. D. 1682).

### 1. Sudama's poverty.

કડવું.

શુકજી કહે સાંભળી નરપતિ, છે સુદામાની નિર્મળ મતિ;
માયા સુખ નવ ઇચ્છે રતિ, સદા મન છે જેનું જતિ.
મુનિનો મર્મ કોઇ નવ લહે, સઉ મેલો ઘેલો દરિદ્રી કહે;
માગ્યા વિના કોઇ કેમ આપે, ઘણે દુઃખે કરી દેહ કાપે.
ભિક્ષાનું કામ કામિની કરે, વસ્ત્ર ધુએ ને પાણી ભરે;
જેમ તેમ કરીને લાવે અન્ન, નિજ કુટુંબ પોષે સ્ત્રીજન.
ઘણા દિવસ દુઃખ ઘરનું સહ્યું, પુરમાં પછે અન્ન જડતું રહ્યું;
બાળકને થયા બે ઉપવાસ, ત્યારે સ્ત્રી આવી સુદામા પાસ.
હું વિનવું જોડી બે હાથ, અબળા કહે સાંભળીએ નાથ;
બાળક ભૂખ્યાં કરે રુદન, નગરમાં નથી મળતું અન્ન.
ન મળે કંદ મૂળ કે ફળ, બે દિવસ થયાં રહે લેઇ જળ;
સુખ શય્યા ભૂષણ પટકૂળ, પ્રભુ ક્યારે થશે સાનકૂળ.
ભૂખ્યાં બાળક જુએ માનું મુખ, સ્ત્રી કહે સ્વામીને દુઃખ;
હું કહેતાં લાગીશ અળખામણી, સ્વામી જુઓ આપણા ઘર ભણી.
ધાતુપાત્ર નહીં કર સહાવા, સાજું વસ્ત્ર નથી સમ ખાવા;
જેમ જળવિણ વાડી ઝાડવાં, તેમ અન્નવિણ બાળક બાપડાં.
વાયે ટાઢ બાળકડાં રૂએ, ભસ્મમાંહિ પેશીને સુએ;
હું તે ધીરજ કેઇ પેરે ધરૂં, છોકરાંનું દુઃખ દેખીને મરૂં.
નીચાં ઘર ભીંતડિયો પડી, શ્વાન માંજાર આવે છે ચડી;
અતિથિ ફરી નિર્મુખ જાય, ગવાનિક નવ પામે ગાય.

કરો છો મંત્ર ભણીને સેવ, નૈવેદ્ય વિના પૂજો છો દેવ;
પૂજ્ય પર્વણી કો નવ જમે, જેવો ઉગે તેવો આથમે.
આ બાળક પરણાવવા પડશે, સત કુળની કન્યા કયાંથી જડશે;
શ્રાદ્ધ સંવત્સરી સહુકો કરે, આપણા પિત્રી નિર્મુખ ફરે.
અન્ન વિના પુત્ર મારે વાગલાં, તો કયાંથી ટોપી આંગલાં;
અબોટિયું પોતિયું નવ મળે, સ્નાન કરે છે શીતળ જળે.
નખ વાધ્યા ને વાધી જટા, માહિ ઉડે રક્ષાની ઘટા;
દર્ભતણી તૂટી સાદડી, નાથજી તે પર રહો છો પડી.
બીજે ત્રીજે પામો છો આહાર, તે મુજને દહે છે અંગાર;
હું તો દરિદ્ર સમુદ્રમા બૂડી, એવાતણમા એક જ ચૂડી.
સૌભાગ્યના નથી શણગાર, નહિ કાજળ નહિ કિડિયાં હાર;
નહિ લલાટે દેવા કંકુ, અન્ન વિના શરીર રહ્યું શકું.
હું પૃછું છું લાગી પાય, આવું દુ:ખ કયા સુધી સેવાય;
તમો દહાડી કહો છો ભરથાર, માધવ સાથે છે મિત્રાચાર.
જે રહે કલ્પ વૃક્ષની તળે, તેને શી વસ્તુ નવ મળે;
જે જીવ જળમા ક્રીડા કરે, તે પ્રાણી કયમ તરશે મરે,
પ્રગટ કરી સેવે હુતાશ, તેને શીત આવે કયમ પાસ;
અમૃત પાન કીધુ જે નરે, જમકિંકરનો ભય કયમ ધરે.
જેને સરસ્વતી જીભે વશી, તેને અધ્યાત્મ ચિંતા કશી;
સદ્દગુરુના જેણે સેવ્યા ચરણ, તેને શાનું માયાવરણ.
જે જન સેવે હરિને સદા, તેને જન્મ મરણ શી આપદા;
જેનું મન હરિચરણે વસ્યું, તે પ્રાણીને પાતક કશું.
જેને સ્નેહ શામળિયા સાથ, તેનું ઘર નવ હોય અનાથ;
છેલ્લી વિનતિ દાસીતણી, પ્રભુ પધારો ભૂધર ભણી;
તે છે ચૌદ લોકના મહારાજ, બ્રાહ્મણને ભીખતાં શી લાજ.

વલણ.

લાજ ન કીજે નાથ મારા, માધવ મનવાછિત આપશે રે;
દીન જાણીને દયા આણી, દરિદ્રના દ્રુમ કાપશે રે.

કડવું

જઇને જાચો જાદવ રાય, ભાવઠ ભાગશે રે;
હું તો કહું છું લાગીને પાય, ભાવઠ ભાગશે રે.

ધન નહિ જડે તો ગોમતિમાં જઈ, દર્શન ફળ નહિ જાય; ભાવઠ.

સુદામો કહે સ્ત્રીને, નથી માગતા પ્રતિવાય;
પણ મિત્ર આગળ મામ મૂકી, માગતાં જીવ જાય. મામ ન મૂકીએ રે.

ઉદર કારણે નીચ કને જઈ, કીજે વિનય પ્રણામ;
તો આ સ્થાનક છે મળવાતણું, મામે વણશે કામ. ભાવઠ.

જાદવ સઘળા દેખતા કેમ, ઓડું જમણો હાથ;
હું દુર્બળનું રૂપ દેખીને, લાજે લક્ષ્મીનાથ મામ ન

જે પુરુષ તે ઉદ્યમી રે, જઇ કરે પોતાનું કાજ;
બ્રાહ્મણનો કુળ ધર્મ છે, તેમાં ભીખતા શી લાજ. ભાવઠ.

અંતર્યામી અજાણ નથી રે, સ્ત્રી તમને કહું વારંવાર;
દશ માસ ગર્ભવાસ પ્રાણીની, રક્ષા કરે મોરાર. મામ ન.

શો ઉદ્યમ કરિયે એવું જાણી, સંતોષ આણિયે મન;
સુખ લીલામા હરિ વિસરે; ભાવ થાય આપણો ભિન્ન. મામ ન.

જાચવા ન જઇયે ને પડિ રહિયે તો, કયમ જીવે પરિવાર;
એકવાર જાચો જાદવા, તમને નહિ કહું બીજીવાર. ભાવઠ.

રાજા થઈ વિભીષણ જાચ્યા, મહા વીર ધીર જગદીશ;
પ્રભુ સામા પગલા ભરે તો, ટળે દારિદ્રય ને રીસ. ભાવઠ.

જોડવા પાણી દીન બોલવી વાણી, થાય વદન પીળું વરણ;
એ ચિહ્ન છે જાચકતણાં, જાચવાથી રૂડું મરણ. મામ ન.

જગતના મનની વાર્તા જાણે, અંતરજામી રામ;
ઈહા બેઠા નવનીધ આપશે, ત્યા ગયાનું શું કામ. મામ ન.

સુદામો કહે નારને, કયમ ચાલે મારા પાય;
મિત્ર આગળ મામ મુકિયે, ધિક્ક પડો મારી કાય. મામ ન.

કહેવું નહિ પડે કૃષ્ણજીને, નથી અંતરજામી અજાણ;
ઘટ ઘટમાં વ્યાપી રહ્યો છે, પૂરણ પુરુષ પુરાણ. ભાવઠ.

દશ માસ ગર્ભવાસ પ્રાણી, શો કરે ઉદ્યમ;
એવું જાણી સંતોષ આણો, હરિ વિસારશે કયમ. મામ ન.

તમો જ્ઞાનિ વૈરાગી ત્યાગી થઇ બેઠા, પંડિત ગુણભંડાર;
હું જુગતે જાણું કયમ હરી, અબળાનો અવતાર. ભાવઠ.

## 2. Krishna welcomes Sudama.

### કડવું.

ઋષિ સુદામે કીધું સ્નાન, પછી પુરમાં પેઠા ભગવાન.
રૂપ જોઈ જોવા સૌ મળે, ખીજવે બાળક પુઠળ પળે;
જાદવસ્ત્રી તાળી દેઈ હસે, ધન્ય નગર આવો નર વસે
કીધાં હશે વ્રત તપ અપાર, તે સ્ત્રી પામી હશે આ ભરથાર;
કોઇ કહે ઇંદુ કોઇ કહે કામ, એને રૂપે હારશે કેશવ રામ.
પતિવ્રતાનાં મોહશે મન, મર્મ વચન બોલે સ્ત્રીજન;
કોઇ કહે હાઉ આવ્યો વિકાળ, દેખાડો રોતા રહેશે બાળ.
ઘણી ચેષ્ટા પુંઠળથી થાય, સુણી સુદામો હસતા જાય;
પુંઠે બાળક કાંકરા નાખે, ઋષિજી રામકૃષ્ણ મુખથી ભાખે.
પાડે તાળી વજાડે ગાલ, પુઠે ફરિ વળ્યાં નહાનાં બાળ;
કોઇ વૃદ્ધ જાદવે દીઠા ઋખી, સાધુની દૃષ્ટિ તેણે ઓળખી.
તેણે બાળક સહુ કાડયા હાકી, પૂછયા સમાચાર ઊભા રાખી;
કૃપાનાથ ક્યાથી આવિયા, આ પુરને કયમ કીધી માયા.
પ્રત્યુત્તર બોલ્યા ઋષિજન, મને હરિ દર્શનનું મન;
તે જાદવે કીધો ઉપકાર, દેખાડી દીધુ રાજદ્વાર.
હરિ મંદિર આવ્યા ઋષિ રાય, ઉભા રસ્તે ચાલ્યું નવ જાય;
દ્વારપાળ દિગ્પાળ સમાન, ધામ એટલે ઉગ્યા ભાણ.
શોભે હાટ ચૌટા ને ચોક, છજાં ઝરૂખા બારી ગોખ;
અટારી જાળી મેડી માળ, જડિત્ર કઠોડા ઝાકઝમાળ.
ચળકે કામ ત્યા મીનાકારી, અમરાપુરી નાખું ઓવારી;
સભામાં સ્ફાટિકમણિના થંભ, થઈ રહ્યો છે નાટારંભ.
મૃદંગ ઉપંગ મધુરા તાળ, ગાયે હરિતણા ગીત રસાળ;
રમક ઝમક ઘુઘરી થાય, તે સુદામોજી જોતા જાય.
ધજા પતાકા કળશ બિરાજે, જાંગડ જાંગડ દુંદુભિ વાજે;
બોલે શરણાઇ નફેરી, ઉત્સવ મંગળ શેરિએ શેરિ.
હરતા ફરતા હીડે ઘોડા, બાંધ્યા હેમતણા અછોડા;
ડોલે મદગળતા માતંગ, ગજશાળાનો નવલો રંગ.
હેમકળસ ભરી લાવે પાણી, દાસીઓ જાણીએ ઇંદ્રાણી;
છપ્પન કોટી જાદવની સભા, નવ રાખે દાનવની પ્રભા.

અર્જુન યોદ્ધા ઉભા પ્રતિહાર, સાચવે શામળિયાનું દ્વાર;
ત્યાં સુદામો ફેરા ફરે, સંકલ્પ વિકલ્પ મનમાં કરે.
ગહન દીસે છે કર્મની ગતિ, એક ગુરુના વિદ્યારથી;
એ થઇ બેઠો પૃથ્વીપતિ, મારા ઘરમાં ખાવા રજ નથી.
રમાડતો ગોકુલ માંકડાં, ગુરને ઘેર લાવતો લાકડાં;
તે આજ બેઠો સિંહાસન ચઢી, મારે તુંબડી ને લાકડી.
વળી ઋષિને આવ્યું જ્ઞાન, અલ્પ જીવ હું એ ભગવાન;
એકવાર પામું દર્શન, તો હું જાણું પામ્યો ઇંદ્રાસન.
છે વિવેકી હરિના છડિદાર, પૂછ્યા સુદામાને સમાચાર;
માનુભાવ કેમ કરણા કરી, તવ સુદામે વાણી ઓચરી.
છું દુર્બળ બ્રાહ્મણ અવતાર, માધવ સાથે છે મિત્રાચાર;
પ્રભુનેજઇ કહો મારો પ્રણામ, આવ્યો છે વિપ્ર સુદામો નામ.

વલણ.

નામ સુદામો જઈ કહો, ગયો ઘરમા પ્રતિહાર રે;
એક દાસી સાથે કહાવિયો, શ્રી કૃષ્ણને સમાચાર રે.

કડવું.

એવી દાસી ધાતી આવી રે, જોઈ નાથે પાસે બોલાવી રે.
બોલી સાહેલી શિર નામી રે, દ્વારે દ્વિજ આવ્યો કોઇ સ્વામી રે;
ન હોય નારદ અવશ્યમેવ રે, નહીં વસિષ્ઠ ને વામદેવ રે.
ન હોય દુર્વાસા ને અગસ્ત્ય રે, મે તો ઋષિ જોયા છે સમસ્ત રે;
નહીં વિશ્વામિત્ર કે અત્રી રે, નથી લાવ્યો ચિઠ્ઠી કે પત્રી રે.
દુઃખી દરિદ્ર સરખો ભાસે રે, એક તુંબી પાત્ર છે પાસે રે;
પિંગળ જટા ભસ્મે ભરિયો રે, ક્ષુધારૂપી નારીને વરિયો રે.
શેરિયે શેરિયે થોકાથોક રે, તેને જોવા મળ્યા બહુ લોક રે;
તેણે કહાવ્યું કરી પ્રણામ રે, મારૂં વિપ્ર સુદામો છે નામ રે.
એમ દાસી કહે કર જોડ રે, ખરો ખરો કહે રણછોડ રે;
મારો બાળો સ્નેહી સુદામો રે, હું દુઃખિયાનો વિસામો રે.
ઉઠી ધાયા જાદવ રાય રે, નવ પહેર્યા મોજાં પાય રે;
પીતામ્બર ભૂમિ ભરાય રે, રાણી રુક્મિણી ઉચ્યા સાથ રે.

અતિ આનંદે ફૂલી કાય રે, હરિ દોડે ને શ્વાસે ભરાય રે;
પડે આખડે બેઠા થાય રે, એક પળ તે જુગ જેવી જાય રે.
સ્ત્રીઓને કહી ગયા ભગવાન રે, પૂજા થાળ કરો સાવધાન રે,
હું જે ભોગવું રાજ્યાસન રે, તે તો એ બ્રાહ્મણનું પુન્ય રે.
જે કોઇનમશે એના ચરણ ઝાલી રે, તેનારી સહુપેમને વહાલી રે;
તવ સ્ત્રી સહુ પાછી ફરતી રે, સામગ્રી પૂજાની કરતી રે.
સહુ કહે માહો માહી બાઇ રે, કેવા હશે શ્રીકૃષ્ણના ભાઈ રે,
જેને શ્યામળિયાશું સ્નેહ રે, હશે કંદર્પ સરખો દેહ રે.
લઈ પૂજાના ઉપહાર રે, રહી ઉભી સોળ હજાર રે;
બાઇ લોચનનું સુખ લીજે રે, આજ જોતુ દર્શન કીજે રે.
ઋષિ શુકજી કહે સુણ રાય રે, શ્યામળિયોજી મળવા જાય રે;
છબીલેજીએ છૂટી ચાલે રે, દીધી દોટ તે દીનદયાળે રે.
સુદામે દીઠા કૃષ્ણ દેવ રે, છૂટ્યા આંસુ શ્રાવણ નેવ રે;
જૂએ કૌતક ચારે વર્ણ રે, કયા આ વિપ્ર કયા અશરણશર્ણ રે.
જૂએ દેવ વિમાને ચઢિયા રે, પ્રભુ ઋષિને પાય પડિયા રે;
હરિ ઉઠાડ્યા ગ્રહી હાથ રે, ઋષિજી લીધા હૈડા સાથ રે.
મળ્યા જાદવ જોવા પૂંઠે રે, પ્રેમના આલિંગન નવ છૂટે રે,
મુખ અન્યોન્યે જોયા રે, હરિના આંસુ સુદામે લોયા રે.
તુંબિપાત્ર ઉલાળિને લીધુ રે, દાસત્વ દયાળે કીધુ રે;
ઋષિ પાવન કર્યુ મુજ ગામ રે, તમે પવિત્ર કર્યો રંક ધામ રે.
તેડી આવ્યા વિશ્વાધાર રે, મંદિરમા હરખથી અપાર રે;
હસ્ત ઝાલી હરખે મુરારી રે, જોઈ હાસ્ય કરે સહુ નારી રે.
ઘણુ વાંકા બોલ્યાં સત્યભામા રે, આવા કુટળા મિત્ર સુદામા રે;
હરિ તેને ઉઠીને શુ ધાયા રે, ભલી નહાનપણાની માયા રે.
ભલી જોવા સરખી જોડી રે, હરિને સોંધો એને રખોડી રે;
જો કોઈ બાળક બાર નિકળશે રે, તે તો કાકાને દેખી ડળશે રે;
તવ બોલ્યા રુક્મિણી રાણી રે, તમે બોલો છો શું જાણી રે.

વલણ.

શુ બોલો વિસ્મય થઇ, હરિભક્તને ઓળખો નહીં;
બેસાડ્યા મિત્રને શય્યા ઉપર, ઢોળે વાયુ હરિ ઉભા રહી.

## કડવું.

ભક્તાધીન દીનને પૂજે, દાસ પોતાનો જાણી;
સુખ શય્યાપર ઋષિને બેસાડી, ચમર કરે ચક્રપાણી રે. ભક્તા.
નેત્રશમસ્યા નાથે કીધી, આવી અષ્ટ પટરાણી;
મંદ મંદ હસે સત્યભામા, આધો ઘુંઘટ તાણી રે. ભક્તા.
જેની નાભિ કમળથી બ્રહ્મા પ્રગટ્યા, આજગ પળમાં કીધું;
જેણે મુખમાં જગત દેખાડ્યું, માતાનું મન લીધું રે. ભક્તા.
વિશ્વામિત્ર સરખા તાપસને, દોહેલે દર્શન કીધું;
તેણે સુદામાના પગ પખાળી, પ્રીતે પાદોદક પીધું રે. ભક્તા.
પોતાને ઓઢવાના પીથ પછેડીએ, લોહ્યા ઋષિના પાય;
ઊભા રહી કર વિંઝણો ગ્રહીને, વિઠ્ઠલ ઢોળે વાય રે. ભક્તા.
થાળ ભરી વૈદર્ભી લાવ્યાં, ઘૃતપકવ પકવાન;
શર્કરા સંયુક્ત ઋષિને, કરાવ્યાં પયપાન રે. ભક્તા.
શુદ્ધાચમન તંબોળ ખવરાવ્યાં, ધરી પ્રેમ શામળવાન;
વાધ્યું તે પ્રસાદ પ્રમાણે, આરોગ્યા ભગવાન રે. ભક્તા.
જે સુખ આપ્યું સુદામાને, તે હરિ બ્રહ્માદિકને નાપે;
ફરી ફરી મુખ જૂએ મુનિનું, આનંદ મુકુંદને વ્યાપે રે. ભક્તા.
સુદામાને ચિંતા મોટી, રખે દેખે કાયા કાંપે;
પેલી ગાહડી તાંદુલનણી તે, જંઘા નીચે લેઈ ચાંપે રે. ભક્તા.

## વલણ

જંઘા નીચે ચાપે ઋષિ, ગાહડી તંદુલતણી;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરને, જાણ્યાતણીગત છે ઘણી.

## કડવું.

ગોવિંદે માડી ગોહડી, કહોને મિત્ર અમારા;
સાંભળવા આતુર છું, સમાચાર તમારા. ગોવિંદ.
શે દુઃખે તમો દૂબળા, એવી ચિંતા કેહી;
મન મૂકીને કહો મને, મારા બાળ સનેહી. ગોવિંદ.
કોઈ સદ્‌ગુરુ તમને મળ્યો, તેણે કાન શું ફુંક્યો;
વૈરાગી ત્યાગી થયા, સંસાર શું મૂક્યો. ગોવિંદ.

ારીર પ્રજાયું જોગથી, તપે દુઃખે દેહી;
ો તે કિયે દુઃખે દૂબળા, મારા પૂર્વ સનેહી. ગોવિંદે.
શત્રુ કોઇ માથે થયો, ઘણાં દુઃખનો દાતા;
કાંઈ ચોરીએ ગયું, તેણે નહિ સુખશાતા. ગોવિંદે.
ાંઇ ધાતુપાત્ર કને નહી, આવ્યા તુંબડું લેઈ;
સ્ત્ર નથી કાંઈ પહેરવા, મારા બાળસનેહી. ગોવિંદે.
ે સુખ નથી સંસારનું, કાંઈ કર્મને દોષે
માભી અમારાં વઢકણાં, તે શું લોહિડું શોષે. ગોવિંદે.
ક શું ઉદર ભરાતું નથી, તેણે સુકી દેહી;
એ દુઃખમાં કીયું દુઃખ છે; મારા પૂર્વ સનેહી. ગોવિંદે.
પછી સુદામોજી બોલિયા, પ્રભુને શીશ નામી;
તમારૂં અજાણ્યું કાંઈ નથી, છો અંતરજામી. ગોવિંદે.
અમને તો દુઃખ વિજોગનું, નહીં પ્રભુજી પાસે;
આજ હરિ હુંને જો મળ્યા, પિંડ પુષ્ટ જ થાશે. ગોવિંદે.

## કડવું.

પછી શામળિયો બોલિયા, તને સાભરે રે;
હાજી નહાનપણાની પેર, મને કેમ વિસરે રે.
આપણ બે મહિના પાસે રહ્યા, તને. હાજી સાંદીપની ઋષિને ઘેર. મને.
અન્નભિક્ષા માગી લાવતા, તને. હાજી જમતા ત્રણે ભ્રાત; મને.
આપણ સૂતા એક સાથ રે, તને. સુખ દુઃખની કરતા વાત. મને.
પાછલી રાતના જાગતા, તને. હાજી કરતા વેદની ધુન; મને.
ગુરુ આપણા ગામે ગયા, તને. હાજી જાચવા કોઇક મુન. મને.
કામ દીધું ગોરાણિયે, તને. કહ્યું લેઈ આવોને કાષ્ઠ; મને.
શરીર આપણા ભિકળ્યા, તને. હાજી માથે તપ્યો અરીષ્ટ. મને.
સ્કંધે કહોવાડા ધર્યા, તને. ઘણું દૂર ગયા રણછોડ; મને.
આપણે વાદ વદ્યા ત્રણે બાધવા, તને. હાજી કાટયું મોટું ખોડ. મને.
શીતળ વાયુ વાયો ઘણો, તને. ટાઢે થરથર ધ્રુજે દેહ; મને.
ત્રણે ભારા બાધ્યા દોરડે, તને. હાજી આવ્યા બારે મેહ. મને.
નદિયે પૂર આવ્યું ઘણું, તને. ઘન વરસ્યો મૂશળધાર; મને.
એકે દિશા સૂઝી નહીં, તને. થયા વીજતણા ચમકાર. મને.
ગુરુજી ખોળવા નીસર્યા, તને. કહ્યું સ્રીને કીધો તે કેર; મને.
આપણને હદિયાશું ચાંપિયા, તને. પછે તેડીને લાવ્યા ઘેર. મને.

અવલોકવા ઊભી સઉ નારી, કર ધરી કનકનાં પાત્ર;
જદુપતિને જાચે સઉ નારી, અમને આપજો તિલ માત્ર. સકળ.
સુદામો ચિંતામાં પડિયો, લજ્જા મારી જાશે;
ભ્રમ ભાંગશે તાંદુલ દેખી, કૌતક મારૂં થાશે. સકળ.
સ્રીને કહ્યેથી હું થયો લોભી, તુચ્છ ભેટ અહિંયા આણી;
લજ્જા લાખ ટકાની ખોઇ, ઘર ઘાલ્યું ધણિયાણી. સકળ.
સુદામાના મનની શોચના, શ્યામળીએ સઉ જાણી;
હસતાં ખસતાં પાસે આવી, તાંદુલ લીધા તાણી. સકળ.
હેઠળ હેમની થાળી મેલી, પરતુ લેવા જગદીશ;
છોડે છબીનો પાર ન આવે, ચીથરાં દશ વીશ. સકળ.
પટરાણિયો જોઈ અચરજ પામી, છે પારશ કે રત્ન;
અમર ફળ કે સંજીવન મણિ, આવડું કીધું છે જત્ન. સકળ.
કણ વેરાણા ને પાત્ર ભરાણું, જોઈ રહ્યો જુવતીનો સાથ;
તાંદુલના કણ હૃદિયે ચાંપી, બોલ્યા લક્ષ્મીનાથ. સકળ.
સુદામા મે આ અવનીમાં, લીધા બહુ અવતાર;
આ તાંદુલનો સ્વાદ છે એવો, નથી આરોગ્યો એકે વાર. સકળ.
મોટા મોટા મિત્ર મે જોયા, ધ્રુવ અંબરીષ પ્રહ્‌લાદ;
આ તાંદુલનો એકે મિત્રે, દેખાડ્યો નથી સ્વાદ. સકળ.
તુચ્છ ભેટ ભારે કરી માની, વિચાર્યું ભગવાન;
સાત જન્મસુધી સુદામે, નથી કિધાં પુણ્યદાન. સકળ.
જાચક રૂપ થયા જગજીવન, પ્રીત હૃદેમાં વ્યાપી;
મુખમાં મુષ્ટિ તાદુલ મૂકયા, દારિદ્રય નાખ્યા કાપી. સકળ.
કર મરડીને ગાંઠડી લીધી, સાથેનાં દુઃખ મોડયાં;
જેમ જેમ ચીથરાં છોડયા નાથે, ભવનાં બંધન તોડયાં. સકળ.
જ્યારે તાંદુલ મુખમાં મૂકયા, ઉડી છાપરી આકાશ;
તેણે સ્થાનક સુદામાને થયા, સપ્ત ભૂમિના અવાસ. સકળ.
ઋષિપત્ની થયા રુકિમણી સરખા, શ્યામ સરીખા પુત્ર;
એ વૈભવને કવિ શું વખાણે, જેવું કૃષ્ણનું ઘર સૂત્ર. સકળ.
બીજી મુઠી જ્યારે મુખમાં મૂકે, ત્યા ઝાલ્યો રુકિમણીએ પાણ;
એમા શું ઓછું છે સ્વામી, અમને આપો ચતુરસુજાણ. સકળ.
અષ્ટ મહાસિદ્ધિ ને નવ નિધી, તે મોકલી વણ માગી;
તે સુદામો નથી જાણતા, જે ભવની ભાવઠ ભાંગી. સકળ.

હાથી ડોલે ને દુંદુભિ બોલે, ગુણિજન ગાયે સાખી;
જડિત્ર હિંડોળો હેમનો બાંધી, હીંચે છે હરિણાક્ષી. સકળ.
હીરા રત્ન કનકમય કોટી, હાર્યો દ્રવ્યે કુબેર;
કોટિધ્વજ લાખેણાં વાજે, છપ્પન ઉપર ભેર. સકળ.

## 4. The metamorphosis of Sudama.

### કડવું.

શુકજી ભાખે હરિગુણ ગ્રામજી, દીઠું સુંદર કંચન ધામજી;
મેડી અટારી અદ્ભુત કામજી, ઋષિ વિચારે ભૂલ્યો ઠામજી.
એમ ભૂલ્યો પણ ગ્રામ નિશ્ચે, ગામ કોઈ ધનવંતના;
એ ભુવનમા વસતા હશે, જેણે સેવ્યાં ચરણ ભગવંતનાં.
એવું વિચારી વિપ્ર વળિયો, બધું નગર અવલોકન કરી;
ઋષિ ઇચ્છા આણી સર્વે જોતા, તે ભુવન પાછળ ફેરા ફરી.
પછી સુદામો પડયા સાંસામાં, વિચાર કરે વેગળા જઈ;
આ ભુવન કોણે કર્યાં હશે, પર્ણકુટી મારી ક્યાં ગઈ.
એ વિશ્વકર્મા રચી રચના, મનુષ્ય પામર શું કરે;
કુટુંબ મારૂં ક્યા ગયું, ઋષિ વામ દક્ષિણ ફેરા ફરે.
કોઇ કીર્તિ બોલે હસ્તી ડોલે, હયશાળામાં હય હણહણે;
દાસી કનક કલશ ભરી પાણી લાવે, ઉભા અયુત સેવક આંગણે.
દુંદુભિ વાજે, ઢોલ ગાજે, મંડપ તાંડવ થાય છે;
મૃદંગ ધમકે ઘુઘરી ઘમકે, ગીત ગુણિજન ગાય છે.
જોઇ સુદામે નિઃશ્વાસ મૂક્યો, કોઈ છત્રપતિનાં ઘર થયાં;
આશ્રમ ગયાનું દુઃખ નથી, પણ બાળક મારા ક્યાં ગયાં.
હોમશાળા રુદ્રાક્ષમાળા, મારી પત્ર કુશની સાદડી;
ગોપીચંદન સન્માર્જની ગઈ, વિપત્તિ આવડી ક્યમ પડી.
દૈવની ગાય ગદન દીસે, પડયો પ્રાણ કર્મ આધીન;
કુટુંબ વિરહની વેદના, હુંને દૈવે દંડયો દીન.
ઘુંટી સરખી ઝુંપડી ને, ઘુંટી સરખી નાર;
મરકટ સરખાં છોકરાં, નવ મળ્યાં બીજી વાર.
સંકલ્પ વિકલ્પ કોટી કરતાં, ઋષિ આવાગમન હિંડોળે ચડયા;
બારીએ બેઠા પંથ જોતાં, નિજ કંથ સ્ત્રીની દ્રષ્ટે પડયા.
સાહેલી એક મદસ લેઇને, સની ગઈ પતિને તેડવા;
જળ ઝારી ભરીને નારી જાએ, જાણે હસ્તિની કમળ તેડવા.

હંસગામિની ને હર્ષ પૂરણ, અભિલાષ મનમા ઇચ્છિયા;
ઝાઝર ઝમકે ઘુઘરી ધમકે, વાજે અણવટ વીછિયા.
સુદામે જાણી આવી રાણી, ઇંદ્રાણી કે રુકિમણી;
સાવિત્રી કે સરસ્વતી, કે શકિત શિવશંકરતણી.
સાહેલી સહુ વીંટી વળી, પદ્મિની લાગી પાય;
પૂજા કરીને પાલવ ગ્રહ્યો, તવ ઋષિજી નાઠા જાય.
*થર થર ધ્રુજે ને કાંઈ ન સૂજે, છૂટી જટા ઉઘાડે શીશ,*
હસ્ત ગ્રહેવા જાય સુંદરી, તવ ઋષિજી પાડે ચીશ.
હું તો સેજે જોઉં છુ ઘર નવા, મને નથી કપટ વિચાર;
હું વૃદ્ધ ને તમો જોબન નારી, છે કઠણ લોકાચાર.
ભોગાસકત હું નથી આવ્યો, મને પરમેશ્વરની આણ;
જાવા દ્યો મને કા દમો છો, તમને હજો કલ્યાણ.
આગણામા કોઈ નર નથી, આ દીસે સ્ત્રીનું રાજ્ય;
તમને પાપણિયો પરમેશ્વર પૂછશે, હુંને કા આણો છો વાજ્ય.
ઋષિપત્ની કહે સ્વામી મારા, તમે રખે દેતા શાપ,
દારીદ્રય ગયા નવા ઘર થયા, શ્રીકૃષ્ણ ચરણ પ્રતાપ.
એવુ કહી કર ગ્રહીને ચાલી, તું સાભળ પરિક્ષિત ભૂપ,
સુદામો પેઠા પોળમા, થયુ કૃષ્ણ સરખુ રૂપ

### વલણ.

રૂપે બીજા કૃષ્ણજી, જરા ગઇ ને જોબન આવિયુ,
ઔલડિયે વળગ્યા દંપતી, જાણે કામ જોડું લજાવિયુ.

### કડવું.

નિજ મંદિર સુદામો ગયા, તત્ક્ષણ કૃષ્ણજી સરખા થયા;
દંપતિ રાજ્ય શોભાએ ભર્યા, શ્રીકૃષ્ણે દુખ દોહલા હર્યા.

### ઢાળ.

દોહેલા ગયા ને શોહેલા થયા, ભર્યા ભવન લક્ષ્મીવડે;
એક મુષ્ટિ તાદુલ આરોગ્યા, તે લક્ષ જન્મે નવ જડે.
વસન, વાહન, ભોજન, ભૂપણુ ભવ્ય ભંડાર;
ચામર આસન, છત્ર બિરાજે, ઈન્દ્રનો અધિકાર

મેડી અટારી છજાં જાળી, ઝમકે મીણાકારી કામ;
સ્ફાટિક મણિએ સ્થંભ જડયા છે, કૈલાસ સરખું ધામ.
વિશ્વકર્મા ભૂલે ધણા, જોઈ ભવનનો ભાવ;
માણુક મુક્તા રત્ન હીરા, ઝવેર જોતિ જડાવ.
ગોળી ગોળા ધડા ગાગર, સર્વે કનકનાં પાત્ર;
સુદામાના વૈભવ આગળ, કુબેર તે કોણું માત્ર.
ત્યાં જાચકના બહુ જુથ આવે, નિર્મુખ કોઈ નવ જાય;
જેને સુદામો દાન આપે, લક્ષપતિ તે થાય.
ઋષિ સુદામાના પુર વિષે, ન મળે દરિદ્રા કોય;
કોટિધ્વજ ને લક્ષદીપક, અકાળ મૃત્યુ ન હોય.
યદ્યપિ વૈભવ ઇન્દ્રનો પણ, ઋષિ રહે છે ઉદાસ;
વિજોગ રાખે જોગનો, થઈ ગૃહસ્થ પાળે સંન્યાસ.
વેદાધ્યયન અગ્નિહોત્ર હોમે, રાખે પ્રભુનું ધ્યાન;
માળા ન મૂકે ભક્તિ ન ચૂકે, એવા વૈષ્ણવ ઋષિ ભગવાન.
સુદામાનું ચરિત્ર સાંભળે, તેનું દુઃખ દારીદ્રય જાય;
ભવ દુઃખ વામે મુક્તિ પામે, મળે માધવરાય.

XII. From મામેરૂં (A. D. 1683.)

કડવું.

શ્રીગુરુ ગણપતિ શારદા, હું સમરૂં સુખે સર્વદા;
મનમુદા કહું મામેરૂં, મહેતાતણું રે.

ઢાળ.

મામેરૂં મહેતાતણું, પદબંદ કરવા આશ;
નરસિંહ મહેતો ભક્ત બ્રાહ્મણ, જુનાગઢમાં વાસ.
ભાભીએ એક વચન કહ્યું, મેહેતાને લાગી દાઝ;
પરિત્યાગ કીધો ઘરતણો, મહેતો વન ગયા તપકાજ.
તે વનવિષે એક દેહેરૂં દીઠું, અપુજ્ય શિવનું લિંગ;
નરસૈંયે તેની પૂજા કીધી, અંતરમાંહી ઉમંગ.
ઉપવાસ સાત મહેતે કર્યાં, તવ રીઝયા શ્રીમહાદેવ;
કમળની પેરે લિંગ વિકાસ્યું, પ્રભુ પ્રગટ થયા તતખેવ.

કર્પૂર ગૌર સ્વરૂપ શોભા ધર્યા, ઉમયા ડાબે પાસ;
બિરાજે જટામાં જાહ્નવી, લલાટે ચંદ્ર પ્રકાશ.
છે રૂંઢમાળા સર્પભૂષણ, વાઘાંબર ગજચર્મ;
વાજે ડાક ડમરુ શંખ શૃંગી, મહેતે દીઠા પરિબ્રહ્મ.
તવ નરસૈંયો જઇ પાયે લાગ્યો, ત્યારે મસ્તક મૂકર્યો હાથ;
માગ માગ હું કૃપાળ છું, એમ બોલ્યા ઉમિયાનાથ.
મહેતો કહે મહાદેવજી, એક માગું છું સ્વામીન;
તમતણું દર્શન પામિયો, હવે વિષ્ણુનું દર્શન.
ધન્ય ધન્ય સાધુ શિવ કહે, તને ભક્તિની છે આશ;
અખંડ વ્રજમાં ગયા તેડી જ્યા, હરિ રમે છે રાસ.

### વલણ.

રાસમંડળતણી રચના, લીલા શી વખાણે કવી;
નરસૈંયો કૃતારથ થયો, તે કૃપા શ્રીહરની હવી.

### કડવું.

અદ્દ્ભુત લીલા રાસ વિરાજેજી, દર્શન કીધે ભવદુઃખ ભાજેજી;
ગોપિકા ગાય વાજિત્ર વાજેજી, મહા સુખ દીધું શિવ મહારાજેજી.

### ઢાળ.

મહારાજ શિવ મહારાજજીએ, ગ્રહ્યો મહેતાનો હાથ;
તે સદાશિવને દેખીને, સામા આવ્યા વૈકુંઠનાથ.
હરિ હર હરખીને મળ્યા, નમી ગોપી શિવને પાય;
નરસૈંયો જઇ નમ્યો નાથને, તવ પુછે ગોકુળ રાય.
કહો સદાશિવ આ કોણ છે, તમે દેખાડ્યો આ ઠામ;
મહાદેવ કહે એ દાસ તમારો, વિપ્ર નરસિંહ નામ.
ભક્તિ ઇચ્છે તમારી, કીર્તન કરે ગુણ ગાય;
કરુણા કરો શ્રીકૃષ્ણજી, તવ બોલ્યા વૈકુંઠરાય.
હાથ ગ્રહી તમે તેડી લાવ્યા, સદાશિવ ભગવાન;
એ નરસૈંયો મેં ભક્ત કીધો, ઉદ્દવ વિદુર સમાન.
મસ્તક ઉપર હાથ મૂકી, કહે શ્રીગોપાળ રે;
દુઃખ વેળા મને સંભારજે, હું ધાઇ આવીશ તતકાળ.

કરજે તું કીર્તન ભક્તિ મારી, તરીશ ભવસંસાર;
આ દીઠી તેવી લીલા ગાજે, કેવળ રસ શણગાર.
પછી રાસમંડળનણી રચના, દેખાડી તેણીવાર;
નરસિંહ મહેના પ્રત્યે બોલ્યા, સ્વામી શ્રીત્રિપુરારી રે.
રખે લોકાચાર મનમાહિ ગણતો, મસ્તક સાટે ભક્તિ;
રાધાકૃષ્ણનો વિહાર ગાજે, જુએ તેવી જુક્તિ.
અંતર્ધ્યાન થયા એમ કહિને, ભોળા શંકર દેવ;
પળ માત્રમા નરસૈંને મૂક્યો, જુનેગઢ તત્ખેવ.
થઇ નરસૈંયાની નિર્મળ વાણિ, કવિ શક્તિ ભક્તિ અપાર;
રાધાકૃષ્ણ શું રંગ લાગ્યો, ગણે તૃણવત સંસાર.
પછી તાલ વાતા ગીત ગાતા, પધાર્યા પુરમાંય;
નરસિંહ મહેતો જઇને નમિયા, ભાભીકેરે પાય.
તમને ગોરાણી મેં પ્રમાણી, હૂંને કહ્યું કઠણ વચન;
હરિ હર બંને મુજને મળ્યા, તે ભાભી તમારૂં પુણ્ય.

### વલણ.

પુણ્ય તમારૂં માત મારી, મને મળ્યા શ્રીપરીબ્રહ્મ રે.
છે સાધવી સ્ત્રી મહેતાનણી, પછી માંડયો ગૃહસ્થાશ્રમ રે.

### કડવું.

મહેતે માંડ્યો ગૃહસ્થાશ્રમ, પતિવ્રતા ઘેર નારી પર્મ;
દામોદરની સેવા કરે, માળા તિલક ને મુદ્રા ધરે.
સાધુ વેરાગી વૈષ્ણવ સંગ, શંખ તાળ ને વાજે ચંગ;
ચોક માહી તુળસીના વન, અહર્નિશ થાયે કીર્તન.
નહિ એની ઉદ્યમ વેપાર, હરિભગત મહેતો તદાકાર;
જે આવે તે વૈષ્ણવ જમે, ગુણ ગાઇને દહાડા નિર્ગમે.
વિશ્વંભર પૂરૂ પાડે અન્ન, વિશ્વાસ ઘણો મહેતાને મન;
બે સંતાન આપ્યાં ગોપાળ, એક પુત્રી ને એક જ બાળ.
શામળદાસ કુંવરનું નામ, તે પરણાવ્યો રુડે ઠામ;
કુંવરબાઈ નામે દીકરી, પરણાવ્યા રુડો વિવાહ કરી.
પામ્યા મરણ પત્ની ને પુત્ર, મહેતાનું ભાગ્યું ઘરસૂત્ર;
પતિના વડુ વિધવા થઈ, કુંવરબાઇ તે કુશળી રહી.

સ્ત્રી પુત્ર મરતે રોયાં લોક, મહેતાને તલ માત્ર ન શોક;
ભલું થયું ભાંગ્યો જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ.
કુંવરબાઈ પછે મોટી થઈ, આણું આવ્યું ને સાસરે ગઇ;
સસરો શ્રીરંગ મહેતો નામ, મોટું ઘર કહાવે બહુ દામ.
છે સાસરિયાને ઘણું અભિમાન, ધનનું તે અતિ કરે ગુમાન;
નણદ જેઠાણી વાંકું ભણે, કુંવરબાઇને દુબળી ગણે.
આવો વૈષ્ણવની દીકરી, સાસરવેલ સૌ પાવન કરી;
ચેષ્ટા કરે સાસુ ગર્વે ભરી, કુંવરબાઇ નવ બોલે ફરી.
છે લઘુવેષ નહાનો ભરથાર, તે નવ પ્રીછે વિવેક વિચાર;
કુંવરબાઇનું આવ્યું સીમંત, સાદર વાત ન પૂછે કંથ.
રૂપ દેખી અતી વહુવરતણું, સાસરિયા મન હરખે ઘણું;
કહે મહેતો હરિનો છે દાસ, મોસાળાની શી કરવી આશ.
વહુનો ઓરિયો વીતે ખરો, કાઇંક મોસાળું ઘરથી કરો;
દુર્બળની દિકરી રાંકડી, આચાર કરી બાંધો રાખડી.
ન કહાવ્યું પિયર ન કોને કહ્યું, પંચમાસી તો એળે ગયુ;
સીમંતના રહ્યા થોડા દન, કુંવરબાઈને થઇ ચિંતા મન.
ઓશિયાળી દીસે દામણી, વહુવર આવી સાસુ ભણી;
બોલી અબળા નામી શીશ, બાઇજી રખે કરતા રીશ.
આપણો ગોર પંડ્યો બોખલો, જુનાગઢ સુધી મોકલો;
મોકલો લખાવી કંકોતરી, તવ સાસુ બોલી ગર્વે ભરી.
કા વહુવર તને ઘેલું લાગ્યુ, મા મુઇ ત્યારે મહિયર ભાગ્યુ;
તાળ વજાડે કીર્તન કરે, નાચી ખુંદીને ઉદર ભરે.
દરિદ્ર ઘરમા ફેરા ફરે, તે મોસાળું કયાથી કરે;
જે સગાથી અર્થ નવ સરે, શુ થાયે તેને નોતરે.
મહેતાને વહાલું હરિનું નામ, જોવા મળશે બાધુ ગામ;
તમને ડોસો મળવાનું હેત, અમો નાતમા થઇએ ફજેત.
તમારો સસરો લાજે બાઇ, વણ આવે સરશે વેવાઇ;
કુંવરબાઇ તવ આસુ ભરી, સાસુ પ્રત્યે બોલી ફરી.
બાઈજી એમ બોલતા શું ફગો, દુર્બળ પણ પોતાનો સગો;
અહિં આવી પાછા જાશે ફરી, એ મિષે મળશુ બાપ દિકરી.
સાસુને મન કરુણા થઇ, પોતાના સ્વામીને પૂછ્યુ જઈ;
રહ્યા શીમંતના થોડા દહાડા, કુંવરવહુ લે છે આડા.

લખી મોકલો કંકોતરી, મળવા દોને બાપ દીકરી,
વેવાઇને લખીએ એક પત્ર, જેમ તેમ કરતા આવજો અત્ર.
શ્રીરંગ મહેતો પરમ દયાળ, કાગળ એક લખ્યો તતકાળ,
સ્વસ્તિ શ્રી જુનાગઢ ગામ, જે હરિ વૈષ્ણવનો વિશ્રામ
નાગરી નાતતણા શણગાર, સાધુ શિરોમણિ પરમ ઉદાર,
ભક્ત નાયક વૈષ્ણવના ધણી, સદા કૃપા હોય કેશવતણી
સર્વોપમા જોગ કરણા ધામ, મહેતા શ્રીપંચ નરસૈં નામ,
અહિં સહુને છે કુશળ ક્ષેમ, લખજો પત્ર તમો આણી પ્રેમ
એક વધામણિ તણો સમાચાર, અમારા ભાગ્યતણો નહિ પાર,
કુંવરવહુને આવ્યુ સીમંત, અમ ઉપર તૂઠા ભગવંત.
માઘ શુદિ સપ્તમી રવિવાર, મુહુર્ત અમે લીધુ નિર્ધાર
તમો તે દિન નિશ્ચય આવજો, સગા મિત્ર સાથે લાવજો
ન આણશો મનમા આશંક, તમ આવે પામ્યા લખટક,
ઉજળો મગો આવ્યો બારણે, સોનાનો મેરુ કીજે વારણે
જો મહેતાજી નહિ આવો તમો, ખરેખર દૂભાઇશુ અમો,
આપ્યુ પત્ર ગુરુના કરમાય પંડયો ખોખલો કર્યો વિદાય
કુંવરબાઇએ તેડયા ઋષિરાય, એકાંતે બેસાડી લાગી પાય,
ત્યા બે દહાડા પરણ્યા રહેજો, મહેતાને સમજાવી કહેજો
કાઇ મોસાળુ સારૂ લાવજો, સંપત્ત હોય તો ઘા આવજો,
કાંઈ નામ થાય જો પૃથ્વી તજે, સાસરિયાનુ મેણુ ટળે
જો અવસર આ સૂનો જશે, ભવનુ મેણું મુજને થશે,
બોલ બાણુ નણદી મારશે, રાત્રુનું કામ દિયર સારશે
રખે નાગરી નાતે કૌતક થાય, તમારે માથે છે વૈકુંઠ રાય,
પંડયો ખોખલો કીધો વિદાય, સદ્ય પહોંતો જુનાગઢ માય

## વલણ.

જુનાગઢમા આવ્યા, મહેતો; લાગ્યા પાય રે,
સ્તવનસ્તુતિ પૂજા કરી, પછે માંડી વાત સુખદાય રે

## કડવુ.

ખોખલે પંડે પત્રજ આપ્યુ, મહેતાજીને હાથજી,
વધામણી કાગળમા વાચી સમર્યા વૈકુંઠનાથજી

મામેરૂં પુત્રીને કરવું, ઘરમાં નથી ખોટો દામજી;
ત્રિકમજી તેવડમાં રહેજો, દ્રવ્યતણું છે કામજી.
ભોજન કરાવી દક્ષિણા આપી, મહેતો લાગ્યા પાયજી;
મોસાળું લેઈ અમો આવિશું, પંડ્યો કીધો વિદાયજી.
નરસૈં મહેતે ગોર તેડાવ્યા, સગા તે વૈષ્ણવ સંતજી;
મોસાળું લઇ આપણે જાવું, છે કુંવરબાઇનું સીમંતજી.
જુની વેલ ને ધૂંસરિ વાંકી, સાંગી સોટા ભાંગીજી;
કોનાતળાવા નેકોનીપીંજણિયો, બળદ આણ્યા જે માંગીજી.
મહેતોજી મામેરે ચાલ્યા, સમર્યા શ્રી જગદીશજી;
ત્રણ સખિયો સંઘાતે ચાલી, વૈરાગી દશ વીશજી.
સંપુટ ત્રાંબાની ડાબલીનો, તેમાં બાળ મુકુંદજી;
કંઠે હાર કરીને રાખ્યા, દામોદર નંદનંદજી.
વેલને પૂંઠે કોથળો બાંધ્યો, માહી ભર્યાં વાજિત્રજી;
ગાંઠડી એક ગોપીચંદનની, તુળશી કાષ્ટ પવિત્રજી.
મોસાળાની સામગ્રીમા, તિલક ને તુળસીમાળજી;
નરસૈયાને નિર્ભય છે જે, ભોગવશે ગોપાળજી.
બળહીણા બળદો શું હીંડે, ઠેલે વૈષ્ણવ સાથજી;
સોર પાડે ને ઢાળ ચઢાવે, જે જે વૈકુંઠ નાથજી.
એક બળદ ગળિયો થઇ બેસે, આખલો તાણી જાયજી;
પડયાને પુછ ગ્રહી ઉઠાડે, કૌતુક કોટી થાયજી.
સાલે સાલ જૂજવાં દીસે, રથતણા બહુ વકજી;
સાગીનો બહુ શબ્દજ ઉઠે, ચૂંચવે છે બહુ ચકજી.
ચડે બેસે ને વળિ ઉતરે, લે રામ કૃષ્ણનું નામજી;
મધ્યાહ્‌ને મહેતાજી આવ્યા, જોવા મળ્યું ઉના ગામજી.
શું જાણે વૈષ્ણવનો મહિમા, વિષયી પુરના લોકજી;
કોડ પહોંતા કુંવરવહુના, મામેરૂં છે રોકજી.

## વલણ.

રોક મામેરૂં મહેતો લાવ્યા, જુઓ વૈષ્ણવની વસાત રે;
અકેકી માળા આપશો તો, પહેરશે નાગરી નાત રે.

વચન મહેતાજીનાં સુણી, કુંવરબાઇ આવ્યાં સાસુભણી;
મારે પિતાએ મોકલી હું, લખો કાગળમાં જોઇએ શું.
મુખ મરડીને બોલી સાસુ, શો કાગળ ચીતરવો ફાંસુ;
છાબમાં તુળસીદળ મૂકશે, ઊભો રહીને શંખ ફૂંકશે.

વલણ

ફૂંકશે શંખ ઊભો રહી, નરસૈંયો મોસાળું શું કરે;
સંવાદ વહુઅરનો સાંભળી, પછે વડસાસુ એમ ઓચરે.

કડવું.

વડસાસુ ઘણું ભારે માણસ, બોલ્યા પરમ વચન; વહુજી;
વડી વહુઅર તમે કાઇ નવ જાણો, છે મહેતો વૈષ્ણવજન. વહુજી.
જેને સ્નેહ શામળિયા સાથે, તેને શાની ખોટ; વહુજી;
પહેરામણી મન ગમતી માગો, કરો નાગરી ગોઠ. વહુજી.
કુંવરબાઇને કાગળ આપો, લખો લખાવું જેમ; વહુજી;
રૂડો વેવાઇ આગણે આવે, કોડ ન પહોચે કેમ. વહુજી.
લખો પાચ સેર કંકુ જોઇએ, શ્રીફળ લખો સેં સાત; વહુજી;
વીશ મણ વાકડિયા ફોફળ, મળશે મોટી નાત. વહુજી.
પાચ વસ્ત્રના પંચવિશ વાધા, ચાર ચોકડી તાસ; વહુજી;
લખો પછેડી પંદર કોડી, પટોળાં પચાસ વહુજી.
સાહેક મુગટા સોએક સણિયાં, ચીર લખો ચાલીસ; વહુજી;
ધોતિયા તો બ્રાહ્મણને જોઇએ, તે લખો કોડી ત્રીસ. વહુજી.
બે કોડી, જરકશીની સાડી, રેશમી કોડી બાર; વહુજી;
સાદિ સાડિયો લખો ત્રણસેં, છાયલ લખો સેં ચાર. વહુજી.
ઘરસાડી લખો દશ વિશ કોડી, સોળ કોડી લખો ઘાટ; વહુજી;
છીંટ મોરવી ટુંકડી સોએક, નવ કોડી લખો નાટ. વહુજી.
મશરૂ ગજિયાણી દરિયાઇ, લખો થાન પંચાસ; વહુજી;
હજાર બારસેં લખો કાપડા, લોક કરે બહુ આશ. વહુજી.
સોલસેં લખો શેલા સાજુ, તેવ પાનનો શો આંક; વહુજી;
આશરા પડતું મેં લખાવ્યું, બાપ તમારો રાંક. વહુજી.
તમને સોળ શણગાર ઘડાવે, બાપ લડાવે લાડ; વહુજી;
ઘટે જમાઇને સોનાનાં સાકળા, તેમા અમને શો પાડ. વહુજી.

સહસ્ર મહોર સોનાની રોકડી, કહેતા પામુ ક્ષોભ, વહુજી,
ઘરડા અમે માટે ધર્મે લખાવ્યુ, ન મળે ઝાઝો લોભ વહુજી
એ લખ્યાથી અદકું કરો તો, તમારા ઘરની લાજ, વહુજી,
તવ મુખ મરડી નણદી બોલી, સિદ્ધ થયા સર્વે કાજ વહુજી
ભારે મોટા બે પહ્રાણુ લખોની, જે મહેતાથી અપાય, વહુજી,
ડોશી કહે શો શોર કરો છો, લખતા તારૂં શુ જાય વહુજી

## વલણ

શુ જાય લખતા તાહરૂ, વડસાસુ વિકરાળ રે,
કાગળ આપ્યો હાથમા, પડી પેટડિયામા ફાળ રે

## કડવુ

ડાટ વાળ્યો રે, ડોસીએ ડાટ વાળ્યો રે
વડસાસુ વેરણ થઈ મારી, હરખ હૈયાનો ટાળ્યો રે ડોસીએ
મીઠા વચની ને થોડા બોલી, હીંડે હરિગુણ ગાતી રે,
પરમારથી થઈ પત્ર લખાવ્યુ, મનમા મોગી કાતી ડોસીએ
કાગળ લઈને કુંવરબાઇ આવ્યા, પિતા કેરે પાસે રે,
વડસાસુએ વિપરીત લખાવ્યુ, કહો હવે શું થાશે ડોસીએ
લખેશ્વરીથી ન પડે પૂરૂ, એવુ માહી લખાવ્યુ રે,
સાધુ પિતાને મહા દુ ખ દેવા, મુને સીમત શાને આવ્યુ ડોસીએ
સહસ્ર મહોર સોનાની રોકડી, વસ્ત્રતણુ નહિ લેખુ રે,
તાતજી હું તમારી પાસે, કોડી એક ન દેખુ ડોસીએ
પિતાજી તમો પાછા પધારો, અહિં રહે ઇજ્જત જાશે રે,
મહેતાજી કહે પુત્રી મારી, રહો તમે વિશ્વાસે ડોસીએ

* * *

ડોસીએ રૂડું કીધુ રે, આપણુ કારજ સિધ્ધુ રે ડોસીએ
શ્યામળિયો અવસર નહિ ભૂને, તુ કા આસુડા પાડે રે,
દામોદર કાંઈ નથી કોહનો, નહિ કરજે કાઢે. ડોસીએ
કુંવરબાઈ તમે ઘેર પધારો, આપણુ એમા શુ જાશે રે,
જો મામેરૂં હરિ નહિ કરે તો, ઉપહાસ એનો થાશે ડોસીએ
પચાળીના પટકુળ પૂર્યાં, નવમે ને નવાણુ રે,
તે રીતે મામેરૂ કરશે, હું થાવા દેને વહાણુ ડોસીએ

વચન મહેતાજીનાં સુણી, કુંવરબાઇ આવ્યાં સાસુભણી;
મારે પિતાએ મોકલી હું, લખો કાગળમાં જોઇએ શું.
મુખ મરડીને બોલી સાસુ, શો કાગળ ચીતરવો રાંસુ;
છાબમાં તુળસીદળ મૂકશે, ઊભો રહીને શંખ ફૂંકશે.

વલણ

ફૂંકશે શંખ ઊભો રહી, નરસૈંયો મોસાળું શું કરે;
સંવાદ વહુઅરનો સાંભળી, પછે વડસાસુ એમ ઓચરે.

કડવું.

વડસાસુ ઘણું ભારે માણસ, બોલ્યા પરમ વચન; વહુજી;
વળી વહુઅર તમે કાંઇ નવ જાણો, છે મહેતો વૈષ્ણવજન. વહુજી.
જેને સ્નેહ શામળિયા સાથે, તેને શાની ખોટ; વહુજી;
પહેરામણી મન ગમતી માગો, કરો નાગરી ગોડ. વહુજી.
કુંવરબાઇને કાગળ આપ્યો, લખો લખાવું જેમ; વહુજી;
રૂડો વેવાઇ આગણે આવે, કોડ ન પહોંચે કેમ. વહુજી.
લખો પાચ સેર કંકુ જોઇએ, શ્રીફળ લખો મેં સાત; વહુજી;
વીશ મણ વાકડિયા ફોફળ, મળશે મોટી નાત. વહુજી.
પાચ વજ્રના પંચવિશ વાઘા, ચાર ચોકડી તાસ; વહુજી;
લખો પછેડી પંદર કોડી, પટોળાં પચાસ. વહુજી.
સાહેક મુગટા મોએક મશિયા, ચીર લખો ચાલીશ; વહુજી;
ધોતિયાં તો બ્રાહ્મણને જોઇએ, તે લખો કોડી ત્રીસ. વહુજી.
બે કોડી જરકશીની સાડી, રેશમી કોડી બાર; વહુજી;
સાદિ સાળિયો લખો ત્રણસેં, છાયલ લખો સેં ચાર. વહુજી.
ઘરસાડી લખો દશ વિશ કોડી, મેળ કોડી લખો ઘાટ; વહુજી;
છીંટ મોરવી ચુંદડી સોએક, નવ કોડી લખો નાટ. વહુજી.
મશરૂ ગજિયાણી દરિયાઇ, લખો થાન પંચાસ; વહુજી;
દનર બારસેં લખો કાપડાં, લોક કરે બહુ આશ. વહુજી.
સોળસેં લખો શેલા સાળુ, નેવ પાનનો ગો આંક; વહુજી;
આગળ પટનું મેં લખાવ્યું, બાપ તમારો ગાંઠ. વહુજી.
તમને મેળ શણગાર પડાવે, બાપ લડાવે લાડ; વહુજી;
ઘરે જમાઇને બે નાના સાંકળા, તેમા અમને શા પાડ. વહુજી.

હુંડી શીકારી તેં શ્યામળા, આપ્યા રુપૈયા સેં સાત;
તે વિશ્વાસે વળગી રહ્યો, વિઠ્ઠલ મોકલજો વરસાદ. મહેતાજી.
સમોવણ નહિ આપો શ્યામળા, કઙ્ગશે મામેરૂ કયમ;
વિનતિ નરસૈંયાની સાભળી, પ્રેર્યો ધન પરિબ્રહ્મ. મહેતાજી.
પળમાહિ આભે ઘટા થઇ, ચોદશ ચઢ્યો અંધકાર;
ગગન વિષે ઘન ગડગડે, થાય વીજતણા ચમકાર. મહેતાજી.
ઉડે કોરણુ બહુ કાકરા, વરસે મૂશળધાર,
વહેવાઈના ઘરમા જળ ઘરચું, કરે લોક પોકાર. મહેતાજી.
સર્વ નાગરીઓ પાયે પડે, ક્ષમા કરો અપરાધ;
અમો અજ્ઞાને ન ઓળખ્યા, તમે શિરોમણી સાધ. મહેતાજી.
શ્રીરંગ મહેતો સ્તુતિ કરે, વહેવાણો માગે માન;
વરસાદ વિસર્જન થયો, કીધુ મહેતાજીએ સ્નાન મહેતાજી.
ઠગ નાગર કહે થયુ માવઠુ, એમ થાય છે બહુ વાર,
પ્રતીત ન પ્રત્યક્ષ પારખે, કલિજુગનો પ્રકાર. મહેતાજી.

### વલણ

મહેતોજી ભોજને બેઠા, કરમા લીધી તાળ રે;
ટોળું વેરાગી તર્ણું, તેણે ગાવા માડી થાળ રે.

### કડવું.

મહેતે ગાઈ પ્રસાદની થાળી, આરોગાવ્યા શ્રીવનમાળી,
લીધો પ્રસાદ પૂરણ પ્રીતે, પછે શુ થયુ રજની વીતે.

### ઢાળ

વીતી રજની કીર્તન કરતા, થયો પ્રાતઃકાળ રે,
કુંવરબાઈ આવ્યા પિતા પાસે, હવે મોસાળાની કરો ચાલ રે.
મહેતાજી કહે પુત્રી મારી, જઇ ન્યાતને તેડા કરો;
વિશ્રામ આણી મંડપમાહી, એક છાબ ઠાલી જઇ ધરો.
જ્ઞાતિ સગા સહિત પધરાવો, સર્વ કુટુબ પરિવારજી,
છે વાર જ્ઞાતિ મળ્યાતણી, નથી મોસાળાની વારજી.
કુંવરબાઇ કહે તાતજી, મને કેમ આવે વિશ્વાસ રે;
ઠાલી છાબ હું કેમ ધરૂ, થાય ચોકમા ઉપહાસ રે.

વિશ્વાસ હુંડીમાં રાખો તમો, છો વૈષ્ણવની બાળ રે,
આપણ એ પ્રતિપાલન કરશે, શ્યામળિયો ગોપાળ. ડામીએ
હૈડે હેત દીકરીને આવ્યું, સુણી તાતની વાણી રે,
કુંવરબાઈ ફરી મંદિર આવ્યા, વિશ્વાસ ઉરમાં આણી ડામીએ

કડવું

જો જો રે કૌતક કળિજુગના, વૈષ્ણવની ચેષ્ટા થાય રે,
વાંકા બોલી નાત નાગરી, સહેજે બોલે અન્યાય રે. કૌતક
ભોજન કરવા મહેતાજી તેડ્યા, માથે બહુ વેરાગી રે,
ટોળે મળે સહુ નાત નાગરી, જોઈ જોઈ હસવા લાગી રે કૌતક
ચર્ચ્યાં તિલક ને તુળસીમાળા, છાપા અંગ બિરાજે રે
વેવાઈના રૂપ જુઓ રે બાઈઓ કોટિક કંદર્પ લાજે રે કૌતક
મનાર ગાજે નહાતી વેળા, વરસશે વરસાદ રે,
પ્રમાદ કરતા થાળ ગળે, જમશે જગન્નાથ રે કૌતક
સ્નાન કરી સહુ નાગર બેઠા, જેને જેવું ગમતું રે,
મહેતાજીને નહાવા અર્થે, જળ મેલ્યું કળકળતું રે કૌતક
જેમ તેલ કઢા તાતી ઉકાળી, સુધન્વાને તળવા રે,
તેમ વેવાણે જળ ઉકાળ્યું, મહેતાજીને છળવા રે. કૌતક
ઉષ્ણોદક ઊનું દેખીને મહેતે, માગ્યું ટાઢું પાણી રે
મર્મ વચન મુખ મરડી બોલી, કુંવરબાઈની જેઠાણી રે કૌતક
માગ્યા મેહ વરસે મહેતાજી, તો અમ પાસે શું માગો રે,
ખાંડે બેસ તાળ બજાવી, બોર હુંડીમાં વાગો રે કૌતક
સ્મરણ કીધું શ્યામળિયાનું, આલાપ્યો રાગ મલ્હાર રે,
નાગર લોક જોવાને મળિયા, મોટે બંગ ઉચ્ચાર રે. કૌતક

કડવું

મહેતાજી બેઠા બાજઠે, સમર્યાં શ્રીગોપાળ
મલ્હાર ગયો પ્રીતમશું, મેઘ ગાજ્યા વરસી તાળ મહેતાજી
ઉપરાગ થય તાગ દમને, શ્યામળો કરે સહાય,
નાખ્યું ઉષ્ણોદક અતિ ઉકળ્યું શીતળ થાય જ્યાં. મહેતાજી
જેમ કઢા ઉકાળી તેલની, કોપ્યો હંસધ્વજ ભૂપ
નરી રૂપ એ ટાઢું થયું, ઉગાર્યો સુધન્વા ભૂપ મહેતાજી

હુંડી શીકારી તેં શ્યામળા, આપ્યા રુપેયા સે સાત,
તે વિશ્વાસે વળગી રહ્યો, વિઠ્ઠલ મોકલજો વરસાદ. મહેતાજી.
સમોનણુ નહિ આપો શ્યામળા, કરશો મામેરૂં ક્યમ,
વિનતિ નરસૈંયાની સાભળી, પ્રેર્યો ઘન પરિબ્રહ્મ. મહેતાજી
પળમાહિ આભે ઘટા થઇ, ચોદશ ચઢયો અધકાર;
ગગન વિષે ઘન ગડગડે, થાય વીજતણા ચમકાર. મહેતાજી.
ઉડે કોરણ બહુ કાકરા, વરસે મૂશળધાર,
વહેવાઈના ઘરમા જળ ઘરયું, કરે લોક પોકાર. મહેતાજી.
સર્વ નાગરીઓ પાયે પડે, ક્ષમા કરો અપરાધ;
અમો અજ્ઞાને ન ઓળખ્યા, તમે શિરોમણી સાધ. મહેતાજી.
શ્રીરંગ મહેતો સ્તુતિ કરે, વહેવાણો માગે માન;
વરસાદ વિસર્જન થયો, કીધુ મહેતાજીએ સ્નાન મહેતાજી.
ઠગ નાગર કહે થયુ માવઠુ, એમ થાય છે બહુ વાર,
પ્રતીત ન પ્રત્યક્ષ પારખે, કલિજુગનો પ્રકાર મહેતાજી.

### વલણ

મહેતોજી ભોજને બેઠા, કરમા લીધી તાળ રે,
ટોળું વેરાગી તણું, તેણે ગાવા માડી થાળ રે.

### કડવુ.

મહેતે ગાઈ પ્રસાદની થાળી, આરોગાવ્યા શ્રીવનમાળી,
લીધો પ્રસાદ પૂરણ પ્રીતે, પછે શુ થયુ રજની વીતે.

### ઢાળ

વીતી રજની કીર્તન કરતા, થયો પ્રાત કાળ રે,
કુંવરબાઈ આવ્યા પિતા પાસે, હવે મોસાળાની કરો ચાલ રે.
મહેતાજી કહે પુત્રી મારી, જઇ ન્યાતને તેડા કરો;
વિશ્વાસ આણી મંડપમાહી, એક છાબ ઠાલી જઇ ધરો.
જ્ઞાતિ સગા સહિત પધરાવો, સર્વ કુટુબ પરિવારજી,
છે વાર જ્ઞાતિ મળ્યાતણી, નથી મોસાળાની વારજી.
કુંવરબાઇ કહે તાતજી, મને કેમ આવે વિશ્વાસ રે,
ઠાલી છાબ હું કેમ ધરૂં, થાય લોકમા ઉપહાસ રે.

મહેતાજી કહે પુત્રી મારી, છો વૈષ્ણવની દીકરી;
તારે મારે ચિંતા શાની, મોસાળું કરશે શ્રીહરી.
મર્મ વચન સુણી તાતનું, સાસુ કને આવી વહુ;
માગે પિતા મોસાળું કરે છે, સગાં મિત્ર તેડો સહુ.
ખોખને પડચે તેડાં કીધાં, મેળવ્યું બધું ગામ;
વહેવાઈ વરગ એણી પેરે બોલે, મહેતો મૂર્ખને જાણે મામ.
મંડપમાં મહેતાજી આવ્યા, હાથ ગ્રહી છે તાળ રે;
નાગર સહુ ઉભા થઈ, કહે પ્રેમે જોગાપણ રે.
મંગાવી એક છાબ ઠાલી, તે ચોકમાં આણી ધરી;
મહેતાજીએ શંખ પૂર્યો, વિનતિ શ્રીહરિની કરી.

કેસર તિલક વિશાળ, ભાલે કીધાં છે;
કોઇએ નહાનાં બાળ, કેડે લીધાં છે.
કોઇ જોવા ઠાલી છાબ, અબળા ઉઠે છે;
કોઈ વહુવાર લજવાળ, નણદી પુંઠે છે.
કો શીખવી બોલાવે બાળ, વારી રાખે છે;
કો વાંકા બોલી નાર, વાંકુ ભાખે છે.
એવાં કૌતક અનેક, સહુકો દેખે છે;
સહેજે બોલે અન્યાય, હરિને લેખે છે.
બાઇ કુંવરવહુનો બાપ, કરશે મામેરૂં;
લઇશ પટોળી સાર, સાડી નહિ પહેરૂં.
વૈષ્ણવને શી ખોટ, કોટે માળા છે;
વહેવારિયા દશ વીશ, ટોપીવાળા છે.
કુંવરવહુ ધન્ય ધન્ય, પિયર પનોતી છે;
બાપે વગાડયો શંખ, સાદર પોતી છે.
વાંકા બોલા વિપ્ર, બોલે ઉપહાસે;
મૂકો છાબમાં પહાણ, વાયે ઉડી જાશે.
મૂકયો દીકરીએ નિઃશ્વાસ, આવી પિતા પાસે;
મહેતે કીધી સાન, રહેજે વિશ્વાસે.

## વલણ.

વિશ્વાસ રાખો દીકરી, કરમા લીધી તાળ રે;
કાગળ મૂકયો છાબમા, મહેતે સમર્યા શ્રીગોપાળ રે.

## કડવું.

ઠાલિ છાબમાં કાગળ ધરિ, નરસિંહ મહેતે સમર્યા હરિ;
વેરાગી સર્વ પુંઠે ગાય, નાગરને મન કૌતક થાય.
વાંકાં વચન બોલે વેદિયા, મહેતો માધવમાં ભેદિયા;
જુઓ છાબમાં મૂકયું સાર, એ દિસે કમખાની હાર.
તે બોલ અંતર નવ ધરે, મહેતો સ્તુતિ માધવની કરે;
જય દામોદર બાલમુકુન્દ, નરકનિવારણ નંદાનંદ,
વિશ્વેશ્વર વૃન્દાવનચંદ, દેવકિનંદન આનંદકંદ;
ગોપનાથ ગોવિંદ ગોપાળ, અનાથબંધુ દીનદયાળ.

હું સેવકની લેજે સંભાળ, મોસાળાંની કરજે ચાલ;
મુખે કીર્તન હાથે તાળ, નાત નાગરી બોલે આળ.
છે દોહલો લોકાચાર, લજ્જા રાખજે આણીવાર;
મારો શેઠ તું નંદકુમાર, શું કરશે પાપી સંસાર.
તમો પાળો પોતાના દાસ, મારે મુજને છે વિશ્વાસ;
અંબરીષનો નિવાર્યો ત્રાસ, તમે ભોગવ્યા છે ગર્ભવાસ.
લીધો મચ્છતણો અવતાર, શંખાસુરનો કીધો સંહાર;
કચ્છપરૂપ ધર્યું મોરાર, ચૌદ રત્ન મથી કાઢ્યાં બહાર.
માર્યો હિરણ્યાક્ષ મહા પાપી, ધરણી સ્થિર કરીને સ્થાપી;
અજામેલ સરખો મહા પાપી, પુત્રને નામે પદવી આપી.
પ્રહ્લાદની દોહલી જાણી વેળા, પરમેશ્વર પ્રગટ થયા વહેલા;
ધ્રુવનો જન્મમરણ ભય હર્યો, અવિચળ પોતા સરખો કર્યો.
પોપટ પઢાવતી પુંશ્ચલી, વૈમાન બેશી વૈકુંઠ પળી;
તમો ઉચ્છિષ્ટ આરોગ્યા બદરી, તો પરમ ગતિ પામી શબરી.
લગાર ચરણ નમાવ્યું શીશ, વિભીષણ કીધો લંકાધીશ;
તાર્યો કુટુંબ સહિત તે માછી, નવ પામ્યો જન્મ પીડા પાછી.
છો દોહલી વેળાના સાથી, તમે ગ્રહથી મૂકાવ્યો હાથી;
બટુક વેષ થયા વામન, જાતું રાખ્યું ઇંદ્રાસન.
પ્રભુ પાચાલિનું દુઃખ જાણ્યું, પૂર્યાં ચીર નવસેં નવાણું;
કૌરવથી જિતાડ્યો પારથ, કુરુક્ષેત્રમાં હાંક્યો રથ.
રુક્માંગદ તાર્યો સંસાર, હરિશ્ચંદ્રની કીધી વાર;
શંખ પૂજતો રાજકુમાર, ચંદ્રહાસ રાખ્યો ત્રણ વાર.
તમે સુધન્વા બળતો રાખ્યો, જો પિતાએ કઢામાં નાંખ્યો;
વહેરાતા નવ રેયો રજ, મુક્તિ પામ્યો મયુરધ્વજ.
ખાંડવ વન ખગ લીધાં રાખી, ગજઘંટા તે ઉપર નાખી;
વિદુરની આરોગ્યા ભાજી, તેની પ્રીતે થયા તમો રાજી.
સુદામાના લઇ તાદુલ, નવનિધ આપી તે અમૂલ્ય;
મદ મઘવાના મનનો હર્યો, લીલાએ ગોવર્ધન ધર્યો.
દાવાનળ પીધો જદુરાય, બળતાં રાખ્યાં ગોપી ગાય;
કુબ્જાની તમે લીધી અર્ચા, તમે લોકની સહી ચર્ચા.
અનાથબંધુ દીનદયાળ, હું સેવકની લેજે સંભાળ;
તમો છો દામોદર દક્ષ, હું સરખા સેવક છે લક્ષ.

મારે એક તમારી પક્ષ, પરમેશ્વર થાજો પ્રત્યક્ષ;
મારે માથે દુઃખનાં વૃક્ષ, તેથી લાજે તમારો પક્ષ.
ધનવંત છે નાગરી નાત, તેમાં દુર્બળ મારી જાત;
દુઃખે દુભાયે તેત્રીસ કોડ, કલ્પવૃક્ષને લાગે ખોડ.
શોભા વૈષ્ણવની જો ગઈ, કળા તમારી ઝાખી થઇ;
મુને સગાં થઇ લાગ્યાં જમ, તમને નિદ્રા આવે ક્યમ.
સગાં સૌ બેસાડયાં આણી, પુત્રીના કરમાહી પિંગાણી;
છે કંકુવોણી ફંફાવટી, પુત્રીને થાએ ચટપટી.
મધ્યાહ્ન ઉપર થઇ બે ઘડી, વહેલા આવો વેળા વડી;
કુંવરબાઈ તારે આશરે, હું દુર્બળથી અર્થ ન સરે.
શુ સૂતો વૃંદાવન માંય, ત્યાં શું રાધાજી ચાપે પાય;
લલિતા વિશાખા ચંદ્રાવળી, તને ઉત્તમ નારી કો મળી.
રંગમાં જાગે શર્વરી, તેણે ભક્ત ગયો વીસરી;
જાગી જો રે જાદવપતિ, સાભળ સેવકની વિનતિ.
કબીરને જેમ કરણા કરી, સમયે દર્શન દીધુ હરિ;
ભક્ત એક દામોદરજી, તેનું પય પીધું તમે હરજી.
ત્રિલોચનનું મહા દુઃખ હર્યું, સેવક થઇને પાણી ભર્યું;
અભયદાન કોળીને દીધુ, મીરાબાઇ તણુ વિષ પીધુ;
સેના માટે નાપિક થયા, વપન કરવાને પ્રભુજી ગયા;
હું તમને કદી નવ સંભારતો, લાવતો ઘાસ મહિષી ચારતો.
નવ જાણુતો ધોળાપર કાળો, ભાભીએ મને કીધો ગોવાળો;
સદાશિવે મને કીધો દાસ, દેખાડ્યો મને અખંડ રાસ.
મેં જોયો તમારો વિલાસ, તેવો મેં કીધો અભ્યાસ;
લોક બોલે મને ઉપહાસ, મારે મન તારો વિશ્વાસ.
બોલાવિએ પોતાનો કહી, તેને ત્રિકમ તજિએ નહીં;
ખીચડો જમાડવા આવ્યા નાથ, હું મારે કીધા પંચ હાથ.
હું મધ્ય રાતે તરસ્યો જાણી, ઝારી લઇને પાયુ પાણી;
મને સાચો કીધો કોટી વાર, હુંડી શિકારી શ્રીમોરાર.
તમો તે રીતે મોસાળું કરો, હાલી છાબ સોનૈએ ભરો;
જો નહિ આવો સુંદરસ્યામ, તો નાગર સાથે છે કામ.

વલણ.

નાગર સાથે કામ છે, સમજી લેજો વાત રે;
સુણી નરસૈંની વિનતિ, ઉઠી ધાયા વૈકુંઠનાથ રે.

## કડવું

ઉધડકી ઊઠિયો, વેગે વૈકુંઠપતિ, ગરુડ ક્યાં ગરુડ ક્યાં વદત વાણી;
ચાલ ચતુરાં ચતુર્ભુજ ભણે ભામિની, નષ્ટ નાગરે મારી ગત જાણી. ઉ.

નરસૈંયો નાગરો, ભક્ત તે માહરો, છાબ ભરો તેહની શીઘ્ર થાઓ;
જન ઘણા હઠ કરે, ગયા વિના નવ સરે, રિદ્ધિ સિદ્ધિ લેઇ સખી જાઓ. ઉ.

હાથ હેમ સાંકળાં, નંગ બહુ નિર્મળાં, શુભ શણગાર જઈ અંગ સારો;
રીત ને ભાત, રોકડ રખે વિસરી, દીન થઈ કરગરે દાસ મારો. ઉ.

ચીર ચરણાં ઘણાં, હોય ચતુરે વણ્યાં, અધિક એક એકથી અમૂલ્ય જાણો;
સ્વપ્ને કો નવ પડે, નામે કો નવ જડે, અંગ આળસ તજી તેહ આણો. ઉ.

ઇંદ્ર બ્રહ્મા જેનો, પાર પામે નહીં, માગે મુખ બોલતાં વદત વાણી;
નાથ લક્ષ્મીતણો, એણીપેરે આવિયો, અગણિત ગાંઠડી સંગ આણી. ઉ.

ભક્ત નરસૈંયાનું દુઃખ જાણી રે, ઉઠી ધાયા પુરુષપુરાણી રે;
થયા શેઠ તે સારંગપાણી રે, સાથે લક્ષ્મી થયાં શેઠાણી રે.
નંદ સુનંદ ગરુડ સાથે રે, વસ્ત્ર ગાંઠડિયો તેને માથે રે;
રથે બેઠા શ્રીગોપાળ રે, ઘમકે. ઘોરી ને ઘુઘરમાળ રે.
લોકે ઓળખ્યા નહિ જગદીશ રે, સાથે વાણોતર દશ વીશ રે;
સર્વે જોઈ જોઈ વિસ્મય થાય રે, પ્રભુ આવ્યા મંડપમાંય રે.
છડીદારે વાડ મૂકાવી રે, નાગરી નાત જોવાને આવી રે;
આ વહેવારિયો કોઇ આવ્યો રે, સાથે ગાંઠડિયો ઘણી લાવ્યો રે.
કોઈ જાણે ત ત્રિભુવન ભુપ રે, વહાલે લીધું વણિકનું રૂપ રે;
રથ ઉપરથી ઉતરિયા રે, હરિ સભામાંહી સંચરિયા રે.
ખટ દર્શન ખોળ્યો ન લાધે રે, જેને ઉમિયાવર આરાધે રે;
ન જડે ધ્યાને દાને બહુ જાગે રે, તે હરિ અણવાણે પાગે રે.
જે ચૌદ લોકનો મહારાજ રે, મહેતા માટે થયા બાજાજ રે;
વાઘો ગોભે કેશર છાંટે રે, બાંધી પાઘડી અવળે આંટે રે.
કાને કુંડળ હીરે જડિયાં રે, નેત્ર પ્રલંબ શ્રવણે અડિયાં રે;
એક લેખણ કાને ખોશી રે, નામ ધર્યું દામોદર દોશી રે.
ઝીણા જામા ને પટકા ભારે રે, હરિ હળવે હળવે પધારે રે;
ખાંધે પછેડી ઓઢી નાખે રે, બેઉ છેડા મજ્રા છે હાથે રે.

વિંટી વેઢ દશે આંગળીએ રે, સાદા મોજાં પહેર્યાં સામળીએ રે;
ઘણા વાણોતર છે સાથે રે, કોણે ઝોળા ગ્રહ્યા છે હાથે રે.
ઘણા સેવક સેવામાં સજ રે, ઉદ્ધવના હાથમાં ગજ રે;
પ્રભુ પુઠે કમળા રાણી રે, સભા મોહી જોઇ શેઠાણી રે.
ઉતર્યાં નાગરીઓનાં અભિમાન રે, જાણે ઉગ્યા શશિયર ભાણુ રે,
ભલું ભાલ ભમર રૂડી રાજે રે, રત્ન જડિત્ર રાખડી છાજે રે.
વિશાળ લોચન ચંચળ ચાલે રે, કે શું ખંજન પડિયા ગાલે રે;
છે અધર બિંબ પરવાળી રે, મસ્તક ઉપર વેણ વિશાળી રે.
બાજુબંધ ગલુબંધ માળ રે, નાક વેસર ઝાકઝમાળ રે;
કટી ઘમકે ક્ષુદ્ર ઘંટાળી રે, પહેરણ ચંપકવરણી સાડી રે.
ઝમકે ઝાંઝર ઉજ્જવલ પાગે રે, વિછુવા અણુવટ બહુ વાગે રે;
જડાવ ચૂડો કંકણ ખળકાવો રે, માયા મહેતી રૂપે આવે રે.
મોહી સભા લક્ષ્મીને નિરખી રે, દેવી દીસે વાણિયણ સરખી રે;
લલિતા વિશાખા બે ખવાસી રે, છે ભક્તિ મુક્તિ ચારે દાસી રે.
આવ્યા સજોડે દેવાધિદેવ રે, મહેતે હરિ ઓળખ્યા તતખેવ રે;
ભલે આવ્યા શેઠ સ્યામળિયા રે, મહેતો માધવજીશું મળિયા રે.
મળતા બોલ્યા સુંદરસ્યામ રે, મારૂ પ્રગટ ન લેશો નામ રે;
રખે વાત અમારી ચરચો રે, તમારે જે જોઈએ તે ખરચો રે.
કુંવરબાઇના પુરો કોડ રે, એમ કહી બેઠા રણછોડ રે;
પછે સભા સહુ સાભળના રે, હરિ વચન બોલ્યા છે વળતાં રે.
જાઓ શેઠાણી દુઃખ કાપો રે, કુંવરબાઇને હૃદિયાશુ ચાપો રે;
એવું કહેતામા કમળા હીંડ્યા રે, કુંવરબાઇને હૃદિયાશું ભીડ્યા રે.
મારી બાઇ ન ભરીએ આસુ રે, તેડો કયા છે તમારી સાસુ રે;
મળી નાગરીઓ સેં બે ચાર રે, જોઈ રૂપ મેલ્યો અહંકાર રે.
વેવાણ કમળાને એમ પૂછે રે, મહેતા સાથે સગપણ શું છે રે;
કોકિલા સ્વરે અમૃત વાણી રે, ત્યારે હસીને બોલ્યા શેઠાણી રે.
વેવાણ તમોએ શું નવ જાણિયા રે, તમો બ્રાહ્મણ, અમો વાણિયા રે,
વેપાર દોશીનો ઘેર કોઠી રે, અમારે આથ નરસૈંયાની મોટી રે.
અગો ધન મહેતાજીનું લીજે રે, વેપાર કાપડનો કીજે રે;
અમો આવ્યાં મોસાળું કરવા રે, ઠાલી છાબ સોનૈયે ભરવા રે.
મહેતે જે જે વસ્ત્ર મંગાવ્યાં રે, અમો લખ્યા પ્રમાણે લાવ્યા રે;
એવું કહીને બેઠાં શેઠાણી રે, સહુ નાગરી સામે ભરાણી રે

તેડયા શ્રીરંગ મહેતો વહેવાઇ રે, ભાવે ભેટયા શ્રીજદુરાઈ
ત્યારે વિસ્મય થયા સહુ નાગર રે, છાબ ભરી તે કરણા સાગર
મહેતાને કહે વનમાળી રે, કરો પહેરામણી સંભાળી

વલણ

સંભાળી કરો પહેરામણી, એવું કહે સુંદરસ્યામ
વળી ધટે તે માગજો, અમો વાણોતર સરખું કામ

કડવું.

મહેતે તેડાવી દીકરી, આ છાબ જુઓ સોનૈએ ભરી
પહેરાવો સહુ નાત નાગરી, આવો અવસર નહિ આવે ફરી
કંકાવટીને કરમાં ધરી, સાસુ પાસે વહુ સંચરી
હાંસીને ગર્વે ઓચરી, જુઓ છાબ સોનૈએ ભરી
વૈષ્ણવ કહીને દેતા ગાળ, એ શું મોસાળું કરશે કપાળ
તમો નિંદતા તુળસી ને તાળ, તેણે વશ કીધા ગોપાળ
જુઓ કમાઈ દુર્બળતણી, જીવે છે હરિના ગુણ ભણી
જો લખ્યાથી આશા હોય ઘણી, તો માગી લેજો પહેરામણી
સાભળી કુંવરવહુની વાણી, સાસુએ તેડયા ગોર ગોરાણી
પૂજ્યા પાગ કરમા પિંગાણી, આઠ વસ્ત્ર આપ્યા તેને આણી
પછે નાગરની ભીડ ઘણી ભાળી, પછેડીની પલવટ વાળી
આવ્યા છાબ પાસે વનમાળી, છોડે ગાંઠ આપ વસ્ત્ર ટાળી
મહેતાજી કહે લ્યો દીકરી, સસરાને આપો પાઘડી
ધડી જરકશી વાઘાની કરી, હેમ સાકળી ઉપર ધરી
એ વરના મુખ આગળ ધરો, નીચું જોઇને પાછા ફરો;
પહેરામણી મન ગમતી કરો, રખે પગલું પાછું ભરો.
સજોડે તેડયા જેઠ જેઠાણી, આઠે વસ્ત્ર ત્યા આપ્યાં આણી:
પ્રીતે પૂજ્યા દીયર દેરાણી, ખુસાટયો તવ બોલ્યા વાણી.
જ્યા નરસૈંયો ત્યા નવ નીધ, દીયરિયો બેઠો દર કીધ;
પંચ મોર સોનાની લીધી, પછી પહેરામણી ચાલતી કીધી.
પહેરામણી નણદીએ અટકાવી, કુંવરબાઈ પિતા કને આવી;
એ તોલાની રાખડી લાવી, દશ તોલા આપી સમજાવી.
આપ્યા સાસુને સોળ શણગાર, પહેરાવી કીધો નમસ્કાર;
તવ કોપ્યા વડ સાસુ અપાર, સર્વ કુટુંબનો કીધો તિરસ્કાર.

## મામેરૂં.

### વલણ.

તિરસ્કાર કીધો ડોસીએ, હવે પહેરામણી પહેરૂં નહીં રે;
વડી વહુઅર આગળ થઈ, ને હું ઘરડી બેશી રહી રે.

### કડવું.

વડી વેહેવાણ રીસાયા જાણી, લક્ષ્મીજી પાસે આવ્યાંજી;
સારૂં ખીરોદક ખાંધે મુકી, ડોસીને સમજાવ્યાંજી.
જે જેકાર થયો મંડપમાં, ગીત ગાય છે રામાજી;
મોસાળુ તે મહેતાજીનું, બીજા સર્વે ભામાજી.
તે પોતાનાં સગાં તેડ્યા, જેનો જ્યા સગત્રેડજી;
નવાછિત પહેરામણી દેખી, માડી તેડાતેડજી.
ર ઘેર વાત થઈ નાગરમા, મહેતો કરે મામેરૂંજી;
ચાર કરતી અબળા દોડી, મનમાની સાડી પહેરૂંજી.
ાર વરણ સઉ ચરણે ચાલી, આવ્યા મંડપમાયજી;
ાવટ વાળી શ્રીવનમાળી, તત્ક્ષણ આવ્યા ત્યાયજી.
હેતોજી ઉભા તાળ વજાડે, ગાય વેરાગી ગીતજી;
ડસાસુ કુંવરવહુને કહે, પહેરામણીની રીતજી.
ીરંગજીને શામળ મહેતો, પામ્યા ધોળા શેલાજી;
મજી એમજી મહેતાને, દશેક ખાધે મેલ્યાંજી.
ાભાય કોને પામરી પટકા, નામ ન જાયે ગણિયાજી;
ાને મુગટા કોને પિતામ્બર, કોને શેલા શણિયાજી.
ગિયાં દોરિયા અસાવળી કોને, શેલા પટુ સાલજી;
ુચ્છ પેચ પાઘડીઓ તોરા, દીસે ઝાક ઝમાલજી.
ાયજામા નીમા પછેડી, જામા અવળા બંધજી;
સ્ત્રતણો તો વરસાદ વરસ્યો, જ્યા દોશી કરુણાસિંધજી.
માજુબંધ બેરખા અતિ સુંદર, વેઢ વીંટીયો છાપજી;
દુગદુગી માળા ને માદળિયા, આપ્યા મોતી અમાપજી.
કોને કંદોરા ને કંઠી પહોંચી, કોને સાંકળી માળજી;
કનક કડાં ને કાને કુંડળ, જડાવ ઝાક ઝમાળજી.
પહેરામણી પુરષોને પહોંતી, તેડ્યો અબળા સાથજી;
પિયળ કાઢીને ખાંધે મૂક્યાં, પટકુલ નાના ભાતજી.

ગંગાવહુને ગજીયાણી સાડી, સુંદરવહુને સાળુજી;
ગોરે અંગે સુંદર શોભે, માંહે કાપડું કાળુંજી.
છબીલીવહુને છાયલ ભારે, ભાત તે રાતી ઘોળીજી;
કોડવહુને કલગેર આપી, પ્રેમવહુને પટોળીજી.
રામકુંવર ને કૃષ્ણકુંવરને, આપ્યા ઉત્તમ ઘાટજી;
છેલવહુને છીંટ જ આપી, નહાની વહુને નાટજી.
પાનવહુ તો પીતાંબર પહેરે, તાકે બચ્ચીબાઇજી;
રૂપકુંવરને રાતો સાળુ, દેવકુંવર દરિયાઇજી.
શ્યામકુંવરને સોનેરી સાળુ, ગુણકુંવરને ઘરચોળુંજી;
લક્ષ્મીવહુને, લાછાવહુને, લાલવહુને પટોળુંજી.
જશમાંદે જશોદા જીવી, જમુના જાનકી વહુજી;
ચરણા ચોળી ને ઘરસાડી, પહેરી ઉભાં સહુજી.
માનબાઇ ને વેલવહુ ને, રંભાવતી ને રૈયાંજી;
જૂના કાઢીને નવાં પહેરાવ્યાં, હેઠાં મુકી છૈયાંજી.
છાબની પાસે છબીલો બેઠા, જે જોઇએ તે આપેજી;
મશરુ ગજિયાં ને ગજિયાંણી, ગજ ભરીને કાપેજી.
પાટ પીતાબર અતલસ અંબર, ચોળે રંગે ચીરજી;
શોભે સુંદર ભાત નવરંગી, પુતળીઓ ને કીરજી.
સાડી જરકશીની ઓઢણી, ચળકે સુંદર જોરજી;
કેસર છાંટયા ઘોળા સાળુ, ફરતી કસબી કોરજી.
ચંદ્રકળા ને મોરવી શોભે, દરિયાઇમાં દોરજી;
અતલસ પાંચ પટા આભૂષણ, સોના રૂપાની મહોરજી.
કોને અકોટી કોને ટોટી, ગઠબંધ બહુ મૂલજી;
કોને ભમરી કોને સેંથો, ત્રસેંથિયાં શીશફૂલજી.
કો મહેતા પાસ માળા માગે, ઉભી રહી કર જોડેજી;
કેટલીએક પોતાના બાળક, મહેતા આગળ ઓડેજી.

**વલણ.**

ઓડે બાળક જાણે આપે, મનવાંછિત પામ્યાં સહુ;
સાસરિયાંનું મહેણું ટળ્યું, પિયર પનોતી કુંવરબહુ.

**કડવું.**

કોડ પહોંત્યા કુંવરવહુનાં, ભાગ્યું ભવનું મહેણુંજી;
મનવાંછિત પહેરામણી પામ્યાં, જેને જેવું લેણુંજી.

નાગરી નાત કુટુંબ પાડોશી, ચાકર કોળી માળીજી;
પહેરામણી સહુકોને પહોતી, વાચા પ્રભુએ પાળીજી.
સોળે શણગાર કુંવરબાઇને, આપી દીધુ માનજી;
કનક પહાણુ બે છાબમા મુકયા, હરિ થયા અંતર્ધ્યાનજી.
સભા સહુકો વિસ્મય પામી, અલૌકિક શેઠ શેઠાણીજી;
મહેતાને સહુ પાયે લાગે, ભકિત સાચી જાણીજી.
કુંવરબાઇની નણદી આવી, બડબડતી મુખ મોડેજી;
પહેરામણી કોઇને નવ પહોતી, વેવાઇને અવખોડેજી.
પહેરામણી પરનાતિ પામ્યા, ઘરના માણુસ ગયા ભૂલીજી;
એક કટકો કાપડુ નવ પામી, પુત્રી મારી કુલફૂલીજી.
મને આપ્યુ તે લ્યો ભાભી પાછું, રાખડી બંધામણુજી;
નામ મહેતો પણ નોહે નાગર, દીસે દુર્બળ બ્રાહ્મણજી.
કુંવરબાઈ પિતા કને આવી, તાત હવે શુ થાશેજી;
આટલું ખરચતે મેણુ રહ્યુ તે, હવે કયમ જીવાશેજી.
વિસરી દિકરી નણદી કેરી, નાનબાઇ તેનુ નામજી;
છ મહીનાની છે તે છોકરી, એક કાપડાનું કામજી.
મહેતાજી કહે પુત્રી મારી, સમરો શ્રીગોપાળજી;
એક તાતણો મુજથી ન પામો, બેઠો વજાડુ તાળજી.
ફરી ધ્યાન ધર્યું માધવનું, ત્રિકમ રાખજો ટેકજી;
પચરંગી ત્યા કાપડુ સુંદર, આકાશથી પડયું એકજી.
નણદી સંતોકી કુંવરબાઇની, મહેતાજી માગે વિદાયજી;
સહસ્ર મહોર સોનાના પહાણા, મુકયા તે છાબમાયજી.
નાગર લોક સહુ પાયે લાગે, પ્રજા કરે વખાણજી;
નાગરી ન્યાતે મોટો નરસિંહ, માથે સારંગપાણજી.
ધન્ય મહેતાજી તમ સમોવડ, આ કલિયુગમા નોયજી,
નાગરી નાતનો મહિમા રાખ્યો, ઉજાળ્યુ હિંદુ સહુ કોયજી.
અમને તો વિશ્વાસ નોતો જે, મહેતો કરે મામેરૂંજી;
સર્વની લજ્જા પ્રભુએ રાખી, મેણુ ટળ્યુ ભવ કેરૂંજી.
પછે મહેતાજી વિદાય માગે, બોલે બેઉ કર જોડીજી,
કુંવરબાઇને વોળાવો, વેલ આણી છે જોડીજી.
પછે કુવરબાઇ વેલે બેસી, જુનેગઢ તે જાયજી;
સહુકો વોળાની પાછા વળિયા, ધન્ય ધન્ય વૈકુંઠરાયજી

## પ્રેમાનંદ ભટ્ટ.

વીર ક્ષેત્ર 'વડોદરૂં, ગુજરાત મધ્યે ગામજી;
ચાતુર્વેશી જ્ઞાતિ બ્રાહ્મણ, ભટ્ટ પ્રેમાનંદજી નામજી.
સંવત સત્તર ઓગણુચાલો, આસો શુદિ નવ રવિવારજી;
પૂરણ ગ્રંથ થયો તે દિવસે, યથા બુદ્ધિ વિસ્તારજી.
પ્રીતે કરી જે ગાય સાંભળે, દારિદ્ર્ય તેનું જાયજી;
એવું જાણી ભક્તિ કરે તેને, સન્મુખ વૈકુંઠરાયજી.

વલણ

વૈકુંઠનાથ સન્મુખ હોય, જો નિર્મળ મને સાંભળે;
ભટ્ટ પ્રેમાનંદ કહે કથા, તેને માધવજી નિશ્ચે મળે.

XIII. From સુધન્વા આખ્યાન. (A. D. 1684)

1. The ordeal of the boiling oil.

કડવું.

રાજભુવનમા વાત ગઈ, રાય કરે 'છે ઉત્પાત;
કષ્ટ સાંભળી સુધન્વાનું, રુવે સત્યવતી માત.
સત્યવાદી એ સ્વામી મારો, સુત તે નિશ્ચે નાંખે;
સામળિયાસાચવજોસુધન્વાને,તમવિન બળતાં કોણ રાખે.
ગોકુલરાય તું વાહારે ચડજે, સાહે સુતની કરવા;
ભક્તવત્સલ તુજ બિરદ જશે, જો દેશો સુધન્વા બળવા.
કંઇ સુધન્વાનો વાંક નથી, મેં પાપણીએ કાધો ખોટી;
અર્જુનને હતી હરી મળવાની, આશા હતી એની મોટી.
તે અભિલાખ રહ્યો મનમાંહે, એમ કરતી રાણી વિલાપ;
આ તપ્ત તેલનું કોણુ ગજું છે, હરી નામે જાય ત્રિવિધી તાપ.

વલણ.

એમ સત્યવતીએ શામળિયાને, સોંપીયો નીજ તન રે;
કુવલયા નામે બહેન કરે છે, શ્રીહરિકેરૂં સ્તવન રે.

કડવું.

બેહેન કુવલયા કહે કૃષ્ણને, સ્વામી કરજો સહાય;
સુધન્વા છે દાસ તમારો, જાણો છો જદુરાય—
વીરાજીને રાખજો રે, ભક્તવત્સલ હલધર ભ્રાત. ટેક.

ભક્તવત્સલનું બિરદ જાશે, જો બળશે પેણામાંહે વીર;
તપ્ત તેલને ટાઢું કરજો, જેમ નાહે ગંગા નીર. વી
રણે વાર કરો ઘડી એકની, જાગ્રત છો જાદવેંદ;
શંખલિખિત રાહુ કેતુ મળ્યા છે, ગ્રહ્યો સુધન્વા ચંદ. વી
છો દાસરક્ષણના ઉદ્યમી, નથી કરતા આળસ પ્રમાદ;
એક પલકમાં ઊઠી ધાયા, સુણી દ્રૌપદીનો સાદ. વી
વાર વિશ્વંભર કાં કરો,. તમો ધાજો વાદો વાદ;
સુધન્વાને ઉગારજો, જેમ બચાવ્યો પ્રહ્લાદ. વી
નરક કુંડથી ગુણકા રાણી, કીર ભણાવ્યો રામ;
અજામીલ જમથી મુકાવ્યો, લેતા સુતનું નામ. વી
શું ગણાવું સામળા તારા, કોટિ કલ્પનાં કામ;
લીલાએ પર્વત ધરી રાખ્યો, રેલાતુ રાખ્યું ગોકુળગામ. વી.
રુદે કમળની વારતા, તમો જાણોછો રણછોડ;
રથમા પારથ તમો સારથી, સબળ જુદ્દનો જોડ. વી.
કૃષ્ણજી અર્જુનને જીતવાનો, હુતો સુધન્વાને કોડ;
શંખલિખિત એ વેરી એના, મુજ ભ્રાતમા કંઈ નથી ખોડ. વી.
મેં પાપણીએ માઠું કીધું, કહ્યા વજ્રવચન;
જાતી વેળા વીરાજીને મેં, કીધા માનશુકન. વી.
તે ફળ મારે માથે પડજો, એમ કહીને ભર્યાં લોચન;
નમિ નમિને વિનતી કરૂં, તમે જીવાડો જગજીવન. વી.

વલણ

વીરાજીને રાખજો, ભક્ત વત્સલ હલધર ભ્રાત રે;
બેહેન કુવલયા કહે કૃષ્ણને, સ્વામી ઉગારજો ઘાત રે.

કડવું.

ગુણ સામળીયાના ગાઇએ રે, હીમ ચઢી.
નમ લોકને કહે સુધન્વા, રુવો છો શા માટે;
હરી ચરણનો મારગ ઝાલો, જાશો મા અવળી વાટે;
સામળીયાનું સમરણ કરતા, મુકાઇએ ઘાટે રે. હી.

પછી સ્નાન કરીને તિલક કીધું, માળા કંઠે ધરતો;
હાથે તાળી પગે નાચે, મુખે હરી ઉચરતો;
તેલ કઢાની ચારે પાસે, વૈષ્ણવ ફેરા ફરતો રે. હી.
રામ ગોવિંદ બાલમુકુંદ, સામળીયા સુખકારી;
જ્યારે જ્યારે ભીડ પડે સેવકને, ધાઈ આવો દેવ મોરારી;
આજ આળસ કેમ થયું આવડું, શી ચૂક પડી છે મારી રે. હી.
એમાં પુરોહિતનો વાંક નથી, હું લેવાયો મારે પાપે;
કંદ મૂળની પેરે તળવા, આજ્ઞા આપી બાપે;
આ જ્વાળાથી ઊગરીયો, હરિ નામતણે પ્રતાપે રે. હી.
દેવકીનંદન કંસનિકંદન, વાસુદેવ વનમાળી;
હિરણ્યાકશ્યપને સંહાર્યો, પ્રહ્લાદની પીડા ટાળી;
રાજ સભામા લજ્જા રાખી, ઉગારી પાંચાળી રે. હી.
કુંભારકને બીહીતો જાણી, થયા સામળીયો સાથી;
સીતાજીની સાહે કરી, માર્યો રાવણ કાળ ભાથી;
તેમ મુને મુકાવો સ્વામી, જેમ મુકાવ્યો હાથી રે. હી.
અજામીલ નામે મૂકાવ્યો, જમને કાઢ્યા મારી;
પોપટને ભણાવ્યો માટે, તારી ગુણિકા નારી;
શ્રાપથકી સેહેજે મૂકાવી, અહલ્યાને ઉદ્ધારી રે. હી.
ગિરિધારી ગોકુળ ઊગાર્યું, વેળા જાણી વાકી,
પાંડવ ઉગાર્યા કૌરવ માર્યા, જે આવ્યા તા હાકી;
ખાંડવ વનમા પક્ષી રાખ્યા, ગજની ઘંટા ઢાકી રે. હી.
લાખાગૃહથી પાંડવ રાખ્યા, કર્યાં અમૃત વિષના લાડુ;
અમરિષની તમો વાહારે ધાયા, દુઃખ જાણીને ગાઢું;
તેમ તમો મારી વારે ચઢજો, તેલને કરજો ટાઢું રે. હી.
છે રામ નામનો મહિમા મોટો, ના આવડે બુદ્ધિ માહી;
શુક સનકાદિક મહિમા જાણે, સહસ્ર નામના પાહી;
પુત્રને ભાવે રામ કહ્યા, દશરથ હત્યા નાહી રે. હી.
જય વામન વૈરાટ વિશ્વંભર, વ્યાપક બાલમુકુંદ;
પુરુષોત્તમ સર્વોત્તમ સ્વામી, દયાળ દેવકીનંદ;
અંતરજામી ગરુડાગામી, ગોપીવર ગોવિંદ રે. હી.
જય નંદનંદન કંસનિકંદન, નાથ નરક નિવારી;
કમળાપતિ કરુણામય કેશવ, શ્રીકૃષ્ણ કુંજબિહારી;
ચાળુ ગાઉ ગોકુળના સ્વામી, લીલાએ ગોવર્ધનધારી રે. હી.

જય લક્ષ્મીવર જય લીલાધર, લટકે કાઢયો કાળી;
કુબજાને રૂપ કમળાશું દીધું, વાચા પોતાની પાળી;
મોરલીધર માધવ મધુસૂદન, બંસીધર વનમાળી રે. હી.
આજાનબાહુ જાનકી જીવન, તમો છો ધનુરૂ ધીર;
મરજાદા સર્વોત્તમ સ્વામી, કેશવ સત્ય શરીર;
રાજીવલોચન દુઃખ અધમોચન, રામચંદ્ર રઘુવીર રે. હી.
માધવ માત પિતા પરમેશ્વર, ભૂધરજી છો ભાઇ;
કુટુંબ કેશવ ને સખા શામળીયા, બીજી કોક સગાઈ;
એવું જાણી શરંગપાણી, વાહારે આવો ધાઇ રે. હી.
સ્તવન કીધું સુધન્વાએ, ના કરે કોઈ એવું;
સાત વાર પ્રદક્ષિણા કરીને, કડું કઢાનું ઝાલે તેવું;
હરિપ્રતાપે તેલ થયું શીતળ, જેમ ગંગાજળ જેવું રે. હી.
સરોવર માંહે કમળ ભાંગવા, જેમ પડે માતંગ;
જેમ દીપકની જ્વાળાં માહે, ઝંપાવે પતંગ;
તેમ દોટ મૂકીને પેણા માંહે, હરિદાસે હોમ્યું અંગ રે. હી.
ત્યારે હાહાકાર થયો બેઉ સેનામાં, પ્રજા તે વ્યાકુલ થાય;
તેલ સાગરમા નાહે સુધન્વા, શામળિયાની સહાય;
કડકડતી કઢા છે તેમાં, ટાઢ વૈષ્ણવને વાય રે. હી.
ડબકી ખાયે બહાર નીસરે, કઢાની કંઠે આવે;
જય જયકાર પ્રજા સહુ કરતી, દૂર રહી બોલાવે;
અમર અંગના અંત્રીક્ષે આવી, પુષ્પે કરીને વધાવે રે. હી.

### વલણ

પુષ્પ મુક્તા ફળે કરી, વૈષ્ણવને વધાવીયા રે;
અદ્‌ભુત વારતા સાભળી, શંખલિખિત જોવા ગયા રે.

### કડવું.

શંખ લિખિત બે જોવા આવ્યા, ધાયા હંસધ્વજ તાંહેજી;
રાજપુત્રને તરતો દીઠો, તેલ સાગરની માંહેજી.
પોઇપત્ર જેમ પવને હાલે, તેમ હરિનામે તદા થાયજી;
ચંદ્ર ચાલે જેમ મેઘ ઘટામાં, તેમ વૈષ્ણવ તેલમા નાહાયજી.

કરે કોગળા તેલ ઉકાળે, ગાજે કહે ગોપાળજી;
હશે વાંસ વેગળું સરવડું, ઉઠે અગ્નિની જ્વાળજી.
તે જોઈ પુરોહિત વિસ્મય પામ્યા, અગ્નિ ઉદક સમાનજી;
સુધન્વા બ્રાહ્મણને કહે છે, આવો કરિએ સ્નાનજી.
હરી ચરણથી વેગળો તેને, પીડે ત્રિવિધી તાપજી;
આ તપ્ત તેલમાં હું નાહું છું, હરી નામતણે પ્રતાપજી.
શત્રુનું ઈચ્છયું કંઇ નવ થાય, જો શામળિયો હોય શીશજી;
જુઓ આવી અંત્રીક્ષે ઊભાં છે, મારી રક્ષાએ જુગદીશજી.
વાચક સાંભળી સુધન્વાનું, પુરોહિત બોલ્યા આકુંજી;
લાવો નાળીયેર પરિક્ષા કીજે, તેલ દિસે છે ટાઢુંજી.
સુભટ સહુને ત્યારે માઠું લાગ્યું, દુઃખીયો થયો ભૂપાળજી;
ધિક્ક પુરોહિત ધિક્ક પુરોહિત, પ્રજા પાડે પસ્તાળજી.
આ જ્વાળાના ધુમ્ર થકી તો, દેવ દૂરથી દાઝેજી;
તે તેલને શીતળ કહે છે, ભુંડા બ્રાહ્મણ નવ લાજેજી.
સેવકે આણીને શ્રીફળ આપ્યું, તે રાજા પ્રતયે દાખ્યુંજી;
શીત ઉષ્ણની પરિક્ષા કરવા, લેઈ શંખે શ્રીફળ નાંખ્યુંજી.
તપ્ત તેલની જ્વાળા લાગી, શ્રીફળ ફાટયું ફડાકજી;
ઊડયાં કાચલાં પેણામાથી, બે બ્રાહ્મને વાગ્યાં તડાકજી.
શંખલિખિતના કપોલ ફાટયા, ચાલી શોણિત ધારજી;
પ્રજા રાજાદિ સહુ આનંદ પામ્યાં, વરત્યો જયજયકારજી.
કુકાને કપાળે ઘા ઘટે, રૂડું કર્યું શ્રી રઘુનાથજી;
ભલું થયું કહી ઓયો હસે, તાળી દેઈ બે હાથજી.
ત્યારે પ્રધાન બંન્યો લજ્યા પામ્યા, સમજ્યા માહોમાહે જ્ઞાનજી;
પછી શંખલિખિતે પેણામાંહે, કરિયું ઝંપાપાતજી.
પાવકનો પરિતાપ ન લાગ્યો, પુરોહિતને અંગેજી;
પાપી એક પેણામાંહે ઝીલે, સુધન્વાની સંગેજી.
ઓગળિયાળો થઈ હંસધ્વજ બોલ્યો, નયણે આંસુધારજી;
સાચું દિકરા કુળ અજવાળ્યું, હવે નીકળો બહારજી.
તેલ ક્રીડા કરી બ્રાહ્મણ સાથે, સંસારનો ભય ભાગોજી;
શુભ સુધન્વા બાહેર નીસર્યો, જઈ પિતાને પાયે લાગ્યોજી.
શંખલિખિતને પાયે લાગ્યો, બોહો વૈષ્ણવ જનજી;
તેવ તર્યાં હરિ દર્શન પામ્યો, તે મુનિ તમારું પુન્યજી.

તવ કહે ગદ્‌ગદ્ કંઠે પુરોહિત, અમને છે ધિક્કારજી;
હવે જાણ્યો વૈષ્ણવનો મહિમા, ચર્ણું વંદે વારંવારજી.
હંસધ્વજ કહે સુધન્વાને, મેં દીધું દારુણ દુઃખજી;
ગોઝારો હું શું દેખાડું, શ્યામ થયું મુજ મુખજી.
પુત્ર કહે પિતાજી મારા, સમરો સીતા રામજી;
અતિ કાલ થાય છે આજ્ઞા આપો, હું જઈ કરૂં સંગ્રામજી.
જેણે મુને પેણા માહે રાખ્યો, તેનું કરાવું દરશનજી;
અર્જુનને જીતી હરિને તેડું, તો હું સત્યવતીનો તનજી.

2. Sudhanva attains final liberation.

કડવું.

નિર્ધનના મનોરથ મિથ્યા થાય, તેમ બાણ મિથ્યા થયું પળમાય;
ત્યારે ધન્યધન્ય સુધન્વા કહ્યો, ધનંજય ત્યા ઝાંખો થયો.
હરત ઉછાળતો દીઠો અર્જુન, ધીરજ દઈ બોલ્યા જગજીવન;
તુ કાઢ કીરિટી ત્રીજુ બાણ, એથી સુધન્વા પડશે નિર્વાણ.
અર્જુન કહે મુને નથી વિશ્વાસ, તો હવે શું કરૂં જીત્યાની આશ;
એવુ કહી કાઢયું એક બાણ, તે કરમા લીધુ પુરુષ પુરાણ.
મંત્ર કલ્પના કરી ગોપાળ, શર મધ્યે સ્થાપ્યા અતિકાળ;
શર પૂઠે સ્થાપ્યા કમલાસન, શરમુખે સ્થાપ્યા પંચવદન,
રામાવતારમા જે પુણ્ય કર્યું, તે બાણમાહે લેઇને ધર્યું;
બીજી કલ્પના માત્ર જે કરી, અર્જુનને શર આપ્યો શ્રીહરિ
મુક બાણ આ અર્જુનરાય, એ સર્વથા નહીં નિષ્ફળ થાય;
સવ્યસાચીએ શર તે ધર્યો, ત્યારે સુધન્વા વાણી ઉચર્યો.
હે અર્જુન રખે કરે અહમેવ, શ્રીકૃષ્ણે સ્થાપ્યા છે ત્રણ દેવ;
રામાવતારનું મૂક્યુ પુણ્ય, માર મરણ વિચાર્યું મન.
પણ શ્રીકૃષ્ણ અયુક્ત આચરે નહીં, મુક્તિ આપવાની ઇચ્છા થઇ;
જો પ્રાપ્તી થઈ પરમેશ્વરતણી, તો જીવત ઇચ્છા અળખામણી.
આવો સમો નવ આવે ફરી, નિજપદ મુજને આપે શ્રીહરિ;
હરિ જોઈ ફરી જોવો સંસાર, તેની બુદ્ધિ ભક્તિ ને ધિક્કાર.
મર્ણભય મનમા નવ ધરૂ, પારથવીર પ્રતિજ્ઞા કરૂં;
તારૂં પણ પાળે છે જેહ, પ્રતિજ્ઞા મારી પાળશે તે

મિત્રદ્રોહ સ્વામીદ્રોહ કરે, ગુરુદ્રોહનું કર્મ આચરે;
જે મિથ્યા બોલે નિર્વાણ, તે પાપ મુને જો ના છેદું બાણ.
છળવિદ્યા સાધુ સંગાથે રમે, ભરથાર મેલી નારી જમે;
ઉજાડે ગામ ભાંગે નવાણ, તે પાપ મુને જો ના છેદું બાણ.
જે પરસ્ત્રીને દે આલિંગન, કે દાવાનલ લગાડે વન;
જે મારગમાં રોકિ લે દાણ, તે પાપ મુને જો ના છેદું બાણ.
વિશ્વાસ આપી કરે જે ઘાત, તજે સ્ત્રી પિતા ગુરુમાત;
કપટે જળમાં બોળે વહાણ, તે પાપ મુને જો ના છેદું બાણ.
જે વેચે કન્યા પૃથ્વી ને ગાય, સ્ત્રી વા પુરુષ નગ્ન થઇને નહાય;
આપી ધન કરે આપ વખાણ, તે પાપ મુને જો ના છેદું બાણ.
પૂર્વજ મારા નર્કમાં જાય, લાંછન પિતામહ સૂર્યને થાય;
કરે સ્નાન રજસ્વળા રુધિરે પ્રમાણ, તે પાપ મુને જો ના છેદું બાણ.
એમ ઉગ્ર પ્રતિજ્ઞા કુંવરે કરી, ગાજ્યો સૂર્યવંશી મહાબળ ધરી;
સાભળી વાણી સુધન્વાતણી, ત્યારે અર્જુને જોયું ભૂધર ભણી.
કૃષ્ણ કહે કા થાય છે વ્યગ્ર, મૂક બાણ તું થાની શીઘ્ર;
સ્નેહ વચન શ્રીહરિનાં સાભળી, સિંહનાદ કીધો મહાબળી.
નાગ ઉત્તમ બળે આકર્ષ્યું ચાપ, મૂક્યું બાણ શ્રીકૃષ્ણ પ્રતાપ;
પ્રલય સમે જેમ કોપે કાળ, મુકે ત્રિશળ જેમ શ્રીપશુપાળ.
જાણે બાણ વરસતો અંગાર, જેમ આકાશથી તુટી પડે તાર;
સુમેરુગિરિનું શૃંગ તોડશે, અથવા ગગન ગોલોક ફોડશે.
સમુદ્ર સાતેને શોષશે, કે દશે દિશાઓ શું એ લોપશે?
શું પાતાળ સપ્તનાં પડ ફાડશે, કે ઇંદ્રાસન ઉખેડી નાંખશે?
એ પ્રલય બ્રહ્માંડને કરશે, તો સુધન્વા કેમ ઉગરશે;
સુરજ ચંદ્ર વિસ્મય થાય, ઉગરે કોણ નરકે કોણ જાય.
ઘોર શબ્દ કરતું જાય બાણ, સુધન્વાએ શર કીધો સંધાણ;
શ્રીકૃષ્ણ રૂપ હૃદયામાં નરખી, સામું બાણ મુક્યું આકર્ષી.
જેમ અંધની સ્ત્રીનો મિથ્યા શણગાર, જેમ કૃતઘ્ની ઉપર ઉપકાર;
નિર્ધનના મનોરથ મિથ્યા જાય, તેમ શર મિથ્યા કિધો પળમાંય.
જ્યારે અર્જુનનું મિથ્યા ગયું બાણ, ગયાં ચંદ્રવંશીનાં એંધાણ;
સુધન્વાનો શર સબળ ભર્યો, અર્જુનનો શર બે કટકા કર્યો.
તે જોઇને અર્જુને મુછો વળી, ચંદ્ર મંડળ હેઠું આવ્યું ચળી;
જ્યારે કર્યા પૂર્વજ રુદ્ર આદ, સુરજવંશી ગાજે ઘન નાદ.

ભીષ્માદિક પિત્રી ખેદ પામતા, વિધુમંડલ પામ્યું શામતા;
હાહાકાર ત્રણ લોકમા થાય, જે ચંદ્રવંશી નરકે જાય.
રવિવંશકેરા વાગ્યા નિશાન, પણ બેઉ પક્ષ રાખશે પુરુષપુરાણ,
અર્જુનનુ જે અર્ધુ બાણ, મુખે થાપ્યા છે પીનાક પાણ.
પશ્ચાદ ભાગ અવનીપર પડ્યો, અગ્ર ભાગ આકાશે ચડ્યો;
અર્ધ બાણ અર્ધ ચંદ્રાકાર, સુધન્વાને કંઠે કીધો પ્રહાર.
મુકુટયુક્ત કુંડલ લોલ, વદે રામ કૃષ્ણ વાણી કોમલ;
એવુ સુધન્વાનુ છેદ્યું શીશ, બંન્યો પક્ષ રાખી જુગદીશ.
કબંધ જે સુધન્વાતણુ, મસ્તક વિના ઝૂઝે અતિઘણું;
ઉઠાડ્યા અર્જુનને હસ્તે કરી, શિરવિણ કબંધ દેખાડે શ્રીહરિ.
ત્યારે હરખ્યો પારથ લાગો પાય, ચંદ્રવંશમા જય જય થાય;
ભણતુ રામકૃષ્ણ જુગદીશ આવ્યુ કૃષ્ણકને વૈષ્ણવ શીશ.
લલકે કુંડલ ઝલકે કળા, છુટા કેશ શોભે મોકળા,
જય કંસનિકંદન મર્દનકાળી, વીઠલ વાસુદેવ વનમાળી.
જય સીતાપતિ અતર્યામી, ગોપીનાથ ગરુડાગામી;
મુક્તિ સુખ હરી આપો મુજને, એમ કહેતું આવ્યું કેશવકને.
શ્રીહરિએ હાથમા મસ્તક ગ્રહ્યુ, આ જો અર્જુન,ભગવાને કહ્યુ;
તુજ માટે મેં કીધો ઉત્પાત, એમ કહી રોયા જુગના તાત.
જોતા દેવ પિત્રી સેના સમસ્ત, મસ્તક ઉપર મૂકયો હસ્ત;
નીસર્યું તેજ મુખમાથી બહાર, તે તેજ પીધુ દેવ મોરાર.
જોઇ દેવે કર્યો જય જયકાર, સુધન્વા પામ્યો ઓદ્ધાર;
કૃષ્ણે મસ્તક ઉછાળ્યુ આકાશ, આવ્યુ હંસધ્વજની પાસ.

### વલણ.

પિતા પાસે આવી પડ્યુ, મસ્તક જે સુધન્વાતણુ;
રામ કૃષ્ણ મુખે બોલતુ, શશિવત સોહામણુ

### કડવું.

મસ્તક સુધન્વાતણું, જઈ પડ્યુ ખોળા માહેજી;
તન વદન નિકંદન દેખી, ધરણી ઢળાયો રાયેજી.
મત્રીએ મહિપતિને બેઠો કીધો, દેઇ ગ્નાન પ્રતિબોધજી;
વૈષ્ણવરાય વિલાપ ના કરીએ, જદુપતિને પામ્યો જોધજી.

સાધન જેણે નવ થયું હોય, તેનો એળે ગયો અવતારજી;
આધીન થયો હોય જમરાયને, તેને રૂદનતણો અધિકારજી.
સાયુજ્યમુક્તિ એને થઈ, ને એ પામ્યો હરીનાં ચર્ણજી;
તે પુંદળ મંગળ વગડાવીયે, તજી માયાનું આવર્ણજી.
ચંદ્ર દેવ પ્રધાનના એવાં, સાભળી શુભ વચનજી;
ફરી મંત્રી પ્રત્યે બોલીયો; હંસધ્વજ રાજનજી:
માયા પીડે છે પાપીણી, જોઇ સુધન્વાનું મુખજી;
એ પુત્રને નાંખ્યો પેણામાં, મેં પાપીયે દીધું દુઃખજી.
મુખની કળામાં કલંક નહીં, એના ખીટલીયાળા કેશજી;
પદ્મ પત્રશા જો અધર હાલે, બોલે શ્રી હૃષીકેશજી.
શું દુભાવે દીકરા, મુને ઉત્તર દે એક વારજી;
મેં તેથમા તુજને તજ્યો, હું પિતાને ધિક્કારજી.
વૃદ્ધ તે હું વિકલ થયો, તે માટે રીસ ન કરીએ પુત્રજી;
તું જાતા હું જોગી થયો, મારૂં ઉજડ થયું ઘર સૂત્રજી.
તું નામ ભણે ભગવાનનું, પણ ન કરે મુજશું વાતજી;
હું ઘેર જઈ શો ઉત્તર આપીશ, પુછશે તારી માતજી.
ત્યારે પાટોધર પુત્ર સુરથ નામે, તે બોલ્યો કરીને પ્રણામજી;
એ માયા મૂકો તાતજી, બહ્રો લાગે જ્ઞાનને આમજી.
ત્યારે રાય કહે માયા નથી, મારૂં દુઃખે પીડાયું આપજી;
મસ્તક આપ્યું હરિ તજીને, શું સુધન્વાનું પાપજી.
હરિથી વિમુખ માટે પાતકી એ, જેણે ભોગવ્યા અનેગ ભોગજી;
પણ વૈષ્ણવ જનને નવ ઘટે, હરિ ચર્ણનો વિયોગજી.

વલણ.

વિયોગ ન ઘટે હરિ ચર્ણનો, પછી મસ્તક ઉછાળ્યું આકાશ રે;
રામકૃષ્ણ કહેતું ફરી આવ્યું, કૃષ્ણ અર્જુનની પાસ રે.

કડવું.

મસ્તક હરી ગુણ ગાતું હો, આવ્યું પ્રભુજીની પાસજી;
શ્રી કૃષ્ણે કરમાં ગ્રહી હો, ઉછાળ્યું આકાશજી.
તે કીધું અંતર્ધ્યાન રે, રાખ્યું અંતરીક્ષમાંયજી.

IV From રણયજ્ઞ (A. D. 1685)

1. Ravana in field of battle.

### કડવું

રાય રાવણે કવચ પહેર્યું, શિશ ધર્યા દશ ... .,<br>
કરી વિશે લોચન રાતડા, રુદે આણી દારુણ કોપ રે.<br>
જાવા ન પામે જીવતા, ભાઈ વાનર માનવ કોય રે;<br>
બહુ ઢોલ દદામા ગડગડે, ત્યા શબ્દ કુતૂહલ હોય રે.<br>
જે જે સુભટ લંકા વિષે, મુખ આગળ નિસરે આજ રે;<br>
રાણી જાયા રાક્ષસ વીરનો, મોહોલો લે મહારાજ રે.<br>
કો રથ ચડયા કો ગજ ચડયા, કો ઉંટ ઉપર અસ્વાર રે;<br>
કો મહિષપર કો ગરધવપર, બેઠા સાહી હથિયાર રે.<br>
કોઇ ઘોડા ઉપર ઘુમતા, કરતા વારુણી પાન રે,<br>
છે ભ્રકુટી ઉપર મોળાયા, કો ગૌર ભીને વાન રે.<br>
નવ મણી કુંડલ લળકતા, ઢળકતી મુક્તા માળ રે;<br>
માદળિયા તોરા નવધરા, થઈ કલગી ઝાકઝમાળ રે.<br>
બાજુબંધ ને પોચી વિંટિયો, દુગદુગી સાકળી સાર રે;<br>
કભાય પટકા પાયજામા, ઉપરણી મૂલ અપાર રે<br>
જરકશી વાઘા જળહળે, શું અર્ક કીર્ણું સમાન રે;<br>
કેશરી વાઘે શોભતા, ધરે યૌવનના અભિમાન રે.<br>
કર ધનુષ ભાથા ભીડિયા, કટારી તલવાર રે;<br>
સાગ ભાલા શલ ફરશી, પરિઘ વાંકી ધાર રે.<br>
ગદા ગુરજ ને મુશળ મુગદળ, ભુંગળ ને ભિંડમાળ રે;<br>
નાગપાશ ને વરુણપાશ ધર્યાં, ચક્ર ગદા વિકરાળ રે.<br>
પાખર બખ્તર ટોપ ટાટર, ફરસી ને શળ પાણ રે;<br>
અંગરખી ને જીવરખી એ, શોભે પરમ નિધાન રે.<br>
સુર સેનાને લજાવે એવો, સ્વરૂપ સૌગર શૂર રે;<br>
એ રૂપવંત વખાણીઆ, હવે કહું રાક્ષસ ક્રૂર રે.<br>
મહિષ મેંઢા ઊંટ ઉપરે, જે થયા છે અસ્વાર રે;<br>
તે કાળા ક્રૂર બિહામણા, લોહદંડના હથિયાર રે.<br>
શ્વાનમુખા કો ખરમુખા, પિશાચમુખા પાપિષ્ટ રે;<br>
લંમગ્રીવા કો લંમકર્ણા, જેને જોઇ ઉપજે રિષ્ટ રે.

લંગઅધરા દીર્ઘદંતા, છે ત્રીશીરા બળવંત રે;
શ્યામવર્ણા કો રક્તવર્ણા, બાહુક ઉંચા અર્નત રે.
બિહામણા પીડાળા પાપી, અધર્મનો નહિ પાર રે;
હાથ માંહે જે શસ્ત્ર ગ્રહ્યાં છે, તે ચાલે કરતા અહાર રે.
રૂધિર ગળતાં ચર્મ પેહેર્યાં, કંઠ આંતરડાંની માળ રે;
જીભ સળકે સર્પ સરખી, વદન છે વિકરાળ રે.
શત કોટિ રાક્ષસ ભયાનક, તે યુદ્ધે તત્પર થાય રે;
મુખ આગળ સેના શોભતી, જોઈ રીઝ્યો રાવણ રાય રે.

2. Mandodari tries to induce Ravana to give up Sita.

આજનો દાહાડો લાગે ધુંધળો, દીસે ઝાંખો દિનકર દેવ, હો રાણાજી;
ત્રિભુવનનાથ ના દુભીએ, જેની બ્રહ્મા શંકર કરે સેવ, હો રાણાજી. આ.
દિશા ચારે દીસે ધુંધળી, કાંઇ શુકન માઠેરાં થાય, હો રાણાજી;
કાંઇ ફાલુ બોલે રે બિહામણી, રુએ વાયસ શ્વાન ને ગાય, હો રાણાજી. આ.
ગઇ રાતે સ્વપ્ન મેં પામિયું, દીઠું દારણ કહ્યું કયમ જાય, હો રાણાજી;
સમુદ્ર સુકા રુધિર સરિતા ભરી, લંકામાં લાગી છે લાય, હો રાણાજી. આ.
લાખ લાખ રાણી તમારડી, બીજો વહુ બેટીનો સાથ, હો રાણાજી;
કેશ વિના દીઠી મસ્તક બોડલા, ચુડલા વિના દીઠા હાથ, હો રાણાજી. આ.
રાણા તમે કાળાં પટકુળ પેરિયાં, કંઠે કરેણુના હાર, હો રાણાજી;
દક્ષિણ દિશાએ તમે સંચર્યા, ઊંટ ઉપર થઇ અસ્વાર, હો રાણાજી. આ.
રામજી પાધરે નવગ્રહ પાધરા, રામજી વાંકે વાંકો સંસાર, હો રાણાજી;
પાધરો બિભિષણ વાંકો થયો, આજ ગયા તમારી સહુ વાહાર, હો રાણાજી. આ.
થયા વાંકા તેત્રીસ કોટિ દેવતા, લીધા વાનરના અવતાર, હો રાણાજી;
વાંકો વાંકો લક્ષ્મણ કોપિયો, છે ધરાધર બળભંડાર, હો રાણાજી. આ.
વાંકો વાંકો રઘુપતિ આવિયો, તોડ્યું ત્ર્યંબક તરણા સમાન, હો રાણાજી.
વાંકો ઘણો રે મરીચિ મારિયો, ફરશુરામનું ઉતાર્યું માન, હો રાણાજી; આ.
વાંકા વાંકા સપ્ત તાડ વેધિયા, માર્યો વાંકો વાનર વાલ, હો રાણાજી;
વાંકો બાંધ્યો રે સમુદ્ર રામે, તમે બાંધો પાણી પહેલી પાળ, હો રાણાજી. આ.
વાંકો રે અંગદ આંહાં આવિયો, ક્રોધી બળબુધનો ધામ, હો રાણાજી;
વાંકો વાંકો રે હનુમંત હાથિયો, લટકે લગાડ્યું લંકાગામ, હો રાણાજી. આ.

વાંકું છત્ર તમારૂં છેદીઉં, વાંકા છે રામજીના બાણ, હો રાણાજી;
વાંકી મૂછો રાણા ન મરોડીએ, નવ કીજે પોતાનાં વિખાણ, હો રાણાજી. આ.
વાંકી વેળા રે વ્હાલું કો નથી, સૌ સુખસમે સાથી થાય, હો રાણાજી;
હઠ મૂકીને આપો જાનકી, નમો જઈ રામજીને પાય, હો રાણાજી. આ.

## 3. Waking Kumbhakarna.

### વલણ.

કુંભકર્ણને જગાડવાને, દોડ્યા રાક્ષસ અનેક;
રાવણ વિનવે બંધુને, રાખવા દુષ્ટજ ટેક.

### કડવું.

જાગો ભાઈ ભીડ પડી છે, કરે વિનંતિ રાવણરાય;
નર વાનરે લંકા ઘેરી, તુને નિદ્રા કયમ સોહાય. જા.
શત સેવક તેડાવ્યા રાયે, કહ્યું જગાડો કુંભકર્ણ;
લક્ષ જોધા વળગી ઢંઢોળે, જાણે શું પામ્યો મર્ણ. જા.
જળ છાંટે નવ જાગે યોદ્ધો, તાપણા કીધા ચોફેર;
સ્હૈ ઉપર શીલા પડ મૂકયા, કાનમાં ફૂંકે મદન ભેર. જા.
કપાળ ઉપર દુંદભી વાજે, શર્ણાઇ નફેરી ઢોલ;
કો મેઘ સ્વરે સાદ કરે પણ, રાણો ન આપે બોલ. જા.
મુંઠ ભરી નાસિકામા ફૂંકયાં, અજા ચલાવ્યાં નાસામાય;
પાછો શ્વાસ મૂકે નિદ્રામાહે, અજા મીઢ ઉડ્યા જાય. જા.
રુદયા ઉપર અશ્વ દોડાવ્યા, વઢાવ્યા મહિષ માતંગ;
કુંભકર્ણ સુતો નવ જાગે, સાણસે ત્રોડાવ્યું અંગ. જા.
નાના ઔષધ અંજન કીધા, પછાડ્યો ઉચળી વાર બે ચાર;
પણ અઘોરીની ઉંઘ ન ઉડે, કીધો ઘુંટણિયાનો પ્રહાર. જા.
વળી નાસિકા માહે સર્પ ચલાવ્યા, વાયુ બંધાવ્યો લંકા રાય;
કપોળ માંહે સર્પ અકળાયા, તે શ્રવણ મારગે નિસરી જાય. જા
વાજ આવ્યો રાવણ રાજા, ન લાગ્યો એકે ઉપાય;
કુંભકર્ણની રાણી આવી, રાયને લાગી પાય. જા.
કષ્ટ દીધે મારો કંથ ન જાગે, એને વહાલા શંકર ભગવાન;
જાગશે સ્વામી મુહૂર્ત માત્રમા, સુકતે કરાવો સંગીત ગાન. જા.

ભક્ષ ભોજન કરાવી રાખો, નહિ તો કરશે સૌનો અદાર;
રાવણે મદ્ય માંસ અણાવ્યા, અન્નતણો કીધો અંબાર. જા.
અપસરા પાસે નૃત્ય કરાવે, ગાન તાન વાજે વાજિંત્ર;
કુંભકર્ણ ડોલ્યો જેમ મણિધર, સાંભળતાં ગોવિંદ ચરિત્ર. જા.
ઉઠીને સર્વે અન્ન આરોગ્યા, પૂછ્યો પછે સમાચાર;
મુને કાચી નિદ્રાએ કેમ જગાડ્યો, શા વાનરના થાય હોકાર. જા.

## 1. Kumbhakarna advises his brother.

રાવણે વાત કહી વિસ્તારી, જે રીતે દુભાવ્યા શ્રી રામ,
અગત્યના કામ માટે ઉઠાડ્યો, તું વિના કોણ કરે સંગ્રામ. જા.

### વલણ.

સંગ્રામ કરો શ્રી રામ સંગાથે, કપી પમાડો મર્ણ રે;
એ વચન સાંભળી વીરના, પછે શું બોલ્યો કુંભકર્ણ રે.

### કડવું.

કર ઘસી કુંભકર્ણ બોલ્યો, ધુણી પોતાનું શીશ વીરા;
ઘર ઘાલ્યું ભાઇ ઘેલડા, તેં દુભવ્યા શ્રી જગદીશ વીરા.
બળિયા સાથે બાથ વીરા; કાં દુભવ્યા શ્રી રઘુનાથ વીરા.
ત્ર્યંબક સેના તાહરા રે, ચંપાણા વીશ હાથ વીરા;
કાઢી મૂક્યો તુંને રાઘવજીએ, થયો કૃતઘ્ની લંકાનાથ વીરા.
બળિયા સાથે બાથ વીરા; કાં દુભવ્યા.
સાગર જળ જેણે બાંધિયુ રે, સલ્યા તારી પુષ્પ સમાન વીરા;
મેઘાડંબર સેરેજે છેદિયું, તોય તુંને ન આવી સાન વીરા.
બળિયા સાથે બાથ વીરા; કાં દુભવ્યા
લક્ષ ચરણી ઘેર તાહરે, જેનાં દર્શન ઇચ્છે દેવ વીરા;
તો સીતાને શું લાવિયો રે, થયો વૃદ્ધ ને ન ગઈ કુટેવ વીરા.
બળિયા સાથે બાથ વીરા; કાં દુભવ્યા.
જગત જીતી તેં જેર કીધું પણ, ન જીત્યા ક્રોધ ને કામ વીરા;
સામ કેશ ઉજળા થયા રે, તોય મન રહ્યું તારું સામ વીરા.
બળિયા સાથે બાથ વીરા; કાં દુભવ્યા.

ચંદ્ર વિના જેવી જામની રે, દીપ વિના જેમ ધામ વીરા;
ત્યમ બિભિષણ બાંધવ વિના, દિસે ઉજ્જડ લંકા ગામ વીરા.
બળિયા સાથે બાથ વીરા; કાં દુબ્યા.
પરનારી જેવી પાવક જ્વાળા, સાપણ વિખની વેલ વીરા;
જીવ લેશે તારો કુટુંબ સાથે, જઈ રામ ચરણે શિશ મેલ વીરા.
બળિયા સાથે બાથ વીરા; કાં દુબ્યા.
હું મર્ણથકી બીહીતો નથી, પણ તુ વેળાસર ચેત વીરા;
નહીં માને શીખ માહરી જાશે, જમપુર સ્વજન સમેત વીરા.
બળિયા સાથે બાથ વીરા; કા દુબ્યા.
જો વાડીમા બેસાડી જાનકી, તો લેઇ આવ્યો કોણ કામ વીરા;
તુથી સીતા જીતાતી નથી, તો કેમ જીતાશે રામ વીરા.
બળિયા સાથે બાથ વીરા; કા દુબ્યા.
રાવણ કહે કુંભકર્ણને, રે સાભળ દુઃખની વાત વીરા;
જ્યારે દેખું સતી જાનકી, જાણે હોય આપણી માત વીરા.
બળિયા સાથે બાથ વીરા; કા દુબ્યા.
જો ત્યાગ કરૂ ચિત્ત સીતાથી, તો તે બળશે શબને સંગ વીરા;
હાવે કેમ નમુ રિપુ રામને, મુખે લાગે કાળો રગ વીરા.
બળિયા સાથે બાથ વીરા; કા દુબ્યા.

**વલણ.**

લાગે કાલક મુખ વિષે, જો નમુ રિપુને પાઇ રે;
કુંભકર્ણ કહે ધન્ય તુ, તારૂં મન જોયું મેં ભાઈ રે.

## 5. Kumbhakarna's last fight.

**કડવું.**

મોકલ્યા યુદ્ધ શૂર સમસ્ત, નીલ વાનરે હણ્યો પ્રહસ્ત;
કોટિક મત્રી બીજા પાડ્યા, જીત થઇ વાનર ગડગડ્યા.
બે યોદ્ધા મંત્રી શુકસારણ, રામે બેઊ પમાડ્યા મરણ;
રાવણનુ દાઝ્યુ અંત કરણ, તે જોઈ ગયો યુદ્ધે કુભકર્ણ
જેમ રાહુ આભલા માહે જાય, કુભકર્ણ ગયો કપિમાય;
ભયાનક ભૂમિ ભાસે વિકરાળ, શું અઢાર પદ્મનો આવ્યો કાળ.
મેં પચાશને કરમા સાહે, કુંભકર્ણ મુકે મુખ માહે;
કરડે ગરડે મચરડે ભૂર, શત સહસ્ર વાનર કીધા ચૂર.

વિભીષણને રાજ આપ્યું, કીધા વાનર રીંછ વિદાય રે;
અભિયારસહસ્ર કપિ રાખિયા, શ્રી રામ તત્પર થાય રે.

## XV. From નળ આખ્યાન ( A. D. 1686 )

### 1. Damayanti.

કડવું

નારદનાં વચન વચન સુણી, બોલ્યા નૈષધધણી;
ભીમક તણી કુંવરી છે, કહેવી ફૂટડી રે.

ઢાળ.

ફૂટડી કેહેવી દમયંતી, કહો તેહેનું વીખાણ;
નારદ કહે રે સાંભળો, વીરસેન સુત સુજાણ.
ગુણ ચાલ ને ચાતુરી, અદ્ભુત સુંદર વેશ;
તેહને હું કેમ વર્ણવું, વર્ણવી ન શકે શેષ.
બુદ્ધિ પ્રમાણે માનનીનું, કરૂં છું વરણન;
જ્યમ સાગરમાંથી ચાંચ જળની, ભરે પક્ષીજન.
દમયંતીનો ચોટલો, દેખી અતિ સોહાગ;
અભિમાન મૂકી લજ્જા આણી, પાતાળ પેઠો નાગ.
ભીમક સુતાનું વદન સુધાકર, દેખીને શોભાય;
ચંદ્રમા તો ક્ષીણ પામી, આભમા સંતાય.
સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ, ભર્યું તેજનું પાત્ર;
તે તેજનું પ્રજાપતિયે ઘડ્યું, દમયંતીનું ગાત્ર.
તેમાંથી કાંઈ શેષ વાધ્યું, ઘડતાં એરો પડિયો;
બ્રહ્માએ એકઠું કરીને, તેનો ચંદ્રમા ઘડિયો.
નળ કહે નારદને, એ વખાણ ભાવ ન પહોંતો;
દમયંતી હમણાં અવતરી, ચંદ્ર પહેલો નહોતો ?
નારદ કહે બ્રહ્માજીએ, સઉ પહેલી ઘડીને રાખી;
પણ પૃથ્વીમાં અવતારી નહિ, ભરથાર એવા પાખી.
વિરંચિએ વૈદર્ભી નાંખી, ઉદય હવડે પામી;
તે જ્યે અહિંયાં અવતરી, તો નિર્મ્યો હશે કો સ્વામી.

નળ કહે આગળ વિસ્તારો, એ ભેદ મેં સાંભળિયો;
ચંદ્ર પહેલી ચતુરાં, સંદેહ મનનો ટળિયો.
નારદ કહે સાભળો રાજા, મીન ને મધુકર;
નેત્ર ભ્રુકુટી દેખિને, જળ કમળ કીધા ઘર.
નાસિકા વેસર દેખીને, કળાધર ને કીર;
તેણે અરણ્ય પર્વત સેવિયાં, ધારી શક્યા નહિ ધીર
દમયંતીના અધર દેખી, પેટ વેષ્યું પ્રવાળી;
એ કામિનીનો કંઠ સાભળી, કોકિલા થઇ કાળી.
રસના વાણી સાભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ;
કુંવારી પોતે રહી, સંસાર કીધો ત્યાગ;
દંત દેખી દાડમ ફાટ્યું, કપોત સંતાડે મ્હોને;
તે નાદ કરતો ફરે વનમાં, કહે દુઃખ કહું હું કોને.
દમયંતીના કુચ દેખી, હાર્યું કુંજર કુળ;
તે હિંડતા ચાલતા હાથી, માથે ધાલે ધૂળ.
હસ્તકમળથી કમળ હાર્યું, જળમા કીધું ઘર,
ઉદર દેખી દમયંતીનુ, સુકાયુ સરોવર.

### વલણ.

સરોવર સુકાયુ સાભળી, નળરાય મનમા રંજ્યા;
દમયંતીની જંઘા દેખી, કેળ રહી કાક વંઝા.

### કડવું.

દમયંતી છે દોપ રહીતા, તેના ગુણની ગાઊં ગીતા;
નારદજી વાયક એમ બોલે, નહિ ઉપમા તારુણીની તોલે.
દમયંતી દોપ રહીતા, તેના ગુણની ગાઊં ગીતા. ટેક.
જોઈ ભીમક સુતાની કટી, સિંહની જાત-વનમા ધટી;
હંસને પણ થઇ ચટપટી, ચાલ ગોરીની આગળ મટી. દમયંતી.
રામા અંગની રોમાવળી, વનસ્પતી દવે મરે છે બળી;
તેના વસ્ત્ર રહ્યા જળદળી, દેખી આભમા પેસે વીજળી. દમયંતી.
પગપાનીથી હાર્યો અળતો, રહે અળગાને પાગે લળતો;
નેપુરનો નાદ સાભળતો, રહે ગાધર્વનો સાથ બળતો. દમયંતી

વરણની ચંપક નવ ભજિયો, માટે મધુકરે તેને તજિયો
એવું રૂપ બ્રહ્માએ સર્જ્યું, બીજું કોઈ નથી નીપજ્યું દમયતી
હવે શણગાર વખાણું મોળ, અંજન ચીર હાર તંબોળ
ઉડે સુગંધના કલ્લોલ, અંગે અગરજાના રોગ દમયતી
શીશફૂલ રત્નરાખડી, શોભે ભમરમાં ચુની જડી,
ગોફણો જ્યો અગશુ અડી, કટિમેખલાશું પડે વઢી દમયંતી
ગજમંત ફરે નવરંગ, મુક્તાહાર છે બે શૃંગ
શકે ગિરિ ફરીને ભંગ, સ્તન મધ્યે વહે છે ગંગ દમયતી
વાયે ઓઢણી રહિ છે ઊડી, ખળકે કંકણ ને કર ચૂડી
રૂપે રતિ તો મઝમે બૂડી, એવી કોઈ મળે નહિ રૂડી દમયતી
વાજે નેપુર કેરો ઝણકો, અંગુઠે અણવટનો ઠણકો,
અંગુલિયે વીછુવાનો રણકો, બોલે મધુર ઝાંઝરિનો ઝણકો દમયતી
જેણે દમયતી નવ જોઈ, તેણે ઉમર એળે ખોઈ,
જાણે કાયા કનકની લોઈ, એવી જગમા બીજી ન કોઈ દમયંતી
જેમ નદીમા ભાગીરથી, તેમ સ્વામામા શ્રેષ્ઠ સર્વથી,
ત્રણ લોકમા જોડી નથી, જાણે સાગરથી કાઢી મથી દમયતી
ઇંદ્રાદિક પરણવા ફરે, મહીના મનમા નવ ધરે
અશ્વિનીકુમાર આગળ પળે, તે ન આવે આખ્યાન તળે દમયતી
જ્યારથી એ પુતળી અવતરિયું, નારી માનનું માન ઉતરિયું,
દમ્યું જગત સ્વરૂપ ઉદે કરિયું, માટે દમયંતી નામ ધરિયું દમયતી
જોગી થઈ તપ્યું હશે સર્વસ્વ, તીર્થ નાહ્યો હશે સમસ્ત,
ગળ્યા હશે હિમાળે અસ્ત, તે પરણશે દમયતીનો હસ્ત દમયતી
વખાણ સાંભળીને સમગ્ર, રુધિર ચઢ્યું પગ પગ,
નારદ પ્રત્યે બોલ્યો નળ, સ્વામી પરણવાની મોટી ઠગ દમયતી
નારદ કહે મારું કહેણું ન લાગે, હું નવ જાણું તારે ભાગે
મોં મોહના બાણ વાગે, બ્રહ્મચર્યતન મારું ભાગે દમયતી
એવું કહી પામ્યા અંતર્ધાન, ખેદ પામ્યો નળ રાજન,
લાગ્યું દમયતીનું ધ્યાન, કામજ્વર થયો વદનિ સમાન. દમયતી
વૈદ મોટા મોટા આવે, વગાડી ઔષધિ લાવે.
તાપ કોઈએ ન શમાવે, મંત્રી કહે શું થાશે રાવે દમયતી

વલણ.

હવે શું થશે કહે મંત્રી વિચારે છે મન રે,
નીસાસા પહેરી અરેરે એની નગરાય આવેલ ન રે

2. The Swan.

કડવું

એવે સમે બહુ હંસ ત્યાં દીઠા, સુવર્ણનાં છે અંગ;
તે દેખી દમયંતી વિસરી, ટળી ગયો અનંગ.
નહોતું દીઠું તે મેં દીઠું, આવ્યો દીસ અનુક્રમી;
આવી કનકની જાત પંખીની, બ્રહ્માયે ક્યારે નિરમી.
એકે હાથ પડે એમાથી, પાળું પાસે રાખું;
રમાડું જમાડું એને, દુઃખ દહાડા ખોઇ નાખું.
શરપ્રહાર કરૂં જો એને, તો એ થાય નિધન;
ગ્રહણ કરવું જોઇએ જીવતું, ભૂપ વિમાસે મન.
એવે સકળ પંખીનો રાજા, દીઠો પૃથ્વીમાય;
વૃક્ષતણે થડ નિદ્રા કરીને, ઉભો છે એક પાય.
તેને દેખી નળ મનમા હરખ્યો, ભેદ કરી પરવરિયો,
અંબર ઓઢી અંગ સંકોડી, શ્વાસ રૂંધન કરિયો.
દ્રુમ થડ પુઠે નળ ભડ આવ્યો, બેશી આઘો ચાલ્યો;
લાંબો કર કરી લઘુલાઘવીમા, પંખીનો પગ ઝાલ્યો.

વલણ.

ઝાલ્યો પંખી જાગી ઉઠ્યો, નળને કીધા ચંચના પ્રહાર રે;
પછે પોતાની વાણીએ કરી, કરવા લાગ્યો પોકાર રે.

કડવું.

હંસે માડ્યો રે વિલાપ, પાપી માણુસા રે,
શું પ્રગટ્યું મારૂ પાપ, પાપી માણુસા રે
એ કાળા માથાના ધણી, પા. જેને નિર્દયતા હોયે ઘણી, પા.
એ તો જીવને મારે તતખેવ, પા. હવે હું મુઓ અવસ્યમેવ, પા.
કુંપી નાખશે માહારી પંખાય, પા. મુને શેકશે અગ્નિમાય, પા.
કોણ મૂકાવે કરી પક્ષ, પા. માહારે મરવું ને એને ભક્ષ, પા.
આ મજ સરખું રતન, પા. તે એજ થાશે નીધન, પા.
ટળવળી મરશે માહારી નાર, પા. તે જીવશે કેને આધાર, પા.
ગ્રહ્યો નારીએ દીઠો નાથ, પા. ધાયો સહસ્ર સ્ત્રીનો સાથ, પા.

નાથ ઉપર ભમે સ્રીવૃંદ, પા. ઘણું કરવા લાગ્યાં આક્રંદ, પા.
હંસીએ દીધો શાપ, પા. તારી સ્રીએમ કરજો વિલાપ, પા.

હંસ નારીને કહે વચન, હંસી સાંભળો રે;
તમે જાઓ સર્વ ભુવન, આંહાંથી પાછાં વળો રે.

જે કાંઇ લખ્યું હશે બ્રહ્માય, હં. તે અક્ષર નવ ઘોવાય, આં.
મ છૂટીએ કર્મના બંધ, હં. આપણું એટલો હશે સંબંધ, આં.
ને અણઘટતું કીધું અમે, હં. મને વારી રાખ્યો નહિ તમે, આં.
આપણે વસવું વૃક્ષ ને વ્યોમ, હં. આજ મેં નિદ્રા કીધી ભોમ, આં.
જે થાએ થાનકભ્રષ્ટ, હં. તે પામે મહારી પેર કષ્ટ, આં.
સર્વને દેઉ છૌં શીખામણ, હં. તમો ધરણિ મા મૂકશો ચર્ણ, આં.
એમ કહેનો સ્રીને ભરતાર, હં. દેખી નળે કીધો વિચાર, આં.
દેખી સર્વ પામ્યાં છે રોષ, હં. તે દે છે મુજને દોષ, આં.
તમો હંસ ધરો વિશ્વાસ, હં. હું નવ કરવાનો નાશ, આં.

### વલણ

નવ કરવાનો નાશ એહેવી, વાણી નળે કહી રે;
વચન સુણી નળરાયનાં, હંસને વાચા થઇ રે.

### કડવું.

મનુષની પેરે પંખી બોલ્યો, સુને મુકી જુઓ એક વાર;
પ્રાણદાન તું આપીશ તો, કાંઈ કરીશ ઉપકાર.
મૂક' મુજને સર્વથા આ, રુવે છે સહસ્ર સુંદરી;
એને આમના વાસના કરીને, હું આવીશ તુજ કને ફરી.
વચન સુણી વીર વિસ્મે પામ્યો, અલ્યા હવે નહિ ચુકું;
રૂપ ને વાણી બે ગુણ તુજમાં, મરતાં લગે નવ મૂકું.
હંસ કહે વિશ્વાસ આણો, અમો બ્રહ્માના વાહન;
આકાશ અવની એક થાયે તો, જુઠું ન બોલું વચન.
નળ કહે હું વીરસેન સુત છૌં, નૈષધ માહારૂં ગામ;
દેશપતિ ને ક્ષત્રી કેવળ, નળરાય માહારૂં નામ.
હત્યા વિપ્ર થાયે નહીં, પ્રાણની પેરે પાળું;
અમો રાજવંશીને રૂડું લાગે, તારૂં બોલવું રહીઆળું.

ખટપટ ટાળો મરણની ને, રખે આણો શોક;<br>
એમ જાણી રહો મુજ પાસે, જાવાની આશા ફોક.<br>
પંખી કહે રે પુણ્યશ્લોક માહારી, માતા રોઈ રોઈ મરશે;<br>
એકનો એક છઉં તેહને, માતા કેને જોઈ ઠરશે.<br>
એક સહસ્ર રુએ છે નારી, ઘેર ત્રણ છે પટરાણી;<br>
માહારૂં બંધન જાણી સર્વ કો, તત્ક્ષણ તજશે પ્રાણી.<br>
વાહાલી સ્ત્રીએ પુત્ર પ્રસવ્યો, મેં તેહનું મુખ નથી જોયું;<br>
અરે નળરાજા હું રંકનું તેં, સુતનું સુખ કાં ખોયું.<br>
આપણ બન્યો મિત્ર થયા, તેહનો સૂરજ દેવતા સાખી;<br>
રૌરવ નરકે હું પડું જો, ન પાળું વાચા ભાખી.<br>
ગુરુદ્રોહી સ્વામીદ્રોહી, એ પાતિક લાગે મુજને;<br>
જો નારીને મળી આવી, શીશ ન નમાવું તુજને.<br>
ત્રાહે ત્રાહે કરી નળ બોલ્યો, મૂકું છું નિરધાર;<br>
તું જાણે પરમેશ્વર જાણે, સમતણો વિચાર.<br>
પ્રતિજ્ઞા માટે મુકું છું, મળવાને તારી નાર;<br>
નહિ આવે તો શું કટક ચઢાવું, કે તુંને કહાડું ન્યાત બહાર.<br>
એવું કહીને પંખી મૂક્યો, હંસ ઉડયો આકાશ;<br>
રુદન મા કરશો એમ કહેતો, આવ્યો પ્રેમદા પાસ.<br>
સમાચાર કહ્યો સ્યામાને, સમજાવી સુંદરી;<br>
વળાવી નારીને પોતે, આવ્યો નળ કને ફરી.<br>
જેમ કો અંધ આનંદ પામે, ફરી આવે લોચન;<br>
તેમ રાયનું હંસને દેખી, હરખ્યું અતિશય મન.<br>
ભૂપ કહે આ કાળને વિષે, પંખી બહુ સતવંત;<br>
પ્રતિજ્ઞા પાળી પોતાની તુંને, વાહલા હશે ભગવંત.<br>
હંસ કહે હો ભૂપતિ, સાંભળ માહરા મિત્ર;<br>
બોલ્યું વાયક પાળીએ નહિ તો, કાગ ને અમો શો અંત્ર.

## 3. Nala described by the Swan.

કડવું.

હંસ ભણે હો ભામિની, બ્રહ્માંડ ત્રણ જોયાં સહી;<br>
નળની તુલના મેળવું પણ, મહીતળમાં તુલના કો નહી. તુલન

જુગ્મ ગવિસુત રૂપ આગળ, જાય નાખી વાટ,
ગંભીરતાએ વર્ણવું, પણ અર્ણવમાં ખારાટ તુલના.
શીતળતાએ શશિ હાર્યો, મુકે કળા પામે કષ્ટ,
તેજથી આદિત્ય ફરે નાઠો, મેરુ કેરી પૂઠ તુલના
ઐશ્વર્યે યુદ્ધ ઇંદ્ર હાર્યો, ઉપાય કીધા લાખ,
નળઆગળ મહિમા ગયો, માટે મહાદેવ ચોળે રાખ તુલના.
નૈષધ રાયના રૂપ આગળ, દેવને થઈ ચિંતાય,
રખે આપણી સ્ત્રિયો વરે નળને, સર્વે માંહી રક્ષાય તુલના
લક્ષ્મીનું મન ચંચળ જાણી, વિષ્ણુ મન વિમાસે,
પ્રેમદાને લઇ પાણીમાં પેઠા, એહ નૈષધને ત્રાસે તુલના.
હિમસુતાને હર લેઇ નાઠા, ગયા ગુફામાંય,
સહસ્ર આંખો ઇન્દ્રે કરી, કરવા નારીની રક્ષાય તુલના
સિદ્ધિ બુદ્ધિને ધારે નહીં, રાખે ગણપતિ અહોનિશ પાસ,
ઋષિપત્નીને ઋષિ લેઇ નાઠા, જઇ રહ્યા વનવાસ. તુલના
પાતાળમાં લેઈ પદ્મિનીને, વસિયા વરુણ તે ભૂપ,
સ્વાહાને સાચવવા વહ્નિયે, ધર્યા જડતાળિવ રૂપ. તુલના
ચંદ્ર ને સૂરજ નાઠા ફરે છે, રખે વરતી નારી
નારદજી આગળથી ચેત્યા, માટે રહ્યા બ્રહ્મચારી તુલના
હંસ ભણે હો ભામિની, એમ સઉએ સ્વામા મનાડી
નળના વપુના નામથી, સર્વે સૃષ્ટિ કષ્ટ પમાડી તુલના
પુરુષને અદેખાઈનું બળવું, નારીને દહે કામ,
અનંગ પ્રગટ્યો સર્વને, માટે નળ ધરાવ્યું નામ તુલના
જપ તપ જોગીએ કર્યા હરી સેવ્યો હિમપર્વત
તે નારી નળને પરણશે, જેણે કાશી મુકાવ્યું કરવત તુલના
બ્રહ્માંડની સૃષ્ટિમાં કો, ન મળે જાચક રૂપ,
નળને દાને દારિદ્રય છેદ્યાં, ભિક્ષુક કીધા ભૂપ તુલના.
ત્યારે નમ્ર થઈ દમયંતી બોલી, નિર્મળ નળ ભૂપાળ
જેમ તેમ કરતાં ભાઈ મારા, ત્યાં મેળાવ વેવિશાળ. તુલના.
હંસ કહે કોકટ શાક જેમ, વામનો ઇચ્છે આંબાફળ
તેમ તુજને ઇચ્છા થઈ, ભરતાર પામવા નળ તુલના
હજાર હમ હું સરખા ફરે છે નૈષધપતિના દૂત
આપ કરી પરણાવીએ, તો તું સરખું કઈ ભૂત તુલના

વચન સુણી વિહંગમનાં, અબળાએ મૂક્યો અહંકાર;
ઝુંડા એમ શું મુને નિભંછા, આપણે મિત્રાચાર. તુલના.
સ્નેહ તે સત્કર્મનો એમ, વદે વેદ ને ન્યાય;
એમ જાણી પરણાવ મુજશું, લાગું તારે પાય. તુલના.

વલણ.

પાયે લાગું ને નળ માગું, હવે આવી તારે શર્ણું રે;
નહીંતર પ્રાણ જાશે માહરા, ને પિંડ પડશે ધર્ણું રે.

4. Damayanti described by the swan.

કડવું.

ભૂપ મેં દીઠી ગર્વઘેલડી, સખી બે મધ્ય ઉભી અલબેલડી;
કદળીસ્થંભ જુગલ સાહેલડી, વચ્ચે વૈદર્ભી કનકની વેલડી.

ઢાળ.

વેલ જાણે હેમની, અવેવ ફૂલ ફૂલી;
ચકિત ચિત્ત થયું મારૂં, ને ગયો દૂતત્વ ભૂલી.
સામસામા રહ્યા શોભે, વ્યોમ ભોમ બે સોમ;
ઇંદુમાં બિંદુ બિરાજે, જાણે ઉડગણ ભોમ.
ઉભે અમિનિષિ કીરણ પ્રગટ્યા, કળા થઈ પ્રકાશ;
જ્યોતેજ્યોતથી સ્થંભ પ્રગટ્યો, શું એથી થંભ્યો આકાશ.
કામિનીનો પરિમળ બેહેકે, કળા શોભે લક્ષ;
શકે ધરાધર વાસ લેવા, ચડ્યો ચંદનવૃક્ષ.
કુરંગ મીનની ચપળતા, શુ ખંજન જાણે પડિયા;
નેત્રઅણિઅગ્રે શ્રવણ વિંધ્યા, સોય થઇ નીમડિયા.
શકે નેત્ર એત્ર છે મોહનું, ડોડાળા અંબૂજ,
ભ્રુવ શરાસન દૃષ્ટિ શર, હાવ ભાવ બે ભૂજ.
ગળસ્થળ નારંગ ફળશા, આદિત્ય ઇંદુ અકોટી;
અધર પ્રવાળી દંત કનકરેખા, જિવ્હા જાણે કસોટી.
કીર આનનપર શ્રીખંડ શોભે, કોયલ બોલે અણુછતી;
વનલતાપર પખી બેઠો, નવ રહેવાયું મારી વતી.

જુગ્મ રવિસુત રૂપ આગળ, જાય નાખી વાટ;
ગંભીરતાએ વર્ણવું, પજ અર્ણવમાં ખારાટ. તુલના.
શીતળતાએ શશિ હાર્યો, મુકે કળા પામે કષ્ટ;
તેજથી આદિત ફરે નાઠો, મેરુ કેરી પૃષ્ઠ. તુલના.
ઐશ્વર્યે શુદ્ધ ઇંદ્ર હાર્યો, ઉપાય કીધા લાખ;
નળ આગળ મહિમા ગયો, માટે મહાદેવ ચોળે રાખ. તુલના.
નૈષધ રાયના રૂપ આગળ, દેવને થઈ ચિંતાય;
રખે આપણી સ્ત્રિયો વરે નળને, સર્વે માંડી રક્ષાય. તુલના.
લક્ષ્મીનું મન ચંચળ જાણી, વિષ્ણુ મન વિમાસે;
પ્રેમદાને લઇ પાણીમાં પેઠા, બેઠા શેષને વાંસે. તુલના.
હિમસુતાને હર લેઇ નાઠા, ગયા ગુફામાંય;
સહસ્ર આંખો ઇન્દ્રે કરી, કરવા નારીની રક્ષાય. તુલના.
સિદ્ધિ બુદ્ધિને ધારે નહીં, રાખે ગણપતિ અહોનિશ પાસ;
ઋષિપત્નીને ઋષિ લેઇ નાઠા, જઇ રહ્યા વનવાસ. તુલના.
પાતાળમા લેઈ પદ્મિનીને, વસિયા વરુણ તે ભૂપ;
સ્વાહાને સાચવવા વહ્નિયે, ધર્યાં અડતાળિશ રૂપ. તુલના.
ચંદ ને સૂરજ નાઠા ફરે છે, રખે વરતી નારી;
નારદજી આગળથી ચેત્યા, માટે રહ્યા બ્રહ્મચારી. તુલના.
હંસ ભણે હો ભામિની, એમ સહુએ સ્વામા સંતાડી;
નળના વપુના નામથી, સર્વે સૃષ્ટિ કષ્ટ પમાડી. તુલના.
પુરુષને અદેખાઈનું બળવું, નારીને દહે કામ;
અનલ પ્રગટ્યો સર્વને, માટે નળ ધરાવ્યું નામ. તુલના.
જપ વ્રત જેણીએ કર્યાં હશે, સેવ્યો હિમપર્વત;
તે નારી નળને પરણશે, જેણે કાશી મુકાવ્યું કરવત. તુલના.
બ્રહ્માજીની સૃષ્ટિમાં કો, ન મળે જાયક રૂપ;
નળને દાને દારિદ્રય ઉઘા, ભિક્ષુક કીધા ભૂપ. તુલના.
ત્યારે નરમ થઈ દમયંતી બોલી, નિર્મળ નળ ભૂપાળ;
જેમ તેમ કરના ભાઈ મારો, ત્યા મેળાવ વેવિશાળ. તુલના.
હંસ કહે કૌકટ ફાકાં જેમ, વાગનો ઇચ્છે આંબાફળ;
તેમ તુજને ઇચ્છા થઈ, ભરથાર પામવા નળ. તુલના.
દગ્ગર હંસ હું સરખા ફરે છે, નૈષધપતિના દૂત;
ખપ કરી પરણાવીએ, તો તું સરખું કંઈ જુન. તુલના.

સત્યવાદી શિબિ સમાન, એ નળ આવ્યો રે,
ઐશ્વર્યે નિરોધ રાજન, તે નળ આવ્યો રે.
એ તો યુદ્ધે જાણે ઇન્દ્ર, એ નળ આવ્યો રે;
ત્યાગી જેવો હરિશ્ચંદ્ર, તે નળ આવ્યો રે.
વિદ્યાએ ગુરુ શુક્ર જેમ, એ નળ આવ્યો રે;
દુઃખહર્તા ધન્વંતરિ તેમ, તે નળ આવ્યો રે.
દમયંતી ઘણું હરખે, એ નળ આવ્યો રે;
રખે વાર લાગે મન ફરકે, તે નળ આવ્યો રે.
એક આસને બેઠી નાર, એ નળ આવ્યો રે;
દાસી ઉંચલી ચાલે ચાર, તે નળ આવ્યો રે.
શોભે સુંદર અસિ સકુમાર, એ નળ આવ્યો રે;
જઈ પહોતા મંડપદ્વાર, તે નળ આવ્યો રે.

### વલણ.

બાહેર પધાર્યાં પ્રેમદા, ચતુરા ઉંચલે ચાર રે,
નળ બેઠો સિંહાસન, ચતુરા ચિંતતી તેણી વાર રે

### કડવું.

મંડપ મધ્યે માનુની, આસન બેઠી જાય,
સ્વયંવર સુભટ ને સુંદરી, વર્ણવું તે શોભાય.
નૃપભિમક તનયા, રૂપ બનયા, રસીલી રંગ પૂરણા,
નર અંગના, દેવાગના, માનિની મનમદ ચૂરણા.
દુઃખમોચની મૃગલોચની, છે લલિત લક્ષણવંતિ એ,
નિજ મન ઉલાસી, વેણી વાસી, અલક લટ વિલસતિ એ
રાખડિ અમુલ્યે, શીશ ફુલે, સેંથે સીંદુર શોભિયા,
શુભ ઝાલ ઝળકિત, રત્ન ચળકિત, ભૂપના મન લોભિયા.
મુખ સુધાસિંધુ, અધર બિંદુ, ભ્રુકુટિ ભમર બે ગુંજ છે,
બે નેત્ર નિર્મળ, દિસે છે કમળ, ફૂલ ફૂલ્યા કુંજ છે
આંજેલ અંજન, ચપલ ખંજન, મીન મૃગ બે હારિયા,
પડયા રાય શૂરા, જાય પૂરા, બાણ કટાક્ષે મારિયા.
જુએ વિવિધ પેરે, નયન ઘેરે, તિલક ભાલે કીધલા;
દીપક પ્રકાશા, એમ નાસા, કીરના મન લીધલા.

ાબીત દાડમ, બીજ રદ જ્યમ, ચિબુક મધુકર બાળ રે;
ળબંધ જુગના, હાર મુક્તા, માણિકમય શોભાળ રે.
રમળાના અંબુજ, જ્યમે જુગ્મ ભુજ, બાજુબંધ ફુમતાં ઝુલે;
ાપ નાદ રણુઝણુ, ચૂડિ કંકણુ, મુદ્રિકા કર બહુ મુલે.
ા આંગળી, મગની ફળી, નખ જ્યોત જ્યમ પુખરાજ છે;
લના મનોહર, હાર ઉપર, આભુષણુ બહુ સાજ રે.
ડિ વેણિ કટિપર, જાણે વિષધર, આવી કરે પયપાન રે;
ચ્છ કુસુમ ઉરે, કુચ હદે, કુંજર કુંભસ્થળ માન રે.
ાલકાવલિ લલિતા, વહે મલિના, ઉદર પોયણુપાન રે;
ચિત્રલંકી, કટી વંકી, મેખલા ઘુઘર ગાન રે.
જંઘા, રંભાતણા થંભા, હંસગતિ પગ છાંડતી;
ખપાળ મૂકી, રાય ટૂંકી, જાય પગલાં માંડતી.
પૂર ઝમકે, અણુવટ ઠમકે, ઘુઘરિનો ધમકાર છે;
ાઘરે ઘુઘર, અમુલ્ય અંબર, કુસુમ છાંટયાં અપાર છે.
ા અગરબત્તિ બળે, ચમર શિર ઢળે, રસિલિ રામા રાજતી;
ાય ગીત કલ્લોલક, ચંગ ઢોળક, મૃદંગ વેણુ વાજતી.
ળિ કીર્તિ અતિ ઘણિ, બોલે બંદણિ, ચાલે જ્યેષ્ઠિકદાર ત્યાં;
ચ કામબાણે, કરિ સંધાણે, રાજપુત્રને માર ત્યાં.
ારમાઇને ભૂપ, પડયા મોહકૂપ, પ્રેમપાશે બાંધિયા;
ામથી ડગિયા, સ્વાર્થ રંગિયા, સામી મીટે સાંધિયા.
ા આડા ઉતરે, ખુંખારા કરે, ભામિનિ નિર્ખું ભાળે રે;
ા આસને પડ્યા, લડથડ્યા, ચાકે આવી લીધો કાળે રે.
ાવી ન શકિયા, ચિત્ર લખિયા, કો નમે વારે વારે રે.
ા સમિપ ધસિયા, મુગટ ખસિયા, પુઠીથી સેવક ધારે રે.
ા કનક કાપે, લાચ આપે, માહેલીને સાપે રે;
નેહળે તે લીજે, વખાણ કીજે, વિરહ મારો વાપે રે
ાજિ રોક કન્ના, નથી નરતા, કહે હાર આરોપ રે.
રી મુગટ બાંધે, પ્રેમ સાંધે, પડ્યા નવ અદ કોપ રે.
ાય નેરા આવે, તખ્ત માગે, નારજી નવ લેખની.
નો મુખ મરડે, આંખ થરડે, સર્વને ઉવેખની.

વલણ.

અનેકને ઉવેખની, આવી ચાલી નાર રે,
સર્વ એક નળ જાણી કરી, દીઠી પંચ નળની હાર રે.

### કડવું.

મન ઇચ્છા નૈષધ રાયતણી, કન્યા ગઈ પંચ નળ ભણી;
જુએ તો ઉભા છે નળ પંચ, કન્યા કહે આ ખોટો સંચ.
હસનું કહ્યું અવસ્થા ગયું, નળ નાથનું વરવું રહ્યું;
એક નળ સાંભળીઓ ધરા, આ કપટી કો આવ્યા ખરા.
પાંચે નળ ચેષ્ટાને કરે, લેવા માળ કંઠ આગળ ધરે;
ત્યારે દમયંતી થઈ ગાભરી, દીઠું વિપરીત ને પાછી ફરી.
આવી જોતાં પિતા ભીમક, અરે તાત જુઓ કૌતક;
હું એક નળને આરોપું હાર, દેખી પંચને પડ્યો વિચાર.
ભીમક કરે આશ્ચર્ય હોય, તું વિણુ પંચ ન દેખે કોય;
શકે દેવતા તાહાં નિરધાર, થઈ આવ્યા નળને આકાર.
એ પરીક્ષા નિમેષ નહીં ચક્ષ, નીરજ વસ્ત્ર ઉભા અંત્રક્ષ;
વાત સાંભળી ભીમકતણી, કન્યા આવી પંચ નળ ભણી.
પિતાએ મારગ દેખાડ્યો, નારીએ નળ શોધી કહાડ્યો;
દમયંતી જેમ વરવાને જાયે, ધસી ઇદ્ર નળ આગળ થાયે.
એક એકને અળગા કરે, લેવા હાર કંઠ આગળ ધરે;
નહીં આવે સંચ ફરી, ત્યારે દમયંતી થઇ ગાભરી.
ઈંદ્રે મનમા શાપ્યો હુતાશન, વાદરાના જેવું થયું વદન;
અગ્નિએ જાણ્યુ એ ઇદ્રનું કાજ, રીંછમુખ થાજે મહારાજ.
વરણે શાપ મનમાહે દીધો, જમને માજર મુખો કીધો;
ધર્મે અંતર ઇચ્છયું એવું, વરુણનુ મુખ થાજો શ્વાનના જેવું.
રીંછ, વાનર, શ્વાન, માજાર, કન્યા કહે વર રૂડા ચાર;
ઇંદ્ર રાય વાણી એમ ભણે, ખાધાવેધ માડ્યો આપણે.
જમ કહે કાં હસાવો લોક, શાપ કીધા માહોમાહે ફોક;
દમયંતી વિચારે વળી, સમાન શોભે પંચ નળી.
કોને વરીએ કોને ઉવેખીએ, વરમાળ કોને આરોપીએ;
જોવાને મળ્યા રાજકુમાર, તે એક નળ દેખે નિરધાર.
બુદ્ધિમાન નારી છે ઘણુ, માન મૂકાવે દેવતાતણું;
ચારોને પૂછે કરી પ્રણામ, તમારા તાતનાં શા શા નામ.
લોભવિષે નહીં ગણ્યુ પાપ, વીરસેન પાચેનો બાપ;
કન્યા વળતી કરને ઘસે, સખી સામુ જોઈ જોઇ હસે.
સખી કહે શું ઘેલા થયા, શું કપટરૂપને વળગી રહ્યા;
બીજા પુરુષ છે રૂપના ધામ, સાભળો દેશ દેશનાં નામ.

નમાયા થઈ વરતજો, સહેજો મામીની ગાળ.—મોસાળ
હૃદયા ચાંપે રે, રાણી હૃદયા ચાંપે,—
હૃદયા ચાંપે પેટને રે, એ છેલ્લું વેહેલું લાડ,
હવે મળવાં દોહલાં રે, મળીએ તો પ્રભુનો પાડ.—મોસાળ.
થયા માત વોહોણા રે, થયા માત વોહોણા,—
માત વોહોણા થયા દામણા રે, નહીં કો રૂડો નાથ,
એ ગણી હૃદયા ફાટે રે, કોણ માથે ફેરવશે હાથ.—મોસાળ
મંદિરના ગુરૂજી રે, મંદિરના ગુરૂજી,—
મંદિરના ગુરૂજી સુદેવજી રે, તમારે ખોળે સોંપુ એ તંન,
જઈ કહેજો મારી માતને રે, જીવની પેરે કરજો જતંન.—મોસાળ
પુત્રી જમાઈ રે, તમતણા, પુત્રી જમાઈ,—
પુત્રી જમાઈ તમતણા, કહેજો વનમા પૂર્યો વાસ,
જઈ કહેજો માગ તાતને રે, અમ જોગીનો લે તપાસ.—મોસાળ.
ચુંબન કરતી રે, માવડી ચુંબન કરતી,—
ચુંબન કરતી માવડી રે, ફરી ફરી મુખ જોય;
હૈયેથકી નવ ઉતરે રે, એમ કહી દમયંતી રોય.—મોસાળ.

## 8. Karkotaka and Bahuka.

### કડવું.

બોલ્યો નાગ કરી પ્રણામ, રાય મારૂં કરકોટક નામ,
હું પ્રાચિન કર્મે પામ્યો સંતાપ, સપ્ત ઋષિએ દીધો શાપ
વિમાન જાતું હતું સ્વર્ગ ભણી, અજ્ઞાનતા જાગી મુજ તણી;
ફુંફાડી ફેણા નાખી જ્વાળ, દાધા સપ્ત ઋષિ ચઢચો કાળ.
પતિત તેં નાખી વિષની લેહેર, બળ દવમા અવની ઉપેર,
બહુ કાળ લગે વસો વહ્નિમાય, ભોગવ દુખ જીવ નહીં જાય.
મેં જાણ્યુ શાપ ટળે નહીં ખરો, મુને શાપનો અનુગ્રહ કરો;
વહ્નિ વેદના દોહેલી ઘણી, કહ્યુ દર્શન થાશે નળતણું.
પુણ્યશ્લોક બાહેર કહાડશે, તે તુંને શાતા પમાડશે;
તે દિવસનો વન દાઝું છૌ અહીં, સાત સહસ્ર વરસ ગયા વહી
તે તમો આજ દુખ ટાળિયુ, પુણ્યશ્લોકપણુ પાળીયુ;
મારી દેહને અતિ સુખ થયું, ઋષિ વચનનુ ફળ લહ્યું.

એવું કહીને સર્પ જ ધસ્યો, કરકોટક નળને કરડે ડસ્યો;
લાગી વિષજ્વાળ દાધો ભૂપ, કાળી કાયા થયુ કુબડુ રૂપ
કાજળપેં શ્યામતા વિશેષ, વાકુ મુખ પંચવર્ણા કેશ,
છતે દાતે ડાચા ગયા મળી, નીસરી ખુધ કડી એવડ વળી
નળ કહે ધન્ય કદ્રુકુમાર, ઘણો રૂડો કર્યો ઉપકાર,
તુને મેં આપ્યુ પ્રાણદાન, તેં દુને કીધો સાહી સમાન
નાગ કહે રે રખે દુખ ધરો, જોતા એ ઉપકાર છે ખરો:
ગુપ્ત રહેવુ સંવત્સર ત્રણ, કો નવ ઓળખે એવુ વર્ણુ
ત્રણ વસ્ત્ર આપુ છઉં ભૂપ, પરિધાને થાશે મૂળગુ રૂપ;
તે જોયા પહેરી પરીક્ષા કરી, તત્ક્ષણુ કાતિ ભૂપની ફરી.
હરખ્યો નળ થયુ દિવ્ય કામ, નાગે બાહુક ધરિયુ નામ,
ભૂપાળ વ્યાળ થયા વિદાય, ગયો અયોધ્યા નૈપધરાય
દેખી માણસ નાહાસે આરાપરા, ધાયે બાહુક પૂઠે છોકરા,
જે જે મારગ મહિપતિ પગે, ત્યા માણસ જોવાને મળે
હસે લોક રૂપે લીહ વાળી, પૂઠે છોકરા પાડે તાળી,
રાજસભામા રાજા ગયો, પ્રતિહાર સાથ ખસીને રહ્યો.
હસી સભા હસ્યો ઋતુપર્ણુ, વિધિએ આ કયા નિર્મ્યું વર્ણુ,
હારે કાજળ ને જાંબુફળ, જાણે રૂપે બીજો નળ
કહો કોણ છો સ્વરૂપના ધામ, કેમ આવવુ પડ્યુ શુ કામ,
નળ કહે મારૂ બાહુક નામ, આવ્યો ઉદર ભરવા કામ.
અશ્વમત્ર જાણુ રાજન, એક દિવસે ખેડુ શત જોજન,
કહે ઋતુપર્ણુ મોટુ કારણુ, આ રૂપ ને વિદ્યા અસાધારણ.
નળ ઇંદ્ર વિના કો જાણે નહીં, મંત્રપ્રાપ્તિ તુને કયાથી થઈ,
મંત્રપાઠ કરતા નળરાય, હુ નળનો સેવક શીખ્યો વિદ્યાય
કો સમે પકાશી ભણતા તેહ, ત્યાથી વિદ્યા હું પામ્યો એહ
નૈપધનાથ તે વનમા ગયો, તે દુખે હુ આવો થયો
આવ્યો છઉં રહેવા તમ કને, અનવસ્ત્ર આપજો મને,
નહીં કરૂ હુ નીચુ કામ, નહીં ધરાવુ સેવક નામ.
રાયજી તમને નહીં નમુ, સ્વયપાક કરીને જમુ,
રાજા કહે રહો જેમ તેમ, વિદ્યાવાન જવા દેઉ કેમ.
હયદાસપતિનો અધિકાર, સેવક માત્ર કરે નમસ્કાર,
જદ્યપિ માન પામે ઘણુ, પણ કહેવાયે દાસત્વપણુ.

અશ્વપતિ મહારાજા થયો, હયશાળામાં વાસો રહ્યો;
છે વિજોગની વેદના ઘણી, નિત્યે સુણે શ્લોક એક ભણી.

आतपे धृतिमता सह वध्वा यामिनी विरहिणा विहगेन ।
सेहिरे न किरणा हिमरश्मेर्दुःखिते मनसि सर्वमसह्यम् ॥

છંદ.

જે ચક્રવાક દિવસે વહુ સાથ રાખે, તે ભંગ રંગ રમતાં રવિતાપ સાંખે;
રાતે વિજોગથકિ ચંદ્રપ્રકાશ ખૂંચે, જો દુઃખ હોય દિલમાં કશુએ ન રૂચે.

કડવું.

એવું કહિને કરે શયન, વિસ્મય થાય પાડોશી જન;
બાળ બીહામણો આવી વસ્યો, કહર્ધને વિજોગ તે કશો.
તે સ્ત્રીએ સુકૃત શું કર્યું, જેણે આ સ્વરૂપને વર્યું:
વારૂ થયું જે વીપત પડી, આ ભુતથી છૂટી બાપડી.

9. Damayanti abandoned.

કડવું.

સ્વપ્નું આવ્યું નારને, મુકી જાય છે નાથ;
જાગી ઊઠી અચાનકે, અહેવા પ્રભુનો હાથ.
વૈદર્ભી થઈ ગાભરી, વળી જુએ ચોપાસ;
અમ અબળાના હૃદે કારમા, બીહું તસારે હાશ.
જોયું વન ફરી ફરી, સમ દેઈ કીધા સાદ;
પછી રૂએ બહુવિધ કરી, પામી અતિ વિષાદ.
આમો અબળા માણસ બીજે નવ કીજે હાસ, હો નળરાય;
કેમ ધારજ ધરૂં હું નારી, તમારી દાસ, હો નળરાય.
રાત્ર અંધારી તો આદરી, વને કોણ થાશે, હો નળરાય.
તમ ચર્ણેકેરી આણ, પ્રાણ મુજ જાશે, હો નળરાય.
આંદાં તો બોલે સાવજ, નાગ વાઘ ને વરૂ, હો નળરાય.
બોલો બોલો વાહો છો કયમ, મગ હું તો મરૂં, હો નળરાય.
હાં હાંજી જાઓ છો હાટ, ગાઢ થયો ફાંસ, હો નળરાય.
અનોપ રેવા ન આવે દયા, દેખી આંખડીએ આંસુ, હો નળરાય.

તમારાં પગલાં નવ પેખું કંથ, પંથ કેમ લહું રે, હો નળરાય.
નિશા અંધારી ભયાનક, 'સ્થાનક કેમ રહું રે, હો નળરાય.
નૈષધ દેશની રાણી, તાણી અતીસેં રોય રે, હો નળરાય.
પ્રભુજી અંગ અવેવ મારા, તારા જોય રે, હો નળરાય.
ઘેલી સરખી ચાલે, વહાલે વછોડી રે, હો નળરાય.
માંડયું વલવલવું, જોવું રોવું મુકયું છોડી, હો નળરાય.
વલવલતી વૈદરભી વાટે, ઉચાટે ભરી, હો નળરાય.
કારણ સ્વામી શુંય, હુંય પરહરી, હો નળરાય.
વહાલા નવ દીજે છેય, નેહ વિચારો, હો નળરાય.
કર્મે વાળ્યો આડો આંક, વાંક શો મારો, હો નળરાય.

વલણ

શો અપરાધ મારો સ્વામી, દારુણ વનમા મૂકી ગયા રે;
અલ્પ ભ્રાતે હું તજી, અંતર ન ઉપજી દયા રે,

કડવું.

વૈદરભી વનમા વલવલે. અંધારી રાત;
ભામિની ભય પામે ઘણું, એકલડી રે જાત. વૈદરભી
રસનાયે નામ જ નળતણું, મુખ જપતી રે જાય;
શુદ્ધ નથી શરીરની, ભાજે કંટક પાય. વૈદરભી
રોઈ રોઈ રાતી આખડી, ભરે આસુ નીર;
નયણે ધારાં બબ્બે ઝરે, વહે અંગ રુધીર. વૈદરભી
હીંડતા તે આખડે, પગમા વાગે ઠેસ;
ચાલતી ઉભી રહે, ભરાયે કાટે કેશ. વૈદરભી
અંગે ઉઝરડા પડયા ઘણા, વહે શોણિતધાર;
હો નળ હો નળ બોલતી, બીજો નહીં વિચાર. વૈદરભી
ઊંડા કોટર ઉતરે, ચઢે ગિરિ કરાડ;
અશુદ્ધે ઉઘડકે નહીં, પાડે વાઘ બરાડ. વૈદરભી
વાંકી વાટ ટીંબા ટેકરા, ભયાનક ખોલ;
રાફમાહે સાપ ફુંફવે, ઘણું ઘુઘવે ઘોહ. વૈદરભી.
શબ્દ પશુ પંખીતણા, ન પડે કાંઇ પ્રીછ;
વર વણીઅર બીહાવે અરણ્યમા, ધાયે વળગવા રીંછ. વૈદરભી.

ચકર રોઝ ચિકારડાં, ચીતરા દે ફાળ;
ફાલુ નાદ હોયે ઘણા, બહુ બોલે શીઆળ. વૈદરભી.
આંબા આંબલી પીપળા, લીમડા અરીઠા અપાર;
શીમળ સમળી સેગડા, ન સૂઝે પંથ વિચાર. વૈદરભી.
ખેર ખાખર ને કાચકી, કંટાળા થુવેર;
બાવળીયા બહુ બોરડી, સરગુવા સમેર. વૈદરભી.
આખડી પડતી સુંદરી, ચરણે વેલા વિંટાય;
છૂટા કેશ કામિનીતણા, ઝાંખરે ઝીંટાય. વૈદરભી.
વૃક્ષ અથડાએ અંગસું, મૂકે કાંટામાં પાય;
શુદ્ધ નથી રે શરીરની, ભજતી નળરાય. વૈદરભી.
દિવસ નિશા ઓળખે નહીં, એવું ધાડું અરણ્ય;
દમયંતી ભૂલી ભમી, ત્યાં દિવસ ત્રણ. વૈદરભી.
અન્ન ઉદક પામી નહીં, નહિં બેસવું શયન;
ત્રણ દિવસ એમ વહી ગયા, ભમતાં વન. વૈદરભી.

વલણ.

વન ભયાનક ભામિની ભમી, દિવસ ત્રણ ગયા વહી રે;
વાટ ઘાટ ને ગામ ઠામ કાંઇ, પ્રેમદા પામી નહીં રે.

કડવું

ભૂલી ભમે છે ભામિની, નૈષધનાથની નાર રે;
હો નળ હો નળ બોલતી, ભીમકરાજ કુમાર રે. ભૂલી.
ધોવાયું કાજળ આંસુએ, વેદનાએ વ્યાકુળ રે;
અર્ધ ઉઘાડી દેહડી, નાથે ફાડ્યું છે પટકૂળ રે. ભૂલી.
એવી દીઠો એક ચીતરો, ધાઈ દમયંતી ઉલટ રે;
પૂછે ભાળ નળ ભૂપાળની, છે તારા જેવી કટ રે. ભૂલી.
શાર્દૂલ દીઠો વાટમાં, વૈદરભી પૂછે ધરી વહાલ રે;
નૈષધનરેશ વાટે મળ્યા, છે તારા જેવી ચાલ રે. ભૂલી.
સાવજ થાયે ગાભરા, ભય પામી નાશી જાય રે;
રખે વનદેવી અમને ઝાલતી, પશુઆરિ કંપાય રે. ભૂલી.
પૂછે ઉંચા દ્રુમને, તારી ગગને ગઈ ડાળ રે;
તરવર જો મારી વતી, ક્યાં દીસે ભૂપાળ રે. ભૂલી.

પર ઉપકારી સદા તમો, વળી શીતળ તારી છાય રે,
નૈષધનાથ કયહું દીઠડા, જોઉં છૌં વનમાય રે. ભૂલી.
તરુ ઉત્તર આપે નહીં, તેમ તેમ રાણી રોય રે;
પુણ્યશ્લોકે જ્યારે પરહર્યા, શત્રુ થયા સર્વ કોય રે. ભૂલી.
અજગર પડ્યો છે વાટમા, વીકાશી મુખ ભાગ રે;
દમયતીએ જાણ્યુ નહીં, તેના મુખમા મૂક્યો પાગ રે. ભૂલી.
ચરણુ ગળ્યો જાનુ લગે, વિષ ચઢી ગયુ શરીર રે;
પડી બોમ સાદ નળને કરે, મુખે પાડે રીર રે. ભૂલી.
અજગર આનંદ પામીઓ, ભલું જડ્યુ ભક્ષ રે,
વૈદર્ભી ઘણુ વલવલે, ઉંચા ચઢી ગયા ચક્ષ રે. ભૂલી.
કંઠે બંધાઇ કાચકી, મુખે પડીઓ શોષ રે,
મરણુ સમે મૂકે નહી, વદે રસના પુણ્યશ્લોક રે. ભૂલી.
રોતી રાણી સાભળી, પારધી આવ્યો ધાઇ રે,
પગ દીઠો અજગર મૂખમા, તેણે સ્વામાને સાહી રે. ભૂલી.
પારધીએ અજગર મારીઓ, કોહોવાડાને ઘાય રે,
જત્ન કરીને મુકાવીઓ, નળપનીનો પાય રે ભૂલી.
વૈદર્ભીને વિષ ચઢ્યુ નહીં, છે વાસવનું વરદાન રે;
કરતળ વાસ સુધાતણો, દેહી રહી પરમ નિધાન રે ભૂલી.

## 10. Bahuka comes up

### કડવુ

દુખે દિવસ નાખે દમયંતી, એક વરસ ગયું વહી રે,
ત્રણ સંવત્સરની અવધ વીતી, નાથ આવ્યો નહી રે
સુદેવની તેડી સ્તુતિ કીધી, આસુ નયણે ઢાળી રે,
નૈષધનાથને કોણુ મેળવે, હો ગુરુજી તમ ટાળી રે
જન્મના તમો છો હેતસ્વી, કારજ મનથી કરવુ રે,
ન ધરે કલ્યાની વાટ જોવી, શોધના નિસરવુ રે
ધીરજ આપી નૈષધનારને, વેશ નાનાવિધ ધરતો રે,
દમયતીએ શીખવ્યો હીંડે, ટેહેલ સઘળે કરતો રે.
રથે બેઠો ફરે મુનિવર, સેવક સેવા કરે રે,
જ્યા ગામ આવે ત્યા કળા પાડી, વેશ ટેહેલીઆનો ધરે રે.

દોઢ માસ ગયો અટણ કરતાં, આવ્યો અયોધ્યા માંય રે;
સભા માંહે ટેહેલ નાખી, જ્યાં બેઠો ઋતુપર્ણ રાય રે.
અલભ્ય વસ્તુની પ્રાપ્તિ થય, પરિત્યાજ તેનો કીધો રે;
ધર્મધુરંધર ધિક્ક તુજને, ફરી તપાસ ન લીધો રે.
રંકે રત્નનું જ્તન ન થાયે, જાત નીવડી નેટ રે;
વિલપે છે વસ્તુ વોહોરતીઆ વિના, કાં ભરે પરઘેર પેટ રે.
કુળ લજાવ્યું કરમી માણસે, કીર્તિ કીધી ઝાંખી રે;
જ્ઞાની પુરુષ વિચારી જો જો, ટેહેલ સુદેવે નાખી રે.
સભા સહુ વિસ્મય થઈ કાંઇ, ટેહેલ છે મરમાળી રે;
ગેહેલીયો ટેહેલીયો કરીને કહાડયો, કોઈઉત્તર નાપે વાળી રે.
સુદેવ ગયો હયશાળા મધ્યે, ટેહેલ નાખી તેણે હાર રે;
મહીલાનાં કહાવ્યા વચન સુણીને, બાહુક નિસર્યો બહાર રે.
કદ્રુપ કાયા કામળ ઓઢી, કરમાંહે ખરેરો રે;
પ્રગટ ખારે ખંખારીને બોલ્યો, તીખો ને તરેરો રે.
કારમો સરખો કપોળ ચહડાવે, ટુંકડાં કર નચાવે રે;
નાસિકાએ સડકા તાણે ને, નયણાં મચમચાવે રે.
ભારે વચન કહ્યાં તેં બ્રાહ્મણ, નિસર્યો મેહેણાં દેવા રે;
વસ્તુને વિપત તો વોહોરતીઓ, કરતો હશે પરઘેર સેવા રે.
વોહોર્યું તે કાઇ રત્ન જાણીને, કાચ થઈ નીવડીયું રે;
તત્વ રહિત માટે તજ્યું છે, નથી છુટી પડીયું રે.
તેહ મિત્રને તજીએ જેનું, મળતું મન વિના હાર્યું રે;
તે સ્ત્રીને પરહરિએ જેનું, પિયુ કરતાં પેટ વહાલું રે.
વાંક નહીં હોયે વોહોરતીઆનો, રહ્યો હોશે નિજધર્મે રે;
વસ્તુ વિપત પામતી હશે તે, પોતે પોતાને કર્મે રે.
ગૂઢ વચન કહી ઘોડારમાં, બાહુક જઇને બેઠો રે;
સુદેવ તો સાસામા પડયો, પ્રાણુ વિચારમાં પેઠો રે.
એ બોલી તો નૈષધનાથની, હારદ અનાહૂત રે;
નળ ભૂપ એને કેમ કરી માનું, રૂપે બીજો ભૂત રે.
જહરભરણ કો રીપનું જાણું, ફરી ન જાય બોલાવ્યો રે;
પાડોશીને પૂછી કહાડયું, ત્રણ વરસ થયાં આવ્યો રે.
રાજાએ પ્રીત કરીને રાખ્યો, અસ્વવિદ્યા કોઇ જાણે રે;
પવિત્ર નૈવેદને પાળે, વિજોગનું દુઃખ આણે રે.

એવું સાંભળી સુદેવ ચાલ્યો, આવ્યો વિદર્ભ દેશ રે.
વૈદર્ભી તવ આનંદ પામી, વિપ્ર પુજ્યો વિશેષ રે.
સ્વામાએ સમાચાર પૂછ્યો, કહીં સ્વામીની ભાળ રે;
સુદેવ કહે નિસાસો મૂકી, જડયો નહીં ભૂપાળ રે.
દેશ વિદેશ ગામ ઉપગામ, અવની ખોળી બાધી રે;
અટણ કરતાં અયોધ્યામાં, શોધ કાંઈ એક લાધી રે.
સભા નવ ભમજી ઋતુપર્ણની, રહ્યા મસ્તક ડોલી રે;
બાળખીલામણો ઘોડાર માંહેથી, બાહુક ઉઠયો બોલી રે.
સ્વરૂપ જોઈ હું છળ્યો છઉં, સ્વમામા બીહાવે રે;
નાઠો આવ્યો ફરી ફરી જોતો, રખે પૂઠેથી આવે રે.
ભૂત પિશાચ કે જમકિંકર, પ્રેત અથવા રાહુ રે;
અયોધ્યામાં રોતાં રાખવા, બાળકને તે હાઉ રે.
તેણે ટહેલનો ઉત્તર આપ્યો, કાઇ સ્વાદ ઇન્દ્રિનો વાક રે;
કહે વસ્ત્ર ખોટી થઇ નીવડી, શું કરે વોહરતીઓ રંક રે.
પિયુજનથી પેટ જ વહાલું, તેનો સંગ તે માઠો રે;
બેહુને દુઃખ સરખા હોશે, કહી ઘોડારમા નાઠો રે.
એ બોલી તો બાહુકીઆની, જુઓ વિચારી બાઇ રે;
મર્મ વચન સુણી મહિલાનું, હદે આવ્યું ભરાઇ રે.

વલણ.

ભરાયુ હદે રાણીતણું, ને આસુ મૂકયા રેડી રે;
બાહુક નોહે એ નૈષધપતિ, સુદેવ લાવો તેડી રે.

કડવું.

આંસુ ભરીને કામિની કરે, વાણીનો વિચાર, ગુરુજી.
એ નોહે બાહુકના બોલડા, હોયે વીરસેન કુમાર, ગુરુજી.
એ જીવન પ્રાણાધાર, ગુરુજી, જાઓ મા લગાડો વાર, ગુરુજી.
ભ્રાંત પડે છે રૂપની, તે પ્રગટયા મારા પાપ, ગુરુજી.
રૂપ ખોયું કહીં રાયજી, એ કોણે દીધો હશે શાપ, ગુરુજી.
મારા જાએ તનના તાપ, ગુરુજી, તમવડે થાય મેળાપ, ગુરુજી.
અશ્વરક્ષકનો નોહે આશરો રે, જાણે અંતરની વાત, ગુરુજી.
બોલે બોલ જ મારીઓ રે, નોહે ઘોડારીઆની ઘાટ, ગુરુજી.
હું જાણું બોલ્યાની જાત, ગુરુજી, હોય પુષ્કરજીનો ભ્રાત, ગુરુજી.

પુનરપિ  જાઓ તેડવારે, જીવન વસે છે જાંહે, ગુરુજી.
પરીક્ષા એ પુણ્યશ્લોકની, એક દિવસે આવે આંહે, ગુરુજી.
જાઓ અયોધ્યામાંહે ગુરુજી, હવે બેસી રહ્યા તે કાંહે, ગુરુજી.
જઇ કહો ઋતુપર્ણ રાયને, તજી વૈદર્ભી નળ મહરાજ, ગુરુજી.
સ્વયંવર ફરી માંડિયો રે, છે લગ્નનો દહાડો આજ, ગુરુજી.
એ વાતે નથી લાજ, ગુરુજી, જેમ તેમ કરવું કાજ, ગુરુજી.
કપટે લખી કંકોતરી રે, ઋતુપર્ણને નિમંત્રણ, ગુરુજી.
સુદેવ તેડી લાવજો, જોઇએ બાહુકીઆનાં આચરણ, ગુરુજી.
એનું કેવું છે અંતઃકર્ણ, ગુરુજી, એનાં જોઇએ વપુને વર્ણ, ગુરુજી.

## 11. Kali.

### કડવું.

સ્વામી બે ગુણ મોટા મુજમાં, અવગુણના છેદન;
નળ કહે ગુણ અવગુણ તું, બેઉનું કર વર્ણન.
સ્વામી પ્રથમ અવગુણ વરણવું, મારૂં જે આચરણ;
જ્યા હું ગયો ત્યા ધર્મ નહીં, ને ભ્રષ્ટ ચારે વર્ણ.
દંભી લોભી ને લપુતા, બ્રાહ્મણને કરૂં ભ્રષ્ટ;
અલ્પ આયુષ ને અલ્પ વિદ્યા, અલ્પ મેઘની વૃષ્ટ.
અનાચાર- ને અપરાધ બહુ, અનંત આભડછેટ;
સિદ્ધ હોય સંન્યાસી શાળિયો, ભ્રષ્ટ કરૂં હું નેટ.
મર્યાદા લાજને મુકાવું, ઉન્માર્ગે મંડાવું;
જપ તપ તીરથ ને જાત્રા, દાન દયા છંડાવું,
ધ્વંસ કરૂં હું ધ્યાનમાં, તાપસને ડોલાવું;
અભક્ષાભક્ષ અસ્પર્શાસ્પર્શ, અસત્ય વાક્ય બોલાવું.
સ્વજન વૈર ને પરશું મૈત્રી, હોય નીચ સંગતિ;
વૈષ્ણવના દ્રેહી વિષય સ્થાપું, એવી મારી મતિ.
માત પિતાને પુત્ર ઉવેખે, દેખે સ્યામામાં સાર;
ક્રીડા કામે આડે જામે, સ્ત્રીમાં તદાકાર.
વિખવાદ કરતા જન્મ જાય, ગાય ગોરીના ગુણગ્રામ;
લંપટ નિર્લજ થઈ અતિ, જપે નારીનું નામ.

હેલામાં બ્રહ્મચર્ય મૂકાવું, જતિ પડે મોદ્દમાજ;
પાખંડી લાડ સુખે જીવે, એવું મારૂં રાજ.
હું વ્યાપું ત્યાં હરિહર નહી, નહિ દેવ દેવસ્થળ;
જ્ઞાન ગોષ્ટિ કથા નહીં, એવું મારૂં બળ.
સ્વામીદ્રોહી ને મિત્રદ્રોહી, ગુરુદ્રોહી નર ઘણા;
વચનદ્રોહી ને બ્રહ્મદ્રોહી, એ સઉ ગુણ આપણા.
પ્રજા ખોટી રાજા લોભી, નિરંકુશ લંપટ નાર;
વ્યભિચારિણી દ્રોહકારિણી, ભમતી હીંડે બહાર.
ભરથાર પહેલી કરે ભોજન, સૂએ સ્વામી પહેલી;
થાકે નહીં તે વાત કરતાં, વઢકણી મન મેલી.
ક્રોધમુખા ને ચોરટી, લોભિણી ને લઢતીઃ
સાચી વાત મળે નહીં, ને આઠે પહોર બડબડતી.
થોડા બોલી સાધુમુખી તે, સુતો સ્વામીને વેચે;
પૂછ્યો ઉત્તર આપે નહીં, ને બોલે પેચે પેચે
અભડાવે રસોઈ અન્ન ચાખે, જણાય પરમ પવિત્ર;
કળિ કહે છે મારે પ્રતાપે, એવા સ્ત્રીના ચરિત્ર
પંડિત દુખિયા ને મૂર્ખ સુખિયા, ભોગી રોગે ભરિયા;
અસાધુ સુખે અન્ન પામે,-સાધુ ઘડિએ નહિં ઠરિયા.
દાતાર જ્યા ત્યા ધન નહીં, દાતાર નહીં ત્યા ધન;
ખાનાર જ્યા ત્યા અન્ન નહીં, ખાનાર નહીં ત્યા અન્ન.
રૂપ હોય ત્યા ગુણ નહીં, ને ગુણ ત્યા નહીં રૂપ;
શા શા અવગુણ વરણવું, છે પ્રતાપ મારો અનૂપ.
શિષ્યની સેવા ગુરુ કરે, સાધુ અસાધુનું આચરણ;
સ્ત્રીની સેવા કરે સ્વામી, શૂદ્રને સેવે બ્રાહ્મણ.
છળ કપટ અધિક અધિકારી, અઘટિત કરે અન્યાય;
અન્ન વિક્રય હય વિક્રય, કરે વિક્રય ગાય.
પરપત્નીસંગ ને પરનિંદા, ઇર્ષ્યા અપલક્ષણ;
ઉપવીત અન્ન સીમંત અન્ન, ક્રિયા અન્ન ભક્ષણ.
કન્યા વિક્રય ભૂમિ વિક્રય, કરે અકરાનું કામ;
શય્યા લે ને ગોદાન લે, ને બોળે બાપનું નામ.
વાટ પડાવે વિશ્વાસઘાતી, માહોમાહે વૈર સાધે;
પંચ દેવનું પૂજન તજીને, અસુરને આરાધે.

સુકાં વૃક્ષને સ્પર્શ કર્યો તે, તે થયું નવપલ્લવ;
દાસી તવ આનંદ પામી, હોય વૈદરભીનો વલ્લભ,
કહે સહીયારી હો આચાર્ગી, મન ન આણશો ધોકો;
દ્રુમ તળે સ્થળ પવિત્ર કીધું, અમો દીવો છે ચોકો.
નહાવાનું તાંહાં વસ્ત્ર પહેરે, પાગડી પછેડી વરજે;
જંઘાયે ગુંછળાં કેશતણાં ને, શરીર ભર્યું છે ખરજે.
નિચુંઉંચું ભાળે તન ખંજ્વાળે, દાસીયે અવલોકન કીધો;
રટિ પાયે હીંડે બડબડતો, હાલો કુંભ જઇ લીધો.
વરણમંત્ર ભણ્યો નળરાયે, તત્ક્ષણ કુંભ ભરાયો;
વીસ ઘડા રેડ્યા શીર ઉપર, ઉભો રહીને નાહાયો.
દાસી અતિ આનંદ પામી, કૌતુક દીઠું વળતું;
ચુલ્લા મધ્યે કાષ્ઠ મુક્યાં, અગ્નિવિણ થયું બળતું
ઉભરાતું અન્ન કરે હલાવે, કડછીનું નહીં કામ;
દાસી ગઇ દમયંતી પાસે, બોલી કરી પ્રણામ.
વાઉ વૃક્ષ ને જળ અનળ, એ ચાર પરીક્ષા મળી;
અન્ન લાવો અભડાવી એહેનું, વૈદરભી કહે જાઓ વળી.
રમતી રમતી નેહે નમતી, નિરખતી નિજ ગાત્ર;
એકે બાહુક વાતે વળગાડ્યો, એક લેઇ નાઠી અન્નપાત્ર.
અરે પાપિણી કહી બાહુક ઉઠ્યો, દાસીયે મૂકી દોટ;
માધવી કહે ફરી કરો રસોઇ, હું દેઇ આપું અબોટ.
ફરી પાક નીપાવ્યો નળરાય, બેઠો કરવા ભોજન;
પછે દમયંતીએ જોયું ચાખી, અણાવ્યું જે અન્ન.
સ્વાદ ઓળખ્યો એ નળ નિશ્ચે, પાક પરમ રસાળ;
કિંકરી ફરીને મોકલી ત્યારે, સાથે બંને બાળ.

વલણ.

સાથે બંને બાળ ને, નળ કને આવી કિંકરી;
બાહુકે દીઠા બાળુઆ તાહારે, આંખડી જળે ભરી રે.

કડવું.

બાહુકે દીઠાં બાળુઆ, ઉલટ્યું અંતઃકર્ણ;
રામજી માહારાં બાળકાંને, દેખીને આવે મર્ણ બાહુકે.

કળજુગે કલ્પાંત જ કીધું, બાળક વરત્યાં મોસાળ;
કેણુ કુલ મેં આચર્યો, તછ અબળા અંતરિયાળ. બાહુકે.
સંજોગ સાગર ઉલટચો, નયણાં શ્રાવણ સમાન;
આલિંગન દેવા કારણે, સુતને કીધી સાન. બાહુકે.
મળવાને તેડચાં બીકડા, કર લાંબા કીધા ધીશ;
છળ્યાં બીનાં બાળકાં, તે પાડે ચીસે ચીસ. બાહુકે.
દાસીએ ચાંપ્યા હૃદે સાથે, કીધો બાહુકનો તિરસ્કાર;
રહેવા દે તારૂં રમાડવું ભાઈ, રુએ છે રાજકુમાર. બાહુકે.
બાહુક કહે બાળકને મુને, સાઇ દેવાનો સ્નેહ;
નારે ભાઈડા ભેટતાં થાયે, કાળી કુંવરની દેહ. બાહુકે.
છે છત્રપતિનાં છોકરાં, તુંને મળવાનું કેમ મન;
શે દુઃખે થાય છે ગળગળો, રોતા ફૂટશે લોચન. બાહુકે.
બાહુક વળતો બોલિયો મારે, એવા બાળકની જોડ;
આ દેખીને તે સાભર્યાં, થયું રમાડવાનુ કોડ. બાહુકે.
દાસીએ કહ્યુ દમયંતીને, બોલ્યો બાહુક જે વાત;
બાઈ આશ્ચર્ય દીઠુ અતિઘણુ, કાળો કરે અશ્રુપાત. બાહુકે.
દમયતીએ પૂછયુ ભીમકને, નળની પડે છે ભ્રાત;
આજ્ઞા હોય તો બાહુકને, પૂછું તેડી એકાંત. બાહુકે.
ભીમક કહે સતી સુતા, તુને શુ દેઉં શિક્ષા,
સુખે બોલાવો બાહુકિયાને, કરો નળની પરીક્ષા. બાહુકે.
વૈદરભી આવ્યા અંતઃપુરમા, જ્યા પોતાની મેડી;
આજ્ઞા આપી દાસીને, લાવો બાહુકને તેડી. બાહુકે.
શીઘ્ર આવી સાહેલડી, અંતરમાહી ઉલ્લાસ;
ઉઠો બાહુકજી ઉતાવળા, ચાલો દમયંતીની પાસ. બાહુકે.
રાયજી વળતો બોલ્યો, હું છુ દીન કંગાલ;
વરુવા સાથે વૈદર્ભાને, વાત કર્યાનું શું વહાલ. બાહુકે.
સોમવદની સુંદરી, સારંગનયના સુજાણ;
વાત કરતાં બ્રહ્મચર્ય ભાગે, વાગે મોહના બાણ. બાહુકે.
પરઘરમાહે અમો નવ પેસું, સ્ત્રીના ચંચળ મન;
સાધુ પુરુષને સદ્ય પાડે, આવીને દે આલિંગન. બાહુકે.
દાસીને તવ હાસ્ય આવ્યુ, દૈવના કૌતુક જોય;
વિશ્વમોહિની દમયંતી, આ લિયાને કયમ નહિ મોહોય. બાહુકે.

બોર ન ખાય કો કરતણાં, વિપરીત વપુનું વાન;
એવા ઉપર વળી કર્મ લડચા, વળી રૂપનું અભિમાન. બાહુકે.
બલાત્કારે તેડચો બાહુક, દાસી થઇ આદેધર;
નીચી નાડે નળ ચાલીગો, જયા ગહિણીનું ઘર. બાહુકે.
જાતા કહે છે કિંકરીને, બ્રહ્મચર્યને છે ઘાત;
વૈદરભી વિકારે ભરી, મને વશ કરવાની વાત. બાહુકે.
માધવી કહે બોલ વિચારી, કોણ ભાંગે છે ધર્મ;
વૈદરભી તને ક્યમ નહિ વરે, કરે અગ્નિ કર્મ. બાહુકે.
નથી આગાગે ગયા તણો, કહિ ભીડાવ્યાં કપાટ;
દાસીએ દેખાડી આખડી, ત્યારે ચાલ્યો પાધરી વાટ. બાહુકે.
બાહુકને બારણે બેસાડચો, ટાળિ રૂપાનો બાજઠ;
દમયંતી ઉમરાપર બેઠી, આડું ધરિ અંતરપટ. બાહુકે
બાહુક ખુંખારે આળસ મોડે, સાડચા વિષયના ચિહ્ન;
ચિત્ત મળ્યું લા ચક કશો રે, જો નથી ભિન્નાભિન્ન. બાહુકે.

વલણ.

જો નથી ભિન્નાભિન્ન તો, મધ્યે અંતરપટ કશું;
નહિ બોલો જો મન મૂકી, તો અમો ઉઠીને જશું.

13. The reunion.

કડવું.

દહે દેહ વિજોગની પ્રેદનજ્વાળા,' મારે મર્મના બાણ પૂછે પ્રશ્ન બાળા;
તારી શુદ્ધ બાહુક બળવન દીસે, કાઇ જાણવા ભેદ મમ મન હીસે.
દિસે શારદા વાસ તમ શુભ અગ્રે, ભલું કીધુ પધાર્યા ભીમક નગ્રે;
વિનય 'યુક્ત દિસો સર્વ સિદ્ધિવાન, ભૂત ભવિષ્ય જાણો તમો વર્તમાન.
એક શોભિતા પુરૂપ તે મૂર્ખ મોટા, જેવા મીપમા મોતીના દાણા ખોટા;
એક રૂપહીણા પુરૂપ બહુ ગુણ ભરિયા, જેમ ગાચા હીરા રજજુગ્ન કરીયા.
બાહુક બાપના સમ જો વૃથા ભાખું, તમ ઉપર વિશ્વ ઓવારી નાખું.
ઇન્દ્રવારણીના ફળ કરમા સાધે, પણ ભક્ષ કગ્ના તેના પ્રાણ જાયે.
એક રૂપવંત નારી કો નર નીરખ્યો, તેજવંત ગામે કોટિ કંદર્પ સરખો;
ધરે ઉંગ્ર સર્વત્ર જેની આણ વગ્ને, કરે નવનવા ભોગ જન નિત્ય પ્રત્યે.

એવા પુરુષને મોહી કોઇ નાર પહેલી, તપ તેજ સરખી છવે ગર્વ ઘેલી;
વર અમર મુનિવરતણી આશ ત્રોડી, ષંખીરાજનાં વચનપર પ્રીત જોડી.
તજ્યાં માત ને તાત પિયર પડોશી, નવ જાણ્યું જે નાયજી છે રહોષી;
સોંપ્યાં તન મન પ્રાણ નિર્દોષ જાણી, સુણો બાહુકજી કહું કર્મ કહાણી.
જેમ પારધિ કપટના કણ ચણાવી, પાડે પંખીને ફંદમાં સ્નેહ જણાવી;
વેધે મૃગને જેમ ઘંટા વજાડી, તેમ પ્રેમદા પ્રેમને પાશ પાડી.
બહુ રંગ વિલાસનાં સુખ દેખાડી, ગયા હાડ અંતે તે વિપત્ત પાડી;
જ્યાં કંદ ને મૂળ નહીં ફળ પાણી, તેવે ઠામ મુકી કરી અનાથ રાણી.
ન કોયે કરે એવું કર્મ કીધું, અપરાધ પાખે ઘણું દુઃખ દીધું;
શત ખંડ કીધી તે વિજોગ શસ્ત્રે, ફરી વનમાં તારુણી અર્ધ વસ્ત્રે.
ત્રણ દિવસ ત્રણ રયણી વનમાંહે ભટકી, નિર્દય નાથને વાત શી મન અટકી;
ગ્રહી અજગરે સુંદરી શિથિલ કીધી, મળ્યો પારધિ ઈશ્વરે રાખી લીધી.
કહી ડાકિણી શાકિણી ને સિહારી, પાશ પહાણ પાટુ બહુ માર મારી;
પરાધીન થઇને નીચું કામ કરિયું, ધરી દાસી નામે દુર્બળ ભરિયું.
ચહડી ચોરી માથે મોતી માળકેરી, કરતાં પ્રીત વહાલાં થયાં સર્વ વેરી;
ત્રણ વર્ષ નાખ્યાં શ્વેત વસ્ત્ર પહેરી, નહીં કુંકુ કાજળ નહીં નાહું નેહેરી.
હવિષ્યાન્ન પરાધીન અન્ન પામી, તોય તેણીએ ન તજ્યો નિજ સ્વામી;
તપ નિયમ રાખી નિજ દેહ બાળ્યો, ગૃહસ્થરાજની નારે સંન્યાસ પાળ્યો.
કહો બાહુક રાય એ ધર્મ કેવો, ઘટે નાથને એવો છેહ દેવો;
સર્વ પાપમાં શ્રેષ્ઠ વિશ્વાસઘાત, તેને પૂછશે કહો કાંઇ વૈકુંઠનાથ.
બાહુક એહ પ્રશ્નનો ઉત્તર દીજે, એવા કપટી પુરુષને શુંય કીજે;
સુણી નર્મવાણી નળનાથ રીઝ્યો, જોવા પ્રિત વિશેષ મહારાજ ખીજ્યો.
સુણો પ્રશ્નના ઉત્તર ભીમક બાળા, તે પુરુષને પ્રભવી પ્રેમજ્વાળા;
પરી સુંદરી પ્રેમદા સાધુ જાણી, મોહ્યો નાથ તેને કીધી પટ્ટરાણી.
બીજી નારીના સામું સ્વપ્ને ન જોયું, ગુણહીણ સ્ત્રી સાથ આયુષ્ય ખોયું;
સગાં મિત્રની પ્રીત તે નાથે ફેડી, ગયો પુરુષ તીર્થે નારી સાથ તેડી.
વને સાત અપવાસ ભમતારે કીધા, મચ્છ રાખવા નારને ત્રણ દીધા;
કીધો શ્રમ બીજા મચ્છ નવ લાધા, પેલી પાપિણી નારે તે મચ્છ ખાધાં.
કહો ભીમકબાળા થઇ વાત એવી, પૂછે બાહુક પ્રશ્ન તે નાર કેવી;
જોતા છે અપરાધ એ નોહે નહાનો, તેને મૂકતા નાથનો વાક શાનો.
ગ્રહી અજગરે સુંદરી આસુ ઢાળે, તેમ કંથ ડસ્યો હશે સર્પ કાળે;
થયું શાકિનિ નામ અપવાદ એવો, કહ્યો હશે ભરતારને ભૂત જેવો.

જેમ સ્ત્રીએ કીધી પરઘેર વેઠ, તેમ તેણે ભર્યું હશે પરઘેર પેટ;
કોણ કોના દુઃખને કહીને રોશે, બુદ્ધિવાન પ્રાણી કર્મ સામું જોશે.
ધોળો સાળુ પહેરી સ્ત્રીએ પિંડ પીડ્યો, કાળું કામળું ઓઢીને કંથ હીડ્યો;
એ પ્રશ્ન-ઉત્તર કહ્યા મેં વિચારી, વળી પૂછવું હોય તો પૂછ નારી.
કહી મર્મની વાત નિજ નાથ જાણ્યો, ભાંગ્યો ભેદ મનમાંહે ઉત્સાહ આણ્યો;
એવી ગુહ્ય વાણી બીજો કોણ ભાખે, એવું કોણ બોલે નળ નાથ પાખે.
થયું ભેટવા મન મર્યાદ નાઠી, અંતરપટનું વસ્ત્ર ગયું રે ફાટી;
ગજગામિની ભામિની પ્રેમ માતી, આવી નાથ પાસે ગુણગ્રામ ગાતી.
કરી પ્રદક્ષિણા પછે પાય લાગી, બોલો નૈષધનાથ કહ્યું માન માગી;
અપરાધ પ્રાણીતણા કોટિ હોયે, પરિબ્રહ્મ તો કરુણા મીટ જોયે.
વન માહે મૂકી અપરાધ પાખી, છે મચ્છ આહારના વિષ્ણુ સાખી;
તમ ચરણ વિષે મમ મન રાખું, તમ પાખે હું પેટમાં ધૂળ નાખું.
અમો અબળા નારીમાં બુદ્ધિ થોડી, કરે વિનતિ પ્રેમદા પાણ જોડી;
નથી રૂપનું કામ રે ભૂપ મારા, થઇ કિંકરી અનુસરું ચરણ તારા.
સુણી વિનતિ નારની દીન વાણી, ઉઠ્યો બાહુક અંતર પ્રીત આણી;
કરકોટક નાગનો મંત્ર ભાખી, જીર્ણ કામળું દૂર દીધું રે નાખી.
ત્રણ નાગના વસ્ત્ર પરિધાન કીધા, હરખી સુંદરી કારજ સર્વ સિધ્યાં;
જ્વ મૂળગું રૂપ મહારાજ ધરિયું, શ્વસુર ધામનું તિમિર તે સઘ હરિયું.
જેમ તરવર પુરે વિટલાય વેલી, તેમ કંથને વળગી રહી હર્ષઘેલી.

XVI From હરિશ્ચન્દ્ર આખ્યાન.

1. The burning ground

કડવું.

મહાઘોર સ્મશાન છે તેહ, તેનું વર્ણન શું કહું રે;
કાંઇ કિંચિત્ ભાખું હુંય, જેવું પુરાણે ધર્યું રે.
ગર્જે થાય ભયાનક શબ્દ, સુણે અંગ કાંપતાં રે,
શબમાળા છે વ્યાપમાન, ચતુર જોઈ ચાંપતાં રે
નિશવાસર દુર્ગંધ વાયુ, વાગે જોગમાં રે;
ધુમ્રનોટે દિશાઓ બાગય, વહ્નિ ભેદ તોટે તોરમાં રે.
જ્યાં પિશાચ ભૂત વૈતાળ, ધણી વાગે ડાકિણી રે;
ધડ રાક્ષસ જ્યાં જખાય, કરે નૃત્ય શાકિણી રે.

જ્યા ગીધ શીયાળ ને શ્વાન, અરૂપરૂ આફળે રે,
શ્વાન અસ્થિ કરડતા દેખાય, લઢે વઢે મહાબળે રે
પડ્યા હાડતણા અબાર, કોહ્યા શબ જ્યા ઘણા રે
તેની દુર્ગંધે ન ત્યા ઉભાય, દુ ખની શી મણા રે
જ્યા મૃતકદેહને કાજ, રડે સગા સાગના રે,
તેનો કોલાહલ મોટો થાય, રડે ઘણા આગના રે
હા પુત્ર હા બંધવ નાદ, કહે હા વત્સ હા ભાઈ રે
કો સ્નેહી પોકારે સાધ, કહે વાહલી તુ કયા ગઈ રે
કો સ્વામીને પાડે રીડ, કો બેન બોલાવતી રે,
કો માતા કહી મારે હાક, કેહ કયારે જોઉં આવતી રે.
બાપ દાદા પરદાદા એમ, કહી કહીને રુએ રે,
અરે દીકરા ન બોલે કેમ, શે સામુ નવ જુએ રે
કેમ ઉઠો ન મારા બાપ, એમ કહી કહી રડે રે,
કોઇ શબની રહી છે ઉઘાડી આખ, જાણે ખાવા તડે રે
તેમા નહિ પલકારો કે તેજ, લાગે મહા ભયભરી રે,
કેટલાકે મીચી છે આખ, જુવા જોઇ મરૂ ડરી રે
બળે મડદા તેનુ વસા માસ, મેદ મળે ધૃમશુ રે,
દુર્ગંધીએ નવ રહેવાય, મતિ થાય ગૂમ શુ રે
એના શબે ભરાયુ સ્થાન, અર્ધ બળ્યા બહુ દીસે રે,
કાળા ઠીકરા જેવા પડયા કોઈ, જોઇ ગીધ અતિ હીસે રે
બળી મુખની ત્વચા જે વાર, ત્યારે કેવુ દીસતુ રે,
જાણે કોરી પાષાણુની ખોય, ન જોઇ મન હીસતું રે
લોભ પાપે કરી દેહ પુષ્ટ તેની વલે આ થશે રે,
એવો ઉપદેશ લે સુજાણુ, સ્મશાન જ્ઞાન તો જશે રે
કેટલાક બળે છે અગન, દિસે હસતા ઘણા રે
ચિતાગ્નિ કરે ચડચડ શબ્દ, નહિ કોઇ મા જણ્યા રે
બેઠા અસ્થિઢગપર કાક, કા કા સ્વર ઉચરે રે,
જયા સગા વાહલા આક્રંદ, બહુ બેઠા કરે રે
ત્યા વસે ઘણા ચાડાળ, કરે મોદ ભરી ભખના રે,
મૃતક જોઇ રીઝે મન માય, ધરી એક ઝંખના રે.
ગાય ભૂત ભૈરવ વૈતાલ, ગરબે રમી રમી રે,
થાય બેગો સર્વનો સાદ, દે દેહ દમી દમી રે

પડ્યા છાણુંના ઢગલા અપાર, રાખોડીના ઘણા રે;
તેમાં અસ્થિ દેખાય હારોહાર, ઘણું ગુણ કો તણા રે.
હવે સ્મશાનના અલંકાર, વર્ણવી દાખિયે રે;
તે ન માહ અરિ જોશો દષ્ટ, એવું અમે ભાખિયે રે.

2. The reunion of the family in the burning ground.

કડવું.

લઇ પુત્ર ઉત્સંગે રડે અપાર જી, દુઃખે સોસવાવલી નિરધાર જી;
મુદ્રા મ્લાનવતી છે ઉદાસ જી, રજે ભરાયા કેશ નિરાશ જી.
હા વત્સ, હા પુત્ર, કુમાર જી, શે બોલો વાહલા સુકુમાર જી;
અહો રાજન્ તમે ગયા ક્યાંહી જી, દુઃખ દુઃખ જોઉં જ્યાંહી ત્યાંહી જી.
આ પુત્ર પૃથ્વીપર નવ મૂકયો જી, રમતાં પૃથ્વીપર જેને ઢૂંક્યો જી;
તે સર્પદંશે પડ્યો પૃથ્વી ઉપર જી, તેને ક્યમ ન જુઓ તમે નૃપવર જી.
એવા વિધ વિધ કરે વિલાપ જી, ઝટ જાવાનો જેને સંતાપ જી;
એવે ધુરકી આવ્યો રાજાન જી, જ્યમ રડે મરણપોકે મોટા શ્વાન જી.
વાધી આશા નૃપચાંડાળને એવી જી, મળશે વસ્ત્ર વિલપે કોઈ દેવી જી;
ગયો ધસ્યો ધસ્યો તેની પાસે જી, દીઠી બેઠી નારી ત્યાં ઉદાસે જી.
સ્વસ્ત્રી કરે બેઠી વિલાપ જી, તેણે ઓળખી ન જાને આપ જી;
તેનું કારણ પણ છે એવું જી, કાંકે કષ્ટ ઘણું દેહે સેવ્યું જી.
ઘણા પ્રવાસે ઘણા શ્રમે જી, ગયો નવરંગ, ઓળખે ક્યમે જી;
તે રાજપુત્રીએ પણ તેને ત્યાંય જી, ન ઓળખ્યો જોયો જૂદો જ્યાંય જી.
જેના સુંદર કેશ કપોળ વિશાળ જી, કોમળ ગાત્રે હાર્યાં મૃગ મૃણાલ જી;
તે સર્વાંગે જટાથી ભરિયો જી, હવે શુષ્કદ્રુમશો દેહ કરિયો જી.
જેને ઓળખે નહિ પ્રભુ જાતે જી, પછી વામા ઓળખે કેઈ વાતે જી;
એવે નૃપે જોયો મુએલો બાળ જી, મહા મનોહર અંગ રસાળ જી.
નહિ યત્નાંતુએ વીંટયો જાણુ જી, ડસ્યો સર્પે વદે ઓ વાણ જી;
એવો સુત જોઈ પ્રગટ્યો ખેદ જી, નૃપ અંગે થયો પ્રસ્વેદ જી.
જોયું તેનું કેશ મંડિત મુખ જી, જોઈ ઊંચી ભ્રુકુટિ પામ્યો દુઃખ જી;
ગ્રીવા કંબુ સમાની રાજે જી, લાંબા શ્યામ કેશ અતિ વિરાજે જી.
ન બોલ્યા ન ચાલ્યા જાણુ જી, તદપિ કરે કેશનાં કોણ વખાણ જી;
બે કમળપત્ર સરખાં નેત્ર જી, બિંબાળ અધર શું મોહનું ક્ષેત્ર જી.

મુખ થઈ ગયું પોહળું મરણે જી, દૂધિયા દાત દીસે પડ્યો ઘેરણે જી;
નોખી ચાર દાઢ દિસે મહાસુંદર જી, દીસે ચાર વેંતનું અંગ મનહર જી.
ગોળ મટોળ મોંઘું મુખ જી, જોઈ દીર્ઘબાહુ જાયે દુઃખ જી;
છે ચાર રેખા ને મત્સ્યાકૃતિ જી, યવચિન્હવાળા કસી મહાગતી જી.
સામુદ્રિક લક્ષણવાળા શિરાઓ જી, તેણે યુક્ત પાદવાળા ક્યાં જાઓ જી;
તારી ત્વચા છે મહા મનોહારી જી, ત્રિવલ્લી નિરખી ત્રિવેણી સમારી જી.
એવા બાળને જોઈ મરેલો જી, હર્ષ્યો નૃપ અંગમા અતિ ડરેલો જી;
રે આ નૃપબાળક શો છે કુમાર જી, ક્યાં તેને લઇ ગયો કાળ કરાળ જી.
આ તેની માના ખોળામા સૂતો જી, ઇમ કહેતાં રોહિતાશ્વ અંતર ખૂટયો જી;
મારો કમળનેત્રાળો બાળ આવો જી, કયમ આ બાળક મન મુને ભાવ્યો જી.
હાહાં જો યમે કર્યું ન હોય કૂડું કર્મ જી, તો આટલી વયનો બાળક હોય પર્મ જી;
હોય આવા રૂપનો ને આવો જી, મારે મુને મોહ મોહ ઉપજાવો જી.
એમ કર્યું મન તેણે સમાધાન જી, જોતો ઊભો વિલપતિ નારી મહાન જી;
રાજપત્ની રડે મુખ આમ જી, કયા પાપયોગે કથળ્યું મારૂં કામ જી.
કયા પાપે દુઃખના ડુંગર પડિયા જી, કયી વિધિએ ઘાટ આ ઘડિયા જી;
હા નાથ, અહા મહારાજ જી, શે નનિહાળો દુખણી આજ જી.
કયા રહ્યા ન જુવો મારી ભાળ જી, ન મારૂ દુઃખ જુઓ દયાળ જી;
ન કરો મારી આસનાવાસના જી, થાઓ પ્રકટ સમ તમને આશના જી.
ગયુ રાજય અગા ને સુહૃત્ જી, સ્ત્રી પુત્ર વેચ્યા સાધ્યું મૂરત જી;
અહો ક્રૂર દૈવ તેં શું નથી કીધુ જી, કયું દુઃખ હરિશ્ચંદ્રને નથી દીધુ જી.
આ વચન સુણી નૃપચાંડાળ જી, સન્મન્યો સટપટયો ત્યા તત્કાળ જી;
અરે આ શું સુંદર સ્ત્રી છે મારી જી, આ સુત મારો શુ, ભૂપ ભારી જી.
રે રે શેણે મુઓ એ બાળ જી, શોચ કરતો રડયો ભૂપાળ જી;
એજ શૈબ્યા ને એજ પુત્ર જી, આજ મારૂં ઉજડ થયું ઘરસૂત્ર જી.
એમ કહી રુદન કર્યું મહાગાઢ જી, વેહરાયો કર્વતનો ઉભો વાઢ જી;
પડ્ગો મૂર્છિત થઈ પૃથ્વી માય જી, કે જોયુ નારીએ ઉઠી ત્યાય જી.
રે રે શ્વપચપણવાળો મારો સ્વામી જી, એથી દૂણુ દુઃખતે દયિતા પામી જી;
થઇ પીડિત ન પીડા સહેવાઇ જી, મુર્છા પામી મહિલા મોહવાઈ જી.
કેટલેક સમે પામ્યા તે ચેતન જી, શોકસાગરમા ડૂબ્યા મરા ધન જી;
નૃપ બોલ્યો હા સુત સુકુમાર જી, નેત્ર નાસા ભ્રુકુટિ વિશાળ જી.
કેશે ભરાયલું મુખ તારૂ જી, કેમ હૃદય ચીરાય ન મારૂં જી;
પોતાની મેળે આવી મારી નિકટ જી, બાપ કોણ કેહેશે દિન વિકટ જી.

હું પ્રીતે આલિંગન દઈશ કોને જી, કોને વત્સ કહીશ તું જોને જી;
લાગી તારે ઘુંટણિયે પીળી રેણુ જી, ને થાઉં માસન, માગે કોણ વેણુ જી.
તુ મારાં અંગ પ્રત્યંગે થયો ઉત્પન્ન જી, હૃદયા મારૂં કરતો નિત્ય પ્રસન્ન જી;
તેવા પુત્રને વેચ્યો મેં જાતે જી, હલકી વસ્તુ ન વેચાય જે વાતે જી.
પ્રથમ રાજ્યને દ્રવ્ય મારૂ લીધું જી, પછી દૈવે સર્પરૂપે દુઃખ દીધું જી;
જોઉં દૈવ સર્પે ડશેલો આ સુત જી, રે રે દૈવ તુજ કૃતિ અદ્ભુત જી.
થયો છું ભયાનક વિષે અંધ જી, કયા કર્મના બંધાયા બંધ જી;
એમ કહેતા પ્રસર્યો પ્રસ્વેદ જી, ગદ્ગદ્ વાણી થઇ ઉપન્યો ખેદ જી
આલિંગ્યો મૃતબાળને ભૂપ જી, પડયો નિશ્ચે થઇ પેડ જીમરૂપ જી;
હવે ત્યા નારી કરતી શુય જી, તે યથામતિએ ભાખું હુંય જી.
ધાડી ધીરજ અંતર ધારી જી, રાય મોહ મમના મનથી ઉતારી જી;
જાણ્યો જનનીએ શૂરોપૂરો જી, દાતા ભક્તમાં નહિ અધૂરો જી.

3. Virtue triumphant.

કડવું

સાભળો સ્વામી મારૂં વચન, હું છુ સાધવી રે;
અહીં રહી ઝૂરૂ દિન રાત, મહીશ કેમ રાજવી રે.
થાશે અગ્નિ જાજ્વલ્ય માન, ત્યારે અમો શું કરૂં રે;
દુઃખ ભોગવવાને અશક્ત, પડી પ્રાણુ પરહરૂ રે.
એ માનો નિશ્ચે મારા નાથ, દુઃખ સુખ ભોગવું રે;
ન કશુંનાથ પતિ સંઘાત, જુગતીએ જોગવું રે.
આવુ સાથે પાછા ભ્રમિ માય, બીજી ઇચ્છા નથી રે;
રાજા કહે વાડ કીજે એમ, ધરે તુને એ મતી રે.
પછે સૂવાડી ચિતામા સુત, સ્ત્રી સાથે મહામતિ રે;
સ્વે ઇક્ષ્વાકુ કુળનો ભૂપ, જેની ગહન ગતિ રે.
તું છુ સર્વેશ્વર દેવનો દેવ, આદિ મધ્ય અંત નહિ રે;
છો કૃષ્ણ વર્ણ મહા કૃપાળ, ધર્યું અંબર પીત સહી રે.
જેને પરમાત્મા હરિ વાસુદેવ, નારાયણ કહે મઙ રે;
એવા ભક્તકારી ભગવાન, કીર્તિ હું ક્યમ કહું રે.
હવે આ ચિતાની માય, પડું છુ ઉતાવળો રે,
મળજે આપ્યો જે મારે નાથ, આ તેનો કામળો રે.

આ જોષ્ટિકા તેની આંહી, હું તો બળી મેરૂં રે;
હાય સાંભરી શૈબ્યા વાત, કહો હવે શું કરૂં રે.
આ તેની વસ્તુ હરી જશે કોઇ, તેને નહિ પોહચશે રે;
તો તે કરશે તેનો સંતાપ, અતિ અતિ શોચશે રે.
માટે અહીં ઉભી રહે નાર, સોંપી આવું હું જઇ રે;
રખે પડતી એકલડી તુંય, ગયો એવું કહી રે.
થયો વિશ્વામિત્ર નિરાશ, આને આ શું સૂઝયું રે;
ન હોય કસાઇને કેહર, તેવું નવું બૂઝિયું રે.
તે ગયો ચાંડાળની પાસ, નૃપ પહેલો જઇ મળ્યો રે;
તેને શીખવી થયો અલોપ, ભેદ નૃપે નવ કળ્યો રે.
આવ્યો નૃપ ચાડાળની પાસ, નમન કરીને નમ્યો રે;
આ પ્રભુ સોંપી તે લીજે વસ્ત, દુઃખે મને બહુ દમ્યો રે.
તેથી પડું હું અગ્નિમાંય, તેનું કારણ એ હવું રે;
એક સુત પાછળ મરે નાર, જોયું તે મેં અવનવું રે.
તેથી થયો મુને વૈરાગ્ય, મારે મરવું સાથમા રે;
તેનું દુઃખ સહ્યું નવ જાય, ધરૂં વહ્નિ હાથમાં રે.
એટલે થાય પ્રભુ પ્રતીત, મારી વાણી છે ખરી રે;
સુણી નયન ચઢાવી ચાડાળ, બોલી ઉઠયો તરતરી રે.
તેનું દીધું કે નહિ તેં દાણ, પહેલું કહી દે મને રે;
નથી ખરચ્યા આપ્યા તેં દામ, મરવા દેઉં કેમ તને રે.
જે બળી મરે છે નાર, તેને અમો ઓળખું રે;
છે મોટાની માનિની તેહ, પૂરૂં જેને છે પખું રે.
તેણે દ્રવ્ય આપ્યું હશે હાથ, તે લઇ નાશી જવું રે;
લાવ દેખાડ ક્યા છે તે દામ, પામ્યો જે આજે નવું રે.
એમ કહી માર્યો દંડ બે ચાર, કેશે ઝાલી ખેંચીઓ રે;
ચાલ ઉઠ કહી મારે લાત, વેચાતે વેચીઓ રે.
રાયે કહ્યા ઘણાં મુખ વેણ, દયા ક્યાથી વ્યાઘ્રને રે;
રડે પ્રાણી પશુ ને ઝાડ, વ્યાપ્યો શોક વૃક્ષને રે.
મારી મેચકા કેરો માર, લાવ્યો ચિતા કને રે;
કાઢી આખ ને બોલ્યો બોલ, શું કરૂં હું તને રે.
જા નાખી દે ગંગામા બાળ, અથવા કર હું કહું રે;
નાંખ ચિતામા નારી એ દુષ્ટ, તો ખરો હું લહું રે.

જેણે કીધુ હું સાથ કપટ, તને લઈ નાઠી જવા રે;
હું જાગે ત્યારે ચાડાળ, ન દેઉં એને જીવવા રે
તારે હાથે મરાવુ હે મૃદ, આજ્ઞા પડશે પાળવી રે;
ના કહેતા બોલાવુ મુનિ કૌશિક, આપદા આની ટાળવી રે.
લેઉં તેની પાસે આવ્યું ધન, પછે તુ છૂટો થયો રે,
નિકર નાખ ચિતામા આ વાર, ન કહું તારો ગુણ ગયો રે.
સુણી મહામુનિકેરૂ નામ, થરથર નૃપ કાપિયો રે,
જોયુ જુવતીએ જાગે જીવ, હૃદે સાથ ચાપિયો રે
જે સુણી ચાડાળના વેણ, મુઆ સરખી થઈ હતી રે,
સતી પતિદુખે થાય સાવધાન, ગરની છે જેની ગતિ રે.
જોઈ આલિંગી ઉભી નાર, કે ચાડાળ કોપિયો રે;
માર્યો દંડનો મોકમ માર, અંતર કોપ રોપિયો રે
નૃપ ભણે મૂક તું નાર, ઘેલી કા થઈ રે,
પણ સાભળી છૂટી મડા ગાઢ, જે એકદા પડી ગઈ રે.
ચાડાળ વિચારી મન મત, પછે બોલ્યો મુખથી રે,
કહું કૌશિકને આનું ન કામ, કે છૂટી ગાઢ દુઃખથી રે.
શો છે મહામુનિ કેરો પ્રતાપ, નામે થાય અવનવા રે.
નૃપ આવી ઉભો ચાડાળ પાસ, અતિ કષ્ટ અનુભવ્યા રે.
માન આજ્ઞા મારી તું આજ, નહિ તો પાછો દેઉં આપી રે,
કરશે સીધો મટ મહારાજ, તને શાપી શાપી રે
નૃપ કહે શાપથકી શુ થાય, પરખું સ્વામીપણુ ડારે રે;
થયો મુનિવની ચાડાળદાસ, કહે તેવો શો જૂરે રે
નાખ ચાડાળ કહે આ નાર, ચિતા વિષે ઉચરી રે;
નિકર નાખ મૃતક તેનો સુત, નિરખી હરખું હું નકી રે.
એક સત્ય પાલન કેરે માટ, વિચારી શુ કરે રે
થયો નિશ્ચે કે નાખવો સુત, ચિતામાથી જઈ ધરે રે
તેના સાબા જઇ રૈમ્યાએ હાથ, અપટતું ગે નરો રે;
પાળો સત્યવતી તમે સત્ય, તજી મન ખરખરો રે
અપચ સ્વામીનું છે પેલુ વેણ, નાખો નારી આગમા રે.
કરો પતિપણુ એટલું સ્વામ, બૂડ ટરે આગમા રે.
જેણે મૂકયા વિધિનિષેધ, સત્ય કેરે કાજે રે,
તેણે ગ્રેચવી હસ્તે નાર, ધીરજ રાખી પગલે રે.

જેવે નાખે નારી અગ્નિમાંય, તેવે થયું સત્ય ઉદે રે;
તજી વિશ્વામિત્રનો ત્રાસ, આવ્યા દેવો મહા મુદે રે.
પેહેલા પૃથ્વી આવ્યા ધર્મરાય, ત્વરાથી દોડતા રે;
પછે આવ્યા બ્રહ્મા નૃપની પાસ, મુનિને વખોડતા રે.
સાધ્યદેવ ને વિશ્વદેવ, વિમાનથી ઉતર્યા રે;
લોકપાલાદિક શેષનાગ, સિદ્ધાદિ વાહને ચડ્યા રે.
આવ્યા ગંધર્વ ને આવ્યા રુદ્ર, અશ્વિનીતનુ આવિયા રે;
સૌ દેવ બોલ્યા મુખ આમ, સુરાધિસુર કાવિયા રે.
પરાકાષ્ટ થઇ સત્યની ભૂપ, નારી મૂકો ભૂમિમા રે;
જો આ જીવ્યો તારો બાળ, અહો સુખ નેમિમા રે.
નૃપે નારી મૂકી ભૂમિમાંય, નમ્યો સર્વ દેવને રે;
નથી અર્ઘ્ય પાત્ર મારી પાસ, સાધું શેણે સેવને રે.
માનસિક પૂજા કરી હુંય, વચન મુખ ઉચ્ચરું રે;
વિશ્વામિત્રનું માન્યા વિણ, મન કબૂલ નહિ કંઇ કરું રે.
એમ કહી વળી લાગ્યો પાય, શ્વપચવેશે શોભતો રે;
મહામુનિ તે કૌશિક સત્ય, કોપ ન શોભતો રે.

વલણ.

શોભતો નથી કોપિત થયલો, શોભતો મહામુન્ય રે;
વિપ્ર જન શું વર્ણવે, સત્યે ઉદે કીધા પુણ્ય રે.

## XVII. From માર્કણ્ડેય પુરાણ

[This is the largest of the poet's works, It was begun in A. D. 1692. and finished in 1709. The હરિશ્ચન્દ્રાખ્યાન (above no. xvi) is a part of this.]

1. The Benidiction.

કડવું.

ગરવા ગણનાયકને પ્રણમું, દુર્મતિટાળક પ્રભુને નમું;
સુખદાયક જડપણું ટાળીએ રે.
સાર કરો માતા સરસ્વતી, ગૌરી દીજે ગરવી ગતિ;
આતા કહી માતા ભાળીએ રે.

ઢાળ.

આતા કહીને માતા ભાળે, ટાળે દુર્મતિ તંત્ર;
ભારતી આરતી મારી પૂરીએ, જાણું નહિ જપ જંત્ર.
મંત્ર વ્યાસ શીખવિયો ગુરુએ, અહોનિશ તે ગાવો;
હરિકથામૃત પ્રેમે પ્રાશાને, લઘએ રૂડો લહાવો.
પુરાણી નહિ પણ પુરાણી કહેતા, લાખો લોકો આવે;
ખરૂં કંઈ જન બોલ્યું જાણે, હરિભક્તિ કંઈ ભાવે.
શિવપુરાણ સમર્થ કરે કવિ, વાયુ વસ કેહ તર્ણું;
અગાધ ગતિ એવી નવ મારી, ક્યાં પાહણો ક્યાં પર્ણું.
માર્કંડેય ક્યહાં ને ક્યાં હું જન મતિમંદ;
છિદ્રિત મતિ નૌકામાં બેસું, નહિ જાણું વૃત્ત છંદ.
માર્કંડેયનિધિ ક્યમ કરી તરશું, તવ ગુરુવર કેહ આમ;
વ્યાસ નારાયણ હૃદયે રાખો, થાશે પૂરણ કામ.
ગુરુ કેહ ગર્વ ગુમાવી દેજો, તજી હુંપદનું નામ;
એમ કર્યે તો પાર ઉતરશો, પ્રગટી નૂતન હામ.
ગુરુ કેહ ગણનાયક છે લેખક, વ્યાસનણી કવિતાના;
કૃષ્ણદ્વૈપાયન પર કૃપાળ છે, ગુણગાતા સવિતાના.
કહ્યું શુદ્ધિ બુદ્ધિ સાથે આવે, તવ મેં જાણ્યું મળશે;
ધારી ધ્યાને કીર્તન આરંભ્યું, અઘના ઓઘ જ બળશે.
કેહ સરસ્વતી તો સાહે આવે, બાદરાયણ જ્યાં બોલે;
મતિ નિર્મળ તે મારી કરશે, તરણી. સ્વારથ તોલે.
તેત્રીશ કોટી સહસ્ર અઠ્યાશી, આવે વ્યાસની પાસે;
શેષ મહેશ રમેશ સમેતે, આવે ગુણગણ આશે.
ગિરિજાપતિ ને દાનવ માનવ, વ્યાસની પાસે ઊભા;
એહ કૃપાથી કારજ થાશે, તેથી મમ મન લુબ્ધા.
પુરાણી કેહ છે પ્રાકૃત કરતાં, સર્વે તું પર રૂઠે;
સંસ્કૃતનું પ્રાકૃત કરી કેહતાં, પુરાણીને પ્રશ્ન પૂછે.
પંચવાયકા પુરાણી કેહના, કદી ખોટી નવ થાશે;
પંચસમાન પરમેશ્વરના ગુણ, ગાતાં મન મલકાશે.
એવું તેવું મનમાં સમજી, હરિના ગુણ અમિ માગ્યું;
આખરી પદનાં ઊઠી ઊઠી, વારે વારે ધાર્યું.

ઈમ કરતાં જો મરણ ગર્તમાં, પડિયા તો સુખી થાશું;
વંધ્યાક પોથીનાં પોથીમાં ધરી, પુરાણી પેઠ ન જાશું.
વાદ વિવાદ વાહલો નહિ. વિઠ્ઠલ, તેથી હારૂં સહુથી;
માર્કંડેય પુરાણ ભણું છું, હારી રહેવું બહુથી.
નમું પુરાણી નમું બ્યાસજી, નમું વેદાંતી બાવા;
સર્વાચાર્યને વિનતિ મારી, ઉર ધરી દ્યો ગુણગાવા.
પાર્વતીપતિ પરમેશ્વર પૂરો, આશા હું ધરૂં મનમાં;
બ્રહ્મા સાવિત્રી સમ જાણો, તોલ વધારી મનમાં.
રુક્મિણીરમણ રુક્મિણીસ્વામી, આશા પૂરો પ્રેમે;
સર્વને સાષ્ટાંગ કરી હું, કથા કથું જેમ તેમે.
મારે આધાર તું ત્રિકમનો, જ્યમ ત્યમ પાર ઉતારો;
કોવિદજન કવિતા નથી કરતો, હરિગુણગણ લવારો.

વલણ.

છે હરિગુણગણ લવારે મારો, સારો અર્થ સમારો રે,
માર્કંડેયપુરાણ નિધિથી, તારો પાર ઉતારો રે.

2. The bird's eggs on the battle-field.

ઢાળ.

હત્યા મોટી સ્ત્રીતણી, તે તું ન કરીશ પક્ષીરાજ;
તારૂં મન સહુ રીત મનવી, કરીશ કળા કાજ.
ત્યારે વારુ કહીને વનિતા તેડી, તરિયો બધુ વેર;
રુત ચઘ ને જુવતી મળતાં, આવ્યો હરખે ઘેર.
હતે તે નારી જે પક્ષણી તે, હતી મેનકાની બાળ;
ઋષિશાપે ટૂટી કાઢવી, પડી પૃથ્વીમા તત્કાળ.
ને મળી કંદરને સહી, છે જેની ભૃકુટી રસાળ;
સ્વેચ્છિત સ્વરૂપાધારિણી, થઈ ગરુડી તે કાળ.
કંદર સાથે કામ કેલી, કરે વિવિધ વિલાસ;
એમ કરતા પ્રકટી તેને, તાર્ક્ષી બાળ પ્રકાશ.
એ પુત્રી તે જૈમિનિ જાણો, જે દુર્વાસાએ શાપી;
હતી વપુ નાતે અપ્સરા, ક્રોધામિએ ઉથાપી.

તેનું નામ તાર્ક્ષી કંદરે, પાડિયું ધરી નેહ;
હવે તેનણાં હું લગ્ન ભાખું, સુણો મુનિવર તેહ.
મંત્પાળ મતિમાન મોટો, પક્ષીસત્તમ રાજ;
ચાર પુત્ર છે તેહને, તેમાં કનિષ્ઠ સહુ ગુણસાજ.
વડો છે જરિતારિ નામે, કનિષ્ટ દ્રોણ અભિધાન;
તે મહાધર્માત્મા વેદપાઠી, જેને સર્વે શાસ્ત્રનું જ્ઞાન.
તાર્ક્ષી મોહી તે ઉપરે, મોહ્યો દ્રોણ તાર્ક્ષી જોઇ;
તેણે કંદરના અનુમતથકી, કરી લગ્ન કેરી મોઈ.
ધર્માત્મા પતિ પત્ની બે છે, કરે નાનાવિધ કેલિ;
તે ધર્મ પ્રમાણે આચરે, રમે અલબેલો અલબેલી.
એવે તાર્ક્ષી થઈ સગર્ભા, આનંદે એકાએકી;
તેને સાત પક્ષ થઇ ગયા, ત્યાં હવું શું વિશેખી.
એકદા તાર્ક્ષી ભ્રમણ કરતા, ગઇ કુરૂક્ષેત્રની માય;
તે સમે મહાયુદ્ધ પ્રવર્ત્યું, કૌરવ પાંડવકેરૂં જ્યાય.
ભવિષ્ય લખિયુ કોણ ભુંસે, તેનું કહું એંધાણ;
તાર્ક્ષને ઇચ્છા ઉપની, જોવા યુદ્ધનું મંડાણ.
જેમ વિમાનમાં રહી દેવ જોતા, તેમ જોવા લાગી માહ્ય;
ભગદત્ત અર્જુન યુદ્ધ કરતા, જે નવ બાણ મૂકે સાદા
જેમ દુકાળ માંહે તીડ કરતાં, કે પતંગ મધ્યાકાળ,
તે રીતે નભ માંહ્ય ઊડતા, ઘણાં શર દીસે વિકરાળ.
આકાશ તેણે વ્યાપ્ત કીધુ, ન દિસે દિનકર ભોમ;
રાત્રીએ પણ નવ દિસે, શુક્લપક્ષમા સોમ.
એવુ યુદ્ધ જોતી હતી, તે તાર્ક્ષી રૂપ રસાળ;
એવે હરિકાર્મુકમાથી છુટયુ, કાળશું બાણ કરાળ.
જેનુ ભાલોડું સ્યામ સર્પશું, જેનો વેગ વાયી અપાર;
તે આવી લાગ્યું તાર્ક્ષીને, ચીરી ઉદર ત્વચા તે વાર.
તેનું ગર્ભાશય ફાટી ગયું, કે નિકળ્યાં ઈંડા ચાર;
ત્રાહ ત્રાહ કરી તાર્ક્ષી પડી, વિલપતિ અપરંપાર.
છે આયુષ્ય બાકી જેહનું, મારે તેને કોણ;
માનઉદર ચીરાતાં પડ્યા, પંખીની કથા કહું ઓણ.
જેમ પડે રૂને ગાભલે, ભરે ચઢી નભની ટોચ;
તેમ માસરાશિ પડ્યા-ઈંડા, રમ્ય રમતા રોચ.

એવે ભગદત્ત કેરો હાથી, જેનું સુપ્રતિક અભિધાન,
તેને ગજે બાંધ્યો ઘંટ મોટો, તેને વાગ્યું બાણ
તે પચક માહે તૂટી ગયો, તે પડ્યો ઇંડા પર સાર,
પડતા પૃથ્વી ખોદી ઘણી, જેણે માર્યા અશ્વ હજાર
ઇંડા ઘંટા એક સમયે, પડયા પૃથ્વી મોઝાર,
છે રખનાર જેને રામજી, તેને કોણ મારણહાર
અષ્ટાદશ અક્ષૌહિણીયકી, ઉગર્યાં ઇંડા ચાર,
એ કૃપા શ્રીકૃષ્ણજીની, પ્રભુ નોધારા આધાર
સ્યદા તાર્ક્ષી દ્રોણ કયા, કયા મેનાય ઇંડા સાર,
માન, મૂઢમતિ આગથા કહે, કેમ પામુ પ્રભુનો પાર
તે દળ દળાયુ ગર્ભ ત્યા, પણ રહ્યા ઇંડા નિરધાર,
એ રીતે પ્રભ રાખણહારો, ભજો દામોદર મુરાર

વલણ

દામોદર મુરાર ભજતા ભવજળ તરશો ભાઇ રે
જન પ્રેમાનન્દ મન ધરે, જદુરાઈ સાચી સગાઈ રે

3 The growth of the embryo

કડવુ

પુત્ર કેહ સાભળો હો, કહું કથા ગર્ભની,
પવિત્ર થાવા ધારો હો, આ એક શલાકા દર્ભની
જીવ નાક નરકથી છૂટે હો, કે જાય સ્ત્રીઆર્તવથકી,
પામે તેના બીજને હો, સિંચાય નર રેતે ટકી.
નર રેતે ટકી રહી મિંચાયે, જીવ જાણો સર્વનો,
દેહ આધિવ્યાધિ ઉપદ્રવે, ગુણ ગર્ભકેરા ગર્વનો
બીજ બને કઇ થયા વિણ ઠરી રહેતા ઠામમા,
પછે એક રૂપે થાય તે, બને જુદજુદા મુકામમા
બધાય પેશી ત્યાર પૂઠે, તેમા શુ કહેલુ તે કહુ,
જેમ લઘુ બીજમા વૃક્ષાદિકના રહે અકુર આદિ બહુ
તેમ દેહકેરા અવયવો, રહે પેશીમા વશી,
તે માયથી અગ પચની, યથા વિભાગ બાઝે દશી

એ વિધે ઉત્પન્ન થાયે, પંચ પહેલાં અંગ જે;
　　પછે નાક વદન ને કર્ણ થાતાં, વળી એવાં ઉપઅંગ જે.
નખ ત્વચા ને રોમ નીકળે, તે વધે ગર્ભની સાથમાં;
　　જેમ નારિયેલની સાથ વાધે, કોશ લઈ જુઓ હાથમાં.
તેમ ગર્ભકોશ વધે સદા, થાય જીવ મોટો જાણજો;
　　કેઈ પેર રેહ તે ઉદર માંહે, તેહ મનમાં આણજો.
બે ઘુંટણ ગમ બે હાથ કેરી, હથેળિયો રાખી રે;
　　ઘુંટણતણા વિભાગ પર, અંગુષ્ટકેરી સાખી રે.
અંગુલિ ઘુંટણ અગ્રભાગે, ઘુંટણ પૃષ્ટભાગે નેત્ર છે;
　　છે બે ઘુંટણ મધ્યે નાસિકા, જે કફાદિકનું ક્ષેત્ર છે.
બે પાદ પાની કટિ ભાગે, માંસમાં છૂપી રહે;
　　બાહુ જંઘા બાહર રેહતાં, વ્યાસમુનિ એવું કહે.
એ પ્રકારે ઉદરે રહી, ગર્ભ મોટો થાય છે;
　　પશુ પ્રાણી ગર્ભ સ્થિતિ તે, રૂપ અનુસાર કેવાય છે.
ગર્ભાશયના અગ્નિએ, થાય કઠિન ગર્ભ અપાર રે;
　　જે ખાય માતા પીએ માતા, તેણે જીવે ગર્ભ તે વાર રે.
તે ગર્ભાશય છે પિતા, પુણ્ય પાપ કેરી ગત્ય રે;
　　તે ગર્ભકેરી નાભિ ઉપર, છે ઇક નલિકા સત્ય રે.
તેવડે પોષણ થાય તેનું, કહ્યું એવું આગમે;
　　સ્ત્રીનું અન્ન પચે જે વડે, તે છિદ્રથી ઉદરે શમે.
ખાય પીએ નારી જે જે, તે ગર્ભ ઉદરે જાય છે;
　　તેવડે તન તૃપ્ત થાયે, વૃદ્ધિ આગમ ગાય છે.
તે હામ ગર્ભ છે બ્રહ્મરૂપે, જાણે ભૂતભવિષ્યવર્તમાન રે;
　　પછે પીડાતો નિર્વેદ પામે, મુખ વદે મહાજ્ઞાન રે.
તે સ્મરણ કરતો એવું નિત્યે, આ કષ્ટથી છૂટું હુંય રે;
　　તો બીજી વાર ન આવું એમાં, વધુ ભાખું શુંય રે.
હું પુરુષાર્થ એવો કરીશ નિશ્ચે, નવ આવવું પડે અહીં;
　　અનુભવેલાં દુઃખ ગાયે, મહાકષ્ટ પામે ગર્ભમાં રહી.
દૈવઆજ્ઞાથી કષ્ટ પડિયાં, તે સંભારે દરઘડી;
　　પછી ગર્ભમાંથી બ્હાર નીસરે, જેને વાર નવ લાગે ઘડી.
પણ પ્રાજાપત્ય પવનથી તે, પીડાયે છે અતિ ઘણો;
　　હૃદય દુઃખથી રડવા લાગે, સુણે દીનસ્વર સહુ તે તણો.

જ્યાં ઉદરમાંથી બ્હાર આવ્યો, કે થઈ મૂર્છાના અવિકાર રે;
વળી વાયુ અડકે બ્હારનો તે, થયો સચેતન સાર રે
તે પછે પુરુષની પ્રકૃતિ જે, વીંટી લે છે જાણિયે;
મોહિત થાયે જ્ઞાનભ્રમ થઈ, દુઃખ મન શું આણિયે.
ગયું જ્ઞાન જ્યારે ત્યારે, બાળ ભાવ પામ્યો માનિયે;
પછે કુમાર ને યુવા થાતો, વધ્યો મોહ પ્રમાણિયે.
વળી વૃદ્ધ થાયે શિથિલ ઇંદ્રી, મરે પાછો મૂઢ તે;
એમ જન્મે મરે જન્મે, ઘંટીયંત્રશો ઘટગૂઢ તે.

4. "Alarka",-what's in a name?

કડવું.

હસતી પ્રિયાને જોઇ રાજા, બોલ્યો મન ધરી મરજાદા;
નારી જ્યારે પાડું હું પુત્રનું નામ, ત્યારે તું હાસ્ય કરે વરવામ.
તેનું કારણ કેહ કામિની, તને રુચે ન શું ભામિની?
વિક્રાંત પાડ્યું મેં એકનું નામ, સુબાહુ બીજાનું અભિરામ.
ધર્યું શત્રુમર્દન તૃતિયાભિધાન, તેને આપે ન તું શે માન;
અભિરામ નામ ક્ષત્રી યોગ્ય, શું તે લાગ્યાં તને અયોગ્ય?
અહો ભદ્રે જો તે નામ, લાગે અસત્ કે ઉદ્દામ;
તો આ ચોથા તનુજ કેરૂં, ધર નામ તું કાઇ અનેરૂં.
તારા હસવાનું કારણ જેહ, મુને લાગે છે કંઈ સંદેહ;
મદાલસા કેહ હે મહારાજ, તમ ઇચ્છિત કરવું કાજ.
એહ ધર્મ મારો નિરવાણ, પાળું આજ્ઞા આજ સુજાણ;
આપનો જે ચોથો સુત, થશે મતિમાન અદ્ભુત.
થશે ધર્મજ્ઞ મોટો જ્ઞાની, કહું કર્મની વાત હું છાની;
એવો ગુણીયલ જોઇને રાય, અલર્ક નામ ધરૂં સુખદાય.
એહ નામની વ્યાપ્તિ થાશે, ગુણ અલર્ક નામે ગાશે;
એવું અર્થવિહોણું નામ, બોલી એકાએકે વામ.
અસંબદ્ધ ને કર્ણકઠોર, લાગ્યો નૃપને નામનો સોર;
તે સુણી હસ્યો ભૂપાળ, પછે બોલ્યો તે તતકાળ
ભામિની મારા સુતનું નામ, શું પાડ્યું 'અલર્ક' એવું આમ?
એનો અર્થ શો ને એ શુંય, તે તો કેહ ન સમજ્યો હુંય.
મદાલસા કેહ કાલ્પનિક એહ, નામ પાડ્યું આવ્યું ઉર જેહ;
માત્ર વ્યવહારઅર્થે નામ, જગત ઓળખે એને સ્વામ.

નામશબ્દે ચાલે વ્યવહાર, બીજે નામ વિષે નવ સાર;
નથી પાડેલા નામમાં અર્થ, એમ આપ કહો સમર્થ.
તો નમાનાં પાડેલાં અવિધાન, નથી અર્થવાળાં મહાન;
તે સર્વ મમજાવી ભાખું, તમે પાડ્યાં તે મોટાં દાખું.
સુધી સમજણવાળા જેહ, કેવો માને આત્માને તેહ;
સમજાવું તેહ હું આજ, એક ચિત્તે સુણો મહારાજ.
સર્વ વ્યાપી આત્મા નિરવાણ, જેનાં શાસ્ત્ર પૂરે પ્રમાણ;
'ક્રાંતિ' શબ્દના અર્થ કહિયે, 'જવું એક સ્થળથી બીજે' લહિયે.
તેની આગળ 'વિ' મૂકી જ્યારે, 'વિશેષ' એવો અર્થ થયો ત્યારે;
બેઉ મળી થયું વિક્રાંત, તેનો અર્થ કહું મહાંત.
'એક દેશથી બીજે જનાર', એવો અર્થ એ નામનો સાર;
કિંતુ દેહનો ઈશ્વર આત્મા, સર્વત્રગામી તે પરમાત્મા.
વ્યાપી રહ્યો તે વિશ્વમાય, તે એકથી બીજે કયાં જાય?
એમ એક સ્થળેથી બીજે સ્થળ, ગતિ કરવાનું ન હોય બળ.
અસંભવ દોષ દર્શે તત્ર એમા, વિક્રાન સંજ્ઞા માની તેમાં;
મારૂં તો માનવું એવું છે સ્વામ, વિક્રાંત અર્થ વિનાનું નામ.
પાડયું બીજા પુત્રનું તમે નામ, જેમ બાહુ તેના અભિરામ;
તેને સુબાહુ સંજ્ઞા આપી, તેને શકો ન સ્વામી થાપી.
આત્મા અમૂર્ત કેહ વેદ, તેણે થાય રાખી સંજ્ઞા છેદ;
·નિરાકારને શાના હાથ, નામ ધરતા ન સૂઝયું નાથ?
તમારા ત્રીજા પુત્રનું અભિદાન, પાડયું શત્રુમર્દન માહ માન;
તે પણ અર્થસંબંધે વિહીન, એવાં સ્થે નામ તો દીન.
એનો અર્થ કરી હું ભાખું, ખોટું પાડેલું નામ આખું;
સર્વ દેહમાં આત્મા છે એક, દર્શે દેહપણે વ્યતિરેક
પછે શત્રુ ને મિત્ર કોણ, હાવી ભૂલવણી જોઇ ઓણ;
મળી ભૂત ને ભૂતનો જથો, એક થાય કે નહિ તે કથો?
એકત્ર થાય કોહની એવું, સંયોગ વિયોગનું પદ લેવું;
ઉપજે ને મરે પંચભૂત, નથી એ માહી અદ્દભૂત.
કિંતુ અમર્ત આત્મા જેહ, તે અવિનાશી છે નિઃસંદેહ;
કદા એમ કહો તમે સ્વામ, ષડ્રિપુ જીતે સુત મહાનામ.
એમ લઇ સાર્થક નામનું ધારો, તેનો મોહ તમે નિવારો;
તેનું કારણ કહું છું હુંય, નવ લાગે જૂઠાને ગુંય.

ષડરિપુ આત્માથકી છે ભિન્ન, તેમ એ ભાવ છે દેહે છિન્ન;
આત્મા નાશ વિના નિરવાણ, નવ પ્રવર્તે વેદ પ્રમાણ.
એમ વિચારતાં છેલ્લું નામ, થાય અર્થરહિત મારા સ્વામ;
એવાં અર્થ રહિત જોઈ અભિધાન, નામ પાડવા કર્યું અનુમાન.
વ્યવહાર અર્થે અર્થાદિ રહિતા, અસત નામની ગાય તગે ગીતા;
ત્યારે મારૂં અલર્ક નામ શું ખોટું, વ્યર્થ દૂષણ દ્યો કાં મોટું.
જોઇ રાયે રાણીનું જ્ઞાન, તેના વદવાને આપ્યું માન;
તારૂં પાડેલું પૂરૂં નામ, અમે માનીશું મોટું વામ!
અલર્ક મારા કુળનો એક, જોઇએ રાખે છે કેવો ટેક;
એમ રાજા ઉઠી ગયો, રાણી મને ખુશી બહુ થયો.

## 5. Whom should a king follow?

ઢાળ

રાજાએ કયા પ્રાણી સમ, આચરણ રાખવા સાર;
તે તુજને હું કહી સંભળાવુ, કરની ધીર વિચાર.
કાક કોકિલા મૃગ ભૃંગ ને, સર્પ મયૂર કુકૂટ;
હંસ અજના લક્ષણ શીખવા, વળી ભરવા કર્ણપૂટ.
એ પશુ પંખાથી ગુણ કેવા, લેવા તે કહું સુત;
વિશ્વાસ હીન કાકની પેરે, થાવુ પૂરા સપૂત!
સાવચેત રેહવું સર્વ કાળે, જેવો કાક તું ભાળે;
સમય પરત્વે મધુર વદિતા, કોકિલા સંભાળે.
તેના મીઠા બોલા થાવું, વળી સાધજે પરથી અર્થ;
કોકિલા માળે કાગડી પાળે, સમજ એવો સમર્થ.
વિવિધ વિષયોકેરા સ્વાદી, ભૃંગના જેવા થાવું;
ત્યાગ કરવો કાર્ય સરેથી, જ્યા તે હોય ત્યા જાવું.
પણ ન સંગ્રમ તેમા થાવું, વળી સારગ્રાહી થાવું કેવા,
મધુકર જ્યમ મકરંદગ્રાહી, ધીરા થાજ્યે તેવા.
મૃગગણ જેમ સમૂહે રેહતો, સત્ય સમુદાયે વસવું;
સ્વતંત્રપણે ન એકલા ફરવું, બને હસવાકેરૂં ખસવું.
દોષકારજ વિણુ સર્પ ન કરડે, રાખે પણ ફૂંફવાડો;
તે ગુણ તેના માહીથી લેવો, આચરવો જોઈ આડો.

ઉંદિર ખોદી મારે અવનિને, ભોરંગ થાયે ભોગી;
ઇમ વર્નવું રાયે નિશ્ચે, જો રેહવું આરોગી.
પરપ્રાંન પચાવી પડિયો, ધણી થઇને રીઝયો.
જો સત્તા હોય તો તે લેવો, છો અરિ જાયે સીઝયો;
હવાં કળાધર કળાકેરો, કરે સંકોચ વિકાશ;
રણમાં રાજાએ સૈન્યકેરો, કરવો એમ પ્રકાશ.
માહમનોહર પ્રીછને, મેનાઢી રાખે મોર;
માહાને સ્વાર્થે દેખાડે, મુખ કર્યો વિષુ મોર.
સૈન્યનું સારાપણું લેવું, રાયે રક્ષવું સદા સુજાણ;
સમય પડ્યે શત્રુસ્ત્રીને, તે જણાવવું નિરવાણ
નિરાળાં નીર દુગ્ધને કરતો, રાજહંસ જે પેર;
ગુણ દોષના ગ્રાહી તેના, થઇ નૃપે લેવું વેર.
કુકુટની પેર જાગ્રત થાવું, વળી જગાડવા અન્ય;
દૈન્ય દાખવે દાનવ જો અરિ, કેહેવાય તે નીધન.
અજની પેરે હિમ્મત ધરવી, લડવા આવે કોઇ;
શું જાયે શીંગડા માડચામાં, પછે વર્નવું જોઇ.
એહ પ્રકારે પશુ પંખીથી, ગ્રેહવા ગુણ રાજાન;
ઉલુકની રીતે શત્રુસમૂહમા, વર્નવું હે મહાન.
ઉંઘતા કાક હજી ઘૂડપક્ષી, ત્યમ અસાવધ અરિ જોઈ;
સમય મળિયો તે સાધી લેવો, ન પૂછવા જાવું કોઈ.
હવા પિપીલિકાકેરા ગુણ બહુ, ગ્રેહવા જેવા રાજ;
તારાપર ઉપકાર કરી તે, સંભળાવું સહુ આજ.
નૃપે આવતો સમય વિચારી, અનાદિ સંઘરવા;
ઝાઝી કીડીઓ સર્પને તાણે, એમ અરિવારિ હરવાં.
બળવાન અરિ લખી એકઠા થાવું, મો પચાસ ભૂપાળ;
મેળવવો જય જન ધણે એમ, જોવો ન કાળ કુકાળ.
લશ્કર આજ અહીં જો પડિયું, કાલે લંકા જાય;
મન ધરથી જેમ કીડી કણ, શોધી શોધી ખાય.
તેમા પણ નિયમને પાળી, બચવું ને બચાવું;
સેન થોડાનું ઘણું દેખાયે, બચવું એવું રચાવું.
સમયે આવે આળસ મુકી, કરે કીડીઓ જેમ;
પિપીલિકાથી એ ગુણ લેવા, જે નૃપ વાન્છે હેમ.

પ્રભાકર જેવા પ્રતાપી, અસહ્ય થાવું અવનીશ;
શીતળ દૃષ્ટિ ચન્દ્ર સમાને, રાખવી અહરનીશ.
નીતિ અર્થે લઘુઅગ્નિચેષ્ટા, કરવી નૃપે સદાય;
શીમળાના બીજ જેવી, નીતિ ધરવી મહારાય.
જેમ લઘુ અગ્નિ ઘાસમાં પડી, થાયે દીરઘ કાય;
ઘાસ સમૂહનો નાશ કરે ત્યમ, વર્તાએ વિધ રાય.
નમ્રતાદિક સૂક્ષ્મ ગુણો ધરી, થઈ હલકા કરે પ્રવેશ;
ત્યાર પૂઠે અરિ સમર્થને હરિ, જીતવો તેનો દેશ.
શીમળાનું બીજ જ્યાં જ્યાં પડતું, ત્યાં ત્યાં ઉગી નીકળે;
તે ધરે ચેષ્ટા વૃક્ષ સમાને, કરવું રાયે કળે.
જે જે દેશ વિદેશે રાજા, જીતતો જીતતો જાય;
ત્યાં સ્વચ્છનુસરતા સુહૃદ કરવા, ખતા નવ ખાય.
વળી રાયે જારિણી કનેથી, કમળ કનેથી જાણ;
ટીટોડી કર ભલ્લ ધરેલી, કરવી નારી પ્રમાણ.
ગર્ભવતીના રતનની રીતિ, આચરવી નરદેવ;
શિક્ષા આહીરનારીની લે, તજી તન અહમેવ.
જારિણી ગૃહકાર્ય કરે પણ, જાર વિષે નિજ ચિત્ત;
તેમ રાજા વ્યવહાર કરે પણ, જોડે મન જ્યાં વિત્ત.
કમળ નીપજે નીરથકી પણ, નીરથી ન લેપાય;
તેમ ભિન્ન ભિન્ન છંદામા રહી, વિષય ભોગવે રાય.
વિવિધ કાર્ય કરે નૃપ જાતે, પણ ન અડે કંઇ અંગ;
એવા ગુણ કમળથી ગ્રહતા, તે નૃપ સુખિ સૌ સંગ;
ટીટોડી નિર્બળ જન જાણે, પણ મૂકે જ્યાં ઈંડાં;
તે સ્થળે બીજા પ્રાણીએ, જવા મૂકવાં મીંડા '
છળ કરે કંઇ ભેદ કરે કહેં, ઇંડા પાસે આવે;
નિર્બળ થઈ બળિયાને ઠગતી, ટિટોડી નીતિ જણાવે.
ત્યમ રાજા નિર્બળ કદાપિ, હોયે તેના જેવો;
ટીટોડીનો દાખલો લેઇ, થાયે પોતે તેવો.
અરિ બળિયાને યુક્તિ પ્રયુક્તિ, કરી કરે અતિ શાંત;
દક્ષતા તેની દૈવી ગણાયે, મનાય મોટા મહાત.
નિર્બળ નારી કર ભલ્લધારી, ઊભી હોયે જયાય;
મહાબળિયાથી જવાય ન પાસે, એમ કહ્યુ નીતિમાંય.

સાહસ ગુણ નારીનો છે એ, તે ન અબળા બળા;
શસ્ત્રપાણિ લખીને નાસે, શરા કે હોય સબળા.
અથવા નિર્બળ નારી ઉપર, શૂર ન કરે ઘાત;
એ રીતે નૃપ મતિશસ્ત્રથી, કરે વિદ્યાશસ્ત્રથી વાત.
કે અર્થશસ્ત્રથી અન્ય વસ્તુથી, કે પડે જેનો ભાર;
મોખરે તેને ઊભા કરીને, રાય કરે કારભાર.
ગર્ભવતીના સ્તનની હાવા, લેવી શિક્ષા કેવી;
અલર્ક તુજને જણાવી દેઉં, છે બહુ જાણવા જેવી.
ઉદર માહે ગર્ભજ વાધે, ગર્ભવતી સ્તન દુગ્ધ;
બાળક બાહર આવે કે પોષે, મહિલા હોયે મુગ્ધ.
એ પ્રકારે રાયે ત્યા જાવું, વિજય કેરે માટ;
વિજય સાથે પોષણ સાહિત્ય, સંગ્રહી લેવા વાટ.
એમ કર્યાથી જયશાલીને, સ્વસ્થાન આવ્યે સુખ;
નિર્વાહ માટે તે નવ દેખે, કોઇ કાળે દુઃખ.
આહીર નારી ગાયને રાખી, દુગ્ધ દધિ ઘૃત કરતી,
દ્રવ્ય ઉપાવી તેમાથી વળી, બેના ઉદર ભરતી.
પોતાકેરૂં ને પશુકેરૂં, જો સમજો તો ચેતો;
રાજાએ એ પેર આચરવું, શાણો શિક્ષા ગ્રહેતો.
પ્રજા પાસેથી કર ઇમ લેવો, જિમ જીવીકા રેઉ;
કરદ્રવ્યે પ્રજાનું પોતાનુ, પાલન લાલન લેહ.
માતાસ્તનનું બાળક પીતો, દુગ્ધ ઘણી ઘણી પ્રીતે;
નિર્બળ માતા થાતી ન દીઠી, રૂડી બાળક રીતે.
બાળક કૃષ્ણ પ્રભુ પય પીતા, લે પૂતનાના પ્રાણ;
ધની ભરોળિયા ધાવના ભક્ષે, મા કરે એવું જાણ.
એ દૃષ્ટાંતનું મનન કરીને, પાળે પ્રજા ભૂપાળ
કર ન લે એવી પેર કદાપિ, જનક ન નૃપ કરાળ
વળી પૃથ્વી જો પાળી ધારે, રાજા સારે મોજ;
તો, પંચદેવના રૂપ ધરી મેલ, પાર પડે તે તોજ.
પુરંદર, પ્રભાકર ને યમ, વિધુ. વાયુ રૂપે;
રાજાએ એણી રીતે રેહવું, અનુપે સ્વરૂપે.
મેઘરાજ જેમ ચાર માસમા, વર્ષે મુશળધાર;
જગતના જન લૂમ કરે છે, દેખ સદુ મંસાર.

તે પેરે પુરપતિએ કરવું, પ્રસંગ પ્રસંગ દેખી;
દ્રવ્યદાન દઈ પ્રજા પોષવી, કલ્યાણ થાતું પેખી.
સૂર્ય પોતાના તપ્ત કિરણે, અષ્ટ માસ લગી પ્રમાણ,
પૃથ્વીપરનું જળ લઇ જાય ઉંચે, થાય ન કોઇ જાણ
તે પ્રમાણે રાજાએ લેવા, કર ન નિંદે મુખે;
ઉજ્જન થઈ દૈવત સહુ આપે, રેહ પાછી તે સુખે
સમ ન ગણે વ્હાલો પોતાનો, કે અળખામણો કમાઈ;
ન્યાવિષમાનો ભાવ ન રાખે, કરે પારિપત્ય ન્યાઈ.
મારો તારો રાયે ન ગણવો, પ્રિય કે અપ્રિય જાણ,
મોટે નાને પક્ષ ન કરવો, જન નિંદે ભાગે હાણ
જેમ પૂર્ણિમાના પૂર્ણ ચન્દ્રથી, લોક આલ્હાદિત થાય,
રાય નિરખી હરખે જનજન, દેવાંશી તે રાય.
ચરાચરમા ગમીર વિચરે, ગુપ્તપણે અવિધાર,
કોઈ ન દેખે ને સુખ પેખે, એ રાજનીતિનો સાર
ચરાદિક સાધને કે પોતે, નગર ચર્ચા કરતો,
રાય આવ્યો એમ કોઇ ન જાણે, વેશ કેશ પાલટતો.
નગર નિવાસી પુરપરધાને, કે બંધુને વેશે,
છાના ફરી સ્વકાર્ય કરેવા, સુણવા દેશ વિદેશે
પોતા વિષે મત કેવો છે, બંધુ પ્રધાન ને લોક,
સારૂ નરતું સુધારી લે તે, ભલું ભુંડું કેહ કોક
મદાલસા કેહ સુત તું સાભળ, વળી બીજી વાત,
લોભ કામ કે દ્રવ્યવડે કદી, થાય ન નૃપ પ્રખ્યાત.
એ ત્રણેની લાલચ આપી, પ્રજાને જે સંતાપે,
જારી વિજારી.રમતો રાજા, યમ નિશ્ચે નરકે નાખે.
અસત્ અધર્મથી વેગળો રેહ, તે જાયે સુર લોક,
ત્યા પણ સુખ ઘણુ તે પામે, સદા રહે અશોક.
આડે માર્ગે ચઢેલાને, સ્વધર્મ ભૂલ્યા ભૂર,
તેને સ્વધર્મ જે ચઢાવે, તે પૃથ્વીપતિ ચર.
સુરશતસંવત્સર સુધી, તે વશી રેહતો નાક,
નાના વિધના વસ્ત્રાભૂષણ, આપે પતિ પિનાક.
જે રાજાને રાજ્યે વર્ણાશ્રમ, શિથિલ નવ થાય,
તે રાજા આ લોકે કે, પરલોકે ખહુ પૂજાય

-દુષ્ટમતિવાળાએ ભમાવ્યા, સ્વધર્મથી બહુ લોક;
તેને પોતાનો ધર્મ મનાવે, કરી દુરાગ્રહ કોક.
રાજાનું ઉત્કૃષ્ટ કૃત્ય એ, વળી પ્રસિદ્ધ કરતા તેહ;
સર્વ જીવોનું પાલન પોષણ, કરે રાજા નિઃસંદેહ.
યથાર્થપણે, પ્રજાપાલન પ્રીતિ, કર્યા સમ સહુ યાગ;
યત્ને કરી પ્રજા રક્ષે તે, પામે પ્રજા પુણ્યભાગ.
જે જે આચરણ કહી દેખાડ્યાં, તે પાળે પુરુષાર્થ;
ચારે વર્ણનું રક્ષણ કરતા, માને મોટું સત્ય.
એ રાજા સુખ શાંતિ પામે, આ લોકે નિરવાણ;
મુઆ પછે પુરંદર સરખો, થાયે તે ગુણવાન.
વૃત્રઅરિના લોકને પામે, વામે દુઃખના દિન;
દેવ માત્ર વશ વર્તે તેને, થઇ રહે આધીન.
રાજ્યનીતિનો લેશ એ, પૂરો પુરાણી જાણે;
શીખવા માટે તેને યોગ્ય, સાધુજન વખાણે.

. Places evil should avoid.

કડવું

જ્યાં તારે ત્યાગ કરવાં ક્રિયાં ગેહ, તેહ જણાવી દેઉં જેહ;
ત્યાં જાવું ન કહીએ તારે, જો તારું તું શુભ વિચારે.
જ્યાં થાય મંગકારી અન્નનું ભોજન, જે અંતર બહિરથી રહે પાવન;
જેને લાલચ નહિ લવલેશ, જે સ્ત્રીએ ઝાલ્યો નવ વરવેષ.
એટલે પોબાર પવિત્ર નહિ, એવું તેવું જોવું સહી,
તે ઘર ત્યાગ કરી તારે રેવું, તેનું સુખ તારે નવ લેવું.
હે યક્ષ જે ઘરમા સુગતણુ, ભગિનીપુત્રીરૈહ પ્રમાણ;
વળી કુળસ્ત્રીઓકેર રક્ષણ, અતિથિસત્કાર વિણ ન અધ્રક્ષણ.
ત્યાં જેમની તારે જોઈ, ત્યાંથી કૂડી આશા ખોવી;
દર્શે દેવતાનું પૂજન, કર્યે પિતૃનું અનુદિન.
થાયે જે ઘરમા યજ્ઞદેવ, તે ઘર તજવું તારે તતખેવ;
જે ઘેર બાળક વૃદ્ધ ને નારી, નર સ્વજનમા સંપ ભારી.
એવું જોઇ તારે તે તજવું, તે ગેહ ન દેહે ભજવું.
જ્યાં કામિની સ્નેહ માય, મન પ્રીતિની રેહે જ્યાય.

નવ અન્ય ઘેર ફરવા સંચરે, રખડપણું મન નવ ધરે;
તેમ લજ્જાયુક્ત રહે સદૈવ, તેનું જાણવું મોટું દૈવ.
તેવા નારીના જોઇ આચાર, તે ઘર તજવું તારે નિરધાર;
જે ગૃહ શયનાસન સ્વચ્છ અપાર, તેવા ભોજનકેરો ભાર.
યથા ઘટિત વય પ્રમાણ, કે હોય સંબંધકેરો જાણ;
એટલે જેને ઘટે તેવું, મળતું હોય ઉભય એવું.
ત્યા તારે ન જવું નિરવાણ, માની મારૂં વચન પ્રમાણ;
જે ગેહ સાધારણ સાહિત યુક્ત, જ્યા સમ્યક્ કર્મકર્તી વસે યુક્ત
જ્યાં હોયે દયાળુકેરો વાસ, ત્યા તારે વસવાની કરવી ન આશ,
જે ઘર દ્વાર ન ઝાડે રૂંધાયુ, કે ઔષધિમોથે ન તેવું મનાયુ.
જ્યા નરવરના કર્મ ન ભિન્ન, ત્યા વસવું ન તારે થઇ દીન;
બહુધા તો તજવો તે દેશ, કરવો નહિ તે ગેહ પ્રવેશ.
જેનુ પોષણ થાય પ્રમાણ, સુર પિતૃ આવી રહેતા જાણ;
પોષ્યવર્ગ અતિથિને જમતા, રહેલે શેષાન્ને મન જેના ભમતા
એટલે તેવા શેષાન્નથી ધરે દેહ, તજવુ ગેહ તારે યક્ષ તેહ;
જેહ સાચાબોલા સદાય, ક્ષમાશીલ અહિંસક કાય
કોને પરિતાપ ન થાય જેનાથી, કોનુ ખાડું ખમાય નવ તેનાથી;
જે અન્ય ઉત્કર્ષે રાજી થાય, એવા તજવા તારે સદાય
સ્વામીસેવામા જે સમાસક્ત, દુષ્ટ સ્ત્રીસંગમા નહિ રક્ત;
સ્વામી જમતા વધ્યું હોય જેહ, કે ખાતા કુટુંબી બચેલું તેહ.
તે અન્ને પોષણ કરે નારી, તેવી સ્ત્રીને ન જોવી ધારી;
તેનું ઘર જોઈ કરવા પ્રણામ, કરવું નમન વદી મહાનામ
જે દ્વિજ યજ્ઞ કરવામા કુશળ, વેદાભ્યાસે ધરે મહાબળ,
નિત્ય દાન દેવામા પ્રીતિમાન, વા યજ્ઞ કરાવે જોઇ યજમાન
શિષ્ય ભણાવી એકે મન, અથવા દાન લેઈ અનુદન;
જે નિર્વાહ કરતો હોય સત્પાત્ર, તેનું જોવું ન તારે ગાત્ર.
ગમે તે સ્થિતિમા તેને, તજી રેહવું તારે એને;
હવા તારે ક્ષત્રી જોઈ આવો, તેનો લેવો ન કૂડો લહાવો.
જે નૃપ કરતો હોય નિત્ય યાગ, જે દાન દેતો હોય મહાભાગ;
જે અધ્યયન વિષે તત્પર સદા, અંગથી અસ્ત્ર ન છોડે કદા.
સમ્યક્ પ્રકારે કર લેઇ જાણ, રૈયત રાજી રાખે નિર્વાણ;
તેને જોવો ન તારે ભાઇ, તજ જે રૂડો એવો રાઇ.

એવા કેવા વૈસ્યને તજવો તારે, તેહ કહેવું જોજશે મારે;
જે કરતો હોય યજ્ઞ ને દાન, અધ્યયન કરતો હોય મહાન.
પશુ પાળવામા પ્રીતિ જેની, ખૂંતી ખેતીમા બુદ્ધિ તેની;
વ્યાપારવૃત્તિએ મેળવે અન્ન, કમાઇ થોડું થાય પ્રસન્ન.
તેવા વૈસ્યને તજવો સાર, તેનું જોવું ન તારે ધાર.
હે યક્ષ્મ શૂદ્ર તજવો કેવો, તેહ વર્ણુવી દાખું જેવો.
દાનયજ્ઞ કરતો જેહ, કરે દ્વિજસેવન વળી તેહ;
સદા તત્પર તેવે કાર્યે, એવા સિદ્ધિ ન ધારે અનાર્યે.
દ્વિજસેવાથી થઈ સંતોષ, જુવે દ્વિજના નહિ કદી દોષ.
દ્વિજઅન્નવડે પામે સુખ, તેવા શૂદ્રકેરૂ ન જોવુ મુખ.
શિક્ષા માનવી મારી સત્ય, નીકર વસમી થાશે ગત્ય.
જે ગેહે ગૃહસ્થનર નિરવાણુ, શ્રુતિ સ્મૃતિનો હોય જાણ.
તે ઉભયમા કહ્યુ જેવું. સ્વયં જીવિત ચલાવે તેવું;
એવો સુધી જાય જે ઠામ, જાયે તેની પૂઠે તેની વાગ.
જ્યા હોય સત્પુત્ર પાવન, ગુર સુર પિતૃ પૂજે અનુદ્દન,
જ્યા પત્ની પૂજન પતિનુ કરે, ત્યા અલક્ષ્મી જઇ કિમ ઠરે.
વા યક્ષ્મ તારાથકી શુ થાય, જાય તેવે ઠામે તો કંપે કાય;
જે ગૃહ નિત્ય સંધ્યા સમે લીંપાયે, વા જળ છાંટી શુદ્ધ જ થાય.
તેમ જ્યા પુષ્પના બલિ અર્પાય, એવી શુચિતા જ્યાહી સંધાય;
હે યક્ષ્મ તેવા ઘર સામે તારે, કદા નવ જોવું નિરધારે.
જે ઘરમા મૃવાકેરી શય્યા, ભલે હોય નાના મોટા છૈયા;
પણ તે શય્યાને નિર્વાણુ, નવ સૂર્ય નિરખે જાણુ.
જે ગૃહમા વહ્નિ ને વારી, કદા નાશ નવ પામે અવિધારી.
જે ગૃહમા સૂર્યદર્શન સુધી, દીપ રાણો કરવાની થાય ન બુદ્ધિ
તેહ ગેહ લક્ષ્મીકેરા પાત્ર, એવું આચરના સત્પાત્ર;
બલિવર્દ ચંદન અને વીણા, આદર્શ મધ આજ્યે ભીના
રેહતા હોય તામ્રના પાત્ર સદાય, વા શૃંન વારી ભરાય તે માય;
તે મદિર તારો ન ઠામ, એમ બોલ્યા ત્રિભુવનસ્વામ

7. **The land Bharat**

કડવું.

શી સ્તુતિ કરું અહો ભગવાન, તમો મુને દયા કરી પાવન.
તેહેં પવિત્ર મન થયુ, મારૂં ઘણુ રે

કહ્યો સંક્ષેપે જંબુદ્વીપ જેહ, તે સુણી થયો હું નિઃસંદેહ;
વળી કહો વર્ણન, તમો ભરતખંડતણું રે.

ઢાળ.

ભરતખંડનું વર્ણન ભાખો, મુનિ મુખ બોલ્યા આમ;
ભરતખંડ વિના ન થાયે, અન્યસ્થળ પુણ્ય પાપનું કામ.
ભરતખંડે સ્વર્ગ મોક્ષને, મધ્ય અંત પમાય;
કોઈ અન્ય સ્થળે મનુષ્યને, નવ કર્મ અડકે કાય.
એવું કહ્યું મુનિ તમે મુજને, અહો મહાન્ સુખદાય;
તેણે ભરતખંડ વિસ્તાર સુણવા, મુને ઇચ્છા બહુ થાય
આ ખંડના જે ભેદ છે તે, વળી સ્થિતિ જેવી હોય;
હોય પર્વત જેટલા તે, કહો વર્ણવી સોય.
માર્કંડેય મુનિ તવ ઉચરે, સુણ ક્રૌષ્ટુકિ મુનિ આજ;
આ ભરતખંડને દ્વીપ નવ છે, નુતન તેનાં કાજ.
તે સર્વ સાગરથી વીંટાયા, તેણે પરસ્પર અગમ્ય એહ;
હું નામ તેમનાં દેઉં ગણાવી, તું થાજે નિઃસંદેહ.
ઇંદ્રદ્વીપ કશેરુમાન નામે, તામ્રપર્ણ અગસ્તિમાન;
નાગદ્વિપ ને સૌમ્યદ્વીપ છે, ગંધર્વ વરુણ મહાન.
અને સાગરે આ વીંટાઈ રહ્યો છે, તે નવમો દ્વીપ સુજાણ;
આ દ્વીપ ઉત્તર દક્ષિણે છે, સહસ્ર યોજન વિસ્તૃત પ્રમાણ.
એની પૂર્વે વાસ વસતા, ભિલ્લલોક અજાણ;
પશ્ચિમે સહુ યવન વસતા, જેહ દુરાચારી મહાન.
વળી દ્વિજ ક્ષત્રિય વૈસ્ય ને, શૂદ્રો વસે જે સાર;
તે દેશ મધ્ય વિભાગમાં સહુ, વસે છે નિરધાર.
તેઓ યજ્ઞ વેદાધ્યયન કરતા, વ્યાપાર કરતા કોઈ;
એવાં કર્મો સચિવ ધીએ સાધે, તેણે અરિ રૈતા રોઈ.
તેમનો પરસ્પર વ્યવહાર ને, સ્વર્ગ મોક્ષ વળી જેહ;
પુણ્ય પ્રાયશ્ચિત પ્રાપ્ત થાય, કર્મે કરી નિઃસંદેહ.
હવાં કુલપર્વત આવિયા જે, તે કહું છું આજ;
એક ચિત્તે શ્રવણ કરજે, તોં થઇશ દ્વિજરાજ.
મહેન્દ્ર મલય ને સહ્યાદ્રિ, શુક્તિમાન ઋક્ષ નગ જાન;
વિંધ્ય પારિયાત્ર નામે, સપ્ત છે પ્રમાણ.

એહ નગ સમીપથી, ઉપજ્યા અનેક નગ જેહ;
તે વિસ્તારવાળા ઉંચા અતિશે, છે વિશાળ રમણિક તેહ.
તેનાં ચિત્ર વિચિત્ર શિખર શોભે, તેનું વર્ણન નવ થાય;
મુખ્ય મુખ્યના નામ ગણાવું, સુણ્ય તું દ્વિજરાય.
કોલાહલ, વૈભાજ, મંદર, દુર્ગાચળ વાતસ્વન;
છે વિદ્યુત ને મેનાક સ્વગમ, તુંગપ્રસ્થ મહાપાવન.
નાગગિરિ રોચન પાડુરાચલ, છે પુષ્પ દુર્જયંત;
રૈવત અર્બુદ ઋષ્યમૂક છે, કૂટશૈલ ને ગોમંત.
છે કૃતસ્મર ને શ્રીનગ નામે, એકોરાદિક જાણ;
એવા સહસ્રાવધિ નગ વસે જ્યાં, તે છે ભરતખંડ પ્રમાણ.
એહ પર્વતથકી ક્રોંપ્દુકિ, પડ્યો મ્લેચ્છદેશ વિભાગ;
એણે ભિન્ન આર્યાવર્ત્ત દીસે, જે જોઈ ઉપને અનુરાગ.
ત્યાં ભરતખંડના જન પીએછે, શ્રેષ્ઠ નદીના વારિ,
તે એક ચિત્તે શ્રવણ કરજે, કહું તુને અવિધારી.
ગંગા સરસ્વતી અને સિંધુ, ચંદ્રભાગ જમુના જાણ,
શતદ્રુ, વિતસ્તા, ઇરાવતી, કુહૂ ગોમતી પ્રમાણ.
ધૂતપાપા બાહુદા છે, દષદ્વતી ને વિપાશા;
દેવિકા ચક્ષુ નિશ્ચીરા છે, ગડકી કૌશિકી પ્રકાશા.
એ સર્વ નદીઓ નીકળેછે, હિમાલય મૂળથી પ્રમાણ,
વળી અન્ય નદીઓ વર્ણવું હું, સુણી થા તું સુજાણ.
વેદસ્મૃતી વેદવતી નામે, વૃત્રઘ્ની સિંધુ સાર;
વેણ્વા ને આનંદની, સદાનીરા મહી અવિધાર.
પારા ચર્મણ્વતી નૂપી, વિદિશા વેત્રવતી,
ક્ષિપ્રા અવર્ણી નીકળે છે, પારિયાત્રથી મહામતિ.
શોણા મહાનદી નર્મદા, સુરથા અદ્રિજા નિર્વાણ,
મંદાકિની દશાર્ણા વળી, ચિત્રકૂટા શુચિ પ્રમાણ
ચિત્રોત્પલા તમસા કરમોદા, પિશાચિકા, પિપ્પતિ જાણ.
શ્રોણી વિપાશા વજુના, એ નદીઓ પ્રમાણ.
મેરજા ને શક્તિમતી, શકુલી ત્રિદિવા નામ,
ક્રમુ સ્કંધપાદપ્રસૂતા, વેગવાહિની મહાધામ.
ક્ષિપ્રા પયોષ્ણી નિર્વિંધ્યા ને, તાપી નિષધાવતી,
વેણ્યા વૈતરણી સિનીવાલી, કરતોયા ને કુમુદ્વતી

મહાગૌરી અને દુર્ગા, અંતઃશિવા શુચિ જાણ;
એ પવિત્ર જળવતી નદી નીકળે, વિંધ્યાચળથકી પ્રમાણ.
ગોદાવરી, ભીમરથા, કૃષ્ણા, વેણા તુંગભદ્રા નામ;
સુપ્રયોગા, વાહ્યા, કાવેરી, આદિ નદી મહાધામ.
સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળે, જેનું પવિત્ર ઉત્તમ વાર;
વળી આગળ હું વિસ્તારી ભાખું, કરી યથામતિ વિસ્તાર.
કૃતમાલા ને તામ્રપર્ણી, પુષ્પજા ને ઉત્પલાવતી;
એ શીતોદકા નદી નીકળે છે, મલયાચળેથી મહામતિ.
પિતૃકુલ્યા ને સોમકલ્યા, ઋષિકુલ્યા ઇક્ષુકા નામ;
ત્રિદિવા, લાંગુલિની જાણો, વંશકરા સંત વિશ્રામ.
એ મહેંદ્રાચળમાંથી, નીકળે સરિતા સર્વત્ર;
વળી નિર્મળ વર્ણવું નદી, સુણ તે સર્વે અત્ર.
ઋષિકુલ્યા કુમારી મંદગા, મંદવાહિની કૃપા જેહ;
પલાશિની નદી નીકળે છે, શક્તિમત નગથી એહ.
છે સરસ્વતી સર્વ નદી એ, પુણ્ય ફળદા પૂર;
સમુદ્રસંગમ સર્વ કરતી, ગંગારૂપ કાશીપુર.
વિશ્વમાતા સર્વ એ છે, પાપહારિણી મહાપર્વ;
દ્વિજશર્મ અનેક બીજી લઘુ નદી, જાય ગણતાં ગર્વ.
કેટલીક વર્ષાકાળમાહે, વહે થઇ ભરપૂર;
કેટલીક સદાય વેહતી, જેનું માપી શકાય ન ઉર.
મત્સ્યકૂટ કુલ્ય કુંતલ, કાશી કોસલ દેશ;
અથર્વ અર્કલિંગ મલક ને વૃક, એ છે મધ્યદેશ વિશેષ.
સહ્યાદ્રિકેરી ઉત્તરે છે, ગોદાવરી નદી જાણ;
મનોરંજક દેશ છે તે, પૃથ્વીતળે પ્રમાણ.
ત્યાં મહાત્મા ભાર્ગવતણું છે, ગોવર્ધન નામે પુર;
તે અતિ રમણિક છે, જ્યહા વસે તપના સૂર.
બાહ્લિક આભીર વાટધાના, કાલતોય અપરાંત;
શૂદ્ર પલ્લવ ચર્મખંડિક, ગાંધાર નામે દાંત.
યવન સિંધુ મદ્ર સૌવીર, શતદ્રુજ કલિંગ પારદ;
હારભૂષિક બહુભદ્ર માહર, કૈકેયે કેહ શારદ.
દશમાલિક ક્ષત્રિય વાસ જ્યાં છે, છે વળી વૈશ્ય શૂદ્રનાં કુળ;
જ્યાં વસે આનંદમાં તે, છે સહુ રીતે અનુકૂળ.

કાંબોજ બર્બર દરદ નામે, દર્પવર્ધન ચીન;
તુષાર બહુલ બાલતોનર, આત્રેય ભરદ્વાજ ભિન્ન.
પુષ્કલ કશેરુક લંપક, શૂલકાર ચૂલિક;
જાગુડ ઔપધ અનિમદ્ર નાથે, કિરાતદેશ ને શૂલિક.
તામસ કાશ્મીર તુરંગન છે, હંસમાર્ગ ને ઉર્ણ;
કુહુક દર્વ એ દેશ ઉત્તર, આવિયા ધન પૂર્ણ.
હવા પૂર્વ મગના દેશ ભાખું, સુણ સર્વે આજ,
અધારક મુદકર અતર્ગિર, બહિર્ગિર છે વરગાજ.
પ્રવગ રંગેય માનદ, માનવર્તિક બ્રહ્મોત્તર,
પ્રવિન્ય ભાર્ગવ જ્ઞેય મલ્લક, પ્રાગ્ જ્યોતિષપુર વર.
છે મદ્ર વિદેહ તામ્રલિપ્ત, મલ્લ મગધ ગોમંત,
એ પૂર્વકેરા દેશ મનહર, લઘુ ગણતા ન આવે અંત.
હવા દક્ષિણ દિશાએ આવિયા જે, તે દેશ કહું મુનિરાય,
પુણ્ડ્ર કેવલ ગોલાગુલ ને, ગૈશુપ મૂષિક મહાકાય.
કુસુમ નામવાસક મહારાષ્ટ્ર છે, માહિષક કલિંગ અભીર;
વૈશિક્ય આઢક્ય શબર પુલિંદ, વિંધ્ય મૌલેય દંડક વીર.
વૈદર્ભ અશ્મક ભોગવર્ધન, નૈષિક કુંતલ પૌરિક;
અંધ્ર ઉદ્ભિદ વનદારક વર છે, દક્ષિણ દિશાએ મૌલિક
હવા પશ્ચિમતણા મહું દેશ ભાખું, સુણજે દ્વિજ સાર,
સૂર્પારક કાલિબલ અનીકટ, દુર્ગ પુલિંદ કહું આ વાર.
સુમીન રૂપપ કુરમિન શ્વાપદ, કઠાક્ષર દેશ રસાળ
નાસિક્ય નર્મદાતણી ઉરાર, જે દેશ છે હે બાળ.
ભૃગુકચ્છ માહેય સારસ્વત, સૌરાષ્ટ્ર ને કાશ્મીર,
અવંતી અર્બુદ એ પશ્ચિમતણા છે, દેશ આભળ વીર.
હવા વિંધ્યાચળના દેશ ભાખુ, સુણજે તું તે સર્વ;
સરજ કરૂષ કેરળ ઉત્કલ, ઉત્તમર્ણ દેશ માન્યો પર્વ
દાશાર્ણ ભોજ્ય કિષ્કિંધક છે, ત્રૈપુર વૈદિશા કોશલ,
તુમુર તુંબુલ પટુ નૈષધ, અન્નજ તુષ્ટિકાર તોશલ.
વીરહોત્ર ને અવંતીપુરી, એ સૌ વિંધ્યપૃષ્ઠના દેશ;
હવા જે દેશ પર્વત વિષે છે, તે વદું ગમું ન શેષ.
નીહાર હસમાર્ગ ને કુરુ, ગુર્ગણ મહારસખસ,
કુંન્ત પ્રાવરણ ઉર્ણ નામે, દાર્વ કૃનક ખસ

ત્રિગર્ત ગાલવ કિરાત તામસ, એ સર્વ દેશ મોઝાર;
ત્રેતાદિ યુગનો વિધિ પ્રવર્તે, એક સરખો સાર.
એ રીતે ચારે દિશા દેશે, છે યુક્ત ભરતખંડ;
દક્ષિણ પૂર્વ ને પશ્ચિમે, સાગર આવી રહ્યો પ્રચંડ.
ઉત્તરે હિમવાન નગ છે, ધનુપણછ પ્રમાણ;
હે દ્વીજસત્તમ માહાત્મ્ય એવું, સહુ જાણતા સુજાણ.
સર્વદેશનો બીજ રૂપ એ છે, ભારતવર્ષ ભારેભાર;
બ્રહ્મત્વ છે ઇંદ્રત્વ છે, દેવત્વ છે નિરધાર.
મનુષત્વ છે મૃગ પશુ છે, વળી વસી રહી અપ્સરા નાર;
છે ઉદરચલન પ્રાણી પૂરાં, છે સ્થાવર જાતિ અવિધાર.
હે દ્વીજશાર્દૂલ સુણ સર્વે, અહી જન્મવું દુર્લભ;
શુભાશુભ] કર્મે ખંડ આ, થાય પ્રાપ્ત નહિ સુલભ.
હે દ્વીજસત્તમ આ વિના, નથી કર્મભૂમિ ક્યાહીં;
હે વિપ્ર ઋષિ સુર ધારતા એમ, સદા મનોરથ મન માહી.
દેવત્વ જાતાં પડું પૃથ્વી, માનવત્વ પામુ આંહી;
એવી ઇચ્છાનું કારણ કહું તે, સૈ સુર વાન્છે ત્યાહી.
જે સુર અસુરથી નવ બને તે, મનુષ્ય કરતા સર્વ;
સ્વકર્મશંખલામા પડ્યા, બંધને ગયો સહુ ગર્વ.
સ્વકર્મ ભોગવી છૂટવામા, અતિ આરતવાન;
સુખલેશે વૃદ્ધિ પામિયા તે, સુરકર્મ કરી શકે ન મહાન.
એમ કિંચિત્ કર્મ ન થાય તેથી, ઇચ્છતાં ભરતખંડે વાસ;
તે ખંડે રહી અધમાચારી, જુઓ ગુણ પુરાણી પ્રકાશ.
સુકર્મ તજી કુકર્મ કરતા, ભરી ભાજન મૂકતા શીશ;
નરકમાંથી કેમ છૂટશે, જેનું ભણાય નવ ભવિષ્ય.

8. The Swan and his Beloved.

કડવું.

મનુ જન્મ એવી રીત થાતો, મહામાતો વિશ્વમા;
વનદેવી તેને પાળતી અતિ, ભર્યું ભાળી ભવિષ્યમા;
તે રાન દેવી પાસ સોપી, ગયો ઘેર સ્વરોચિ તો;
રમણિક નગરમાં રમણ કરતાં, ગયો નિકળી ઓચિંતો.

જગ જરાનુ આંમળ ફરે સાથે, ત્રિયા ત્રણે અવનવી;
કેઇ હાવ કરતી ભાવ ધરતી, હાવ ધરતી અનુભવી;
વિષ વિષય, સુધા સમ ગણીને, રમણુ રામાશું કરે;
સુખા જોઈ તેને હંસહંસિ, પ્રતિ ઇમજ ઉચ્ચરે.

## શ્લોક.

મદા પ્રિયા ક્રિયા હવે, સુભોગ કેરી ત્યાગની;
વિરામ પામ વામ, કામકેલિ મેલ માગની;
ઘણા દિવા સુધી રમ્યો હું, તારી સાથ સાધની!
સદા કરી શું ભોગ રોગસિદ્ધિ હંસિ સાધની?
વગે વધી તું ઉરશીએ, વિચાર તેહનો કરો;
ભવાબ્ધિ ત્યાગવાતણો વિચાર કેમ ન 'આદરો;
કુકામ બાણુ સાધી સાધી, બાધી બાંધી મારશે:
તને મને ન તારશે કદાચ તેજ તારશે.

## શ્લોક.

શું ભોગી ભોગ્ય સ્વામી, સમય નવ થયો, આજ કામી ન થાવું;
ભાખ્યા ત્યારે પતિ હું, સમય સહુ ટળ્યો, ના રહ્યો નાથ આવું;
આખા વિશ્વે વસ્યો છે, ભરપુર સઘળે, ભોગ ભોગી વખાણે;
વિપ્રો ઇંદ્રિય છતી, તમ મન ધનથી, ભોગ યથાર્થ માને.
જાણેલા વા ન જાણ્યા, જન વન વસતા, ભોગ ભોગી ભણાયા;
ભોગેચ્છાને વિવેકી, અરણુ કરી વરી, દાન દાતા ગણાયા;
પૂર્તાદિ ધર્મ સાથે, ભરપૂર ભવમાં, ભોગનો જોગ ધારી;
[illegible] પરઠો અમિત મન થયું. જડ કાયા નઠારી.

ન શીવ રંગે તેહ પ્રાણી યોગ મળવે કદા;
મતિ શુચિ ન તેમની વળુંધી રેહતી સર્વદા.
સરો કુકર્દમાબ્ધિમાં કરિ પડયો જ જંગલી;
ડુબી ગયો અતિવથી તશી ગતિ અમે કળી;
ઘણા પુરૂષ પદ્મિની સુપુત્ર મિત્ર ચિત્રમાં;
ભમી રહ્યા શમી રહ્યા નમી રહ્યા વિચિત્રમાં.
વરે, સ્વરોચિ આ જુઓ મહાન રંગ રાગમાં;
લઘુપણાથી કામ અગ્નિ લગ્નિ લાગી લાગમાં;
સનેહ દેહ એહનો કુકર્દમે જઈ ધરે;
વરાંગી! સાહે શીવ તેની કેઈ પેર તો કરે.
સ્વરોચિને મને જુવાની જુવતી વશી રહી;
સુપુત્ર પૌત્ર આદિકે ડુબી ગયો લહે સહી;
વદો ન કેમ નીકળે, સદા સુભોગ ભોગવ્યા;
કુરોગ જાણવા જુવંતી, જેહ જોગ જોગવ્યા.
નથી હું નાર! આધિને સ્વરોચિ પેઠ સર્વદા;
સુભોગનો, વિવેકી છું હવાં ન ભોગવું કદા;
નિવૃત્તિ માની, ખોટી જાણી ભોગ સિદ્ધિ ભાવતી;
સ્વરોચિ મૂઢને સદા કુસંગતિ ભમાવતી.

એ પ્રકારે સુણી પક્ષીવાણી, કષ્ટકારી સ્વરોચિષે;
ઉદ્વેગ વ્યાપ્યો અંગમા અતિ, ગયો વનમાં શોચી એ;
સ્ત્રી સાથ તાપસ તે થયો, ત્યા રહ્યો આરાધન કરી;
ત્રિ સ્વામીની સહ સાધિયું તપ, પાપ નાશ કર્યાં ધરી.
એવો ઉદારજ બુદ્ધિશાળા, વિમળ લોકે તે ગયો;
ઇતિ માર્કંડેય પુરાણ મધ્યે, મન્તર અધ્યાય કહ્યો;
છાસઠમો અધ્યાય થયો છે, જન્મ ન્યા સ્વારોચિષે;
પુર આણી ધાલી ધાણી તાણી, તર્કડી અહિંયાં દિસે.

વલણ

દિસે અહિંયા હરિગુણગણ, કે દ્વિજકેરી સેવ રે;
જન પ્રેમાનંદ કાંઈ ન જાણે, મહામોટા દેવ રે.

પ્રશ્ન પૃથ્વીપતિને ઘણા, ઉપજિયા તેહ કાળ;
કિંતુ ક્રોધ વ્યાપ્ત કાયા હતી, માટે કાંઇ બોલ્યો ન ભૂપાળ. દુઃખ
આજ્ઞા આપી આચાર્યને કહ્યું, ક્ષમા કરજો ભૂદેવ;
એમ કરી દ્વીજ વળાવિયા, રાય ચિંતવતો અતિ એવ. દુઃખ
અન્ય સ્થળે જઈ શયન કર્યું, તેનું નવ સ્ત્રીને દુઃખ;
પ્રભાત થયે રાય ઊઠિયો, માની જેમ તેમ મનમાં સુખ. દુઃખ.
કરવા લાગ્યો રાજ્યકાર્ય તે, ધર્માસને બેશી ધીર;
એવે સમાચાર સાંભળ્યા, આવે નૃપ મળવા કુરવીર. દુઃખ.
ઉદુંબર દેશનો અધિપતિ, રાયનો મહામિત્ર;
શ્રીમદ્દવર્ધમાન આવીયો, કરવા પુણ્યતીર્થ પવિત્ર. દુઃખ.
નૃપ ઊઠી મળવા ગયો, તેને જોજન એક;
સન્માન કરી મંદિર આણિયો, ધરી વપુ મધ્ય વિવેક. દુઃખ.
તેની આગતા સ્વાગતા અતિ કરી, આપ્યો વસવા શુભ ઠામ;
તેની રાણીને મળવા નવ ગઇ, બહુલા પોતાની વામ દુઃખ.
તે માનવતી મહિલા પળપળે, પૂછતી તેના સમાચાર;
રાય ઉત્તર કંઈ આપે નહિ, ફેરવી વાળે વાત સાર. દુઃખ.
વળી બીજે દિને રાયે રાખિયું, ગાનતાન સભામાંય.
મિત્ર ને મિત્રપત્ની સહી આવ્યાં, બિરાજ્યાં નૃપ જ્યાંય. દુઃખ.
ત્યાં બહુલા પણ આવી હતી, અતિ નૃપાગ્રહે નિર્વાણ;
તે માનવતીશું નવ બોલતી, બેઠી મુખ મરડી પ્રમાણ. દુઃખ.
તેનું કારણ કુરવીરકામિની, કંઇ નવ કળી શકી સુજાણ;
એવે ત્યાં વારાંગના આવતી, ને ત્યાં કરતી નૃત્ય નિર્વાણ. દુઃખ.
ગાયક ગાયન કરે ઘણું, રીઝવવા ભૂપાળ;
એમ નાટારંગ થઈ રહ્યો, સહુને આનંદ તે કાળ. દુઃખ.
એવે મદ્યવાહિની લાવતી, મદ્ય ભરી પાત્રમાંય;
તે પ્રત્યેકને પાત્ર આપતી, ગઈ બહુલા બેઠી હતી જ્યાંય. દુઃખ.
તેણે પાત્ર કે મદ્ય લીધુ નહિં, કહ્યું માનવતીએ અપાર;
તદા લજ્જા લાગી તેની સાથ તે, બોલ્યો તવ ઉત્તમ નૃપાળ દુઃખ.
ઘેલછા વ્યાપી છે એહને, તેણે દીસે સદા વિકાળ;
એટલું કેહનામાં રહીશ ક્યાં ? દીધી મુખ અનેક ગાળ. દુઃખ.
રાજા બેઠો દમ્યા કરે, ત્યમ ત્યમ થાતી કરાળ;
શું દમે છે કહી બોલતી, ગજ બોલી તતકાળ બાળ. દુઃખ.

તે જોઇ નિંદે નૃપને તહીં, પરિજન મળ્યા જેહ;
કુરવીર મન સંશય કરે, શકે મિત્ર સ્ત્રીજિત એહ. દુઃખ.
કુરવીર કેહ આંખ ફેરવી, મિત્રપત્નીને આમ;
બહુલા બકબક શું કરો અતિ, કંઈ વિચારો મન વામ. દુઃખ.
બહુલા કેહ સમજાવે શું મને, હું નથી લેતી તારૂં નામ;
આ ધામ નથી કંઇ તાહરાં, એમ વદી થાતી ઉદ્દામ. દુઃખ.
નિવૃત્તિ ન પામી એટલું કરી, સુરાપાત્ર નાખતી તેહ;
તે નૃપપાત્રે આવી વાગતું, તે પડતું ઢળતું નિઃસંદેહ. દુઃખ.
તોય રાજા કંઈ નવ વદ્યો, પણ સળગ્યો ક્રોધાગ્નિ પૂર;
આનંદ દુઃખદાયક થયો, અમુઝાયો અતિ શૂર. દુઃખ.
જે નિર્માણ કરેલી આનંદક્રિયા, તે તો નવ ફેરવી શકાય;
જેમ તેમ કરીને પૂરી કરી, સળગી ક્રોધે રાયની કાય. દુઃખ.
મિત્ર વારે શાંત્વન કરે, આપે દૃષ્ટાંત અનેક;
કેહ મારી ઘરણી પણ એવી છે, ન હોય વનિતાને વિવેક. દુઃખ.
વિવેકી રાજા સમજે સહુ, નવ ઉત્તર મુખથી દે તેહ;
હા હા ખરૂં ખરૂં એમ કહે, સળગે ક્રોધાગ્નિએ અતિ દેહ. દુઃખ.
જે ઘણા રાજાના સમક્ષમા, રામાએ કર્યો મહાઅપરાધ;
તે સહન રાજા કરી નવ શક્યો, જો કે હતો સમ્યક્ સાધ. દુઃખ.
જેને પ્રિયા ગણી પટરાણી કરી, તે અપ્રિય ગણતી અપાર;
તરછોડતી વારંવાર સહી, તે કોપ વ્યાપ્યો મન મોઝાર. દુઃખ.
ચક્ષુઃશ્રવા સમ રાય તે, નાખતો વારંવાર નિઃશ્વાસ;
એવે સભા વિસર્જન થઈ, જાન. સહુ સહુને આવાસ. દુઃખ.
કોઈ રાજાને નિંદતા, કોઈ વંદતા વદી વેણ;
એમ વાતો કરતા ઘેર ગયા, તે ઘડી લાગી નૃપને દુઃખ દેણ. દુઃખ.
તેણે દ્વારપાળને તર્ત તેડિયો, કહ્યું બોલાવી મુખ આમ;
આ દુષ્ટ ભાર્યા મારી અતિ ઘણી, દુષ્ટ અંતઃકરણવાળી વામ. દુઃખ.
તેને લેઇ જાઓ અહીંઆં થકી, મૂકો જઇ વને વિશાળ;
જ્યાં મનુષ્ય પ્રાણી નામ નવ મળે, જ્યાં કોપે જોઈ કાળ કરાળ. દુઃખ.
ત્યાં સત્વર લેઇ જાઓ સહી, નવ કરશો કંઈ વાર;
અતિ થયું અતિ મેં સહ્યું, કરશો ન કોઈએ વિચાર. દુઃખ.
એમ ક્રોધી મહાનૃપ બોલિયો, કરી નિર્ણય નિરધાર;
માર્કંડેય કેહ સુણ મહામુનિ, સમજ્યો દ્વારપાળ તે વાર. દુઃખ.

આ સમય હા ના કર્યાનો નથી, ત્યમ દુષ્ટાનું કહ્યું શુંય;
એણે દુઃખ દીધાં મુજને ઘણાં, કંટક વાળી રાખું શે હુંય. દુઃખ
ક્રોધાનળ પ્રગટ્યો એની મેળે, તેમાં ભલે બળતો કંટક;
એમ વિચારી સુંદરભૃકુટિવતી, નાંખી રથે સુણે કોણ ટકટક. દુઃખ
રથમાં બેસાડી વન લેઇ ગયો, મૂકી દેતાં કર્યો ન વિચાર;
વિલાપ સુણે ન વનિતા તણા, મૂકી વન ઘોર મોઝાર. દુઃખ.
પુર ભણી જાવા તે નીકળ્યો, એકલી પડી નારી નિર્વાણ;
ત્યા પણ રીસ પતિ પર કરે, કરીએ તેનાં કેટલાં વખાણ. દુઃખ.
સવાં નામ દેવું નવ એહનું, કે બીજી હોય એવી નાર;
તે ઉભયને વન મૂકી કરી, ન કરવો વિચક્ષણે વિચાર. દુઃખ.
દ્વારપાળ મૂકી આવિયો, બેટચો બેઠો જ્યાહાં ભૂપાળ;
આજ્ઞા પાળી અહીં આવિઓ, વામા મૂકી વન વિશાળ. દુઃખ
ક્રોધમાં રાયે વાડું કહ્યું, નમી ગયો દ્વારપાળ;
તે વાત વાટે ઘાટે વિસ્તરી, કોઇ કેહ સારું કર્યું ભૂપાળ. દુઃખ.
મિત્ર ઠપકો અતિ આપતા, આ તો થયું કૃત્ય કરાળ;
તે કુરવીરે જાણી વારતા, જાણ્યું માનવતી તે કાળ. દુઃખ.
તે રાયને કેહવા ઘણું લાગિયાં, કર્યો આગ્રહ તેડાવો નાર;
ઉત્તમ ઉત્તર આપે નહિ, સહુને ગમે મન મોઝાર. દુઃખ
એમ વાત વીસારે થઈ પડી, ગયાં મિત્ર મિત્રપત્ની માર;
ક્રોધ કારણ જે આવ્યા હતાં, તે કાર્ય કરી ગયાં નિર્ધાર. દુઃખ.
એ પુરાણી કાજે કેહવું પડે, સમજે શાણા સહુ ગુણવાન;
હવા રાજા ચિંતા કરતો મનમાં, તજી ગોરી મહારૂપવાન. દુઃખ
વળી મનને ગમ વારતો, ગુણવિણ રૂપ ન શોભાય;
દિવારાત્રી રાજ્ય કરતા છતા, નિવૃત ન પામે મહાકાય. દુઃખ.
સુંદરાંગીને સાંભર્યા કરે, કુટેવ વીસરાવે તે વાર;
એમ વિદોજે મન હીંચતું, તદપિ કર્યો એક નિર્ધાર. દુઃખ
જો એવી રૂપાળીને ગુણવતી મળે, તો મારે કરવો વિવાહ;
એવી બીજી રૂપવતી મળનાર નહિ, તમ પરણું નવ દુઃખદાય. દુઃખ.
એમ અહોરાત્ર તેહ વિચારતો, ઉત્તમ અનુરાગ ભૂપાળ;
ઓના અવગુણ આવી ઝાલતા, સાંભરી રૂપવડે વળી બાળ. દુઃખ.
જો ગુણ હોયે એટલા સહી, તો ન રૂપ સંભારે કોઈ;
કુરૂપી સાથ ઘણાએ કર્યા, ઘરબાર સાથી મહુ મોઇ. દુઃખ.

## XVIII. From સપ્તમ સ્કંધ ( પ્રહ્લાદાખ્યાન )

### 1. The three arch-enemies of Ishwara.

કહે ધર્મને વેણા ધારી, શિશુપાલ હુતો અવતારી;
કહું પૂર્વ કથા વિસ્તારી, જેમ ભ્રાંતિ ભાગે તારી.
ભક્ત બ્રહ્માજીના કુમાર, સનકાદિક બ્રાહ્મણ ચાર;
વીરલા તે વૈષ્ણવ જન, ગયા વૈકુંઠ હરિ દર્શન.
તેને આજ્ઞા પરમેશ્વરની, નહિ આણ તે લક્ષ્મીવરની;
ઋષિ ગયા વૈકુંઠ દ્વારે, વાર્યા જય વિજય પ્રતિહારે.
નારાયણની આજ્ઞા નથી, દુઃખ પામ્યા ચારે જતી;
જોયું ભૂત ભવિષ્ય વર્ત્તમાને, નથી ના કહી કદી શ્રી ભગવાને.
વિના કહે પોપિયા વારે, સનકાદિક ક્રોધ્યા ચારે;
એવો કોણ જે અમને રાખે, બોલો મિથ્યા આજ્ઞા પાળે.
હરિ દર્શનના અંતરાઈ, માડી અમ સાથે શું ઠગાઇ?
દીધો શાપ ઋષિ ભર્યા શોકે, જાઓ પાપી પડો મૃત્યુ લોકે.
તમો ભક્તિ ભગવાનની ભૂલો, માત ગર્ભે અધો મુખ ઝુલો;
મળ મૂત્ર કાયા ખરડો, કૃમિ કીટ બહુ તમને કરડો.
તમને વૈકુંઠ વાસ ન રૂડો, બળો જઠરાગ્નિ ને નર્કમા બૂડો;
એક ઘડી આ સ્થાનક નટકો, જાઓ ભૂલા ભવમા ભટકો.
જરા યૌવન અવસ્થા વેઠો, પામો જન્મ સર્વથી હેઠો;
ભોગવો દુઃખ દાડી દાડી, કયમ કીધી જેષ્ટિકા આડી.
નર્કે પડવાને ભયે બોલિયા, પાગે લાગી કહે બે પોળીઆ;
પાહિ પાહિ શરણે રાખો, મુનિ મૃત્યુ નર્કે ના નાખો.
અમને રાખો વૈકુંઠ ટૂકયા, ક્ષમાકરો બોલતા ચૂકયા;
અમો તમારા ગુણ્યા રહિશે, હવે કોને નાતવ કહિશે
છીએ હીન દીન બુદ્ધિ બાળ, કરો કરણા દીન દયાળ,
શાપ પ્રહારે કાયા કષ્ટિ, દીજે કરુણા ઋષિ સમ દૃષ્ટિ.
એ સાભળી દીનત્વ વાણી, સનકાદીકે કરણા આણી;
કરો ઉપાય તીરથ ક્ષેપ, ન ટળે શાપ અમારો વજ્ર લેપ.
અશ્વત્થ કાષ્ટમા બાળો આપ. તોયે ન ટળે દીધો શાપ:
વિષ્ણુદાસ પ્રાય છો તમો, શાપ અનુગ્રહ કરૂં અમો.
હરિ ભક્તિ કરો દ્વય ભ્રાત, તો અવતાર લ્યો તમો સાત;
સપ્ત જન્મ ગાઓ શ્રીહરિ, આવો સ્થાનક આવે ફરી.

જો ભક્તિ ન થાય દઢાવ, ત્રણ જન્મ જન્મો વૈરભાવ;
અસુર થઇ વઢો ઇશ્વર સંગ, ઉતારે સત્વર શ્રીરંગ.
કરો વૈરી થઇ યુદ્ધ યુક્તિ, ત્રણ જન્મે પામો મુક્તિ;
જય વિજય કહે શીઘ્રે કરિયે, વૈરભાવ લઈ અવતરિયે.
પાર પામિયે જન્મજ તરણ, ફરી આવિયે હરિને ચરણ;
પછે મૃત્યુ લોક સંચરિયા, અસુર યોનિએ તે અવતરિયા.
નારદ કહે સુણો રાયધર્મ, બ્રહ્મશાપે ભોગવ્યાં કર્મ;
કશ્યપ પિતા દિતિ માત, ત્યાં અવતરિયા બે ભ્રાત.
મહાનામી સંસારમાં સાક્ષ, હિરણ્યકશિપુ ને હિરણ્યાક્ષ;
તેને વિષ્ણુએ પમાડ્યા મર્ણ, ફરી થયા રાવણ કુંભકર્ણ.
તેનો રામે આણ્યો કાળ, હવા દંતવક્ર શિશુપાળ;
જન્મ લેવાનો આવ્યો અંત, માટે મુક્તિ આપી ભગવંત.
શિશુપાળને મહાપદ દીધું, માટે તેજ પ્રભુએ પીધું.

Hiranyakashipu asks for a boon.

માગ માગ કહે પ્રજાપતિ, હું હવો છું તુષ્ટમાન;
હિરણ્યગર્ભને પાયે લાગ્યો, કરજોડી રાજાન.
કમળ ભુતયો કૃપા દીધી, માગું એ વરદાન;
અજર, અમર, અભેદ, અછેદ, શરીર વજ્ર સમાન.
પાવક ન પ્રજાળે હિમ ન ગાળે, શોષે નહિ સમીર;
ગિરિ તરવર ભેટે નહિ કાયા, ન બોળે સાગર નીર.
ન પડે દેહ સર્પ ડસે જો, મંત્ર જંત્ર નવ લાગે;
વેણુ વેણું ને મૃત્તિકા, દર્ભ બાણ નવ વાગે.
ત્વચા અસ્થ માંસ રુધિરે, ન હોયે સૂત્ર હીરનો ઘાત;
પુષ્પ ચંદન અને તુલસી, એથી ન થાઉં નિપાત.
અષ્ટાંગ અન્ન નવ ભેદે, રસકસનો ન વિકાર;
જીવ જંતુથી નાશ ન પામું, ન મારે ગજ તોખાર.
પશુ પક્ષી માનવ દાનવ, ભૂત ભૈરવ સાકણી સિકોતી;
ત્રણ ભુવન ટોળે મળે પણ, ન પડે દેહજ મારી.
સ્ત્રી પુરુષ વંઢળ વેધે નહીં, વ્યાધિ ન વ્યાપે જાતે;
ન મરૂં ગગન ન મરૂં પૃથ્વી, ન મરૂં દિવસ ને રાતે.
કળ પંચે નાશ ન પામું, ન મરૂં વન મોઝાર;
મેડી ઉપર મર્ણ ન પામું, ન મરૂં ઘર કે બાર.

ન હણે વૃદ્ધ ન હણે બાળક, ન હણે યૌવનવંત;
બ્રહ્મા કહે જા કહ્યા તેટલે, તારો ન આવે અંત.
વરદાન આપી વિધિ વળ્યા, આનંદ્યો રાજન;
શિવશોણિતપુર હિરણ્યકશિપુ, આવ્યો માંડ્યું રાજ્યાસન.

## 3. Prahlad goes to school.

પ્રહ્લાદ ભણાવે બાપને, જ્યારે ન હોય અધ્યારૂ;
અવિદ્યા મૂકો પ્રપંચની, ભણો ભણાવ્યું મારૂં.—ટેક
સુણો રે બાળક બાપુઆ, ટાળો રે અજ્ઞાન;
ભજો ભજો પ્રેમ કરી, તારક શ્રી ભગવાન. સુણો.
નિશાળ જાળ માયા તણી, અધ્યારૂ આહેડી;
તે જીવન ને તમે જીવડા, બેસાડયા તેડી. સુણો.
આચાર્યને કામ દક્ષિણાનું, મોટો પ્રપંચ ભણાવે;
ગુરુ કીજે વીરલા સંતને, ભૂલી વાત જણાવે, સુણો.
આંક વિદ્યા માંડી ફાફલા, ભણે કોણ ગયું ખાટી;
રામ નામ લખો શુભ લેખણે, અંતઃકર્ણ પાટી. સુણો.
નિશાળ ધર્મશાળા ભલી, ચઢો મૂકી હડિયો;
ખડી ભરો નવધાભક્તિની, લેઇ શુભ કર્મ ખડિયો. સુણો.
ઘોપ કર બહુ જનનું, જીવ ફેરા ફરિયો;
ખોટ ગઇ વેપારમા, એકું અર્થ ન સરિયો. સુણો.
અગણિત વિદ્યા ભણી ઘણી, બહુ જન્મે આ ફળિયો;
ગુરુ કીધા તમો નવ નવા, પણ રામ ન મળિયો. સુણો.
કુવિધાને જે જે ભણે, તેને બૂડતા દેખું;
નામદાર એવો કો નહિ, આપે જમને લેખું. સુણો.
ખોટો અધ્યારૂ ખોટા નિશાળિયા, ભણે ખોટી વાણી;
સાચી સંગત સંતની, સાચો સારંગપાણિ. સુણો.
ગણીત વિદ્યા ભણી ભલી, કોણ ભવજળ તરિયો;
શીખ્યું મેળ્યું સર્વ ધૂળમા, જો વિવેક ન કરિયો. સુણો.
બારાક્ષરી પદ બારનો, હ્રસ્વ દીર્ઘ ને જાણો;
વ્યાપક અક્ષરનો ગુરુ, ઉર માહે નવ આણો. સુણો.
બે અક્ષર બાવન વિષે, તેને ખોળી લીજે;
સુંદર રસ છે સાતમો, તેણે રામજી રીઝે. સુણો.

ત્રણ અમુલક વસ્તુ જે, તે શ્રીપતને સમર્યાં;
ભૂધર ભૂખ્યો ભાવનો, તન મન ધનને તર્યાં. સુણો.
રાય નિત્ય ભણે ન્યાયને, ખટશાસ્ત્ર ને વેદ,
ડહોળી જોયું ડાહપણ કરી, પણ જાણ્યો ન ભેદ. સુણો.
પંડિત પોકી જાણવા, ખાએ ગત વિના ગોથાં;
પ્રેમ વિના પોથી વહે, તે તો સરવે થોથાં. સુણો.
જન્મ મર્ણ મહા દુઃખ તણી, પહેરી પાગે બેડી;
દેઇ ઉપદેશજ સદ્ગુરુ, સઘળ્ નાખે ફેડી. સુણો.
જનની જઠરાગ્નિ વિષે, ઉંધે મસ્તક રેવું;
ઝકડ્યો કરડ્યો કરમિયે, નર્કનું મહા દુઃખ સેવું. સુણો.
મળ મૂત્ર દુર્વાસના, વેદના દશ માસ;
રાત્ર દિવસ નિદ્રા નહીં, ત્યાંથી કાઢ્યો અવિનાશ. સુણો.
ભજન ભૂલ્યો ભગવાનનું, વિસર્યો વૈદનાથ;
ચર્ણ પંગુ મુખ મૂકતા, દુઃખ નવ કેવાય. સુણો.
વાધ્યા થઈ વિદ્યા ભણ્યો, આવિયું યૌવન;
માત તાતે પરણાવિયો, વહાલી પામ્યો સ્ત્રી જન. સુણો.
મોહ પામ્યો મહિલા વિષે, પેટ પડિયા તન;
ચિંતા થઇ ચિત્તને વિષે, માટે જોઇએ ધન. સુણો.
રાત દિવસ રળતો ઘણું, તોય ન મન ધરાય;
વૃદ્ધ કાયા થઇ જાજરી, વાધી લઘુતાય. સુણો.
ધ્રુજે પગ નાસા ગળે, પડ્યા દાત બધિર;
તેજ ઘટ્યું નયણા તણું, પડ્યો રહે મંદિર. સુણો.
બેઠો સાચવે બારણું, હીંહોળે પારણે બાળ;
મન જાણે હું ઘરધણી, એવી માયાજાળ. સુણો.
માયા જાળ જંજાળ એ, જુગતે જુઓ બાળ;
મર્ણ તણી પ્રભુ ટાળશે, ભજતે ઘટમાળ. સુણો.
નિશાળિયા સહુ ગાજીઆ, નાખ્યા પાટી ખડિયા;
ઉપદેશ આપ્યો પ્રહ્લાદજિયે, સહુ પાગે પડિયા. સુણો.
તમો ગુરુ અમો વિદ્યાર્થી, બ્રહ્મજ્ઞાન ભણાવો;
શંડામર્ક નહિ પામીએ, તમો તત્વ જણાવો. સુણો.
સત્સંગત ભક્તિ થઇ, મુક્તિના ભોગી;
[illegible] તે કહે શુક જોગી. સુણો.

હરિ વિના જેજે આતુરી, તે સહુ ચૂલામાં પડશે;
હરિ વિનાં બળિઆ જેહ, તેને કાળ કાલ નડશે.
માત તાતને ભ્રાત, પ્રેમદા પોતાના જાયા;
ધન ધરણી ને ધામ, કાયા ખોટી એ માયા.

## વલણ.

ખોટી માયા સર્વથા, જૂઠે ઉપજે જ્ઞાન રે;
દીપથી દીપ થાયે, એમ કીધા આપ સમાન રે.

પદતા નારદ મુન્ય, હરિ હરિ. સુણ યુધિષ્ટર રાજન; હરિ હરિ.
એમ કહે રાન્યકુમાર, હરિ હરિ. અસત્ય આ સંસાર હરિ હરિ.
બ્રહ્મ સનાતન ભણિયે, હરિ હરિ. હું તું ભાવને હણિયે; હરિ હરિ.
મોહ માયાને જીતો, હરિ હરિ. બાળ અવસ્થા ચેતો. હરિ હરિ.
બાળક થઇ જો રમિયે, હરિ હરિ. ભક્તિ વિના ભવ ભમિયે; હરિ હરિ.
શત વર્ષ આવરદાયે, હરિ હરિ. અર્ધું જાએ નિદ્રાયે. હરિ હરિ.
પછે રહ્યાં પંચાશ, હરિ હરિ. તેનો શો વિશ્વાસ; હરિ હરિ.
દશ બાળપણામા જાય, હરિ હરિ. પંચ ભણે વિદ્યાય. હરિ હરિ.
યૌવન વહાલી નારી, હરિ હરિ. જીવ વિષય વિહારી; હરિ હરિ.
કામરસ અતિ કૂડો, હરિ હરિ. પ્રાણ વિષયમાં બૂડો. હરિ હરિ.
ભાવ ભક્તિ નવ ભાવિ, હરિ હરિ. વૃદ્ધ અવસ્થા આવી; હરિ હરિ.
લોભ લલુતા વાધી, હરિ હરિ. જીવ થયો અપરાધી. હરિ હરિ.
લાગ્યો ઘર જંજાળ, હરિ હરિ. વિસર્યા શ્રી ગોપાળ; હરિ હરિ.
આયુશની આશા તજિયે, હરિ હરિ. બાળપણે હરિ ભજિયે. હરિ હરિ.
જીવ જાણે ધન જોડું, હરિ હરિ. ન જાણે આયું થોડું; હરિ હરિ.
વૃદ્ધ કરીશું સ્મરણ, હરિ હરિ. અધવચ આવે મરણ. હરિ હરિ.
વિદ્યુત યથા તમાલ, હરિ હરિ. એમ આવે કાળ; હરિ હરિ.
મરી અવતરવું નેટ, હરિ હરિ. હોહવું જનની પેટ. હરિ હરિ
કર્મે કરડે નર્કે રૂધે, હરિ હરિ. રહેવું મસ્તક ઊંધે; હરિ હરિ.
જીવ પડ્યો કર્મ જાળે, હરિ હરિ. જઠરાગ્નિ પ્રજાળે. હરિ હરિ.
એવી ચોરાશી ઘટમાળ, હરિ હરિ. નાના વિધિ જંજાળ; હરિ હરિ.
અનંત ધરવી કાય, હરિ હરિ. પડવું મહા દુઃખમાંય. હરિ હરિ.
વનસ્પતિ ભાર અઢાર, હરિ હરિ. ગણતે ન આવે પાર; હરિ હરિ.
પશુતણા અવતાર, હરિ હરિ. અવતરવું વાર વાર. હરિ હરિ.

જળ જંતુનું થાવું, હરિ હરિ. જીવ જંતુનું ખાવું; હરિ હરિ.
સર્પને કીટ પતંગ, હરિ હરિ. મોટા દેહ માતંગ. હરિ હરિ.
શ્વાન સૂકર ઘટ લક્ષ, હરિ હરિ. ભુંડું ફરવું ભક્ષ; હરિ હરિ.
પેટ ભરી નવ ધાવું, હરિ હરિ. માટે ગોવિંદ ગાવું. હરિ હરિ.
કોણ ચૂકાવે ત્યાંથી, હરિ હરિ. ભજનવિન સુખ કયાંથી; હરિ હરિ.
જનમ મરણ દુઃખ મોટું, હરિ હરિ. સંસારનું સુખ ખોટું. હરિ હરિ.
સુણી પ્રહ્લાદ વચન, હરિ હરિ. બાળક થયા પ્રસન્ન; હરિ હરિ
સરવે લાગ્યા પાય, હરિ હરિ. અતિ કીધી કરૂણાય. હરિ હરિ.
દેતા પ્રદક્ષિણાય, હરિ હરિ. સ્તુતિ કરે ગુણ ગાય; હરિ હરિ.
ઉલટ મન અતિ થાય, હરિ હરિ. ઓળખ્યા પરમાત્માય. હરિ હરિ.
સદ્દગુરુ તમો અમારા, હરિ હરિ. સેવું ચરણ તમારા; હરિ હરિ.
અમો કશે નવ રીઝું, હરિ હરિ. ભાઠ પડો ભણવું બીજું હરિ હરિ.
શોક રૂપ સંસાર, હરિ હરિ. મિથ્યા મસ્તક ભાર; હરિ હરિ.
કઠણ કાળનો માર, હરિ હરિ. અમો ઉતર્યા ભવપાર. હરિ હરિ.
પામ્યા આત્મજ્ઞાન, હરિ હરિ. મૂકે નહીં હરિધ્યાન; હરિ હરિ.
એકેકને દે છે માન, હરિ હરિ. કરતા ગોવિંદ ગાન. હરિ હરિ.
શુક કહે સુણ રાય, હરિ હરિ. પામ્યા વૈષ્ણવતાય; હરિ હરિ.
નિશાળિયા ગુણ ગાય, હરિ હરિ. નમો પ્રહ્લાદને થાય. હરિ હરિ.
મૂક્યાં કર્મ પ્રજાળી, હરિ હરિ. નાચે વજાડે તાળી; હરિ હરિ.
ગુરુની લજ્જા લોપી, હરિ હરિ. કંઠ માળા શીર ટોપી. હરિ હરિ.
નિશાળ ગુરુની ભાગી, હરિ હરિ. નિશાળિયા કીધા વિરાગી; હરિ હરિ.
ભવની ભાવટ ભાગી, હરિ હરિ. રામ સાથે લેહ લાગી. હરિ હરિ.
પાટીને ખડિયા મૂક્યા, હરિ હરિ. નિશાળિયે શંખ ફૂંક્યા; હરિ હરિ.
ગુરુ પ્રહ્લાદ પ્રતાપ, હરિ હરિ. તિલક મુદ્રાને છાપ. હરિ હરિ.
પ્રહ્લાદના પાગ પખાળે, હરિ હરિ. અસુર કુળ અજવાળે; હરિ હરિ.
સહુ થયા સહોદર, હરિ હરિ. કંઠે તુલસી રોડર. હરિ હરિ.
વિસરી ગયો પરિવાર, હરિ હરિ. અસત્ય જાણે સંસાર; હરિ હરિ.
ગયા કરમ કલેશ, હરિ હરિ. પ્રહ્લાદને ઉપદેશ. હરિ હરિ.
પ્રહ્લાદે તત્વજ ગાયું, હરિ હરિ. અમૃત સહુને પાયું; હરિ હરિ.
જ્ઞાનઃ ખડગને સાર્યું, હરિ હરિ. અંતર તિમિર છેદાયું. હરિ હરિ.
કોઇ થકી નવ બીન્યા, હરિ હરિ. રામ રસાયણ ભીન્યા; હરિ હરિ.
સોર કરે સહુ ત્રાડે, હરિ હરિ. નાચે ને તાળી પાડે. હરિ હરિ.

કૃષ્ણ કહે કરજોડે, હરિ હરિ. સાંભળી અધ્યારુ દોડે; હરિ હરિ.
ભાગી દીધી નિશાળ, હરિ હરિ. ગુરુ કને આવ્યા બાળ. હરિ હરિ.
ગુરુજી પરમ દયાળ, હરિ હરિ. ભણો ભણો શ્રી ગોપાળ; હરિ હરિ.
રખે રાખો મન વેરા, હરિ હરિ. ટોપી માળા પેરો. હરિ હરિ.

વલણ.

પેરો માળા ગુર તમો, આચાર્ય વિરમે થાય રે;
જન પ્રેમાનંદ કે કથા, થયો પષ્ટમો અધ્યાય રે.

4. Prablad advises his father.

પ્રલ્હાદજી બોલ્યા વાણ, પાણ જોડી કરી રે,
મારા તાતજી વિચારો વાત, બોલો હરિ હરિ રે.
માનો મારી શીખ, માન નવ કીજીએ રે;
મસ્તક સિચાણો કાળ, મર્ણથી બીજીએ રે. બોલો.
ફોકટશો અહંકાર, હું થઇને ફરો રે;
કોણે આપ્યો અવતાર, મન વિચાર કરો રે. બોલો.
*   *   *   *

માયાના વિલાસ, ભૂપ ભૂલા ભમો રે;
ચંચળ પામી રાજ્ય, વિશ્વને શું દમો રે. બોલો.
મધ્યાહ્ન દ્રુમની છાંય, પ્રાય આયુ એવું રે;
એવા ઉપર તાત, કોને દુઃખ દેવું રે. બોલો.
દાન દયા ઉપકાર, સાધન કીજીએ રે;
મરવું છે નિરધાર, જમથી બીજીએ રે. બોલો.
કોઇ ગયા કોઇ જાશે, અવનિને વિષે રે;
જીવવું છે ચિરકાળ, તાત જાણો રખે રે. બોલો.
ગિરિ તરવર ને સિન્ધુ, તેને કાળ ગ્રહે રે;
પિતાજી વિચારો વાત, કુશળ કયમ રહે રે. બોલો.
આજ આદિત્ય ઇન્દુ, અંતે તે પડે રે;
મરવું દેખો વિશ્વ, આંખ ન ઉઘડે રે. બોલો.
*   *   *   *

જંગલે ખોયો જન્મ, ભવ બોળિયો રે;
બંધાવે આશા ફંદ, જેમ કરોળિયો રે. બોલો.

પ્રહ્લાદ વચને પાવક પ્રકટ્યો, પિતા બોલ્યો વાણી;
સેવકને આપી આગન્યા, એને સ્તંભે બાંધો તાણી.
કહેતામાં અસુર ઉઠી ધાયા, મુખે કરી સિંહ નાદ;
તાણી બાંધ્યો સ્તંભ સાથે, દાનવે પ્રહ્લાદ.

5. The death of Hiranyakasipu

હાકી બોલ્યો હિરણ્યકશિપુ, ક્યાં છે તારો રામ;
પ્રહ્લાદ કહે વ્યાપિ રહ્યો છે, નથી અળગો ઠામ.
કોણ માત તાત ભ્રાત તેની, ગોકુળ ને કર્મ;
પ્રહ્લાદ કહે કહેવાય નહિ, વ્યાપક શ્રી પરબ્રહ્મ.
બ્રહ્મ કોણ છે હું વિના, વ્યાપિ રહ્યો છું હુંય;
પુત્ર કહે પ્રતાપ રામનો, ભૂલો ભમે છે શુંય.
રામ તારો ક્યાં છે કુબુદ્ધિ, તે હુંથી નાઠો ફરે;
પ્રહ્લાદ કહે છે અંતર્યામી, જગત તે વડે દેહ ધરે
ઘેલા જગત તો છે કર્મ વડે, મારી સત્તાએ સંસાર;
કર્મ તેવાં પિતાજી મારો, રામ આપે અવતાર.
એવો તારો રામ છે તો, મુને કાં જીતે નહિ;
પ્રહ્લાદ કહે વરદાન આપ્યું, તે વેળા વિસરી ગઈ?
વરદાન તો મુને અજેઆપ્યું, લીધું તપોબળે કરી,
કોણ ગજું એ અજ તણું, વિધિમા મારો શ્રી હરિ.
અલ્યા હરિ તારો કોણ છે, નામ રસનાએ જપે;
અરિ હિરણ્યકશિપુ તારો, શશી સૂર્ય રૂપે તપે.
આદિત્ય ઇન્દુ મારા સેવક, આજ્ઞાએ મેરુ પુંઠે ફરે;
તારા તનમા રામ મારો, તેનું કહ્યું સહુ કો કરે.
વહ્નિ પ્રકટ્યો વાક્યથી, બીજો કોણ મારે વિષે;
આવે અજ્ઞાની બાળકા, અપટતું બોલે કાં મુખે.

વલણ.

મુખ તારૂં ભંજન કરૂં, કયમ કહ્યો મુજમાં રામ રે;
પ્રહ્લાદ ભાખે રામ પાખે, નથી ઠાલો ઠામ રે.
હિરણ્યકશિપુ ક્રોધે ચઢ્યો, બોલ્યો પાડી ત્રાડ;
મેલું નહિ તને જીવતો, તારો રામ દેખાડ;
દેખાડ! દેખાડ! તારો રામ ક્યાં છે?

ચરા ચર વ્યાપિ રહ્યો, તારો વ્યાપક રામ;
ઇષ્ટદેવ દેખાડયા વિના,' તારો ફેડું ઠામ;
દેખાડ ! દેખાડ ! તારો રામ ક્યાં છે ?
પ્રહ્‌લાદ હસીને બોલિયો, ફોકટ શી રીસ;
હું કાંઈ દેખતો નથી, વિના શ્રી જગદીશ.
જુઓ, જુઓ, પિતા ! મારો રામ જ્યાં છે.

નર અમર બહુ આત્મા, અવનિ ને આકાશ;
જાતાં કંઇ બીજું નથી, સઘળે શ્રી અવિનાશ. જુઓ.
વિચારી જુઓ, તાતજી, મિથ્યા એ અહંકાર;
જાણો તમારી દેહનો, કોણ છે વહેનાર. જુઓ.
રામતણી શક્ત કરી, પક્ષી ઊડે ગગન;
ગતિ જોઇ ગોવિંદની, હું થયો છું મગન. જુઓ.
અછેદ અભેદ અવ્યક્ત છે, મારો ઇષ્ટદેવ;
તેણે તમ જેવા લક્ષનો, ઉતાર્યો અહમેવ. જુઓ.
નિકટ મારો નાથજી, રખે જાણો દુરસ્ત;
મને ઉષ્ણ વાયુ વાયે નહિ, શીર હરિનો હસ્ત. જુઓ.
મર્ણથકી મૂકાવશે, તે સાચો છે સ્વામ;
નહિ મૂકું તુને જીવતો, હવે હણું એ ઠામ. જુઓ.
પ્રહ્‌લાદ સ્તુતિ હરિની કરે, અહો ગરુડારૂઢ;
વારે ચઢજો વિઠ્ઠલા, દુઃખ તે પડ્યું છે પ્રૌઢ.
આવો, આવો, મારા રામજી રૂડા.

તમ વિના મારે કો નથી, આ ટાંણે સંસાર;
એવું કો મળે નહીં, લુવે આંસુ વાર. આવો.
દૈત્ય બીહાવે સુજને, હું નાનેરૂં બાળ;
શોક સાગરમા બૂડતા, તારો શ્રી ગોપાળ. આવો.
સ્વજન સર્વે શત્રુ થયું, પિતા જોવો જેમ;
તમો વૈકુંઠે ક્રીડા કરો, હું જીવું કયમ. આવો.

* * * *

ગઇ વસુધા તમથી વળી, હણ્યો કાકો હિરણ્યાક્ષ;
ભક્તવત્સલ બિરદ તમ તણું, વેદ પુરે છે સાક્ષ. આવો.

* * * *

ભાર પોતાનો રાખીએ, કહાવો ભક્તવત્સલ;
પ્રકટ દર્શન દીજીએ, જાણો સૃષ્ટિ સકળ. આવો.

*　　*　　*　　*

ન્યાત મારે નરહરિ, તમો મિત્ર મોરાર;
પાસું તારું પુરુષોત્તમ, અન્ય નહિ સંસાર. આવો.
એવું જાણી આવજો, ભક્તા શ્રી ભગવંત;
ભક્તિ ન જાણો માહરી, છું અજ્ઞાની જંત. આવો.
આસન ધ્યાન જાણું નહિ, ન જાણું વ્રત નેમ;
નારદના ઉપદેશથી, રાખું તમપર પ્રેમ. આવો.
અંગોઅંગ અંગ મારું કર્યું, વાગ્યા નહિ પ્રહાર;
તો સ્તંભ સાથ સંબંધ કરો, હસસે આ સંસાર. આવો.

*　　*　　*　　*

આરત નાદ સાધુનો, સુણી ધાયા સર્વેશ;
દર્શન દેઈ દાસને, કીધો સ્તંભ પ્રવેશ.
આવ્યા, આવ્યા, પ્રભુ રામજી રૂડા.

વલણ.

પ્રવેશ કીધો સ્તંભ વિષે, પ્રસન્ન થયા પ્રહ્લાદ રે;
અસુર કો જાણે નહિ, મિથ્યા માંડ્યો વાદ રે.

બોલ્યો રાય કરી અભિમાન, અલ્યા ક્યાં છે તારો ભગવાન;
વઢી વાર નો બાંધ્યો બાળ, કાં છોડતો નથી ગોપાળ.
અલ્યા તેં જપિયો મંત્ર મેલો, ગોવિંદને ભજે તે ઘેલો;
તે મંધાતે મૈત્રી કરિયે, જેથી વિપત વેળા ઉગરિયે.
જે મારે નામે નાસે, ઘેલા તેને તું ઉપાસે;
હવે હું જાઇશ હાડ, તારો પરમેશ્વર દેખાડ.
પ્રહ્લાદ કહે તાતને નમી, મારો રામ રહ્યો છે રમી;
ઘટ ઘટ રહ્યો છે તે વ્યાપી, તુંને રાજ્યની પદવી આપી.

*　　*　　*　　*

મુજમાં હરિ તુજમાં હરિ, રહ્યો સૂક્ષ્મ રૂપે વિસ્તરી;
જ્યાં હું બાંધ્યો છું તાણી, એ સ્તંભમાં સારંગપાણી.
તવ હસ્યો રાય ખડખડ, અલ્યા સ્તંભ તો છે જડ;
સ્તંભ રહ્યો રામજી વડે, હરિ વિના મંડપ તુટી પડે.
ત્યારે ક્રોધ ગયો બહુ વ્યાપી, આસનથી ઉઠ્યો પાપી;
છે રક્ત નેત્ર લોહી વર્ણ, ચાલ્યો ઉંચો કરી એક ચરણ.

જવ હાક મારી હુડળિયો, પદ પ્રહારે શેષ સળવળિયો;
ગર્વ દિગ્ગજના ગળિયા, પાતાળ સાત ખળભળિયા.
કીધી ગર્જના ઘન આઘાડો, છે થોડો ઝરમર દહાડો;
જોઉં ક્યાં છે તારો મોરારી, ધાઇ સ્તંભને પાડું મારી.
ત્યારે નૃસિંહે કીધો નાદ, ધરજે ધીરજ તું પ્રહ્લાદ;
મંડપ ભાગ્યો કડેડાટ, ઊભો સ્તંભ ફાટ્યો ચડચડાટ.
અસુરનો વાળવા દાટ, રૂપ પ્રકટ્યું ઝળઝળાટ;
ગાજ્યા નૃસિંહ ગડગડાટ, ઊઠી સભા નાઠી ફડફડાટ.
થયા ખાડાના ખડખડાટ, માહો માહ થયો ચડભડાટ,

*　　　*　　　*　　　*

હોય હિરણ્યકશિપુનો કાળ, ભયાનક રૂપ વિકાળ
જે યુગ્મ રૂપ નૃસંહિ, કોણે સામુ જોવા એ નહિ,
વક્ર વદન વરૂઓ વેશ, છુટા મણિધર સરખા કેશ.
સૂર્ય શ્રવણ યુગ્મ ફફડાવે, લાબા દંત દાઢ કકડાવે,
છે કર નખવજ સમાન, વપુ તેજ દ્વાદશ ભાન.
દેખી દૈત્યના હૃદયા ફાટે, કાઢી જીહ્વા અધરને ચાટે,
પ્રહ્લાદ સ્તંભથી છૂટ્યા, બાંધ્યા બંધ કડાકડ ત્રુટ્યા.
સાધુ સાધુ નૃસિંહ બોલે, નહિ અન્ય ભક્ત તુજ તોલે,
હદે ચાપી અળગો કીધો, હિરણ્યકશિપુ ઝડપી લીધો.
ભૂપ ઉપર નાખ્યો ભુજ, જ્યમ અજ વ્યાઘ્રને મુખ,
જ્યમ મૃગ કેશરીના મુખમા, ઊચલી લીધો દેશ નખમા.
ક્રુદ્ધ મરડી મારવા માડ્યો, વિચારી મૂકી છાડ્યો.

*　　　*　　　*　　　*

શુક કહે સાભળ ભૂપાળ, નોતો થયો સાયંકાળ,
તે માટે વાર લગાડે, પછે તાણી આડો પાડે.

*　　　*　　　*　　　*

ક્રોધે તસ થઈ છે કાયા, જાણે દાનવ લઘુ માયા,
છે હુતાશન સરખી આખ, શુ શ્રવણ ગરૂડની પાખ.
વાળી પૂછ ચઢાવ્યુ શીશ, દાત કકડાવી પડી ચીસ,
મહાનાદ કીધો વિશ્વંભર તેગે શબ્દે ગાજ્યા અમર.

*　　　*　　　*　　　*

પાપી લીધો ધરણુ રગદોળા, થઈ જે વેળા કાળારોળા;
નહિ દિવસ, નહિ શર્વરી, ધરનેવ તળે નરહરિ.
નહિ અવનિ, નહિ આકાશ, લીધો ઉછંગે શ્રી અવિનાશ;
જે ઘોર કર્મનો કરતો, નૃસિંહ જંઘાપર તેને ધરતો.
શાપે ઊંચી ચદારી આંખી, નખ દીધા ચતો નાખી;
ભક્ત પીડ ક્રોધ થયો ઉદે, શાપનું ચાર્યું ચડેડાટ હદે.

* * * *

ગયા હિરણ્યકશિપુના પ્રાણ, વાગ્યાં દેવનણાં નિશાન:
સુખ પામી સઘળી સૃષ્ટિ, થાય કુસુમ પરની વૃષ્ટિ.

6. Prahlad's heart desires only the service of the Lord.

પ્રહ્‌લાદ મસ્તક કર ધરીને, કહે શ્રી ભગવાન;
હે સાધુ સંતુષ્ટ છું, માગ માગ કાંઈ વરદાન.
મુજ તુજમા નથી અંતર, સર્વથા એ જાણ;
સજળ નયન હર્ષ કરી, હરિદાસ બોલ્યો વાણ.
પ્રભુ તરણા શી ગંગા મળે, વહ્નિ મળે શું શીત;
પ્રાપ્ત થઈ તમ ચર્ણની, વર ઉપર શી પ્રીત.
ક્ષુધા શું કામ દુધા મળે, દીપ શો ઉદે-ભાન;
અંગન થઈ શંકર તણી, તો શીખવું શું જ્ઞાન.
પ્રાપ્ત થઇ પારસ તણી, તો માગવું શું સુવર્ણ
લક્ષ્મીનાથ તમો હાથ મૂક્યો, વર પામ્યો હું સર્વે.
નહિ સ્થિર વૈભવ પૃથ્વીના, માગે નહિ હરિદાસ;
અન્ય વર માગું સેવા વિના, તો ભક્તનું થાયે હાસ.

વલણ.

હાસ થાયે ભક્તનું જો, અભિલાષ બીજા ઇચ્છિયે રે;
પ્રહ્‌લાદજી કહે ભક્તિ સેવા, વિના કાંઇ નવ પ્રિછિયે રે.

XIX. From વામન ચરિત્ર.

1. The Dwarf.

કડવું

દાનવના ભય કાગળે રે, સહુ સેવક સેવ ખારણે રે;
કશ્યપાસને દીધી શિક્ષા રે, કોઈ આવે તો માગે દીક્ષા રે.

તમો આજ્ઞા બલિની લેજો રે, કોઇને આવવા નવ દેજો રે;
આજ્ઞા દીધી શુક્રાચાર્ય રે, કેવું કરો છો રાજનું કાર્ય રે.
કીધું વામને રેવાસ્નાન રે, ઘણું કુટકુ શોભે પાન રે;
બટુક રૂપે શોભે સારે વેષ રે, કીધો નગરી મધ્યે પ્રવેશ રે.
ઓળખાયા અશરણશર્ણુ રે, મળી જોવા ચારે વર્ણુ રે:
જોઇ વિસ્મય થઇ પુર નારી રે, એ ઉપર કામ નાંખીએ વારી રે.
એની કટિણુ દીસે છે માડી રે, ભિક્ષા માગવા મૂક્યો કાઢી રે;
પગલાંભરે છે હળવાં હળવાં રે, એનાં દાઝે છે કોમળ તળવા રે.
છે દંદ કમલ ઝારી રે, નીચું જોઈ ચાલે બ્રહ્મચારી રે;
બાળક બહુ થયાં છે કેડે રે, વામનજીને રમવા તેડે રે.
જેને વેદ નિત્ય વખાણે રે, તેને લોક બાળક જાણે રે;
રૂપ વામનજીનું જોઇ રે, અસુર અંગના સર્વે મોહી રે.
ઋષિપત્નિ જોવાને આવે રે, પુષ્પ થાળાથી પ્રભુને વધાવે રે;
આવ્યા વામન બલિને દ્વારે રે, પેસવા ન દીધા પ્રતિહારે રે.
તિહ લિહ કહે દ્વારપાળ રે, હસી બોલ્યા દીનદયાળ રે;
હું પાંચ વર્ષનું બાળ રે, હુંથી શું બીહીશે ભૂપાલ રે.
બલિરાયે લીધી છે દીક્ષા રે, અમો માગવા આવ્યા છું ભીક્ષા રે;
પ્રતિહાર કહે શિર નામી રે, ક્ષણ એક બેસો અહીં સ્વામિ રે.
વામનજી બેઠા દ્વારે રે, કહ્યું બલિને જઇ પ્રતિહારે રે;
સેવક બોલ્યા જઇ શિર નામી રે, એક દ્વીજ આવ્યો કોઇ સ્વામિ રે.
છે પાચ્ય વર્ષનું બાળ રે, તેની વાણી પ્રેમ રસાળ રે,
તવ બોલ્યા શુક્રાચાર્ય રે, નથી બ્રાહ્મણનું અહીં કાર્ય રે.
પ્રતિહાર તે પાછો ફરીઓ રે, વામનજી પ્રત્યે ઓચરીયો રે;
પૂર્ણાહુતિ પૂરણ થાયે રે, પછે જજો મંડપ માંયે રે.
શુક્રે કીધો માર્ગનો રોધ રે, ચઢ્યો વામનજીને ક્રોધ રે;
મૃગચર્મ ત્યાં પાથરિયું રે, તે ઉપર આસન દૃઢ કરિયું રે.
પ્રભુ બેઠા બલિની પોળે રે, મળ્યા લોક જોવાને ટોળે રે;
નાના પગની પલાઠી વાળી રે, રક્ત લોચન કીકી કાળી રે.
મૂક્યું દંડ કમંડળ પાસે રે, ગાડ્યું ધ્યાન શ્રી અવિનાશી રે;
એક કર મેલ્યો વામકાને રે, સ્વર લીધો રે શ્રી ભગવાને રે.
આવ્યાં વેદ ને સરસ્વતી માત રે, પાસે ઉભાં જોડીને હાથ રે;
અમર અંત્રિક્ષ જોવાને આવે રે, દેવાંગના પુષ્પે વધાવે રે.

સ્વરઘોષવામનજીનોચઢીઓ રે,જાણેપ્રલયનોઘન ગડગડીઓ રે;
વેદ ધૂનીએ ગગન ભરાયું રે, આચાર્યનું મન ચોરાયું રે.
નદી સાગર જળ ઉછળ્યાં રે, પાતાલ સાતે ખળભળ્યાં રે;
ભુલી વિધાતા લખતાં લેખ રે, તે શબ્દે સળક્યો શેષ રે.
ડોલ્યા વરણ ગાંધર્વ કુબેર રે, ડોલ્યા પર્વત કેરા મેર રે;
ગળ્યું વામનજીનું ગાત્ર રે, જુવે પુરના માણસ માત્ર રે
થયાં રક્ત લોચન સારે વેશ રે, થયા ઉભા મસ્તકના કેશ રે;
પ્રતિહાર ઉભા ભય પામી રે, ઉભા રહી ચિંતવે શિર નામી રે.
ડોલ્યું બલિનું સિંહાસન રે, રાંધ્યાં રહ્યાં બ્રાહ્મણનાં ધાન રે;
આ ચર્ચા ભયાનક જોતા રે, નાઠા બ્રાહ્મણો પાછળ જોતા રે.
યજ્ઞ પાવક જ્વાલા છાંડી રે, થઇ ઘૃતની જ્વાલા ખાંડી રે;
મંડપના સ્થંભ ગડગડીઆ રે, કરસુવા સરૂવા ગુરુ પડીઆ રે.

વલણ.

પડીયા સરૂવા હાથથી, યજ્ઞનું કર્મ અસમર્યું રહ્યું રે;
બળિ પુછે ગુરુ શુક્રને, આ વિઘ્ન યજ્ઞમાં શું થયું રે.

. 2 The three strides.

કડવું.

બલિ કહે ઋષિ રાયને, જે જોઇએ તે માગો;
એ બ્રાહ્મણ કુળનું કર્મ છે, તમે લજ્જા પરિત્યાગો. બલિ કહે
વામન વળતું બોલિયા, આપી બેઠો હું પાટે;
લજ્જા શાની ભિક્ષાતણી, આવ્યો માગવા માટે. ઋષિ કહે રાયને રે.
હય હસ્તી નથી માગવા, નહીં રાજ નહીં ગામ;
લોભ નથી તિલ જેટલો, મુને આશ્રમનું છે કામ. ઋષિ
પર્ણકુટી રહેવા જેટલી, બીજી વસ્તે નહીં રાચું;
ત્રણ ડગલાં મારાં ધરૂં, એટલી ચહી જાચું. ઋષિ.
વચન સુણીને સભા હસી, હસીઆ બલિરાય;
બાળકે માગી જાણ્યું નહીં, વય ઉપર જાય. બલિ.
એ સ્વલ્પ દાન શું માગિયું, માગો કાંઇ મોટું;
રાજ ગજ રથ ધન વિના, જીવવું તે ખોટું. બલિ.

વાક નહીં ઋષિ તમતણો, લઘુ વય બ્રહ્મચારી,<br>
રાજ્ય લ્યો એક દેશનુ, પરણો સુંદર નારી  બલિ<br>
વામન વળતુ બોલિયા, અમારે શી માયા,<br>
ધન સાચીને શુ કીજીએ, છે અસ્થિર કાયા.  ઋષિ<br>
તૃષ્ણા લોભ ને લઘુતા, ઘણી માયા ને મમતા,<br>
તે શ્વાનવત્ નર જાણવા, મોહે હીંડે ભમતા  ઋષિ.<br>
કો કોણ પૃથ્વીપર થઇ ગયા, ને વળી થઇ જાશે<br>
રાજા રંક ને છત્રપતિ, કાળને વશ થાશે  ઋષિ<br>
ત્રણ કદમ *અવની વિષે, બાધુ એક મઢી,<br>
દિવસે ભણાવું વિદ્યાર્થી, ને રાતે રહુ પડી  ઋષિ<br>
બલિ કહે સસારમા, મોટુ ધન વા માન,<br>
જાત્રા જગ્ન થાય ધન વડે, ધને આપીએ દાન.  બલિ<br>
નિર્ધન સુકૃત્ય શુ કરે, જુઓ આપ વિચારી,<br>
વિશ્વ માને ધનવતને, માને છત્રધારી,  બલિ.<br>
વામન કહે સુણુ ભૂપતિ, ધને થાય અહકાર,<br>
દરિદ્રના લીજે દુખડા, મભારે વિશ્વાધાર.  ઋષિ<br>
જે પાળે તું દીક્ષાપણુ, રાય મૂક વિવાદ,<br>
એ રાજ દાન આપવાપણુ, કરે અતિ ઉન્માદ  ઋષિ<br>
કો મત્રી મત્ર માળા જપે, તુ શિક્ષા તેની માને,<br>
જો મન ચળે માગ્યું આપતા, તો મુને પૂજે શાને  ઋષિ<br>
ક્રોધ જાણી વામનજી તણો, બલિ નાગ્યો પાય,<br>
તુલસી લીધી દાન આપના, શુક્રે કહ્યુ કાનમાય  શુક્ર કહે રાય ચેતજે<br>
આચાર્ય કહે રાય ચેતજે, વામન દુખ દેશે,<br>
એ રાજ તારૂ ત્રિભુવનતણુ, ત્રણ પદમા લેશે  શુક્ર<br>
ઠામ નહીં રહે રહેવાતણો, પછી ભટકશો ભૂપ<br>
તજશે વેષ વામનતણો, લેશે વિશ્વરૂપ  શુક્ર<br>
ન હોય બ્રાહ્મણ એ જુગદીશ છે, બધાજે એવુ જાણી,<br>
વેરી થાશે એ વામણો, જ્યારે મુકશો પાણી  શુક્ર<br>
હું તારો શત્રુ નથી, દેઊ છુ શિષ્ય દાઝે,<br>
એ પરમેશ્વર વામન થયા, તુને છળવા કાજે.  શુક્ર<br>
હાસ્ય કરી બલિ બોલિયો, શું દેઊ મેલી દીક્ષા,<br>
સફળ જન્મ થયો માહરો, હરિ માગે છે ભીક્ષા.  બલિ

આ પરમેશ્વર પધારીઆ, કરવા મારી પરીક્ષા;
લાજે જનેતા માહરી, જો ભાંગે રે દીક્ષા. બલિ.
એવું કહી અંજલી ભરી, દાન લ્યો વિશ્વનાથ;
સભા સર્વંકો દેખતાં, ધર્યો હરિએ હાથ. બલિ.

## વલણ.

હસ્ત ધર્યો શ્રીવામને, રાયે આપ્યું દાન રે;
ત્રય પદ મહી લેવા પછી, વાધ્યા શ્રીભગવાન રે

## કડવું.

વાધ્યા વામન વિશ્વ સ્વરૂપે, દશે દીશા વ્યાપ્યા જગદીશ રે;
પાતાળે પગ જઈ પહોંચ્યા, બ્રહ્માંડે ગયું શીશ રે. વાધ્યા.
કોટી આદિત્યનું થયા ઉદય, સભામાં પ્રગટ્યો તાપ રે;
ભક્ત જનને તાપ ન લાગે, હરિભજન પુણ્ય પ્રતાપ રે. વાધ્યા.
ગાજ્યા ગોવિન્દ ગગન ગડગડ્યું, ખળભળ્યા સાત પતાળ રે;
ઉલટ્યો સાગર મેરુ ચળીઓ, સળક્યો વાસુકી ગરવાળ રે. વાધ્યા.
આદિત્ય ઉડગણુ ઇંદુ ઢંકાયા, અજ ઈશાને પડી ફાળ રે;
દેવ દાનવ ને માનવ કાંપ્યા, ડગ્યા દશ દિગ્પાળ રે. વાધ્યા.
સ્થંભ કકડીઓ મંડપ પડીઓ, ગડગડ્યા ગોવિન્દરાય રે;
વિપરીત વહી સર્વે સરિતા, ગર્ભપાત આસુરીના થાય રે. વાધ્યા.
પાતાળ પૃથ્વી લીધા એક પદે, ક્રોધે લોચન રાતા ચોળ રે;
ઊર્ધ્વ પદ ભરતાં નખ વાગ્યો, તેણે ફાડ્યું બ્રહ્માડનું ગોળ રે. વાધ્યા.
શ્વેત ચંદન ચર્ચ્યું બલિરાયે, પૂજ્યા શ્યામ શરીર રે.
તે ચંદન ગંગાએ ધોવાયું, ઉજ્વળ થયું ગંગા નીર રે. વાધ્યા.
વાળ્યો પદ બીજું ક્રમ ભરવા, કરવા સુરનું કામ રે;
વામન કહે છે બલિરાજાને, ત્રીજા પદનું આપો ઠામ રે. વાધ્યા.
આસુર બળીઆ બલિ રાજાના, ઉઠ્યા કરી વદન હોકાર રે;
કેટલાએક વામનને વળગ્યા, આયુધના કરતા પ્રહાર રે વાધ્યા.
આયુધ ભાગ્યાં કર રહ્યા, શિથિલ થયા સહુ જોધ રે;
વિશ્વનાથના પ્રતાપથી, સર્વેએ મૂક્યા ક્રોધ રે. વાધ્યા.
પરમેશ્વરની પક્ષે આવ્યા, નંદ સુનંદન બળવાન રે;
અસુરને મારી અળગા કીધા, તાણી બાંધ્યા બલિ રાજાન રે. વાધ્યા.

## વામન ચરિત્ર.

### વલણ

બલિને બાંધ્યો વરુણ પાશે, આજ્ઞા ત્રિક્રમતણી રે;
ત્રિજા પદનું આપ સ્થાનક, એમ કહેતા હવા ત્રિભુવનધણી રે

### કડવું.

બલિ બાંધિઓ વરુણ પાશે, પ્રજા જુએ સકલ રે;
બે પદ આપ્યાં દાનમાં, ત્રિજાનું નહીં સ્થળ રે, હરિ હરિ બંધાયો બલિ રે. ટેક.
દાનવ સર્વે નાશી ગયા, વર્ત્યો છે હાહાકાર રે;
ધાઇ આવી રાણી વિંધ્યાવળી, બાંધ્યો જાણી ભરથાર રે. હરિ.
જોઇ વિસ્મય પામી સુંદરી, વામન હવા વિરાટ રે;
પૂજા કરતાં મુજ નાથને, બંધન થયું શા માટ રે. હરિ.
બંધન છૂટે સંસારમાં, લીધે નારાયણનું નામ રે;
પ્રત્યક્ષ હરિને પૂજતા, કેમ નાથ બંધાયા આમ રે. હરિ.
અશ્વમેધ આરંભીઓ, પૂજવા યજ્ઞ પુરુષ રે;
તે યજ્ઞ દેવ શત્રુ થયા, હવે યજ્ઞ કરે કો મુરખ રે. હરિ.
નિષ્કપટી સ્વામિ માહરો, વૈષ્ણવ ધરિયું નામ રે;
ભક્તિ ફળી પરિબ્રહ્મની, ગયું રાજ લુટાયું ગામ રે. હરિ.
સૌમ્ય દષ્ટે સામુ જુઓ, કમલાવર કરુણાનિધાન રે;
દયા કરો દીનાનાથજી, છોડો બલિના બંધન રે. હરિ.
બાંધ્યો થકો બલિ બોલીઓ, કૃપા કરો સુંદર શ્યામ રે;
શ્રી દામોદર મુને છોડીએ, ત્રીજા પદનો આપું ઠામ રે. હરિ.
સ્વર્ગમાથી બ્રહ્મા પધાર્યા, આવ્યા દશે દિગ્પાળ રે;
સ્તુતિ કરે બલિ છોડવા, પ્રાણનાથ કૃપાળ રે. હરિ.
દેવની સ્તુતિ માની નહીં, કીધો બલિએ આરત નાદ રે;
તે શબ્દ પુત્રનો સાભળી, ધ્યાન મૂકી ધાયા પ્રહ્‌લાદ રે. હરિ.
પ્રહ્‌લાદ દીઠા આવતા, ત્યારે લાજ્યા શ્રી જગદીશ રે;
મેં બલિને દુઃખ દીધું ઘણું, રખે ચઢે વૈષ્ણવને રીસ રે. હરિ.
તુળસી માળા સમરણી હાથમા, ચંદને ચર્ચ્યું શરીર રે;
પિતામહ દીઠા આવતા, ચાલ્યું બલિ નયને નીર રે. હરિ.
આસના વાસના પુજની કરી, બોલ્યા શ્રીપ્રહ્‌લાદ રે;
નથી આ સમો રોવાતણો, આણો અંતરમાં આહ્‌લાદ રે. હરિ.

સ્તુતિ કરી વામનતણી, વૈષ્ણવ લાગ્યા પાય રે;
સ્તુતિ કરે ઉભા રહી, જય જય વૈકુંઠરાય રે. હરિ.

## વલણ

જય જય શબ્દ વરસી રહ્યો, ઉભા જોડી હાથ રે;
પ્રહ્લાદ બલિ મન નીરખી, સ્તવન કરે શ્રીનાથ રે.

## કડવું.

જય જય દેવ વિશ્વરૂપ વિશ્વાત્મા, વિશ્વંભર વિશ્વનાથ વિષ્ણુ;
કૃપાળ દયાળ કેશવ કમલાપતિ, કમલનેણ કૃષ્ણ કલ્યાણ જિષ્ણુ. જય.
જય જય દેવ સર્વેશ તું કેશવ, વામન વેશ વૈરાટ સ્વામિ;
પ્રાણપતિ જગપતિ શ્રીપતિ શ્રીહરિ, અવિગત નાથ અંતરજામી. જય.
તારૂં આદ્ય અંત મધ્ય કો જાણે નહીં, શેષ મહેશ ભૂલે રે બ્રહ્મા;
વાણી પાછી વળી નિગમ અગમ તણી, કાળનો કાળ તે જગત નિર્મ્યાં. જય.
જય પરિબ્રહ્મ નિષ્કર્મ શ્રીનાથજી, જોગેશ્વર તારી જુગત ન જાણે;
બલિવત્ જીવ ત્યાં કોટી અન્ય ભર્યા, એ ઉપર આપ શું ક્રોધ આણે. જય.
કદલી ઉપર કુહાડો ધરે નહીં, કરવત ધાર તે કેમ સહેશે;
જલચર જીવ નહીં જલ વિના જીવશે, કૃષ્ણ ઉપાસીએ કૃષ્ણ લોભે. જય.
વરાહ રૂપ નરસિંહ તું વામન, અમ માટે અવતાર લીધા;
ભક્તવત્સલ કેરૂં બીરદ તમે પાળિયું, અધર્મી તોયે તમે ઊંચ કીધા. જય.
કોઈણ કર્મે પાશ છેદાય નહીં વજ્રથી, તે સહુ તૂટે તારૂં નામ લેતાં;
ભક્ત પ્રહ્લાદની ભક્તિ સુણી, પ્રેમનાં વાયક તે જુગતે કહેતાં. જય.
મોટું આશ્ચર્ય પ્રભૂને પ્રત્યક્ષ પૂજતાં, બાંધીઓ બલિને દાન દેતાં;
હરખ આંસુ ખરે સ્તવન હેતે કરે, પ્રેમે પ્રત્યક્ષ પ્રભુ ત્યાંય જોતાં. જય.
પ્રેમ જાણી હરિ મીન દૃષ્ટિ કરી, ઉતર્યો ક્રોધ વામન દેવના;
કૃપા પ્રહ્લાદને વામને ઘણી કરી, બલિ રાય બંધન નાથે છોડ્યાં. જય.

## વલણ.

બંધન છોડ્યાં ભગતનાં, બલિરાયને કરુણા કરી રે;
દયા કરી, કરી કૃપા દૃષ્ટિ, લીધા હૃદયા શ્રીહરિ રે.

## કડવું.

બલિરાય છુટયો તુટયા પાશજી, વામન રૂપે થયા અવિનાશજી;
પ્રહ્લાદને ભેટયા કરી મુખ હાસ્યજી, બલિને તેડયો શ્રીહરીએ પાસજી.

### ઢાળ

પાસ તેડી હૃદે ચાંપ્યો, મસ્તક મુકયો પાણ;
તળ ત્રીજા પાતાળનું રાજ આપ્યું, બોલ્યા પુરવ પુરાણ.
બલિ કહે પ્રભુ સાંભળો, આપ્યું તે કયમ લીજીં ફરી;
મારા હૃદે ઉપર પાય મૂકો, ત્રીજું પદ લ્યો શ્રીહરિ.
આપ્યું દાન જે પાછુ લીએ, ચાંડાળ કહીએ તેહ;
તેની સાત પેઢી નરકે પડે, એમા નહિં સંદેહ.
વામનજી કહે ધન્ય રાજા, તેં સત્ય રાખ્યું સર્વદા;
તેં મૂને આપ્યું મેં તુને આપ્યું, ધર્માધર્મ દોષ નહીં તદા.
જેમ દક્ષિણ હાથે બીજ પૃથ્વી, મૂકીએ પ્રેમે કરી;
ક્ષેત્રનો ગુણ જાણ એવો, લાવીએ દ્વીગુણ ભરી.
એક મન્વંતરનું રાંજ કરજે, બહોતેર ચોકડી પ્રમાણે;
પ્રતિહાર થઇ યષ્ટિકા ગ્રહી, હું રહિશ તારે આગણે.
ત્યારપછી ઇંદ્ર પદવી પામીશ, રાખજે વિશ્વાસ;
નાના પ્રકારે સુખ ભોગવી, ભજજે તું અવિનાશ.
એમ કહી બલિરાયને, ગોકલ્યો પાતાળ,
લોક કહે બળિ બંધાયો, પણ બંધાયા ગોપાળ.
ઇંદ્રાસન રાખ્યુ ઇંદ્રનું, દેવ સર્વ સુખીયા થયા;
બલિને દ્વાર ભકતવત્સલ, પોળીઆ થઇને રહ્યા.
એવા ભકતવત્સલ શ્રીહરિ, કરુણાનિધિ કૃપાલ;
ગર્ભવેદના વામીએ, ટળે જગતની જંજાલ.
એ કથા શ્રીવામનતણી, જે ભણે પ્રીતે સાભળે;
થાય ફળ સઉ તીર્થનું, કોટી પાતિક પરજળે.
પ્રહ્લાદ બલિને કૃપા કીધી, ભક્તની રક્ષા કરી;
જો ઇચ્છો હરિ પદ પામવા, તો મુખે જપો શ્રીહરિ.
સુતા બેઠા કારજ કરતા, લીજે હરિનું નામ;
પ્રેમાનંદ પ્રભુ ભક્તિ આપે, પામે વૈકુંઠ ધામ.

## IX. From ભ્રમરપચીશી.

### 1 Jasoda and Nanda feel the absence of Krishna.

પદ.

જશોદા—અમો આહીરડાં અપરાધી રે ઉદ્ધવભાઈ;
દીકરાની દીઠી કાંઇ નહિ સગાઇ રે. ઉદ્ધવ.
જેમ કોકીલાના બાળકને કો વાયસ પાળે;
મોટાં થાએ ઉડી બેસે પોતાને માળે. ઉદ્ધવ.
સઘળું સગપણ જાણીને મેં મળમૂત્ર ધોયાં;
અંતે લાભ એટલો, રોઇ લોચનિયાં ખોયાં. ઉદ્ધવ.
પુત્ર ભાગ્યમાં તેવડનામાં હું શી વાતે ચૂકી;
પ્રેમાનંદ પ્રભુ કૃષ્ણજી મુને કરતાં ગયા મૂકી. ઉદ્ધવ.

નંદ—વીરા વિઠ્ઠલાની કહો વાત, એનાં કુશળ છે માત ને તાત;
અમારે કો નહિ રે. ટેક.
મનુષ્યા દેહ તે દોહલે પામ્યાં, શામળ સરખો પુત્ર;
શીઠી સચે ને તેતર ખાયે, અમે ધોયાં મળમૂત્ર. વીરા.
અમોને કંઇ એ સંભારે છે, કે વડાશે મુક્યાં વિસારી;
શરીરે બંન્યો વારૂ છે, રામ ને ગિરિવરધારી. વીરા.
એ જશોદાએ ઉખળસું બાંધો, મેં આવીને છોડયો;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરે, હુંને શા માટે તર છોડયો. વીરા.

જશોદા—જશોદા એમ બોલિયાં, સાંભળો હરિના વીર;
પુત્ર વિના હું બાવરી, જેમ પ્રાણ વિના શરીર.
ઉદ્ધવ હાડ ગયો હરી ઉક, અમો રંક ઉપર શી ટેક. ટેક.
શું લેઇ જાશે દેવકી, જેણે લીધો મારો પુત્ર;
પરમેશ્વર એને પુછશે, મારૂં ઉજાડ્યું ઘર સૂત્ર. ઉદ્ધવ.
કરમા દીવો ને કૂવે પડે, સ્વારથનો અંધકાર;
કેવે કર્મે કારાગ્રહ ભોગવ્યાં, વળી આગળ શો આવનાર. ઉદ્ધવ.
બાપ પોતાનો મરાવીઓ, જેણે લડાવ્યા બહુ લાડ;
પ્રેમાનંદ પ્રભુની માતાએ, અમોને જીવતાં મુક્યાં તે પાડ. ઉદ્ધવ.

નંદ—ઉદ્ધવ માધવ યાદવ નવ જાણ્યો;
વસુદેવનો પુત્ર કહી ગર્ગે, કોઈ મેં વિશ્વાસ નવ આણ્યો. ઉદ્ધવ.

છેલ્લે અવસરે હું પુત્ર પામ્યો, ઉછેર્યો ને રમાડ્યો,
માણસ દેખતા મથુરામાંથી, હરિએ હાંકી કાઢ્યો રે ઉદ્ધવ
અમો રકને વસુદેવ રાજા, બળ વિના બોલીએ શાને રે
પરમેશ્વર આગળ ન્યાય થાશે, જો લખ્યુ નીકળશે પાને રે ઉદ્ધવ
વસુદેવે પૂરણ વેરજ કીધુ, નવ રાખ્યો દીકરીએ દીવો રે,
પ્રેમાનંદ પ્રભુ ફરી નવ જોયુ, માબાપ મરો કે જીવો રે. ઉદ્ધવ

**જશોદા**—શામળીએ મુને શા માટે તરછોડી રે,
બીજી માની સગાઇ કેમ જોડી રે ટેક
સ્વર્ગ મૃત્યુ પાતાળ ચાર યુગ, ચૌદ ભુવનના લોક રે,
પુસ્તક માંહે નથી સાભળ્યુ જો, માનું સગપણ ફોક રે શામ
દહીં વલોવી શુ કરૂ, મુને દીઠી ન ગમે ગાય રે,
સુના મોર મુગટને વાંસળી, દેખી પાપી પ્રાણ ન જાય રે શામ
જો એક વાર આવે કૃષ્ણજી તો, પેટ ભરીને પય પાઉં રે,
પ્રેમાનદ પ્રભુ કૃષ્ણજીના, ઓંઢણા કરીને મરી જાઉં રે શામ

**ઉદ્ધવ**—દપતિતણા દુ ખ જાણી, પછે ઉદ્ધવ બોલ્યા વાણી,
તમો આત્મજ્ઞાન વિચારો, હરિ કહા થકી પુત્ર તમારો.

ઢાળ

તમારો તન ક્યા થકી, જે ચૌદ લોક વ્યાપી રહ્યો;
એ શામળાના સગથી, નાભીથી બ્રહ્મા પેદા થયો
વેદ શારદ ઋષી નારદ, પામે નહિં માતાપણું,
તે પ્રભુને પુત્ર કહેતા, બંધન થાએ મા આપણું.
આદ્ય મધ્ય ને અત જેહનો, પાર કો પામે નહિ,
તે કોણ પ્રકારે યશોદા તું, બ્રહ્મની માતા થઇ
દેવકીએ નથી પ્રસવ કીધો, તમો ઉછેર્યો નથી,
પુત્ર ભાવને પરહરો, ઉપદેશ માનો ગર્ગ ની
અણુમાત્રથી અળગો નથી, સર્વ રૂપ અતરમા જુઓ
જગતપિતા બાઇ પુત્ર શાનો, વૃથા વિયોગે શ રુઓ
સ્થાવર જગમ રહ્યો વ્યાપી, વ્યાપક એહ રહે ધરો,
પ્રેમાનંદ પ્રભુ બ્રહ્મ જાણી, પુત્ર ભાવને પરહરો

**જશોદા**—માતા જશોદાજી બોલીયા, ઉદ્ધવ સાભળો રે,
અમો અજ્ઞાનીના મન, છે કાળો કામળો રે.

તેને ચઢે બીજો રંગ કે, પહેલી શ્યામતા રે;
ગુણહીણ ગોવાળીઆ લોક, જ્ઞાન નથી પામતા રે.
તમો કહો છો બ્રહ્મ, બ્રહ્માદિક નેતિ નવ કળે રે,
હું કેમ આણું વિશ્વાસ, બાંધ્યો મેં અનુખળે રે.
પોઢાડ્યો પારણામાંહી, કે ગાયું હાલરૂં રે;
તે સુખ સંભારીને, રોઇ રોઇને મરૂં રે.
પ્રસવ સમયનો કાળ, શ્રીને દોહલો રે;
ઉદરમા દશ માસ વહ્યો, મેં વીઠલો રે.
મુખ ઉપર આવતા કેશ કે આંખડલી મીંચતો રે,
મોને મઠીઓ સિંહનો નખ, કે હૈડે હીંચતો રે.
કુંડળના પ્રતિબિંબ કે ગોરા ગાલમાં રે;
ઠુંકડે પગે ચાલતો, આ પડશાળમા રે.
જળમા ભરતો મુઠ, ચંદ્ર દેખી ચળકતો રે;
ઘરમાં દેખી વઢતા બે મંઝાર, કોટે આવી વળગતો રે.
ગોવિંદ બોલે ગુંગણું, મુખ ભર્યું માટીયે રે;
તે સુખ સંભારી આજ, અમો નવ ફાટીયે રે.
ઘુઘરયાળી ગોફ્ળી, લળકે નાકે મોતી રે;
ઠમકે ઠમકે ચાલતો, હું તવ પુંઠે જોતી રે.
રોતા ખુંચતી ઘુઘરી, પગની પાનીયે રે;
તમો કહો છો બ્રહ્મ બ્રહ્માદિક, અમો નવ માનીયે રે.
ત્રણ ત્રિભુવનનો નાથ, ચારે કેમ ગાવડી રે;
પ્રેમાનંદ પ્રભુ શ્રીકૃષ્ણની, હું છું માવડી રે.

2. The bee.

પદ.

ટહી—નિર્ગુણ નાવનો નેટ મુકી ગયો,
ઉપજતો રગ એણે પીધો. નિરગુણ.
દવ દાઝ્યા વનને પરહરે મૃગલો;
અતીત તજે જેમ અદાર પરોતો. નિરગુણ.
નિર્ધનને જેમ પરહરે પરમલી;
વિપ્ર તજે જેમ યજ્ઞ સોનો. નિરગુણ.
નિંદ્ર વિયોગના દાઝી છે વેદના;
પરિયાગ રૂપી હૃદયે વજ્ર ચોડ્યું. નિરગુણ.

## ભ્રમર પચીશી.

રાધા મીઠાઇ ખાઈને મન ઓસર્યું;
કુબજા ખટાઇપર મન દોડ્યું. નિરગુણ.
તનમનધનઅમો શ્યામને સોપિયું;
તોયે નાખી ગયો કષ્ટ કૂપે. નિરગુણ.
પ્રેમાનંદ પ્રભુ રામ રીઝયા ઘણું;
મથુરાથી આવ્યા ભ્રમર સ્વરૂપે. નિરગુણ

**રાધા**—ઉદ્ધવજી શું કીધુ કપટી, એરે શામળીએ રે,
નિરગુણના ગુણ સભારીને, અંતરમાહે પરજળીએ રે. ઉદ્ધવ.
કુટુંબ સઘળું વેરી કીધુ, હરીશું માયા લાગી રે;
લોભી લોક થઇને બેઠા, પરહરીઆ અભાગી રે. ઉદ્ધવ.
લાજ મુકાવીને વસ્ત્ર હરી લીધા, વપુ અમારા જોયા રે,
ગન માન્યુ પોતાનુ કીધુ, ગોવાળીએ વગોવ્યા રે. ઉદ્ધવ.
સાગી પ્રીત પ્રભુની જાણી, શરીર અમારા સોપ્યા રે,
પ્રાણનાથ પરદેશી થયા તો, કર્મ અમારા કોપ્યા રે. ઉદ્ધવ.
ગુપ્ત વાત ઉઘાડી કરતા, ઉદ્ધવ મરીએ લાજી રે;
શરદ સમયનું સુખ સંભારી, મનમા રહીએ દાઝી રે. ઉદ્ધવ.
ઉદ્ધવજી આ ભમરો આવ્યો, કોઇએકના ગુણ ગાતો રે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર છે, નારી રંગે રાતો રે. ઉદ્ધવ.

**ચંદ્રભાગા**—હાહા રે ભોગી ભમરા રે, ઓધવજી ભમતા ભાળો રે;
રખે બાઇ એમ કરીને માનો, ધૂરત કપટી કાળો રે. હાહા.
જેટલા કાળા તેટલા કપટી, વિશ્વાસ કોનો નવ કરીએ રે;
કાળા સાપની સંગત કરતા, કોઇ એક દહાડો મરીએ રે. હાહા.
ઝીલીએ જો કાળી જમુના, અધવચ આણી બોળે રે;
વિશ્વાસ આપીને કાળો કોપે, જો મસ્તક મુકિયે ખોળે રે. હાહા.
જો તેયે કાળા કેશ પોખીએ, તો અંતે ધોળા થાએ રે;
પંથી તે કો કુશળ ન આવે, જો કાળી રાતે જાએ રે. હાહા
આ કાળો મધુકર કરે બહુ ચેષ્ટા, લેવા ઇચ્છે મકરંદ રે,
કુસુમ ઘટા દેખી ગોકુળની, કરે નાના વિધના ફંદ રે. હાહા.
આજ નીરસ કુસુમ વૃંદાવન, મધુકર જા મધુવનમા રે,
શિવ ચંપક કુસુમની વાસના, ખુટી છે તુજ તનમા રે. હાહા.
તારૂં વદન અતિ રંગિત થયુ છે, શોક્યનું કુમકુમ લાગ્યુ રે;
તે દેખાડવા શું આવ્યો ધુરત, જા અહીંથી માન માગ્યુ રે. હાહા.

અમો પાગ શું ફરી ફરી લાગીએ, ધૂરતને નવ ધારૂં રે;
ત્રુટ્યું મન સાંધ્યું નવ જાએ, જેમ મોતી વચ્ચેથી ચીર્યું રે. હાંહાં.
ગોપવધૂ કહે ઉદ્ધવજી, આ કાળાંનાં કૌતક નીરખો રે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર છે, ભોગી ભમરા સરખો રે. હાંહાં.

રાધા—સ્વામીની કહે શ્રી કૃષ્ણને, સુણ ભમરા રે;
શું લાવ્યો ખટ પદ વેશ, ભોગી ભમરા રે.
શકે આલિંગન દઇ શોકને, સુણ ભમરા રે;
મુખે લાગી કુમકુમ રેખ, ભોગી ભમરા રે.
હોયે ચાર ચરણ જે જીવને, સુણ ભમરા રે;
તેહનું પશુ નામ કહેવાય, ભોગી ભમરા રે.
તેહને જ્ઞાન ન હોયે અતિ ઘણું, સુણ ભમરા રે;
મુખ ઘાત તે ઉચ્છિષ્ટમાં હોય, ભોગી ભમરા રે.
છે ખટ ચરણ તાહારા વિષે, સુણ ભમરા રે;
માટે દોઢ પશુ તારૂં નામ, ભોગી ભમરા રે.
રાધા ચંપક પરહરી, સુણ ભમરા રે;
કીધો ધંતુરે વિશ્રામ, ભોગી ભમરા રે.
આજ મધુવન પ્રફુલિત થયું, સુણ ભમરા રે;
ત્યાહાં પામીશ તું પરીમળ, ભોગી ભમરા રે.
આજ નીરસ કુસુમ વૃંદાવનતણાં, સુણ ભમરા રે;
વનમાળી ન સીંચે જળ, ભોગી ભમરા રે.
છે શ્વેત માળા તારા કંઠમાં, સુણ ભમરા રે,
શું કુબ્જાએ આપી એંધ, ભોગી ભમરા રે.
પ્રેમાનંદ પ્રભુ મેં ઓળખ્યો, સુણ ભમરા રે;
તારો નીપટ ઓછો સ્નેહ, ભોગી ભમરા રે.

3. The farewell message of the Gopis.

પદ.

ગોપી—શામળાએ જોગ કહાવ્યો, પાતળાએ જોગ કહાવ્યો;
દાઝ્યા ઉપર ઉદ્ધવીઓ, વળી લુણ લગાવવા આવ્યો રે. શામ.
બાળ મરિયાથી મંદિર ટળીઓ, પ્રીત પ્રીછી કોણ જાણે રે;
વીંછી તો વેદનાએ વળગ્યો, દયા કશી નવ આણે રે. શામ.

અમો દૈવે કીધાં જોગણી, એહાં કૃષ્ણ વોળાવી રે;
અક્રૂર અમારો ગોર થયો, ગયો તે રાખ ચોળાવી રે. શામ.
એ યોગ ગ્નાનનું મીસ કરીને, ઉત્તર દીધો રે;
સદ પુરુષના સ્નેહનો, અમો લહાવો લીયો રે. શામ.
ઉદ્ધવજી તમો ગામ પધારો, પૂંઠ મુકો રે;
કુબ્જાને જઈ જોગ આપો, શંખ ફૂંકો રે. શામ.
બહાર ભીતર રહ્યો વ્યાપી, વ્રજનો વાહાલો રે;
શરીર માંહે કૃષ્ણ વિના, નથી ઠામ ઠાલો રે. શામ.
કાના લગી કુંભ ભર્યો, નથી નીર માતું રે;
નખ શાખ નંદલાલ ભર્યો, કહાં જોગ સાધું રે. શામ
ગોપીની ભકિત દેખી, ભ્રમ ભાગ્યો રે;
ધન્ય ધન્ય માતા કહીને, ઓધવ પાય લાગ્યો રે. શામ.
અવતાર આપો તો એ વિધાતા, ગોકુલ માહે રે;
પ્રેમાનંદ પ્રભુ કૃષ્ણ મળવા, માગી વીદાયે રે. શામ.

**ગોપી**—કૃષ્ણ રૂપ થાશું કૃષ્ણ સમરી,
ચટકની ભટક મન રાખે, કીટ થાએ ભમરી રે. કૃષ્ણ.
બહાર ભીતર રમી રહ્યા છે, બલભદ્રજીનો બંધવ રે;
હરિ હરિ કહેતા હરિરૂપ થાશું, જેમ જલમા સિંધવ રે. કૃષ્ણ.
ભાઇ ગોપી ગોવીંદનું એક રૂપ છે, જેમ તાણા માહે વાણો રે;
અમો લહર શામળીઆ સાગર, રખે જુજવાં જાણો રે. કૃષ્ણ.
પ્રેમાનંદ પ્રભુને કહેજો, પહોચ્યો સંદેશો મહારાજ રે;
ઉદ્ધવ કહે તે સાભળજો, ગોપીના મનની વાત રે. કૃષ્ણ.

હરિને કહેજો રે, ઉદ્ધવજી હરિને કહેજો રે;
હરિને કહેજો એટલું, પહોચ્યો સંદેશો મહારાજ;
મીસાળ ઉજાડીને મામો માર્યો, કુળની વધારી લાજ. હરિ.
ભાઇ ગોકુળ સુનું રે, ભાઈ ગોકુળ સુનું રે;
ભાઇ ગોકુળ સુનુ ને સુની ગોપી, સુની ચરે શામળીઆ તારી ગાય;
કરે છો કામ રાજકુંવરનું, કોણ વછને પાણી પાય રે. ભાઇ.
રાજકુંવરનું કર્મ છે જે, રાજકુંવરનું કર્મ છે જે રે;
રાજ કુંવરનું કર્મ જ એવું કે, મૃગયા રમવા જાએ;
મૃગનેી અહીં છે ઘણી, આવજો વંદાવન માહે રે. રાજ.

ઉદ્ધવજી ચાલ્યા રે, ઉદ્ધવજી ચાલ્યા રે;
ઉદ્ધવજી ચાલ્યા રથ હાંકીને, ગોપી વળાવા જાએ;
કહાવે જશોદા કૃષ્ણને, એક વાર આવો વ્રજમાંય રે. ઉદ્ધવ.
જઈ ત્યાંહાં હરિને મળાયા રે, જઈ ત્યાંહાં હરિને મળાયા રે;
જઈને ત્યાંહાં હરીને મળાયા, ઉદ્ધવજીએ કહ્યા કુશળ સમાચાર;
ભટ્ટ પ્રેમાનંદ ભણે સાંભળે રે, તે તરે ભવ સંસાર રે. જઈ.

XXI. From દાણલીલા.

કડવું.

શ્યામ સોહામણા રે, કહાન કોડામણા રે;
સાંભળ અલ્પા શ્યામળિયા રે, ગોકુળના સોહામણા રે.—ટેક.
તું પતિવ્રતાનો બંધુ કહાવે, તારી કીકીમાંહે કામણ રે. શ્યામ.
તું ચોર ચિત્ત નવનીતનણો, ખુટ્યાં ગૌના દામણ રે;
માત જશોદાએ ઉખળે બાંધ્યો, તોયે ન લાગી શીખામણ રે. શ્યામ.
તેં તો ગોકુળ રાખ્યું રેલતું, ધરિયો ગોવર્ધન રે;
માસી મારી ધાવતાં, તેં, વશ કરયા વ્રજજન રે. શ્યામ.
બ્રહ્માદિકને ભોળવ્યાં, તેં પીધો દાવાનળ રે;
ચૌદ ભુવન માતાને દેખાડયાં, એવું તારૂં બળ રે. શ્યામ.
કંસરાયનું કોણ ગજું, તેં મારચો છે દશકંધ રે;
મન માને તે કરો પ્રભુજી, કહે ભટ્ટ પ્રેમાનંદ રે. શ્યામ.

કડવું.

શ્રીકૃષ્ણ—ધૂતારી ઘુમટાવાળી રે, આંજ્યા વિના આંખડી કાળી રે;
જાઓ કાહાં આવ્યા પાખી રે, રાધાને રોકી રાખી રે.
વરતાં વાગે વહાલું રે, સહુએને વાજ આણું રે.—ટેક.
ઉંચી ને અલબેલડી રે, મુખ ઘણું ગુમાન;
જોબનિયાનું જોર જણાવે, હું ઉતારૂં અભિમાન. ધ્રૂ. આં.
રાધિકા—નાનડી વયમા નામ જ કાઢ્યું, લોક કરે વખાણ;
મો આવે ને આંખ જ લાજે, માંહો માહે શું દાણ.
ચાલો માધવી વાટે રે, માંખું ધું નંદને માટે રે.—ટેક.
શ્રીકૃષ્ણ—આ ગોકુળમા વસે ઘણી રે, મોટી જાત આહીર;
વહેવારની વાતે લજાત શાની, દીસે વડકપની પીર. ધ્રૂ. આં.

**રાધિકા**—પાધરી વાટે તે લેડે રે, જેને હૈયે બે બાપ;
દાણની શું તેં મહોર કરાવી, કંસે કીધી શું છાપ. આ. સાં.
**શ્રીકૃષ્ણ**—છાપ તો તારો બાપ કરાવે, રાંકડો વૃષભાન;
અમો કુંવર નંદજીતણા, કોની નવ માનું આણ. ધૂ. આં.
**રાધિકા**—સમજી બોલો શ્યામળા વહાલા, લોક સાથે શાં લાડ;
ભીખ માગીને પેટ ભરો તો, પરમેશ્વરનો પાડ. આ. સાં.
**શ્રીકૃષ્ણ**—ગોપી ગાળ દીયો અદકેરી, છે જોરાવરનો પોગે;
ભીખ માગ્યાની પેર કહું, તું કાન ધરની ઓરો. ધૂ. આં.
**રાધિકા**—કાન ધર્યાનું કામ શું છે, સગળ્યાં મનની વાત;
એવો કો દેખતી નથી, જે મુને અડાડે હાથ. ધૂ. આં.
**શ્રીકૃષ્ણ**—જો આવે રાણી ઇંદ્રાણી, તો મૂકી જાએ માન,
તારૂં સર્વસ્વ લેઉં સુંદરી, તો નામ ધરાવું કાન. ધૂ. આ.
**રાધિકા**—તું છ વર્ષનો છોકરો, ને ચોરી પીતો છાશ;
સર્વસ્વ આપુ શ્યામળા, તું આવે જો મુજ પાસ. આ. સાં.
**શ્રીકૃષ્ણ**—તું મદમાતી આહીરડી, હું નિપટ નાનું બાળ;
બાળપણું દેખાડશું, થવા દેની સંધ્યાકાળ. ધૃ. આ.
**રાધિકા**—સંવાદ કરતા દિવસ વીત્યો, અબળા આકળી થાય;
પ્રેમાનંદ પ્રભુ જવા દીજે, ગોપિકા લાગે પાય. આ. સા.

## કડવું

સુંદર શ્યામળા રે, અમો હાર્યા ને જિત્યો તુંય રે;
ત્યારે લેતા તે લે હમણાં, તારે જોઈએ શુંય સુંદર શ્યામળા રે.—ટેક.
દિવાકર અસ્તાચળ પહોચ્યો, પડી પ્રભુજી સાંજ રે,
પરણ્યા પિયુજીને ઉત્તર દેવા, કયમ તજીએ ઘર માઝ સું. સ્યામ.
સાસુ વાઘણ નણદી નાગણ, જેઠ તે જેવો જમ રે;
સુરલિસુત સરખો સ્વામી, તેને ઉત્તર દીજે કયમ. સું. સ્યામ.
અંતે લો તે લો હમણાથી, અસુર અમને થાય રે;
ગૃહસ્થાશ્રમની બેઠી મોટી, જઇ દેવી છે ગાય. સું. સ્યામ.
તમો પુરુષ ને અમો નારી, દોહલો લોકાચાર રે;
હેકારા માટે મરવું પડશે, અબળાનો અવતાર. સું. સ્યામ.
તમો અમ સાથે ઠીનક કીધુ, અમો કીધુ છે હાસ રે;
આજ થકી તમારી ત્રિકમ, મૂલે લીધી દાસ સું. સ્યામ.

પ્રથમ આવીને તમ સંઘાતે, કીધો જે સંવાદ રે;
અણઘટતું બોલાયું હોય તે, ક્ષમા કરો અપરાધ. સું. સ્યામ.
અમો આવશું મહી વેચવા, તમો તે લેજો દાણ રે;
ગોરસડેરૂં શું ગજું છે, અમો તે સોંપ્યા પ્રાણ. સું. સ્યામ.
અમને તો નવ ગમે દીઠું કો, તમ વિણ ગોકુળનાથ રે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, વેચાયાં તમારે હાથ. સું. સ્યામ.

પદ.

જિત્યા જીવણ ને હારી સુંદરી રે લોલ;
લોકાચાર ને ઘર ગયાં વીસરી રે લોલ.
વિઠ્ઠલજીએ વાહી વાંસળી રે લોલ;
ગોપી વિહ્વળ થઈ સહુ વ્યાકુળી રે લોલ.
અકળ ગતિ તે નવ જાયે કળી રે લોલ;
ગોકુળ ગઈ તે ગોપની મંડળી રે લોલ.
દાણ વિવાદ ત્યાં ભાંગી ગયો રે લોલ;
રસ બોધ હૃદયા હર્ષજ થયો રે લોલ.
સ્યામળિયોજી તો ત્યાં સજ થયા રે લોલ;
ગોપી માથે તે કુંજભવન ગયા રે લોલ.
ગોરસ ગોળા મેલી સહુએ વેગળા રે લોલ;
સહ વહાલાજીને વીંટી વળી રે લોલ.
ત્યારે રાધાજીને કહે શ્રીહરિ રે લોલ;
લજ્જા મનથી મૂકો પરહરી રે લોલ.
એવું સુણતામાં રાધા હસી રે લોલ;
ભાગ્યો ઘુંઘટ, ચીર ગયું ખસી રે લોલ.
દીધું આલિંગન હેત વ્યાપિયું રે લોલ;
કુંજમાહે રહી રતિસુખ આપિયું રે લોલ.
જેટલી હતી વ્રજ સુંદરી રે લોલ;
તેટલા રૂપ ધર્યાં શ્રી હરિ રે લોલ.
દાખ ગિમે તે લીલા બીજી થઈ રે લોલ;
રૈમવિલાસમાં રજની વહી ગઈ રે લોલ.
ગયો ચંદ ને ભાનુ ઉગ્યો સહી રે લોલ;
ત્યારે વ્રજ વનિતાને સાન થઈ રે લોલ.

પ્રેમાનંદ પ્રભુને પાયે પડી રે લોલ;
સહુ ગોપીએ વિદાય માગી લળી રે લોલ.

નમો નારાયણ રાધા રાણી, દુઃખભંજન દામોદર દાણી;
ઘેર ગઇ ગોપિકા આનંદ આણી, પ્રભુજીની માયા કોણે ન કળાણી. નમો.
પડોશણ સાસુ નણંદ જેઠાણી, કરે વાત પરસ્પર અંગ એંધાણી;
સુણે ભણે દાણલીલા ધન્ય તે પ્રાણી, જમકિંકર ન શકે તેને રે તાણી. નમો.
એ અદ્ભુત લીલા બુદ્ધ સારુ વખાણી, જેમ સાગરથી ભર્યું ચંચળ પાણી;
તેમ પ્રેમાનંદે દાણલીલા વખાણી, શરણાગત રાખો શારંગપાણી. નમો.

## XXII. વિવેક વણઝારો (Written probably before A.D. 1728.)

સંત સાધૂને હું નમું, વણઝારા રે.
ગંત ગુરુને લાગું પાય, સમજ મન મારા રે.
સમરણ કરીએ શ્રીરામનું, વણ; પદબંધ મનોહર થાય, સમજ.
કાયા નગર સોહામણું, વણ; ત્યાં વસવા કીધું ગામ, સમજ.
આણ ફરે ત્યાં તાહરી, વણ; પુર નાયક એવું નામ, સમજ.
નવ દશ બે ત્રણ સુંદરી, વણ; વણઝારી મળી ચોવીશ, સમજ.
તે સાથે તું ક્રીડા કરે, વણ; તેં વિસાર્યો શ્રીજગદીશ, સમજ.
પટરાણી બે પ્રેમદા, વણ; તેનાં પ્રવૃત્તિ નિવૃત્તિ નામ, સમજ.
પ્રવૃત્તિ વખાણે ભોગને, વણ; નિવૃત્તિ વખાણે રામ, સમજ.
સંતાન થયાં બેઉ નારને, વણ; માંડયાં ગુંજવા બે ઘરસૂત્ર, સમજ.
પ્રવૃત્તિને પાંચ પુત્રી થઈ, વણ; વળી સાત થયા છે પુત્ર, સમજ.
આશા, તૃષ્ણા, હિંસા, દીકરી, વણ; વળી ભ્રાંતિ, ઈર્ષા નામ, સમજ.
લોભ, ક્રોધ, મદ, દીકરા, વણ; ગર્વ, મત્સર, મોહ ને કામ, સમજ.
પરિવાર પ્રવૃત્તિનો વધ્યો, વણ; હવે કહું નિવૃત્તિનાં સંતાન, સમજ.
પુત્રી ચાર ચતુર ઘણી, વણ; થયા પુત્ર પાંચ ગુણવાન, સમજ.
શાંતિ ભક્તિ, દયા, દીકરી, વણ; વળી મૈત્રિ, મળી થઇ ચાર, સમજ.
સંતોષ ને ધર્મ દીકરા, વણ; વૈરાગ્ય, વિવેક, વિચાર, સમજ.
નવ સંતાન નિવૃત્તિનાં, વણ; હવે પ્રવૃત્તિનો વિસ્તાર, સમજ.
સંતાન જોઇને શાતા થઇ, વણ; પતિ રીઝયો જોઇ પરિવાર, સમજ.

બાવીશ નાર દાસી થઇ, વણુ; કરે પ્રવૃત્તિ રાણીની સેવ, સમજ.
નાયક અભિમાને ભર્યા, વણુ; એના મનમાં ઘણો અહમેવ, સમજ.
નિવૃત્તિ કહે મારા નાથજી, વણુ; તમે મૂકો ભોગ વિલાસ, સમજ.
કાયા નગર છે કારમુ, વણુ; તે જુઠાની શી આશ, સમજ.
બંધ બાંધ્યા છે જળતણા, વણુ; માંહે હાડ ને માંસ રુધીર, સમજ.
શરીર એવું જાણવું, વણુ; માટે સમરિયે શ્રીરઘુવીર, સમજ.
માત પિતા સુત સુંદરી, વણુ; વળિ મિત્ર સહોદર બંધ, સમજ.
એ અંતે કો તારૂં નથી, વણુ; છે જીવતાનો સંબંધ, સમજ.
ગોખ જરૂખા માળિયાં, વણુ; સાત ભૂમિના સરસ નિવાસ, સમજ.
એક દિવસ મેલી ચાલવું, વણુ; સ્મશાને કરવો વાસ, સમજ.
માલ મતા વાસણ ઘણા, વણુ; મણી માણક મોતી અનેક, સમજ.
જમ કિંકર ગ્રહી ચાલશે, વણુ; સાથે કોડી ન આવે એક, સમજ.
કર્મ કમાય જે આપણું, વણુ; તે જાય છે જીવને સાથ, સમજ.
વૈતરણીમા બૂડતા, વણુ; નકી મૂકાવે શ્રીરઘુનાથ, સમજ.
એવું જાણીને જાળવો, વણુ; તમે પ્રવૃત્તિ રાણિના ભોગ, સમજ.
નહિ તો પસ્તાશો નાથજી, વણુ; તે તો જાણવો કેવળ રોગ, સમજ.
એવું જાણીને મારા નાથજી, વણુ; રખે શોકનો કરતા સંગ, સમજ.
શીખ મારી શ્રવણે ધરો, વણુ; તમે સમરોને શ્રીરંગ, સમજ.
પ્રવૃત્તિ રહેશે વેગળી, વણુ; જ્યારે આવશે જમના દૂત, સમજ.
પંડ મૂકી પ્રાણી ચાલશે, વણુ; ભૂતમાં મળશે પંચભૂત, સમજ.
જમરાય લેખું પૂછશે, વણુ; તેં તો શો કીધો વેપાર, સમજ.
તે વેળા છે ઘણી દોહલી, વણુ; તમે ચેતજો કુલ ભરથાર, સમજ.
કીધું કોઇનું નવ કીજિયે, વણુ સદા ચાલિયે સીધી ચાલ, સમજ.
ભજન દાન હમણા કરો, વણુ; પછી કોણે દીઠી છે કાલ, સમજ
નિવૃત્તિનાં વાયક સાંભળી, વણુ; કંઇક આવ્યો ઉર વૈરાગ, સમજ.
પ્રવૃત્તિ રાણિયે જાણિયું, વણુ; એણે ભોગ કીધો છે ત્યાગ, સમજ.
શણગાર ઓજે અંગે ધર્યા, વણુ; તેડ્યા મોકલ્યા પંચ દાસ, સમજ.
કંઇ લટપટ કરી લાવિયા, વણુ; પિયુ આણ્યો રાણીની પાસ, સમજ.
પહેરી પટોળાં પ્રેમદા, વણુ; છે ચોળીમાં ચૌદ રંગ, સમજ.
શણગાર શુભ સુંદરી તણા, વણુ; જોઈ વૈરાગ્ય પામ્યો ભંગ, સમજ.
પ્રવૃત્તિ રાણી બોલિયાં, વણુ; હેતે નાખી ગળામાં હાથ, સમજ.
ત્યાગી વેરાગી કયમ થયા, વણુ; કંઇક ઉદ્યમ કીજે નાથ, સમજ.

## વિવેક વણઝારૌ.

બાળક સૌ પરણાવવાં, વણ; જેમ લોકમાં વાધે લાજ, સમજ.
ઘર ઉંચાં કરાવિયે, વણ; પૂર નાયકમાં કિજે રાજ, સમજ.
હસ્તિ ઘોડા સાંપડાવિયે, વણ; ત્યારે ઇચ્છ્યું તે સફલ જ થાય, સમજ.
દધિ દૂધનાં સુખ લીજિયે, વણ; ઘણી લાવો મહિષી ગાય, સમજ.
શય્યા સિંહાસન પાલખી, વણ; આગળ બહુ દાસી દાસ, સમજ.
એ એ દીપક પ્રગટાવિયે, વણ; ભલા કીજે ભોગ વિલાસ, સમજ.
ધંધો કરી ધન લાવિયે, વણ; તો અંતે આવે કામ, સમજ.
ઠગ બ્રાહ્મણ વસે ઘણા, વણ; નવ ખરચિયે કોડી દામ, સમજ.
બેન બનેવી ભાણજા, વણ; દીકરી દૌહિત્ર જમાઈ, સમજ.
દ્વાર કેને ન દેખાડિયે, વણ; એ તો વસ્તુ સારી જાગે ખાઇ, સમજ.
સંવત્સરી શ્રાદ્ધ ન સારિયે, વણ; એ તો સર્વ છે આળપંપાળ, સમજ.
દીકરાને જુજવા કરો, વણ; મને ગમતી નથી જંજાળ, સમજ.
આપણે સુખે ખાઇએ પીએ, વણ; રમતાં રૂડા દહાડા જાય, સમજ
વેપાર કરી ધન લાવિયે, વણ; તો લખેશરીના તન કહેવાય, સમજ.
પીતાંબર • શુભ પહેરિયે, વણ; ખાઇએ નાનાવિધ પકવાન, સમજ.
ખાધું પીધું તે આપણુ, વણ; નવ કીજીએ કોડીતું દાન, સમજ.
લ હેણા લાહીએ નાતમા, વણ; થાય દેશ વિદેશે નામ, સમજ.
દાહાડા ભોગ કમાઇના, વણ; પછી અંતે જપશું રામ, સમજ.
પ્રવૃત્તિ શિખામણ સુણી, વણ; પછે રીઝયો મૂઢ અજાણ, સમજ.
નિવૃત્તિ થઈ અળખામણી, વણ; પ્રવૃત્તિ વહાલી પ્રાણ, સમજ.
એકાંત બેસી નર નારીએ, વણ; ભલી માંડી કીધી ગોઠ, સમજ.
સંકલ્પ વિકલ્પ બે પોઠીયા, વણ; પછી ચલાવે કર્મની પોઠ, સમજ.
લોભ પુત્ર સાથે ગયો, વણ; ગર્વ, મત્સર, કામ ને ક્રોધ, સમજ.
દાસી દશ સાથે થઇ, વણ; કરી ધર્મતણો વિરોધ, સમજ.
મન ઘોડે નાયક ચઢયો, વણ; ગ્રહી આશા હાથ લગામ, સમજ.
મમતા ચાલ્યો વહોરવા, વણ; અહંકાર નગારૂં નામ, સમજ.
છળ ભેદનાં બે ત્રાજવા, વણ; તોળે પ્રપંચ વાણોતર, સમજ.
કૂડ કપટનાં બે કાટલા, વણ; મોટી માયા દાંડી બરોબર, સમજ.
ઠામ ઠામ દુંદુભી ગડગડે, વણ; પુર નાયક મોટું નામ, સમજ.
લાભ લેવાને દોડિયો, વણ; જોયા લક્ષ ચોર્યાશી ગામ, સમજ.
સંસાર દેશ સોહામણો, વણ; તેનો જોતા ન આવે પાર, સમજ.
શ્રીફલ સોપારી એલચી, વણ; તેમા નવ દીઠું કાંઇ સાર, સમજ.

ગોળ ખાંડ સાકર નહિં, વણ; નવ લીધાં ઘૃત ને ઘઉં, સમજ.
શાક દાળ વહોર્યાં નહિં, વણ; એની અવગણના કરી બહુ, સમજ.
માણક મોતી સોનું નહિં, વણ; નવ વહોર્યા પરોળાં ચાર, સમજ.
લાલચ સોડું વહોરિયું, વણ; કોડે લીધું કપટ કથીર, સમજ.
હિંસા હિંગ વહોરી ઘણી, વણ; સંગ સીસું-લીધું અપાર, સમજ.
પ્રપંચ પીતળ વહોરિયું, વણ; સંસારમાં દીઠું સાર, સમજ.
મમતા મીઠું વહોરિયું, વણ; અને વહોરિયું માયા મીણ, સમજ.
કુરૂપ સોમલ વહોરિયો, વણ; અતિ વહોર્યું વિષય અફીણ, સમજ.
અનાચાર વહોર્યો એળીઓ, વણ; વહોર્યાં આળસ ટંકણખાર, સમજ.
ભ્રાંતિ ભાગ લીધી ઘણી, વણ; વછનાગ વહોર્યો વ્યભિચાર, સમજ.
વહોરી ઇર્ષા જે આંબલી, વણ; કુલક્ષણી વહોરી લાખ, સમજ.
કપટ કાપડ તે વહોરિયું, વણ; જેનો રંગ ઘણો અભિલાખ, સમજ.
લલુના વહોરી લીંબડી, વણ; વહોરી કાંબળી કાળે રંગ, સમજ.
છળ છાપલ વહોર્યા ઘણા, વણ; લોભ પુત્રને રાખી સંગ, સમજ.
નિંદા ગળી વહોરી ઘણી, વણ; અતિ વહોર્યું મદ્ય અજ્ઞાન, સમજ.
ચાડી તાડી વહોરી ઘણી, વણ; ભર્યું પાત્ર તે કૂંડ સમાન, સમજ
અુજગ ખાદી વહોરી ઘણી, વણ; વળી વહોર્યાં અવગુણ ટાટ, સમજ.
શીવી ગુણ અવગુણે ભરી, વણ; હાંકી પોઠ તે વસમી વાટ, સમજ.
મન ચિંતવન એ વેઢિયા, વણ; સંકલ્પ વિકલ્પ વેપાર, સમજ.
અભિમાન ઊંટે નાયક ચઢ્યો, વણ; તેને દેખે સૌ સંસાર, સમજ.
પ્રવૃત્તિને માન દીધું ઘણું, વણ; પ્યારી તુ પ્રાણ સમાન, સમજ.
નિવૃત્તિ આવી પુંઠે પડી, વણ; એને દીધું ઘણું અપમાન, સમજ.
પ્રવૃત્તિ આભૂષણે ભરી, વણ; ખોઇ નાયકે શુદ્ધ બુદ્ધ સાન, સમજ.
જરા શણગાર નિવૃત્તિનો, વણ; વળી વસ્ત્ર બીરાજે જ્ઞાન, સમજ.
સાથે લઇ બાળક બાળકી, વણ; ચાલે પ્રવૃત્તિ પિયુની સાથ, સમજ.
નવ સંતાન નિવૃત્તિના, વણ; એતો ચાલે જેમ અનાથ, સમજ.
જ્યાં જ્યાં ટાંડું ઉતરે, વણ; પિયુ પોઢે પ્રવૃત્તિની પાસ, સમજ.
નિવૃત્તિ આવી ના શકે, વણ; દ્વારે ઊભા છે પંચ દાસ, સમજ
પ્રવૃત્તિ કહે પિયુ સાંભળો, વણ; રખે શોકનો કરતા સંગ, સમજ.
પળ એક પાસે જો બેસશો, વણ; કરશે ઘર વેપારનો ભંગ, સમજ.
ભેખ એના ભીખારી તણા, વણ; જોગી કીધાનો અભિલાખ, સમજ.
એની શિખામણ માનશો, વણ; તો તે તમને ચોળાવશે રાખ, સમજ.

## વિવેક વણઝારો.

દેખીતી મંદ ભાગિણી, વણ; જ્ઞાન વૈરાગ્ય જેના તન, સમજ.
વેપ સર્વ વિધવાતણા, વણ; કરે તમને માન શુકન, સમજ.

નાયક કહે સુણ સુંદરી, વણઝારી રે;
તારાં વચન તે સુધા સમાન, સતી સુખકારી રે.
તારી શીખામણ શુભ ગણું, વણ; મેં તો તને કીધી ભગવાન, સતી.
નિવૃત્તિ દીઠી નવ ગમે, વણ; તુજ સાથે બાંધ્યો પ્રેમ, સતી.
નિવૃત્તિ સાથે બોલું નહિ, વણ; મેં આજથી લીધો નેમ, સતી.

કોલબંધ એવો કર્યો, વણઝારા રે;
પ્રવૃત્તિનો વાધ્યો ગર્વ, સમજ મન મારા રે.
નિવૃત્તિ દાસી થઇ રહી, વણ; એની શોકે કીધું વશ સર્વ, સમજ.
ટાંડું ચલાવા ચોદિશે, વણ; જોયો દેશ સર્વ સંસાર, સમજ.
આગળ લાભ દીઠો ઘણો, વણ; આવી અંતે ખોટ અપાર, સમજ.
કાળ ઘણી આવી લાગિયે, વણ; એણે રોકી છે સઘળી પોઠ, સમજ.
વસ્તુનું મૂલ આવ્યું નહિ, વણ; થઇ લાખ કરોડની ખોટ, સમજ.
જમ કિંકરે આવી બાધિયો, વણ; ત્યારે નાસી ગયો પરિવાર, સમજ.
પ્રવૃત્તિ પણ વેગળી રહી, વણ; નહિ કોઈ પાણી પાનાર, સમજ.
જમરાય કને બાધી આણિયો, વણ; વેપારીએ કીધી રાવ, સમજ.
કેક ખાતા ખોટા નિકળ્યા, વણ; જ્યારે જોયા મેળ હિસાબ, સમજ.
બાંધ્યો માર્યો બહુ ભાતથી, વણ; વળી નાખ્યો નરકકુંડમાંય, સમજ.
ઘણીવાર દીવાળું કાઢિયું, વણ; નહિ લાજ્યો કરતા અન્યાય, સમજ.
કારાગ્રહનું દુઃખ ઘણું, વણ; કોણ કાઢે ત્યાથી બહાર, સમજ.
પહેરી સાડી શુદ્ધ બુદ્ધની, વણ; પાસે આવી નિવૃત્તિ નાર, સમજ.
નાયક જોઈને રોયો ઘણો, વણ; દેખી સતીનું તે સમે મુખ, સમજ.
નીચું જોઇને કહે સાધવી, વણ; તેં પાપે ભોગવ્યુ દુઃખ, સમજ.
આસુ લોહ્યા નાથના, વણ; પછી બોલી નિવૃત્તિ નાર, સમજ.
પ્રવૃત્તિ તમારી ક્યા ગઇ, વણ; સાત પુત્રી ક્યા પંચ કુમાર, સમજ.

નાયક કહે સુણ સુંદરી, વણઝારી રે;
મેં નહિ માની તારી શાખ, સતી સુખકારી રે.
વહાલી થઇ પ્રવૃત્તિ પાપણી, વણ; ભુંડી રાંડે મંગાવી ભીખ, સતી સુખ.
દુઃખ વેળા નાસી ગઈ, વણ; મુને પાણી કોઇ નવ પાય, સતી સુખ.
મૂકાવ મુજને સુદરી, વણ; હું રહીશ તારી આજ્ઞાય, સતી સુખ.

નિવૃત્તિ કહે પિયુ સાંભળો, વણઝારા
ઘણા ડાહ્યા છો ભરથાર, સ્વામીજી મારા
ધણે હામથી મૂકાવિયા, વણ; લેખે લાખ ચોર્યાંશી વાર, સ્વામીજી.
ધર્મ કને તેડી ગઇ, વણ; ત્યાં કીધો કોલ કરાર, સમજ.
ધર્મ લેણું કરી લાવજો, વણ; જઇ રૂડો કરજો વેપાર, સમજ.
ફરી સંસારમાં અવતર્યો, વણ; મળ્યા સદ્‌ગુરુ એક દલાલ, સમજ.
રામ નામ વસાણું વોહોરિયું, વણ; લાભ આવ્યો વસ્તુ રસાળ, સમજ.
વિવેક વાણોતર થયા, વણ; તત્વ વિચાર ત્રાજવાં સાથ, સમજ.
ધર્મ કર્મ બેઉ કાટલા, વણ; ક્ષમા દાંડી ઝાલી હાથ, સમજ.
નાયક વહોરે વસ્તુને, વણ; જે જે નિવૃત્તિ કહેતી જાય, સમજ.
નિર્ગુણ ગોળ લીધો ઘણો, વણ; ગુણ સત્ય મર્મ કહેવાય, સમજ.
સદ્‌વિદ્યા સાકર વહોરે ઘણી, વણ; વહોર્યાં જાયફળ જોગાભ્યાસ, સમજ.
શ્રીફળ નામ શ્રીરામનું, વણ; મળ્યા ગાંધી હરિના દાસ, સમજ.
બ્રહ્મવિદ્યા ખાંડ વહોરી, વણ; શુભ લક્ષણ વહોર્યાં લવિંગ, સમજ.
ચતુરાઇ ચંદન વહોરિયું, વણ; વહોર્યો કરુણા કેસર રંગ, સમજ.
જ્ઞાન ઘૃત કૂપે ભર્યું, વણ; સિદ્ધતા દધિ નિર્દોષ, સમજ
પ્રીત પટોળા વહોરી ઘણી, વણ; લીધા સાળુ શીળ સંતોષ, સમજ.
વિશ્રામ પીતાંબર વહોરિયાં, વણ; વહોરી દયા દધિ દરિયાઇ, સમજ.
લખતો જાય ચિત્ત ચોપડે, વણ; લેખણ શુદ્ધિ બુદ્ધિ રસનાઇ, સમજ.
નવધા ભક્તિ મણી વહોરિયાં, વણ; વળિ મુક્તિ મુક્તા માળ, સમજ.
શ્રીહરિ હીરો હાથે ચઢ્યો, વણ; થયું ઘરમાં ઝાકઝમાળ, સમજ.
સદ્‌ગુણે ગુણ શીવી ભરી, વણ; કરે વસ્તુનું દેવ વખાણ, સમજ.
મોહ મેહેવાસી મારીઓ, વણ; હવે કોય ન માગે દાણ, સમજ.
નાદ બિંદુ બેઉ બળદિયા, વણ; વાજે નગારૂં ઓંકાર, સમજ.
જ્ઞાન ઘોડે નાયક ચઢ્યો, વણ; ઉતી ચાલ્યા સર્વ સંસાર, સમજ.
જમરાયને લેખું આપિયું, વણ; ચિત્ર વિચિત્રે જોડ્યા હાથ, સમજ
સન્માન આસન આપિયું, વણ; જમરાય થયા રળિયાત, સમજ.
ન્યાલ થયો શુભ માસમાં, વણ; ગયો મૂળ પોતાને ગામ, સમજ.
ફરિ ભવમા ભટક્યો નહિ, વણ; થયો શુદ્ધ તે આત્મારામ, સમજ.
પ્રવૃત્તિ જે હોય પરહરે, વણ; કરે નિવૃત્તિ અંગીકાર, સમજ.
એ મુક્તિ ફળ પામે સદી, વણ; નવ દેખે દુઃખ લગાર, સમજ.
ગુજરાત દેશ સોહામણો, વણ; વીર ક્ષેત્ર વડોદરું ગામ, સમજ.
વિપ્ર ચતુર્વેદી નાતમાં, વણ; કૃષ્ણ સુત પ્રેમાનંદ નામ, સમજ.

વિવેક વણુઝારો તે છે આત્મા, વણુ; આ છે અધ્યાત્મનો ઉપદેશ, સમજ.
વણુઝારો ગાય ને સાંભળે, વણુ; ટળે જન્મ મરણુનો કલેશ, સમજ.
જે કોઇ પ્રભુને અનુભવે, વણુ; પામે મનવાંચ્છિત ફલ કામ, સમજ.
શ્રોતા સજ્જન સાંભળી, વણુ; તમે સમરો સર્વ શ્રીરામ, સમજ.

## XXIII. From ઋષ્યશૃંગાખ્યાન.

A danger to the ascetic.

સજી સુંદરી સારી, મન વિચારી, છળવા ધારી સજ થાતી;
વર વપુ સમારી, ચાલી નારી, મોહિણિકારી, પથ જાતી.
આશ્રમને મૂકી, મુનિમઠ ઢૂંકી, જતાં ન ચૂકી, ગઇ વ્હેલી;
તેની અતિ શોભા, મુનિમન લોભ્યા, ગગને થોભ્યા, સુર સ્હેલી.
મસ્તકમાં મઢિયાં, ભૂષણુ લઢિયાં, નંગે જડિયાં, તે લહિએ;
જે ચક્ર ધરિયો, તે ગતિ ત્વરિયો, વિધુશું વઢિયો, જે કહિએ.
શશિકિરણુ કાપે, ઉદરે વ્યાપે, અતિ સંતાપે, તેજ ગ્રહી;
શીશશશિ જે ચારૂ, કરે ન વાર્યું, મન અવિચાર્યું, કમળ સહી.
વળી વળી જાએ, નવ લજ્જાએ, શિશફુલ સાએ, લુબ્ધ કરી;
મુક્તાફળ ભરિયાં, ઈંદ્ર વરિયા, જાય ન સરિયાં, પ્રીતિ ધરી.
જોઇ મોતી પૂર્યાં, પયાર્થ શૂરા, નાગણી નૂરા, ચઢી આવ્યાં;
નિરખી વિષ મુજતી, આપી સુજતી, વાટજ રૂચતી, વર કાવ્યા.
ફરતા નવ છોડી, મધ્ય મરોડી, હસી દોડી, થઇ લાલી;
મસ્તક મુખ દિસે, ડંખ પણુ હિસે, શું ધરી રીસે, નદી વાળી.
ઉર્ધ્વથી પડતી, સેંથે ખળતી, લાલી બળથી, વળી પાછી;
એવે નાગણુ નિરખી, મનમા હરખી, કેકિન પરખી, ધરી રાચી.
તજી ભક્ષણુ ધુધરી, શું ભક્તિ નુગરી, કે તજી સુગરી, ત્યમ છોડી;
ઉડે ભક્ષણુ માટે, તદપિ ઉચ્ચાટે, શિક્ષા સહે સાટે, લે જોડી.
ચારૂ જે વિંછિયા, કર્ણે સિંચિયા, ઝાલે ખિંચિયા, કર્ણફૂલે;
વેસરમાં વસિયા, અકોટી ફ્રશિયા, સુર શા રસિયા, અતિ ઝૂલે.
નયનાજન રેખા, ચક્ષ વિશેખા, રમ્ય શી એખા, વારિ જૈએ;
છે ભાળ વિશાળા, હરિ રસાળા, દૃય અજવાળા, શોભા લૈએ.
મનોહારી બંદી, ત્રાણુ અનિંદી, ભવશર વંદી, સુખી થૈએ;
શું મીન મકલાતા, ખંજન તાતાં, મૃગલી મનાતાં, ચખ કૈએ.

તે રવ કિંકિણી ગજાનો, ઘુઘર બાજતો, નૃત્યમાં હુજાનો, શબ્દ શુણી;
પાદાંગુલિ પેરી, નુપુર જેરી, કમદા ડેરી, રસણ રૂણી.
સજ્જ કાંબી કલ્લાં, દીસે ભલ્લાં, ગાગે ન વલ્લાં, ચતુર ગણી:
એ વિધિ આભા, દરગે આભા, લાવણ્ય લાભા, દિગે ઘણી.
શું મારની મૂરતી, સુધા સૂરતી, રતિની પૂરતી, આવી બની;
કે વિદ્યુત બાળા, રંભા રસાળા, ગાત્મની આળા, વાન તણી.
એવી વર રૂપા, જાય અનૂપા, મોદની કૂપા, મુનિ પાસે:
જ્યમ શરશું સ્હાગે, ન લશ્કર માપે, ત્યમ સૌ યાગે, જે વાંસે.
એ વીધી વામા, વીતનું ધામા, સુંદર શ્યામા, જાતી દવી;
દવી પાંશરી, નવી સાંતરી, રવિ આંતરી, કથે શું કવિ.

## 10. Samal Bhatt (*circa* 1614-1730 A. D.*)

This famous writer was the third of the great seventeeth century "Trinity of Poets" and the great rival of Premanand. He was well educated according to the standard of his days and in addition to the usual knowledge of Sanskrit and Hindi he also had a knowledge of Persian, which indeed was the court language of that time. His language shows a very strong admixture of Persian words. His poetic style was based upon Braj prosody which he had studied carefully and he wrote by preference the popular Hindi measures the *dohara* (*duha*) the *chopai* and the *chhappa*. In the last he was specially the master. His verse is mostly fluent and his language polished but he often lapses into very rude language and harsh versification. The latter defect is very likely due to change of pronounciation during all the years that have elapsed since his time. But Samal never attained the fluency of language which we find in Premanand, neither has he successfully manipulated his words so that sound echoes to sense as it so often does in Premanand's works. But in spite of being decidedly inferior to Premanand both in language and in music of his words, Samal has been certainly a greater favourite with the Gujarati people. The reason for this is to be sought in the intrinsic interest of his subject matter. He is *par excellence* the story-teller of Gujarat. He moreover does not

* Keshav H. Dhruva disputes this date. He is inclined to put Samal a full generation later than Premanand. See Jhaveri, *Milestones in Gujarati Literature*, p. 95, footnote.

weave his story out of Pauranic and Epic sources, but he tells stories about the everyday life of the people, at least of the higher bourgeoisie. He has expressed in plain words his contempt for the singer of *Purana* tales. "કહેવું કવે તે શેનો કવી ?" he asks, having a fling at his great rival, Premanand, because the latter depended solely upon the Puranas for his narratives.* Samal in the beginning of his career did attempt topics from the Sanskrit Epics† but he found the field entirely occupied by other writers and he had no chance whatever of success against the "vested interests," notably of Premanand. This probably was the beginning of the lifelong rivalry between them. Moreover, Samal's was a proud character and he had determined never to seek favour of any rich person nor to approach any until he was asked himself. Thus he waited long in obscurity until a learned Pātidār—the head of the village of Sunj in the Khairā district invited him to his own place and took him under his special protection. This man Rakhidās by name made the poet a gift of land and made him independent for life. Though not given to flattery he has extolled Rakhidās to the skies for his timely and unstinted help. Certainly ingratitude was not among the sins of Samal.

Failing to obtain hearing as a *pauranic* reciter Samal turned to secular subjects. He had a veritable

* It is said that after this remark Premanand turned to the Narsimha Mehta cycle of tales, which form the finest work he has produced.

† See list given below.

mine of secular tales to draw upon The Sanskrit collection of the *Kathasaritsagara* was undoutedly known to the learned as also the various collections of medieval tales from Prakrit and Pali sources Moreover there were the popular tales about "Vikrama and the Vampire," the cycle of the "Parrot's Tales" and lots of other popular tales besides were orally current at that period. It would be an interesting task to trace his tales to their sources but it is very probable that Samal merely borrowed special episodes from this floating material, but the treatment was always his own. Samal has an extraordinary facility in arranging episodes and in keeping up the interest of his hearers * The state of society he depicts is an exact picture of what had been described several centuries earlier by Vatsyāyana in his कामसूत्र In every tale the *Ganika* plays an important part. She is always beautiful and clever and often (though not invariably) thoroughly heartless and unscrupulous. Many of the tales are a bit "too spicy' after the style of some of the stories of the *Decameron* The parallel between the Italian writer and the Gujarati poet is very instructive especially as regards the state of society depicted in their pages But there is one important difference the Italian is depicting contemporary society, while Samal deals with an age which had long since passed away but which had left a vast heritage of tradition and custom

* These tales were originally recited by the poet himself before gatherings This is evidenced by the closing lines of most of these when the 'hearers (શ્રોતા) are asked to sing "જે જે શ્રી રણછોડ"

the situation but they are mostly brains witho
heart. Of course there are exceptions to this rul
but we look in vain for the ideal mother or the ide
wife in Samal. To Samal the woman is mainly a
unreliable creature, sometimes ministering to th
man's comfort. In his રત્નમાળા however he has
string of excellent *chhappas* about women whic
should win his pardon for many others of th
opposite nature that he wrote.*

Samal is reputed to be the author of some 2
works in all : †

(1) બત્રીશ પુતળી (including the વૈતાળ પચીશી); (
સૂડા બોતેરી ; (3) શિવ પુરાણ; (4) રેવાખંડ (5) રણછોડના શ્લો
(6) અંગદ વિષ્ટિ; (7) પદ્માવતી; (8) નંદ બત્રીશી; (9) રાવણ મંદોદ
સંવાદ; (10) ઉદ્યમ કર્મ સંવાદ; (11) શામળ રત્નમાળા; (12) વિ
વિનાસીનીની વાર્તા (or વિનેચટની વાર્તા); (13) અભરામ કુલી
શ્લોકો (or રૂસ્તમ બહાદૂરનો પાવડો); (14) બરાસ કસ્તુરી; (1
બોડાણો; (16) ચંદ્ર ચંદ્રાવતી; (17) કાળી મહાત્મ્ય; (18) શુ
દેવાખ્યાન; (19) સુન્દર કામદાર; (20) દ્રૌપદી વસ્ત્ર હરણ; (doubtfu
(21) ભોજ કથા ; (22) રખીદાસ ચરિત્ર ; (23) વિશ્વેશ્વરાખ્યાન
(24) મદન મોહના ; (25) રણ સ્તંભ and (26) વિધાતાની વાર્તા

I. From મદન મોહના.

[ This is the most popular of his tales ]

1. The Benediction. .

છપ્પો.

પાર્વતી પતિનો પુત્ર, સુત્ર ચિંતામણિ છાજે;
રત્નાવળિની ખાણ, છત્ર જે શિર વિરાજે.

---

*Compare together Selections VI and VII below.
†Jhaveri, op cit, p. 98, whence the list has been copied

સિંદૂર સેવત્રા સાર, આ'ર મોદિક મણિ માઝા,
શિવ પેંશો પૂજય, ગજ રાજેશ્વરી રાજ;
ગણનાયક લાયક ગણું, દાયક બુદ્ધ સાયક ભણું,
વણુ ગજાનન ગુણ આગળો, સામળ ધ્યાન ધરે તે તણું.

2. Love at first sight

[ Mohna had been sent by the king, her father to a learned Pandit for her education. But the King insisted that she should sit behind a thick screen. Suspecting something wrong she once suddenly tore down the screen and saw that Madan, the minister's son was also a pupil of the same Pandit ]

પ્રેમદા મન પરમાણિયુ, કપટ કર્યું મુજ તાત,
હું અંધ એ કોઢીઓ, વિપરીત દીસે વાત.
શા કેણ કહે છે સેજમા, એ તો મહા ઉત્પાત,
પ્રપંચ પાટા બાધિયા, એ તો મારે તાત.
પુરુષ ચરિત્ર પ્રમાણિયુ, ભમાવના તે ભૂપ,
શકે પુરુષમા ગુણ ઘણો, શકે છે રૂડુ રૂપ
પાસે પુત પ્રધાનનો, કાયા કુંજે કામ,
મદન રૂપ મદન સમો, મદનસેન છે નામ
તે બોલ્યો તરતીબ તર, સાચા છો બે સર્વ,
લેખું બેનું લાખણુ, ફોગટ એ શો ગર્વ
પાછો પટ કર્યો પ્રેમદા, દીઠું દેવ દરશન,
મોહ પામી મન મોહના, પૂરણ થઈ પરસન.
વરુણ વાયુ કુબેરવત્, અવનવો દીસે ઇન્દ્ર,
ગ્રહગણ તારા દેવતા, કે રવિ રાજા ચંદ્ર
પ્રધાનતણો સુત પાટવી, મદન નામ મકરંદ,
વદન પંકજ વરણાગીઓ, કંદર્પ આનંદ કંદ
દમયંતી નળથી દશ ઘણો, માધવાનળનો મેર,
રોહિણી પતિસમ રૂડલો, સાચો જાણો શેર
બત્રીશ લક્ષણ બુધનિધિ, ચૌદ વિદ્યા ગુણ જાણ,
• કળા બોતેરી કામ રૂપ, પંડિત પૂર પ્રમાણ

નિર્મળ નેત્રે નિરખીએ, ધારણ નવ રહી ધીર;
કુંદન હીરામાં જડ્યું, ભળ્યું સાકરમાં ક્ષીર.
સમરી મન શિવ શક્તિને, સમર્યા સીતા રામ;
આ વર આપો અંબિકા, નિતનિત જપીએ નામ.
પ્રીતે પૂજું ગોરને, કરૂં ઘણાં નવરાત્ર;
આપે આવું આશાપુરી, જમન કરૂં હું જાત.
પ્રીતે પ્રતિજ્ઞા કરી, સમરી મનથી માત;
એ વિણ પુરૂષ પૃથ્વી વિષે, મારે તાત ને ભ્રાત.
જન્મ જન્મનો એ ધણી, જન્મ જન્મ હું નાર;
આરાધી એમ અંબિકા, વિનવે વારંવાર
પગે પડી પંડિત તણે, હું છું તારી રાંક;
હુંકારા તમને કર્યા, ક્ષમા કરો મુજ વાંક.
તું મારે બ્રહ્મા સમો, કે તું વિષ્ણુ વેદ;
વિતક વાત કહું અમો, અંત ન રાખું ભેદ.
પિતા મારે પ્રપંચ કર્યો, કહ્યા તમ કાવા ઠોક;
એવી અંધ કહી મુજને, જુગના જુગની જોડ.
પંડિત કહે પુત્રી સુણો, હું ગુરુ તુજ તાત;
ટાળી શિષ્ય તું દિકરી, વેદ વચન વિખ્યાત.
અંતરથી કરો આગન્યા, જે હોય મનનું કાજ;
શિવઆજ્ઞા, માનું કહો, સેશ શા ધરશો લાજ.
વરવું મેં મન તાહરૂં, તું જોબનવંતી જાણ;
અનંગ પ્રવેશ છે અંગમાં, પરવશ છે તુજ પ્રાણ.
તે મન મૂકી મુને કહો, તજી લાજ મરજાદ;
ઈશ્વર આણ્યુ એ વાતમાં, કોદ મન આણી ઉન્માદ.
કરજોડી કહે કામની, ખોળે મૂકી શીશ;
સૂર્ય ચંદ બે સાખીઆ, વચમાં આણ્યા ઈશ
પુત્ર છે આ પરધાનનો, મદનમેન મહામન્ય;
સોળ વર્ષ સલક્ષણો, ત્રિલોકમાં નહિ તુલ્ય.
નિરખ્યો તે નેહે કરી, ચાતુર ચતુર સુજાણ;
પૃથ્વી પતિની પરાક્રમી, સામુદ્રિક એંધાણ.
પંચ લઘુ પંચ દીર્ઘ છે, પંચ ઉન્નત પંચ રક્ત;
દીર્ઘ બાહુ દીર્ઘ રૂપે જ, છે અમૃત વાણી યુક્ત.

કર્ણ પર્યંત તે નેત્ર છે, દંત દાડિમ બત્રીસ,
અધર રક્ત અતિ ઓપતા, કેશ સોહંતા શીશ
કનિષ્ઠિકા આરે તર્જની, આડે રેખા હોય,
ધારણ ધન રેખાતણી, કળી શકે નહિ કોય
અનામિકા મધ્યમા વિષે, ઉર્ધ્વ રેખા બળવંત,
તે પાછળ જે જાગતી, જશરેખા જસવંત
હથેળી વચ્ચે હાથિયો, સાથિયો જે સગ્દાર,
તે જોડે ત્રિશળ છે, દેશપતિ દાતાર
અંગુઠાના અગ્રમાં, જવ લક્ષણ જશરૂપ,
અંકુશ છે તે આગળે, ભાગે કર્મનો ભૂપ
પોચાકેરે પાછળે, મણિ બંધનની માળ,
મત્સાકાર છે મોખરે, ભોગીનો ભૂપાળ
શકટાકાર છે શ્રીમુખે, અશ્વાકાર અનૂપ,
ધ્વજાકાર જે ધેનુમાં, ગજ તેજ મહારૂપ
વીસવસા વેઢા વચ્ચે, સમ આકારે ચંદ્ર,
ધર્માકાર ધરમતણો, અવતારી છે ઈંદ્ર
મણિપુરથી અંગુઠે, શોભે રેખ સંતાન,
ભળી ભાગ્ય રેખા તળે, અંકનતણું અનુમાન
શ્રીરેખા છે શોભતી, ભક્તરેખા ભરપૂર,
મુક્તિરેખા છે મોહતી, ન્યાયરેખા નૂર
જન્ત્રરેખા છે જાગતી, સતરેખા છે સાર
કૂર્મચક્ર છે કર વિષે, એ દેવાશી દાતાર
મારા માત પિતા તમો, મિત્ર સ્વજન મોસાળ,
મનમાં શું માગું અમો, તમો કરો પ્રતિપાળ
સાંભળે સૂત પ્રધાનનો, પંડિત બેઠો પાસ
લાજ મરજાદ તજી કહું, પુરો મનની આશ
પ્રતિજ્ઞા મેં તો એ કરી, અધિક સમથી આપ
પુરુષ બીજા પૃથ્વી વિષે, મારે ભાઇ ને બાપ
એ મદન ને હું મોહના, આજ મેળાપજ થાય,
શતજન્મનો સ્વામી એ, પરણ્યા પેટજ માય
આજ ગંધર્વવિવા કરી, પરણાવો રૂડી પેર,
બીજે કો જાણે નહિ, પછી મોકલો ઘેર

પ્રધાનતણો સુત પ્રીછીઓ, કામની કુકું કીધ;
વગર વાંકે માહરો, લાખેણો જીવ લીધ.
એને તો છાનું ક્યમ રહે, બ્રહ્માંડ જેવડો ભાર;
મોત આવ્યું માથાપરે, નિશ્ચે ને નિરધાર.
જગત બાધુ જાણશે, વિશ્વ કાઢશે વાંક;
અણઘટતું કેમ કીજીએ, એ રાજા હું રાંક
પ્રધાનવટુ પિતાતણું, જીવ સહિત તે જાય;
સ્વજન સૌ દે શળીએ, લક્ષ્મી બાધી લૂટાય.
જીભ કઢાવે તાળવે, મારે મોહકમ માર;
ફટ ફટ ફટ સહુકો કરે, ધિક્ક પડચો અવતાર.
માર પડે મુજ તાતને, તપશે મારો તાત;
પેટ પડચો કેહ પાણીઓ, વિશ્વ બાધે વિખ્યાત.
અંગારો એ અર્ભકો, કુળ બોળણ એ કાગ;
દુઃખ દીધું દુશ્મન થઇ, રૂડો નહિ એ રાગ.
કર જોડી કુંવરી કહે, એ શું બોલ્યા બોલ;
કિંકર જનને કંય કો', તરણી નહિ તમ તોલ.
પામરના પામર અમો, સેવક સેવક સત્ય;
કિંકરના કિંકર અમો, ગુણહીણ અમારી ગત્ય.
કોડી કોડી કોશિયા, લાલચી લોભી લંડ;
હીંગ મરીના તોળીઆ, પ્રીછવીએ પાખંડ.
રાવળી ગત તો જાણીએ, રાજવળાની રીત;
તમને કરવી નવ ઘટે, પામર સાથે પ્રીત.
લાજ જશે લક્ષ લોકમાં, કામની ખોશો કાર;
ગુણહીણા થાશો ઘણા, કેહશે લોક ગમાર.
ચતુર નહિ એ ચંનની, ચેતર નામ ચરિત્ર,
નીચ બુદ્ધિ નારીતણી, પ્રમદા નહિ પવિત્ર
શું દીઠું તમે માનુની, હું મૂરખ ગુણહીન;
પરવશ ચાકર પામરો, દેહ દામણો દીન.
વણિક તે શી વરણમાં, વણિકમાં શો વિવેક;
કાકો કસરીઆનવો, જાણો એકે એક.
તું રૂપે રંભા રાજવી, સુખ પાવે સો દંત;
અમૃત ભોજન છડા મળ્યાં, માદ માને મોદન.

પટકૂળ પેરે પંચવર્ણાં, સજે સોળ શણુગાર;
હીંચે હીંદોળા ખાટ પર, અલખત અપરંપાર.
તાંબુલ ત્રિવિધનણાં, ખાન પાન સુખ સાન;
રાગ રંગ રેછતમાં, મોહિત મન ગેરાણુ.
મોટી મોહના તું મદન, મોટમ પદવી માન;
.ખાસા ખેલ ખાતે કરી, રાગ રંગનું તાન.
અમો માજન મજુરીઆ, ખડધાનના ખાતાર;
ખાધે લીજીએ કોથલો, ભરી ઉપાડું ભાર.
રાજકુંવરી તું ડાહરી, પણ ગુણુહીણિ ગમાર;
કબુલ કરો આ કિંકરો, જે મુરખની સરદાર !
હું અજ ને ગજરાજ તું, સિંહ ને હું શિયાળ,
તું નાગ હું અળસિયું, તું અર્ણવ હું ખાળ
તું હીરો હું કાચ રે, તું જાણ હું અજાણ;
તું કંચન હું કથીર છું, ઓળખ એ એધાણ.
એમ કહીને ઉઠીઓ, હૃદે ધરીને રીસ;
બાપ અહી બેસાડીઓ, ખોળે મેલ્યું શીશ.
કુંવરી બોલી કોડસું, એ શું બોલ્યા વાણ;
ઉઠી જાઓ અલબેલડા, છોજી ચતુર સુજાણ.
જાણી પ્રીતિ તમતણી, છો ગુણકેરા રત્ન;
પારખી મેં તો રાખિયું કોડ કરીને જત્ન.
જો તુ મુજને નહિ વરે, પાડું મારો પ્રાણ;
સ્ત્રી હત્યા ક્યા છૂટશે, હશે તુજને હાણ.
દંતુશલ હસ્તિતણા, નિકળ્યા નવ પેસંત;
શૂરો ઉઠે સામદ થઇ, બળ હીન નવ બેસંત.
પંડિત કહે સુણ પ્રેમદા, કથા સંભળાવું કર્ણ;
એહ વાત કર્યાં થકી, તન ખોશું જન ત્રણ.
જે ઘડીએ એ મર્મને, તાત જાણશે તર્ત;
તારૂ મારૂ એહનું, માથે લખિયું મર્ત.
ગુન્હો નહિ એ ગુજરે, હૃદિયા ન છોડે રીસ;
શેહર વચ્ચે સૌ દેખતા, સદ્ય છેદાવે શીશ.
વાયસ વિમળ હોય નહિ, મહીપતિ નોયે મિત્ર;
જુગટુ જૂઠા વિણ નહિ, ચતુરા સુણ ચરિત્ર

રાય રૂઠ્યા દીઠા, નથી, નથિ દિઠા વહુરા વાઘ;
આકળાયા અહિ દીઠા નથી, ત્યાં બચવાનો નવ લાગ.
મહીપતિ મંત્રી નવ ગણે, નવ ગણે પુણ્ય કે પાપ;
હાવ કરે ઘડી એકમાં, વેદ પુરાણે છાપ.
વણિક તાત થાશે વાંઝીઓ, રડશે એની માત;
તમો બાળક થઇ છૂટશો, અંતર નહિ ઉચ્ચાર.
વીસ વશા વનિતા વદે. વિપ્ર સાંભળો વાણ;
કરૂં પ્રતિજ્ઞા તે સુણો, જુગત કરીને જાણ.
સૂર્ય ચંદ્ર બે સાખિયા, વચમાં ઈશ્વર આપ;
જો તમ મુએ જીવું અમો, પ્રલેકાળનું પાપ.

3. The wise minister.

[ The King discovering that his daughter ha married Madan gets furious and calls his father wh advises him to spare the lives of the Brahmana an of the girl. ]

રાજા નો રીસે ચઢ્યો, કોપ્યો કૃતાંત કાળ;
ત્રણેને દેઉ શૂળીએ, પંડીત પુત્રી ને બાળ.
કીધું કામ કુબુદ્ધિએ, વણુ પૂછયે એ વાંક;
મારૂં નિશ્ચે એહને, હું રાજા એ રાંક.
પકડી મગાવ્યો વણિકને, ક્ષણ ન લાગી વાર;
એકાંત જઇ ઉભો કર્યો, પૂછી લીધો પાર.
મૂળ થકી માંડી કહી, રામ દુવાઇની રીત;
જોરથકી મુજને વરી, પૂરણ આણી પ્રીત.
વનિતાના વચનો તણો, લખી રાખ્યો તો લેખ;
મહીપત આગળ મૂકીઓ, જેમાં નહિ મીનમેખ.
શિક્ષા વાતો ચારની, કહ્યા કુંવરીએ કેણ;
કરજોડી સરવે કહ્યા, વધા કનાં જે વેણ.
વળતો તેડ્યો વિપ્રને, વિવેક પૂછી વાત;
પદ્દો તેં કેમ છોડિયો, કીધો મદા ઉતપાત.
માનનીનું મુખ નિરખિયું, કંઠે કીધુ કામ;
સૂર્ય ચંદ બે સાખિયા, તો ક્યમ બાગ્યા આમ.

પંડિત કહે પૃથ્વીપતિ, તોળો વાંક એ દિશ;
કુડો હોઉં તો કોપજો, ભલે છેદજો શીશ.
આદ્ય અંત ને અથ ઇતિ, બાબત બોલ્યાં બોલ;
જુગદીશ આણુ જૂઠું વદે, તોલ ગમે તે તોલ.
કટાર મારવા માંડિગો, પુત્રી તારી એ પેટ;
અધર્મ હું કેમ આચરૂં, નરપતિ જોજો નેટ.
પછી તેડી પુત્રીને, અદકી દીધી આંચ;
શળીએ દેઉં છું સર્વને, જો નવ બોલે સાચ.
પિતા પ્રત્યે પુત્રી કહે, કર્યું કપટનું કાજ;
તે સર્વે માનું અમો, લોપી નથિ તુંજ લાજ.
લેખું ગણતાં લક્ષણ લહ્યું, જૂઠાં પડીઆં ગેપ;
પ્રધાન સુતને પીછળ્યો, ઝઘડો ભાગ્યો તેપ.
જોરાવરી જુગતે કરી, પરણી રૂડી પેર;
બલહીણો એ બાપડો, ગયો પોતાને ઘેર.
ત્યાર પછી દીઠો નથી, નથી જોડી બે દષ્ટ;
બળ કરી એ બેહુને, પકડી દીધું કષ્ટ.
ગમે તો દો શળીએ, ગમે તો એ પરણાવ;
ઊગારો જીવ ત્રણેતણા ગુણ રૂડે ગણાવ.
પ્રધાનને પછી તેડીઓ, વિપરીત પૂછી વાત;
મારી કુંવરી તારો કુંવર, અતિ કીધો ઉતપાત.
લજ્જા લોપી માહરી, તારી લોપી આણ;
ઘટે તેહને તે કરો, વદો વદનથી વાણ.
પ્રધાન બોલી નવ શક્યો, કર દીધા બે કર્મ;
રાય ગમે તેવું કરો, સાહ વાતે શી શર્મ.
એ ન્યાય મને નવ પૂછશો, પૂછો પોતાને પંડ;
જેવું ઘટે તેવું કરો, દોની તેવો દંડ.
વાંક નહિ એ વિપ્રનો, કદાચ પડયો હોય વાંક;
તોય વિપ્ર હણવો નહિ, એ તો આડે આંક.

## છપ્પા.

વિપ્ર હણે જો તાત, વિપ્ર હણે જો નારી;
વિપ્ર લુટે ભંડાર, વિપ્ર જોરાવર જારી;

વિપ્ર હણે જો પુત્ર, વિપ્ર વણ વાંકે રૂઠે;
વિપ્ર જો ચુગલી ખાય, વિપ્ર જો લક્ષ્મી લુટે.
વીશ ક્રોડ વાંક હોય વિપ્રના, દેશવટો તો દીજીએ;
સામળ કહે સાખો શાસ્ત્રની, વિપ્ર પ્રાણ નવ લીજીએ.
સ્ત્રીના વાંક શત સહસ્ર, તોય તેને નવ હણવી;
ડહાપણ દશ હજાર, તોય મૂરખમાં ગણવી,
સતી શિરોમણિ સિદ્ધ, તોય જશહીણી જારી,
ઉછેરો અદકે હેત, કોઈ દિન નાખે મારી.
વારી અવગુણ ગણજો નહિ, ચતુરા કેની ચૂકવી;
સામળ કહે સ્ત્રી હણવી નહિ, માનની જીવતી મૂકવી.

## દોહરા.

વાંક તો મારા પુત્રનો, દો ગમે તે દંડ;
ચણાએ દો કે શીશતણા, કરો કટકા શતખંડ.
બ્રાહ્મણ ભુંડો કહીએ નહિ, બ્રાહ્મણ નવ હોય લંડ;
બ્રાહ્મણને નવ લુંટીએ, બ્રાહ્મણને નહિ દંડ.
સ્ત્રીનો તો સ્વભાવ છે, રૂડી ભુંડી રીત;
પરાણે મળી પર પુરૂષ શું, કરે પરાણે પ્રીત.
વાંક ઘણો એક વણિકનો, વિચારે નહિ વાત,
સો વરસ દો ચણાએ, કીધો મહા ઉતપાત.

## છપ્પા

વરજો તેહ વણિક, જેહ અકારૂં બોલે;
વરજો તેહ વણિક, જેહ પેટ પટાંતર ખોલે;
વરજો તેહ વણિક, જેહ ઉતાવળો થાપે;
વરજો તેહ વણિક, જેહ વનિન વાએ.
વળિ વરજો તેહ વણિકને, જે કોધ રાવળે લાગીઓ;
સામળ કહે અવિદ્યા આચરે, વેશ પરો તે વાણીઓ.
વણિક તેહનું નામ, જેહ જાૂ નવ બોલે;
વણિક તેહનું નામ, તોલ ઓછું નવ તોલે;
વણિક તેહનું નામ, બાપે બોલ્યું તે પાળે.
વણિક તેહનું નામ, વ્યાજ સહિત મન વાળે.

## મદન મોહના.

વિવેક તોલ એ વણિકનું, સુલતાન તોલ એ શાહ છે;
વેવાર ચૂકે જે વાણિઓ, દુઃખ દાવાનળ થાય છે.
વણિક માંહિ ગુણતીશ, રીસ આડે નહિ અંગે;
ચોરી ચાડી જર જૂઠ, અંકાર આવે નહિ મંગે;
અધર્મ અન્યા અભિમાન, ગાનતાન તો ન ગણે;
નિંદા નીચ સ્વભાવ, ભુંડું કોઇનું ન ભણે.
ગાળો કોઇ એક દે ઘણી, પાછી વાળી નવ જાણિયે;
પુંઠ નવ બોલે પારકી, વેવાર પાળે તે વાણિયો.

### દોહરો.

સત્ય વચન વણિકે કહ્યાં, જેહ પુત્રનો તાત;
રાય રીઝયો હૃદયા વિષે, સત્ય સાંભળી વાત.

### છપ્પો.

સાચું બોલે ચોર, તેહ બંધનથી છૂટે;
સાચું બોલે જાર, રામ તે પર નવ રૂઠે;
સાચું બોલે લંડ, દંડ તેને નવ દેવો;
સાચું બોલે ધનીક, નામ તેનો નવ લેવો.
સાચાને સુખ તો ઢુંકડું, સાચાનો સૂરજ સાખીઓ;
કવિ સામળ સાચો સલક્ષણો, ભૂપત તે તો ભાખીઓ.

### ચોપાઇ.

વિપ્રને તો કોડી નવ દીધ, પાસે હતું તે ખુંચી લીધ;
વિપ્ર તાહરો મોટો વાંક, અણુઘટતું કીધું તેં આક.
બીજો હોય તો મારૂં હાર, મૂકું, જીવતો જા તું ગામ;

### દોહરા.

ઋષિ કહે રાજા સુણો, મેં કીધું રૂડું કાજ;
એ છે તારી દીકરી, એથી રે'શે રાજ;
પૃથ્વીપતિ એ તો થશે, અજીત કે'વાશે આપ;
ઇકોતેર શત તારશે, એના પુણ્ય પ્રતાપ;

## સામળ ભટ્ટ.

### છપ્પા.

જેને ઝાઝાં માન, માન તજી ભિક્ષા માગે;
જેને ઝાઝાં માન, નીચને પાગે લાગે;
જેને ઝાઝા માન, નિરધન થઈ દંડાયે;
ઝાઝાં મહુરત જોય, રામા તેની રંડાયે.
વળિ ઝાઝું ધન વિદ્યા વિના, તેજ દરિદ્રી જાણવો;
તરણાને મેરુ ઇશ્વર કરે, અહંકાર શો આણવો.

જે બેઠા સુખપાલ, કાસદું દીઠા કરતા;
જેની ગાંઠે લખ કોડ, દીઠા ભિક્ષામાં ફરતા;
જેને પુત્રો પાચ, તેહ તો પિંડ ન પામે;
જેની ફરતી આણ, દુઃખ દાવાનળ જામે.
સુબેદારી ઘેર સાહબી, કોડી હોડી કરતા ફરે,
સામળ કહે શાણા સમજજો, અહંકાર કોને નવ રહે.

વાઘ- સાથ વઢનાર, દીઠા તેને તન રોગી;
જર માહે ઝીલંત, ઝાલિ ઝોળી થઇ જોગી;
ઘરા શિર સરદાર, કાયર કિંકર થઈ નાઠા;
સદાવ્રત દેનાર, ભીખ માગે થઈ માઠા.
જોબનવંતાં નર નારીઓ, દીઠા ડોસા ડોશીઓ;
સામળ કહે ફરતી છાયડી, જોય ન જોશો જોષીઓ.

કનક થાય કથીર, કથીરા પણ કનકજ થાએ,
અકર્મી થાય અમીર, અમીર અકર્મી થાએ;
દાસી રાણી થાય, રાણી દેવડીએ દાસી;
સતવાદી ન કરે પુણ્ય, ખુની કંઇ જાએ કાશી.
એમ એક એક ફરતી છાયડી, અહંકાર નવ આણીએ;
સંતોષ રાખીને મન વિષે, પરમેશ્વર પ્રીત પ્રમાણીએ.

### દોહરા

રાજન મનમા રીઝીઓ, સુણી વિપ્ર વચન;
કાઇ એક કોપ છાંડીઓ, માન તજીને મન;
જેહેર મૂકું શું જીવતાં, ત્રણે જાણુને તર્ત;
નહિ તો નમ મનોનથું. એળ લખ્યું તું મર્ત

મોહું નવ દેખાડશો, જાવ ગમે મન જ્યાય;
ફરશો મા તમો ગોખમાં, મારી અવનિ માય.

### છપ્પો.

છંછેડાયો નાગ, તેહ તો વશ નવ થાયે;
વકરાયો જે વાઘ, તેહ ઝાલ્યો નવ જાયે.
વનિતા વંઠી જેહ, તેહ પણ કામ નવ આવે;
જૂઠો થયો જે જન, કદી સાચો નવ કહાવે
રાજા રીસે રૂઠીઓ, તર્ત ક્રોધ તો નવ શમે;
હમણાં કહો તે કીજીએ, જોઇએ હરિને શુ ગમે.

### દોહરો.

પ્રધાન કહે છે પુત્રને, હમણાં છે એ દાવ;
રૂઠયો તમ પર રાયજી, જવાય જ્યાં ત્યા જાવ.

### છપ્પો.

જીવે તેને જોખ, રંક પણ રાજા થાએ;
જીવે તેને જોખ, નીચ ન ગંગા નાયે.
જીવે તેને જોખ, રોગી જન થાયે માતો;
જીવે તેને જોખ, ગુણી જન થાયે ગાતો.
વળિ જીવે તેને તો જોખ છે, વેદના સઘળી વામશે,
કવિ સામળ કહે શુ કહુ તુને, જીવતો નર ભદ્રા પામશે.

### દોહરા.

ઉજજડ ખેડા ફરી વસે, નિર્ધનિયા ધની હોય;
ગયા ન જોબન સાપડે, મુઆ ન જીવે કોય.
સંપત ગઇ તે સાંપડે, ગયા વળે છે વ્હાણ;
ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ.

### છપ્પો

વંઝા પ્રસવે પુત્ર, મુર્ખ પણ કદિ કવિ થાયે;
નેટ ભરાય નવાણ, દરિદ્રી શિર છત્ર ધરાયે;

## સામળ ભટ્ટ.

### છપ્પા.

જેને ઝાઝા માન, માન તજી ભિક્ષા માગે;
જેને ઝાઝા માન, નીચને પાગે લાગે;
જેને ઝાઝા માન, નિરધન થઈ દડાયે;
ઝાઝા મહુરત જોય, રામા તેની રંડાયે.
વળિ ઝાઝું ધન વિદ્યા વિના, તેજ દરિદ્રી જાણું
તરણાનો મેરુ ઇશ્વર કરે, અહંકાર શો આણું
જે બેશ સુખપાલ, કાસદું દીઠા કરતા;
જેની ગાંઠે લખ ક્રોડ, દીઠા ભિક્ષામાં ફરતા;
જેને પુત્રો પાચ, તેહ તો પિંડ ન પામે;
જેની ફરતી આણ, દુઃખ દાવાનળ જામે.
સુબેદારી ઘેર સાળખી, કોડી કોડી કરતા ફરે
સામળ કહે શાણા સમજજો, અહંકાર કોનો નવ રહે
વાઘ સાથ વઢનાર, દીઠા તેને તન રોગી;
જર માહે ઝીલંત, આલિ ઝોળી થઇ જોગી;
શૂરા શિર સરદાર, કાયર કિંકર થઇ નાઠા;
સદાવ્રત દેનાર, ભીખ માગે થઈ માઠા.
જોબનવંતા નર નારીઓ, દીઠા ડોસા ડોશીઓ
સામળ કહે ફરતી છાયડી, જોય ન જોશો જોષીઓ
કનક થાય કથીર, કથીરા પણ કનકજ થાએ;
અકર્મી થાય અમીર, અમીર અકર્મી થાએ;
દાસી રાણી થાય, રાણી દેવડીએ દાસી;
સતવાદી ન કરે પુણ્ય, ખુની કંઇ જાએ કાશી.
એમ એક એક ફરતી છાયડી, અહંકાર નવ આણીએ
સંતોષ રાખીને મન વિષે, પરમેશ્વર પ્રીત પ્રમાણીએ

### દોહરા

રાજા મનમા રીઝીઓ, સુણી વિપ્ર વચન;
કાઇ એક કોપ છાંડીઓ, માન તજીને મન,
જરૂર મરૂં હું જીવતા, ત્રણે જણને તર્ત.
નહિ તો નમ ત્રણેનશું, મેળ વપ્યુ તું મર્ત

લવણુ કે લોઢું મળે, મળે માળી કે પરંડ;
તેને મરણુ છે ઢુકડું, મળે ખડગ કે ભરડ.
વણુ પખાલ પાડો મળે, ઉપર સ્વારી ઊંટ;
વેડાગ વિણુ પન્નાણુથી, ચિંતા થાય ચોખૂટ.
મળે ધૂમાડો ધૂમતો, મળે મહુડાની મોટ;
મળે તરણુ કે તુમડા, ખરી વેપારે ખોટ.
ખોળ તેલ કપાશીઆ, આટે ફૂટો ઈંટ;
માકડ મૂછો મારગ મળે, પડે પાણુ કેંઇ પીઠ.
માથા છોડો માજરો, વામણુા દામણુા દેહ;
રોગી મળે કે રાડવો, માથે દુઃખનો મેહ.
વૈદ્ય મળે વણુ કોથળે, પંડિત પોથી હીણુ;
વણુ તાજુએ વાણિયો, ખરા લાભમા ખીણુ.
ધોએ વસ્ત્ર ધોબી મળે, તોલ લાભમા તર્ત;
માર્ગે મેલેવસ્ત્રે મળે, એ મેલ પમાડે મર્ત.
મળે માલણુ ફળ ફૂલશું, મળે તંબોળી પાન;
મળે નાયિક કર આરશી, ધનના ઢગલા ધાન્ય
ગાતી આવે ગોરડી, ભણુતા આવે બ્રહ્મ;
ધણુ મળે ધેનુ તણુ, તો તો ખોલ્યું કર્મ.
ગુણુ સહિત ગોધો મળે, પોઠી પોઠ સમેત;
ધજ સહિત ગજ જો મળે, લાભ રાજનો લેત.
મળે કસુંબા કાપડા, મળે મોતી કે મોર;
દામ આવશે દશધણુા, વસત વોરતી વોર.
સારી વાત જો સાભળે, સારૂં દેખે દષ્ટ;
સારૂં કરવા સંચરે, કદા ન પામે કષ્ટ
હળ પંજેઠી હાથમા, મોટ માથપર બીજ;
મળે કણુબી જો કણુશલી, રામા સંધાથે રીઝ.
ખાંધ ધર્યો હોય ખેટડો, માથે હોયે ચાર;
લેંશ હાંકે જો ભામિની, નિશ્ચે પરણે નાર.
ઘણું ભર્યું હોય ગાડલું, હળપતિ હાંકણુ હાર,
ધોયા ધોરી જોતર્યા, અધખત અપરપાર.
કશકશતો આવે કૂતરો હરખ ઘણેરા હામ;
સન્મુખ થઇ જો સાહિયો, ફરીને આવે કામ.

કોળી મળે કર કામઠે, મળે કટારે ભાટ;
ખડગ હથિયારે ક્ષત્રીઆ, વેદ સમારે વાટ.
પોથી પકડી પંડિત મળે, પૂજ્યો અરચ્યો પેર;
એ શુકનથી સંચરે, ગર્થ રળી આવે ઘેર.
સાંભળ શામા સુંદરી, અધિક શુકન છે આજ;
ટો એક કષ્ટ છે વાટમા, પછી બેસાડે રાજ.

## 5. Fickle Fortune.

### છપ્પા

કબહું ચઢે ગજરાજ, કબહુ અડવાને પાયે;
કબહુ અમૃત ભોજન, કબહુ ખડધાન ન પાયે;
કબહુ પંચ પોશાગ, કબહુ નંગા ફરહિ,
કબહુ સેવક સાથ, કબહુ કિંકરપન કરહિ.
કબહુ સદાવ્રત દેતહે, કબહુ ભિક્ષા માંગિયે:
સામળ સમરીએ રામકું, ઉેક હિમ્મત નવ છાંડિયે.
કબહુક કસ્તુરી લેપ, કબહુક છારહિ ચોલે;
કબહુ સાકર દૂધ, કબહુક વિષહિ પીલે;
કબહુક અતિ ઉલ્લાસ; કબહુક રાડહિ રોવે:
કબહુક સેજ કિનખાબ, કબહુક ધરણી સોવે.
કબહુક દામ દશ કોટિધા, ચિત્ત ગનતિમેં ચૂકિયે;
કબહુક ગાંઠ કોડી નહીં, તબ હિમ્મત નવ મૂકિયે.

## 6. Madan wins the Princess Rupāvati in a combat of wits.

જપ જંખના કરતો જાય, ગયો રૂપાવતી નગરી માંય;
રામચંદ તેનો રાજન, મહાદાતા મોટેરો મન.
રામાદે પટરાણી શુભ રૂપ, ભાગ્યનિધિ ભામની તે ભૂપ;
અરધાંગના અરભકી એક, વિદ્યા વખાણું વપુ વિવેક.
બહુ ગુણ બાર વર્ષની થઇ, પિતા પ્રતે એક વાતજ થઇ;
સ્વચ્છાવર વરશુંજ અમો, પર ખોળી જોશો મા તમો.
નાગી જોવે મારે રાય કે રંક, નાગી જોવે નગ્નાત્રિનો વંક.

નથી જોવી વિદ્યા કે વાણ્ય, નથી જોવી ધનકેરી ખાણ.
એક પૂછું તેનો ઉત્તર દિયે, તે મુજને વેચાતી લિયે;
એટલું પણ મારે પાળવું, વચન જાતું હોયે વાળવું.
જે કોઈ પંથી પંથે પળે, તેને માતુની તેડી મળે;
પૂછે વાત જુએ ચાતુરી, અતિ પરણ્યાની છે આતુરી.
જેથી ઉત્તર નવ દેવાય, તેને શિર એક દંડજ થાય;
શામ વદન કરે તે દિશ, ચૂનો ચોપડો તેને શીશ.
તર્ત તજાવે ત્યાંથી ઠોર, આપે એક સોનાની મોર;
જાય ગામ કે બીખી ખાય, સિફારસ તેની નવ થાય.
મદનસેન તે ગામે ગયો, પદ્મની પાસે જઇને રહ્યો;
સામની નિત્ય અંબાને ભજે, અભિમાન મનમાંથી તજે.
મોહી મદનતણું જોઈ રૂપ, નિશ્ચે છે કોઇ ભારે ભૂપ;
દીઠો દેવાશી શો દેહ, નારીને મન પ્રગટયો નેહ.
અરે અંબા તું મારી માત, કરૂં વિનતિ જોડી હાથ;
આને ગ્યાન વાતોનું ચજે, આ પંથી મારો વર હજો.
આસન બેસણ દીધા માન, હાજર કીધાં ફોફળ પાન;
બોલી મુખે મુકીને ગુમાન, હજો પ્રભુ એનું કલ્યાણ;
પ્રથમ પ્રશ્ન એક પૂછું તુને, તેનો ઉત્તર આપે મુને.

## છપ્પો.

પ્રશ્ન—તજવું તે શુય, શુય પરહરવું પ્રીતે;
બાળવું તે શુ બોલ, ન શોભે તે કહો રીતે;
કરવું તે શું કામ, દાટવું તે શું કહિયે;
ભઠ તે શું ભણ ભાવ, શુ કહે લાયક લહિયે.
કહો કરપી કામ તે શું કરે. લુંડું તે શું ભાખિયે;
જો ઉત્તર આપો એ અધિક, સો કેંય કરીને રાખિયે.

## દોહરા.

મદન કહે રે માનુની, પૂછ ગમે તે પેર;
પરણે તારે મન ગમે, કે બેશી રહે ઘેર.
આપીશ ઉત્તર તુજને, ઉતારીશ તુજ ગર્વ;
નહીં જાણતી મનવિષે, હૂ જેવા છે સર્વ.

## છપ્પા.

ઉત્તર—તજ લંપટ જે ગોર, તજો નારી નિઃશંકી;
તજ તસ્કર જે તનુજ, તજો જે વાટ છે વંકી;
તજ મૂરખ શું મેળ, તજો જૂગટે જે રમવું;
તજ ખોટા શું ખેલ, તજો પરન્યાતે જમવું.
વળી તજવી તનયા પારકી, તજ મોટા શું મમત કર,
તજવી પણ હોંસ હરામપર, સામળ કહે તજ જૂઠ જર.

પરહર પ્રીત પરનાર, પરહરો નારિ કુળક્ષોભી;
પરહર અટકણ અશ્વ, પરહરો મિત્ર જે લોભી;
પરહર પૂત કપૂત, પરહરો પુરુષ કુસંગી;
પરહર વાસ કુવાસ, પરહરો દાસ કુઢંગી.
પરહર જે કારજ પુણ્ય વિણ, પરહર ચાડી ચિત્તથી;
સામળ કહે પરહર પાપમતિ, પરહર પરનિન્દા નિત્યથી

બાળ પરાણે પ્રીત, બાળ નિર્ધન પરણેતર;
બાળ બુદ્ધ કુબુધ, બાળ શાંતિ વિણ જીવતર;
બાળ સૂમની સેવ, બાળ કરપી ઘર નાણું;
બાળ સુગહિની ચાલ, બાળ બકરી દૂઝાણું.
વળિ બાળ વસવું જે સાસરે, બાળ બનેવી ઘર જવું;
સામળ કે' બુદ્ધિ બાળજે, દરિદ્રિએ ડાહ્યા થવું.

ન શોભે રાંડી રૂપ, ન શોભે વિપ્ર વણ વિદ્યા;
ન શોભે સેન વણ ભૂપ, ન શોભે સ્વજનની નિંદા;
ન શોભે આપ વખાણ, ન શોભે જોરજ જૂઠું;
ન શોભે નીર વણ વાણ, ન શોભે રંક પર રૂઠવું.
ન શોભે દેરાળ દેવ વણ, ન શોભે પરણી ઘર પખે;
સામળ કે' શોભે નહિ, નૃપ જોરાવર જર પખે.

કર મમત અતિ ઉચ્ચ, કરો સદ્ગુરુની સેવા;
કર કીરત જશ લોભ, કરો કારજ જર લેવા;
કર પરમારથ પ્રીત, કરો પૂજન પરબ્રહ્મે;
કર વિદ્યા વિલાસ, કરો દાવો શુભ કર્મ.
વળી કર ઉદ્યમ ડર પાપથી, કર સદ્બુદ્ધિ શુભ સાથમાં;
સામળ કહે કર સાફળ જાવ, હરિ દોરો લઈ હાથમાં.

કાટ સૂમનું ધન, કાટ અદાતાનું મુખ;
કાટ કૃપીનું કાજ, કાટ એ પાપી જે સુખ.

ડાટ ઘરનું છિદ્ર, ડાટ જે વાતજ છાની;
ડાટ આપ કલંક, ડાટ નરની નાદાની.
વળિ ડાટ ડહાપણ દીનનું, ડાટ ભીખના ભોગને;
સામળ કહે ડાટ દેહ દુઃખ, ડાટ જોરાવરી જોગને.
ભઠ્ઠ સદાએ ભીખ, ભઠ્ઠ સ્ત્રીનું રળ્યું ખાવું,
ભઠ્ઠ અદાતા દેહ, ભઠ્ઠ વિદેશે જાવું;
ભઠ્ઠ ઉદ્યમ વિણ અહોર, ભઠ્ઠ ઓશિકળ રહેવું;
ભઠ્ઠ વેરી વખાણ, ભઠ્ઠ શિર મેણું સહેવું.
વળિ ભઠ્ઠ પ્રતિત જૂઠ્ઠાતણી, ભઠ્ઠ પરધન ચિત્ત ચાહવું;
બહુ પાપ કરી સામળ કહે, ભઠ્ઠ ગંગા નિત્ય નાહવું.
શું કરે બહેરો નાદ, શું કરે અપંગ અહારી;
શું કરે ગુંગો રાગ, શું કરે નપુંસક નારી;
શું કરે પાપી પુણ્ય, શું કરે કપૂત કુળ કામે;
શું કરે વરતિક વેદ, શું કરે નૃપતિ નામે.
શું કરે રંક જન રૂડિયો, શું કરે અંધ દર્પણ ધરે;
કવિ સામળભટ સાચું કહે, કરપી કવિતને શું કરે.
કરપી ન ખાયે અંન, કરપી નવ પહેરે અંગે;
કરપી ન દીએ દાન, કરપી નવ રાચે રંગે;
કરપી ન માડે જંગ, કરપી નવ સુખે સૂએ;
કરપી ન પોષે પિંડ, કરપી વહાલું નવ જુએ.
કરકોસર કરપી કરે ઘણી, જાણે જે ધન ખૂટશે;
સામળ કહે તસકર અગ્નિ કે, કોઇક હાકમ લૂટશે.
ભામની ભુંડી તેહ, જેહ પર પુરુષે પેધી;
બ્રાહ્મણ ભુંડો તેહ, જેહ અતિ લોભી એદી;
શૂદ્રજ ભુંડો તેહ, જેહ બ્રાહ્મણને નિંદે;
જોગી ભુંડો તેહ, જેહ જર વહાલો વંદે.
વળિ વૈસ્ય ભુંડો વિવેક વણ, રાય ભુંડો રણથી ડરે;
કહે સામળ ભુંડો તે કવિ, જે કરપીની કીરત કરે.

## દોહરા.

પૂછ વળી કંઇ પૂછવું, જે નિશ્ચે હોય નામ;
તું તારે મંદિર રહે, મારે કોટિધા કામ.

પરણ્યાનો મારે ખપ નથી, નથી વ્હાલેરૂં રાજ;
શું કહીએ પરવશ પડ્યા, કહે શું તુજને કાજ.
સાબાશ સાબાશ શામા કહે, ખરી વાતનો ખ્યાલ;
તનક પૂછું તે તું કહે, આરોપું વરમાળ.

## છપ્પો.

પ્રશ્ન—કોને કહું ધિક્કાર, બાળ તે કોનું બુજયું;
વ્યર્થ કોનો વેષ, વાટ તે શું શું સુજયું;
શોભંતા શું હોય, ભોગ તે કવણ ભણીજે;
વેર કવણ કહેવાય, ધન્ય ધન્ય કવણ લહીજે.
શું વહાલું વરણા વરણને, કોણે ખોયું કોણ રળ્યો;
છે કોણ મુઓ કોણ જીવતો, કોણ મુખ પર ધૂમ વળો.

## દોહરા.

ઉત્તર આપતુ એટલા, તો વર મારો હોય;
વરમાળ આરોપુ કંઠમાં, ના કહેનાર ન કોય.

## છપ્પા.

ઉત્તર—ધિક્ ઘરનું શસ્ત્ર, કિંકર કાયરનો કાવે;
ધિક્ ગુણિયલના ગુણ, નગણાના ગુણ ગાવે;
ધિક્ રૂપ સ્વરૂપ જે, કૃપણ આગળ કરજોડે;
ધિક્ કાજ કવિરાજ, જશ કરપીના જોડે.
ધિક્કાર પાત્ર સુપાત્રને, કુપાત્ર પાસ ઇચ્છિત રહે;
સામળ ધિક્ વિદ્યા ચાતુરી, ગરથ કાજ દુરગુણ મહે.
બાળ તે જમણો હાથ, નીચ આગળ નિત્ય ઓડે;
બાળતે જમાઇનું કામ, સસરા આગળ કર જોડે;
બાળ રામાનું રૂપ, જાર કામે જે જાપે;
બાળ પંડિતનો પદ, ગુણ હીણ સામે આપે.
વળિ બાળ રાજ તે રાયનું, રૈયત રંજની ધન હરે;
સામળ કહે બળ કવિપણું જે કરપીની પ્રીત કરે.

ભણ્યો વિદ્યા તે વ્યર્થ, વિવેક ન જેણે જાણ્યો;
રચ્યો ગ્રંથ તે વ્યર્થ, મતિ અહંકારજ આણ્યો;
વેષ ધર્યો તે વ્યર્થ, મનખો જે નહીં માણ્યો;
વર્ણ ઉત્તમ તે વ્યર્થ, નમ્રતાનો ગુણ નાણ્યો.
ડહાપણ વ્યર્થ દરિદ્રતા, અવતાર વ્યર્થ પુણ્ય કામ વણ;
સામળ કહે વ્યર્થ શાણપણ, હૃદે શૂન્ય શ્રીરામ વણ.
નગણાને નમવું વાટ, વાટ વખાણ વેરીનાં;
વિદ્યા ગુણ વિણ વાટ. વાટ મોટમ મેરીનાં;
ગુણકાના ગુણ વાટ, વાટ હાર્યો જે હોડે;
દંડ ભર્યો તે વાટ, વાટ જે જુગરે જોડે.
ન વધ્યો જશનો જર વાટ છે, વાટ કપટ કુડ કામનું;
સામળ કહે વાટ ઊહાડી જન્મમાં, હૃદે નામ નહિ રામનું.
ગરથે શોભે ગૃહસ્થ, દાન શોભે તે દાને;
ઘરણી શોભે ગેહ, માનવી શોભે માને;
દેવળ શોભે દેવ, દેવ શોભે પુર પૂજ્યે;
શર કર શોભે શસ્ત્ર, શર શોભે રણ ઝુઝે.
માગણ શોભે મીઠાસથી, સુકંઠ ગાન શોભે ઘણું;
સામળ જન શોભે શ્રેષ્ઠતા, કૃષ્ણ કીરતનથી કવિપણું.
ભામની ભુંડી ભોગ, ભોગ છેલું ઘર સતર
પાળક પુત્ર તે ભોગ, ભોગ જે પુત કપૂતર;
ભોગ દેહમાં રોગ, ભોગ જે પાપે રળવું;
ભોગ વહાલા વિજોગ, ભોગ કવેળા મરવું.
મહાભોગ પ્રેમ પરનારશું, ભોગ મમત મૂરખપણું;
મહાભોગ ભક્તિ ભાવે નહિ, ભોગ એટલાને ભણું.
દાતા સુમને વેર, વેર કાયર ને શૂરો;
જોગી ભોગીને વેર, વેર પૂરોજ અધૂરો;
વેર સાચ ને જૂઠ, વેર ગુણકાજ સતીને;
વેર અસુર ને સુર, વેર જોગીજ જતીને.
વેરજ પાખંડ પુરાણને, વેર મૂરખ પંડિતતણું;
વળિ વેર સુધર્મ અધર્મને સહજ વેર એ તો ભણું.
ધન્ય કરે પરકાજ, ધન્ય પરમારથ પ્રીછે;
ધન્ય દાતાની દેહ, ધન્ય શુભ સહુનું ઇચ્છે;

ધન્ય ભજે ભગવાન, ધન્ય સદાવ્રત આપે;
ધન્ય દયા દીલ માંહિ, કષ્ટ પરાયા કાપે.
વળિ ધન્ય ઉપકારી જેહ જન, ધન્ય વાણી અમૃત વદે;
સામળ કહે ધન્ય સરવ થકી, જેને રામ વસે હૃદે.
ચરને વાહ્લું શસ્ત્ર, વિપ્રને વાલી વિદ્યા;
પવિત્ર વાહ્લું પુણ્ય, નીચને વાલી નિંદા;
સતીને વાહ્લું સત્ય, રાજ્ય વાહ્લું રાજાને;
પાપી વાહ્લું પાપ, વાહ્લું જર જન ઝાઝાને.
દાતાને વાલો માગણો, કામીને વાલી કામની;
સામળ સ્વારથ સર્વને, લેહ લાગે રૂડા રામની.
ખોટે ખોયું મર્વ, ખોયું પરનારી પામ્યો:
ધર્મ કર્મ નહિ ભજન, વૃથા દિન જેણે વામ્યો;
ખોયું ઠગ ઠગી લોક, ખોયું ચોરી ને ચાડી;
ખોયું લાંચ લેનાર ખોયું જે વાતો આડી.
વળિ ખોયું જે પાપે રળ્યો, ખોયું પુણ્ય ન પ્રીછિયું;
સામળ કહે ખોયું તેમણે, નવ ખાધું નવ ખરચિયું.
રળ્યો જે ન કર્યું પાપ, રળ્યો જે ન કરી નિંદા;
રળ્યો ન લીધો શાપ, રળ્યો જેણે સહુ વંદ્યા;
રળ્યો ધાર્યો જે ધર્મ, રળ્યો જે જૂઠ ન બોલ્યો;
રળ્યો પાળ્યું જે શીળ, રળ્યો જે તત્વજ તોલ્યો.
રળ્યો જે ખરચ્યું હાથથી, રળ્યો જે ક્રોધને મુખ ગયું:
સામળ કહે તે રળ્યો ખરે, પરમારથ કારજ થયું.
મુઓ મૂરખને જાણ, મુઓ જો નાર કુનારી;
મુઓ દેહ ક્ષય રોગ, મુઓ જો રણ શિર ભારી;
મુઓ ચડેલ કલંક, મુઓ અપજશ લે આપે;
મુઓ ખેપ કરનાર, મુઓ જે રળનો પાપે.
જન મુઓ જે પરવશ પડ્યો, મુઓ જે વનિતા વશ હુઓ;
કવિ શામળભટ સાચું ભણે, માનહીણ માણસ મુઓ.
જીવ્યો જશ લેનાર, જીવ્યો પરમારથ પૂરો;
જીવ્યો દાતા દેહ, જીવ્યો સતવાદી શૂરો;
જીવ્યો બાવિક ભક્ત જીવ્યો જે જગતે જાણ્યો;
જીવ્યો જે કીર્તિવંત, જીવ્યો કવિજને વખાણ્યો.

ઉગ્યો જન તે તો જાણવો, જેની આશા સહુકો કરે;
શામળ કહે ઉગ્યો તેહ જન, જે સંકટ સૌનાં હરે.
પડી તેને મુખે ધૂળ, રંક જેણે રંજાડયાં;
પડી તેને મુખ ધૂળ, ભુવન જેણે ભંજાડયાં;
પડી તેને મુખ ધૂળ, વેતી નીકે પગ દીધો;
પડી તેને મુખ ધૂળ, અલેખે અપજશ લીધો.
વળિ ધૂળ પડી તેને મુખે, ધૂળ ઢાંકણુ કર્યું દામનું;
શામળ કહે ધૂળ તેને મુખે, નામ ન રટ્યો રામનું.

## દોહરા.

ચતુરા વાત ચોવીશ એ, પૂછ ગમે તે પેર;
નહિ તો વળાવ મુજને, બેઠી રહે તુજ ઘેર;
પિતા પાસે પુત્રી ગઇ, મન માંહે થઇ મગ્ન;
એ વર મુજને પરણશે, લ્યો લાખેણું લગ્ન.

## 7. The Epilogue.

મદન મોહનની કથા, કહીએ કહીએ રસાળ;
પંડિત હશે તે ઓછશે, ઓછશે જેમા માલ.
સાખ સમસ્યા શાણપણ, વાત વિવેકની વાદ;
જાણ હશે તે જાણશે, અતિ પામે ઉલ્લાદ.
છપ્પા, સમસ્યા, દોહરા, સમસ્યાની જે સાખ;
સંસ્કૃતમાંથી શોધિયું, ભણ્યો છું ગુજર ભાખ.
ભણ્યો નથી પુરાણ હું, ભણ્યો નથી કોઇ વેદ;
રસાલંકાર ન આવડે, મન ન પામે ભેદ.
ઘર ઘર રાગ તાણું નહીં, પુત્ર ન મુજ ગુણ ગાય;
રાજ દરબારે રઝળવું, મેળવી નથી પસાય.
ભાટ બ્રાહ્મણ ને ભાડવા, લાબી મૂકે પોક;
રીઝી ભલા ભલા કરે, તેથી થાયે શોક.
રીઝવે ગાન ને તાનથી, હાથે લઇ કરતાલ;
શિષ્ય ગુરૂનો આદરો, વાઃ વાઃ ત્યા શો માલ.
જેમ તેમ શબ્દો ગોઠવી, રચે ઘાટ કુંભ કાર;
ક્લિષ્ટ કાવ્યથી રાચશે, કવીન્દ્ર ને કુંભાર.

કઠણ કાવ્ય ને કામની કુચ, રીઝે ન રસિયો પુર્ય;
પથર પકડી રીઝશે, રસિયો નહીં પણ મૂર્ખ.
સાદી ભાષા સાદી કહી, સાદી વાત વિવેક;
સાદામાં શિક્ષા કથે, તેજ કવિજન એક.
નર નારીની ચાતુરી, નર નારીના ચરિત્ર;
શરપણું ને શાણુ પત, પ્રાક્રમ પુણ્ય પવિત્ર.
તે કાવ્યથી ડાહપણ શિખે, જન મન રંજન થાય;
અદભુત ને જન ભાવનું, વર્ણન બહુ વખણાય.
મદન મોહનની કથા, જન મન વર્ણન કામ;
કૌતક એમા કારમુ, વણિક વિવેકનો ઠામ.
પતિવ્રતા નરનારી જે, સુણે શિખે ને ગાય;
વિજોગ ભાગે ભવતણો, આશા પૂરણ થાય.
મેળો નરનારી તણો, ભાવે સધવા ભોગ;
આશા પૂરે અંબિકા, ટળી જાય વિજોગ.
શ્રી ગોડ માળવી વિપ્ર શુભ, વેગણપુરમા વાસ;
સુત શ્રીવિશ્વેશ્વરે તણો, નિર્મળ સામળદાસ.
લઘુ બંધવ લાધા તણો, આનંદબાઇનો તન;
પિતા પુરષોત્તમ તણો, મહારુદ્ર પર મન.
નાના ભટનો શિષ્ય છું, નમું કવિને કર જોડ;
સામળભટ કહે બોલજો, જે જે શ્રી રણછોડ.
મુડામાં એક મુઠ્ઠી, સાગરમાં શુક ચંચ;
એ રીત કેનારો કવિ, પ્રમાણ કરે જે પંચ.
મદન મોહનાની કથા, કહું મન મેલી મોડ;
સામળ ભટ કવિતા કહે, બોલો શ્રી રણછોડ.

## II. From લક્ષણુદ્ધિની વાર્તા.

### 1. The story of the mongoose*

#### ચોપાઇ.

શ્રીપુર નામે સુંદર ગામ, નારસિંદ રાજાનું નામ;
વસે એક બ્રાહ્મણ મહામતી, પતિવ્રતા તેને ઘેર સતી.

* Compare with this the well known tale of "Llewellyn and his dog."

પેટ નહી પુત્રી કે તન, ઇશ્વર ઉપર તેનું મન;
વિધ વિધ પ્રકારે કરે તે વરત, રૂડાં આચરણ રૂડાં કૃત્ય.
નર નારી બે પવિત્ર નેટ, તોય પુત્ર નવ આવે પેટ;
મનમાં રાખે મોટી મયા, વસે દેહ પોતાને દયા.
આપ ઘેર એક નોળનું બચ્ચું, તરફડતું તે આંગણ વસ્યું;
પાસે માત નહીં તેતણી, દયા ઉપની મનમાં ઘણી.
રાખ્યું પાસ પોતાને ઘેર, પાય દુધ પ્રીતે શુભ પ્રેર;
પોઢાડે સેજે જોડાજોડ, કુંવર જેવો પોહોચાડે કોડ.
થયું મોટેરૂ નાનું બાળ, ન કરે એકે અદકી આળ;
વાચા નહી મુખે તેતણી, અક્કલ મનુષ્ય થકી છે ઘણી.
તેનાં પગલાંથી પછી નેટ, આવ્યો પુત્ર તે નારી પેટ,
તરીયા તોરણ બાંધ્યા બારણે, પુત્ર પોઢાડયો પારણે.
આનંદ ઘણો દીવાળી દન, નોળ ઉપર માનવીનું મન;
તન મન ધન જાણે તેહને, દયા ધરે અદકી કેહને.
એક દિવસ પુત્ર છે પારણે, જુવતી ગઇ જળ ભરવા કારણે;
સુંપ્યો નોળને પેલો પુત્ર, તજ સારૂ એ છે ઘરસુત્ર.
રખે એહને રોવરાવતો, રીસ કરી રખે મારતો:
બાળક ઠપકો દેશે મુને, તો હું ગાળો દેઈશ તુંને.
સુંપ્યો બાળ જળ ભરવા ગઇ, વાર ઘડી બે ચારેક થઈ;
ચડયો પારણે મોહોટો નાગ, બાળકને ડસવાનો લાગ.
અંગુઠે વળગે જેટલે, નોળે તે દીઠો તેટલે;
અરે મારા બંધવને ખાય, એ પાપી ક્યાં નાશી જાય.
એમ કહીને દીધી દોટ, કરડતાં પેહેલી ઝાલી કોટ;
મરડી કીધા કટકા સાત, એટલે આવતી દીઠી માત.
વધામણી ખાવા કારણે, આવ્યો નોળ સામો બારણે,
વાચા નહી તે બોલે કેમ, આવ્યો બાહાર તે તેમનો તેમ.
મુખ લોહીવાળુ ઉંચું કર્યું, જાણે જે માનું હઇડું ઠર્યું;
દીઠું લોહીવાળું માએ મુખ, દાવાનળથી લાગ્યું દુઃખ.
અરે પાપી તું કુડો કાળ, માર્યો મારો નાનો બાળ;
નાખ્યું બેડું તેણી દીશ, મુવો નોળ ચગદાયું શીશ.
ઘરમાં આવી માતા જુવે, પોઢયો પારણે બાળક રૂવે;
બોલ્યો બાળક આપો આપ, મુજને ખાતો તો આ સાપ.

નોળ ભાઇએ મારયો આં ઠામ, નહીતર મારૂ કરતજ કામ;
એમ કહી ચેતાવી માત, પડયા દીકા કટકા છે સાત.
કર્યું કલ્પાંત ને ઘસીઆ હાથ, બળવા માંડયું તેની સાથ;
છુટ કાદાડના તતપર થઇ, ગાફેલ લોકે તેને કહી.
પ્રથમ મન સમજી નહી માય, હવે હાથ ઘસે શું થાય;
તેને વિમાસણ કરવી પડી, જે ચેતી નહી પહેલી ઘડી.
એમ સમજાવી કહે છે લોક, હવે દુઃખ કરવું તે ફોક;

## 2. The story of the parrot.

### ચોપાઇ.

કનકા પટણ ગામ ગંભીર, નીરમળ છે બ્રહ્મપુત્રનું નીર
ભુપન મેગ એક ભારે ભુપ, રાજ તેજ રૂડેરૂ રૂપ.
માદા મનોહર નીરમળ મતી, ઉઠી કરમની રેખા રતી;
લાડકવાયો તેને તન, મહીપતીને મન તે તો ધન.
વાહાલો પ્રાણથકી પરતાપ, અધીક લાડકો આપો આપ;
ઘેલો અલવીતણું છે ઘણું, લક્ષણ લાખ કરોડો તણું.
ગયો આપ સરોવર તીર, નારી ભરતીતી ત્યાંહાં નીર;
ઉભો ગ્રહી પાણીને ઘાટ, વનિતા એક આવે છે વાટ.
ભર્યું બેડું ને પાળે ચડી, રાજપુત્રની દષ્ટે પડી;
ગલોલ હતી તેના હાથમાં, નાંખી ગોળી સહીઅર સાથમાં.
નગરશેઠ તણી દીકરી, મદોન્મત જોબનમદ ભરી;
જોબન રૂપ તણું છે જોર, અહંકારે પુર્યો અંકોર.
છુટયો ગલોલો તે ત્યાંહા ગયો, ઘડો કુંવરીનો કાંણો થયો;
ચાલી ધાર ને નીકળ્યું નીર, ભીંજયું ચંપકવરણું ચીર.
વકારી ને વખાણી સહુ, તાહારો બાપ છે બળીઓ બહુ;
તમ સરખાં સાખી ઘેર જશે, બીજા ગરીબની શી ગત થશે.
બાળક બુદ્ધિ હતી તે બાળ, દીધી મુખ ઘણેરી ગાળ;
ભારે ગોત્ર ભાગની ને લાગી, રાંડે રઝળતા મેહેલ્યા જાગી.
કુંવરે સાભળ્યું તેનું કાન, પડયો ઢળીને જેમ પીંપળ પાન;
લાગ્યું હૈડું ભુંડયું તાહરૂ, કહ્યું કરે નહીં માહરૂં.
ગાજો ભાવે કામ ની કાજ, આગળ શુ કરશો તમો રાજ;
ગામે ભગાણો રાજકુમાર, બેડું ફોડયું ને તોડયો હાર.

નગર શેઠ જુગતે જાણીયુ, અન્કું ઝેર આપે આણીયુ;
રાય સંભાળ તાહારૂ ગામ, નહી શાહુકાર રહેવાનું કામ.
લાડકવાયો સુત તાહરો, નહી ધરમ રેહેવાનો ભાદરો;
રાજા કહે રહો તમે ગામ, મારૂં પુત્ર ને હું તો ઠામ.
તે વાતનો ફૈસલ્ જ દીધ, પાછો વાસ રૈયતને દીધ;
પ્રધાન પ્રિછીઓ સઘળી પેર, જઇ ચેતાવ્યો કુંવરને ઘેર.
ચેતો તો ચેતાવું છું, હવડા ઘેર ન જાઇશ તું;
તું જાણે જે ગુનો સાંખસે, જોતામા મારી નાખશે.
માસ છ માસ વિદેશે જાઓ, જો ચીતમાં તમે રૂડું ચાહો;
વચન સાભળી વિવિધ વિવેક, લીધો ઘેરથી પોપટ એક.
પાછે પગલે પંથે મળ્યો, પ્રધાન પુત્રને મિત્રજ મળ્યો,
આજે બંધવ કયાહા જાઓ છો, આવડા કયાહા દુઃખી થાઓ છો.
માડી કહે છે તેને વાત, દેશવટો દીધો છે તાત;
પ્રધાન પુત્ર કહે સાથે થાઉ, તુંજ વિયોગે અન્ન ન ખાઉ.
સંચર્યા બે બાંધવ સાથ, હુંશી પોપટ જેડો હાથ;
રાત દિવસ ને સાજ સવાર, મારગ કાપે અપરંપાર.
અઘોર વનમા તે જઇ ચડયા, દીશા ન સુઝી ભુલા પડયા;
ઉનાળે અગ્નીની ઝાળ, થયા ખરા મધ્યાનજ કાળ
ન મળે કાઇ નવાણુ ને નીર, સુકી ગયા તે શુભ શરીર;
પાણી પાણી ઝંખે ઘણું, તન તરફડે ત્રણે તણુ.
વડ મોહોટો હુતો ગંભીર, જઇ ઉતરીયા તેની નીર,
જાવા માડયા પાણી વણુ પ્રાણ, બંધવ પ્રતે બોલ્યે વ ણ.
આયુષ મારૂ આવી રહ્યું, ગળું મારૂ તો સુકાઇ ગયુ.
જીવ જરૂર પણે જાય છે, પાણી પાણી ચીત ચાહાય છ.
પરધાન કહે રાખોજી ધાર, એક ઘડીમા પા[illegible]
એમ કહીને ઝાડે ચડયો, કુપ વેગળો દ[illegible]
રાજા મુકયો વડલા હેઠ, ગયો પરધાન પ[illegible]
રાજા ધ્યાન ઇશ્વરનું ધરે, પાણી પાણી મુખથ[illegible]
પંચાલીના પુર્યો ચીર, તેમ મોકલ [illegible]
શીતળ કીધ સુધન્વા શરીર, તેમ મોકલ [illegible]
પાંણી પાણી જંખે જેટલે, પડી ધાર પાણીની તેટલ,
ધન્ય ધન્ય મોટા મહારાજ, તુંજ વીણ કોણુ કરે એ કાજ

સોના કેરો પ્યાલો ધર્યો, પલક એકમાં પુરો ભર્યો;
માંડી મુખ પીએ જેટલે, પોપટ ચીત ચેત્યો તેટલે.
મારી ઝોટ તરત તે તીર, પ્યાલો ઢોળી નાંખ્યો નીર;
ભુપતીએ તો કોપજ કર્યો, પાછો ફરીને પ્યાલો ભર્યો.
બીજી વાર માંડે છે મુખ, પોતે પીવા કાજે સુખ
પોપટ પાંખ જોરે ઝાડીઓ, તે પ્યાલો કરથી પાડીઓ
ચઢી રાયને ઝાઝી રીસ, મરડી નાંખ્યું શુકનું શીશ
ફરી પ્યાલો ધરે છે જ્યાંહ, આવ્યો પ્રધાન એક પલકજ માંહ
પાયું શીતળ નીરમળ નીર, વાતો કરવા બેઠા વીર;
અરે રાય મુરખ હારીઓ, શા માટે પોપટ મારીઓ
કરતુત માઠી તેને કહ્યું, અહિં તો એક અચરજ થયું.
તમો ગયા ત્યાં લેવા નીર, મેં મંગાવ્યા સ્વામશરીર,
હાથુ એક ન લાગી વાર, અંતરીક્ષથી આવી ઉદકની ધાર;
પ્યાલો ભરી પીઉં જેટલે, પોપટે પ્યાલો પાડ્યો તેટલે.
એક વારનો ગુનો મેં માફ કર્યો, બીજી વારનો પ્યાલો ભર્યો;
પીવા માંડ્યો અમૃત ઢોળીયો, તરત દેખતાં તે ઢોળીયો.
લાગી ચિત્ત મારામાં ચોટ, મરડી નાંખી ક્રોધે કોટ;
એટલે તો તમે આવીયા, લક્ષ ટકા પાણી લાવીયા.
તે પીધાથી ટાઢો થયો, પ્રતિ ઉત્તર પ્રધાને કહ્યો.
એ તો કારમી વાનો વીર, અંતરીક્ષથી ન આવે નીર.
એવા સતવાદી જે તમો, તે વાત કેમ માનું અમો;
અદકો સંદેહ મનમાં અડ્યો, વાગી કાળજે વાડલે ચડ્યો
વડલા માંહે છે એક વિવેક, સમળીનો માળો છે એક;
અજગર એક લાગી છે તેહ, ઢોળી ખાય છે તેની દેહ.
ઝેર કાળજેથી નીકળ્યું, નીર તેમાંથી ધન્યું ઢળ્યું
મેહેજે આવતા શું ગત થાત, પલક એકમાં આપુજ ઘાત.
ઉગાર્યા તું જે આપો આપ, તે તો પોપટને પ્રતાપ;
ત્યારે દીઠું તે કહાત, ભાગી મનની આવે ભ્રાંત.
એ શું મેં કર્યું છે કામ, માર્યો પોપટ મેં આ ઠામ;
પેટ પડી મારીને મરું, પોપટ પાખી દેહ નહીં ધરું.
મીંચ્યા પોતે પરધાન, ઉનાયું મહીપતીનું મન;
જગાય સમજ્યા નહીં મન સાથ, હવે શોક પમે છે હાથ

## 3. The story of the snake.

### ચોપાઈ.

મહી દેશનણો મહીપતી, રાણી એક તેને ઘેર સતી;
પટરાણીને ઠામે તેહ, નરપતને મન ઝાઝો નેહ.
ભામિની દીઠે ભાગે ભુખ, દીઠા વીના ડીલમાંહે દુઃખ;
સજાવે સોળે શણગાર, રાણી તે હઈડાનો હાર.
વાડી રૂડી પાનજ તણી, તેની શોભા છે અતી ઘણી;
વઢી રાણી વાડીમાં જાય, રમે રીઝે રાણીને રાય.
એક સમે બેઠા છે ત્યાંહ, પ્રીતે પાનની વાડી માંહ;
બેઠાં છે કુવાની તીર, લાગી તૃષા મન સમર્યું નીર.
અણગળ પાણી પીધું આપ, તનમાં પેઠો તંબોળી સાપ;
પડયો પાન એજેથી નેટ, પાણી માંહેથી આવ્યો પેટ.
ભામની કેરા જુવા ભાગ, રૌ રૌ વાધ્યો દેહમાં રોગ.
દહાડે દહાડે અન્નજ ગળ્યા, ચૈતન દેહ બધાનાં ટળ્યા;
જેને માથે ઘોરંધર ધણી, કરે વઇદ વિવેક ઘણી;
કંઇક ઓસડ ને કઇક સાંગ, એકે વાત ન લાગે આંગ.
કાડ રૈચ ને કોડ દવાથ, એકે રોગ ન આવે હાથ;
કરોડ જુવા ને કરોડ ઉતાર, એકે વાત ન પ્રીછે પાર.
કહીંક કલપના સાર્યાં અરથ, ઘણો કરીને ખરચ્યો ગરથ.
રાણી કહે રાજા સાભળો, ગેહેલી દો મનનો આબળો.
વીંછી લક્ષની વેદના થાય છે, જીવડો વણ મોતે જાય છે.
માટે મુજને ઝેરજ પાઓ, કે મુજને કાશી લેઈ જાઓ;
જળસોઈ કરી ત્યા મરૂં, ભારે દુઃખ હૈડે કેમ ધરૂં.
કરોડ વાર શુ કહીએ કથા, વેદનાએ રેહેવાતુ નથી.
વચન આપ્યુ રાજાએ હાથ, હું પણ આવું તાહારે સાથ.
તુંજ વિના જીવી શું કરૂં, જળસોઇ કરી હુ મરૂં.
માયા મમતા કીધી તાજ, સોપ્યુ પુત્રને રૂડું રાજ.
પ્રધાન પુત્ર મુકયા વારીએ, કહાડી ગંગ ચાલ્યા કાશીએ.
ફરે ઢંડેરો દિન ને રાત, બાધે દેશ કરે છે વાત.
રાણીને જે સાજી કરે, અરધ રાજ માહારૂં મન ધરે.
અલખત આપાણી બીજી ઘણી, પુત્રી પરણાવું પેટજ તણી.

અનેક એવા હેતુ હોય, તેનું દુઃખ ના જાણે કોય.
રાણી કેરા દુઃખજ માટ, લીધી કાશી કેરી વાટ.
થોડા દિન પથે પરવર્યો, વન માંહે ઉતારા કર્યો.
ઘણો વડ મોટો ગંભીર, તાંણ્યા ડેહેરો તેને તીર;
આગળ પાછળ ચોકી ઘણી, ડેરા માંહે ઘણીયાણી ધણી.
કરે માંહોમાંહે વાત, એમ કરતાં ગઇ મધરાત.
સેજે પોઢાડી છે નાર, સુમી સુતો છે ભરથાર.
નર નારીને ઝાઝો નેહ, બાર નિદ્રા થયાં છે એય.
શામા ક્ષણું એક પામી સુખ, વીકાસ્યું માનુની કેરૂં મુખ.
તે વડ ઉપર મણીધર હોય, તેનો પાર ન પીછે કોય.
જ્ઞાન તેના મનમાં ઘણું, દુઃખ જાણ્યું તે નારી તણું.
વડવાઇએથી હેઠો ઉતર્યો, પ્રીત ધરી પોતે પરવર્યો.
તંબોળાયો આવ્યો છે તાહ, ગેલી રાણીના મુખ માંહ.
મણીધર તો પલંગે ચડ્યો, તેને તંબોળાઓ દ્રષ્ટે પડ્યો.
મણીગર કહે સાંભળ રે મુઢ, દે છે રાણીને બહુ દુઃખ.
ગૌઢ રાણી ઉપર મરશે રાય, બે હત્યા શિર તુજને થાય
માટે નીકળી મુકતે જાય, પાનવાડીમાં સુખીઓ થાય.
કહ્યું અમારૂં જો નહિં કરો, ઉપાય કરીશું તેણે મરો.
પેલો કહે ન જાઉં હું, જખ મારે છે મણીધર તું.
તારે ચાલે તે કર આજ, જો કાંઇ ધરાવે લાજ.
કરી હુંકારા નરપત નેટ, પાછો જઇને પેઠો પેટ.
મણીધરે વિચાર્યું મન, મરશે રાણી ને રાજન.
ઉગારૂં એ બેના પ્રાણ, એમ વિચારી મનમા વાણ.
સજ્યા ઉપર ચડયો સુખે, મુકયો ગરળ રાણીને મુખે.
મહારો ગરળ ઉદરમાં જશે, એ રાણી તો ગાઢ થશે.
તંબોળીઓ નકી પામે નાશ, થાશે રાજાને સુખ આશ.
મુખ મધે ગરળ મુકિયો, રાણીનો રોગજ ચુકિયો.
એમ કહી વળે જેટલે, રાજા તરત જાગ્યો તેટલે.
કહ્યો લોકો આપો આપ, દીઠો ઓશીકે મણીધર સાપ.
માર્યો ઝટકો જોઇને લાગ, કર્યા નાગતણા બે ભાગ.
તે વિષધરને વાર્યા બહુ, વાત એક રાજાને કહી.
મુજને માર્યો તે માઠું કર્યું, મેં તો રાણીનું દુઃખજ હર્યું.

પ્રાતઃકાળે વહાણું થશે, રોગ તાહારી રાણીનો જશે.
જો ગુણ દેખો તો ભાંખજો, સહાર અસ્ત ગંગામાં નાંખજો.
એવો અવાજ અચાનક હુવો, તરત ધરણીધર તરફડી મુવો.
લાગ્યો રૈચ નારીને નેટ, પ્રમદા સુખ પામી ત્યાહાં પેટ.
સાજી તાજી રાણી થઇ, અંગો અંગથી વ્યાધી ગઇ.
દુઃખ પામ્યો તે રાજન આપ, ફોગટ મેં માર્યો તે સાપ.
ઘસે હાથ ને ધુણી શીશ, એ શું કીધું શ્રી જગદીશ.
પાળી મારવા ગાડી પેટ, સહુ વારે નરપતીને નેટ;
હવે અરથ ન આવે કશું, પ્રથમ માહું દલમાં વસ્યું.
તે નિમિત્ત લુંટાવ્યો ગરથ, તેહથકી સર્યો શો અરથ.
કરી જાત્રા ને આવ્યો ઘેર, પાળી પ્રજાને રૂડી પેર.
ઉઠ્યો ત્યાં લગન વીમાસણ કરી, ઘડી એક ખેદ નહિ ઠરી;
દેખે રાણીને જ્યારે, સાંભરે સરપ મનમાં તાહરે.
તે વેળા મુકે નિશ્વાસ, પણ તેની કેમ પોહોચે આશ.

## III From ઉદ્યમ કર્મ સંવાદ

### I. Kamakala.

તાક્ષણ પળિઓ પોળિયો, આવી ઉભો ત્યાહે;
મહિપત તેડે માનશુ, જાઓ સભા છે જ્યાહે
ચાલી ચતુરા ચમકતી, મળવા માલવરાય;
મરકલતી મહિલા ધસી, થનથન ધરતી પાય.
બીડી મુખમા પાનની, સજ્યા સોળ શણગાર;
સાહેલી સંગ સાતસેં, રૂપતણો ભંડાર.
ઠમઠમ ચાલે ચમકશું, જમ જમ વાગે જોર;
ઘમઘમ વાગે ઘૂઘરા, કામતણી સમશેર.
ચંદ્રવદની મૃગલોચની, સિંહ સરીખો લંક;
કામ ધનુષ શોભે . ભલું, ભ્રગુટીકેરો વંક.
વરણાગી વેણી સજી, જાણે મણિધર નાગ;
દંત જાણે દાડમ કલી, અધર પ્રવાલી રાક.
સાડી પહેરી શોભતી, ઉર એકાવલ હાર;
કડકડતો છે કંચુવો, કસણ કસ્યા છે ચાર.

ઊર ઊરોજ બે ઊડીયાં, બિલ્લીફળ આકાર;
જાણે ઢુંકાં તીરનાં, એનાં મારણહાર.
ભ્રગુટી કમાન કલોલશું, નેત્ર સુરંગિત બાણ;
કામીજનને મારિયાં, તત્ક્ષણ પૂર્ણ પ્રમાણ.
નખ શિખ શોભા નિરખતાં, કહેતા નાવે છેક;
કહાંપેર વર્ણન કીજીએ, મુખમાં જીહ્વા એક.
નારી નિરખે નેહસું, ધરના મન આનંદ;
દ્રષ્ટી ન ચુકે તે થકી, ચકોર ને જ્યમ ચંદ.
આસનની ઉંચાઈથી, નિરખે રાયજી રૂપ;
નારી આવી નિહાળતી, જ્યા બેઠા છે ભૂપ.
કરજોડી ઉભી રહી, છોડી મનની લાજ;
મોહો કોરી મુજરો કર્યો, જય જય જય મહારાજ.
ચતુરાએ ચોદિશ ભાળિયું, નિરખી રાજ સભાય;
સૌના મન શીતળ હવા, ઉલટ અંગ ન માય.
નારી શું નરપતિ વદે, કહો તમારો દેશ;
ક્યાંથી આવ્યા કયા જશો. કયા કરવો પરવેશ.
કોણથકી ઉત્પન હવાં, કોણ તમારું નામ;
કોણ તમારો ધરધણી, અમ સાથે શું કામ.
મતિમતિ શું નારી વદે, સાંભળ ભૂપતિ વાત;
કરણાટકથી આવિયા, ગુણકા મારી જાત.
કામકળા મુજ નામ છે, જન નવ જાણે કોય;
જે પૂછયું કહે માહરૂં, નૃપતિ તે મારો હોય.
નગર અનેકજ નિરખતી, આવી તારી પાસ;
પંડિત પણ છોડાવીયાં, પુતળાં બાંધ્યાં પચાસ.
નગર અનેકજ નિરખતિ, આવી તુજની પાસ;
પંડિત સઘળા સાંભળ્યા, વસતા તારે વાસ.
પંડિત હોય તો પાઠવો, લાવો વાર ન લેશ;
નહિંતો આપો પૂતળું, જાઉં અમારે દેશ.
બિજું કામ કંઈએ નહીં, કરૂં વિદ્યાશું વાદ;
નૃપતિ સભા નવખંડમાં, તેના ઉતારૂં નાદ.
નૃપતિ મન ચિંતા થઇ, એતો ગોટું કામ;
જો આપીશું પૂતળું. તો તો જાશે નામ.

પંડિત પૂરા પાંચસેં, પૂછું તેને આજ;
કોઈ જીતે આ જુવતિને, રાખે મારી લાજ.
બીડું બાસઠ પાનનું, બેઠા પંડિત રાય;
કર સોંપ્યું પરધાનને, ગયો સુબુદ્ધિ ત્યાંય.
પંડિત સૌ પાછા પડે, કોઇ નવ ઘાલે હામ;
શિવશર્મા સનમુખ થયો, કરવા મોટું કામ.
પાન સુબુદ્ધિ કર થકી, લઇ ચડાવ્યાં શીશ;
લખ્યું હશે તે તો થશે, જે કરશે જુગદીશ.

2 A Combat of wits.

**પ્રશ્ન**—પંડિતને કહે પદ્મિનિ, સાંભળ દ્વિજ એક ધર્મ;
પ્રથમે પૂછું એટલું, ઉદ્યમ વડું કે કર્મ.
**ઉત્તર**—દ્વિજ હરખ્યો મનમા હમે, વમે રુદેમાં બોલ;
શાસ્ત્રવચન તેં પુછિયું, હું કહું તેનો તોલ.
પદ્મિનિ તેં પૂછ્યુ ભલું, કોઇથી નવ કહેવાય;
હું કહું તુજને આજ એ, જેથી સંદેહ જાય.
'રામાનુ ઋષિજી વદે, ભાગ્ય નિઃસંદેહ;
પૂછ બીજું કંઇ પૂછવું, મન ઇચ્છા હોય જેહ.
વચન સુણી હરખી તદા, નિરખી દ્વિજનું રૂપ;
સરખિ ભેટ મુજને મળી, વરપ્રીત ભારે ભૂપ.
**પ્રશ્ન**—કર જોડી કહે કામની, સાભળજો દ્વિજ રાય;
કોને કહીએ ચતુર નર, તેહ બતાવો લાય.
પંડિત તે કોને કહું, મુરખ કોણ જ હોય:
ધનપતિ તે કોને કહું, કોણ દરિદ્રિ સોય.
કોણ સુખી કોણ દુખીયા, કુણ કાયર કુણ શૂર;
કોણ મુવો કોણ જીવતો, કુણ નિકટ કુણ દૂર.
કોણ વાત અચરત કહે, કુણ રાજા કુણ રંક;
ઉત્તર આપો એટલો, તો વાળો આડો અંક.
તખત થયા સુણતા સહુ, જાણે ચિત્રામણ લેખ;
લક્ષણી એ મહા આગળી, હાસે બુધ વીસેખ.
**ઉત્તર**—વિપ્ર કહે વનિતા સુણો, રુદે ધરી બહુ ધ્યાન;
તેં પૂછ્યું તે હું કહું, શાસ્ત્રતણું જે જ્ઞાન.

ખાટો તુરો ખટરસ, નવરસ ચતુર અનેક;
ખીર નીર કરે જુજવા, હંસ ચતુર છે એક.
પય પાણી કરે એકઠા, મેલે હંસ હજુર,
શુદ્ધ દૂધ પ્રાશન કરે, પાણી મેલે દૂર
ચતુર પુરૂષ તો એક છે, તેં પૂછયા બહુ ભેદ;
ઉત્તર આપું અનુક્રમે, (જે) વાણી બોલે વેદ
નિર્ભર શાસ્ત્રતણો કરે, જાણે મર્મ વિવેક,
એવા પંડિત અતિ ઘણું, હરિગુણ જાણે એક
કીર્તિ આપતણી કર, ધરે વૃથા શિર ભાર,
મરે પરસ્ત્રીના સ્નેહથી, કરે ન ચિત્ત લગાર.
એવા મૂરખ કેટલા કહેતા નાવે પાર,
પરિબ્રહ્મ પૂજે નહીં, તે મૂરખ અવતાર.
હયપતિ ગજપતિ રથપતિ, સિંહાસનપતિ જેહ,
પુત્રદારા પરિવારશું. લક્ષ્મી ને વળી તેહ
એવા ધનવંતા ઘણા, કહેતા નાવે છેહ,
રામનામ ગાંઠે ગરથ, મોટો ધનવંત તેહ
આસનાવાસના જેમાં નહીં, આળસ ઊંઘ હોય અંગ,
વિપ્ર જઇ યાચે યાચના, થાય ઘણું માન ભંગ
એમ અધિકાર દરિદ્રિઓ એવા અપરંપાર,
ગર્થ ઘણો દાતા નહીં, દરિદ્રનો સરદાર
સંપ સહોદરમાં ઘણો, દેહ નિરોગી હોય,
નવ જાવું પરદેશમાં, સુખિયો કહિયે સોય.
સંતોષી સઘળો સુખી, એવા સુખી હજાર;
જેને માથે ઋણ નહીં, સુખીયાનો સરદાર
મૂરખ સુત છે જેહનો, વિધવા કન્યા હોય,
ચતુર વસે કુગ્રામમાં, મોટો દુખિયો સોય.
દુખી કહું હું કેટલા, સાંભળ શામા વાણ;
ભૂખ દુઃખ કુમારજા, એ દુખિઓ પરમાણ
બ્રાહ્મણ જાણથી ઓસરે, ક્ષત્રી રણથી જાય,
વૈશ્ય ડરે વેપારથી, તે કાયર કહેવાય.
કાયર કહેના બોલીયે, મોટો કાયર જેહ,
ઘેર અભ્યાગત આવિયો, આદર ન કરે તેહ.

શૂરા જે કો રણુ મધ્યે, પરકાજે દે પ્રાણ;<br>
બોલે રાજસભા વિષે, -છત્યા જશ સુજાણ.<br>
કરે વ્હાર જે રંકની, ન કરે આપ વખાણ;<br>
થોડું ધન ખરચે ઘણો. તે થશે પરમાણ.<br>
મૂરખ તે પહેલો મૂવો, બીજો જેને રોગ;<br>
ત્રીજો પરદેશી મૂવો, ચોથો પરવશ ભોગ.<br>
મૃત્યુક એવા અતિઘણા, તેમાં નહિ કાંઇ ભેદ;<br>
મોટું મર્ણુ દરિદ્રનું, વાણી બોલે વેદ.<br>
કોઈ દુઃખી કોઇ સૂખીયા, ચીરંજીવ નહીં કોય;<br>
જેના જશ કીર્તિ સદા, તે તો જીવ્યો સોય.<br>
દશ ઇંદ્રિ છે દેહમા, જેણે શોભે તંન;<br>
સરવે શોભે વેગળું, મદા સમરપી મંન.<br>
દૂર દેશ વસે ઘણા, દૂર સમુદ્રનુ પૂર;<br>
જેશું મન માન્યુ સદા, તે પાસેથી દૂર.<br>
દુનિયા દેખે ડૂબતી, ડરે ન હીલ લગાર;<br>
એહ મુવા મરવું નથી, અચરત એહ અપાર.<br>
એક રાય પૃથ્વીપતિ, બીજો ધનવંત જેહ;<br>
એવા રાજા અતિઘણા, મોટો રાજા મેહ.<br>
રંક પશુ પરવશ પડ્યુ, બીજુ બાળ કહેવાય;<br>
રંક શિરોમણિ કન્યકા, જ્યા આપે ત્યા જાય.<br>
વચન સુણી વાડવતણાં, વનિતા વદતી ધન્ય;<br>
જે મેં પૂછ્યુ તમો કહ્યું, માન્યુ મારૂં મન.

**પ્રશ્ન**—વળી વિપ્ર પુછુ તુને, તારી બુદ્ધિ પવિત્ર;<br>
સાચું બોલે સુલક્ષણા, કોણ શત્રુ કોણ મિત્ર.<br>
શુ ર્‍ડુ છે સર્વથી, ભુંડું શુ કહેવાય,<br>
સગું સહોદર કોણ છે, વહાલું તે શુ થાય.

**ઉત્તર**—વાણી વિપ્ર વદે વળી, વળિ વળિ મન આનંદ,<br>
શત્રુ છે તુજ દેહમા, તેહ ખતાવુ ફંદ.<br>
ક્રોધ લોભ મહા મોહ છે, મદ મત્સર અહંકાર,<br>
તેથી મોટો કામ છે, શત્રૂ તણો સરદાર.<br>
અજીતએ જીતાએ નહીં, નાખે નર્કને ઠામ;<br>
માટે મોટો જાણજે, મોગ શત્રૂ કામ

આપણશું જે નેહ કરે, કહું મનડાની વાત,
નાનડારે નણ વિરો, નેહ કરે ગંગાત
મિત્ર કહીએ તેહને, જેની બુદ્ધિ પવિત્ર,
વિપત્તિ સમે અળગો નહીં, તે છે મોટો મિત્ર
ખાવું પીવું ખર્ચવું, મોટમ પત્ની માન,
સૌથી સાર ખર્ચવું, પચે કર્યું પ્રમાણ
ભુંડું કરવું કાસદું, ભુંડ વેહેવો ભાન,
સૌથી ભુંડું માગવું, સુમ કે'વો દાતાર
સગો બાપ ને બેટડો, સગો કામની કથ,
સગો સ્વાર્થને જાણવો, ચતુર વિચારો ચત.
વહાલું બાળક પારણે, વહાલી નારી નેટ,
કરી પરીક્ષા પંડિતે, પૂરણ વહાલું પેટ
પ્રશ્ન—શામા કહે શાબાશ છે, ઉત્તર આપો એક,
સૌથી મોટો કોણ છે, નાનો કોણ વિશેક
ઉત્તર—મોટો શ્રીમંત સૃષ્ટિમાં, મોટો ધનવંત રાય,
મોટા દાતા સર્વથી, કીર્તિ ન ચિત્તમાં સ્હાય
નાનો નિર્ધન નિર્ગુણી, નાનો દુખ સમેત,
સૌથી નાનો નાતે તજ્યો, સાભળજો ધરિ હેત

J The fate of the industrious rat

## ચોપાઇ.

શિવશર્મા કહે સુણ સુંદરી, વાત કહું તુજને વીસ્તરી,
દક્ષિણદેશ જોગીયાણું ગામ, વિપ્ર વાદી રહેવાનો ઠામ.
બાહુગર વાદી કહવાય, મન જનતણો એ નાય,
સર્પ સાહીને ઘરમા ધરે, જડી બુટ્ટિના કારજ સરે
અઘોર વનમા વાદી ગયો, પહાડ પર્વત ઉપર જઇ રહ્યો,
મરલીનો ત્યા કીધો નાદ આવ્યા સર્પ સુણરા તે સાદ
વાદિએ તને તત્ક્ષણ ગ્રહ્યો, પોતાને મંદિર જઈ રહ્યો
નાખ્યો વાસનો કરંડ આર તેમા વાલ્યો મણિધર સાપ
નવ મેલ્યું ભોજન કે નીર, પામ્યો દુખ તે સર્પશરીર
ઉદ્યમ સર્પ તે શાનો કરે, કર્મ અનસ૨ ૧ પરવરે

વિશ્રામ ગણે કર્મજ તણો, મળશે ભક્ષ મુજને બહુ ઘણો,
કર્મ જોગે લંકા તૂટશે, કર્મ જોગે બંધનથી છુટશે
તેના ઘરમા ઉંદર ઘણા, વિશ્વાસ ગણે તે ઉદ્યમતણા;
કર્મ તેતો તૃણવત ગણે, ઉદ્યમભાવથી ભારે ભણે
ઉંદર એક હુતો તે ત્યાંહે, રહેતો વાદીના ઘરમાંહે,
ગોર મોટો ચોટો ચાકડો, મુછ મોટી છોટો છાકડો.
કાપે કાપડ કોદી ઘણી, નવ ચાખે બીહીક કા તણી,
ઉદ્યમ પર જેને છે મન, નાખે ઉડાડી ઢાકયા અન્ન.
ઘી ગોળ ને વળિ ગોરસ ખાય, એ છે ઉદ્યમ કેરો નાય,
એક દિન મન કર્યો વિચાર, લાવું આજ અદકેરો આહાર.
દાણા દૂણી કોણુજ ખાય, અદકો ઉદ્યમ કરવા જાય;
એમ ધારી ચાલ્યો પરચંડ, જયા ઢાકી મેલ્યો તો કરંડ
દેખી કરંડ રળીઆતજ થાય, ઉલટથી આઘેરો જાય
એમા દીસે છે સુખડી, કાઢી ખાઉં ભાગે ભૂખડી.
એમ કરી લાગ્યો કાપવા, વહાલાને વહેંચી આપવા,
પાડી છિદ્ર ને પેઠો માહે, કર્મો સર્પ બેઠો છે જ્યાહે
વદન વિકાસ્યુ તેહજતણુ, પેઠો ઉંદર બેના ઘણુ,
ગળ્યો મૂષક ને ભાગી ભૂખ, કર્મ તેના ટાળ્યા દુ ખ
પામ્યો સુખ શરીરે સાર, પાડયુ છિદ્ર ને આવ્યો બહાર,
પામ્યો સુખ તે ઉંદર ગળ્યો, જઇ સ્વજન સૌ કોને મળ્યો
ઉદ્યમી ઉદ્યમ એળે ગયો, કર્મવન ને આગળ થયો
કર્મ કરે તે ન કરે કોય, કામકળા વિચારી જોય

4 The crane and the fish.

ચોપાઇ

કામકળા કહે જોડી હાથ, એક કહુ ઉદ્યમની વાત
હીમાચળ પાસે એક વંન, તે જોતા હરખાયે મંન.
આંબા જાંબુ ને પીપળા, વડ વીવેકી દીસે વડા
કોયલ મોર ટહુકા કરે, તે સાભળતા હૈયુ ઠરે
એક સરિતા કેરે તીર, મોટો વડ છે વોન ગભીર
વડ ઊંચા ૭ જોજન એક, નાખા તેની ૬ વિશેક

તે ઉપર બગલાનો દામ, મોટો બગ એક ધર્મી નામ;
વૃદ્ધ થયો ને થાક્યો દેહ, ભક્ષ ભોજન મળે નહીં તેહ.
બીજા બગ સૌ ચરવા જાય, પેલો બેઠો ને નવ ઉડાય;
સંભાળે પોતાનું કર્મ, ઉદ્યમનો નવ રાખે મર્મ.
સ્ત્રી પુત્ર તો રીસ જ કરે, લાવી કષ્ટે ને પેટ જ ભરે;
નારી કહે કાંઇ ઉદ્યમ કરો, કર્મ તણો તો નહીં આશરો.
વૃદ્ધ બગ કહે વિનતાને વાણ, મુરખ સહુ તમો છો અજાણ;
જે લખ્યું હોય કર્મજ માંય, કોટિ ઉપાયે પરું નવ થાય.
સ્ત્રીને રીસ ચઢી છે ઘણી, કર્મ સાર બેઠી રહે ગણી;
ખાવા પીવા ન આપ્યો આહાર, કર્મી દુઃખ પામ્યો તે ઠાર.
કર્મ ઉપર રાખ્યું છે મંન, પાંચ દિવસ ન પામ્યો અંન;
પેટ અંગ સહુ ગળિ છે ગયું, ઉદ્યમ ઉપર મનડું થયું.
બગલો કહે સ્ત્રી સાંભળ વાત, તું કહે તે કરું સાક્ષાત;
કર્મ ઉપર આવ્યો છે કોપ, તુજ વચન હું કરું નહિ લોપ.
સ્ત્રી કહે સત્ય કહું મહારાજ, ઉદ્યમ કરે તે પામે રાજ;
કર્મી ઉદ્યમ કરવા ગયો, મહા સરોવરપર જઇ રહ્યો.
નિર્બળ છે તેનુજ શરીર, જઇ બેઠો સરોવર તીર;
કેક સરખો થઇ બેસી રહ્યો, એમ કરતાં દિવસ એક ગયો.
સરોવરમાં છે મચ્છ અપાર, મનમાં પોતે કર્યો વિચાર;
બગલો તો મહા જ્ઞાની જેમ, જાતિ સ્વભાવ મૂકે નહિ નેમ.
પાપનો થાય છે પશ્ચાત્તાપ, માટે મૂક્યો અધર્મ આપ;
મોટા મચ્છ હતા જેટલા, આવ્યા બગ પમે તેટલા.
કરી પ્રણામ ને ઉભા રહે, કુશળ છે કેમ મુખથી કહે;
ધર્મી બગલ ધુણાવ્યું શીશ, પૂછે મચ્છને તેને દીશ.

કુડું વચન એમ બગલે કહ્યું, મચ્છ બિચારે સાચું લહ્યું,
કહે મચ્છ અમને સુખ થાય, મામા એવો કરો ઉપાય.
તમો સમર્થ પખીના ધણી, પગ વિનાનાને ચિંતા ઘણી,
બગલો બોલ્યો ક્ષણુ એક રહી, મનમા કપટ ને ગકડો થઇ
આવો અમો વસુ ધુ જથાય, અખુટ સરોવર છે એક ત્યાય,
અખુટ સરોવર ઠેરું નીર, સુખે રહો સહુ તેને તીર
મચ્છ મનમા વિચાર્જ કરે, ત્યા જવાની મનસા ધરે,
પંથ વેગળો કેમ જવાય, ગગન વિના અમે કેમ ચલાય
કહે બગ મેમો આધે ચઢી, પહોચાડું સરોવર આ ઘડી
ગે ચારેક તે ઉપર ચઢે, અદકા ઘરડે નહીં ઉપડે
મચ્છ લઇને ધેરજ જાય, સર્વના મન રળિયાત જ થાય,
બગ જીવ્યો નારી ઝોકરા, સર્વે પરિવાર જીવ્યા ઉછર્યાં
ડાહ્યો એક આપે ઉચ્ચરે, મન ગમે તે પોતાને કરે,
એની સાથે જે કોઇ જાય, તેને બગનો નિશ્ચે ખાય
એ ઉદ્યમ કરવા આવિયો, ફંદ કરી એતો ફાવિયો
એ કરે છે એની રીત, મચ્છ ને એને કયાની પ્રીત
મચ્છ ન સમજ્યા બીજા મર્મ, જાણે નહીં બગનાનુ કર્મ,
લખ્યુ હશે જે કર્મ જ માય, એમ કહી બગ સાથે જાય
નિત્યે ચારે લઇને જાય, આઘો જઇને તેને ખાય
વળી બીજે દીન આવે ફરી, ચાર મચ્છ લઇ જાએ હરી
વર જઇને કહે સાચો મર્મ, મારો ઉદ્યમ ને તમારુ કર્મ
બીજે દિવસે આવી રહે, દીન વારુ કુશળ છે કહે
કહે સદેશો કહાવ્યો છે મચ્છે, અમો અહીંઆ રહુ છુ સુખે
કર્મવતા મચ્છ આગળથી જાય, જો જો ઉદ્યમનો મહિમાય
બગને જઇને સ્ત્રીને કહ્યુ, ઉદ્યમ કરતા દુખડું ગયુ,
કર્મ સારુ બેમી રહ્યો નેટ, ત્યારે નહોતુ ભરાતુ પેટ
થોડે થોડે મૌ આવશે, એક વર્ષ સુધી ચાલશે
કામકલા કહે સાભળ ઋષિ, કર્મી મચ્છ થયા ત્યા દુખી
ધર્મી બગલાનો એ મર્મ ઉદ્યમ આગળ હાર્યું કર્મ,
સભા બધી તે સાભળી રહી રાજાને મા ચિંતા થઇ
રખે નારી જીતીને જાય, ઉદ્યમનો વાચી મહિમાય,
શિવશર્મા કહે સાભળો રાજ, રખે તમો ચિંતા કરતાજ

તે ઉપર બગનાનો કામ, મોટો બગ એક ધર્મી નામ,
વૃદ્ધ થયો ને થાક્યો દેહ ભક્ષ ભોજન મળે નહીં તેહ
બીજા બગ મીં ચરવા જાય, પેનો ભેગ તે નવ ઉઠાય
નભ જે પોતાનું કર્મ, ઉદ્યમનો નવ ગણે મર્મ
સ્ત્રી પુત્ર તો રીસ જ કર લાવી નાખે ને પેટ જ ભર
નારી કહે કાંઇ ઉદ્યમ કરો, કર્મ નથી તો નહીં આશરો
વૃદ્ધ બગ કહે વિનતાને વાણ, મુરખ મહુ તમો છો અજાણ
જે લખ્યું હોય કર્મેજ માય, કોટિ ઉપાયે પર નવ થાય
સ્ત્રીને રીસ ચઢી છ ઘણી કર્મ સાર બેઠી રહે ગણી
ખાવ પીવા ન આપ્યો આહાર કર્મા દુખ પામ્યો તે ઠાર
કર્મ ઉપર રાખ્યુ છે મન પાંચ દિવસ ન પામ્યો અન્ન
પેટ અંગ સહુ ગળિ છ ગયું ઉદ્યમ ઉપર મનકુ થયું
બગલા કહે સ્ત્રી સાંભળ વાત તુ કહે તે કરુ સાક્ષાત,
કર્મ ઉપર આવ્યો છ કોપ, તુજ વચન હું કરુ નહિ લોપ
સ્ત્રી કહે સત્ય કહ્યુ મહારાજ, ઉદ્યમ કરે તે પામે રાજ;
કર્મા ઉદ્યમ કરવા ગયો મહા સરોવરપર જઇ રહ્યો
નિર્બળ છ તેનુજ શરીર જઇ બેઠો સરોવર તીર
રક સખો થઈ બેઠો જો એમ કરતા દિવસ એક ગયો
સરોવરમા છે મચ્છ અપાર, મનમા પોતે કર્યો વિચાર
બગલા તો મહા જ્ઞાની હોય, જાતિ સ્વભાવ મૂકે નહિ તેય
પાપનો થાય છે પશ્ચાત્તાપ માટે મૂક્યો અધર્મ આપ
મોટા મચ્છ હતા જેટલા આવ્યા બગ પાસે તેટલા
કરી પ્રણામ ને ઉભા રહ્ય ઉદાસીન છ એમ મુખથી કહે
ધર્મી બગને ધુણાવ્યુ શીશ પૂછ મચ્છને તેને રીશ
મચ્છ કહે મામા બગ સુણો મન ઉદાસ તમ અમ આગળ ભણો,
બગ કહે સુણો મચ્છ સહુ તમારુ દુખ દૈ છ બહુ
મુજને દુઃખ છ તમારુ ઘણુ દાઝે છે હૈયુ અમતણુ
પૂછે મચ્છ શી છ એ વાત તે વિસ્તારીને કહે ખ્યાન
બગ જ દુર્ધર્મ લોકમા ગયુ સઘળા વનમહ દુખિયે થયો

એમાં ભેદ કરશો મા કોય, સમતુલ એ તે જુગતે જોય;
ઉદ્યમનું તો કર્મ જ નામ, કર્મનો તે ઉદ્યમ કામ.
એ બેઉમાં કંઇ અંતર નથી, જો જો વેદ પુરાણે કથી;
જેવું કર્મ લખાણું તેહ, તેવો ઉદ્યમ ઉદય જ એહ.
જેને જેવો ઉદ્યમ મર્મ, તેને તેવું વળગ્યું કર્મ;
જેને જેવું કર્મ જ સાર, તેવો ઉદ્યમ કરે વેપાર.
જેને જેવું કર્મ જ ગણે, ઉદ્યમે તેની વિદ્યા ભણે;
જેને જેવું કર્મ જ સૂત્ર, ઉદ્યમે તેવો પ્રગટે પુત્ર;
જેને જેવું કર્મ જ કાજ, ઉદ્યમ તેવી રાખે લાજ.
કર્મ થકી ઉદ્યમ ફળે, ઉદ્યમથી કર્મ હોય;
ઓછું અદકું એહને, કહી ન શકે કોય.
ન્યાય ચુકાવ્યો નૃપતિએ, વેદ શાસ્ત્ર મહા મૂલ્ય;
ઉદ્યમ કર્મ એ કલ્પીને, શાસ્ત્ર સદા સમતુલ્ય.
ઉદ્યમ વિના ચાલે નહી, કર્મ વિના ફૂટાય;
કર્મને ઉદ્યમ ફળે, પ્રીછયો પંડિત રાય.

## IV. પદ્માવતીની વાર્તા.

### 1. The parting of lovers.

દોહરા.

રાજાને નારિ કહે, કોલ અમારો એહ;
બારે વર્ષે ન આવિયા, તો પાડું મુજ દેહ.
બાર વરસ પર એક દિન, જો વીતિને જાય;
જીવ ધરૂં જો દેહમા, નહિ મુજ એક પિતાય.
કંથ પાખે જે કામની, ભાળે નહિ-સુખ ભોગ;
આટલું તમ પાખે તજું, સુખનો નહિ સંજોગ.

**સુલોચના વાક્ય—**

આઠ કટકે નીપજે, બે નારી નર ચાર;
તેમાં નપુંસક બે વરો, તે મેં તજ્યો આ વાર.
ઉ—ભોગીને મન ભાવતો, રામા સાથે રંગ;
રાજા કહે મેં પારખ્યો, પ્રમદા તેપ પલંગ.

પ્ર–મુખનું મંડન સરવથી, જેથી વાધે કામ;
તેહ તજ્યું મેં આજથી, નિર્મળ જેનું નામ.
ઉ–દુર્લભ છે તે દેવને, મહિપતિ આગળ માન;
કામાતુર થાય દેખતાં, પ્રમદા તે તો પાન.
પ્ર–સુંદર સરવર જળ ભર્યું, જ્યાં બૂડે સૌ કોય;
તેને પી કોઇ નવ શકે, તમ વિણુ તરૂણ મોય.
ઉ–તેજ વધે તે દેખતાં, કામનિ વાધે કામ;
ભોગીને મન ભાવતું. દર્પણ તેનુ નામ.
પ્ર–મોળ સખિશું રંગે રમે, વહાલા ત્રણ કુમાર;
તે તજ્યું મેં આજથી, વાલા અપરંપાર.
ઉ–રાજે લેતા રાજ્વી, દેખીતા જડ દેહ;
હાર જીત હોડે કરે, સ્યામા સોગટ તેહ.
પ્ર–શત આઠ બાંધ્યાં સામટા, નાર કહેવાણી જેહ;
તુજ સરિખાને કારણે, હાથે ગ્રહી મેં તેહ.
ઉ–ખરે મને તેને ભજે, ઇશ્વર આવે આપ;
માનુની નેં માળા કહી, જપતા છૂટે પાપ.
પ્ર–ચતુર નર ચિત્ત ધરે, દુરથી મેળવે દેહ;
વિજોગનો સંજોગ કરે, પાહવજો પતિ તેહ.
ઉ–ઉજ્જવલ ધરતી સ્યામ વરણુ, જળશું રાખે વેર;
કામનીએ કાગળ કહ્યો, પ્રીછ્યો તારી પેર.
પ્ર–નારીએ નારી ગણી, જેથી શોભે કાય;
એ મુને આપી પરવરો, મહિપત મેળાવો થાય.
ઉ–કાયા કનક સરીખડી, લઘૂ રૂપ તે નામ;
વિનતા તમે વીંટી કહી, આગળી કેરે ઠામ.
પ્ર–જેને ખાધે વિષ ચઢે, તેનો શત્રુ થાય;
તે ઉપર વાહન કરે, કરજો તમ રક્ષાય.
ઉ–અહિને ખાધે વિષ ચઢે, ગરુડ તેને ખાય;
તે ઉપર વાહન કરે, તે તો જદુપતિ રાય.
પ્ર–પંચામૃત પાવન નદી, તેને કુંવર કેહેવાય;
તે ઉપર વાહન કરે, કરજો તમ રક્ષાય.
ઉ–માય મામે મહાલે ઘણું, ગૌરી સુત ગણુાય;
ભસ્મ લગાવે શરીર પર, સ્યામા તે શિવ રાય.

પ્ર–કુંવરી કેરો કર ગ્રહી, જન્મ સફળ જે થાય;
તાત રક્ષા કરે તેહનો, રાય તમારી કાય.
ઉ–જળ કમળથી ઉપન્યો, જાણે સઘળો મર્મ;
શારદ તનયા તેહની, ભામની તે તો બ્રહ્મ.
પ્ર–દેવ સકલ શુભ જોગણી, સંકલ સિદ્ધ ઉમિયાય;
તુજને તે રક્ષા કરે, રાણી કહે સુણ રાય.
ઉ–ચોગે ચૌટે ચાવડી, મસાણ ને મેદાન;
તમ રક્ષા કરે માવડી, સફલ હજો કલ્યાણ.
વન વાડી તરવર વિખે, ક્યાં પર્વત ક્યાં હાડ;
હું આરાધું ઇશ્વિરી, પૂરે તારાં લાડ.
પશુ પંખી ને માનવી, નર નારી ને રાય;
એ વશ થાજો તાહરે, રક્ષા કરો અંબાય.
પર મૂલક પર દેશડે, પર ધરતી પર ગામ;
જ્યાં દેખે મુજ જેવડી, ત્યાં નવ ઘાલીશ હામ.
ચોલુ કહેતાં ચમકશું, પુઠ દીઠે જીવ જાય;
નેણાં પડશે નીકળી, કાળજું કટકા થાય,
આભ પડે ધરતી ગળે, એવડું મારે દુઃખ;
જ્યારે તમને દેખશું, ત્યારે થાશે સૂખ.
નરથી નારી એકલી, પગલે પગલે વંક;
દીસે દિન દિન દામણિ, કામની શીર કલંક.
વહેલા વળજો વાલમા, કરજો રૂડા કામ,
એક સ્ત્રી પરણી લાવજો, દેજો મુને ઇનામ.
પૂન્ય અમારે એક તમ, અવર ન બીજો કોય;
અવર બીજો જો કરૂં, કુળમા ખાપણ હોય.

2. Some riddles.

### દોહરા.

સમશ્યા—નારી બોલી નેહશું, તમો છો ચતુર સુજાણ;
પાંચ "પપા" પ્રિય પુરષને, તેનાં કરો વખાણ.
ઉતર—પાન પાઘ ને પદ્મિની, પરિમળ ને પોશાગ;
પાચે પ્યારા પુરષને, વળિ પૃછ મહભાગ.

સ-ધન્ય ધન તારિ સૂઝને, ધન ધન રાજકુમાર;
પાંચ "ક" વહાલા કામિની, એહ હવે ઉચ્ચાર.
ઉ-કાજળ કંકુ કંચવો, વળિ કસુંબો કંત;
પાંચ "ક" વહાલા પદ્મિની, સુણજે નાર સુચંત.
સ-જુગતું બોલ્યા જાણિતા, લાગી મનશું રાડ;
પાંચ "કકા" નથી તુજ કને, તે તું કહી દેખાડ.
ઉ-કૂડ કપટ કુલક્ષણો, કુડી જાત કુનારી;
એ પાંચ નથિ મુજ કને, સાંભળ રાજકુમારિ.
સ-કહો છો છૈયે એકલા, તમ સાથે છે સાત;
પ્રગટ દેખું છું તમ કને, તે કહો સાચી વાત.
ઉ-તીર તરકસ તરવાર ને, ભાલો ને તોખાર;
ઢાલ અને વળિ ચાબકો, સાત સાથી છે સાર.
સ-જે મધ્યે ગંગા વસે, જટા ધરાવે શીશ;
નેત્ર ત્રણ તે કોહો મુને, નહીં ઉમીયાપતિ ઇશ.
ઉ-વિશ્વામિત્રે સૃષ્ટિ સજી, કરે રુડાં તે કામ;
શ્યામા તે સમસ્યા કહી, શ્રીફળ તેનું નામ.
સ-એક નરે નરને ગળ્યો, એ સરવે શોભાવંત;
અધીપતી અંગે અડયો, કો ચિત્ત વિચારી ચંત.
ઉ-પાગ વિનાનો પરવરે, નર બહુ રાખે નેહ;
ઉજ્જવલ અંગે ઓપતો, જામો કહીએ તેહ.
સ-પંખી ઉડે જીવ વિના, બેસે જેની ડાળ;
મૃત્યુ પમાડે દેખતાં, કહો મુજને ભૂપાળ.
ઉ-કુંવર કહે સુણ કામિની, સૌ હું સમજ્યો એહ;
સમસ્યામાં સમઝાવિયો, તીર કહીને તેહ.
સ-ઉત્તમ કુળથી ઉપની, તાતનણો જે તાત;
તે સાથે વિવા કર્યો, સમજે સજ્જન વાત.
ઉ-મહિપતિ કહે સુણ માનિની, ઉત્તર આપું એહ;
એ સમસ્યા હું સમઝીયો, તક કહીજે તેહ.
સ-શીર ઉપર ગંગા વસે, કોટે કંઠની માળ;
વૃષભ વાહન કોણ કરે, શિવ વિણ કોણ ભૂપાળ.
ઉ-એક ભરે એક હાલવે, નિત નિત નીરશું નેહ;
દીન દીન કરતું દાખવે, રેંટ ચાકનું એહ.

સ–નર એક અક્ષર તણુનો, અણિઆળું અતી રૂપ,
દુશમન જેથી ગાજીએ, ઉત્તર આપો ભૂપ
ઉ–કાયરને શરો કરે, શરાનો આધાર,
ગ્હીયાળો રીઝે ઘણું, કામિનિ તેહ કટાર
સ–અણિયાળી અતિ વાંકડી, ભ્રમગળી ભરપૂર,
નારિ વિના નર જાણિયે, નર નારીનું રૂપ
ઉ–મુખનુ મડન પુરષને, અધિક વહે છે ઊંચ,
માન વધારણ મરદનુ, માનુની તે તો છમુ
સ–એ ગ્હો કોડામણો, તેજોમય નર કોય,
તાલેવર પાસે વસે, તેના નરમા હોય
ઉ–જે વણ ખેતી નીપજે, નહીં પાન નહીં ફૂલ,
માનસરોવર માનુની, મોતી મોઘે મૂલ.
સ–નામ એક પણ નર બહુ, કામની એક બે કય
આયુધ બેનુ સરીખડું, ચતુર વિચારો ચત
ઉ–ઇદ્ર વાહનથી ઉપજે, નારી દસને વીશ
બે કર શોભે કામિની, પરમેશ્વર પૂછશ
સ–નર બે ગળિયા નારીએ, જગત જીવાડણુ જેહ,
તે નારી વહાલી નરને, અમ આગળ કહો તેહ
ઉ–ગૌર વરણુ ને શ્યામ મુખ, અમી ઝરતા નામ,
સ્વામી તમે સમશા કહી, કચુકી કેરે ઠામ
સ–નારિ ઉપર બે નર ચઢ્યા, તે હેઠળ બે નાર,
પરખો એ પદ્માવતી, પૂછે રાજકુમાર
ઉ–જેનુ બાધ્યુ જળ રહે, જળથી નીપજે જેહ
બેડું ઉઢાણી સોત એ, પ્રીતે પૂછ્યુ તેહ
સ–સાત બંધે બાધીઓ, નારીને વહાલો જેહ,
રાજા પુછે હેતશું, અમ આગળ કહો તેહ
ઉ–શોભા કહી વિનતા તણી, શ્યામ જ વરશે સાર
વેણ ગુંથાવે વીનતા, સાભળો રાજકુમાર.
સ–તારી માએ જે વર્યો તે થાશે તુજ કેય,
સમશ્યા કેહ સન્મુખ થઈ, પ્રેમ થકી પૂછંત
ઉ–વાહન સુરનાયકતણુ, તેથી ઉત્પન નામ,
ચતુર તે તો ચુડલો, કામિની કેરે કામ

સ—નર એક રૂપે ઝડલો, વરતુળનો આકાર;
સ્ત્રી કપાળે જઇ રહી, પ્રેમદા પ્રીત અપાર.
ઉ—નેત્ર નીહાળે સર્વનાં, તે માસુ નવ જોય;
તે મધ્યે તે નર વસે, અવળ ચાદલો હોય.
સ—એક નરે સ્ત્રી શોભતી, સ્ત્રી છે વાલિ અપાર;
ગળસ્થળે ચુંબન કરે, તે કહો ગજકુમાર.
ઉ—કુંવરી કહે અકોટડી, તમે પુછિયું તેહ;
બીજું પૂછો રાયજી, ઉત્તર આપું એહ.
સ—સત નર બાંધ્યા બંધને, મળી નર બનિયો એક;
તે નર તારી પાસ છે, વહાલો સ્ત્રીને વિશેક.
ઉ—કુંવરિ કહે સુણ રાયજી, ઉત્તર આપું એહ;
હાર નામ છે એહનુ, તમે બતાવ્યો તેહ.
સ—નરને નર વીંટી વળ્યો, તે ઉપર એક નાર;
તે તો શોભે સુંદરી, જેને શિર ભરથાર.
ઉ—ભલું પૂછ્યું હો રાયજી, હોમ ધરીને હોડ;
કંકણ પામે કંકણી, કર્મવંતીનો કોડ.
સ—ભરે ફાળ પણ મૃગ નહીં, નહીં શશલો કે શ્વાન;
મો ઊચું પણ મોર નહિ, સમજો ચતુર સુજાણ.
ઉ—વાહન શુક્રાચાર્યનું, દરનિશ રે' જળ માય;
જીભ વિના બોલે ઘણું, મેડક તે કહેવાય
સ—પીળો પણ પોપટ નહીં, કાળો પણ નહીં કાગ;
પાંખો પણ પંખી નહીં, ડસે પણ નહીં નાગ.
ઉ—ખટ ચરણ છે તેહને, પરિમલ ભોગી હોય;
ભમરો તે તો ભામિની, જુવતી તે તો જોય.
સ—નાગી પણ નિર્બળ નહીં, કાળી પણ નહીં કોલ,
દરમા રેહે નહીં નાગણી, બુદ્ધે વિચારી બોલ
ઉ—કાયર કર શોભે નહીં, થરાને મન માર;
ક્ષણિક દેહની રક્ષણી, તારુણિ તે તલવાર.
સ—પઢતો પણ પંડિત નહીં, પૂર્યો પણ નહીં ચોર;
ચતુર હોય તો ચેતજો, મધુરો પણ નહીં મોર.
ઉ—પવિત્ર પખીની જાતમા, વાચા બોલે વીર;
વનવાસી વન નીપજે, કામિની તે તો કીર

સ–શિશ મોટું પણ ગજ નહીં, ઝાઝું રહે જલમાંય;
પુંછ મોટું છે તેહનું, વાંદર નહીં કહેવાય.
ઉ–નાહાવણ સમીપે નીરખિએ, તોલ નહિ માંહિ તરત;
ઓળખવું શું એહમાં, કોશ વખાણો વરત.
સ–ચાલે છે પણ ચરણ નહિ, ઉડે પણ નહિ પાંખ;
લાખે સાથે નવ રહે, સઉકો દેખે આંખ.
ઉ–ઉડે તે આકાશ ભણી, ઘરમાં રહે ગેંગાટ;
ધૂમાડો નિર્ધારિએ, વિચરે વસમી વાટ.
સ–ચંચુ પણ ચકવી નહિ, માંજારી મુખ શ્યામ;
બે જીભો નહિ નાગણી, નરપત કહો તે નામ.
ઉ–ડાહ્યાના દિલમા વસે, પંડિતને પ્રિય પૂર;
લક્ષણ જોતા લેખણી, નાણાવટીનું નૂર.
રાજા મન રીઝયો ઘણું, જોઇ ચતુરાઇ એહ;
સાચું બોલ સુલક્ષણી, તું નહિ દાસી દેહ.

3. Money makes the mare go.

દોહરો.

દામ ઉગારે દેહને, જો કોપ્યો હોય દેવ;
શું બલિહારી દામડા, સમર્થ તું જ સદૈવ.
વેરી આવી સેવા કરે, પરનારી વશ થાય,
જેને દમડો ગાંઠ છે, તેને શી ચંતાય.
ચતુરાઇ ચપળાઇ ને, ડહાપણ સર્વે શુધ;
કામન મોહન વશીકરણ, દમડે ચાલે બુધ.
દમડો વાલો દેવનો, દુર્લભ છે મન સાથ;
દમડાથી મુનિવર ચળે, તરુણી પસારે હાથ.
અવર વશીકરણ શું કરે, વડુ કારણ ગરથ;
એ તો મોટો અધિપતી, સહુ વાતે સમરથ.

4. A wedding.

દોહરા.

પુત્રીને જઈ કહે પિતા, કરીને અનિમે ક્રોધ;
વધુ પરણે દંપતી થયા, કિધો ધર્મ વિરોધ.

પદ્માવતીએ ગોરને, તેડી પૂરાવી શાખ;
ગોર કહે અન્યા નથી, રાજા રીસ ન રાખ.
જેમ ઓખાનું નારદે, કર્યું સંક્ષેપે લગ્ન;
વિધિવત્ પછી બાણાસુરે, કર્યું લગ્ન થઇ મગ્ન.
મેં પણ સંક્ષેપે ક્રિયા, કરી પરણાવી એમ;
વિધિવત્ હવે વિવા કરી, પરણાવો તમે તેમ.
તિહાં લગન લેવરાવિયાં, પહોત્યા મનના કોડ;
કહે શામળ શું વર્ણવું, જુગતે જુક્તિ જોડ.

## ચોપાઇ.

રાજાએ કરી નગર શોભાય, આણ ફેરવી તે પુરમાંય;
અજવાળિયા મહોલ માળિયા, શણગારિયા ગોખ જાળિયાં.
ઘેર ઘેર ગાયે મંગળ સહુ, રાજાએ ધન ખર્ચ્યું બહુ;
ભાટ ચારણો માગણહાર, બ્રાહ્મણનો નવ લહીયે પાર.
પ્રધાન મંત્રિ ઉતારે કરે, નગર બધું ત્યાં ભોજન કરે.

## દોહરા

પીઠી ચોળી પદ્માણી, કનક કચોળાં માંય,
કસ્તુરી લેપન કરી, સુગંધી જળથી નહાય
એક સુગંધ શરીરનો, બીજો પુષ્પનો હોય.
ભ્રમર ગુંજારવ કરે, દેખીને મન મોહ્ય.

## ચોપાઇ.

પીઠી ચોળી ગાય શરીર, મજ્જન કીધું નિર્મળ નીર;
વરરાજા વરઘોડે ચડ્યા, દુંદુભીએ ડંકા ગડગડ્યા.
વાગે ઢોલ નિશાને ઘાય, સૌના મનમાં હરખ ન માય,
ગજ તુરંગ તણો બહુ ઠાર, તે ઉપર બેઠા કુંઆર.
તોરણ આવ્યો પુષ્પકુમાર, સાસુએ પોંખ્યો તે વાર.

## દોહરા.

કર્યું મને હર માયરું, ગોરીના ગણ ગાય,
પધરાવી ત્યાં પદ્માવતી, વર્યાં જે જે કાર.

વાજાં વાગે અતિ ઘણા, ગુણિજન ત્યાં ગુણ ગાય;
પરણે છે પદ્માવતી, જોડે પુષ્પક રાય.
હાથ મેળવ્યો હેતસું, દીધું કન્યાદાન;
હાથી ઘોડા આપિયા, દઇને મોટું માન.
મંગળ ફેરા ત્યાં ફર્યાં, આરોગ્યા કંસાર;
મંગળ ગાયે માનિની, હરખ્યાં સ્ત્રી ભર્થાર.
પગ પખાળ્યા રાયજી, જાણે બાવન વીર;
રાણીજી મન હરખિયાં, જેમ સાકરમા ખીર.
વર કન્યા અતિ હરખશું, આરોગે કંસાર;
અંગે આનંદ ઉપન્યો; જીત્યો સકળ સંસાર.
પ્રીતે પરણી ઉઠીયા, પામ્યા અતિ ઉલ્લાસ;
સુખ પામી અતિસે ઘણું, કહે કવિ શામળદાસ.
પ્ર–પેહેલું મંગળ વર્તતાં, વનિતા બોલી વાણ;
રાતી વસ્તુ વખાણીએ, તમો છો ચતુર સુજાણ.
ઉ–રાતી પાની પગતણી, રાતા અધર પ્રવાળ;
રાતો રંગ મજીઠનો, શુક નાસા પણ લાલ.
પ્ર–શ્યામ નીલ ને પીત વળિ, વસ્તુ શ્વેત વખાણ;
કહો એટલું કંથજી, જો છો ચતુર સુજાણ.
ઉ–શ્યામ તો કીકી આખ્યની, શ્યામ ભમર શુભ ભાગ,
શ્યામ તો અંજન આજીયું, શ્યામ તો વેણી નાગ.
નીલી પહેરી કંચુકી, નીલ કમળનું ફૂલ;
નીલું કંકણ ચૂડલે, નીલું બાજુ અમૂલ્ય.
પીળું સુવર્ણ શોભતું, પીળી કેસર આડ;
પીળા પટકુળ પહેરીઆ, જોતા મોહ પમાડ.
શ્વેત નેણ બે શોભિતા, શ્વેત શશીસમ મૂખ;
શ્વેત હાર મોતિ તણો, જોતા ભાંગે ભૂખ
પ્ર–બાપ્યા તાતણે સાત નર, એવા નર મળી ચાર;
એહ બતાવો રાયજી, થઈ તેની એક નાર.
ઉ–પુષ્પક બોલ્યો પ્રીતથી, તમે જુઓ આ ઠામ;
પૂછો છો જે પ્રેમથી, ચોરી એનું નામ.
સત્ય કહો છો રાયજી, હું હરખી મન આજ;
વિઘ્ન જજો મઙ્ગ તમતણા, અવિચલ તપજો રાજ.

ચાર વેદની ધૂન થઇ, આશીર્વચન ભણાય;
આજ્ઞા માગી ગોરની, ઉઠ્યા વર કન્યાય.
ગોત્રજ પાસે આવિયાં, રમવા પાસા સાર;
ત્યાં જીત્યાં પદ્માવતી, હાર્યો રાજકુમાર,
ત્યાં કૌતક વિધવિધ કરે, રાયને હરખ ન માય;
મીંઢળ છોડ છોડીયા, ગુરુને લાગ્યા પાય.
મંદિરમા રહી માનુની, ગયો સભામાં રાય;
કહે શામળ શું વર્ણવું, રાજકુંવર કન્યાય.
ઉત્તમ આસન ઉપરે, બેઠો રાજકુમાર;
બંદિજન જશ વર્ણવે, હરખ્યા લોક અપાર.

## V. From ભદ્રાભામિની.

### 1. A beauty.

વેણી વાસુકી નાગ, માગ સવાગજ કેશે;
ભરજોબન વરણાગ, વપુ સુંદર વર વેશે;
ઈંદુ આકારે વદન, મદન મોહન મદા મૂલે;
અંબુજદલશા નેણ, વેણ અમૃત અમૂલે.
જાણે કામ કટારિયો, દંત બત્રીશ દાડમકળી;
ભાગ્ય સુભાગ્યથી ભામનિ, તે તુજને ભદ્રા મળી.

ભ્રકુટી ધનુષ કમાન, અકલ અતિ અનૂપે;
ચતુરા ચારુ ચિત્ત, રંભા સુંદર રૂપે;
અધર મધુર પ્રવાળ, ઉજ્વલ પૂરણ પાણી;
રમના રંગ અમૂલ, કોકિલાવત મંજુરી વાણી.
આનંદકંદ અતિ સુંદરી, કોથી નવ જાયે કળી;
કસ્તુરચંદ કર તાહરે, ભામની તો ભદ્રા મળી.

કંઠે એકાવળ હાર, નાર નક્ષત્ર જ સરખી;
ઉદર પોયણપાન, જાણી મેં એને નિરખી;
પ્રગટ ઉર અંબાર, જોર મદ જોબન જોગે;
ગેંદે મદગજ ગજગાલ, ચાલે એ તરુણી તોરે.
નાભી અમીર નાગીનણી, શુભ લક્ષણવંત સરખી.
શામળ કહે ભામનિ મળી, પ્રીત મળી મેં પારખી.

ભદ્રાભામિની.

ચાલંતી ગજચાલ, શ્યામા શોભે સિંહલંકી;
કેળપત્ર પ્રમાણ, વેલ, વાંસાની વંકી;
કુંભસ્થળ ગજરાજ જેવા, પૃષ્ટ ભામનિ ભારી;
જંઘા કદલીસ્થંભ, શોભા જેતા ઘણી સારી.
પદ્મઆકારે પગ આંગળી, જાવક રંગ જુવતી જડી;
ભદ્રા ભોળી ભામની, નિરાંતથી વિધિએ ઘડી.

2. "What's in a name?"

ધનજી ઉપાણે પાય, ભૂપ ભીખંતો દિઠો;
સુરજી ન દેખે આંખ, બોલતો કડવું મીઠો;
વ્યાજ ભરે રણછોડ, કામ કલ્યાણ જ કરતો;
અવિચળ ચળ્યા અપાર, દીઠો અજરામર મરતો.
હીરો માણેક ગોતિયો, રતનિયો કથીર દેખે નહિ;
કવિ શામળ કેહે સંસારમા, કારણ નામ રહ્યું કહીં?

દીઠા અમર મરંત, નાના કાઈ દીઠા ઘરડા;
નાગો પહેરે વસ્ત્ર, વાઘ સિંહ કુતરે કરડ્યા;
પર્વત ફરે પરદેશ, દીઠો મંગળને દુઃખિયો;
સંતોખી અદકું ખાય, કાસદું કરે છે સુખિયો.
દયાચંદમા દયા નહી, ખુશાલ કહિ રોતા ફરે;
શામળ કહે નામ પનોતિયો, કંઇ લાખ કુંવારા મરે.

કુબેર નામ કહેવાય, ખન્તને દીઠા ખાલી;
કરે ધર્મો બહુ પાપ, ન્યાલ આવે ઘર ધાલી;
વહાલો રાખે વેર, ઝેર જેવો તે મીઠો;
જોગી કરે વેપાર, ભોગી ભીખંતો દીઠો.
ઘેલો જાયે છેતરી, બળિયોજી હારી જશે;
રૂડા કંઇ ભુંડા કહું, શામળ કહે નામે શું થશે.

હાથી નામ કહેવાય, બીહે ઉંદરને સાદે;
કપુર કાળો હોય, શામળો સુંદર વાદે;
રૂપો હોય કરૂપ, ભૂપણમા દૂપણ ઝાઝાં;
કૃપાલ રાખે કૂડ, ભુપત વજાડે વાજાં.
આશા ઇચ્છા ઓલગ કરે, કલંક નિર્મળ શિર ચડે;
ફોગટ ફરે કંઈ જોઇતા, શામળ નામને શું રડે.

3. Another man's wife.

પરનારીસું પ્રીત,' દેહમાં દુઃખ ઘણેરું;
પરનારીસું પ્રીત, થાય અનર્થ અનેરં;
પરનારીસું પ્રીત, ભાગ્યહીણાના ભોગ;
પરનારીસું પ્રીત, ખરો તનમાં ક્ષયરોગ.
પર નારી સાથે પ્રીતડી, પડિયો પાપ પ્રસંગમાં;
શામળભટ સાચું કહે, ઉચાટ ઉપજે અંગમાં.

પરનારીસું પ્રીત, તેને ભોજન નવ ભાવે;
પરનારીસું પ્રીત, નિદ્રા સુખે નવ આવે;
પરનારીસું પ્રીત, હરિ સેવા નવ સૂઝે;
પરનારીસું પ્રીત, બુદ્ધિ સારી નવ બુઝે.
એ પાપ રૂપ પરનાર છે, અપજશ ઉપજે આપના;
શામળ કહે પ્રીત પરનારસું, બોળે બોહોતેર બાપના.

પરનારીસું પ્રીત, તેને નવે અંક રૂઠયા;
પરનારીસું પ્રીત, અગ્નિ વરસાદ જ વૂઠયા;
પરનારીસું પ્રીત, તેને પનોતી મોટી;
પરનારીસું પ્રીત, મુક્તિની આશા ખોટી.
પરનારી કેરી પ્રીતથી, અગ્નિ આંચ નિતનિત ખમે;
શામળભટ સાચું કહે, ગુણવંતાને નવ ગમે.

4. A beggar

થરથર ધ્રૂજે ગાત્ર, દેહની શુદ્ધ વિસારે;
તન ઉપર નહિ તેજ, તેજ મન કેરું હારે;
દુઃખાય બોલનાં દીઠ, નેત્રથી નીર ઝરે છે;
બોલે હળવા બોલ, શ્વાસ ઉચ્છ્વાસ ભરે છે.
એટલાં ચિહ્ન મરવાનણાં, અંગ અંગમાં લાગનાં;
શરીરે ઉપજે શામળ કહે, જનને મંગળ માગનાં.*

---

*Cf. the Sanskrit:

वेपथुर्मलिनं वक्त्रम् दीना वाक् गद्गदः स्वरः।
मरणे यानि चिन्हानि तानि चिन्हानि याचके ॥

5. "While there is life, there is hope"

જીવે તેને જોખ, રંક તે ગજ ચાયે;
જીવે તેને જોખ, નીચ જન ગંગા નહાયે,
જીવે તેને જોખ, રોગી જન થાયે માનો;
જીવે તેને જોખ, ગુંગણો થાયે ગાતો
જીવે તેને તો જોખ છે, મરવ વેદના વામશે;
કવિ શામળ કહે જન જીવતો, પ્રીતે ભદ્રા પામશે.

વાઝણી પ્રસવે પુત્ર, મૂર્ખ પણ કવિ જન થાયે;
નીર ભરાય નવાણ, રંક શિર છત્ર ધરાયે,
વળે કોઇ દિન વેગ, ઝેર વળી જાય જરૂરી,
ગુણિકા જેવી ગમાર, સતી તે થાય જ રૂરી;
એ રીત અનેક થયા થશે, શાસ્ત્ર શાખ દે છે સહી,
શામળ કહે ઝાઝું શુ કહુ, જીવ ગયો આવે નહીં.

જિવતો પામે રાજ્ય, જીવતો પરણે નારી,
જિવતો બેસે અશ્વ, થાય જીવતો વેપારી,
જિવતો માંડે જગન, સુકીર્તિ જીવતો સાહે,
જિવતો પહેરે નગ, જીવતો લાણા લાહે.
વહાલાંનો હોય વિજોગિયો, તે સંજોગી થાય છે;
પણ મુઆ કોઇ દેખે નહીં, શામળ ભટ ગુણ ગાય છે.

જીવે જો નિર્ધન, કોઇ દિન ધનને પામે,
જીવે જો દુઃખિ દેહ, વેદના કોઇ દિન વામે,
જીવે જો વાઝિયો, કોઇ દિન પ્રગટે પુત્ર,
જીવે જો કોઈ રાંક, સારું પામે ઘર સૂત્ર.
જીવતો નર ભદ્રા પામશે, મુઆ પછી કો નહિ મળે;
આ તકમા તો ટાળો કરો કોઈ દિવસ ઇશ્વર ફળે.

6. Woman's defeats.

નારી નીચ સ્વભાવ, અજિત નવ જાયે હારી,
પર પુરુષોસુ પ્યાર, મરદને નાખે મારી,
વિહલ ચિત્ત મન મદન, રૂદન કરતી વણ વાકે,
સાચી કોઇ ન દીઠ, જૂઠ અતિ આડે આકે;
શિખામણ તેની સાભળી, મનમા તુરત ન માનિયે,
શામળ કહે કહી શાણી ઘણી, પણ પ્રમદા બુદ્ધિ પાનિયે.

નારી તે તો નીચ, ન રહે પોતાને ધર્મે;
નારી તે તો નીચ, કલંક ચડાવે કર્મે;
નારી તે તો નીચ, પતિવ્રતપણું ન પ્રીછે;
નારી તે તો નીચ, અન્ય નરને જે ઇચ્છે.
નીચમાં નીચ તે નારિયો, પર નર સાથે પ્રીતડી;
શામળ નારી સમસ્તની, રૂડી નહિ કો રીતડી.

નીચ નમેરી નાર, પિયુને મારી નાંખે;
ખાધુ પીધું ખરિ ખાંત, સ્નેહ સગપણ નવ રાખે;
વિનતાનો વિશ્વાસ, કરે તે જડ જન જાણો;
નારી ન ગણે નેહ, રંક કે ન ગણે રાણો;
સઉ નાર સતી છે સાધવી, સ્નેહ સ્વામી સાથે સદા;
પણ દુશ્મનપણું તે દાખવે, કલંક કહીએ જો કદા.

રાખે બહુ રખવાળ, પાળ લોઢાની બાંધે;
મેલે અરણ્યમાહિં, સહસ્ર પ્રપંચે સાધે;
ઓઝલ કરે અનેક, વિવેકે વનિતા રાખે;
પલક ન મેલે પુઠ, ભળપણે ભાષા ભાખે.
નર ઘર પૂર સંગ્રામમા, ત્રામે નહિ રિપુ તાપથી;
તે સ્ત્રીને રાખી નવ શકે, રહે નારી નિજ આપથી.

સ્ત્રીની બુદ્ધિ કુબુદ્ધિ, સવળાનું અવળું ધારે;
રિપુને રાખે શરણ, મિત્રને મરડી મારે;
કુલદીપો કે કપુત, જુવતી તેનો જશ જાણે;
દાતા દિલ દરિયાવ, તેના અવગુણ ઉર આણે.
મૂરખ કેરા જે મહિપતી, સ્ત્રીસુ વાત કરે છાનિયે;
શામળ કહે સ્ત્રી હોય સાધવી, પૂર્ણ બુદ્ધિ પણ પાનિયે.

રામા ન જુએ રૂપ, નહિ વિદ્યા કે વાણી;
જાત ભાત નવ જુએ, પરાક્રમ કે નહિ પાણી;
ન જુએ કુળ કે શીળ, નહીં પંડિત કે પૂરો;
નહિ ભિક્ષુક કે ભૂપ, નહીં કાયર કે શૂરો;
વિદ્યા વનિતા ધન વેલડી, ચપળ ગમે ત્યાં જઈ ચડે.
જે પાસ વસે ત્યા પ્રીતથી, કોકટ ફાંદામાં પડે.

પંડિત કેરી નાર, મૂરખસું મોજે માણે:
કુળવંતાની નાર, નીચને પુરુષ પ્રમાણે:
જરવંતાની જુવતિ, વણોતર સાથ વળુંધે;
નરપતિ કેરી નાર, ગમાર ગોલાશું ગંધે.
શરા કેરી જે સુંદરી, કાયરને કાયા દિયે;
શામળ સ્વભાવ સ્યામાતણો, બુદ્ધિહીણુ તે કયમ બિયે.

સ્ત્રીના પેટમાં વાત, છેક તો ન રહે છાની;
કરે ઉજ્જડ બધું ગામ, હોય જો મનની માની;
સ્ત્રીને છાની વાત, કહે તે મૂરખ માનો;
સ્ત્રીને છાની વાત, કહે તે શાણો શાનો ?
સ્ત્રી આગળ છાની વાત તે, જગ બધે જાહેર થશે;
શામળ કહે સ્ત્રી વિશ્વાસથકી, અનર્થ વધતો વાધશે.

સ્ત્રીના પેટમાં વાત, રહે ન ભલી કે ભુંડી;
સ્ત્રીએ જાણી જો વાત, દેશમાં વાગે ડુંડી;
સ્ત્રીને છાની વાત, કહે તો કાળ જ ખૂટ્યો;
સ્ત્રી સાથે એકાંત, કરે તો રામ જ રૂઠ્યો;
પ્રમદાએ બહુ નર પરભવ્યા, મમતે કઇને મારિયા;
અનમી શરા અહંકારિ પણ, હોડ હઠીલા હારિયા.

ઇંદ્રે અહલ્યા નાર, ભોગવી ભારે ભૂપે;
શિવજી સમો સમર્થ, રિઝયો ભિલડીને રૂપે;
પારાશર પુણ્યવંત, મુનિ મછગંધા માણી;
ચંદ્ર સરીખો ચતુર, ભુલ્યો ગોરાણી જાણી.
હરિ હર રાજા રાજેંદ્ર પણ, પ્રમદા દેખી બહુ પડ્યા;
શામળ કહે સાધક સિદ્ધ નર, નારીએ સઉકો પડ્યા.

સીતા સતી સ્વરૂપ, રણે રાવણ રોળાવ્યો;
દ્રુપદી દેવી દયાળિ, કુરુકુળ નાશ કરાવ્યો;
રૂડી રેણુકા રૂપ, ઠીક નહિ બુદ્ધિ ઠરાવી;
નક્ષત્રિ અવની એહ, વાર એકવીશ કરાવી.
કૈયોકિચક સ્ત્રીથી મુઆ, હોડ કોડ સઉ હારિયા;
શામળ શરા પૂરા સઉ, માનનિયે બહુ મારિયા.

એવા લાખ કરોડ, કૂળવંતા ને કળિયા;
કૈયોકિચક શત ભ્રાત, એક ચિતામાં બળિયા;
કૃષ્ણ જગતકર્તાર, જુઓ કુબ્જાને વરિયો;
કપટે બાળ્યો કામ, જગન તેમાં શો કરિયો.
ભામનિયે સાને બોળવ્યા, દેવ મુનિ ને દાનવી;
શામળ કહે જીત્યા દેવતા, કોણ માત્રમાં માનવી.

નારીને વશ નાથ, બુદ્ધિ તેની તો બાળો;
નારીને વશ નાથ, કર્મમાં અક્ષર કાળો;
નારીને વશ નાથ, મરદ છતો તે મૂઓ;
નારીને વશ નાથ, લડકવા તેને હૂઓ.
નારીને વશ જે નાવલો, અધમ કામમાં એ અડપો;
શામળ કહે એમાં શું વળ્યું, પરાક્રમે નરકે પડ્યો.

કામનીને વશ કંથ, તોલ પણ ન રહે તેનો;
કામનીને વશ કંથ, જગતમાં જશ નહિ જેનો;
કામનીને વશ કંથ, પુણ્યની પેર ન પ્રીછે;
કામનીને વશ કંથ, ઉપાસન એક ન ઇચ્છે.
કામનીને વશ જે કંથડો, પતિજ તેની નવ પડે;
શામળ કહે છે સત્ય માનજો, જશ તેને તો નવ જડે.

મૂરખનો સરદાર, જેહ ધન જુગટે ખૂએ;
મૂરખનો સરદાર, પરાયું પાપ જ ધુએ;
મૂરખનો સરદાર, જુનનું સાધન સાધે;
મૂરખનો સરદાર, શિવ વિણ અન્ય આરાધે.
જન મૂરખનો સરદાર જે, પ્રભુ ભજતાં આળસ કરે;
શામળ કહે મહિપતિ મૂર્ખનો, નારી નેહ હૃદે ધરે.

નારી વશ જે નાથ, તેની બુદ્ધિનું બુડથું;
નારી વશ જે નાથ, તેહ ઠુંડામાં ઠુંઠું;
નારી વશ જે નાથ, રાય પણ રંક સરીખો;
નારી વશ જે નાથ, પ્રાણ પણ પશુ પરીખો.
નારીને વશ જે નાવલો, દુખિયો દીસે દેહનો;
શામળ કહે કહ્યો સુંદરી, અરજ જન્મ તો એળનો.

જુવતી જીત્યો જેહ, તેહ જોખમમાં જાશે;
જુવતી જીત્યો જેહ, તેહ પાપી પરમાણે;
જુવતી જીત્યો જેહ, કરે નહીં સુકૃત કોડે;
જુવતી જીત્યો જેહ, હારી બેસે તે હોડે.
જન જે જુવતીએ જીતિયો, ગણુતિમાંથી તે ગયો;
શામળ કહે સ્યામાજીત નર, તરણાથી હળવો થયો.

7. Woman the saviour.

## સ્ત્રીનાં વખાણ વિષે.

મળે કામની કંથ, પ્રથમ તો લજ્જા પામે;
મળે કામની કંથ, નેણુ તે નીચા નામે;
મળે કામની કંથ, સ્નેહનાં વાયક સઝે;
મળે કામની કંથ, જોર જોબનનું જીઝે;
જ્યાં મળે કંથ ને કામની, હાવ ભાવ મનમાં ભરે;
પકડે તે તરણી તોલ ત્યાં, શામળ કહે શોભા ધરે.

રામા રત્નની ખાણુ, જાણુ એ રંભા રૂડી;
ધરે સોળ શણગાર, હાર કંઠે કર ચૂડી;
શોભે ઝળહળ ગેહ, દેહ કોમળ શુભ સાજી;
શોભા ઠેરું સદન, વદન હસી રાખે રાજી.
ભડ ભોજ કરણુ વિક્રમ અને, હરિશ્ચંદ્રની હારન
પંડીત ચતુર પુર પાટવી, નૃપતિ નેટ પણુ નારન

જે ઘરમાં ઘરનાર, દામ ઊધારે દેશે;
જે ઘરમા ઘરનાર, પિંડ પિતૃ પણુ લેશે;
જે ઘરમાં ઘરનાર, તોજ મેણું શિર ટળશે;
જે ઘરમા ઘરનાર, માન માણુસમા મળશે.
ઘરનાર જેહને ઘર હશે, શોભિત શાહ સરસ જશે
ઘરનાર વિના નર નિર્બળો, શાહ તોય તસ્કર તરે

નાર વિના નર રંક, સંગ રાખે નહિ કોઈ;
નાર વિના નર ચોર, જોર જર બેસે ખોઈ;
નાર વિના નર નિર્બળ, સબળ રાખે નહિ સંગે;
નાર વિના નર દીન, હીનસુખ એકલ અંગે.
ચતુરા વિણુ ચાલે નહીં, જગતમાહિ રહે જ્યાહં
શામળ કહે છે સ્યામા કશી, તજે જગત તો સાહ

જોબનમાં દે રંગ, અંગ સુખ ટાઢક તનની;
બાલપણે કરી વાત,' મટાડે પીડા મનની;
સુખ દુઃખમાં સમ ભાગ, રાગ રૂડે ગુણ ગાતી;
ચતુરા ચિત્ત હરનાર, સાર ઉરમાં મદમાતી.
વળી વૃદ્ધપણે સેવા કરે, દેખ્યાથી દિલદુઃખ ટળે;
એ અંત કાળ અળગી નહિ, બહુ સ્નેહે સાથે બળે.

રાખે કંથની રીઝ, કામ કરવા દિલ દાઝી;
પિયુ ઘર કામ પ્રધાન, હોય મધુરી મુખહાસી;
કંદર્પ વેળા કામ, ખરૂં દિલ રિઝવે ખાંતે;
વેલી સેવામાહિં, ઘણી રૂપાળી ધાટે.
પતિવ્રતપણું પાળે ઘણું, નર ઉપર દિલ નેહનું.
કવિ શામળ કહે શોધી મળે, તરુણી નામજ તેહનું

નારી તેનું નામ, કરે સ્વામીની સેવા;
નારી તેનું નામ, દીલથી જાણે દેવા;
નારી તેનું નામ, દુઃખ સુખ ધરતાં લહિયાં;
નારી તેનું નામ, સ્વામીનાઅવગુણ સહિયાં.
વળિ નારી જે નમી ચાલશે, નારી સકળ ફળે ફળે;
જીવે ત્યારે જશ કીર્તિ લે, અંતકાળ બાંહે બળે.

નારી દેખી નર લાખ, બોળવાણા કઇ ભટક્યા;
જોગી મૂક્યા જોગ, કંઇક સંન્યાસી સટક્યા.
સિદ્ધ તજી સિદ્ધાઇ, બ્રહ્મચારી કંઇ ભમિયા;
પંડિત તજી પુરાણ, રંગ રામાસું રમિયા.
વળિ વ્રત મૂક્યા કંઇ વરતિયે, વગોવ્યો વેષ વેરાગિયે;
સઉ સ્ત્રી સુખમાંહી રામી ગયા, તરણી ન તજી ત્યાગિયે.

પશુ ચરે છે તરણ, રહું છે રણમાં રમતા;
નર નારીનાં જોડ, બાળિયે સાથે ભમતાં;
ઉડે પંખી આકાશ, જુઓ તેનું પણ જોડું;
કોણ ઉંચ કે નીચ, મળેડું કે કાં થોડું.
સુર અસુર નાગ કિન્નર વિષે, દેવી નાગણ દાનવી;
મન મર્દ કર્યાં છે મેરિયે, કોણ માત્રમાં માનવી.

## નન્દ બત્રીશી.

નાર વિના નર રંક, દામણો દાસે દેહે;
નાર વિના નર રંક, દિસે ગુણહીણો ગેહે;
નાર વિના નર રંક, નહીં ધન ધારે કોયે;
નાર વિના નર રંક, હરી પૂજન નવ હોયે.
નિર્બળ છે નર નારી વિના, ભોગ કશા તે ભોગવે;
અવગુણ અદકા અપુતેગણા, જુવતી વણ નર જોગવે.
નારી નરનું અંગ, સુખ દેયણ કર સેવા;
ભળે પુણ્યમાં ભાગ, લાભ જશ લાખો લેવા;
સ્યામાથી સંતાન, ધર્મ બુદ્ધિ તે ધારે;
પ્રગટે પુત્ર સપૂત, કૂળ ઇકોતેર તારે.
કુળ શુદ્ધ મળે જો કામની, સ્વામીને સુખ દે સતી;
હું એમ વિચારૂં આપથી, પુણ્યવંત તેનો પતી.
માનની મોટે મૂલ્ય, મહા માયા એ મોટી;
જીતવા ઇચ્છે જેહ, તેહની ખાત જ ખોટી;
સ્વર્ગ મૃત્યુ પાતાળ, ભેદ ભારત જે ભણિયા;
ઊચ નીચ ને અમિર, સર્વ જુવતીએ જણિયા.
સ્ત્રી ખરા રત્નની ખાણ છે, મોટી પુરુષથી પ્રીછજો;
સઉ શાસ્ત્ર શાક્ષી શામળ કહે, અંતરમાં સઉ ઇચ્છજો.
નિર્મળ મનની નાર, સ્વામિને સ્વર્ગ પમાડે;
જુવતી જોબનમાંહિ, રીઝથી રંગ રમાડે;
ટાળે કૂળ કલંક, સરસ ચલવે ઘરસૂત્ર;
વધે તેહથી વંશ, પ્રસવે પુત્ર સુપુત્ર.
વળી હોય સતી શુભ સાધવી, પુન્યવંતી તે પારખી;
છે નીચ કોઇક જ નારિયો, સ્વભાવે સઉ નહિ સારખી.

VI. *From* નન્દ બત્રીશી.

1. The minister's wife.

### ચોપાઇ.

બેઠી દીઠી ત્યા કામિની, એવી નહિ ભૂતળ ભામિની;
ચંદ્રવદની ભૃકુટી શુભ વાંક, સિંહાકારે કટિનો લાંક.
હંસાગામની ગજગામિની, શરદચંદ્ર શોભે જામિની;
જેવી પુષ્પ લતાની વેલ, જેવી વાડીમાંની કેળ.

જેવી ચંપાકેરી કળી, જેવી વીજળી ઝમકે ભલી;
જેવી રત્નાકરકુંવરી, જેવી શોભે સુરસુંદરી.
જેવી કોઇ દીપે નાગણી, નહિ શામા એની સામણી;
જેવી રત્ન કમળ દીવડી, જેવી કાશ્મીરી પુતળી.
જેવી ઈંદ્રતણી અપ્સરા, એવી એ માનુની મનહરા;
કામિની તેહ કમળનો વૃંદ, મુખ જાણે પૂનમનો ચંદ.
અંબુજદલ આકારે નેણ, અમૃત જેવા બોલે વેણ;
પોયણપાન સરીખા પાય, કરેણકાંબ સરખી શ્રીકાય.
લાયક તેમા લક્ષણ ઘણા, જે કહીએ તે સોહામણાં;
રામા રૂપતણો ભંડાર, નવ દીઠી એવી કોઈ નાર.

## દોહરા.

ચપળ નેન ખંજન સમા, ચક્રવાક જુગ જોડ;
કનકકળશ ઉર ઓપતા, ક્ષણમાત્ર નહિ ખોડ.
ઉદર ઉપર ત્રિવલી પડી, પેટ તે પોયણ પાન;
ગ્રીવા કપોત સરીખડી, ઉજ્વળ ઓપિત વાન.
નખશિખ શોભા નિરખતા, ચતુરા ચતુર સુજાણ;
ગ્રેહે વ્યાપિક રાજા થયો, વાગ્યા મોહનાં બાણ.
પાષાણ ઘર્ષથી અગ્નિ ઝરે, અગ્નિથી જેમ ઘૃત;
અંગ અનંગ અગ્નિ વધ્યો, આકળો થયો તે તુર્ત.
ધર્મ કર્મ સહુ વિસર્યાં, થયું કામવશ અંગ;
બીજું કાઇ સુઝે નહિ, રામાશું લાગ્યો રંગ.
વિસર્યો ઈષ્ટ ગુરુ દેવતા, વિસર્યો કુળ મરજાદ;
વિસર્યો મહેલ ને મેડિઓ, પ્રેમદાશું લાગ્યો વાદ.
આવ્યો નિકટ તે નિરખતા, ભયભિત તે ધનઘોર;
દૃષ્ટિ ન ચુકે તે ચક્ષ, જ્યમ ચન્દ્રથી ચકોર.

2. There is no equality in the world.

## ચોપાઇ

સર્વ સરખું નથી ત્યાં કોય, કહું પટંતર તે તું જોય;
એક શંખ નદિમા પડ્યો, બીજો વિષ્ણુને કર ચડ્યો.

એક શીપ શંખલા સમતુલ્ય, બીજીમાં મોટી અણમૂલ્ય;
એક પથ્થર દેવળ પૂજાય, બીજો પરિયટ શલ્યા થાય.
એક કવિ પાખંડ જ ભણે, બીજો ગુણ શ્રીહરિના ગણે;
એક મણિનું કોડે કામ, બીજા મણિનું દોકડે દામ.
એક નારિ હોયે શંખિણી, બીજી પદ્મિણી કે ચિત્રિણી;
એક પુત્રથી પરિયા તરે, બીજો કુળ સંહારણ કરે.
એક પુત્ર ગયા શ્રાદ્ધે જાય, બીજો કુળ ડુબાડવા જાય;
એક કણબી પસાયતું કરે, બીજો ચોરી ચાડીએ ધન હરે.
એક વિપ્ર તે ખેતી કરે, બીજો ચાર વેદ ઉચ્ચરે;
એક નીર સરોવર તીર, બીજું ગંગા કેરૂં નીર.
એક બંધુ દુર્બળ હવાલ, બીજો તે બેશે સુખપાલ;
એક કાષ્ટતણાં ઇંધણાં, બીજાં બાવનાં ચંદનતણાં.
એક સૂત્ર સવાયે શેર, બીજું બેશે મોંઘું મેર;
એક તિલ ઘાણી પિલાય, બીજે શિવશંકર પૂજાય.
એક કર અશુદ્ધ ગણાય, બીજે જમણે ભોજન થાય;
એક અગ્નિ હુતદ્રવ્ય હોમાય, બીજે ઠામ કુઠામે જાય.
એક ધોરી તે હળને વહે, બીજો રાજ દરબારે રહે;
એક જળ તે ખાળનું નીર, બીજું ગંગોદક સુધીર.
એકને પાંચ પુત્ર જ હોય, બીજો વાંઝીયો સુતવિન રોય:
એકને વહાણ તણો વેપાર, બીજો શીર ઉપાડે ભાર.
એક તો નાગર વેલનું પાન, બીજાં રખડે આડે રાન;
એક ફુલ અમરે શ્રીકાર, બીજું ફુલ આવળનો હાર.
એક નારી સ્વામીસું બળી, બીજી જાર પુરુષસું હળી;
એક ઘર બીખે જોડલા, બીજે લે ઘણાં ઘોડલાં.
એકને ગામ પોતાનું જાય, બીજો રાય પૃથ્વીપતિ થાય;
એક તુંબીએ ભિક્ષા ભરે, બીજી જેત્ર દરબારે ઉચ્ચરે.
એક લોહું શેર પૈસે ઘણું, બીજું અમૂલખ સમશેરતણું;
એક વસ્તુ તે દોકડે ગજ, બીજી વસ્તુ અમૂલખ ધજ.
એક નર શુરાતન ભણે, બીજો કાયર પોબારાં ગણે;
એક શાળ અમૂલખ પ્રમાણ, બીજો સામો કણકી જાણ.
એક ઓદન ભલૂં ભોજન, બીજું કુશકાકેરૅ અન્ન;
એક જન પરમારથ કરે, બીજો પ્રાણ લોહીના હરે.

એક સદાવ્રત આપે શીખ, બીજો ઘર ઘર માગે ભીખ;
એક ભાઈ હસ્તીપર ચઢે, બીજો અણુવાણો રડવડે.
એક શાસ્ત્ર નવ નિત્યે ભણે, બીજો ભૂલી ફરી સ્વર ભણે;
એક અનેરાં વાસે ગામ, બીજો ઉદવસ્ત ટાળે ઠામ.
એક રોપાવે વૃક્ષો આજ, બીજા કાપે સર્પણ કાજ;
એક કુંજમાં મહાલે રોજ, બીજો રણમાં ઉપાડે બોજ.
એવાં કહું દૃષ્ટાંત અનેક, જોજો મનમાં કરી વિવેક;
નામ એક પણ ગુણ છે ઘણા, એક રાય બીજો રજપુતતણા;
સૌને સરખાં ગણો ન આપ, તે વાતે લાગે મહા પાપ.

## VII. From પાનની વાર્તા.

### 1. The magic betel plant

ચોપાઇ.

ભારે પૃથ્વી કેરો ભૂપ, ધર્મ ધુરંધર ધર્મ સ્વરૂપ:
બેઠો સભા ભરીને તેહ, દેવરૂપ દેવાંશી દેહ.
ત્યાંહાં એક તંબોળી આવીયો, બીડાં પાન ભરી લાવીયો;
કાથો ચૂનો મેળવી કરી, કેસર લીલાગર ભારે ભરી.
લવિંગ એલચી માંહે બરાસ, વિવિધ પેર તણા મુખવાસ;
બીડાં લીધાં રાયે હાથમાં, વેંહેચી આપ્યાં સહુ સાથમાં.
પંડિત જોષી પુર પ્રધાન, મહીપતે આપ્યા દેઇ માન;
વેંહેંચી છાબ જે ભરી વિશેષ, રહ્યું હાથમાં બીડું એક.
મહીપતિ મુખમાં લે જેટલે, એવો શબ્દ થયો તેટલે;
નરપતિ તમને કહું છું નાથ, રખે રાય એ બીડું ખાય.
સહુ સભાએ વાણી સુણી, અચરત પામ્યો ઉજેણી ધણી;
કહો બાઇયો એ બોલ્યું શુણ્યું, ભારે વચન એ કોણે ભણ્યું.
કોઇ ન બોલ્યું રાજન સાથ, બીડાં આપિ રહ્યા સહુ હાથ:
પછી પંડિત લીધો પાર, કોઇએ ઉત્તર ન કહ્યો એ ઠાર.
વળી બીડું ખાએ જેટલે, એવો શબ્દ થયો તેટલે;
કોઇ કહે માંહે ભરીયું ઝેર, કો કહે દુશ્મન કેરી પેર.
પકડ્યું તંબોળીને ત્યાંહ, ભરી સભા બેઠી તે માંહ:
ક્યાંથી તેં બીડાં લાવિયાં, કોનો મોકલ્યો અહીં જ વિયો.

વચન કહ્યાં તંબોળી સાર, અહીં થકી જોજન છે બાર;
માહારી વાડી સફળે ફળી, બાર અઢાર રહ્યાં છે મળી.
નાગરવેલના ઉગ્યા છોડ, તે જોતામાં પોહોંચે કોડ;
વગર વાવ્યો ઉગ્યો તે વાન, બેઠાં તે વેળા બહુ પાન.
ઉજળાં પાન વેલે લાગિયાં, માહારાં તો દળદર ભાગિયાં;
પ્રથમ નવેલી કાહાડી આજ, લાવ્યો ભેટ મહીપત મહારાજ.
પ્રથમ જઇ રાજાને દેઉં, સહજમાં લાભ લાખેણો લેઉં;
નવ જાણું અમરત કે ઝેર, નથી મારે કોઇ સાથે વેર.
એ તો સાચું બોલ્યા અમો, કરવું હોય તે કરજો તમો;
ના વચન તે કોણે કહ્યું, તેનો મર્મ અમો નવ લહું.
જો ગમે તો ભક્ષ જ કરો, નહિતર પાછાં છાબે ભરો;
દોષ ન દેશો મારે શીશ, રખે કરો રાજાજી રીસ.
માંહોમાંહમાં સામું જોય, મુખ બીડું નવ ઘાલે કોય;
સામાસામી વાતો કરે, ચાવે પાન તે નિશ્ચે મરે.
બીડાં નાંખ્યાં પાછાં ફરી, છાબ પાછી હતી તે ભરી;
આપી હાથ તંબોળી તણે, લાવ્યો હતો જે કષ્ટે ઘણે.
વળ્યો પાછો મૂકી નિશ્વાસ, અરે દૈવ ન પોહોંતી આશ;
લાગ્યું તંબોળીને દુઃખ, કરમાયું તત્ક્ષણમાં મુખ.
નિરાશ થઇ વળ્યો જેટલે, પાછો રાયે તેડ્યો તેટલે;
કેહે રે ભાઇ દુઃખ પામ્યો તું, સત્ય વાત પૂછું છું હું.
તવ બોલ્યો તંબોળી વાણ, જો ગમે તો લેજો પ્રાણ;
શરીર રહ્યું પણ પ્રાણ જ ગયો, નિરાશ તમ મળેથી થયો.
ખરી વાત તમશું બોલશું, ધર્મ તણી ધારણ તોળશું;
ઉગ્યો વાડીમાં એ છોડ, મેં જાણ્યું જે પોહોત્યા કોડ.
જાણું જે ભેટ રાજાને કરૂં, પછે વેચિ ભંડારે ભરૂં;
કબુલ કરે રાજાનો દેહ, કરી અમૂલખ વેચું એહ.
તે તો ન સર્યો મારો અર્થ, નવ આવ્યો મુજ હાથે ગર્થ;
નિંદ્યાં બીડાં મારા અહીં, હવે કો બીજો ખાશે નહીં.
અકજ થયું એ માહારૂં વન, તે માટે ઝુરૂં છું મન;
શીદ સભા માહે આવિયો, અહીં તે બીડાં કાં લાવિયો.
મારાં છોકરાં વેઠે ભૂખ, મોટું એ દલમાંહે દુઃખ;
પ્રથમ બીડાં હું લાવ્યો આપ, તે તો મારાં પૂરણ પાપ.
મોટા જાણી કીધો જોગ, તો મારા કરમ કેરા ભોગ.

### દોહરા.

વિક્રમમેને છાબથી, પ્રીતે લીધાં પાન;
આસન બેસાર્યો તેહને, દેઇને ઝાઝાં માન.
ભાઇ લાવ તે ભક્ષ કરૂં, જો પોહોંચે તુજ આશ;
વિષ કે અમૃત એ હજો, મારે મને મુખવાસ.
તંબોળી કહે રાય સુણ, ન મળે એ તો મેળ;
કદાચ દુઃખ પામો તમો, તો કહાડો મુજ તેલ.
રાજા કહે રીસું નહીં, દયા કરૂં તુજ દેહ;
સાક્ષાત્કાર જો ઝેર છે, પણ અમૃત મારે એહ.

### ચોપાઇ.

કોઇ કહે- ઘેલો એ રાય, અજાણ્યાં ફળ કેમ ખવાય;
રખે શરમથી ચરા થાઓ, રખે રાજાજી બીડાં ખાઓ.
બીડા ખાધે અનરથ થશે, ઝેર છે તેણે જીવ જ જશે;
કોઇનું વાર્યું તે નવ કર્યું, બીડું મહીપતે મુખમાં ધર્યું.
એક બે ત્રણ ને ચાર, ભક્ષ કર્યાં બીજાં દસ બાર;
તંબોળી લાવ્યો જેટલાં, ભક્ષ કર્યાં રાયે તેટલાં.
કંચન સરખી કાયા થઇ, દેવ- ચક્ષુથી દૃષ્ટ થૈ રહી;
અખંડ રંગ રહ્યો તે મૂખ, વ્યાપે નહીં દેહ માંહે દુઃખ.
સવા ગજના થયા શિર કેશ, જોબનવંત થયો છે વેશ;
દમયંતી નળશું વાધ્યું રૂપ, નીરખતાં હરખે છે ભૂપ.
ત્રીલોક મોહન રૂપજ થયું, અગન રૂપી આય નાશી ગયું;
થયો રાય દેવતાઇ અંશ, જુવે સભા સહુ માનવ વંશ.

2. Tho riddles of the four lovers.

### ચોપાઇ.

વણિક પુત્રિએ વાયક કહ્યું, તે નરપતે સરવે લહ્યું;
તમ આગળ કહું શું કથા, કહ્યાપણ ઝાઝું મુજમાં જથા.
ભારે વાત પુછે જણ તરણ, હું સંક્ષેપે સંભળાવું કરણ;
કનક વેસર અકોટી ઝાલ, કયમ એમે નારીને ગાલ.
મુક્તાફળ તણો જે હાર, ઓના ઉર ઉપર રેદ સાર;
ચૂડો ગજદંતાનો જાણ, પ્રમદાને શોભે છે પાણ.

વિંછિયા છે ધાતુ જે તણું, રેહ ચરણે ચતુરાને ઘણું;
ચાર થાનક એ લજ્યા તણી, ત્યાંહાં કયમ થઇ બેસે ઘણી
મહા સતી જે સત્ય આચરે, તેપણ એનું ધ્યાન જ ધરે;
લક્ષ્મી સીતા સરખી નાર, તે પણ ચિત્ત ધરે એ ચાર.
એ ચારે બેહા ચરચ્યા જોય, નીર ખરૂં નારીનું ખોય;
પોતાના હોયે ભરથાર, તેને પણ એ લાગે સાર.
લજ્યાવંન ઘરણી જે ઘણી, ન ગણે છોછ એ ચાર જ તણી;
કો માનતીનું ન જુવે મુખ, તે પણ એ ચારેનું સુખ.
કેહે સતીયાનું સત્ય જ રહ્યું, કેહે ચારેથી વેહેતું ગયું;
એ શાહા છે કે ચારે ચોર, એ વાતનો કહો અંકોર.
પરનારીશું ક્રીડા કરે, પુન્યે કે પાપે અવતરે;
કોને છોછ એની નવ કરી, નવ મેલ્યા ચારે પરહરી.
અનામી અહંકારી જે કંથ, તેને એહ ચારે શું ચંત;
પુરુષ પડયા કયમ એના નામ, કયમ ઝાલી બેઠા એ ઠામ.
મરા મનમાં સંદેહ ઘણો, ઉત્તર આપોજી એ તણો;
ડાહી વાત તે દલમા ધરૂ, પ્રીત કરીને તમને વરૂં.

## દોહરા.

ભૂપત કહે સુણ ભામની, ચતુર તણી તું તન;
પ્રમદા પ્રશ્ન પુછયું તમો, માન્યું મારૂં મન
મેં મન જાણ્યું માહરે, કેશે કૌતક વાત;
પ્રમદા જે પુછયું તમો, શાસ્ત્ર વચન સાક્ષાત.

## ચોપાઇ.

નરપત કહે સુણ નારી વાત, ખરિ આવે તારે દલ ખ્યાત;
કોઇક જુગ થયા કંઇ કાળ, ચાર પુત્ર રુષીના બાળ.
પ્રીત જેવી બપૈયા મેહ, જીવ એક ને જુજવા દેહ;
જોગ વસ્ત જડે તે જમે, વિદ્યા ભણિને વનમા ભમે.
રૂડા વિપ્ર કેરી રીત, પરબ્રહ્મ ઉપર બહુ પ્રીત;
એક સમે ગંગાને તીર, ન્હાવા ગયાતા નિરમળ નીર.
ચારે જણ પેઠા જેટલે, કૌતક એક થયું તેટલે;
અંતરિક્ષથી અજવાળું થયુ, વિમાન આવીને હેઠું રહ્યું.

તેમાં ઈંદ્ર તણી અપછરા, ભામની મોહ ભરી મચ્છરા;
કંદર્પ રૂપ જેવી કામની, નહિ ભૂતળ એવી ભામની.
કોટી ઉપમાએ નવ કહેવાય, વરણન રૂપ તણું નવ થાય;
શુભ સ્નાન નારીએ કર્યું, ધ્યાન ધરણીધરનું ધર્યું.
ચાર જણે જોઇ તે જાત્ર, તે આગળ બીજી કોણ માત્ર;
ચીત્ર લખ્યા ચારે હોય જેમ, અદૃષ્ટ થયું જોતામાં તેમ.
મોહ પામ્યા મન વિહ્વળ થયા, એક દ્રષ્ટ જોઇને રહ્યા;
મહુર્ત એક એમ કરતાં થયું, વિમાન આપ આકાશે ગયું.
વિદ્યુત ઝબકી જાયે જેમ, થોભ્યા નિરખવા સ્થાનક તેમ;
નારીશું નેહ લાગ્યો સુણો, પ્રેમ વ્યાપ્યો મનમાં ઘણો.
અકળ ગયો આપે અવતાર, સ્વપ્ના માંહે ન દીઠી નાર;
ઉગ્ર તપ આપણ કીજીએ, સ્ત્રી સાથે લાહો લીજીએ.
આસન વાળી બેઠા ત્યાંહ, દારુણ તપ માંડયું વન માંહ;
ધરણીધરશું રાખી ધીર, તજ્યું અન્ન ઉદક ને નીર.
દુઃખ વેઠે નિશા ને દિસ, ઓમકાર મંત્ર જપે મુખ ઈશ;
ઘણા દિવસ તપ કરતાં ગયા, મહાદેવને મન આવી દયા.
માગો માગો ચારે મિત્ર, શુદ્ધ તમારી પરમ પવિત્ર;
દુઃખ વેઠીને જે તપ કીધ, તેણે મુજ વેચાતો લીધ.
ભક્તિ તમારા મનમાં વરી, માગનાં ભ્રાંત રાખો મા કરી;
દંડવત કરી તવ જોડયા હાથ, બોલ્યા રખી શિવજી સાથ.
એક કહે મેં દીઠું મૂખ, તે દેખી પામ્યો માહા સુખ;
તે પામવાની ઇચ્છા કરૂં, તેણે ધ્યાન તમારૂં ધરૂં.
બીજો કહે શંભુ મહારાજ, કેહેનાં વાત આવે છે લાજ;
નારિ પયોધર ઉપર જોઇ, જોઇ તેણે રહ્યો છું મોહી.
તેહ મનમાં ભાંદ્યાની આશ, ધરૂં ધ્યાન તમારી પાસ;
ત્રીજો કહે સાચી કહું વાણ, પ્રમદાના નરખ્યા બે પાણ.
ત્યાંહાં રહ્યાની ઇચ્છા થઈ, એટલે કષ્ટ આગળથી ગઈ;
તે વેળાથી પ્રગટયો તાપ, આરાધ્યા ઉમયાપતિ આપ.
ચોથો કહે મેં નીહાળ્યું અંગ, રાંમા સાથે લાગ્યો રંગ;
નારી ઉપર પ્રગટયો નેહ, દાહાડી નરખું બેઠા દેહ.
આપો તો લાહો લીજીએ, નહિતર તો હત્યા દીજીએ;
નારાયણ મોટા છો નાથ, હરી વિના ક્યાંહાં ઓઢું હાથ.
તમ વિના કો નહિ દાતાર, મેં જોયો આખો સંસાર;

તે આરે મોટા મહાદેવ, મન વાછિત આપવાની ટેવ.
સ્તુતી કીધી શિવજી તણી, પ્રસન્ન થયે। ત્રીલોકનો ધણી.

## દોહરા.

શિવજી કહે સહુ સાભળો, રખી તણા તમે તન;
અખિલ વરદાન આપું હું, જમ માને તમારૂં મન.
સંસાર મધે જે સુંદરી, રૂપ સુરૂપે નાર;
નિરખો તેને નેહશુ, આણી પ્રીત અપાર.
આદ મધ્ય ને અંત લગે, સૃષ્ટી તણુ મંડાણ,
નિરખો નારી ત્યાહા લગી, પ્રીત ઘણે પરમાણ.
પતિવ્રતા ને પદ્મની, ઋષિપત્નીને રંગ;
ઉરવશી આદે અપછરા, માણો નીત નશંક
ત્યારે બાળક બોલીયા, શુ બોલ્યા મહારાજ;
નારી સઘળી નિરખતા, કુળમા આપણુ લાજ.
લંપટ તો કહે લોક સહુ, પ્રત્યક્ષ લાગે પાપ;
ઘેર ઘેર કયમ ભટકીએ, એવા કામે આપ.
એક નારશુ જે રમે, તેને મોહોટી ખોડ;
સઘળી નારી નિરખતા, કયમ પોહોચે એ કોડ.

## ચોપાઇ.

શિવજી કહે વચન મુજ જાય, ત્રણ લોક તો પ્રલે થાય,
પાપી નહીં કહેવાઓ તમો, એ વરદાન આપીશુ અમો.
તમશુ ખેદ કોઇ નહિ કરે, હેત પ્રીતશુ અગે ધરે;
જડરૂપ થઇ પૃથ્વી પડો, આભપણુમા જઇને અડો.
કરો ઘરેણે આપે વાસ, સદાકાળ રહો પ્રમદા પાસ,
શામા નિરખતા સમશે શોક, લપટ તમને કહે નહી લોક.
સહુ ભામનીના જે ભરથાર, દેશે માન તે અપરસપાર;
અહોનિશ રહો રામા સંગ, અતી ઉઘાડા નિરખો અંગ
જેને જેની ઇચ્છા ઘણી, તે બેસો તેના થઇ ધણી,
એહ વચન આપ્યુ મુજ આપ, તેથી લોપે નહીં તમ પાપ.
એવુ કહીને શિવજી ગયા, અતિ ઉમદે આભૂષણ થયા;
જેને મુખ જોઇ મોહ જ થયો, વેસર થઇ મુખ ઊપર ગ્યો

જેને ઉર વાહાલું અપાર, તેહ થયો મોતીનો હાર;
અહર્નિશ ઉર ઉપર રહે, લંપટ તેને કોઇ નવ કહે.
જેને હૃતા વાહાલા પાણુ, કાંકણુ રૂપ થયો નિરવાણુ;
જેને જેશું પ્રીત જ ઘણી, છતે કંથ બીજા એ ધણી.
જેને ચરણુ સંગાથે પ્રેમ, તેણે વાસ કર્યો જંઇ હેમ;
વાર વીંછીયા કેરે રંગ, બેઠો નરખે બધું અંગ.
આભુપણુમાં કીધો વાસ, કરે મનથી એહ વિલાસ;
આદે પણુ આભૂપણુ ઘણાં, આપ્યાં સ્થાનક રહેવા તણાં
પ્રથમ આભૂપણુ બારે માસ, વરદાન થકી પામ્યા એ વાસ;
પંથી કહે સાંભળ સુંદરી, વનિતા વાત કહી વિસ્તરી,
એ પૂછી તે વાત એકાંત, ભાગી તારા મનની ભ્રાંત;
શિવ વરદાન થકી એ વસ્યા, એહ વાતમાં અચરત કશા.
ઇશ્વિર આણુ ન બોલો જથા, પદ્મપુરાણુ માંહેછે કથા;
પુરાણુ અઢાર સાભળશે જેહ, તેને મન તો નહીં સંદેહ.

## 3. The legend of phallic worship.

પ્રધાન પુત્રી પાએ નમી, ગુણુની વાત તો મનમા ગમી;
પુછું વાત સંક્ષેપે આજ, કહેતાં તો આવે છે લાજ.
પૂછું વાત તમને એ કથી, મન સંદેહ ભાગતો નથી;
સહૂ થકી મોટા માહાદેવ, કરે દેવ સનકાદિક સેવ.
બ્રહ્માદિક તો ભુલા ભમે, નારાયણુ સરખા નર નમે;
આદ નિરંજન પુરુપ પુરાણુ, વેદ ભણે મુખ ચારે વાણુ.
સરછ્ક પાલિક સિંહાસન જેહ, ત્રિગુણુ રૂપ માંહે તેહ;
પારવતી પતિ ભોળોનાથ, અષ્ટસિદ્ધિ ને નવનિધિ હાથ.
તે કયમ પૂજાવે છે લિંગ, રૂડા પુરપતણો એ રંગ;
સર્વે લોક પૂજાએ શીશ, આપે લિંગ પૂજાએ ઇશ.
સ્વર્ગ મૃત્યુ પાતાળે ઠામ, ડાહ્યા પુરુપતણાં એ કામ;
લિંગ ઠામ લજ્યાનું ઘણું, કરે પુજન સહુકો તે તણું.
પ્રથમે પૂછુંછું એટલું, જ્ઞાન તમ માંહે કેટલું;
સંદેહ એ સંભળાવો કરણુ, વળતા પ્રશ્ન પૂછુંછું ત્રણુ.

### દોહરા.

વિક્રમ કહે વનિતા સુણો, એ મોટો મહિમાય;
એહ વાત વખાણતાં, પાપી પાવન થાય.
શિવ મહિમા જે સાંભળે, પૂરણ મન પરસન;
સ્નાન ભાગીરથ ગંગનું, રેવાનું દરસન.
ધર્ણક રહે ગોદાવરી, સિદ્ધપુરમાં ન્હાય;
તે શિવ મહિમા સાંભળે, પળમા પાવન થાય.
વપુ પાડે જઈ વેણીમાં, કરવત કરે કેદાર;
તે ફળ પામે સહજમાં, એ શિવ અપરમપાર.
ભરે કાવડ ગંગોતરી, સમરિએ શિવને શીશ;
તે ફળ પામે સહજમાં, જાણો મોટો ઈશ.
પૃથ્વીનિ પ્રદક્ષિણા કરે, હીમે ગાળે હાડ;
તે ફળ પામે સહજમા, શિવ પૂજનનો પાડ.
શિવ પૂરાણમાંહે કથા, સાભળી રૂડી રીત;
કામની તુજને તે કહું, પૂરણ આણી પ્રીત.
સ્તુતિ નિંદા શિવ તણી, ગુહ્ય ઘણેરી હોય;
મહિમા મૂરખ આગળે, કહેશો મા જન કોય.
વંદે તે વૈકુંઠ પામશે, ન્યાય કરી નિરવાણ;
નિંદે તે નરકે જશે, પડશે રૈરવ ખાણ.
એહ અયોની ઈશ છે, આપ થકી છે સઘ;
બ્રહ્મ થકી તે બ્રહ્મ છે, નિરગુણ સગુણની હદ.

### ચોપાઇ.

પંથિ કહે સુણ શામા વાણ, પ્રીછો પ્રશ્ન જોડી બે પાણ;
વિચાર્યું વિશ્વપતિએ એક દન, માયારૂપમા પડિયું મન.
નિત્ય કરે પૂજન ને સેવ, તે મોટો કહેવાએ દેવ;
પ્રીછું આજ હું તેનો પાર, જોઉં સિદ્ધ શિરોમણ સાર.
અતલ ભૂતળે વિતલ છે જ્યાહ, સપ્ત પાતાળ તલાતલ માહ;
ગમ્ય સુધી ગયા છે શરણ, ચત્રભુજજીએ દીઠા ચરણ
પાર ન પામ્યા હેતે હરિ, પ્રીતે ચરણની પૂજા કરી;
પાતાળ લોક પૂજે છે ચરણ, જ્યાંહા વસે છે દેવતા જે વરણ.
મૃત્યુ લોકમાં ત્યા આવિયા, શિવભક્તિ લેખે લાવિયા;
ના આવ્યો પાર શિવશંકર ગંગ, માનવ સહુ પૂજેછે લિંગ.

જેને ઉર વાહાલું અપાર, તેહ થયો મોતીનો હાર;
અહનિંશા ઉર ઉપર રહે, લંપટ તેને કોઇ નવ કહે.
જેને હૂતા વાહાલા પાણ, કાંકણ રૂપ થયો નિરવાણ;
જેને જેશું પ્રીત જ ઘણી, છતે કેમ બીજા એ ધણી.
જેને ચરણ સંગાથે પ્રેમ, તેણે વાસ કર્યો જઇ હેમ;
વાર વીંછીયા કેરે રંગ, બેઠા નરખે બધું અંગ.
આભુષણમાં કીધો વાસ, કરે મનથી એહ વિલાસ;
આદે પણ આભૂષણ ઘણાં, આપ્યાં સ્થાનક રહેવા તણાં.
પ્રથમ આભૂષણ બારે માસ, વરદાન થકી પામ્યા એ વાસ;
પંથી કહે સાંભળ સુંદરી, વનિતા વાત કહી વિસ્તરી,
એ પૂછી તે વાત એકાંત, ભાગી તારા મનની ભ્રાંત;
શિવ વરદાન થકી એ વસ્યા, એહ વાતમાં અચરત કશા.
ઇશ્વર આણુ ન બોલો જથા, પદ્મપુરાણ માંહેછે કથા;
પુરાણ અઢાર સાંભળશે જેહ, તેને મન તો નહીં સંદેહ.

3. The legend of phallic worship.

પ્રધાન પુત્રી પાએ નમી, ગુણની વાત તો મનમાં ગમી;
પુછું વાત સંક્ષેપે આજ, કહેતાં તો આવે છે લાજ.
પૂછું વાત તમને એ કથી, મન સંદેહ ભાગતો નથી;
સહૂ થકી મોટા માહાદેવ, કરે દેવ સનકાદિક સેવ.
બ્રહ્માદિક તો ભુલા ભમે, નારાયણ સરખા નર નમે;
આદ નિરંજન પુરુષ પુરાણ, વેદ ભણે મુખ ચારે વાણ.
સરજીક પાલિક સિહાસન જેહ, ત્રિગુણ રૂપ માંહે તેહ;
પારવતી પતિ ભોળોનાથ, અષ્ટસિદ્ધિ ને નવનિધિ હાથ.
તે કયમ પૂજાવે છે લિંગ, રૂડા પુરૂષનણો એ રંગ;
સર્વે લોક પુજાએ શીશ, આપે લિંગ પૂજાએ ઇશ.
સ્વર્ગ મૃત્યુ પાતાળે ઠામ, ડાહ્યા પુરુષતણાં એ કામ;
લિંગ ઠામ લજ્યાનું ઘણું, કરે પુજન સહુકો તે તણું.
પ્રથમે પૂછુંછું એટલું, જ્ઞાન તમ માંહે કેટલું;
સંદેહ એ સંભળાવો કરણ, વળતા પ્રશ્ન પૂછુંછું ત્રણ.

કઈ ગિરિ કૈલાસ જ ત્યાગ, ધરે ધ્યાન તપ કેરે કાજ;
સંસાર સારમાં મોટું ધર્મ, તેથી અદકું તપનું કર્મ.
તપથી નિરમળ સરજ્યું નથી, કામની તમને કહું છું કથી;
સુખે તમે તો રહો બારણે, અમો તો જઇશું તપ કારણે.
જગતપાવનીએ જોડ્યા હાથ, બોલ્યાં ઉમિયા શંભુ સાથ;
તપ જોગે નથી તે કોય, જ્ઞાન દૃષ્ટિ વિચારી જોય.
પંચઇંદ્ર માંહે જે પ્રધાન, કામદેવ સહુથી બળવાન;
જાતે કેહેવાએ આપ અનંગ, ભાગે તપ કેરો જે ભંગ.
કામજીત જે નર કેવાય, નથી સરજ્યો કો સૃષ્ટિ માંય;
વારંતામાં વનમાં જશો, ખોશો ભાર કામાતુર થશો.
કહ્યું એમ ઉમા રાણીએ, તપ જાશે વેહેતે પાણીએ;
ત્યારે વળતા કોપ્યા ઇશ, પગની જ્વાળા લાગી શીશ.
મુજને કામ પાપી શું કરે, પંચઇંદ્રિ દેખી મન ના ડરે;
માયા નવ લોપે મુજ અંગ, રાચું નહિ રામાને રંગ.
પારવતી કેહ કહું શું કથી, માયાથી મોટું કો નથી;
અજીત નામ તે માયાતણું, જીતી ન શકે મ્હોટમપણું.
પારવતી શું પાડીને હોડ, ગયા ઇશ તપ કરવા કોડ.
દૃઢ થઇ માંડ્યું તપ ધ્યાન, આણ્યું આપ અદકેરૂં જ્ઞાન.
માસ ચાર ગયા જેટલે, વસંતઋતુ આવી તેટલે;
પાંચ ગણો પુરુષને કામ, સ્રીને સોળ ગણો પરમાણ.
ફૂલ્યા વનસ્પતી ખરુ વન, માહામાયાએ વિચાર્યું મન;
આજ ઉપાસું એહ અનંગ, ભોળાને કરું તપ ભંગ.
એવું જાણી આણ્યું હેજ, તેડ્યો કામ ઉપાશી તેજ;
પ્રદક્ષણા દેઈ પાગે નમ્યો, સઘળો શોક શામાનો સમ્યો.
શા કામે મને તેડ્યો આજ, કૈંઇક દો સેવકને કાજ;
પારવતી કહે વેગે જાઓ, શિવ શરીરમાં પ્રગટ થાઓ.
છળ પાડો પરિબ્રહ્મ પેર, વણ તેડ્યા શિવ આવે ઘેર;
લજ્યા પામે ભોળોનાથ, તો તો સ્નેહ કરે અમ સાથ.
કહે કામ સાંભળ રે માત, જગતપતિ જગતનો એ તાત;
કદાચ તેને રીસ જ ચઢે, તો નિશ્ચે ઘાટ અમારો ઘડે.
ત્યારે હું કો પાસે જાઉં, દે શ્રાપ તો દુખિયો થાઉં;
કેહે પારવતી સાંભળ કામ, તારૂં નહિ લેવા દેઉં નામ.

પાય લાગીને પૂજા કરી, લિંગભક્તિ મનમાહે ધરી;
શિવે વિષ્ણુનો કાપ્યો સંગ, વિષ્ણુ પણ પૂજે છે લિંગ.
જોઈ ઉંચા શિવ છે આકાશ, પાર લેવા ચાલ્યા તે પાસ;
સ્વર્ગ મૃત્યુ લોકનિ માંહ, જન તપ સત્ય લોક છે ત્યાંહ.
સ્વર્ગ થકી ગત્ય ઊંચી ઘણી, જોઇ ચરચા શંભુજી તણી;
તોય પાર ન આવ્યો ઈશ, સત્ય લોક પૂજે છે શીશ.
વિષ્ણુ પૂછ પાછા વળ્યા, મહિમા મહાદેવ તણા નવ કળ્યા;
પાતાળે પગ મૃત્યુ લોકે લિંગ, સ્વર્ગે શીશ પૂજે છે સંગ.
પૃથ્વી કેરૂં જેને પીઠ, સાત સમુદર કુખે દીઠ;
રોમાવળિ છે ભાર અઢાર, એહ અગોની અપરમપાર.
એ તો જે દિન સૃષ્ટિ જ થઇ, કથા તે દહાડાની કહી;
સ્વર્ગ મૃત્યુ પાતાળે સંગ, ચૌદ લોક પુજે છે લિંગ.
દેવી લક્ષ્મી સરસ્વતી, બ્રહ્માદિક ને કમળાપતિ;
વેદ વિપ્ર શોભાવે સંગ, સકળ લોક પૂજે છે લિંગ.
પુરાણ થકી ગ્રીહ્યુંછું અમો, કહું તે ચિત્ત ધરી લો તમે;
એક સમે એ અકલસ્વરૂપ, બેઠા કૈલાસે ભવાનિ ભૂપ.
આપ રૂપ બેઠા એકાંત, ઉપની એક મન માંહી ભ્રાંત;
નંદી ભૃંગી છે તે પાસ, ઘણું શોભે છે એ કૈલાસ.
સહસ્ર અઠયાશિ ધરે છે ધ્યાન, ત્રિદશ દેવ સહુ દેછે માન;
ચોસઠ જોગણી જોડે હાથ, સ્તુતિ કરે છે શિવને સાથ.
આરતી ઉતારે છે ઇંદ્ર, નીલાવટ માહે ચળકે ચંદ્ર;
કોટિ રવિ પૂરણ પ્રકાશ, શોભ્યો એવો ગિરિ કૈલાસ.
પંચવદન ઝળકે છે ત્યાંહ, ત્રણ નેત્ર ચળકે છે ત્યાંહ;
વ્યાંઘાંબર અતિ અંગે ધર્યું, તિલક ભાલ વિભૂતી કર્યું.
કપુરાકૃતિ ઉજ્વળ શુભવાન, ઓંકાર મંત્ર વંદિત વખાણ;
અઘનાશ છે જેનું નામ, કોટિ કોટિ લાજે છે કામ.
બેઠા શિવજી રાજસ રીત, પારવતી સાથે કરતા પ્રીત;
વાત કરતાં વાદ જ થયો, અહંકાર બોલ કામનીએ કહ્યો.
શિવ કહે નર વશ નારી હોય, તેમાં ભ્રાન ન રાખો કોય;
કહે પારવતી નામી શીશ, મોટા છો મહિમાવંત ઈશ.
નારીને વશ નર તે જાણ, પરઠે બાધ્યા શિવપૂરણ;
શિવજી કહે હું જાઉં વન, તપ આરાધું જાળી મન.

કહે ગિરિ કૈલાસ જ ત્યાગ, ધરે ધ્યાન તપ કેરે કાજ;
સંસાર સારમાં મોટું ધર્મ, તેથી અદકું તપનું કર્મ.
તપથી નિરમળ સરજ્યું નથી, કામની તમને કહુંછું કથી;
સુખે તમે તો રહો બારણે, અમો તો જઇશું તપ કારણે.
જગતપાવનીએ જોડ્યા હાથ, બોલ્યાં ઉમિયા શંભુ સાથ;
તપ જોગે નથી તે કોય, જ્ઞાન દ્દષ્ટિ વિચારી જોય.
પંચઇંદ્ર માંહે જે પ્રધાન, કામદેવ સહુથી બળવાન;
જાતે કેહેવાએ આપ અનંગ, ભાગે તપ કેરો જે ભંગ.
કામજીત જે નર કેવાય, નથી સરજ્યો કો સૃષ્ટિ માંય;
વારંતામાં વનમાં જશો, ખોશો ભાર કામાતુર થશો.
કહ્યું એમ ઉમા રાણીએ, તપ જાશે વેહેતે પાણીએ;
ત્યારે વળતા કોપ્યા ઇશ, પગની જ્વાળા લાગી શીશ.
મુજને કામ પાપી શું કરે, પંચઇંદ્રિ દેખી મન ના ડરે;
માયા નવ લેપે મુજ અંગ, રાચું નહિ રામાને રંગ.
પારવતી કેહ કહું શું કથી, માયાથી મોટું કો નથી;
અજીત નામ તે માયાતણું, જીતી ન શકે મ્હોકમપણું.
પારવતી શું પાડીને હોડ, ગયા ઇશ તપ કરવા કોડ.
દ્દઢ થઇ માંડ્યું તપ ધ્યાન, આણ્યું આપ અદકેરૂં જ્ઞાન.
માસ ચાર ગયા જેટલે, વસંતઋતુ આવી તેટલે;
પાંચ ગણો પુરૂષને કામ, સ્ત્રીને સોળ ગણો પરમાણ.
ફૂલ્યાં વનસ્પતી ખરુ વન, માહામાયાએ વિચાર્યું મન;
આજ ઉપાસું એહ અનંગ, ભોળાને કરું તપ ભંગ.
એવું જાણી આણ્યું હેજ, તેડ્યો કામ ઉપાશી તેજ;
પ્રદક્ષણા દેઇ પાગે નમ્યો, સઘળો શોક શામાનો સમ્યો.
શા કાજે મને તેડ્યો આજ, કંઇક દો સેવકને કાજ;
પારવતી કહે વેગે જાઓ, શિવ શરીરમાં પ્રગટ થાઓ.
છળ પાડો પરિબ્રહ્મ પેર, વણ તેડ્યા શિવ આવે ઘેર;
લજ્યા પામે ભોળાનાથ, તો તો સ્નેહ કરે અમ સાથ.
કહે કામ સાંભળ રે માત, જગતપતિ જગતનો એ તાત;
કદાચ તેને રીસ જ ચઢે, તો નિશ્ચે ઘાટ અમારો ઘડે.
ત્યારે હું કો પાસે જાઉં, દે શ્રાપ તો દુખિયો થાઉં;
કેહે પારવતી સાંભળ કામ, તારૂં નહિ લેવા દેઉં નામ.

મુજ માયાની નાખુ જાળ, તે તો લોપી ન સકે કાળ,
દેહ માયા વ્યાપે જેટલે, પ્રવેશ કામ કરો તેટલે.
એવુ કહ્યુ તે આણી ધીર, ગયો કામ ગગાને તીર,
શિવજી બેઠા આસન કરી, ધ્યાન એક ચિત્તેથી ધરી
વસંત-ઋતુનો વાયુ વાય, કામવશ નર નારી થાય,
મહાપુરુષને માયા મળી, ધ્યાન ટેક તો ત્યાથી ટળી
વસનઋતુનાં વાપ્યા સ્હન, નિર્ભય પુરુષ ઉઘાડે નેન
એ વાત અહિયાથી રહી, ઐનક વાન ગેક બીજ થઇ

## દોહરા

ગગા તટ પાવન ઘણુ, આવહરણુ કહેવાય,
સહસ્રઅઠયાશી ઋષિ ઘણા, તપ કરે વન માય
આપ આપણા આસન વિષે, ધ્યાન ધરે નિજ ધર્મ,
ઇષ્ટ દેવ ઉપાસના, પાળે છે ષટ્કર્મ
ઋષિપત્ની તેવડ તેવડી, સતી શિરોમણુ સાર,
વ્રત હુતુ એકાદશી, સહુ મળી તે ઠાર
આભ થકી જેમ આભલા, વર્ષા ઋતુમા થાય,
ઋષિપત્ની ઘેર ઘેરથી, ગગા ન્હાવા જાય
નારી ન્હાવા સહુ નીસરી, આવ્યા ગગા તીર,
પરમેશ્વરો પગણુમી, નાહ્યા નિર્મળ નીર
દ વ્રત ઋષિને કર્યા, વનફળ પ્હેર્યા અગ,
મન ઇચ્છા વર મળવા તણો, રામા કેરો રગ
વસન રાગ આનાપિયો, પરિબ્રહ્મ ઉપર પ્રીત
વરણુવ કરે વિશ્વનાથનું, ગાવા માડયા ગીત
નૃત્ય કરે ભાત ભાતના, વિવિધ પ્રકારે વાગ
શાસ્ત્ર વિશે જેવા ધરે, ગાયા તેવા રાગ
ફરે ફેર સહુ કૂદતી, ગમોગે લે હાથ,
કલ્લોલ લોલ લહ્યુ ગ કરે, સખી સખીમા સાથ

## ચોપાઇ

આત કરખુમા આવી પ્રીત, ઋષિપત્ની ગાયે છે ગીત
સ્વર સાભળ્યો સદાશિવ માન, ધ્યાન ધરી બેઠા છે રાન

અમૃત પે મીઠું લાગિયુ, કામબાણ દેહમા વાગિયું,
આખ ઉઘાળી ન્હાળી જોય, નારી નામ ન દીઠું કોય
મોહ પામ્યા સાંભળતા ગગ, કામદેવ જોગો છે લાગ
નેત્ર થઈને પેઠો તેહ, અકૃત નામ કહીએ જેહ.
અગો અગે વાપ્યો કામ, ઊઠયા શિવ તજ્યો એ ઠામ,
જ્ઞાન ધ્યાન જેતે પરહર્યું, વનનિત્યાનું લક્ષણ કર્યું
મન ગયુ ભામનીઓ ભણી, નહીં શુદ્ધ વપુ વસ્ત્ર જ તણી,
જટાધારી અંગ વિભૂત, ચાલ્યા જ્યા જુવતીના જૂથ.
ઋષિપત્ની ગાયે છે ગીત, પ્રભુ પધાર્યા આણી પ્રીત,
આદ્ય નિરંજન પુરુષ પુરાણ, જેનું વેદ તે કરે વખાણ
તે સઘળા ભોળાનાથ ભૂપ, મોહ માયા એવી અકળ સ્વરૂપ,
જ્ઞાન આપ રહે આણજો, મોહ માયા મ્હોટી જાણજો
પારવતીની માયા જેહ, વશી ઋષિપત્નીની દેહ,
તેણે તેને વાપ્યો વેશ, કામે જઇ કીધો પરવેશ
ઉમયા આપ અતરમા વશી, ન રહી ભાન નારીને કશી,
તે મધ્યે આવ્યા મ્હારાજ, નિગમી આપ રહેથી લાજ
તાળી પાડે કેડે પડે, તાડવ નૃત્ય નર વાળી કરે,
અગ માહે પ્રગટયો અનંગ, વિષ્ણુ આપ ઉવાડું અગ
સ્ત્રી સમીપે ઉમયા વશી, શિવ સામુ જોઇને હશી,
કોટિ અરુણ જેવુ છે તેજ, સહુ જુવતીને વાપ્યુ હેજ
વચમા નાચે ભોળાનાથ, તાળી દેઇ દેઇ સહુને સાથ,
કોઇ કહે એની કરીએ સેવ, કોઇ કહે મ્હોટો મ્હાદેવ
કોઇ કહે લજ્જા આણીએ, નગ્ન રૂપ તે કયમ ન્યાળીએ,
કોઈ કહે આનદી એહ, નિર્મળ જાણી આણુ નેહ
જેમ કૃષ્ણને વશ કામની, તેમ ભોળવાઇ સહુ ભામની,
પારવતિએ નાખ્યો મોહ પાશ, નવ ઓળખ્યા કોઇએ અવિનાશ
કામરૂપ દીઠો તે કામ, વિહ્વળ વનિતા તેણે ઠામ,
શિવજી ક્રિડા કરે છે વન, નારદજીએ વિચાર્યું મન
સહુ ઋષિતી પાસે ગયા, મર્મ બોલ કૌતકના કહ્યા,
ઋષિપત્ની ગયા છે વગ, ત્યા તો થઈ રહ્યો નવયો રગ
જોગી સાથે ગમા રમે, તેના ગુણ તમને કેમ ગમે,
આગળથી જે નિંદા કરી, તે હરિ ઋષિએ પૂજા કરી

સત્ય વચન જે દેવે કહ્યાં, તે શિવપુરાણે શ્રવણ થયાં;
તે કહેતાં તો કલ્પ જ થાય, સંક્ષેપે સમજ્જે મન માંય.
ઋષિ ચાલ્યા તે રુડી પેર, તેડી લાવીએ ગુરુને ઘેર;
આળીગાળી બ્રાહ્મણુની જાત, સુણી તે ધાઇ બધી નાત.
જ્ઞાન આપ રુદયા નવ ગણે, મારો મારો મુખથી ભણે;
આવ્યા સહુ ગંગા તટ પાસ, હરિ કરતા દીઠા ત્યાહાં હાસ.
નગ્ન રૂપ દીઠું તે તણું, લાગ્યું દુઃખ ઋષિઓને ઘણું;
ઋષિપત્નીને ખબર જ નથી, આનંદ રૂપ કહું શું કથી.
પારવતીની માયા ઘણી, ભુરકી નાંખી મોહ જ તણી.
કામવશ્ય કરુણાનિધ હોય, તેણે દષ્ટ ન દીઠું કોય.
માર માર કહે સહુ ઋષિ, તેમ તેમ શિવજી થાયે સુખી;
કો છાટે ગગાનું વાર, કોયક રણુ ઉડાડે છાર,
વળી જ્ઞાન રદેમાં થાય, જાણે જે ઘેલો નાથી જાય.
ઋષિ કરે છે અદકો પ્રહાર, શિવના મનમાં નાવે ખાર.
કોપ ચઢયો ઋષિને ઘણો, શિવને થાય ઉલટ તે તણો;
તાપસ એક ઋષિનો બાળ, તેને આવી પ્રગટયો કાળ.
કર્યો ક્રોધ તેણે મન આપ, દીધો રવે ઈશ્વરને શાપ;
નાગો થઇ નારીમા રમે, દેવાશી ઋષિઓને દમે.
દેખે માત અમારી બેહેન, કયમ દાખી શકું એ ચેહેન;
સત્ય વચન માને માહરૂં, તૂટી લિંગ પડો તાહરૂં
એવો બોલ જવ સુણ્યો કરણ, તૂટી લિંગ પડ્યું છે ધરણ;
મા મા પારવતીએ કહ્યું, ત્યાથી જાણ સહુકોને થયું.
પંચવદન દીઠા છે ભૂપ, ઓળખ્યા આપે અકળ સ્વરૂપઃ
થયું ઋષિપત્નીને જાણ, એ મહારાજ પુરષપુરાણ.
સ્તુતી કરી જોડયા બે હાથ, દીન વચન બોલ્યા શિવ સાથ;
અમમા મોહોટું મૂરખપણું, રૂપ ન ઓળખ્યું ઈશ્વરતણું.
વેદ કરે વરણુવ જેહનું, દીઠું છે દર્શન તેહનું;
એહ વાત અહિયાંથી રહી, વિશ્વપતિને વ્યાધી થઈ.
વેદના જે લક્ષવીછી તણી, તેથી વધુ ઈશ્વરને ઘણી;
તેહ લિંગ જે સ્થાનક જાય, પૃથ્વી સહુ તે પ્રલે થાય.
કોકે ઠામે તે નવ ઠરે, જયાહા જાય ત્યાં પ્રલે કરે;
પૃથ્વી જવા માટી પાતાળ, ડોલ્યા બધા દશ દિગપાળ.

ખુટયાં નીર સહુ નદીઓતણા, મુજ્યા ગાત્ર સહુ પર્વતતણા;
ત્રિલોક શેષ ને મુછ ધરા, અરુ ગુણ તારા ને ખેચરા.
બ્રહ્માંડ જાણે તુટી પડયું, સંકટ સર્વને આવી અડયું;
મળ્યા એકઠા બ્રહ્મા ને ઇંદ્ર, વરુણ વાયુ અરુ રવિ ને ચંદ્ર.
બીજા ત્રિદશ સર્વે દેવ, વિષ્ણુ આદ્ય કીધી છે સેવ;
જળ થળ સઘળે આવી ઝાળ, વાધ્યો અગ્નિ કોપ્યો કાળ.
ક્ષમા કરોજી ભોળાનાથ, જુડતા બાહે જોડયા હાથ;
સહુ જનને સંકટ થાય છે, સૃષ્ટિ તે દેહવટ જાય છે.
કર્તા હર્તા છોજી તમો, તેમા શું વીખાણુ અમો;
શિવજી કહે કહીએ શું કથી, એમા વાંક અમારો નથી.
કર્તા હર્તા સર્વે ઇશ, નથી દોષ રુષીને શીશ;
અનંગ વશ થયો હું આપ, તે માટે પામ્યો છું શાપ.
થયા લિંગના કટકા બાર, નથી રેહેના ઠરીને ઠાર;
પ્રલે કરે છે આડે આંક, શો એમા અમારો વાંક.
ધ્યાન સહુકોએ શક્તિનું ધર્યું, આવાહન અંબાનું કર્યું;
ધરણીધર ધરે છે ધ્યાન, દેવતાએ દીધા બહુ માન.
સત્ય અલોખે અદકી કરી, ત્રુઠયા છે ત્રિપુરી સુંદરી;
દેખિ દેવ સહુ પાયે નમ્યા, શોક સંતાપ સહુકોના શમ્યા.
કરુણાનિધિ પામ્યા જે કષ્ટ, તે ઉમિયાએ દીઠું દ્રષ્ટ;
દ્વાદશ રૂપ પોતાના કરી, દ્વાદશ ઠામ પોતે પરવરી.
શક્તિ રૂપી આસન કર્યા, શિવ લિંગ યોનીમા ધર્યા,
શિવ શક્તિ બે એક સ્વરૂપ, સુખ પામશે ભોળો ભૂપ.
જળાધારી એક યોની સંગ, આપ રૂપ તે પોતે લંગ;
યોની રૂપ તે પૃથ્વીનું પાસ, લિંગ રૂપ આપે આકાશ.
સૂર્ય કેતુ રોમાવળી સંગ, જયાહા જુઓ ત્યા યોની લંગ;
કોડ વાર કહું શુ કથી, શિવ શક્તિથી અદકું કો નથી.
શ્રીકાર તે તો શક્તિ નામ, શિવ રૂપ તે રમતો રામ;
શ્રી રાધા તે શક્તિ રૂપ, કૃષ્ણ કૃપાળ તે ભોળો ભૂપ.
નિંદક પુરૂષ થકી છે દૂર, હરિજન તે શિવ શક્તિ હજુર;
ક્ષણ માત્ર ઠાલો નહિ ઠામ, કલ્યાણ રૂપ તે શિવનું નામ.
શોક શમ્યો તે શિવજી તણો, ઉલટ થયો ઉમયાને ઘણો;
કોપ કરી રુષીએ થાપીયુ, વેદ મંત્રેથી થિર થાપીયુ.

યોની લિંગ જે ધારે નામ, સાક્ષાત્કાર શિવજીનો ઠામ;
શિવજી કહે કારજ કીજીએ, કોટીક દંડ કામને દીજીએ.
પ્રથમ તો બાળ્યો છે આમો, કાખ માંહે રાખ્યો છે તેમો;
એટલાને પણ ગ્રહે કરું, દર્પ અહંકાર એનો હું હરું.
કહે પાર્વતી નિર્મલ નેહ, મારો મોકલ્યો આવ્યો છે એહ;
કોઈ લેઇ શકે નહિ નામ, અજીત કહિને તેડ્યો કામ.
કામને તો કરેણુ ક્રોધ, અજીત એ વરદાન જ દીધ;
શિવજી પાસે આવ્યા ઋષી, ગદગદ કંઠ થયા તે દુઃખી.
અમો ઈશ્વરને દીધી ગાળ, મહા કીધો અપરાધ તે કાળ;
એહ વાતે નરકનો ઠામ, થાય છૂટકો કીજે કામ.
શિવ શક્તિ બોલ્યાં છે બેય, દેવરૂપ છો બ્રાહ્મણ દેહ;
શિવના શિવ તે બ્રાહ્મણ આપ, તમને તે કયમ દેઉં શાપ.
આપું વરદાન હુંશેથી હોડ, જેમ તમારાં પોહોંચે કોડ;
પૂજે સહુ રૂડી પેર, શિવલિંગ સ્થાપો ઘેરે ઘેર.
લિંગ પૂજન જે નવ જાણિયો, ભટક્યો ભવમાં તે પ્રાણિયો;
સ્વર્ગે મૃત્યુ પાતાળે લિંગ, પૂજે સહુકો શિવનાં લિંગ.
લિંગ થકી જીવને વૃષ્ટ, લિંગ થકી છે બાધી સૃષ્ટ;
લિંગ ઈશ્વર ને લિંગ જ દેવ, લિંગ વિના બીજી શી સેવ.
જળાધારી તે યોની રૂપ, લિંગાકાર તે ભોળો ભૂપ;
પૃથ્વી પીઠ તે તેનું પાસ, ઉપર લિંગ તે તો આકાશ.
અણુ માત્ર ઠાલો નથી ઠામ, લિંગ ભગે એ સૃષ્ટી કામ;
નિંદા લિંગ તણી જે કરે, કોટિ કલ્પ નરકે અવતરે.
પુજે લિંગ ને લાગે પાય, દેહ સહિત શિવ લોકે જાય;
જે નરથી શિવ પૂજન થયું, તેને પુન્ય બીજું શું રહ્યું.
લિંગ પુજન કરે નર નાર, સફળ થયો તેનો અવતાર;
લિંગ પૂજે તે સઘળે ફળે, પૂજન દેવ સહુકોનું વળે.
લિંગાકાર જગતનો તાત, ભગાકાર તે જાણો માત;
એથી પ્રગટ્યા એથી માન, એમાં ડાહાપણ એમાં દાન.
લિંગ યોની વિના નર હોય, એવો એક દેખાડો કોય;
કહેવા માત્ર રૂપાંતર થયું, આદ્ય પુજન છે લિંગતણું.
આદ્ય સૃષ્ટીતણું મંડાણ, જે જે લિંગ પરબ્રહ્મ પ્રમાણ;
એમાં મોહ ન માનો રીજ, લિંગ સકળ સૃષ્ટીનું બીજ.
લિંગ જાણે તો એક વિવેક, અંધાની તે તો શિવજી એક.

## III. From. રૂપાવતીની વાર્તા.

. The wonderful verses.

ગામમાં એક બ્રાહ્મણી, દુર્બળ ઘર દુઃખે દામણી;
અનાથ તેના ઘરમાં ધણી, વગર ભણ્યો મહા મૂરખ ધણી.
સ્વામી મૂર્ખ સાંભળ માહરા, કહું અવગુણ કેટલા તાહરા;
ભોજને સહુ લટી જાય છે, વાતો કરી બ્રાહ્મણ વ્હાય છે.
રાજા ભોજ પાસે જઇ આવ, જે આપે તે દ્રવ્ય તું લાવ;
તે કામનિનો બોલ્યો કંથ, ચતુરા વિદ્યા નહિ મુજ ચંત.
નથ આવડે સ્વસ્તિ કે સાબાશ, પરવરૂં કયમ પંડિતજન પાસ;
જાતામાં હું ભોથો થાઉં, મૂર્ખ ઠરૂં ને પત ગુમાઉં.

### દોહરા.

ભામનિ કહે ભરથાર સુણ, જાઓ સભામા સાથ,
કાગળ આપ્યો કામની, આપ તું ભોજને હાથ.
વિપ્ર ચાલ્યો વરણાગિયો, રાજ સભા મોજાર;
માનનિ બેઠી મેડિયે, રાજા ભોજનિ નાર.
ઊભા સેવક આગળે, વનિતા ઢોળે વાય;
જોવા સરખી જાતરા, ત્યા ઊભો દ્વિજ રાય.
કયમ મા'રાજ ઊભા રહ્યા, કો સાથે છે કામ;
કર મધ્યે કાગળ કશો, નિશ્ચે કહો તે નામ.
કાગળ લીધો કામની, વાંચી જોયો વર્ત;
સવા લાખ ટકા તણી, આપી ચીઠી તર્ત.
અર્થ લખ્યોતો એટલો, માનનિયેં જે મર્મ;
રાણી કે' વર્ણવ મારૂં, ધારો તેનો ધર્મ.
પાપ પાખી સુખે પળે, મૂખ વિના ગાજંત;
શ્વેત છે ને શામ છે, અજાચીક જાચંત.
વિપ્ર ચિઠી લેઇ વળ્યો, મનથી પામ્યો માન;
એટલે રમતોતો સોગટે, પુરપતિનો પ્રધાન.
વજીર કહે વિપ્ર સુણો, શું છે કામ મુજ સાથ;
લાવો પત્ર એ વાચીએ, શો છે - કાગળ હાથ.

વાચ્યો પત્ર વછર તે, વખાણ કર્યું મુજ વર્ત;
સવા લાખ ટકા તણી, ચીઠી આપી તર્ત.
દ્વિજ નિરખી તે હરખિયો, શોભા દીઠી સુત્ર;
એટલે દીઠો ભોજનો, પડાઇ ઉડાડતો પુત્ર.
સરખા સમાણા સાથિયા, જોયા અધિપત ઇંદ્ર;
વિપ્ર તહા જોવા રહ્યો, દિઠો તારામા ચંદ્ર.
પુત્ર કહે રે પંડિતા, અહીં લગ ઓગે આવ;
કરમા શું ઝાલી રહ્યો, લખ્યો લેખ તે લાવ.
કુંવરે કાગળ વાચિયો, ચમકયો પોતે ચિત્ત,
સવા લાખ લખિ આપિયા, કર્યું માહરૂં કવિત્ત.
વળી વિપ્ર ત્યાથી વળ્યો, હઇડે આણી હેજ,
કોલ ફેરવતો દીઠડો, ભોજ તણો ભાણેજ.
વિપ્ર રમત જોવા રહ્યો, બાળક બોલ્યો વેદ;
મા'રાજ કાગળે શું લખ્યું, ભ્રાંત ન રાખો ભેદ
લેખ વાચિ તે લાડકે, એ મારો વરણુવ હોય;
આપિ ચિઠિ સવા લાખની, કળી ન શકે કોય.
ચીઠી લેઇ વિપ્ર વળ્યો, જોખ કરતો જાય,
એટલે સાળો ભોજનો, મળિયો મ્હોલા માય.
નદીએ નાવ મુકાવિયુ, સાથી જોવા સે'લ;
જળ ક્રીડા કરી આવિયો, માણતો સુખમા મ્હેલ
જોવા વિપ્ર જુગતે રહ્યો, ક્રોડ પ્રમાણ જ કીધ,
કરમાથી કાગળ લીધો, વાચી જોયો વીધ.
વિપ્ર વરણુવ જ માહરૂં, ભલી કરી છે ભાખ,
લખી લેખ કર આપિયો, સહેજે સવા લાખ.
ઋષિ રુદેમા રીઝિયો, શોભા કૌતક રંગ,
સાતુની મહીપન તણી, વગાડતી મરદંગ.
નાચે નારી નરતકી, રામારૂપ નિધાન;
વિદ્યા શિખે વગાડવુ, પખાજ ગુણીજન ગાન.
અદ્દભુત લીલા તે કને, લક્ષધા જુવે લોક;
જોવા વિપ્ર ઉભો રહ્યો, શાંત પામવા શોક.
તે રામાએ રુપી દીઠો, કાગળ દીઠો હાથ;
માગી લીધો વાચવા, સ્તુતિ દીઠી તે સાથ.

નરખી હરખી નાર તે, વાંચ્યું વરણવ વિવેક;
સવા લાખ ટકા તણી, ચીઠી આપી એક.
વિપ્ર પડયો વિમાસણે, કૌતક દીઠું કોડ;
ચકડોળ ફરતો મેહેલ, જોવા ઊભો જોડ.
ભત્રીજો શ્રી ભોજનો, બેઠોતો તે માંહ;
ઝાઝા જન તો ત્યા હતા, દિઠો વિપ્ર તે ત્યાંહ.
મા'રાજ કાગળ છે કશો, વાચી જોયો વાણ;
એ તો કવિત મારૂં કર્યું, જુગત પોતાની જાણ.
સવા લાખ સમરપિયા, અચરત પામ્યો બ્રહ્મ;
મે'લ માહિ ફરતો ફરે, ફળ્યુ આજ મુજ કર્મ.
એટલે રાજા ભોજ નૃપ, દિવ્ય દેવાશી દેહ;
સભા સમીપે આવીયો, વરસતો હતો મેહ.
ઘટા ચડી છે ઘનતણી, વરસણ શુભ વરસાત;
રાય છે ઘણુ રીજમા, વિપ્રે જોઇ વાત.
વિસ્મે પામ્યો વિપ્ર તે, આ તો ભોજ ભડ ભૂપ;
આશિશ દેઈ ઉભો રહ્યા, રામ સરીખું રૂપ.
ક્યાહાથી આવ્યા કોણ છો, શો છે કાગળ હાથ;
વિપ્રે આપ્યો વાંચવા, સ્તુતિ દીઠી તે સાથ.
**પાગ વિના તે પરવરે, મુખ વિણ ઘણું ગાજંત;**
**શ્વેત છે ને વળી શામ છે, અજાચીક જાચંત.**
રાજા રિઝ્યો ઋષિ ઉપરે, વાચ્યા વેણ વિવેક;
સવા લાખ ટકા તણી, આપી ચીઠી એક.

### ચોપાઇ.

વિપ્ર તણી તે શી છે વાત, પેલી ચીઠી છેડે છે સાત;
મુકે આઠમી તેમા જેટલે, રાજાએ દીઠુ તેટલે.
રાજાએ લીધી હાથમા, પુછ્યુ વિપ્રને શુભ સાથમા;
ક્યાથી ચીઠી પામ્યો સાત, મારા સમ કહો સાચી વાત.
વિપ્ર કરજોડી બોલિયો, મન તણો પડદો ખોલિયો.

### દોહરા.

કાગળ વાચ્યો કામની, તેણે આપી એક;
પ્રધાન રમે છે સોગટે, બીજી વેદ વિવેક.

પડાઇ ઉડાડે પુત્ર તુજ, ત્રીજી ચીઠી તેણ;
કોલ ફેરવે તે કુંવર, ચોથી ચીઠી એણ.
વ્હાણ ઉતરિને આવિયો, ચીઠી આપી પ્રીત;
મૃદંગ વગાડે માનુની, છઠ્ઠી રૂડી રીત.
ચકડોળે હીંચે ચતુર નર, સાતમી આપી હાદ;
આ ચીઠી આપી તમો, એમ કરિ એકદિ આદ.
ભ્રાંત પડી મન ભોજને, કીધું મૂજ કવિત;
શું સમજ્યાં સાતે જણાં, રીઝયાની શી રીત.
સમીપ તેડયાં સાતને, પુછી પટંતરે પેર;
સવાલાખ આપ્યા શું સમજી, ગુણિજન આવ્યો ઘેર.
રાણી કહે રાયજી સુણો, પીયરનો આવ્યો પત્ર;
તે વાતનું વર્ણવ કર્યું, આપ્યા સવાલાખ તત્ર.
પગ વિણ કાગળ પરવરે, મુખવિણ ઘણું ગાજંત;
શ્વેત ઉપરે શામ છે, હું અજાચીક જાચંત.
પ્રધાન કહે સુણ પુરપતી, હું રમતો સોગટે સત્ય;
તે વેળા વર્ણવ કર્યું, અકલ ઘણી અધિપત્ય.
પગવિણ સોગટા પરવરે, મુખ વિણ ઘણું ગાજંત;
શ્વેત છે ને શામ છે, અજાચીક જાચંત.
પુત્ર કહે પિતા સુણો, હું વગાડતો ચંગ;
વખાણ કર્યું વર્ણવ વિષે, રીઝે આપ્યો રંગ.
પગ વિન પડાઇ ઉડે ઘણું, મુખ વિન ઘણું ગાજંત;
શ્વેત ઉપરે શામ છે, અજાચીક જાચંત.
સાળો કે સુણો સાહેબા, હું ખેડતો વ્હાણ;
તે વેળા વરણન કર્યું, પામ્યો એ પરમાણ.
પગ વિણ વ્હાણ જળમાં પળે, મુખ વિન ઘણું ગાજંત;
સદ શ્વેત પર શામ છે અજાચીક જાચંત.
કુંવર કહે કાકા સુણો, હું ફેરવતો કહોલ;
તે વેળા એણે વરણવી, પામ્યો માલ અતોલ.
પગ વિણ કોલુ પરવરે, મુખ વિણ તે ગાજંત;
શ્વેત ઉપર સ્યામ છે, અજાચીક જાચંત.
ચકડોળવાળો ચતુર નર, હીંચનો પાડી હોડ;
તે વેળા વર્ણન કર્યું, પામ્યો જર એ જોડ.

સાતે મળીને પુછિયું, તમો રિઝ્યા કેમ રાય;
શિવ આજ્ઞા સાચું કહો, સાંભળે સર્વે સભાય,
મેઘ ચડચોનો વાદળાં, જોતોતો હું જગત;
વર્ણુન કીધું તે સમે, ભાળી મુજને ભક્ત.
પગ વિણુ આભલા પળે, મુખ વિણુ ઘણું ગાજંત;
શ્વેત આભ પર શામ છે, અજાચીક જાચંત.
આઠ અર્થ એ કવિતને, પૂછો મોટો પ્રશ્ન;
સમ દીધા સાચું કહો, જે ધાર્યો હોય ધર્મ.
બ્રાહ્મણુ કહે સુણુ રાયજી, હું આવ્યો દરબાર;
કાંઇએ સમજું ન કવિતમાં, મોકલિયો મુજ નાર.
નારી તેડી નરપતે, દેઇને ઝાઝાં માન;
કવિત મોકલ્યું તેં કામની, કહો અર્થ તે કાન.
રામા કહે તે રેંટિયો, અધિક વેઠ અનાથ;
કરતુક મારા કર્મના, શોભાવ્યાં તું જ સાથ.
પગ વિના રેંટિયો ફરે, મુખ વિણુ ઘણું ગાજંત;
શ્વેત ઉપર તે શામ છે, અજાચીક જાચંત.
રીઝયો રાય ઋષિ પરે, કબુલ કવિત એ કીધ;
દામ અપાવ્યા આહના, ઋષિ પામ્યો બહુ રીધ.

## 2. The princess and the pandit's son.

### દોહરા.

વિદ્યાનિધ એક વિપ્ર છે, માંડે નિત્ય નિશાળ;
અર્ભક ઘણા ભણે તિહા, કરે સહુ પ્રતિપાળ.
રાજાએ તેડયો ઋષી, બુધનિધ સુંપી બાળ;
ભણાવજો ભાવે કરી, રૂડી વાત રસાળ.
નક્ષત્ર પુષ્પ શુભ યોગ દિન, પૂરણુ તિથિ પ્રમાણુ;
સિદ્ધ યોગ શામા રહી, કરે વિદ્યાનું વિખાણુ.
બહુ કક્કાં બારાખડી, નામાં લેખાં આંક;
પિંગળ શાસ્ત્ર કવિત રૂડા, ભાષા ગઉડી ફાંક.
માધવાનળથી મહિમા ઘણો, સકળ ધર્મનું ધામ;
પુત્ર એક પટંતરે, શોભાસિંધુ નામ.
નળ રાજાથી દશ ગણો, કારમો જાણે કામ;
શરદ ચંદ સરીખડો, દિન દિન દૂતી દામ.

જેવું રૂપ તેવું વરણ, તેવાં સઘળાં શીલ;
તેવા ગુણ લક્ષણ વળી, રૂડી ચાતુરી ચીલ.
જશી વાણ વિદ્યા જશી, તેવાં કુળનાં કૃત્ય;
તેવું ડાપણ શાણપણ, નઉતમ વિદ્યા નૃત્ય.
તરતિબની સંગીત ગતિ, કવિ વિદ્યાનો કોટ;
રાગ વર્ણવે રાગણી, મહિમા કેરો વોટ.
જાયે પિતા ભણાવવા, પુત્રીને નિત પાઠ;
હોજલ કે પડદો નહીં, ખરો વૃદ્ધનો ઠાઠ.
પંડિત પાંસઠ વરસનો, અર્ભકિ વય અગિયાર;
બુધસાગર તે બાળકો, પ્રાક્રમ અપરમપાર.
રાયે ખબર ગુરૂતણી, પૂછી ધર ગુણ સુત્ર;
પ્રભુનો આપ્યો એક છે, પંદર વર્ષનો પુત્ર.
કાશો ઘેલો તેહ છે, જેવો તેવો જાણ;
શાણપણ નથી સમજતો, વિદ્યા ન ચડે વાણ.
કુંવારો છે કુંવર તે, ઘણું બેશી રે' ઘેર;
ગુણ વિણ દે નહિ ગોરડી, પરણ્યાની શી પેર.
સાંભળીને શામા રહી, વિત્યો કેટલો કાળ;
એક દિવસ પિના કને, બેઠો સાગર બાળ.
રિત કહિ રાયપુત્રી તણી, કહ્યાં કામનાં કે'ણ;
રૂપ કહ્યા લક્ષણ કહ્યાં, કહ્યાં વિદ્યાના વેણ.
સ્હેન ચરિત્ર ચતુરા તણાં, પ્રીછે પે'લો પુત્ર;
સાખી એક સમસ્યા તણી, મે'જે લખિયો સુત્ર.
પિતા કને પુસ્તક હતું, પદ્મની કેરી પ્રીત;
ચીઠી મૂકી ચિત્તથી, રાજસ ગુણની રીત.
ચતુરા હાથ ચીઠી ગઈ, વાંચી જોઈ વેદ;
લખનારો ગુણ આગળો, ભામનીને મન ભેદ.

## છપ્પો.

પ્રથમ પાણી કે પવન, પ્રથમ ક્ષીતી કે ખગ્ગા;
પ્રથમ બીજ કે વૃક્ષ, પ્રથમ ઔષધિ કે અગ્ગા;
ધણ કે એરણ પ્રથમ, પ્રથમ મરજ્જ કે મેરી;
પ્રથમ રૂટી કે રટી, પ્રથમ આંગો કે કેરી
વિદ્યા કે વિપ્ર પ્રથમ કહો તગે, પ્રથમ દિવસ કે જામની;
સામળ કહે જાણો તો કહો, પ્રથમ કંથ કે કામની.

## દોહરા.

પુસ્તક વાંચ્યું પ્રેમદા, હેતે ચીકી હાથ;
અચરત પામી અતિ ઘણી, રીઝી રુદયા સાથ.
પ્રતિઉત્તર પ્રીછ્યો નહીં, વપુએ કર્યો વિચાર;
એનો અર્થ જે કો કરે, તે મારો ભરથાર.
વર હું બીજે વરૂ નહીં, હિંમત રાખું હામ;
પંડિત છે એ મૂર્ખ નહિ, એ ગુરુપુત્રનું કામ.
સમસ્યા લખું એ ઊપરે, આવ્યો રૂડો લાગ;
અર્થ કરે જો એહનો, પ્રીતે લાગું પાગ.

## છપ્પા.

કોણ પૃથ્વિથી પ્રૌઢ, કોણ અણુથી પણ નાનો;
કોણ પવનથી પેહેલ, કોણ દેવોથી દાનો;
કોણ ઇંદુથી વિમળ, કોણ અગ્નીથી તાતો;
પયથી ઉજ્વળ કોણ, કોણ મદિરાથી માતો.
વળી કવણ તેજ તરણી થકી, કોણ શર્કરાથી ગળી;
કવિ સામળ કહે ઉત્તર લખો, તો તો પોહોચે મન રળી.

કવથી તરણથી તુચ્છ, કવણ મણિથી છે મોઘો;
સ્વર્ણથી શોભે કવણ, કવણ કુશકાથી સોઘો;
કવણથી બરાસથી બેહેક, કવણ કાજળથી કાળો,
કવણ લોહથી કઠણ, કવણ બાળકથી બાળો.
વળી કવણ વીંછિથી વેદના, કવણ સરવથી છે ગળી,
સામળ મેલું શું મેંસથી, કહો તો પ્હોચે મન રળી.

## ચોપાઇ.

એ સમસ્યા નારીએ લખી, મૂકી પુસ્તક માહે વાળી;
ખબર ગુરુજીને તે નથી, કામનિયે લખિયું જે કથી.
જવ પંડિતજી આવ્યા ઘેર, પછી શી થઇ તેની પેર;
પિતા જમવા બેઠા જેટલે, સુતે પુસ્તક લીધું તેટલે.
દીઠા અક્ષર નારી તણા, વાચી ચીદી નવ રહિ મણા;
વાચી સમસ્યા હરખ્યો ઘણુ, કર્યું તોલ તે તરુણીતણુ.

મોટમ રૂપ મોહન માનની, ભારે બુદ્ધિ દિસે ભામની;
એના મનનો તોડું મોડ, પુછું સમસ્યા પ્હોંચે કોડ.
જો નવ કહિયે એનો અર્થ, તો વિદ્યા ભણિયો તે વ્યર્થ.

## છપ્પા.

મહિથી મોટું માન, અણુંથી લોભી નાનો;
પવનથી પેહેલું મન, વિવેક દેવોથી દાનો;
ચંદ્રથી નિર્મળ ક્ષમા, ક્રોધ અગ્નીથી તાનો;
દુધથી ઉજળો યશ, અમલ મદિરાથી માનો;
છે તેજ તરણિથી નેત્રનું, ગરજ સાકરથી છે ગળી;
સામળ કહે ઉત્તર લખ્યો, સ્હોંચી તેની મન રળી.

તૃણથી જાચક તુચ્છ, મણીથી સદ્દગુણ મોંઘો;
સ્વર્ણથી શોભે સપુત, ગરિબ કુશકાથી સોંઘો;
કીર્તિ બરાસથી બેહેંક, કપુત કાજળથી કાળો;
શ્રમ લોહથી કઠણ, અન્ન બાળકથી બાળો;
દુર્વચન વીછિથી વેદના. મિષ્ટ વાણિ સહુથી ગળી:
છે કલંક મેલું મેંસથી, પ્હોંચી તેની મન રળી.

## દોહરા.

પંડિત પુત્ર પરાક્રમી, લખ્યો પ્રતાપિક પત્ર;
બીજે દિવસે બાળકી, તેણે વાંચ્યો તત્ર.
પ્રસન્ન થઇ તે પ્રેમદા, હરખ ઘણો મન હામ;
પુરૂષ એહ જો પામિયે, થાય આપણું કામ.

## છપ્પા.

લક્ષપતી તો લાખ, દિયા નિર્માલ્ય પ્રમાણે;
જાય રાયનું રાજ, રૂપ પણ ગદ્દે ન દાણે;
કુળ પણ થાય કલંકિ, જેર જોતામાં જાશે;
જોબન પણ વહિ જાય, વંશ નિર્વંશી થાશે.
નહિ ગજ્ય ચોર કે અગ્નિ ભય, માગ મુકાવે જદ્દ થકી;
મે.દા પુરૂષે મન માનજે, સદ્દવિદ્યા શુભ અદ્દ થકી.

## રૂપાવતીની વાર્તા.

સદ્‌વિદ્યાજ સુવર્ણ, શરણ સદ્‌વિદ્યા સત્યે;
સદ્‌વિદ્યાથી સ્વર્ગ, વીખ ઉતારણ વિત્તે;
સદ્‌વિદ્યાથી સિદ્ધિ, ફળે વચનો વર વાણી;
સદ્‌વિદ્યાથી રિદ્ધિ, જગતમાં સઘળે જાણી;
સદ્‌વિદ્યાને વશ સર્વે છે, સદ્‌વિદ્યા ત્યાં શી મણા;
શામળ કહે સદ્‌વિદ્યા વિના, ભટકે ગુણ હીણા ઘણા.

### ચોપાઈ.

જે નરમા સદ્‌વિદ્યા હોય, એવો પુરખ ન દીઠો કોય;
એને પરણું રૂડી પેર, એની ઘરુની થઇ રહું ઘેર.
મુજને તો વહાલો નથી દામ, મારે તો છે ચતુરનુ કામ;
રાચું નહીં હું દેખી રાજ, મારે ચતુર પુરખનું કાજ.

### છપ્પા.

લોભીને વ્હાયો લોભ, જારને વહાલી જારી;
સૂમને વહાલું ધન, પુરખને જોબન નારી;
શૂરને વહાલું શસ્ત્ર, મૂર્ખને મૂર્ખજ માણે;
રાગીને વ્હાલો રાગ, જશવંત જશ જીતી જાણે.
વળી ગુણ સંગાથે ગુણ મળે, તેને તો બહુ પ્રીત છે,
તેમ ચતુર સાથ ચતુરા મળે, એ રાજવિની રીત છે.

3. Some riddles.

વૃક્ષ એકના ડાળ, બાર ભલી ભાત ભણીજે;
પાખડિ ત્રણસેં સાઠ, ગુણીજન જોઇ ગણીજે;
ચતુર જુઓ ચોવીશ, સરસ ફળ તેને ફળિયા;
એકવિસહસ છસેં, પત્ર કવિલોકે કળિયા.
પણ ચોથ ભાગ એ પત્રનો, ગૃહસ્થ શિર શોભિત ઘણો;
તે આપે માગણને અધિક, વેણીદાસ રખિયલ તણો.

### ઉત્તર—દોહરો.

પાપડી પરમાણિયે, કવિયે કદિ એ કહેણ;
સમજે નર સુલક્ષણા, વાધે વધતા વેણ.

### છપ્પા.

પંદર હીરા પ્રતાપ, એક દાનવ એક દેવા;
ખાવિસ કર બળવંત, એક સાધી એક સેવા;
નેન ત્રીશ ને પાંચ, એક ભોગી એક જોગી;
અનિ જોરાવર જાન, એક નિર્મળ એક રોગી.
એકાન્ત સમે એ બેઉ જણુ, એક ભેદ જે નિરખશે;
સામળ કહે શાખા સમજજો, પ્રેમે પ્રેમી પરખશે.

### ઉત્તર–દોહરો.

રાવણ શિવ સેવા કરે, દીધું ત્યાં દર્શન;
વર્ણન એહ શામાતણું, પૂરણ મન પરસન.

4. The princess offers herself to the poor pandit's son.

### છપ્પા.

તું મારો આધાર, તુંજ જીવડલો મારો;
તું મારો સરદાર, આશરો મુજને તારો;
તુ છે મારો પ્રાણ, હાર ગારા હૈયાનો;
તું ઇશ્વર તું ઇષ્ટ, ગેર મસ્તક હૈયાનો.
પરમેશ્વરથી પરમ પ્રિય, તન મન ધનથી તું બન્યો;
ઈશ્વર આણ તું વિણ હવે, અવર પુરુષ તનથી તજ્યો.

પશ્ચિમ ઊગે ભાણ, ડગે મેંદાચળ મેરે;
તરે વેણુ પર પ્હાણ, મરે નહિ જંબુક ફેરે;
જળમા લાગે અગન, ગગનમા શીલા ગાજે;
મટે ગુણુ રવિ રશ્મ, તેહ થિર શાયર થાજે.
કોઇક કાળે એમ નીપજે, ઉલટ સુલટ અવની ફરે;
સામળ કહે એ નાર નર, વનિતા નવ બીજો વરે.

### ચોપાઈ.

એમજ લખિયો લાધક લેખ, માનનિને મન મીન ન મેખ;
કશુધ એખિને એ વર વર્યો, પેર વચનથી નિશે કર્યો.

વાંચી જોયું વિપ્રે પત્ર, માથા ઊપરે આવ્યું મંત્ર;
કોટિ બ્રહ્મહત્યા દઉં તુને, માસ એકમાં ન મળે મુને.
સો સો વાર કહુંછું, સાથ, મારૂં આયુષ તારે હાથ;
ત્રીસ દિવસ સુધી વાટ જોઉં, નહિ તો પ્રાણ અપૂટે ખોઉં.
તારે મારે વચમાં ઈશ, મારી હત્યા તારે શીશ
મારી પાસ ન આવો કેમ, શત સહસ્ત્ર ખાધા સમ એમ
વિપ્રે તેહ વચન વાંચિયાં, વાચતાં હૃદયે લાગિયાં
સ્ત્રી સંગાથે સગપણ થયું, આયુષ એનું આવી રહ્યું.
ધર્મ માર્ગનો કીધો ધ્વંસ, જશે પિતા મારાનો વંશ
લાજ શરમનો થાશે લોપ, કરશે રાય પિતાપર કોપ
કપુત નામ કહેશે સહુ કોય, કહેશે લુણહરામી હોય
વૃદ્ધ માત પિતુ દુઃખ પામશે, સૂખ શરીરથકી વામશે.
મહિપત કેરૂં છે બહુ માન, પેટ ભરી મળશે નહિ ધાન.

છપ્પા.

કરે ચોરી જે ચોર, એક દિન નિજ બંધાવે;
કરે જાર જે જારિ, એક દિન માન મટાવે.
કરે ચાડિ જે ચાડ, રૂડો જશ જોતા જોવે;
કરે જર વિણ વેહેપાર, કદી દેવાળું આવે.
વળી મમત કરે મોટા થકી, વણ ખૂટે નિશ્ચે મરે;
નિરાશ થઇને નરકે પડું અર્થે એ હવે કયમ સરે.

કયા રહુ ને કયા જાઉં, વાત કો આગળ કહિયે;
નીર અન્ન કયમ લેઉં, વાત કયમ રાખું રહિયે;
કોણ ઉપાસું ઇષ્ટ, વાત એકે નવ સૂઝે;
વેદ શાસ્ત્ર વિઘાય, વ્યાકરણ કંઇ નવ બૂઝે;
એકે વાત નવ ઊકલે, ભર નયણે આસૂ ભરે;
ઉપાસું હવે સપ્તશતી, કલ્પના મન એવી કરે.

દીપ કીધા દશ વીશ, અક્ષત ને કુમકુમ ધરિયા;
પ્રતિમા વિષ્ણુ ઈશ, શ્રીફળ ને ફોફળ ભરિયાં;
તુળસી શાલિગ્રામ, પૂન્ય પ્રતિમા તો કીધી;
કંઠે તુળસી માળ, વંદિ આરોપી લીધી;
શુકન આપે શિવ શક્તિ તું, તો કામજ એ કીજિયે;
નહિતર આત્મ હત્યા કરૂં, કે સ્ત્રી હત્યા લીજિયે.

## ચોપાઇ.

શુભ શકન તેને આપિયો, સ્થિર કરિ પોતાનો થાપિયો;
સંદેહ તેના મનનો ટળ્યો, ભામનિ મળવા કામે ભળ્યો.
વિતી દુખે પાપે જામની, કાગળ લખ્યો બિજે કામની;
મૂલ ખરીદી દાસી અમો, ત્રણ ભવ કેરા સ્વામી તમો.
પ્રીને આવો મારી પાસ, કર ગાની કે કર તુજ દાસ;
તમે શિરોમણિ મારા સ્વામ, હું તારી મોજડિને દામ.
શુભ શકન જોઈ આવજો, લાયક રૂડી લાવજો;
બીક ન રાખશો કોની કશી, આપણને દુ:ખદ કો નથી.

## છપ્પો.

ધરતિ ન ધરશો પાય, ગગન નીચે નવ આવો;
ન કરો કોનો સંગ, સાથ લાયક જન લાવો;
દિવસે નવ આવશો, ન રાત બપોર પ્રભાતે;
જાણે સઘળું જગત, ન કહેશો કોને પોતે.
પાચે જણને પ્રાજે કરી, વીસેને દૂરજ કરો;
ત્રણ બંધી તરતીબશું, પંથ આપણે પરવરો.

## ચોપાઇ.

માનનિ વચને થયો મગન, અખાત્રીજ દિન લેખ લગન;
પિતાને કહે ગુણ ગાઉંછું, ભલી વાત ભણવા જાઉંછું.
રેણી રેહેવુ પડશે ગત, પુર આવિશ પ્રૌઢે પરભાત;
સભી સાજ ધારીને ધર્મ, કીધુ કુળ આચારી કર્મ.
પાય પાવડી ધાગક ધરી, મસ્તક ટોપ ધર્યો ક્રમ કરી;
લાઠી લાયક કરમાં લીધ, યોગ્ય પુરૂષ થયો કો સિદ્ધ.
પાચે પટકુળ ધોયા ધીર, નખ ઉતરાવ્યા શુદ્ધ શરીર;
કાથો ચૂનો લીધા પાન, મન લાગ્યું કુંવરીનું તાન.
વિપ્ર પાલટી વપુનો વેશ, પથે જવા કિધો પરવેશ;
રૂદયા માહી સમર્યા રામ, કરજો શ્રીપતિ મારૂં કામ.
ભિક્ષુક થઈ ભિક્ષા કારણે, બુધનિધાન પહોંચ્યો બારણે;
દીઠો ઋષિની પ્રતિહાર, દીઠો સખિ માદેલી નાર.

દીઠો પટેમારગૂ લોક, બ્રાહ્મણ કેરૂં રહ્યાપણ રોક;
દ્વાર માંહે જઈ ઊભો રહ્યો, સખિયે રાણી આગળ કહ્યો.
વિપ્ર કોઈ આવ્યો છે આંહ, વણ આજ્ઞાએ મોહોલા માંહ;
ચેતી ચતુરા હૃદયા સાથ, શ્રીફળ મોકલિ આપ્યાં હાથ.
જાવ માનની દો બહુ માન, દેવરૂપને દેવું દાન;
ધશી જઈને ઝાલ્યો હાથ, તેડી ગઈ પોતાની સાથ.
દંડ પ્રણામ કર્યા દશવીશ, ચતુરાએ નામ્યું નિજ શીશ;
રળિયાળું શુભ દીઠું રૂપ, વિપ્ર જાત પણ ભારે ભૂપ.
મહારાજ મારે મ્હેલે રહો, કામ કિંકરી સરખું કહો;
ભલે પધાર્યા આણે ઠામ, સત્ય પ્રાણ મારા છો શ્યામ.

### દોહરા.

રુખી કહે કુંવરી સુણો, છોજી ચતુરસુજાણ;
તેડયો મને ન આપવા, પણ લેવાને પ્રાણ.
આવરદા આવી રહ્યું, થયો વાંઝિયો તાત;
લાજ ગઈ કીર્તિ ગઈ, વિપરિત થઈ આ વાત.
ગઈ ઇજત ને આબરૂ, ગયું ધ્યાન ને ધર્મ;
વિદ્યા ગઈ વિવેક સહ, શાસ્ત્ર ગયા ખટ કર્મ.
ગયું આયુ મુજ અલ્પ આ, ગયાં અર્થ ધરસૂત્ર;
માત તાત દુઃખ પામશે, કહેશે સહૂ કુપુત્ર.
તમ મળ્યાથકી તારણી, થાશે એહ હવાલ;
એવું શું આપો તમો, અર્થ ગર્થ કે માલ.

### છપ્પો.

કૃતયુગ કૃત્યા કોપ, રેણુકા સાચી સિદ્ધિ;
પરશુ એકવિસ વાર, ધરા નક્ષત્રી કીધી;
ત્રેતા શકતી સીત, રાવણાદિક રોળાવ્યા;
પાપી રાક્ષસ કોડ, મક્ષિકાવત ચોળાવ્યા.
દ્વાપરમાં કૃત્યા દ્રૌપદી, અઢાર અક્ષોણી દળ દળ્યું;
તે થકી અદકું તેં કર્યું, હેતથિ મુજ હારદ હર્યું.

### ચોપાઇ.

તું રાણી ને હું તો રંક, એ કયમ ગાસે આડે આંક;
હું ભિક્ષુક ને તું નો ભૂપ, રેંક નાયનું ન મળે રૂપ.

શું આવ્યું તુજ મનમાં આજ, રામા બેઠી કરને રાજ;
શા માટે તું હરે મુજ દેહ, પર નરપર શો આણે નેહ.

### છપ્પા.

હું કુશકા તું શાળ, શિયાળ હું તો તું સહિયે;
હું પડનર તું ક્ષેત્ર, પટંતર એવો કહિયે;
હું કથીર તુ કનક, કૂપ હું તો તું સિંધુ;
હું આગિયો તું અરણ, હું તો તારક તું ઈંદુ;
હું કીડી કુંજર તુલ્ય તું, કયા પાષાણ ઝવેરડી
ફટ ફટ રાજ કુમારિકા, દીપક લઈ કુવે પડી

મારે માગવિ ભીખ, સદાવ્રત તું તો આપે,
હું જાચું જન નીચ, કષ્ટ તું કઇના કાપે;
હું ચોળું તન રાખ, તું તો મોને સુહાવે;
મારે જીરણ વસ્ત્ર, તું તો પટકુળ ઓપાવે.
વળી હું તો કરૂં છું કાસદુ, તુ ચઢિ સુખપાલે ફરે
ફટ ફટ ઘેલી ગોરડી, વિપ્ર ગરીબને ક્યમ વરે

### દોહરા.

બાળ રૂપ તુજ નામ ને, બાળ ચાતુરી ન્હેન;
બાળ સતીનું શ્હાણપણ, અજાણ અતિશે એન.
કમોતે મરાવે મને, કા તુ છંડે પ્રાણ;
કા બ્રહ્મહત્યા ભોગવે, એ તું મૂર્ખ અજાણ.

### છપ્પો.

ન ગમ્યો કોઇ નરેશ, ગમ્યો ન પ્રતાપિક પૂરો;
ન ગમ્યો કરમી કોઈ, ગમ્યો નહિ સામંત શૂરો;
ન ગમ્યો કોઇ વણીક, ગમ્યો નહિ નીતમ નાગર;
દાના કે દેસાઇ, ગમ્યો નહિ સુમતી સાગર.
કો ન ગમ્યો ગામગરાસિયો, ન ગમ્યો મેહેવાસી તને;
પરધન પાટવી પરહરી, ખોળી કાઢ્યો તેં મને.

### ચોપાઈ.

અધિક મેદેખ્યા એવા અડ્યા, આંબે આમ્ર અધિક જ પડ્યા;
કિયા જનમની તું પાપણી, ડસવા આવિ મને સાપણી.

રે મેં કંઈ તુજ યોગી કરી, મેં શી તારી થાપણ હરી;
થશે રાયને જુગતે જાણ, લેશે સઘ આપણા પ્રાણ
તેમા તારૂં તો શું જશે, મુજ માવીતર દુખિયા થશે,
ઊંડળમા નહિં ઘાલુ આભ, તુજને પરણ્યાથી શો લાભ.
નાત બ્હાર કહાડે મુજ નાત, વટલે મુજ બ્રાહ્મણની જાત,
ફટ ફટ કહે નગરના લોક, તુજને પરણું તે તો ફોક
કલંક કુળ બાધાને ચડે, જનક જનેતા બાપ્યા સડે;
ભ્રૂણહગમી થાઉં પ્રચંડ, સગા સબંધી પામે દંડ.
જવા દ્યો એટલું માગિયે, પ્રમદા પાય તને લાગિયે,
વચને બાંધ્યો હું આવિયો, સંદેશો તેં જે કાવિયો.
છાનું રહેશે નહિ કંઇ પાપ, તરત જાણશે તારો બાપ,
સાભળતા દેશે શૂળિયે, તું આવી મારી મૂળિયે;
દયા હું બ્રાહ્મણ ઉપર કરો, વર બીજો જોઇને વરો.

### દોહરા.

કાલાવાલા કોટિધા, કરિને પ્રણમ્યો પાગ,
પાછો વળિયો પલકમા, જાવા ઘર નિજ જાગ
નારી ઊઠી નેહથી, બળથી ઝાલી બાહ,
મહારાજ રહો મુજ કને, જશો હવે તે કયાંહ
તું તો મારો ઘરધણી, તું તો મારો પ્રાણ
તું તો હાર હઇડાતણો, સાભળ બ્રહ્મ સુજાણ
તુજને ઊની આચ નહિ, દેશે નહિ કો દુઃખ,
અન્ન જળ મને તો ગમે, જોઉં તારૂં મૂખ
હું છું લાખ વસા સતી, વેર નવ વરણાય,
પરણી તુજને પ્રીતથી, બીજે કયમ પરણાય.

### છપ્પો.

જયમ ગૌતમ અહલ્યાય, જેમ સીતા ને રામ,
જયમ રુકમણિ ને કૃષ્ણ, કહું જયમ રતિ ને કામ,
જયમ તારા ને વાલિ, જેમ નળ ને દમયતી,
જયમ પાડવ પચાળિ, ચદ રોહિણી ગુણવંતી
વળિ જેમ વસિષ્ટ અરુંધતી, જેમ રનાદે ને રવી;
ત્યમ તું વર ને હું કન્યકા, કહી ગયા મોટા કવી.

જ્યમ પીંજુને ભાત, છરી અક્ષર જ્યમ છાપે;
જ્યમ અરણુત્ર મરજાદ, વજન તોલા વણુ માપે;
રાત દિવસ જે રીત, જેમ વાદળ ને તડકો;
જેમ પવન આકાશ, ઘડી પાણીવળ પલકો.
આવરદા આણી સૃષ્ટિની, સુખ દુઃખ ટાળ્યાં નવ ટળે;
હું ભામનિ ને ભરથાર તું, નાડે મારગ નહિ મળે.

## ચોપાઇ..

વનિતા કેરી વાણિ વિવેક, એવી શિક્ષા કહી અનેક;
નાઠાથી નવ મેલે મોત, જાગે ગોકુળ ગોળા સ્રોત.

## છપ્પો

નાઠે ન મુકે ભૂખ, દુઃખ નાઠે નવ જાએ;
નાઠે ન મુકે ભોગ, રોગ નાઠે નવ જાએ;
નાઠે ન મુકે તાવ, નાસવે ગ્રહ નવ છૂટે;
નાઠે ન રહે લક્ષ, ચોર કે ઠાકમ લૂટે.
વળી નાઠે મોત મુકે નહીં, નાઠે કુડો પાશ છે;
કવિ સામળભટ સાચું કહે, નામ તેહનો નાશ છે.

જે જાયું તે જાય, જેહ પીલ્યું તે ખરશે;
ભરિયું તે ઠલવાય, ચડયું તે તો ઉતરશે;
લીલું તે સુકાય, નવું તે જુનું થાશે;
આવરદા વશ સર્વ, કાળ સહુકોને ખાશે.
જો કિંનર જન ને રાક્ષસો, દેવ ગંધર્વ ને દાનવી;
મઘવાદિક મોતે મરે, તો કોણ માત્ર આ માનવી.

ગયા ઇંદ્ર કઇ ક્રોડ, ગયા બ્રહ્મા કઇ ભૂલ્યા;
ગયા કરોડો કામ, અડગ રાશ પણુ ઝુલ્યા;
ગયા દેવ દિગપાળ, ગયા માંધાતા મહિપન;
ગયા દિલીપ હરિશ્ચંદ, ગયા છાકેલા છત્રપન.
વળી ગયા જનક ને જાદવો, જે વળી લાખ્યા જાન્હવી;
આવર કોઇ ગ્યા નહીં, કોણ માત્ર આ માનવી

માત પિતાનો ભોગ, જોગ વીરજ બંધાયું;
રુધિર માંસ ને હાડ, શરીર તેનું સંધાયું;
નસો જાળ નખ વાળ, સગ લઈ સાંધા મેળ્યા,
પંચભૂતના ભાગ, લાગ ભમવાના ભેળ્યા.
મમતા માયા અહંકાર અતિ, વાયુરૂપ કોઇક વસ્યો;
સામળ જળ પરપોટો જયા, કહો ગરવ તેનો કશો.

મારૂં મારૂં કરે મૂઢ, કારમી કાયા માયા;
અજ્ઞાને આરૂઢ, અંધ થઇ ધંધે ધાયા;
આ મારૂં ઘરસૂત્ર, પુત્ર મારો પરણાવું;
ઘડપણે પાળે મને, આજ ભલિ ભાત ભણાવું.
પણ એ દીપક છે વાયુમાં, કાચો કુપ્પો કાચનો;
સામળ કહે મૂઢ મમતા કરે, એવા શરીર અસાચનો.

જાય જોરાવર શર્ણ, પ્રીતે પાતાળે પેસે;
પેસે અરણ્વ નીર, મેરુ માથે જઈ બેસે;
જાય શેષને શરણ, રવિ રથ આગળ ચાલે;
મંત્ર જંત્રના જાપ, કરી મઘવા સંગ મ્હાલે.
કદિ સંચ પ્રપંચ કરે ઘણા, રવિ મંડળ બાધુ અટે;
પણ સામળભટ સાચું કહે, મરવાનું તો નહિ મટે.

## દોહરા.

અહો વિપ્ર વરણાગિયા, કર કર રંગની રેલ;
આ ભવ તું મારો ધણી, મમત તું મનથી મેલ.

## છપ્પા.

કોઇ આજ કોઇ કાલ, કોઇ દિવસે કોઇ રાતે;
કોઇ જોબન કોઇ વૃદ્ધ, કોઇ જન જુવતી જાતે;
કોઈ તાવે તરફડિ, આપઘાતે કોઇ મરતાં;
કોઇ ભોગ કોઇ રોગ, કોઇ તો સરપ કરડતાં.
કોઈ વાસિ વિકાર કે દડકવા, કૌ મમતે લડિને મુઓ;
કાળ ન મૂકે કોઈને, સામળ કહે સમજી જુઓ.

હું છું તારી દાસી, ખરીદ કિધિ વણ મુલે;
રહેવું તુજ આવાસ, રાખજે આત્મા તુલ્યે;
હું છું રાજ કન્યાય, બ્રહ્મ સુત છે તું પોતે;
મુજને કંઈ દુઃખ થાય, નિવારે નીશ્ચે તું તે.
વળી માત પિતા એ તાહરાં, દુઃખી જરા થાશે નહીં;
તો રહેજો મુજ પાસે તમો, વચન માહરૂં છે સહી.

ચોપાઇ.

કોટિક કાલાવાલા કર્યા, ખાંત કરી ખોળા પાથર્યા;
રુદયા માંહે રિઝ્યો રુપી, અમૃત વચને કીધો સુખી.
દ્રષ્ટે દ્રષ્ટી જ્યારે મળી, પય મધ્યે જ્યમ સાકર ભળી;
વેદ ચાર વચને રાખિયા, કર્યા ચંદ્ર સૂરજ સાખિયા.
વેદ મંત્રથી તારા લાખ, એ સર્વેની રાખી સાખ;
યજ્ઞ હુતાશન સાખી ધીપ, કિધો સાખ આદિત્યાધિપ.
ગાધર્વ વિવાહની જે રીત, પરણ્યાં બે જણ પૂરણ પ્રીત;
કરે મિંદળ ચિતની ચૂડલો, રદે રીઝી દીસે રૂડલો.
રીતભાત સંક્ષેપે સર્વ, કીધું મન મુકીને ગર્વ;
સમજી ગઈ દસ પંદર દાસ, જે રેતીતી પ્રમદા પાસ.

5. When lovers meet

હસ્તી જોબન હોય, જ્યારે મદમાતો મહાલે;
અશ્વનું જોબન હોય, મશાલા ચરિ જ્યાં ચાલે;
ભેંસનું જોબન હોય, ભલો જયારે ભાહરવો;
નરનું જોબન હોય, પુત્ર રેલત તન નરવો.
રાયનું જોબન રાજ્ય છે, પરિપૂરણ સમરથપણું;
કામનિનું જોબન કંથ છે, સામળ કહે શું કહું ઘણું.

મળે કામની કંથ, પ્રથમ તો લજ્જા પામે;
મળે કામની કંથ, નેણ તે નીચાં નામે;
મળે કામની કંથ, સ્નેહનાં વાયક સૂઝે;
મળે કામની કંથ, જોર જોબનનું સૂઝે.
જ્યા મળે કંથ ને કામની, ભાવઠાવ મનમાં ભરે;
પકડે ને નઝાળી તોસ ત્યાં, સામળ કહે શોભા ધરે.

વર્ષાઋતુનું ક્ષેત્ર, નેત્ર આદે તે નિરખ્યાં;
વસંત ઋતુનાં વૃક્ષ, પરાક્રમ પ્રમક્ષ પરખ્યાં;
નવાણુ ભરિયું નીર, કમળ ખીલ્યાં અતિ ઓપ્યાં;
રૂડી વૃક્ષ ને વેલ, રાજ રંભા ફળ રોપ્યાં.
વળિ મયંક શર્દ નિશાતણો, ઉત્તરાયન કેરો રવી;
કામનીને કંથ મળે જહીં, એવી લેખી કહે કવી.

## IX. From વૈતાલ પચ્ચીશી

### 1 A strange bequest.

#### ચોપાઇ.

તેના નગરમા એક વાણિઓ, છપ્પન કોટ વરતી જાણીયો;
પતિવ્રતા ઘરણી ઘર સુત્ર, ચતુર ચાર પ્રતાપિક પુત્ર.
વણજ વ્હેપાર વડો વિવેક, ન્યાવટ સાવટનો ઉત્તમ નેક;
વશે સાવટ બુદ્ધની છાપ, અક્કલ અમરથી આદરી આપ.
રામો સામો ને રણછોડ, કુબેર કુંવરની ચોથી જોડ;
ખાય પીએ ને દિન નિરગમે, કરે મોજ જે મનને ગમે.
સીતેર વરસ તે જીવ્યો સુખે, બુદ્ધ ઓરતો ન શાણો દુઃખે;
અંતઃકાળે જે મનમા લખ્યુ, પાસે પુત્ર બેસાડી કહ્યું.
પરસપર વઢશો મા કોય, હું કહું તે વાત જુગતે જોય;
પલંગ હેઠે જે દાટયું અમો, તે ચાર વેંચી લેજો તમો.
વહાણુ વાસણુ ધાન્ય ને ધન, મેડી મેહેલ વસ્ત્ર વાહન;
એ સર્વેના કરજો ભાગ, લેજો વહેંચી જોઇને લાગ.
સોના રૂપાં ધન ને ધરત, ભોગવજો એ ભારે ભરત;
ખાજો ખરચજો દેજો દાન, રાખજો મહિમા મોટમ માન.
પુત્ર પ્રત્યે કહિ એ વાત, પામ્યો મરણુ તે જનનો તાત:
દહાડો પાણી કીધો ઘણું, ધન ખરચ્યું પિતાજી તણું.
થયો માસ બેઠા એકાંત, ભ્રાત ચારે ભોગવીને ભ્રાત;
આજ રાતે કામ કીજીએ, ફળા વસ્તુ વહેંચી લીજીએ.
ખોદી ભોમી શોધી સમસ્ત, નીકળી દાબડીમા એક વસ્ત;
હીરો હેમ મોતી નહિ માહે, આળ પંપાળ દીઠું ત્યાંહે.

## સામળ ભટ્ટ.

### દોહરા.

કટકો એક કાગળ તણો, બીજો કટકો પહાણ,
ત્રીજો કટકો લોહ તણો, ચોથો મૃત્તિકા ને છાણ
આભા બન્યા જુગને કરી, આ તે શું કહેવાય;
ડોસે કપટે વઢાવિયા કે છળ્યા છૈયા ને વાં'ય
કે મૂર્ખ ગણી મેંનાડિયું, ધન મીનકન ને માલ,
કે ગોપ્યુ વેગીના હાથમા, ગજનાવ્યો સૌ માલ
પુછ્યુ સગા કુટુંબને, એનો શો છે અર્થ,
પૂજનિકે કશ દાટિયુ, પરીયાતણું જે ગર્થ
કોઈને કઈ સુઝે નહીં, બહુ બહુ મા'લ અનટાય,
પચે મળી પરમાણિયુ, નેક ન ચુકયો ન્યાય
સુજ પડે નહિ સરવને, બોજ કને ગયા બ્રાત,
મૂળ થયા માઠી કહી, વિતગતણી સૌ વાત
તાત અમારો કહિ ગયો, લેજો સૌ ધન માન,
ગોધના સર્પ સાપડયો, શા કરના તેના હાલ
સુજ પડે નહિ સરવને, વહેંચી લેની વસ્ત,
દીઠી વસ્ત આ દાગડે, નેક પડે નહિ બ્યસ્ત.
પુછ્યુ પડિત પ્રધાનને, પુછ્યા વડા વઝીર,
કોઇએ કહી શક્યા નહિ, અધિપતિ ઉમગાન અમીર
વાયદો કીધો દિન વિશનો, કહીશુ કરી વિચાર,
નિરાશ થઈ પાછા વળ્યા, આવ્યા નગરથી બહાર

2 The seat of justice

વગખડે અડયા વિસ્મે થઇ, કરતા વિચાર વિવેક,
ચતુર બોજે સુઝ્યો નહિ, ન્યાય આપણો નેક
ધડ એક હુતો ગોવાળનો, બેઠા ત્યા ગોવાળ,
ઢોરો ચરતાતા રાનમા, બહાર રમતાતા બાળ
દીઠા ચારે દામણા, મુકતા મુખ નિશ્વાસ,
ગોપ સમજયા ગુણ તેહના, પ્રિતે તેડયા પાસ
સાચુ બોલો સવક્ષણા, માચ્યો બોલી રામ,
સાચે સિદ્ધિ પામીએ, સાચે સરશે કામ

તે ચારે છે ચતુર નર, બોલ્યા સાચા બોલ;
તું અમારો અધિપતિ, સમજે તો કરજે તોલ.
તાત કહી કહાવી મુઓ, તે માનું નહિ કાઇ;
લોહોડું કાગળ પાણિઓ, છાણુ મૃત્તિકા માંહિ.
ભોજ સભા મારે સમ્યો, ભાગ્યો નહિ કાંઇ ભેદ;
નિરાશ વળ્યા નિર્ફળ થયા, વાચા સાચી વેદ.
ગોપ કહે ગુણીજનને, એ તો વાત છે સહેલ;
વદશો મા વહેંચો સુખે, મોજ કરો જઇ મહેલ.
વણજ ને વહાણવટ, લેણા દેણા લાખ;
એ કટકો કાગળ તણો, શાસ્ત્ર સમસ્યા શાખ.
હીરા મોતી માણેકો, ઝવેરતણા જર હોય;
પરવાળા કટકો એ પહાણના, કનક કશામા દોય.
સોના રૂપા શાહવટુ, કાસા તાંબા કોડ;
લોહ કટકો એ લક્ષવસા, ક્ષણું માત્ર નહિ ખોડ.
મેડી મહેલ અટારિયો, કણ કોઠાર અંગોર;
કરિયાણા વસાણા કાપડા, એ મોટી છાણની ઢોર.
બરોબરી એ સરવને, ચૌદ ચૌદ કોટી ચાર;
છપન કોટિધા સહિ, અક્ષર માપ અપાર.
તે વેળા તે કામ તો, કર્યા કામ તે સિદ્ધ;
ચાર ભાગ ચારે જણા, ચીઠ્ઠી નાખી લીધ.
હરખ્યા ચારે હેતે કરી, ગયા ગામમા તરત;
ન્યાય ચુકાવ્યો ગોવાળાએ, વેદ વાયકથી વરત.
જાણ થયુ જશવંતને, ભોજ રાજ ભડ ભૂપ;
ગુણિજન એ ગોવાળિયો, રાજ તેજ સિદ્ધ રૂપ.
પ્રથમના બ્રાહ્મણતણા, આપ્યા તેર રતન;
બીડેલાં ગનો લઇ, કરે જાણપણે જતન.
ત્રીજે પેલા વિપ્રને, માલ ઉજમણો ગેદ;
ચોથો ન્યાયજ જાણીયો, ચુકવ્યો વાણી વેદ.
મહિપતે મન વિમાસિયું, એ નહિ ગોપનું કામ;
બેસે છે જ્યાં બાળકા, તે અલૌકિક ઠામ.
ભોમિ ખોદાવી ભૂપતિ, મોહ પામીને મન;
કોઈ એક પુન્ય પ્રતાપથી, નિકળ્યું એક આસન.

અદ્ભુત અલૌકીક ઇંદ્રનું, ત્રણ લોકનું તેજ,
લાવ્યો ભોજ સભા વિષે, ઉછરંગે અદકું હેજ.
દુંદુભિ વાગ્યા દેવનાં, તરિયા તોરણ દ્વાર;
ગામ જમાડ્યું ગુણનિધિ, જે કો વરણ અઢાર.
પુન્યવંત પ્રિતે કરી, દીધા બહુ વિધ દાન;
ભોગી સુખ ભુખ્યા નહિ, માગણ પામ્યા માન.
નિધિ ખરચી બહુ નગરમા, તેડયા વિપ્ર વિવેક;
લીધું મુહૂરત લાખેણું, ન્યાય વાત જે નેક.
જગત મળ્યુ જોવા સહુ, ગુણનિધિ ધારા ગામ,
આસન બેસે છે અધિપતિ, ઉછરંગે દિમન હામ.
શોભા સિંહાસન તણી, કોણે કળી ન કળાય;
ઇંદ્રાસનથી અધિક છે, જોતા તેજ જણાય.
પંચ પરથાર પોખરાજના, પંચ પીરોજા પત્ર;
પ્રતાપ જેનો પ્રાક્રમી, પંચદંડનું છે છત્ર.
પાછળ બત્રિસ પુતળી, નાર રૂડી રૂપવંત;
વાજાં સહુના હાથમા, વરી વાન વિગત.
તાલ પખાજ કર તંબુરો, ત્રિયા હાથમા ત્રણ,
વાજે વાજાં છત્રિસે, ભામનિ કર મૃદંગ.
પાચ પ્રદક્ષણા પાછળે, દૈવત જાણી દીધ,
ભાવ ધરી ભોજ નૃપે, કોડે ઇચ્છા કીધ.
જે જે શબ્દ બોલે સહુ, અષ્ટાદશ સહુ વરણ,
પ્રણામ કરીને પુરપતિ, પગ ઠવે જમણો ચરણ.
ઇંદ્રાની બોલી એટલે, હા હા કહિ હુંકાર,
પગ મા ધરશો રાયજી, ભાખ્યો એ ભણકાર.
બેઠાથી માઠું થશે, ભોગવાશે નહિ ભોગ,
એ સિંહાસન ઇંદ્રનું, ઘટે નહિ તુજ જોગ.
વિવેકે વિક્રમાદિત્યે, જીત્યું આસન એણ,
તે સરખો બેઠો શકે, તોલ નહિ તુજ તેણ
પરદુઃખભંજન સુખકરણ, તજે પાપ પરપંચ;
અરિગંજન રંજન સજન, પુન્ય જીત્યા પંચદંડ.
ગાજે તું તે સરીખડો, પ્રાક્રમ એવા થાય;
તો સિંહાસન ઉપરે, પગ ઠો તારાગે પાય

રૂડો છે તું રાજવી, માટે કહું છું કેણ:
ખેડે સુખ નહિ પામીએ, વેદ વાત એ વેણ.

X. From શિવપુરાણ.*

1 Desire the Arch-enemy.

છપ્પો

કામાતુર અતિ અંધ, આખે ન દેખે આપે,
કામી ન જુવે કાજ, ગ્રીછે નહિ પાપી પાપે;
કામી ન જુવે જાત, દશેદિશ ડર ન દેખે;
ન ધારે કામી ધર્મ, અકલ જો હોય અલેખે.
કામી ન જુવે કામનિ, જાર કર્મે પહેરચો જદા;
શામળ કેહ ખોળ્યું ખાપનું, કા કામનિ કામી કદા.

જારને ન મળે લાજ, જાનને કાજ ન સુઝે;
જાર જુવે નહિ જાત, બુદ્ધિ એકે નહિ બુઝે,
જાર ન જાણે પુન્ય, જાર જત જાણો જૂઠો,
જારપર રૂઠે જગત, જાર પર રામ રેહ રૂઠો
જાર સગપણ શોધે નહિ, જાર ગરવાપણું નવ ગણે,
હજાર અવગુણ છે જારમા, શામળ ભટ સાચું ભણે.

કામ ન જીત્યો જનક, યુધિષ્ટિરે કામ ન જીત્યો;
અર્જુને ન જીત્યો કામ, રાવણનો મેહ ન વીત્યો,
તેત્રિસ કોટિ દેવ, રખિ જે સહસ્ત્ર અઠયાસી;
પન્નગ પતિ નગ નરેશ, કાલા સઉ કીધા દાસી.
માધાતા મહિપત સરખા, નિર્દોષ આદ્ય છકના છક્યા;
શામળ કેહ સુર સતવાદિયા, કામ જીતી કો નવ શક્યા.

કુંતીએ નવ જીત્યો કામ, જીત્યો નહિ દ્રૌપદી રાણી;
પરાશર પુનવંત, મનમા મછગંધા માણી;

* The title seems misleading; શિવમહાત્મ્ય would have been a better title. (*Brihat Kavya Dohana*, *viii*, p. 354.

સતી જે અહલ્યા નાર, એ જ વગોવી ઇંદ્રે;
ગુરુ પત્ની ગુરુ દેવ, ચૂકવી ચાતર થઇ ચદ્રે.
બ્રહ્મા આદ્ય ભરમાવિયા, કામ અજીત કેહવાય છે;
(શામલ કહે) કંચન કામ ને કામની, વિષયા સઉને વા'ય છે.

કૌરવ કામી અંધ, અઢાર ક્ષોણિ અવટાવ્યું;
દમઘોષે ખોયો દેહ, શિશુપાલે શિશ કટાવ્યું;
વશુવાણો વાંદર વાળ,* હેતે ભાભી ગ્રહી હાથે;
કૈયોકચક શત ભ્રાત, શમ્યા સૌ બાંધવ સાથે.
આવા અનેક કંઈ કોટિધા, નર નારી શું કહું કથી;
શામળ કહે શંકર વિના, કામ દહન બીજો નથી.

## 2. Poverty a sin.

શું કરે વિદ્યા બાપડી, શું કરે રૂડું રૂપ;
લક્ષણ સર્વ લક્ષ્મિ વના, પડે કારમે કૂપ.
ધનપાળ નામ પણ ધન નહિ, નરપતિ નામ હોય નેટ;
ઝવેર નામ પણ જર નહિ, વડો વિવેકી વેઠ.
રૂપા સોનાબાઈ નામ છે, મોતી માણેક મૂળ
નામ બિચારાં શું કરે, ધન વિના સૌ ધૂળ.
શુ કરે બિચારૂ શાણપણ, કરે શું વાડે વરણ;
ધન વિના ધાતો ફરે, તુચ્છ છેક જ્યમ તરણ.
કરે શુ બુદ્ધિ બાપડી, કરે શુ ધારી ધર્મ;
માનવી તે મૃત્યુ સમો, કઠીણ જેનું કર્મ.
લાડ નહિ લક્ષ્મી વિના, લક્ષ્મી વણ શી લાજ;
લક્ષ્મીમા ગુણ લક્ષ વસે, થાય મનવાંછીત કાજ.
લક્ષ્મી વર લક્ષ્મી સહિત, લક્ષ્મીથી વશ થાય;
જમદુત જતાયે જર થકી, જીવ સ્વર્ગમા જાય.
વિદ્વા મળ્યો બે વિપ્રનો, મનમા થાયે મમ,
ઘરેણું નહિ ઘરને વિશે, સે શી રીતે લગ્ન

* વાલી વાદર–કિષ્કિધાનો રાજા, પોતાના ભાઈ સુગ્રીવની સ્ત્રીના હરણથી, રામને હાથે મરણ પામ્યો હતો.

ઘરમાં ગર્થ મળે નહિ, વિવેક વિદ્યા વપુ વ્યર્થ;
ધિક્ક અવતાર છે ધનવિના, એકે ન સરે અર્થ.
જેવું સુખ સમણાતણું, નહિ મૂળ નહિ ડાળ;
મનોરથ નિરધનતણા, સરવે આળપંપાળ.
દરિદ્ર સમાનું દુઃખ નહી, શ્રીમંત સમુ નહિ સુખ;
લક્ષ્મીવત્ લીલા નહી, ભાગે ભારે ભૂખ.
લાયક મહુ લક્ષ્મીવડે, લક્ષ્મી પામે લીન;
જરવીણુ જશ છતે નહિ, દેહ દામણા દીન.
ગોવિંદ હતા ગોવાળિયા, ગોપા ચારતા રાન;
લક્ષ્મીવરી લીલા થઈ, ભાગ્યશાળી ભગવાન.
લક્ષ્મીને વશ લોક સહુ, કા રાજા કા રાંક,
લીલા સર્વે લક્ષ્મી વડે, એનો આડો આંક.
લક્ષણુ બત્રીસ લક્ષ્મી વિના, શબવત્ સર્વે શૂન્ય,
બહોતેર કળા બેઠી રહે, નિર્ણય કરતા નૂન્ય.
તાત ગ્રહે તરતિબશુ, છતે રાગ છત્રીસ,
દરિદ્રિ દુઃખદાયક કહ્યો, શીદ દુખાડો શીશ.
દરિદ્રિ હોય ડાહ્યો ઘણો, ગાતા આવડે ગાન;
એ ગુણુ કોને નવ ગમે, કહે શીદ ફોડે કાન.
દરિદ્રિ જોષ હોય જાણુતો, મહિમા કહે સઉ સુખ;
તેનુ કો માને નહિ, શીદ વેઠે એ ભૂખ.
જોષ મળે જરવતનો, શ્રીમંત હોયે સિદ્ધ,
વૈદું ફળે વૈભવીતણુ, રાખી જાણે રિદ્ધ.
લાયક કહે લક્ષ્મીવતને, શાણા સમજુ શેઠ;
ગરથ રહિત ઘેલો ઠરે, ઉઠે વિખાણે વેઠ.
ગરથ વિનાનો ગાડિયો, ગરથે ગાગા શાહ;
ગરથે ઘેલી જશ અડે, બેગમ બની બાદશાહ.
વૈભવનું વૈદું ફળે, ચારે વદે ધનવંત;
દંભીને ડાહ્યો કહે, અવિચળ ગુણુ અનંત.
મેલો મલિન હીંડે ઘણો, દઢ ગાંઠે હોય દ્રવ્ય;
વિશ્વ વિખાણે તેહને, સાદો કહે જન સર્વ.
કુલક્ષણો કે કોમેરિયો, કાયર કપટી કુડ;
જર હોય જશ દે સહુ, પરાક્રમી એ પ્રૌઢ.

લક્ષ્મીવંતમાં લાખ ગુણ, અન્ય અવગુણ અનેક;
અનાથ થકી અળગાં રહે, વિદ્યા વપુ વિવેક.
ડાહ્યા પણ દરિદ્રિના, રાગ રંગ ને રૂપ;
તેહ બિચારાં શું કરે, પડે કારમે કૂપ.
વેદ પાત્ર વિદ્યાનિધિ, સકળ શોભાવે સાથ;
લક્ષ્મીવંત આગલ જઈ, હેતે જોડે હાથ.
વેદ વ્યાકરણ વર્ણન કરે, કહે શુદ્ધ કથાય;
પંડિત પુરો પરાક્રમી, જર દેખે ત્યાં જાય.
જોરાળા જર દ્રતથી, ધારાળા મદાધીર;
જર કારણ જશ ગાય છે, સોંપે શિર શરીર.
કવિના હોય સવિના સમો, નૌતમ નામ ગણાય;
લોભે લક્ષ્મીપતિ કને, જર જાચવાને જાય.
નગરતણો હોય નરપતિ, અનમી કરે સૌ અર્જ;
તે કોડ પતિને કરગરે, કાઢવા માગે કર્જ.
દેશપતિ ડાહ્યો ઘણો, પુણ્યવંત પ્રૌઢ પ્રતાપ;
ગામ ભાગે જર કારણે, ન ગણે પુરણ પાપ.
કળાવંત કે કળા કરે, ગુણ રૂડા સૌ ગાય;
રાગ સંભળાવી રીઝવે, જરપતિ પાસે જાય.
વાંકા ને વરણાગિયા, રોગટ મારે ફૂલ;
મુકે પુત્ર મોસાળમા, ધન વિણ ડાહપણ ધુળ.
નનંકી રૂડું નૃત્ય કરે, સકળ શોભાવે સાજ;
જરપતિને જુવતિ જપે, લક્ષધા રાખે લાજ.
નાટક નટ વિદ્યા રમે, ચઢે વાંસ દશ દોર;
પ્રાણ કરે છે પારકા, જ્યાં જરનું જોએ જોર.
જેહ કળા હોય જેહમાં, કરે જર કાજ જતન;
ભેટે જઈ ભૂપત કને, રાજદ્વારે રતન.
જનનિ જણ તો તેહ જણ, કુશળ લક્ષ્મીવંત;
લક્ષ્મીથી લીલા ઘણી, અપરંપાર અનંત.
શ્રીએથી શ્રીપતિ ભજે, શ્રીથી પામે સ્વર્ગ;
શ્રી પાખી સઘળી કળા, વિવેક ન વાધે ગર્વ.
વિદ્યા વિવેક વપુ નહિ, કાળો હોય કુરૂપ;
લીલા હોય લક્ષ્મી તણી, તો તે ભારે ભૂપ.

રૂડો છે તું રાજવી, માટે કહું છું કેણ;
બેઠે સુખ નહિ પામીએ, વેદ વાત એ વેણ.

## ચોપાઇ.

નિર્ધન હોય ને વિદ્યા ભણ્યો, તેને કોઈ લેખે નવ ગણ્યો;
નિર્ધન હોય જો રૂડે રૂપ, વૃથા જાય જ્યમ રણમા કૂપ.
નિર્ધનપણામા હોયે શૂર, નિમેષ માત્ર ન શોભે નૂર;
નિર્ધન લટ્ટો કટ્ટો દેહથી, કહે નઘરોળ સઉકો તેહથી.
નિર્ધન હોય ને ઝાઝું જમે, પ્રેત કહી સૌ તેને દમે;
નિર્ધન કરે જો પરના કામ, નવરો કહેશે બાધું ગામ.
નિર્ધન હોયને ઝાઝું સુવે, દરિદ્ર કહીને સામું ન જુવે;
નિર્ધન થકો જો જાગે ઘણું, કહેશે કર્મ સુખ નહિ એ તણું.
નિર્ધન જન જો થોડું ખાય, ક્યાંથી દેખે સ્વપ્રમાહ્ય;
નિર્ધન ઝાઝા બોલે બોલ, કરે લબાડી ન રહે તોલ.
નિર્ધન હોય ને રહે જો મૌન, કહેશે એનું હૈયુ શૂન્ય;
દરિદ્રપણે દાતારી થાય, ઘર વેચીને જાતર જાય.
દરિદ્રપણે જો નવ ખર્ચાય, બારે એના સરખા જાય;
દરિદ્ર દીકરીનો દ્રવ્ય લીએ, મોઢે સૌકો મેણા દીએ.
કૃષ્ણાર્પણ નિર્ધન જો કરે, કહેશે કાલે ભૂખ્યો મરે;
કોડવાર કહીએ શું કથા, છૂટકો નિર્ધનનો કંઇ નથી.
જરપતિ જો ઝાઝું ખાય, તાલેવંત કર્મી કહેવાય;
જરપતિ જો થોડું જમે, ભર્યા મન સૌકોને ગમે.
શ્રીમંત થઇ જો ઝાઝું સૂવે, સુખિયા કહી સૌ સામુ જુવે;
નિર્ધનને ઝાઝી ઉંઘ અડે, તેને અઘોરી કહીને નડે.
નિર્ધન નદીએ નહાવા જાય, તેની પુંઠે નિંદા થાય;
જરપતિ જો જાગે રાત, કરે વિખાણ વડેરી વાત.
નિર્ધન ઘેર જન આવે ઘણા, તેને કહે હેરૂ કો તણા;
કદાચ રંક પામે બોરીઓ, કહેશે જે કાધી ચોરીઓ.
જરવંત જોખ કરે જારીઓ, સતી કેહેવાય તેની નારીઓ;
નિર્ધન નવ બાંધે બાકરી, ચાલ્યુ શ્રીમંત તણી ચાકરી.
ભાગ્યવાનનુ તાલે રજો, ધનહિનને ધૂતારા ભજો;
અલખતવાળો અમલજ પીએ, કરજોડે સઉ તેથી બીએ.

જરપતિ રમે જો નિત્ય જાર, ભલા લોક રાખે બહુ બાર;
ગરીબનો કંઈ છેડો અડે, પીડા પામે બંધન પડે.
શ્રીમંતને ઘેર શોભે સુખ, દરિદ્રતણે ઘેર દારૂણ દુઃખ;
ભારે કર્મની રેખા રતિ, જરૂર ડાહ્યો જાણો જરપતિ.
જર વિના માનવ તે મડા, ભલા છપ્પર પાણી જેમ ભડાં;
દરિદ્ર દામણો શું દે દાન, હળવો જેમ પીંપળનું પાન.
અકલ હોય અતિશે અંક, જર વિના જાણો તે રંક;
ગર્થ વિના ગૃહસ્થાવટ કરશો, વિચાર મનમાં એવો વરશો.

3. Begging and benevolence.

જાચીક તુચ્છ તરણાથી ઘણો, અવતાર અફળ છે જાચિક તણો;
જાચીક જનને શાનું જોર, બીજે માગતા હોયે ચોર.
જાચીક જનને ન મળે માન, જાચીક હળવો પીપળ પાન;
ભુંડામાં તો ભૂંડી ભીખ, શુદ્ધ સતવાદી માને શીખ.
ભીખ માગતાં મનમાં બીહું, ભીખથી ભુંડું બીજું કીયું;
જન જાચવા જ્યારે જાય, તે તરણાથી હળવો થાય.
મરણ સમે ચિહ્નો જેટલાં, જાચીકને વળગે તેટલાં;
પ્રથમ તો ચાલે નહિ ચર્ણ, વળતાં ગહેરા થાએ કર્ણ.
થરથર ધ્રુજે તેનો દેહ, વપુ માહે .વડે બહુ વેહ;
તર્ત નેત્રનું વામે તેજ, દેતુ જનનું ઉતરે હેજ.
દાતા હોય તો મનશું મોય, સુમ પ્રાણી સામું નહિ જોય;
દાતા હોય તો ચિત્તમાં ચાય, સુમ તે વેળા નાસી જાય.
દાતા હોય તો નામે શીશ, સુમ પ્રાણી કરે બહુ રીસ;
સુદાતા કરે પ્રતિપાળ, સુમ જોતાવત બોલે ગાળ.
દાતા હોય તો અન્નજ ખાય, સુમ પ્રાણી ખાઈ નવ પાય;
રિધ દેખીને નવ રાચવું, નીચમાં નીચ ભુંડું જાચવું.
જાચીક જાચવા જ્યારે જાય, ગુણ દેહથી સર્વ ગમાય;
માન મટાવે પોતાતણું, અપમાન ગારે બાધે ઘણું.
બુધ સઘળી મુકે બારણે, જશ તજે જાચ્યા કારણે;
જાચીક હોય તો સુંદર રૂપ, કુરૂપું હળાપણ પડે જઈ કૂપ.
જાચીક હોય જો વિદ્યવંત, આવે તેના ગુણનો અંત;
જાચીક હોય જોગવર જાન, બાજે ન તેની એકે બાન.

જાચીક હોય તો સામદ શુર, નિમેષ ન રહે તે નરનું નુર;
જાચીક જન જો હોયે ભક્ત, પાખંડી કહે સર્વે જક્ત.
જાચીક જન જો હોયે કવી, કહે લપલપી વધારી નવી;
જાચીક હોય જો અધિકે અંશ, વપુ વાટ ઉકે નીચ વંશ.
જાચીકમા હોય રૂડા હાર, વરણાગીમાં ઉઠી વાટ;
જાચીક જો રાખે અહંકાર, ભલા લોક ન માને ભાર.
પડે કહેવો કરપિને કર્ણ, માગ્યાથી રૂડું છે મર્ણ;
પડે કહેવો કાયરને શુર, જાચવા જાતાં જાગે નૂર.
અકળબુદ્ધિનને કહેવો ઇન્દ્ર, ચક્ષુહિનને કહેવો ચંદ્ર;
ધાકડ જનને કહેવો સીંગ, વડાં જાચીકને બળગે વિંગ.
કહેવો રાય ને હોય રાંક, વરો જાચીકપણામા વાંક;
ભિક્ષાથી ભૂંડું નહિ કશું, શામળ સત્ય વિવેકે વગ્યું.
જાચીક જન જો ઘોડે ચડે, તોપે નીચને નમવું પડે;
જાચીક ભણે વાલેરી બાત, લોક લહે લીધાની વાત.
અવગુણ એક કરોડા આય, સઘ સોઢે જાચીકની સાચ;
ખાસા ગુણ ક્ષિતિમા ખરા, જાચકથી સહુ રહે છે પરા.
કરે અહંકાર પોતાની કાય, ભિખારી બીજે ભવ થાય;
એકલો આપ્યા વિણ જે ખાય, બીજે ભવ ભિખારી થાય.
ગોવિંદ તજી બીજા ગુણ ગાય, ભવોભવ ભિખારી થાય;
પાટ ઉપર મહેલે જે ધાય, ભવોભવ ભિખારી થાય.
ન કરે પુણ્ય તણો ઉપાય, ભવોભવ ભિખારી થાય;
ચાડી ચોરી ચિત્તમા ન ચાહ્ય, ભવોભવ ભિખારી થાય.
પાણી ઉષ્ણ કાળે નવ પાય, ભવોભવ ભિખારી થાય;
જાચીક ઘેરથી પાછો જાય, ભવોભવ ભિખારી થાય.
દાઝે પરઘેર મેલે લાય, ભવોભવ ભિખારી થાય;
રૈયતને જો લુટે રાય, ભવોભવ ભિખારી થાય.
સભા સત્ય ન તોળે ન્યાય, ભવોભવ ભિખારી થાય;
ઓઠું પરધન ખોદી ખાય, ભવોભવ ભિખારી થાય.
પિતા સહિત દુભે જે માય, ભવોભવ ભિખારી થાય;
કરે જારી જે કુડા કામ, પરજન્મે ભિખારી નામ.
પાપ કામમા જે જન જશો, કોટિ ભવ ભિખારી થશો;
અનતા દાનની કરશે આશ, સહજ વાતે થાશે સુખ નાશ.

## 2. False pretances.

જટા ધરે વડવૃક્ષ, પતંગ નિજ બાળે કાયા;
જળચર જળમાં ન્હાય, ધ્યાન ધરવા બગ ધાયા;
ગાડર મુંડાવે શીશ, અન્ત મુખ દાઢું રાખે;
ગર્ધવ લોટે છાર, શુક મુખ રામજ ભાખે.
વળી મોર તજે છે માનુની, શ્વાન સકળવું ખાય છે;
કવિ શામળ કહે સાચા વિના, કોણ સ્વર્ગમાં જાય છે.
ઉચું ભાળે ઊંટ, વાગોળ નીચું ન્યાળે;
તરુવર સ્હેછે તાપ, પ્હાડ આસન દઢ વાળેઃ
ઘર કરી ન રહે નાગ, ઉંદરો રહે છપીને;
નોળી કર્મ ગજરાજ, ભક્ષ ફળ પત્ર કપિને.
ઈશ્વિર અનુભવ વિણુ નવ મળે, સેહેજ ભાવનો ભંગ છે;
શામળ મનસા સિદ્ધ તેહને, કથરોટમાં તો ગંગ છે.

સિદ્ધ મુંડાવ્યાં શીશ, કરી ઉઘાડી કાયા,
ફરી માગવી ભીખ, ન મેલી કોઈએ માયા;
વરતી ઘણા એ વેષ, લક્ષણો લેશ ન લેતા;
કાયા માયા કાજ, ફરે ધર્મ બીજા કહેતા.
વિશ્વંભર તેથી વેગળો, જ્યા લગી મન ભામની ભજી:
શામળ કહે સાચો સિદ્ધ તે, જેણે મમતા માયાતજી.

## 3. The unfortunate person.

નિર્ભાગી જાય ગગ, કષ્ટ પામે કુટાય;
જે તે રળવા જાય, લાભ સુદ્ધાં લુટાય,
અભાગી પરણે નાર, જાય નિસરી કે મરશે;
અભાગી પામે ગરથ, ચોર કે હાકમ હરશે.
નિભાંગી બેસે ઘોડલે, પડશે કે પગ ભાગશે;
નિર્ભાગીને મંદિર મળે, બળશે કે દવ લાગશે

અભાગી જમવા જાય, ભુખ્યો રહે કે વળે વાસી;
વદે સરસ જે વાન, લોક કરશે સઉ હાસી;
અભાગી ડાહ્યો થાય, ઘણા જન તો કહે ઘેલો;
જે નવ બોલે બોલ, કહે હઈયાનો મેલો.
સઉ કર્મહીન કુટાય છે, ગરથ જ્ઞાનનો ગુટકો,
સામળ કહે છે નિર્ભાગીનો, કશી વાતે નહિ છુટકો.

અભાગિ બહુ આદરે, થયો કહેશે દડકાપો;
જો ઉદ્યમ નવ કરે, અકરમી એ કહેવાયો;
જો તે ઝાઝું ખાય, થયો કહેશે અકરાંત્યો;
જો તે ગાણું ગાય, થાય વિસ્તારે વાતો.
આપે કો સીધું અકર્મીને, પડિયો દાણો નીકળે;
શામળ કહે સઉકો સમજજો, ખોટ અકર્મિનિ ખળે.

Princes' favours.

રાજાનો વિશ્વાસ, કરે વણ મોતે મરશે;
રાજાનો વિશ્વાસ, કરે ધન ધીરજ હરશે;
રાજાનો વિશ્વાસ, કરે તો રામજ રૂઠ્યો;
રાજાનો વિશ્વાસ, કરે તો કાળજ ખૂટ્યો.
રાજાનો મિજાજ માનશે, કહૂં ડહાપણ નો શું કથી;
કવિ શામળ કહે છે કોઈનો, મહિપતિ મિત્ર સુણ્યો નથી.

રૂઠ્યો વિપ્ર દે શાપ, રૂઠ્યો કિંકર કર જોડે;
રૂઠ્યો શત્રુ દે દાવ, માન મરજાદા મોડે;
રૂઠ્યો પડોશી પાપ, ખોટી ચુગલી જઈ ખાય;
નારી રૂઠે જો નીચ, મરે કે નીકળી જાય
રાજા રૂઠ્યો નિદ્ધિ હરે, જશ જરનું જોખમ કરે;
તે ધરમ શરમને નવ ગણે, દુઃખ દેતા દિલ નવ ડરે.

કહે દિવસને રાત, રાતને દિવસ કહે છે;
હાહા કહે છે સર્વ, લક્ષ સઉ લાજે સે છે;
જળ સ્થાને સ્થળ કહે, કહે સ્થળ સ્થાને નીર,
વીરને વૈરી કહે, વૈરીને કહે છે વીર.
ચપટીઓ વાતડે લાખ જણ, બળિયા બોલે બળ કરી;
કહે ખરૂ ખોટું નહિ, કોઈ ન ત્યાં પૂછે ફરી.

તેડું ભલુ શત્રુનું, દામ કામે દંડાવે;
તેડું ભલું કો દુષ્ટ, દેશ છળ કરી છંડાવે;
તેડું ભલું યમરાજ, જીવ જલ્દી લઈ જાય,
તેડું ભલું લેણદાર, લેણું લઈ મારગ થાય.
શુભ તેડું તાવ તરિયા તણું, સિંહ સર્પ વિષપાનનું;
શામળ કહે ભુંડું સર્વથી, દુઃખતો તેડું દિવાનનું

કોઈ સમે દે દ્રવ્ય, કોઇ વેળા મન મેલે;
કોઈ સમે કરે કોપ, કોઇ વેળા ખુશી ખેલે;
કોઇ સમે શિરપાવ, કોઇ વેળા લે લુટી;
કોઇ સમે રહે રાજી, કોઇ વેળા રહે રૂઠી;
જુદા ઘડી ઘડીમા ગુણ ઘણા, શામળ સત્ય કહે સહી;
બહુ દીઠા ને બહુ સાભળ્યા, નૃપતિ મિત્ર કોના નહી.

5. The Kanbi (Peasant.)

પટલ પાસ પાતશાહ, આપ જઇને કર ઓડે;
પટલ પાસ પંડિત, જાચવા જઈ જશ જોડે;
પટલ પાસ સઉ આસ, માન મૂકીને માગે,
પટલ પાસ લખપતિ, લાલચે લાગે પાગે.
આપે છે પટલ પસાયતા, જગ ઉજવાળણ જાણિયા;
પાતશાહ વધે નહિ પટલથી, વખાણીયે શા વાણિયા.

શેઠ હોય શ્રીમંત, હોઠ કણબીથી હારે;
કણબી જેવો કોઈ, ધર્મ રૂડો નવ ધારે;
વણિક કોટિધ્વજ હોય, તોય ગણશે લખી લેખું;
દુર્બળ કણબિ દાતાર, ડાહ્યો કે ઘેલો દેખું.
જે જાણુ હશે તે જાણશે, અભિમાની મદ આણશે;
શામળ સીમા આપ્યાતણી, મામણુ મોજે માણશે.

કણબિ જેવો કોય, ન દીઠો મનનો મેહેરી;
અટળક આપે જાય, અહર્નિશ સાજ સવેરી;
સુપડે સાંખું સુરત, ખાય ખરચે ને ખેલે;
પરભોગી પરકાજ, રિદ્ધિ ખરચે રંગ રેલે.
ભોળો કણબિ ભૂમંડળે, દેતાં પાછું નવ જુએ;
શામળ કહે બીજા બાપડા, રિદ્ધિ ખરચ્યા કે રુએ.

મળે કણબિ જો કોઈ, જાચકો તેને જાચે;
બીજો હોય બળવંત, રૂએ કો તેને રાચે;
ન કદે કણબિ નકાર, શરમમાં એ શરમાશે;
જો કદિ નહીં અપાય, તોય કાશા કરમાશે.
બીજાની પેરે બળ કરી, ના પોકારી નહિ કહે.
શામળ કહે જનો ભાર તો, ધારી કે કણબિ વહે.

જાચક ને જશવંત, સુજશ કણબિ ના જોડે;
માગણ જે મહામુલ્ય, હાથ હળપતિને ઓડે;
નર્ત્તકી જે નવરંગ, નેક કણબિ પ્રતિ નાચે;
બ્રાહ્મણ ચારણ ભાટ, જરૂર કણબિને જાચે.
તજિ મેલ વણિક ને વેગળા, એથી અર્થ તો નહિ સરે
કર જોડ જઈ કણબિ કને, હળપતિ કોડ પની કરે

વાઘથી બળિયો બળદ, પૃથ્વિનો ભાર ઉપાડે;
વાઘ હણે છે જીવ, બળદ તો જગત જીવાડે;
બ્રહ્માએ રચી સૃષ્ટિ, પ્રથમ તો કણબિ કીધો;
ધોરી સર્જ્યો ધાન્ય, બંનેને ત્યાં વર દીધો.
ઉપાડો ભાર અવનિતણો, કરો કામ ખડઅન્ન જગો;
છત્રપતિ આદિ સહુ છોકરા, ભા ભા થઈ ભૂતલ ભગો.

## સોરઠો.

"કણબિ કેડે કોડ, કણબિ કોઈની કેડે નહિ";
ખરી એક છે ખોડ, ઉડનું ઓપડ નહિ.

•

6 Which first ?

પ્રશ્ન—પ્રથમ પાણી કે પવન ? પ્રથમ ક્ષિતિ કે ખગ્ગા ?
પ્રથમ બીજ કે વૃક્ષ ? પ્રથમ ઔષધિ કે અગ્ગા ?
ઘણ કે એરણ પ્રથમ ? પ્રથમ મરદજ કે મેરી ?
પ્રથમ વૃષ્ટિ કે સૃષ્ટિ ? પ્રથમ આંબો કે કેરી ?
વિદ્યા કે વિપ્ર પ્રથમ કહો ? પ્રથમ દિવસ કે જામની ?
કવિ શામળ સમજીને કહો, પ્રથમ કંથ કે કામની ?

ઉત્તર—નહિ પાણી કે પવન, નહિ ક્ષિતિ કે ખગ્ગા;
નહિ બીજ કે વૃક્ષ, નહિ ઔષધિ કે અગ્ગા;
નહિ ઘણ એરણ નહિ, મરદ નહિ કે નહિ મેરી;
નહિ વૃષ્ટિ કે સૃષ્ટિ, નહિ આંબો કે કેરી.
નહિ વિદ્યા કે નહિ વિપ્ર પણ, નહિ દિવસ કે જામની;
શામળ કવિ કહે છે સમજજો, કંથની સાથે કામની.

## XII. Some more riddles.

૧. 'સરસ સરોવર એક, ભર્યું છે નિર્મળ નીરે;
પિયે નહિ કોઈ પંખી, હંસ નવ બેસે તીરે;
તે સર સમીપ જાય, બૂડે જણ જોતા ઝાઝા;
દુઃખ ન પામે દેહ, રહે તરતીજે તાજા.
કવિ શામળ કહે છે કારણુ, હોંશી જનને હિત હશે;
સ્વામી લાવો સોહામણુ, તો સોળે પુરા થશે.

( જવાબ : દર્પણ )

૨. સરોવર સુંદર સાર, નીતમે નીર ભર્યું છે;
નહિ આરો નહિ પાળ, સ્થીર પાણુ ઠામ ઠર્યું છે;
વનસ્પતિ સ્થિર વેલ, વિના પગ મૃગ ચરે છે;
વિના ધનુષ્ય ને બાણુ, વિન કર ચોટ કરે છે.
તે મારનાર નથિ દીસનો, મૃગ તેને મારી મરે;
તે લાવ કેથ કહે કામની, દેખી મન મારૂ ઠરે,

( જવાબ: દીવો પવનથી હોલવાય છે તે. )

૩. છેલ કુદતો છેક, એક કહે એ તો ઘોરી,
શિંગ નથી પણુ શીશ, કહે ત્યારે તો તોરી;
પીઠે નથી પલાણુ, ત્યારે તો મેડક માણે;
નથિ રહેતો તે નીર, જરૂર કોઇ શશશે જાણે.
પણુ શશલાને પગ ચાર છે, પગ વિણુ આતો પરવરે.
શામળ કહે અર્થ સહેલ છે, રૂડા જન હદયે ધરે.

( જવાબ : ચાંચડ )

નારી બહુ બળવંત, રહે પોઠી પુર પ્રીતે;
કરે અહાર અપાર, નહી ,તે રૂડી રીતે;
પુરળ આંખ ને કાન, બહુ જોરાવર બોલે;
શત્રુ કેરે સાલ, દેખી તેને ફર ડોળે.
તે ગજદાર રોપેં રહે, અદ્ભુત કહાવે આપમા;
ચરા પણુ કાપર થાય છે, તે નારીના તાપમાં.

( જવાબ : તોપ. )

૫. અતિશે ઉજવળ અંગ, થયો કાળોડું તે કરમે;
ખટ્ દર્શન ખટ્ શાસ્ત્ર, ધરે અંતરમાં ધરમે;
પોતે જાત પવિત્ર, ન્હાવા ધોવાથી નાસે;
જીવે નહિ પીધે જળ, પલક ન રહે જલ પાસે.
પરમાર્થી પરાક્રમી ધણો, પર મુલકમાં પરવરે;
શામળ કહે શાહ સુલતાન સઉ, અધિક આશ એની કરે.

( જવાબ: કાગળ. )

## XII. વિદ્યાવિલાસિનીની વાર્તા

[ This is one of the most interesting of Samal's stories. It is given here in full except for certain unimportant passages which are omitted. ]

### ચોપાઇ.

શ્રીગણપતીના પુજુ પાય, જેથી કામ સકળ શુભ થાય;
તેને તો છે એક જ દંત, સહુકો ધરે છે એને ચંત.
રક્ત ચંદન તે અંગે ધરે, પ્રથમ પૂજા તેની સહુ કરે;
દુંદાળો દુઃખભંજન દેવ, તેત્રીશ ક્રોડ કરે સહુ સેવ.

### છપ્પો.

સિદ્ધિ બુદ્ધિ છે નાર, લક્ષ લાભ બે પુત્ર;
શિવ સરખો શિર તાત, ચિંતામણિના ધર સુત્ર;
આદ્યશક્તિ ઉમાય, મહામાયા છે માડી;
ક્ષેમ કલ્યાણ જાગાન, ખાણુ રત્નોની ખાડી.
બ્રહ્મા વિષ્ણુ રવિ રુદ્રથી, પ્રથમ પુજા ગણપતિ તણી;
સામળ કહે સેવો સહૂ, સુખસાગર સીમા ધણી.

* * *

### ચોપાઇ

ભરતખંડ જંબુદ્વીપ સાર, સોમપુરી નગરી અનુસાર;
સોમપાળ રાજાનું નામ, વસે વિનેચંદ તેણે ઠામ.

વસે વાસ અષ્ટાદશ વર્ણ, સૌને વહાલા અશર્ણાશર્ણ;
નહિ કોઈના મનમા અંદેશ, નહિ ચાડી ચુગલી લવલેશ.
વણજ વેપારમાં લાભ જ જડે, ચોર ચખાર કોઈને નવ નડે;
રઈયત દેખી રીઝે રાય, દુઃખ તેમનું નવ રહેવાય.
લાડવંતા રાજાના લોક, ખાન પાન મન ગમતા ભોગ;
વસે ત્યાં વેહેવારીઓ વાણીઓ, રીખવદંત નામ જાણીઓ.
જાતે શ્રીશોધજ્ઞે વણિક તેદ, કુળવંતો કહેવાએ એદ;
રાજદ્વારે કરે કારભાર, મોદીવટાનો છે વ્યવહાર.
રૂપમાદે અબળા છે ઘેર, પુત્ર પાંચ ને લીલાં લેહેર;
પ્રથમ પુત્ર કહીએ જેદ, શ્રીદંત નામે ગુણવંતો એદ.
બીજો પુત્ર રતનદંત જાણ, લક્ષ્મીદંત ત્રીજો પ્રમાણ;
ઈંદ્રદંત ચોથો ગુણધામ, વિમળદંત પાંચમાનું નામ.
ચાર પુત્ર તો ચતુરસુજાણ, ભણ્યા ગણ્યા ને મહા વિદ્વાન;
પાચમો વિમળદંત જેદ, અક્ષ આક્ષર નવ જાણે તેદ.
બાર વર્ષ નિશાળે ગયો, રહ્યો અભણ જાણે બળદિયો;
દેખીતો જાણે તે રુખ, મનમા ધરતો નવ કાંઇ દુઃખ.
બુંદી મતિ મનમાહે ધરે, કહ્યું માત તાતનું નવ કરે;
બેન બનેવી સમજાવે કથી, કોઇનું કહ્યું માનતો નથી.
જે ચટ લે તે કરવું કામ, માટે મૂરખચટ પડીયું નામ;
ચોરી છાની ઘરમાં કરે, પંડયાનું ઘર જઈને ભરે.
રખે મેહેતાજી દેતો માર, માટે આવો કરે પ્રકાર;
ગુરૂજીએ વિચાર જ કરી, બેસાડયો ભણવા મન ધરી.
જેમ તેમ કરી સમજાવે ચિત્ત, પોતે આણી ઝાઝી પ્રીત;
ભણ ભાઇ તું સારી રીતથી, આળસુ થયે કંઇ સિદ્ધિ નથી.

## દોહરા.

ભણાવવા માંડયો ભાવથી, કહે એક બે ત્રણ ચાર;
પાંચ છ પછી સાત આઠ, નવ દશ ને અગિયાર.
એકને અરડો કહે, બેને કહે છે બાડું;
ત્રણને તરડો કહે, ચોથાને કહે ખાઉં.
પાંચમાને કહે પ્યાણીઓ, છને કહે છે છાર;
સાતને દે થગીએ, આઠને કહે છે દાર.

નવને કહે છે નેળાઓ, દશને કહે દાટ;
અગિઆરને કહે હારડો, બારને નાખે ખાડ.
પંડિતે વિચારીયુ, આંક ચડે નહીં મુખ,
મૂળાક્ષર ભણાવિએ, તો તેથી પામે સુખ.
ત્યારે કક્કાને કરડું કહે, ખખ્ખાને કહે ખાઉં,
ગગ્ગાને કહે ગણું તુને, ઘઘ્ઘાને કહે ઘઉં

### ચોપાઇ.

એની ગતિ મુગ્ધચટતણી, અવિદ્યા એવી બીજી ઘણી,
મહેનત કરી મેહતો હારીઓ, ગરથ એક નવ સારીઓ
તેનું દુખ સ્વજનને સહી, કન્યા કો પરણાવે નહીં,
એક સમે શીખવહંત વદે, કહું વાત તે ધારજો હૃદે.
વૃદ્ધાવસ્થા મારી થઈ, ચિરંજીવી રહ્યું નહીં કોઈ
સંસારમા સરજ્યુ જેટલું, કાળે મો ખાધુ તેટલું.
મુગ્ધ જન ગણે ઝાઝી આશ, ક્ષણભગુરનો શો વિશ્વાસ,
તે માટે કહુ છુ અમો, કેવો ધંધો કરશો તમો

### દોહરા.

પ્રિય પુત્ર પ્રિછુ અમો, શા શા કરશો કામ,
ઉદ્યમ શા કરશો તમે, કહાડશો કેવુ નામ.

### છપ્પા.

કપુત કેહેવાયે તેહ, નીજ ઉદ્યમ જે ખોલે,
કપુત કેહેવાય તેહ, છિદ્ર પોતાનું ખોલે,
કપુત કેહેવાયે તેહ, સ્વજનને દુખ જ કરતા
કપુત કેહેવાયે તેહ, પેટ પરવશ રહી ભરતા
કપુત એવા છે ઘણા, કહેતા પાર પામુ નહીં,
શામળ કહે કપુત પુત્ર, કોઇને પેટ પડશો નહીં

સપુત તેહ કેહેવાય, જે સિધે મારગ ચાલે,
સપુત તેહ કેહેવાય, અધર્મને જે ટાળે,
સપુત તેહ કેહેવાય, જે સ્વજનને સુખ આપે
સપુત તેહ કેહેવાય, દીનના દુખડા કાપે
વળી સપુત તેનું નામ છે, જેણે પ્રભુને પ્રીતે અરચિયા,
શામળ કહે સપુત નર, દામ પરમારથ ખરચિયા

સપુત તેહ કેહેવાય, વેપારથી જોડે ગર્થ;
સપુત તેહ કેહેવાય, પુન્ય કરે હરિ અર્થ;
સપુત તેહ કહેવાય, ચોરી ચાડી નવ કરતો;
સપુત તેહ કેહેવાય, અપયશથી રહે ડરતો.
સપુતને સુખ છે સ્વર્ગમાં, જેતાં સદ્દગુણ અતિ ઘણા;
સામળ કહે આ અવનિમાં, ધન્ય અવતાર તે નરતણા.

## ચોપાઇ.

એ કારણ પૂછે છે તાત, વડો પુત્ર વદે છે વાત;
શ્રીદંત કહે પિતાજી સુણો, વણજ કરીશું વહાણજતણો.
તજ તેજનના માલ જ ઘણા, આવે દરિયા પાર જ તણા;
એમાં મુજને અદકી ગતિ, તમ પ્રતાપે સુઝે મતિ.
પછીનો રતનદંત વદે, તાત કહું તે ધરજો હદે;
વાહાલો મુજને ઉદ્યમ ઘણો, કરીશ વ્યાપાર ઝવેરી તણો.
બોલી ઢોલીનો હીસાબ, જેથી પામું બમણો લાભ;
પરવાળામા મગળ રાજ, બુધ પાનું બ્રહસ્પત પોખરાજ.
શુક્ર નામનો હીરો સહી, શની નામે તો લીલમ કહી;
રતિ માણેક ને મોતી સોમ, લસણીઓ કેતુ ગોદંનો બોમ.
લક્ષ્મીદંત વળતો કહે વાત, રૂડો વણજ છે મારે હાથ;
હુંડીઆમણ ને વ્યાજ જ જેહ, વ્યાપાર નાણાવટનો તેહ.
માંડું પેઢી દેશ વિદેશ, લાંછન જ્યાં નવ લાગે લેશ;
ભાત ભાતના શિક્કા બહુ, એની પારખ મુજમાં ગહુ.
ત્રીશ વાલ માસા અગીઆર, ઓછો એટલો એમાં વિકાર;
ભેગ સીસા ત્રાંબાતણો, સિક્કો તેનો કરડો ઘણો.
વાર વ્યાજ શાહુકારી નામ, જેમા રળીએ સવાયો દામ;
ઈંદ્રદંત કહે સુણજો તમો, સેરીવટું કરીશું અમો.
વર વછીઆદ આવે શહુ જેહ, માલ ભલેરો લાવે તેહ;
ભાઈ દુકાનો કાપડતણી, જડે લક્ષ્મી જેમાંથી ઘણી.
ચારે પુત્રની સુણી વાણ, પુછે મરખને પિતા પ્રમાણ;
શો કરશો ભાઈ કહો ઉદ્યમ, કાળ સકળ નિરગમશો કેમ.
મૂરખચંદ તવ વાણી વદે, વેહેપાર અમારો ધરજો હદે;
આપણા નમ વિષે નિરધાર, સોમપાળ રાજા અવિધાર.

તેને અમો કાઢીશું બહાર, પુરપતિ આમો થઈશું સાર;
પરણું પુત્રી એની જેહ, રિદ્ધ સિદ્ધ ભોગવું સઉ તેહ.
એ ઉદ્યમ મારે મન વસ્યો, એવું કરીને ખડખડ હસ્યો;
મૂરખચટની વાણી સુણી, સૌને ચિંતા પ્રગટી ઘણી.
પિતાએ ઘસ્યા બે હાથ, આ મુરખો શી બોલ્યો વાત;
આવિ વાત જો કોઈ સાભળે, રાજાને જઈ તત્ક્ષણ મળે.
કાન તેના રૂડી રીતે ભરે, રીસ રાય તો હૃદે ધરે;
શો ઉપાય કરીએ ચંડાળ, જ્યારે આણે સૌનો કાળ.
રિદ્ધ સિદ્ધિ તે લુટી લે, દંડ ગતી ભારે તે દે;
માત તાત કહે કાં ઉછર્યો એહ, મુઓ શે નહીં જન્મતાં તેહ.
એમ કહી રીસ અધિક ધરી, થડથાપડ લપડાક જ કરી;
વાધ્યો ક્રોધ મરખચટ મન, રીસાવી ચાલ્યો તે દન.

છપ્પો.

જ્યારે વ્યાપે ક્રોધ, અમૃત વિષ કરી જાણે;
જ્યારે વ્યાપે ક્રોધ, બોધ કોઈનો નવ માને;
જ્યારે વ્યાપે ક્રોધ, સુખ ફેડી દુઃખ આણે;
જ્યારે વ્યાપે ક્રોધ, સગાને શત્રુ જાણે.
ક્રોધ કોઈ કરશો નહી, પેટ ચોળે શળ છે,
સામળ કહે શાણા સમજજો, ક્રોધ પાપનું મૂળ છે.

ચોપાઇ.

મૂરખચટ ચાલ્યો પુરબાર, હવે રહું નહીં નગ્ર મોઝાર;
વાયુ વેગે ચાલ્યો જાય, બીક કશી મનમાં નવ થાય.
ત્રણ જોજન પોહોચ્યો પ્રમાણ, એટલે આવ્યું મોટું રાન;
આંબા આંબલી આસો વૃક્ષ, બાવળીઆ બોરડીઓ લક્ષ.
ખાખર ખેર શિસમ સાહડો, અરણી એરંડો આકડો;
પીપર પીપડો મહુડો ઘણો, ભારે જથો બીલામા તણો.
બીલી બાવચી આકડી કંથાર, જેનો કેહેતાં ના આવે પાર;
ભાર અઢાર વનસ્પતિ સહી, કોકીલા શબ્દ થાયે તહીં.
નદી નાળા વેહેળીઆ હોય, ત્યાં મનીશ મળે નહીં કોય;
એવું વન દેખી નિરદોષ, મૂરખચટ પામ્યો સંતોષ.

મૂરખચટ આવ્યો તે ઠામ, ચાલ્યો બોલી મુખે શ્રી રામ;
સરવે મુને વિસાર્યો સહી, વિશ્વંભર વીસારે નહીં.
એવું વિચારી આગળ ગયો, સંધ્યાકાળ ત્યાં પૂરો થયો;
આવ્યું એક સરોવર તીર, પુષ્પ લતા દીસે ગંભીર.
માલતી મોગરો ને મુચકુંદ, સીતાફળ કદળીના વૃંદ;
કેવડો કેનડ્રો ને કલ્હાર, ચંપો ડમરો મોડ સાર.
કમળ ઝાઝા સરોવર માંય, શીતળ સોડમ આવે ત્યાંય;
બગલાં બતક ને સારસ ઓળ, નાના પક્ષી કરે કલ્લોલ.
પોપટ સુડા ચાતક ચકોર, કોયલ ટૌકે મધુરા મોર;
સુંદર સરોવર શોભે જેહ, દેખીને દુઃખ વિસર્યો તેહ.
મૂરખચટે જઈ પીધું નીર, બેઠો મનમાં આણી ધીર;
જ્યારે મૂરખચટ રીસાવી ગયો, પિતા મન કંઈ દુઃખીઓ થયો.
ખોળ કરી નગર મોઝાર, જડયો નહીં મૂરખ સરદાર;
મનમા સૌને ગમતી વાત, માત તાત ભગતી ને બ્રાત.

દોહરો.

હવે મૂરખચટ સુતો તહીં, સરોવર કેરી પાળ;
આહીંથી આગળ ચાલશું, થાશે પ્રાતઃકાળ.

ચોપાઇ.

રજનિ સૌ નિદ્રામા ગઇ, અરણુ ઉદયની વેળા થઈ,
દંતધાવન કીધું મળ સ્નાન, પ્હોર દિવસ ચડચો પ્રમાણ.
કયા જવું એમ કરે વિચાર, એટલે આવ્યો એક વણઝાર;
પ્રૌઢી પોઠ છે લક્ષ જ ચાર, તેનો છે ધનો સરદાર.
રૂડું માણુસ દીઠું જેટલે, મૂરખચટ જઈ મળ્યો તેટલે;
આવી તે ઊભો જ્યારે, વણઝારો બોલ્યો ત્યારે.

દોહરા.

વણઝારો વાણી વદો, કહે શું તારૂં નામ?
આ વનમાં ક્યમ એકલો, કોણ તાત ને ઠામ?
મૂરખચટ તવ વાણી વદે, નહીં માત ને તાત;
નહીં બંધવ બેની બેલડી, નવ જાણું નગની વાત.

### ચોપાઇ.

નાનપણથી પરવશ પડ્યો, દેહ માહરો દુઃખીઓ ઘડ્યો;
પારકે ઘેર હું તો ઊછર્યો, તેના ઘરનો ધંધો કર્યો.
પેટ ભરીને ખાતો ધાન, નથી સુજ કે ઝાઝી સાન;
ભણુનાં ગણુનાં કંઇ નવ લહું, મેહેનત કરી જાણું હું બહુ.
આટલા દિન કહાડ્યા સાર, એક વણિકના ઘર મોઝાર;
ગાળ્યા બહુ દિન તેને ઘેર, સુખ પામ્યો તેની કહું પેર.

### દોહરા.

ચાર પુત્ર તે વણિકને, બહુ ધનવંતો તેહ;
મુજને પાચમો લેખવે, અદકો રાખે નેહ.

### ચોપાઇ.

ઓછું વચન ન કહે કો દન, કરતો મુખ માગ્યું ભોજન;
તેના નામથી જાઉં વારણે, નિકળ્યો તે જાત્રા કારણે.
સકળ સાથ આગળ વહી ગયો, ભૂલો પડ્યો પછવાડે રહ્યો;
થાક્યો કાલનો આળ્યો વન, નિરગમ્યો આહીં આખો દન.
રહીશું અમો તમારી પાસ, પ્યાસ શેર એક અન્નની આશ;
કામ કહેશો તે કરશું અમો, રાજી થાશો જેથી તમો.

### દોહરો.

નાયક એવું સાભળી, મનમા થયો મગન;
રહો ભાઈ તમો મુજ કને, સુખે ગાળજો દન.
જાળવવી પોઠી માહરી, તાહારૂં એટલું કામ;
મુરખ કહિ ઓલાવશું, પડશે ખપ જે ઠામ.

### ચોપાઇ.

મૂરખચટ કહે મારે હાથ, પણ એક કહું વારતાથ;
મન માને તો સંગે રહું, નહીં તો મારે મારગે જઉં.
નાયક કહે એ ઉત્તમ વાત, સુણી મુરખ ચાલ્યો તે સાથ:
સાચવિ પોઠી દિન નિરગમે, રાંધી આપ હાથે તે જમે.
ધના વણઝારા કેરી પાસ, ફરતાં ફરતા થયા ખટ માસ;
વેચંતો માલ કરતો વ્યાપાર, આવ્યો એક નગ્ર મોઝાર.

# વિદ્યાવિલાસિનીની વાર્તા

પ્રભાવતી પટરાણી સતિ, હતી સાધવી પોતે અતિ,
તેહ તણી પુત્રી અભિરામ, વિદ્યાવિલાસી જેનું નામ
શરીર રૂપ તણો ભંડાર, કામની કનકનો આકાર,
રંભા રતી સરીખડી સહી, અવનીમા બીજી કોઈ નહીં

## દોહરા

ચોરાશી આસન ચોસઠ કળા, ચૌદ વિદ્યા ગુણ જાણ,
બાળા વરસ છે બારમા, બત્રીસ લખણ પ્રમાણ
મહીલા છે મૃગલોચની, હીરા વર્ણી દંત,
પરવાળીશા અધર છે, નયન વિશાળ અનંત.
તાણી કમાન કપોળમા, ચોટલો નાગાકાર,
પોપટ કેરી નાસિકા, વદન ચંદ્ર પ્રકાર.
ગ્રીવા કપોત સરીખડી, કંઠ કોકીલા પ્રમાણ,
પાન સરીખડું પેટ છે, અમૃત સરખી વાણ
કોમળ કર કામનીના, આંગુલી ફલી મગ જેહ,
નખ તેજ તારા ઓપતા, શોભતો નિર્મળ દેહ
કટી લંક જાણે કેશરી, જંઘા કદલી બાળ,
પાદ પદ્મ સરીખડા, ગજના સરખી ચાલ

## ઇંદ્રવિજય છંદ

ફૂલકી માળ બની એક સુંદર, હાથમે ફૂલ લીયે જ્યુ ખરી હે,
ફૂલકી સાડી ને ફૂલકી ચોલી, ફૂલમેં બાસ સુબાસ ભરી હે,
નેન ભયે દો ફૂલ ગુલાબ કે, નાસીકા ફૂલકી કાચી કલી હે,
શામળ કહે એ ફૂલહી ફૂલસુ, ફૂલમેં આપ બિધાતા ધરી હે

## ચોપાઇ

પવિત્ર પુત્રી રૂડી પેર, ભણે દેવકૃષ્ણ કેરે ઘેર,
વળી રાજા કેરો જેહ પ્રધાન, કનકબુદ્ધ નામે અભિધાન
ચંદ્રબુદ્ધ તેનો જે તન, ભણવા આવે એ જ જોબન,
મહાસુંદર ગુણવંતો એહ, રાખે વિલાસિની ઉપર નેહ
હિસાબ નામુ ને ખત પત્ર, શિખ્યા તે વિદ્યા સરવત્ર,
ગુણાકાર હડાકાર સહુ, વિકટ હિસાબ કરે છે બહુ
કાવ્ય કોષ નૈષધ ને ન્યાય, છંદ પ્રબંધ કવિત ભખાય
ચોપાઇ દુહા છપ્પા જાણ, અર્થશાસ્ત્રનું પૂરૂં જ્ઞાન

સરખી વિદ્યા બેઉને નરી, તુલ્ય એકેમા ન રહી કરી
એક દિવસ બની એવી વાત, બને એકના જાતો જાત
ગુરુ બારણે બાળક યેગ, પ્રધાન પુત્રને કહી પેગ
ચન્દ્રચુડ સાભળ રે તુંય, વાત એક કહુ છુ હુય
ઘણા દિવસનો ધાડ જોગ, મેળવીયો ઈશે સંજોગ
આપણે હવે રાખવો સંયોગ, નિશદિન પીડે છે વીયોગ
ગત દિવસ તુ મનમા રમે, અન્ન પુરષ દીઠો નવ ગમે
માટે કહ્યુ મારૂ કરો, નક્ષત્રવશા તમો મુજને વરો
પિતાતણુ માને નહીં મન, જો જઈ પુછુ છુ વચન
કહે પ્રધાનને કેમ દીજીએ, એની હોય તો આપણુ લીજીએ
શા માટે ચાકરને વરો, નીચ બુદ્ધ ના એવી ધરો,
ચન્દ્રચુડ તો બોલ્યો એમ, સાચુ જુઠુ થાશે કેમ
રાજસુતાને રાજા વરે, પુરવે થકી એવુ અનુસરે,
ડાહ્યા છો ઘણેરા તમો, શિખામણ શી દઈએ અમો
કરીએ લુણ તમારૂ હાર, તે માટે મુજને નહીં અધિકાર
શે પ્રકારે તુજને વરૂ, વણ મોતેથી હું તો મરૂ
બીજા કામતણા ઊપાય, એ વાતમા તો હાણ જ થાય,
પછી વમવાનો કયા ઠામ, રખે બોલતા ફરી એ કામ

## દોહરો

ત્યારે ચતુરા કહે ચન્દ્રચુડને, કોણ માત ને તાત
અમે ચિંતવ્યુ તે ખરૂ, મા બોલો બીજી વાત

## ચોપાઇ

તેનો બતાવુ હું સંચ, કામ કરવાનો એક પ્રપંચ
નવ પૂછુ માત પિતાને હુંય, નવ પૂછીશ તાતને તુંય
ગાંધીએ કરવો સંબંધ, આવવુ ધરીને રાજુ હેત,
કોઇને વાત જણાવો રખે, કહું છુ તે કરજો તમે સુખે
પૂર્વ દિશા નગરથી બહાર, ચાર કોશ પુરણ વિસ્તાર
આદેશ્વરનું દેહરૂ છે ત્યાય, આપણે બેઉને મળવુ ત્યાંય
પેહલી રાતથી મારીને જેહ, સારી રાત ચાલીશુ તેહ
અમે અશ્વે બેશી આવીશ સંગે એક દાસી લાવીશુ
અતિશય ધન હું રાખીશ પાસ, તેથી રહેશે મહા ઉલ્લાસ
ગિના મા ગ્રહો લવલેશ બેશશુ દીશુ પરદેશ

ગયા પુઠે અહીં જાણે સહી, પછી તાતનું ચાલે નહીં,
માટે ભાગો ઢીલથી ખાય, નહી આવવા દેઉં ઉની આચ
વનિતાના સુણી વચન, બોલ્યો પછી વજીરનો તન;
તમો કહી તે સાચી વાત, પણ વૃદ્ધ છે મુજ માત ને તાત.
બંધવ હોય જો બીજો સહી, તો મારે મન ચિંતા નહીં;
છળ કરતા નવ લાગે વાર, તે પાપનો મારે શિર ભાર
જાણે ગયો મુને તું મોત, મારે પિતાને વણ ખુટે મોત,
વળી રૂઠે એ વાતે શ્રી રામ, તે માટે નહીં મારૂ કામ

દોહરો

વિદ્યાસિની વળતું વદે, કેમ લોપે મારી વાણ,
ના કહેશો અમને તમો, તો ખોશો નિશ્ચે પ્રાણ

ચોપાઈ.

તાતને જઈ કહીશુ અમો, સત્ય માનજો દિલમા તમો,
મુને નિશાળમા વળગ્યો આજ, મુખથી બોલ્યો ભુંડું કાજ
મારી લાજ લીધી છે ઘણી, માટે એને નાખો હણી,
મ્હારૂ કહ્યું થાશે પ્રમાણ, તારી કોઇ નવ માને વાણ

દોહરા.

ડાહ્યો પ્રધાનનો દીકરો, મનમા કર્યો વિચાર,
મારી નખાવશે સેજમા, વનિતાને શી વાર
પ્રપચ કરીને પ્રેમદા, છેતરૂ એને આજ,
હરખાવું હમણા હા કહી, કળાથી કરશું કાજ.
પ્રધાન પુત્ર હશીને કહે, એ વાતમાં હૃંય પ્રસન,
જોયુ પારખું પૂરણ હવે, હરખીયુ મુજ મન.

ચોપાઇ

રાત સમે હું આવુ ત્યાહ, તમો મેળાપ રાખો છો જ્યાહ,
આ દેશરનું નિરમળ ધામ, તે કરશે બનેના કામ.
મધ્યરાત્રીને સમે આવીશું, પવનવેગી અશ્વ લાવીશુ,
અણબોલ્યા રહીશુ અમો, રખે બોલાવો ત્યારે તમો
જણીએ સમસ્યા આપણુ જેહ, પ્રાતઃકાળે બોલીશું તેહ;
અન્યો અન્યે કીધી પેર, નિશાળથી ગયા બેઉ ઘેર.
વિદ્યાસિનીને મન હરખ ન માય, જવા પોતે તત્પર થાય;
ત્રણસેં દાસીઓ પોતાતણી, સૌને બોળીઓ છે ઘણી.

મીઠાઈ મેવા ને મદ્યપાન, ધાવ એઠ રાખી સાવધાન;
પાછલો દિવસ રહ્યો ઘડી ચાર, પ્રધાન પુત્રે કર્યો વિચાર,
ગોઠવણુ આપે મનમાં ધરે, ચિંતવન એકાંતે ચિનમાં કરે;
વચન વિલાસિનીનું જો જશે, કામનિ એ તો કોપશે.
પ્રીછવશે પોતાને એમ, પછે જીવતા રહીશું કેમ;
વચન એવું કયમ લોપાય, માન તાત મુજ કેમ છોડાય
જો કુંવરીનું કહ્યું કરે, તો વણુ મોતે નિશ્ચે મરે;
નવ કરે તોયે સંતાપ, પ્રગટશે મારૂં પૂરણુ પાપ.
વિલાસિનીનું પરિયાણુ જ કરૂં, વળી સર્પ ઘાતથી ઉગરૂં;
એવી હવે ચલાવું બુદ્ધ, જેથી રહે ગોળી ને દૂધ.
વિચારી અશ્વ કીધો તૈયાર, પોતા તણો લીધો શણુગાર;
લીધા વસ્ત્ર અનુપમ સાર, ગ્રહી કરમાંહે કટાર.
એટલે રજની જોનાં થઈ, પ્રધાનપુત્ર ચાલ્યો સહી;
ગુરુતણું મંદિર છે જ્યાંહ, વિનેચટ પોહોંચ્યો છે ત્યાંય.
મૃદંગ ભેર વાગે છે જેમ, ભાઈનાં નાક બોલે છે તેમ;
શુદ્ધ કે સાન વસ્ત્રની, નથી, ગાએ જનમ્યો તેની ગતી.

### છપ્પા.

મૂરખના એ ચિન્હ, ભણુતુ ગણુવું નવ સૂઝે,
મૂરખનાં એ ચિન્હ, વિવેક એક નવ બૂઝે;
મૂરખનાં એ ચિન્હ, જૂઠ ઝાઝેરૂં બોલે,
મૂરખનાં એ ચિન્હ, છિદ્ર પોતાનું ખોલે;
વળી મૂરખ ઉદ્યમ નવ કરે, ઊંઘ આહાર અદકો હશે;
સામળ કે આ ચિન્હથી, પરખ મુરખની ઝટ થશે.

### ચોપાઇ.

અશ્વેથી હળવે ઊતર્યો, ભેદેના તણે મંદીરે ફર્યો;
હળવે હળવે દસાવે દ્વાર, ધીમે ધીમે કરે પોકાર.
ગીનકાર કરે બહુ માન, મારે ભાગ્ય ઉઘડ્યાં આજ;
મેડીમાં તે લઈ જાયે ચડી, [illegible] ચિન્તા પડી.
મૂરખ જન જાગે નહિ આપ, કામ કેઈ પેરે મારૂં થાય;
[illegible] તો રાખે મી ગમ, એક પહોર ગઈ છે જામ.
એવે મધ્યરાત ને વાર, જોતો ઝટ જાગ્યો નિરધાર;
[illegible] [illegible] [illegible] [illegible] [illegible] મહી

સાવચેત ન થયો જ્યાંહરે, પ્રધાનપુત્ર બોલ્યો ત્યાંહરે;
અરે ભાઇ ઉઘાડો બાર, તુજ કારણ આવ્યો છું સાર.

### દોહરા.

મૂરખચટ ત્રાડી બોલીઓ, મીચી આંખ તે વાર;
જા રે વળી કેમ આવીયો, રાત સમે આ દ્વાર.
મર્ણુ માથે લાવીયો, જે આવીયો આણે ઠામ;
તાકે તેવું છે નહીં, જા કો ગ્રહસ્થને ધામ.
રામજી રૂઠયા તુજને, હાસલ જડશે એહ;
ભોગળ પ્રહારે હું હણું, તેમાં નહિ સંદેહ.
ગુરુ ગોરાણી માહરાં, ભર નિદ્રા મોઝાર;
એવું કહીને કર વિષે, ભોગળ લીધી સાર.

### ચોપાઇ.

કેમ ઉભો રહ્યો છે અહીં, કુંવર પછીથી બોલ્યો તહીં;
હું વિચાર કરૂં આ ઠાર, એને શી મારતા વાર.
ચંદ્રબુદ્ધ કહે સાભળજે તમો, પ્રધાન પુત્ર જાતે છું અમો;
કરવા આવ્યો છું તારૂં કામ, ધીરે રહી ઉઘાડો ધામ.
વાણી એવી સુણી જ્યાહરે, તતક્ષણ દ્વાર ખોલ્યું ત્યાહરે;
ધરમા તેઠી પડીઓ પાય, હું બોલ્યો તે કરો ક્ષમાય.
અમો વસું તમારે ગામ, ફરમાવો તે કરૂં હું કામ;
આજ્ઞા તમારી લોપું નહીં, કેહો તે મારે કરવું સહી.

### દોહરો.

વધામણીની વાત છે, તારે કર્મે કીધું જોર;
અસત્ય રખે તું માનતો, કહું સાચો અંકોર.

### ચોપાઇ.

વિદ્યાવિલાસિની વિનતા જેહ, આજ તુંને પરણાવું તેહ;
કહું તે પેરે તમો કરો, ડરો રખે હિંમત દિલ ધરો.
નિશાળ વિષે આજને દન, મુજ ઉપર કીધુ એણે મન;
કામ મુજથી એ નવ થાય, તમને નથી એમા મિનાય.

### દોહરા.

દેવકૃષ્ણ મુખથી વદે, આપો એક વચન.
કૃપા કરી મુજ ઉપરે, આ બાળને થા પ્રસન્ન.
એવા મુજ આદકી કરી, કહ્યું મુખથી જેમ;
૭ માસ તો અહીં થયા, પણ રહ્યો એમનો એમ.

* * * *

ત્યારે વિચારે શારદા, હું સારૂં એનો અર્થ;
કામ કર્યેથી છુટકો, વચન કેમ જાવે વ્યર્થ.
સાચો ગુરુ તું તો સહી, તુજ જેવા નવ હોય;
થયો નહીં થાશે નહીં, જુગમાં બીજો કોય.

### ચોપાઇ.

મરવા માટે તું આદરે, નિસ્ચે કામ એવું હું કરૂં;
મો જન્મ એના વહી જાય, તુજ વણ તો કારજ નવ થાય;
પછી સરસ્વતી થયા પ્રસંન, હંસવાહિની વદ્યા વચન:
વિનેચટને કરાવ્યું સ્નાન, પછી ધરાવ્યું વસ્ત્ર નિદાન.
મુખથી જિવ્હા કાઢાટી બાહર, લખ્યા લેખ બાડાક્ષણ સાર;
તંબોળ મુખથી પોતે દીધ, બોલ્યાં વચન થારો તુજ સીધ.
શીર હાથ મુકી કહે માય, તું બોલે તે અવિચળ થાય;
વિનેચટે કર્યો પ્રણામ, સઘળા સુધર્યા મારા કામ.
દેવકૃષ્ણ કહે સાંભળ માય, બોલ્યું ચાલ્યુ કરો ક્ષમાય;
થયાં માત પછિ અંતરધ્યાન, વિનેચટ બોલ્યો મુખ વાણ.
હવે ગુરુ મુજને શું કહો, 'જાઓ ભાઇ સુખીઆ તમો રહો';
સ્વામી સેવા મુજથી નવ થઈ, કષ્ટ કીધાં મુજ માટે સહી.
પરમારથ કાજ કરે કો નહી, થયો વેચાણ તમારો સહી;
કામ પડે મારે જ્યારે, દાસ હાજર હું છુ ત્યારે.
એવું કહીને લાગ્યો પાય, થયો વિદાય માગી આગન્યા;
જશ વાધજો તારો ઘણો; થજો અધિપતિ અવનિતણો.
ગુર આશિષ એવી ઉચરે, માન પામજો પૃથ્વી પરે;
આશિષ, એવી ગુરુએ દીધ, વિનેચટ ત્યાંથી ચાલ્યો સીધ.
આવ્યો રોકે જ્યાં નિશાળ, કરવા માટી જાવા ચાલ;
રાજકુમાર વન્ય સેના બહુ દેદ, પ્રધાન પુત્રે આપ્યા ભેદ.

ગતી એહની તો સઉ કહી, વિલાસિનીની શી ગત થઈ;
નિદ્રાવશ દાસી સઉ હોય, એનો મર્મ ન જાણે કોય.
ધાવ દાસી લીધી સાથ, અનરગળ દ્રવ્ય રાખ્યું હાથ;
નગદી હીરા ને ઝવેર, ખાતાં ખુટે નહીં તે પેર.
કડે બાંધી લીધી કટાર, અશ્વની ઊપર થઇ અસવાર;
બેઠી ઘોડે જોવા ચડી, ચાલી સઉકોને છેતરી.
રાત સમે કોઈ પૂછે નહીં, સઉ સઉના ઘરમાં ઊંઘે સહી;
ન રહે દરવાજે દરવાન, રામરાજ્ય સરીખું છે જાણ.
સવા પોહોર જ્યાં રાત્રી ગઈ, વિલાસિની ત્યાં આવી સહી;
આદેશર સ્થાનક પાવન, વાટ જુવે રાખી એક મન,
પ્રધાન પુત્રનું ધ્યાન જ ધરે, વાર થઇ ચિંતા ચિત કરે;
પ્રધાન પુત્રનો ધર્યો શણગાર, સત્વર પોતે થયો તૈયાર.

## દોહરા

તે સમે વિનેચટ સજ થયો, ગુરુ મંદિરથી જેહ;
અશ્વે બેસી નીસર્યો, ચાલ્યો આપે તેહ.
નારી આગળ જઈ રહ્યો, આદેશરને દ્વાર;
તે સમે મુખ્ય પુરણ થઈ, અંધારૂં થયું અપાર.
વિલાસિની કહે સારૂં થયું, સાચા જાણ્યા સાર;
ત્યારે વિનેચટ બોલ્યો નહીં, વિનતાશું લગાર.

## ચોપાઈ.

મુજને એણે કહ્યું છે જેમ, બોલે તે બોલાવ્યો કેમ;
દેવ સાક્ષી કર્યા તતકાળ, આરોપી તેને વરમાળ.
પછી અબળા તે બોલી આપ, આ વીણ બીજા ભાઇ ને બાપ;
વિલાસિની વિનેચટને વરી, એક વાર બોલો શ્રી હરી.
આદેશરને કર્યો જુહાર, ત્યાંથી ચાલ્યા ત્રણે સાર;
આગળ વિનેચટ પુઠે નાર, પછી ધાવ ચડી તોખાર.
વેગે અશ્વો ચાલ્યા સહી, ચાર જોજન તો આવ્યા તહીં;
સોળ કોશ તો જાતાં થાય; ઉગ્યો રવિ ને વાણું વાય

## દોહરા.

વિનતા વાણી ઊચરી, ભોર ભયો મહારાજ;
તુજ મુખ જોવા કારણે, ઇચ્છા ધરે મન આજ.

પતિને પ્રભૂ જાણવા, સંસાર તણો સૌ સાર;
એ સરખું દૈવત નથી, દર્શન આપો ભરતાર.
હમ ચાહત તમ મિલનકું, પલ એક વર્ષ કે થોર;
હમ તો ઐસો ઇચ્છતી, જયઉં ચંદ્ર ઓર ચકોર.
મૃગ ચાહત રાગકું, ઘનકું ચાહત મોર;
કંથ રેણી ભઈ પંથમેં, અબ તો ભયો હે ભોર.
વિનેચટ એમ બોલે નહીં, તવ સનમુખ આવી નાર;
વિનેચટ મુખ દેખતાં, પડી પેટમાં ફાર.
અબળા અવનીપર ઢળી, ન રહી શુદ્ધ કે સાન;
હૈયે ડૂમો જામીયો, કંઠે આવ્યા પ્રાણ
આંખ ઊંચી ચઢી ગઈ, અંગે આવ્યું શીત;
ધ્રુજે કાંઇ સૂઝે નહીં, ભમવા લાગ્યું ચીત.
જીભ થઈ છે તોતળી, મુખે નવ બોલાય;
દુઃખ સમુદ્રમાં પડી, વિનતા વ્યાકુળ થાય.

## ચોપાઇ.

તુરંગથી ધાવ તતક્ષણ ઉતરી, કુંવરીનું મસ્તક ખોળે ધરી;
બોલે મુખમા ઘાલી મુખ, અરે બાઇ થયું શું દુઃખ.
યાંહાં લગી આવ્યાં રળીઆત, મુખ જોતાં શો થયો ઉતપાત;
જો આદર્યું આવું સાર, તો એવો કેમ કર્યો પ્રકાર.
શોધ કરાવશે પુંઠે તાત, વણસશે કાજ આવીશું હાથ;
વેગે અહીંથી જેમ જવાય, તેવો કાંઇ કરો ઉપાય.
ત્રણ ઘડી એમ કરતાં થઈ, ત્યારે વિલાસિની ત્યાં સજ થઈ;
ઉઘડ્યાં નેત્ર ને આવી ગતિ, વળતી ધાવ એને પૂછતી.
એકાએક આમ કેમ થયું, તે તો મુજને જોઇએ કહ્યું;
ત્યારે વિલાસિની એમ ઓચરી, પ્રધાન પુત્રે મને છેતરી.
કરમે ભાગ્યો મૂરખ એહ, ઉપન્યું દુઃખ શું કહું તેહ;
હંસ જાણી હું સેવા ગઈ, કાગ કર્મમાં આવ્યો મહી
પોપટ હતો તે ઊડી ગયો, બગલો મારે હાથે રહ્યો;
ઉજળું દૂધ જાણી ગઇ પાસ, કર્મે નીકળી ખાટી છાસ.
અમૃત જાણી કીધી પેર, નિપન્યું તે હળાહળ ઝેર;
પ્રધાનપુત્ર ચતુર રહી ગયો, મૂરખ મુજ માગે ભાગીઓ.

તે માટે તજ્યું છું પ્રાણ, વળતી ધાવ વદે મુખ વાણ;
હવે દુઃખ ધરવું નવ ઘટે, કર્મના લેખ તે કેમ કરિ મટે.
સકળ ગુણ છે એમા સહી, મુરખપણું હું દેખું નહીં;
ચપળ નયન એને મુખ તેજ, લક્ષણવંત દીસે છે એજ.
તું કહે તે હું માનું નહીં, પૂરો ઓળખું એને સહી;
કાષ્ટ પુતળી હોયે જેહ, રત્ન આભુષણે શોભે દેહ.
પ્રધાન પુત્રનો ધર્યો શણગાર, માટે દીસે રાજકુમાર;
તે માટે એ ઓપે ઘણું, સર્વ વૃત્તાંત જાણું એતણું.
જ્યારથી આવ્યો એ અહીં, મૂરખો ત્યારથી જાણ સહી;
મહા મૂર્ખ ને વડો ગમાર, બુદ્ધિ નવ દીસે લગાર.
નિશાળીઆની સેવા કરે, ગોર ગોરાણીની આદરે;
વિદ્યાવાન કહે તું આજ, તેમ તેમ મુજને આવે દાઝ.
ધાવ કહે એ કારણ સત્ય, કર્મ જોગે થઇ એ ગત્ય;
કણીકમાં પાણી પડીયું જેમ, જળમા લુણ જઇ ભળીયું તેમ.
વસ્ત્ર ઉપર તો જેવી ભાત, બાઇ એવી જાણો વાત;
ઈશ્વરને જો કરવું કામ, તો આવી વસ્યો એ ગામ.

## દોહરો.

વિલાસિની વાણી વદે, કહી તેં સાચી વાત;
પ્રતિજ્ઞા મારે એટલી, નહીં એ મારી સાથ.
નહિ રુપ જોવું એહનું, સહુ નહિ એની પાણ;
દૈવે દંડી મુજને, થઇ હસવામા હાણ.

## ચોપાઇ.

એવું કહીને થઈ અસવાર, આગળ તે ચાલી નિરધાર.
ધાવે વચ્ચે ઘોડો રાખીઓ, વિનેચટનો પુઠે ચાલીયો.
વિનેચટ વિચારે આપ, પાછળ ચાલ્યામા નહિ બાધ;
હમણા કહ્યું માને નહિ એહ, મારી વાત જાણે શું તેહ.
કો સમે જ્યારે પડશે કામ, ત્યારે કરશે સાત સલામ;
ખરૂં જોતા વાક જ નથી, દીઠું તે જાણે સરવથી.
મારે મન એ પ્રતિજ્ઞાય, એ સાથે બોલ્યાની નાય;
હું પરણ્યો છું એ નાર, મુજને એ પરણી નિરધાર.

પરો થાઊં એનાથી કેમ, કરવું મારે એ કહે તેમ;
એવી જુગતે ત્રણે પરવરે, મંજલસર તે જઇને ઠરે.
એમ કરતાં ગયો એક માસ, આવ્યું પુર પૂરણ પ્રકાશ;
અંગદેશ ને પેંઠજ ગામ, હેમપુરી હેમરથ રાય નામ.
હેમ પ્રિયા રાણી છે નેટ, પુત્રી લીલાવતી તેને પેટ;
ઘણી ચતુર ને બહુ ગુણ રૂપ, ઇંદ્ર અપ્સરા તેજ અનૂપ.
જાણે મોહની નાગ કન્યાય, વર્ણન તેનું કેમજ થાય;
ભામનિ ભરપુર છે અભિમાન, તરુણી ગણે સૌ તારા સમાન.
પરણવા પિતાને કહે છે નામ, મન માનશે તો કહીશું હાથ;
પંદર હજાર તે રાજકુમાર, એ અર્થે ફરે બારોબાર.
ચંદ્ર સરીખું મુખનું તેજ, મુદ બને જોતામાં સેહેજ;
લક્ષણવંતીના બોલે બોલ, સૌ દાસીશું કરે કલોલ.
હેમપૂરીની શોભા ગણી, જાણે વેપતંશોં શિરમણી;
ચૌટાં ચોસઠ છે વિવેક, ભવ્ય ભોવન દીસે અનેક.
નગર વસ્તિ છે જોજન ચાર, અઢારે વર્ણ વસે છે સાર;
રાજાની છે નિરમળ મતી, પ્રજાને દુઃખ દેવું નહિ રતી.
ગરીબ તણી કરે સંભાળ, ગૌ બ્રાહ્મણ કહાવે પ્રતિપાળ;
મોટાઇ મનમાં નવ કરી, ભક્તિભાવ રુદે રહી વશી.
વાડી કુંજમાં બહુ ઠાઠ, ચીત્ર વિચિત્રની તેમાં ભાત;
કેવડો કેતકિ ને કંથાર, મોગરો માલતી બહુ સાર.
ચંપો ચંપેલી ડમરો જેહ, જુઇ જાઈ ગુલાબ જ તેહ;
દાડમડી અંજીર આંબાસાખ, માંડવડે લચી રહી દ્રાક્ષ.
બીજાં થળ છે બહુ ભાતના, સુગંધીદાર ઉત્તમ જાતનાં;
લોક કરે છે ત્યાં કલોલ, એવી વાડી જોતાં સોળ.
વિદ્યાવિલાસિની વિનેચટ ધાવ, કર્યો નગ્રમાં વસવા ભાવ;
ધાવને કહે વિલાસિની નાર, જોઇએ ચતુરાઇ આણે ઠાર;
કહે ધાવ વિનેચટને તહીં, જુઓ ભુવન રહેવાનું અહીં;
વિનેચટ કહે બેસો તમો, ભુવન જોઇને આવું અમો.
એમ કહી આવ્યો નગ્ર મોઝાર, ભુવન ભવ્ય દીઠું ત્યાં સાર;
ચાર માળનો છે અવાસ, વેગે આવ્યો ધાવની પાસ.
ઘર જોઇ આવ્યા છું અમો, મારે વેગે ચાલો તમો;
ધાવસહ વિલાસિની નાર, આવી તે ભૂવનને દ્વાર.

મોટું મંદીર દીઠું સાર, તેને જોઈને કરે વિચાર;
આ તો મુજને પડે સંદેહ, તું કહે છે જે મૂરખ એહ.
ત્રીજે માળ વિલાસિની જાણુ, વચલે માળે ધાવ પ્રમાણુ;
નિચે વિનેચટ કેરો ઠામ, ધાવ કરે છે બેઉનાં કામ.
ખાન પાનનું સઘળું સૂખ, નહીં સંજોગ કે જોવું મુખ;
પેરે પેર ધાવ પ્રીછવે સહી, વિદ્યાવિલાસિની માને નહીં.
કાળ ખેપના દિન-નિરગમે, વિનેચટ શોક ધરે નહીં કયમે;
દિન ઉગતે કરે ઉપાય, પહેરી પોશાક ને ચૌટે જાય.
ભલા લોકનો કરે છે સંગ, કહે વાત સૌને મન રંગ;
ન્યાય ચુકવે ભલેરી ભાત, બન્નેને રાખે રળીઆત.
જ્યાં કોઇથી નવ ચૂકે રાડ, ક્ષણ માત્રમા ભાગે વઢવાડ;
ગોહની દેખી મોહ ઉપજે જેમ, વિનેચટ ઉપર રહે સૌ તેમ.
ચેહેન પડે દેખે જ્યાહરે, દુઃખ થાય નવ દેખે ત્યાહરે;
વાધ્યો જશ જાણીતો થયો, ઘરનો મર્મ કોઇએ નવ લહ્યો.
ધાવ બંનેની સેવા કરે, કરી પાક તે આગળ ધરે;
હેઠળ રસોઇ વિનેચટ જમે, ઉપર વિલાસિની દિન નિરગમે.

[In spite of all entreaties of her nurse Vilasini refused to see her husband or to talk to him. Seven years passed thus in Hempuri. The king of that place then desired to dig a tank and a few days after the commencement of that work an inscribed copper-plate was dug up. No one in his court could read the inscription upon it, so he had it publicly announced to the *beat of drum offering* a handsome reward and his own daughter, Lilavati, to any one who could decipher the inscription Vinechat now came forward to read it and was taken to the king as the only man who desired to tackle the mysterious writing.]

દોહરો.

હેમરથ કહે હવે શુ જુઓ, તમથી થાશે અર્થ;
તારણ હું કાઢી રહ્યો, વારિ વશેવો વ્યર્થ.

મહીપતિને મજરો કર્યો, સર્યો તમારો અર્થ;
રાજા કહે જોઉં પારખું, નહિ તો સઘળું વ્યર્થ.

## ચોપાઇ

ગાય જાદ જોવાને કામ, ખોદાવ્યુ પછી તે ઠામ;
વિનેચટે કહ્યું જેટલું, મળ્યું જોતા સર્વે તેટલું.
જે સ્થળ શિવજી તે સ્થળ ધન, માન્યુ મહીપતિ ફેરે મન,
ભાંગી ભ્રાંતી સૌકો તણી, હોમ હવન પૂજા કરી ઘણી.
પછી કરાવ્યુ બ્રહ્મભોજન, દાન કીધુ ત્યા અરધુ ધન;
દીપકમાલિકા કીધી સહી, મહાપૂજા તો કીધી તહી
પ્રભાતે પુરપતિ આવ્યો ગામ, પ્રજા ગઈ પોતાને ઠામ;
હર્ષ સૌકોને અધિકો થયો, વિનેચટ નિજ મંદિર પછી ગયો

## દોહરો.

પ્રભાતે ઉઠયો પુરપતિ, પાળવા નિજ બોલ;
અર્ધ રાજ્ય આપી દીકરી, તિલક કર્યું કપોલ.

## ચોપાઇ.

પ્રકાશ થઈ પછી પુરમા પેર, વિનેચટ આવ્યો નિજ ઘેર;
બેઠો સુખાસન મોજાર, નેકી પોકારે છે ચોબદાર,
સાતસે સેવક આવ્યા અવાસ, ચમર ઢળે તેને ચોપાસ;
તત્ક્ષણ ધાવ તે ઉપર ગઇ, વિલાસિની આગળ વાત જ કહી.
અરે બાઇ ધરો મન ઉલ્લાસ, પ્રીતે આવો પીયુની પાસ;
મૂરખ મૂરખ કહેતાતા જેહ, પુરપતિને ગમીયો છે તેહ.
વાચ્યા લેખ સગોવરતણા, તેમા ગ્હી નહીં કશી મણા;
હવણા વાચી અમ્મા આહીં, વિદ્યાવત ગણાયા તહીં.
અર્ધ રાજ્ય આપી દીકરી, પછી વાત વાચી તે ખરી;
માન પાનથી આવ્યા ઘેર, તેતો તમે નિરખો સૌ પેર.
ઠામ ઠામ જરા એના ગાય, હમણા સેવક મૂકી જાય;
વિનેચટની વળી એ ખ્યાત, નથી કરતા બડાઇની વાત.
એણે વારતા એહવી કહી, વિદ્યાવિલાસિની માને નહીં;
એમ કહી તું મૂકે પગ, એ પાણીએ નહીં ચડે મગ.

સૌ કહે એને ચતુર પુર્ખ, મારે મન વસ્યો એ મૂર્ખ;
નવકુળ નાગ જો સ્વર્ગે વસે, દેવતા સૌ પાતાળે ધસે.
પશ્ચિમ દિશાએ ઊગે ભાણુ," એવી વારતા સૌ જાણુ;
વનરાજે કીધું વન તાજ, કાંચીડો ત્યાં કરે છે રાજ.
વિદ્યાવાન અળગા સૌ રહ્યા, મુરખ જાતે પંડિત થઈ ગયાઃ
પ્રપંચ જાણું એના સઉ, બીજીવાર ઠગાઇ કેમ જઉ.
રાજાએ કીધું જેટલું, કારણુ હું જાણું તેટલું;
એમાં શું સમજાવે રાય, લોભે લક્ષણુ જોતાં જાય.
તરતીબ કરી એને તે વડે, એની કીર્તિ તે મુજવડે;
રૂપવંત જાણી રાખે પાસ, લેવા રાખે મુજ ધન આશ.
રાજાએ માન્યો જેહને, કબૂલ કોણુ ના કરે તેહને;
મન મારૂં તો માને નહીં, જે કહેવું તે તું કહી રહી.
જાઓ કરો જઇ ઘરનાં કામ, હું મારે બેઠી છું ઠામ;
વચન વિલાસિનીનું મન ધરી, પછી ધાવ હેઠે ઊતરી.
પ્રાતઃકાળ સગો જવ થયો, વિનેચટ રાજસભામાં ગયો;
આપ મનમાં સમજી રહી, ઘેરની વાત કોને નવ કહી.

## છપ્પો.

પર આગળ કેહતાં વાત, માન ને જ્ઞાન ગમાવે,
પર આગળ કહેતાં વાત, અર્થ એકે નવ આવે;
પર આગળ કહેતાં વાત, કુળ હાથે લજાવે,
પર આગળ કહેતા વાત, ભાર ઘરનો નિજ જાવે;
બાંધી મૂઠી લાખની, સામળ મન સમજી રહો;
ડાહ્યા પુરષ દિલમાં ગ્રહી, રખે બારે કોને કહો.

## દોહરો.

એણી પેરે વિનેચટ તદી, નિરગમે છે નિજ દન;
મહિપતિ માને છે ઘણું, મનથી રહે મગન.
એક દિવસને અવસરે, બની વિપરીત વાત;
વિનેચટ ઘેર આવ્યો સદી, નાપિક નરપત સાથ.
પર્તુ કરાવ્યું વાળંદ કને, કીધું અંગ મરદન;
સ્નાન કર્યું ઉષ્ણોદકે, બેઠા કરવા ભોજન.

## વિદ્યાવિલાસિનીની વાર્તા.

### ચોપાઈ.

વાળંદ ત્યાંથી નિસર્યો બહાર, વિલાસિનીએ દીઠો તે વાર;
પોતે તેડી ઊપર ધાવ, વાળંદને વેગે બોલાવ.
ધાવ બોલાવા વેગે ગઇ, બેઠી નારી ચકમાં જઇ;
એ આગળ એક આસન ધર્યું, સાવચેતન પોતાનું કર્યું
ચિત્ર વિચિત્ર શોભે છે માળ, અતિ ઉત્તમ ને ઝાક ઝમાળ;
જાણે બેઠી છે વિજળી, કે ફાનસમાં બળે દીવડી,
ચકમાં ચતુરા શોભે, જહીં, ધાવ વાળંદને લાવી તહીં;
લટકો મટકો આવતો કરે, શીર પાઘ વાંકી લઇ ધરે.
મરડે મુછો ફેરવે હાથ, પોશાક સમારે ચતુરાઈ સાથ;
મનમાં ગોટો કરે વિચાર, કયમ તેડે મુજને એ નાર.
હું જાણું કંઇ અર્થ એ તણો, મુજમા ગુણ કાંઇ દીઠો ઘણો;
મારી ચતુરાઈ મારા ચેન, મારૂં શરીર મારાં મુખ વેણ.
બની ઠણી રાખું શુભ સાજ, તે તો અર્થ આવ્યું સૌ આજ;
શું જાણીએ શી હશે લાગ, કંઇક ભળીયું મારૂં ભાગ.
ચાલતે ડોલે ઝાઓ જેમ, મરકટે મદિરા પીધી તેમ;
અનેક એવા કરે છે ખેલ, વાળંદને વળી બેઠો વ્હેલ.

### દોહરો.

એમ વિચારતો મન વિષે, નેન મહિલાની દીશ;
દાદર આગળ આવતા, અફળાયુ નિજ શીશ.

### ચોપાઇ.

પામ્યુ શરીર પછી સંતાપ, મનમા પોકાર્યો નિજ બાપ;
બોલી ધાવ કરી બહુ રીશ, આધળા જોને પ્રત્યક્ષ છે દીશ.
એમ કરતા પછી આવ્યા ત્યાંહ, વિલાસિની વિનતા બેઠી જ્યાંય;
ચક આગળ મેલ્યો છે પાટ, બેઠો તે ઉપર કરી ઠાઠ.

### દોહરા.

ચકમાંથી કાઢ્યો સહી, કમળ સરીખો હાથ;
સામુ જોઈને નખ લે, બોલી ધાવ તે સાથ.
નાપિક નખ ઉતારતાં, સ્નેહેથી વ્યાકુળ થાય;
ત્રાસનો માર્યો તે વળી, મુખથી નવ બોલાય.

આળા મોહોર સરીખડા, કસ્તૂરીની બેહેંક;
જળ કરી તેને ઘણું, લઇને ચાલ્યો લેહેક.

## ચોપાઇ.

જેના ઘરમાં આવી નાર, ધન્ય ધન્ય તેનો અવતાર;
કામની એવી જોતાં કહીં, ભૂતળમાં કંઈ બાળી નહી.
એ કામની મુજને ક્યાંથી મળે, પણ કામ નિપજે કંઈ એકે છળે;
અધિક પાંસળી ઓછી જાત, ગોની સહસ કરે જઇ વાત.

## છપ્પો.

વાળંદને ઉર વાત, રહે નહિ છાની છપની,
વાળંદને ઉર વાત, રહે નહિ ખોટી ખપની;
અઢાર વરણે એહ, અતીશે જાતજ ઓછી,
ના ગણે પુન્ય કે પાપ, છકે તેની મતિ છોછી;
સામળ શીખ દે સર્વને, દેશ વાગશે ડુંડિયો;
જો વાળંદ આગળ વારતા, કહી રૂડી કે ભુંડિયો.

## ચોપાઇ.

મનસુખો મન કીધો ઘણો, કહ્યો અકોર રાયને તે તણો;
ત્યારે અધિપતે તેડચો એકાંત, માંગી મનતણી તે ભ્રાત.
કહું વધામણીનું એક કાજ, વિનેચટ ઘેર ગયો હું આજ;
કરી હજામત રૂડી પેર, અલૌકિક અબળા એને ઘેર.
શું હું જાણું તે તો રાજ, તેડચો નખ લેવાને કાજ;
નખ નિરખણ કરો તેહનું, પછી તોલ કીજે એહનું.
વાદળ વીજળી ચમકે જેમ, વિનેચટ ઘેર વિલાસિની તેમ;
એમ કહી આપ્યા છે નખ, રાજાએ દીઠા પ્રત્યક્ષ.

## દોહરા.

નાપિક નખ આપી ગયો, મનમાં થયો મગન;
વિશુદ્ધ મંત્રીને તે સમે, કહે એમ રાજન.

## ચોપાઇ.

ચતુરા એ ચંપાનો છોડ, જેયાનાં છે મુજને કોડ;
નાપીક નખ લઇ આવ્યો અહીં, વિનેચટ ઘેર શામા છે સહી.

# વિદ્યાવિલાસિનીની વાર્તા.

પૃથ્વીમાં એનો અવતાર, દેવાંગના અપસરા સાર;
એકવાર જોઉં એનું રૂપ, ત્યારે જન્મ સફળ કહે ભૂપ.
મુજ મન બીજો નહીં વિચાર, એ માહરી પુત્રીને હાર;
તેહને જોવા કીજે સંચ, પ્રધાન કાંઈક કરો પ્રપંચ.
વિબુદ્ધિ મંત્રિ તવ વાણી વદે, ધરજો રાજા કહું તે રદે;
વાત ઉઘાડી તો નવ થાય, નીચ બુદ્ધિ તેમા કહેવાય.
વિનેચટ અહીં આવે જેટલે, હાસ્યથી વાત કરશું તેટલે;
શક પડે નહી ને થાયે કામ, સાભળજો તમે બેઠા ઠામ.
બોલું હું રૂડી રીત ભાત, જેમ માને એ સાચી વાત,
રાય પોતે પ્રચ્છે છે એમ, જોવા મંદિર રાખે નેમ.
તમ ઘેર રસોઈ કાલે સાર, રાય જમે પીરસે તમ નાર;
માટે પુછીએ એહ અમો, પરણ્યા કે કુંવારા તમો.
પરણ્યા પેહેલા ભોજન કરે, પરણ્યા પછી ભંડાર ભરે;
એવી વાત કરીશું અમો, જોવા પુત્રી પધારો તમો.
એવી કહી પ્રધાને વાત, વીતી રાત ને થયો પ્રભાત;
વિનેચટ આવ્યો અશ્વ ચડી, સભા મધે બેઠો તે ઘડી.
બહુ માન દીધુ છે તહીં, પ્રધાન વાત બોલ્યો છે સહી;
વિનેચટે મર્મ જ નવ લહ્યો, કહે વાત સુખેથી કહો.

### દોહરો.

વિબુદ્ધ વળતું બોલીયો, સુણો વિનેચટ આજ;
ભોજન કરવા તમ ઘરે, ઇચ્છા કરે મહારાજ.

### ચોપાઇ.

રાજા આગળ કરીતી વાત, તે સર્વે કરી વિખ્યાત;
તમારી સ્ત્રી ને લીલાવતી, ભેદાભેદ કાઇ ગણુતા નથી.
ઉલટ મન ધરે એ રાય, તમ ઘર જમવાનો મહિમાય;
વિનેચટ વિચારે મન સાથ, ઘરની કો જાણે નહીં વાત.
વાત કરૂં એ આગળ આજ, તોતો મુજને લાગે લાજ;
ચાહે છે કેવું મુજ ઘેર, તેની કેમ કેહેવાયે પેર.
એવી મન વિમાસણુ કરે, અર્થ હવે તે કઇ પેરે સરે;
ના કહું જો આણી વાર, જાય મારો લાખેણો ભાર.
હા કેમ કેહેવાયે અહીં, વિલાસિની કરશે કેમ તહીં;
બેઉ તરેનું પ્રગટ્યું દુઃખ, વિનેચટનું ઉતર્યું મૂખ.

## દોહરા.

વિશુદ્ધ વળતું બોલીઓ, વિનેચટ પ્રત્યે એમ;
શું વિચારો મન વિષે, ચૂપ રહ્યા છો કેમ.
વિનેચટ કહે મંત્રી સુણો, હું મન હરખ્યો આજ;
મંદિર આવે મહીપતિ, તો રૂડાં થાયે કાજ.

[ Vinechat went home in deep thought and explained the situation to the nurse. The nurse went up to Vilasini but she refused so listen to her at first. Finally she was induced to receive the kir~ the next day on certain conditions. ]

## ચોપાઇ.

વિલાસિની તવ બોલી મુખ, શામાટે મુજને દે દુઃખ.
રાજાને પીરસું નવ સહી, ભાર મૂરખના રાખું નહીં;
તે માટે મારારે નહીં કામ, તું બેશી રહે તારે ઠામ.
ધાવ કહે મૂરખ એ નથી, રાજા કેમ માને સર્વથી;
તું કહે છે ચતુર એ ઘણો, શક ભાંગું તારા મન તણો.
પીરસું રસોઇ કરી કલ્લોલ, જવ મુજ સરખી લાવે સોળ;
તારે ધાવ એમ બોલી તહીં, તારી જોડ તો જુગમાં નહીં.
વાત કરો સર્વે વ્યર્થ, એથી કાંઇ સરે નહીં અર્થ;
તું તારે જઇને કહે તહીં, ચતુર હશે તો લાવે સહી.
આવી ધાવ વિનેચટ પાસ, મુકયો ત્યાં જઇ નિશ્વાસ;
ધાવ કહે સાંભળ મહારાજ, કેઇ પેરે થાશે એ કાજ.'
વિનેચટ મુખ બોલ્યો નહીં, તમને ના કેઇ રીતે કહી:
ધાવ કહે બોલી એ બોલ, મુજ સરખી સ્રી લાવે સોળ.
રાજાને હું પીરસું સહી, એ વાત વિલાસિનીએ કહી;
વિનેચટ કહે સુધર્યું મુજ કામ, એવું કહી ગયો તે ગામ.
જુજવા મોળ લીધા સણગાર, આવ્યો ઘેર નવ લાગી વાર;
જુજવાં રૂપ એથી બદલાય, ધરે અંગ તે નવ ઓળખાય.
એક છાબ મધ્યે તે ધરી, મંદિર આવ્યો પાછો ફરી:
મંદિરમાં આવ્યો તે તહીં, ધાવને બોલાવી સહી.

શામા કન્યા લાવ્યો સોળ, વિનેચટ વળતો બોલ્યો બોલ;
આ છાબમાં સોળે ખરી, લેઈ ચાલી પછી સુંદરી.
કહે ધાવ બુદ્ધિહીણ બાળ, લાવ્યો બાપતણું કપાળ;
વિલાસિની કહે તે સાચું સહી, આ બુદ્ધિ તુને માને નહીં.
તારી સુઝે ત્યાં હું જાણું, ફજેત રૂડી પેરે થાઉં;
વિનેચટ તવ બોલ્યો બોલ, વિલાસિની કરશે એનું તોલ.
મુરખમાં તું તો નવ ઠરે, કોધ મુજ ઉપર નહીં કરે;
ધાવે છાબ કર માહે ધરી, બીતી બીતી ચાલી સુંદરી.
તમે ફરમાવ્યું હતું જેહ, લાવ્યો છે વિનેચટ તેહ;
જોઇને બ્યાપ્યો છે કલ્લોલ, લાવ્યો સહી એ અબળા સોળ.
ધાવ પ્રત્યે વદે વચન, તે મારૂં કેમ માને મન;
ચતુર કોઇને પૂછી એમ, કહ્યા પ્રમાણે કીધું તેમ
મુખથી જે બોલી છું વાણ, તેં માહરે કરવું પ્રમાણ;
કાલે તે આદરીશું જાણ, બોલી વિલાસિની તે વાણ.
મોકલવો એને ઘર બ્હાર, એનું મૂખ નવ જોવું સાર;
હરખે ધાવ હેઠે ઉતરી, વિનેચટ પ્રત્યે તે ઉચરી.
બોલ્યાનું તો અર્દુજ રહ્યું, વિદ્યાવિલાસિનીએ હા કહ્યું;
એક કામ તમે કરજો સહી, કાલે ઘરમા રહેશો નહીં.
ભોજન કરી રાજા ઘેર જાય, ઉપર વિલાસિની પલાય;
પછી સુખે આવજો નિજ ધામ, વિનેચટ કહે કરશું એ કામ.
એમ કરતા ગયો તે દન, સભા મધ્યે બેઠો રાજન;
વિનેચટ ઘરની જોતો વાટ, પછી વિલાસિની કરે શો ઘાટ.
હેઠી ઉતરી તેણી વાર, વિનેચટ સધાવ્યા ઘર બહાર;
ઘર મધ્યે રચના વિશાળ, સોળ દ્વાર ને એક પરસાળ.
તે ઠેકાણે લાગજ જોઈ, વિલાસિનીએ ત્યા કરી રસોઇ;
બત્રીશ ભોજન ચોસઠ શાક, નાના વિધે પકાવ્યા પાક.

### દોહરો

વિલાસિની વળતું વદી, હવે જાની તું ધાવ;
હેમરથ રાયને વળી, વેગે તેડી લાવ.

### ચોપાઇ.

વેગે દાસી આવી ત્યાય, હેમરથ વાટ જુએ છે જ્યાંય;
કહે ધાવ ચાલો મહારાજ, વાર નથી કહે છે રાજ.

ચઢી અસ્વારીએ ચાલ્યો સાર, સાથે નવ રાખ્યો પ્રતિહાર;
ધાવે ખબર જઇ આગળ કરી, હેમરથ આવે સુંદરી.
વિનતાએ આસન માંડ્યું જ્યાંય, વસ્ત્ર ઉતારી બેઠો ત્યાંય;
ઉષ્ણોદક આપ્યું શુભ સાજ, સ્નાન નિર્મળ કરવાને કાજ.

## દોહરો.

અંગોળ કર્યું ઉષ્ણોદક, તેલ ફુલેલ મર્દન;
સેવા વિષે ધાવ રહી, આપે સર્વે સામન.

## ચોપાઇ.

નાહી કરી ઊઠ્યા નિરધાર, પીતાંબર પેહેર્યું શુભ સાર;
પાવડીએ ચઢી આવ્યા ત્યાંહ, બેઠા આસન માંડ્યું જ્યાંહ.
આગળ માંડી સોવર્ણ થાળ, સોળ કચોલે બાંધી પાળ;
હસ્ત પ્રક્ષાલન આપ્યું સાર, વિવેકથી પીરસે છે નાર.
બબે વાનાં પીરસે સહી, જુજવે દ્વારથી નિસરે તહીં;
પેશીને તે પાછી વળે, બીજે બારણેથી નીકળે.
તજે વસ્ત્ર ને તે શણગાર, ઉતારી મૂકે અબળા સાર;
ચાર ચાર વાનીનાં શાક, પીરસે પ્રેમ આણી સૌ પાક.
પ્રેમદા પછી આવે પરશાળ, પોશાક બીજો ધરે તતકાળ;
શણગાર વસ્ત્ર જે ત્રીજો સહી, ધરી ત્રીજે દ્વારે આવી તહીં.
વળી શાક મૂક્યાં ત્યાં ચાર, પાછી ફરી નવ લાગી વાર;
સર્પ કાંચળી તજે બે જેમ, અબળાએ આચરિયું તેમ.

## દોહરો.

ચતુરા ચોથે દ્વારથી, નિકળી તેણી વાર;
જુગતેથી પીરસ્યાં તહીં, શાક અનુપમ ચાર.
પાછી આવી પરસાળથી, નવો ધર્યો શણગાર;
ચાલી ચપળા ચાંપથી, આવી પાંચમે દ્વાર.
વેષ ધરીને નવ નવો, આવે હારોહાર;
અથાણાં રૂડાં રાયનાં, પીરસે અપરમપાર.

## ચોપાઈ.

પૂર્ણ પ્રકારે પીરસે સહી, વસ્તુ એકે ઓછી નહીં;
બબે વાનાં પીરસી વળી, સોળ બારણેથી તે નિકળી.

પીરસીને વળી પાછી ફરે, બીજે બારણેથી નીસરે;
બીજે દ્વાર બીજો શણગાર, ધરે ચતુર વિલાસિની નાર.
એમ જુજવા કર્યા શણગાર, રાજા નવ જાણે વિચાર;
રાજા મન વિચારે તેહ, સોળે સરખી દીસે દેહ.
દેખી મન વિમાસણ થાય, એ વિચાર કળ્યો નવ જાય;
એક છે કે સોળે સહી, ભ્રાંતી મનમાં એવી થઇ.
જમી કરી ઊઠયા મહારાજ, નવ સરીયું પોતાનું કાજ;
હેમરથ હૈયે પડયો વિચાર, હસે કોઈ વિલાસિની નાર.
વિનેચટ દિસે કરતો કલોલ, એ ઘેર જોતાં અબળા સોળ;
ભલો ભાગ્યશાળી એ ભૂપ, એથી અધિકું એનું રૂપ
ભોજન કરવું ભૂલી ગયો, મનમાંહે વિચાર જ થયો;
આવ્યો હું જે ધારી અર્થ, તે તો સઘળું ગયું છે વ્યર્થ.
સોળ સાથે મારે નહીં કાર, જોવી એક વિલાસિની નાર;
જોવામાં તે આવી નહીં, રાયે વાત પકડી છે તહીં.
દૂધ સાથ કીધું ભોજન, હસ્ત પ્રક્ષાળી ઉઠયો રાજન;
સેવરધન સોપારી સાર, એલચી લવીંગ તજ અપાર.
ઉપર આપ્યાં બીડા સહી, રાજાનું મન માને નહીં;
રાજાએ લીધો મુખવાસ, નારી જોવા ઉપન્યો ઉલ્લાસ.

[ The king was sore disappointed as he was unable to know which of the sixteen girls (he believed he had seen) was the one he longed to see. So his minister thought out another plan that Vinechat should bring Vilasini with him to the temple outside the city and that there she should dance before the king while Vinechat made music, Vinechat seeing no immediate help consented with a heavy heart. He returned home and the nurse again went up to induce the proud maiden to consent. ]

વિલાસિની મન વાણી વસી, ઝાઝું ખડખડી તે તો હસી;
એવું કયાંથી મારૂં ભાગ, તે તો તુજને લાગું પાગ.

એ મૂરખ શું વીણા વ્હાય, એમાં ક્યાંથી એ વિદ્યાય;
સાન સ્વર ને ગ્રણ છે ગ્રામ, છત્રીશ રાગણી કેરાં ઠામ.
ચતુર શિરોમણિ બુદ્ધિનિધાન, ભણ્યો ગણ્યો હોયે વિદ્વાન;
એવા ગુણવાળો વીણા વ્હાય, એવું હોય તો લાગું પાય.
સંગે શું હું કરૂં તાહરે, ફજેત મુજને કરે જાહરે;
તાલ સર્વની આગળ જાય, નૃત્ય ભંગ વીણાથી થાય.
પ્રથમ જઇ પૂછોની એહ, પરીક્ષા મુજને આપે તેહ;
હેઠળ વીણા વાયે વર્ત, ઉપર હું કરૂં છું નૃત્ય.
વિલાસિનીએ કહ્યું જેટલું, વિનેચટને સોંપ્યું તેટલું;
વિનેચટ કહે એમાં શી વાર, હા કહે ઉપર જઈ નિરધાર.
એક બે ત્રણ ને ચોતાલ, એ જ્ઞાનનો સઘળો ખ્યાલ;
પ્રથમ પોહોર કેહેવાય લલીન, પછી અનીજાસ ને અભીત.
ચાર ઘડી ચડતાં ભેરવી થાય, સવા પોહોરે બિલાવર ગાય;
આશાવરી છે એની સંગ, પછી મધ્યાને સારંગ.
ગોડી સાંજ સમે તે હોય, સ્યામકલ્યાણ પછી તે સોય;
સવા પોહોરે તે અભિકલ્યાણ, મધ રાતે કાનુડો પ્રમાણ.
રાગ સ્વર વિના ગાએ જેહ, અસુરવન તો જાણવો તેહ;
નૃત્ય રીત સંપુરણ હોય, કરી શકે નવ એવો કોય.
તાંડવ નૃત્ય શિવજીની પાસ, બીજું ઈંદ્ર કેરે નિવાસ;
તેથી નર્તું સંગીન ગાન, ગાંધર્વ જન કરે તે તાન.
તાનસેન સરીખા જે થાય, પૂરણ રાગ તે ઘરના ગાય;
વણ સમજે ગાયન નવ થાય, અજાણ્યા ગોથાં બહુ ખાય.

## દોહરો.

લખી પત્ર એહ પાઠવ્યો, વિલાસિની કેરી પાસ;
વિનતા વાંચ્યું મન કરી, પામી મન ઉલ્લાસ.

## ચોપાઈ.

આ જોતાં વિદ્યા પૂરણ, બોતેર કળા બત્રીશ લક્ષણ;
ભણ્યા વિના એ ક્યાંથી લખે, મૂરખ એ આવું શું ભખે.
સંગીતનિગો સંપૂરણ પાસ, આજ આવ્યો મુજને વિશ્વાસ;
રીઝ્યું મન થયું તેણી વાર, આપી બીજા ધાત્રીને કર સાર.

એને આપ તું વેગે કરી, પ્રગટ પારખું જોઇએ ફરી;
વીણા લઈને ધાવ જ ગઇ, વિનેચટને આપી તહીં.
વીણા આપી તેને હાથ, કહ્યું હવે વગાડો નાથ;
વીણા ગ્રહી પોતાને હાથ, વજાડવા નૃત્યની સાથ.

## દોહરો.

વીણા વજાડી વિનેચટે, ઉપર અબળા કરે નૃત્ય;
તાળ સ્વર ને રાગણી, મળીયું વીણામાં સત્ય.
મોહ પામી તે માનની, શુધબુધ ભૂલી કાય;
વાગે ચરણે ઘૂઘરા, સુરભેર નાચે અબળાય
ભેદ કરે ઘણો ભામની, વિનેચટ ચૂકવા માટ;
સરળ પ્રકારે શોધતા, નવ ભૂલ્યો એ ઘાટ.

## ચોપાઇ.

સકળ ગુણ દીઠો ભંડાર, નારીનો ઉતર્યો અહંકાર;
જાણું એ મૂરખ છે સહી, એવો ગમાર જુગ મધ્યે નહીં.
ધાવને તો પાગે નમી, તારી વાત તો મુજને ગમી;
પ્રગટ પારખું લીધું આજ, હવે કહો તે કરૂં હું કાજ.
એમ કહીને રાખ્યું નૃત્ય, ધાવ લાજ ભાગે કેમ તર્ત;
વર્ષ આઠની સામટી તેહ, કાલે બોલાવું હું આણી નેહ.
નૃત્ય કરી આવું જ્યાહરે, બોલાવું હું તો તાહરે;
તે માટે સાભળ મુજ વાત, અણબોલી આવું મંધાત.
આવ્યા પછી કરૂં કંઈ વાત, બોલાવું કહી મારો નાથ;
હવે તજ્યો એને કેમ જાય, પળ એક વર્ષ સો તે થાય.
એવું કહી હેઠે ઉતરી, સજે શણગાર બહુ પ્રીતે કરી;
વાળ મોતીએ પરોવ્યા સાર, વળી સોળે સજ્યા શણગાર.

## દોહરો.

પછી પુરપતિએ કહાવીયું, વિનેચટ કેરે ધામ;
વિદ્યાસિની સહ આવજો, વાડી કેરે ઠામ.
સુખ આસન ત્યા ગોઠવ્યું, સુંદર રત્ન જડાવ;
વિદ્યાસિની બેઠી વેગે કરિ, મનમા આણી ભાવ.

[ The music and dancing pleased the king immensely and when the party broke up he took leave with many words of gratitude to Vinechat and of admiration and respect for Vilasini. The two-man and wife-who had not spoken to each other for nearly eight years were left alone together. ]

વિદ્યાવિલાસિની કરે વિચાર, પિયુ બોલાવું શે પ્રકાર;
ડાબા પગનું ઝાંઝર જેહ, નૃત્ય કરતાં મૂક્યું એહ.
બોલાવું એ મસે કરી, સ્વામી ઝાંઝર હું વીસરી;
એવું વિચારી મૂક્યું સહી, સુખઆસનમાં બેઠી તહીં.
આવો મન વિચાર જ કરી, ચાલી નિજ મંદિર સુંદરી;
વિનેચટ થયો છે અસ્વાર, સાથે આવ્યો મંદિર સાર.
હરખ બેઉને સબળો મન, એમ કરતા આવ્યાં સદન;
સુખ આસનથી ઉતરી કામની, ગઇ પૂરી અરધી જામની.
સુખ આસન લઇ સેવક ગયા, સૌ સૌને મારગે વહ્યા;
કામની કંઠે ઘાલ્યો હાથ, ચતુર શિરોમણી મારા નાથ
હીરા આગળ જેવો કાચ, તમ વીણા આગળ મુજ નાચ;
સમુદ્ર આગળ જેવો કૂપ, તેલ• આગળ તો જેવું ઘૂપ.
બ્રાહ્મણ આગળ ભાટ જ જેમ, હું તમ આગળ શોભું તેમ;
વિવેક તનમાં અપરમપાર, વારી જાઉં હું વારમવાર.
પ્રધાન પુત્રનું થાજો ભલું, મન ગમતું જે· મુજનું મળ્યુ;
એવું કહી આપે તંબોળ, કુમકુમ તિલક કર્યું કપોળ.
રુદયાસું બાંઠી તે વાર, તમો મારા હૈયાના હાર;
ચુંબન કરી ચતુરા કહે એમ, કામ એક છે પણ કહું કેમ.
વિનેચટ કહે વિનતા ઓચરો, રૂપે મન ધરો ખરખરો;
પ્રથમ તમારૂં કરીશું કામ, પછી વિશ્રામ લૈશું આ ઠામ.

## દોહરો.

વિદ્યાવિલાસિની વળતું વદે, સાંભળીએ મહારાજ;
નૃત્ય કર્યું ત્યાં આદર, ઝાંઝર પડીયું આજ.
નેપુર તારા ચર્ણોનું, લાવું હું નિરધાર;
કામ કરૂં હું કામની, હાણું ન લાગે વાર.

સ્વામી મારા નવ જશો, ઘણી ગઇ છે રાત;
દરવાજા દીધા હશે, ખોળવજો પ્રભાત.
તમને હું કેમ મોકલું, આ વેળા મહારાય;
નેપુર મારા ચર્ણનું, જાય તો છો જાય.
એમ કરીને કર ગ્રહ્યો, નાંખી કંઠે હાથ;
જાવા નહી દઉં નાથજી, એમ કહિ બીડી બાથ.
વિનેચટ ત્યહા એમ વદે, સાંભળ ચતુર સુજાણ;
નેપૂર તો લાવ્યા વિના, નવ પડે ચેન નિરવાણ.
નેપૂર તારા ચર્ણનું, આણી આપું આજ;
વળતી તમે કહો તે કરૂં, નિશ્ચે હું તો કાજ.
કેમ જાશો પિયુ એકલા, ઘણી ગઈ છે રાત,
મન માને નહીં માહરૂં, કોહો તો આવું સાથ.
દરવાજા દીધા હશે, ઘોર અંધારી રાત;
ઘણા દિનના અબોલડા, માટે કરવી વાત.

### ચોપાઈ

વનિતા નહીં લાગે કંઈ વાર, જોતામા આવ્યો નિરધાર;
એવું કહીને વિનેચટ જાય, હોનાઈ અળગું નવ થાય.
નારી હું જવાનો તહીં, એક પલકમા આવું અહીં;
નેપૂર તારૂં લાવું સહી, ચિત્તમાં ચિંતા ધરશો નહીં.

### દોહરો.

એવું કહીને સંચર્યા, નેપુર લેવા કાજ
શ્યામા કહે વ્હેલા આવજો, શીઘ્ર થઇ મહારાજ.

### ચોપાઈ.

વિનેચટ ત્યાંથી નીસર્યો, વાડી મધ્યે જઈને ફર્યો;
ચાલ્યો ચપળ વેગે તહીં, નૃત્ય કર્યું ત્યાં આગળ સહી.
ખોળ કરી છે ત્યા જેટલે, પડયું નેપર દીઠું તેટલે,
નેપૂર લીધું નારી તણું, મનમાં હરખ્યો પોતે ઘણું.
નેપૂર લઇ આવ્યો જે વાર, બીડયાં દીઠાં બંને દ્વાર;
વિનેચટ વિમાસે મનમાંય, હવે કરવો કોણ ઉપાય.

બાહર હવે જો વાસો રહું, તો તો ઘેર દુઃખ પામે સહુ;
આ. વેળા ઉઘડાવું દ્વાર, તો ઓળખે સહુ આ વાર.
આવડી રાતે કયાંથી ફર્યો વિનેચટ શાને સંચર્યો;
સેવક જન સૌ ક્યાં ગયા, પોતે કેમ જાતે આવીયા.
હાસ્ય કરે મારૂં સૌ સાર, નવ ઉઘડાવું માટે દ્વાર;
બીજો કાંઇ કરૂં પ્રપંચ, રચું નગર જવાનો સંચ.
મન વિચાર કરે જેટલે, ઘણું દુઃખ પામ્યો તેટલે;
જો રહું હું આણે ઠામ, મહિલા આગળ જાએ મામ
ધાર્યું કામ જે કરે તર્ત, વચન જાગે તેથી રૂડું મર્ત;
વાયદો વિલાસિનીને કીધો આજ, હમણાં જાઉં તો રહેશે લાજ.
વર્ષ આઠના અબોલા જેહ, તૂટયા તેહ થયો છે નેહ;
તે જોતાંમાં ભાગી જશે, કામનિ કો દિન મેણું મારશે.
હવે શો કરવો પ્રકાર, જાવું પુરમાં તો નિરધાર;
ચાલવું બુદ્ધિ માહરી આજ, જેથી સધરે મારૂં કાજ.
આ ઘરનાળે જવાનો ઠામ, સરશે જેથી મારૂં કામ;
બાંધ્યા છે પત્થર ચોપાસ, એક ગજ પોહોળું પ્રકાશ,
ગજ ચાર લાંબું પ્રમાણુ, તેમાંથી જાવું નિરવાણુ;
તેમાં પેસવા તત્પર થાય, કચ્છ વાળીને પોતે જાય.
ચાંપી બાંધી માથે પાઘ, પેઠો તેમા જોઇને લાગ;
ચોર પગનાં ધરે છે જેમ, વિનેચટ ચાલ્યો છે તેમ.

### દોહરા.

અર્ધ ઘરનાળે આવીયો, તે થાનક મણીધર સાપ
કેઇક કાળથી કરે, રખવાળું ત્યાં આપ.
વિનેચટને દેખીને, મનમાં આવી રીસ;
આજ સુધીમાં કોઇ પણ, આવ્યું નહીં આ દીસ.
એણે વાટ પડી અહીં, કોઇ દિન માહારૂં મૃત્ય;
તે નાગ મહાક્રોધમાં, સામો આવ્યો સત્ય.

### ચોપાઈ.

ફેણ માંડીને ઊભો થયો, લગભગ વિનેચટ આવી રહ્યો;
ભુજંગ દેખી પાછો ધસ્યો, સાપ જઈ અંગૂઠે ડસ્યો.
મારી ડંશ ને પાછો ફર્યો, વિનેચટ ત્યાંથી નીસર્યો;
ચઢી લેહેર ચગદોળે ચઢ્યો, ઘરનાળાને મોઢે પડ્યો.

નહી શરીરે શુદ્ધ કે શાન, અહાંડે જઈ પહોંચ્યા પ્રાણ;
ઉંચાં નેત્ર ચડયાં છે નકી, કંઠે બાઝી છે કાચકી.
વિનેચટ તવ ધરણી ઢળ્યો, રામ શબ્દ મુખથી નિકળ્યો;
ઝેરની લેહેર વાપી છે તહી, શબવત્ થઈ પડયો છે સહી.

### દોહરા.

રાખનાર શ્રી રામજી, તે માર્યો કેમ જાય;
પાસે એક મેહેલ છે, વસે ત્યાંય ગુણકાય.
મણીમંજરી નામ એહનું, પાળે શુદ્ધ આચાર;
જ્ઞાન વિદ્યા સુંદર સહી, અસત્ય નહી ઉચ્ચાર.

### ચોપાઇ.

નગર બહાર ગુણકા છે જેહ, મણીમંજરી કહીએ તેહ;
પાસે દ્રવ્ય તેને છે બહુ, વૈભવ દીસે છે ત્યાં સહુ.
સો સેવક દાસી પચ્યાસ, કરે સેવ રહે એની પાસ;
વિનેચટ પડયો જ્યાહરે, શબ્દ સુણ્યો તેણે ત્યાહરે.
રામ નામ કીધો ઉચ્ચાર, ગુણકાએ સુણ્યો તે વાર;
વળી સુણ્યો તેણે ધબકાર, પડયો કોઈ પુરુષ તે ઠાર.
એવું જાણી ઊઠી સહી, સેવક એક બોલાવ્યો તહી;
મણીમંજરી હેઠી ઊતરી, દીપક કેરી જ્યોત જ કરી.
સેવક પાસે ઉઘડાવ્યા દ્વાર, રાત દીસે છે ઘોર અંધાર;
વેગે વિનતા ચાલી સહી, આવી વિનેચટ પાસે તહીં.
વિનેચટને જ્યારે નિરખિયો, જીવ મણીમંજરીનો હરખિયો;
હવે માહારૂં સર્યું કામ, વિનેચટ રાખું મુજ ધામ.
આવે ક્યાંથી એ આ દીશ, ચડયું વિષધર કેરૂં વિષ;
સર્પ ડંશ દીસે છે ચર્ણ, રુધિરતણી ચાલી છે ઝર્ણ.
મોહોરો વળગાડયો ડંખ જ જ્યાંય, બીજો મૂકયો મુખની માંય;
ઝેરનું પાણી મોહોરાનું ગળ્યું, વિષ તે વાન્તીથી નીકળ્યું.
વિનેચટ તવ થયો સચેત, ગુણકાને કહે આણી હેત;
ઘણો ગુણ તમોએ કર્યો, જેથી મુજ દેહ કુશળ રહ્યો.
ગુણકા બોલી નામી શીશ, કયમ આવ્યા રાતે આ દીશ;
આપોઆપ આવ્યા મહારાજ, અવઘડ જેવું શું છે કાજ.

વિનેચટ ત્યાં બોલ્યો વાણ, સાંભળ ચતુરા ચતુર સુજાણ,
નેપૂર નારીનું લેવા કારણે, નિગમો આ સમે બારણે.
વિયામિની પંખે દિન બહુ થયા, આઠ વર્ષ અગોળા રહ્યા;
હની આડી તે ભાંગી આજ, તવ થયું વિપ્રકેરું કાજ.
ગુણ તને મીઠી આપીયો, છત્ર મારો તો ઉગારીયો,
વધામણી કંઈ મગો તમો, પછી મંદિર પધારૂં અમો
સ્વામી વાત કહું નિરધાર, જો વચન આપો આ ઠાર;
આપ્યું વચન વિનેચટે તહીં, જે માગો તે આપું સહી.

### દોહરો.

ગુણીમંજરી તે સમે, બોલી મુખે વાણ
જો તમો મુજને વરો, તો થાએ કલ્યાણ

### ચોપાઇ.

તમને વચન કહું છું આજ, મુજ મંદિર રહેવું મહારાજ,
અરૂપર તો જાવું નહીં, એ વચન હું માગું સહી.
લક્ષવશા રાજી છું હુંય, હમણાં જાવા દેની તુંય,
ઉત્તમ દિવસે કરિશું કામ, ગુણકા કહે રહો આજ આ ઠામ.
જે સમેનો ઝાલ્યો હાથ, તે સમે થયા છો નાથ,
બીજી જો કંઈ બોલો વાણ, તે વાતે તમને છે હાણ.
વિનેચટે મનમાં આણ્યું, ગુણકા કહે તે તો ખરૂં,
વચને બાંધ્યો વિનેચટ રાય, બોલ પોતાનો કેમ લોપાય
વિનેચટ કહે તું કહે તે કરૂં, દે આજ્ઞા તો મસ્તક ધરૂં,
જ્યારે આપો આજ્ઞા સાર, ત્યારે હું તો જાઉં નિરધાર.
ગુણીમંજરી બોલી વાત, સત્ય વચન એ તો મુજ નાથ,
ચાલો જઈએ આપણે ઘેર, વિહાર કરીએ રૂડી પેર.
ત્રી ભરતારનો થાશે જોગ, ગતિ સુખનો ભોગવીશું ભોગ,
વચન સુણીને ચાલ્યો તહીં, ગુણકા કેરે મંદિર સહી.

### દોહરા

પાંચમે માળે પ્રેમદા, તેડી ગઈ તત્કાળ,
તે સ્થાનક બહુ શોભતું, દીસે ઝાકઝમાળ

# વિદ્યાવિલાસિનીની વાર્તા.

## ચોપાઇ.

દિન દિન દીપકમાલિકા, સૂર્યવત પ્રગટે જોત;
એહક બાવન ભાતની, ઉદેકાર ઉદ્યોત.

## ચોપાઇ.

એથી ઉપમા બીજી કશી, સૂર્ય શશિ રહ્યા જેમ વશી;
ચિત્રનું બેહદ છે કામ, ભૂખ તરશ ભોલાનો ઠામ.
ફુવારા છૂટે ચોપાસે, બેહેકે બહુ અત્તર બરાસ;
ત્યાં સેજ ગુણકાની જેહ, સવા લાખની જોતાં એહ.
ખાન પાન મેવા તંબોળ, કરે ક્રીડા ઉપજે કલ્લોલ;
સુખીયા દિન કાઢે સર્વથી, દુઃખને નજરે જોતી નથી.

## દોહરો.

કામરુ દેશની કામની, આવી છે આ ઠાર;
મંત્ર તંત્ર ને મોહની, જાણે તે અપાર.
ગાન તાન ને ચપળતા, સંપૂરણ સઘળી વાત;
વર્ષ વીસ ભરજોબના, ઉત્તમકુળ ને ભાત.
મણીમંજરી મુખ ઓચરી, સુણો સ્વામીજન;
ક્રીડા મુજ સાથે કરો, કહું છું સત્ય વચન.

## ચોપાઇ

વિનેચટ તો વળતું વદે, સાભળો કરણે ધરજો રુદે;
જાતે તું તો છે ગુણકાય, તું સંગે ક્રીડા કેમ થાય.
મણીમંજરી બોલી વાણ, સાંભળ વિનેચટ ચતુર સુજાણ;
મારે એક તમો ભરથાર, બીજા સાથે નહિ વેહેવાર.
પુરષ જન્મથી દીઠો નથી, યદપિ શુદ્ધ રહી સર્વથી;
અસત્ય વદે તેના બે બાપ, પ્રલયકાળતણું શિર પાપ
મુજશું કરો ભોગ વિલાસ, હું જેથી પામું ઉલ્હાસ;
આપ્યો કોલ બોલો નહીં ફરી, વિનેચટે વિમાસણ કરી.
વિનેચટ કહે રાખું વિશ્વાસ, ખાનપાન પછી ભોગ વિલાસ;
જ્યારે પાછલી રહી જામની, મણીમંજરી ઉઠી ભામની.

વિચારી બુદ્ધિ મન પ્રકાશ, રાયલોકનો શો વિશ્વાસ;
પુત્ર પિતાને જોતાં સહી, કરે ઘાત તે ચૂકે નહી.
એ ભાઈ રચે એક હાર, નિદ્રામાં ઘડે મુજ ઘાટ;
માટે એક કરૂં હું કાર, મંત્રી બાંધું સૂતર તાર.
સાધી વિદ્યા કામાક્ષરી, સાઠ ગાંઠનો દોરો કરી;
વિનેચટ પગે બાંધ્યો જેટલે, પોપટ તર્ત થયો તેટલે.
સમજે મનમાં સઘળી ગતિ, શું કરે ચાલે નહિ મતિ;
મંત્રતણું ઝાઝું છે જોર, ઉતર્યો વિનેચટનો તોર.

[ Vinechat remained in this state-a parrot by day, a man at night-at the house of Manimanjari. His cage was right at the top of her house. In the meantime the king, the Princess, Vilasini and all the town were searching high and low for him. ]

### દોહરા.

એમ કરતાં પૂરા પછી, થયા છે ખટ માસ;
ત્રણ દિવસ ઓછા રહ્યા, ત્યારે તૂટી આશ.
હલકારાની જોડીઓ, આવે દોડા દોડ;
શોધ કરી થાકયા અમો, રાજાને કહે હોડ.
આશા તૂટી સર્વની, બોલે વિપરીત જન;
વિનેચટ લાધે નહી, દુઃખ પામ્યો રાજન.
વિશુદ્ધને રાજા કહે, તજું દેહ નિરવાણ;
વચન મારૂં ફરે નહીં, જો પશ્ચિમ ઉગે ભાણ.
વિદ્યાવિલાસિની એમ કહે, સાંભળ ધાવ સુજાણ;
હવે અવધ પૂરી થઇ, દેહ તજું નિરવાણ.
વળતી લીલાવતી કહે, હવે જીવવું મિથ્યાય;
પ્રતિજ્ઞા પૂરી થઇ, તજું હું મારી કાય.
એહેવી પેર કરી રહ્યાં, આપ આપણે મન;
વિનેચટજી તો ગયા, હવે સૌ પામે મર્ણ.

### ચોપાઇ.

કર્યો વિચાર એમ અન્યોઅન્ય, મરવા ઉપર સૌનું મન.
નગ્રી જ્યાં છે હાહાકાર, એવે થયો છે એક પ્રકાર.

નારાયણની મોટી ગતિ, રાખનાર સમર્થ યદુપતિ,
તે દિન જોતા ગુણકા ઘેર, ઈશે કીધી ત્યા શી પેર

### દોહરો

તે દિવસ મણિમજરી, ભોગ કરી અતિ સાર,
પોપટ રૂપ પાછુ કરી, પુર્યો પિંજર મોઝાર
નિદ્રા ભરીતી આખડી, આળસ દીલ અપાર,
સેજ ઉપર સુતી જઈ, વિસરી દેવુ બાર
ભર નિદ્રા સુતી સહી, આળસ કીધુ જાણ,
ખીલી દેવી વીસરી, સુતી ત્યા નિરવાણ

### ચોપાઇ

પિંજર ખીલી દેતી જ્યાહરે, કબજ વિનેચટ રહેતો ત્યાહરે,
ખીલી દેવી ચૂકી ચતુરાય, પડી નિદ્રાવશ તે ગુણકાય

### દોહરા

રાત મધ્ય પુરણ ગઈ, જોયો વિનેચટે લાગ
આવો દાવ કયાથી મળે, ભળાયુ મારૂ ભાગ
નિસર્યો પોતે પિંજર થકી, પોપટ રૂપે તેહ
ત્યાથી વેગે ઉડિયો, આવ્યો વિલાસિની ગેહ
વિલાસિની ઘેર આવીયો, ભીડયા દીઠા દ્વાર,
ત્યાથી વેગે આવીયો, લીલાવતી કેરે દ્વાર
ત્રીજી અગાશી ઉપરે, કષ્ટ કરે બહુ નાર,
આવ્યો પોપટ ત્યાં સહી, મુખથી કરે ઉચ્ચાર
દીઠી નારી મહા દુખમા, મનમા મહા પરિતાપ
એકી જીભે ઉચ્ચરે, વિનેચટ કેરો જાપ
કરી વિલાપ વિનતા રુવે, વિનેચટ આવ્યો તે ઠામ,
રાધે કૃષ્ણ કહે પોપટો, મુખે કહે શ્રી રામ
અબળા એવુ સાભળી, આપે માડી દષ્ટ,
આવો તમે સુજાણને, ભાગો માહારૂ કષ્ટ
લીલાવતી કર જઈ રહ્યો, પોપટ તેણી વાર,
લીલાવતી મુખે કહે, આવો પ્રાણાધાર

ભલે આવ્યા પોપટજી, કહો કંઇ નગરની વાત;
આ મંદીર શું કામ છે, કેમ આવ્યા આજમ રાત.
ભલે આવ્યા પોપટજી, જાણો વિનેચટ વાત;
તો મુખ આગળ દાખજો, થાઉં જેથી રળીઆત.
રાજ સભા સૌ બંધ છે, ઉદાસ છે સૌ સાથ;
જાણતા હો તો કહો, ક્યાં છે વિનેચટ નાથ.
ત્યારે પોપટ ઓચર્યો, સાંભળને તું નાર;
વિનેચટ છે આ નગરમાં, કુશળ છે નિરધાર.
લીલાવતી એમ ઓચરી, સાંભળ પોપટ વાત;
કયે ઠામ છે નગરમાં, કહો તે સઘળી ખ્યાત.
સાંભળતાં સુખ ઊપજે, દુઃખ મહારૂં જાય;
વિનેચટની ભાળ કહો, તો સુખ મનમાં થાય.
પોપટ તો વળતું વધો, સાંભળ લીલાવતી નાર;
વિનેચટ તારે માળીએ, ધર મા દુઃખ લગાર.
એવું સુણી નારી તહીં, જોઈ આવી ઘર મોઝાર;
ખોળી આવી માળીએ, આવી પાછી તે હાર.
લીલાવતી વળતું વદે, સાંભળ પોપટ સાર;
નવ દેખું એને માળીએ, અસત્ય ન બોલું લગાર.
પોપટ પ્રેમે બોલીઓ, સાંભળ ગુણિયલ નાર;
વિનેચટ તુજ પાસ છે, હરખ ધરો અપાર.
લીલાવતી વળતું વદે, વિપરીત તારી જાન;
અહીંઆં તો દેખું નહી, અસત્ય કેમ કરે વાન.
પોપટ વળતું વદે, સાંભળ લીલાવતી એહ;
વેચાયો વિનેચટ સહી, પરવશ પડીયો દેહ.
તેની વાત કહું તુજને, જો આપે આપતો કોલ;
વિનેચટ દમડ્યાં મેળવું. સાચો મારો બોલ.
ઉઠી ફરી અબળા કહે, કરતી બહુ કલ્લોલ;
વચન પેઠી મુજ સાનનું, નિશ્ચે કરજો તોલ.
તે માટે નિશ્ચે કરી, કરો નામ પ્રકાશ;
પરમારથનું પુન્ય છે, પૂરો આટલી આશ.
ત્યારે પોપટ વળતો વદે, અસત્ય ના બોલું નીશ;
વિનેચટ છે તમ કને, દેઠો તમ કર આ દીશ.

લીલાવતી વળતું વદે, સાંભળો કંથજી વાત;
સ્વામી પોપટ કેમ થયા, તે કોહો સાક્ષાત.
પોપટ તવ વળતું વદે, સાચી કહું છું વાતીય;
દેહ મારી પરવશ સહી, વચને બાંધી કાય.
તે માટે તુજને કહું, જો આપે બાપનો કોલ;
વિનેચટ થઈ હમણા મળું, કરો પછી કલ્લોલ.
વનિતા વળતું ઓચરી, સાભળ સ્વામી બોલ;
વિનેચટ થઈ મળે મુને, તો સાત પરીયાનો કોલ.
પ્રભુજી તમે કહો તે કરૂં, પ્રગટો પ્રાણાધાર;
તમ વિણ હું ટળવળું, ટળવળે વિલાસિની નાર.
તમ વિના શેહેર સાંસે પડ્યું, દુઃખ ધરે ધાવ અપાર;
વિશુદ્ધ પ્રધાન દુઃખિયો ઘણું, રાજા દુઃખીયો સાર.
તે માટે વેહેલા થઈ, પ્રગટ કરોને તન;
જેમ સૌને સુખ ઉપજે, પ્રસન્ન રહે મુજ મન.
વિનેચટે પગ આગળ ધર્યો, કહે દોરો આ છોડ,
આ રૂપ અળગું થશે, પહોચે મનના કોડ.
દોરો છોડયો નારીએ, વિનેચટ થયો તે વાર;
રુદયા સાથે ભીડીયો, ચાલે આસુધાર.
પૂછે પછી લીલાવતી, કહો તમતણી વાત;
કોણે પોપટ બનાવીયા, કોહો તે સર્વે ખ્યાત.
પૂછે પ્રેમદા પ્રીતથી, કહો કંથજી પેરં;
આ ગતિ કોણે કરી, બાંધ્યું કોશું વેર.
શકે શાપ થયો સિદ્ધનો, કે દૈવ રૂઠયા સોય;
વિનેચટ કહે કારણ કહું, વિતગ મૂજને હોય.
વિનેચટ વળતો વદે, સાભળ નારી વાત;
મણીમંજરી રહે અહીં, ગુણુકા કેરી જાત.
તેને માળ હુંતો રહું, પીંજર પાચમે માળ;
પેહેલો તુજને કહું, વળતી કરજે ખ્યાલ.
એકાંત કહેજો રાયને, માગે પોપટ સાર;
જુલમ જોર એહને, નવ કરશો તલભાર
કાજ કરજો કળાથકી, બળનું નહિ કંઇ કામ;
મપય કરીને પ્રેમથી, આવજો ગુણુકા ધામ.

સવળાનું અવળુ કરે, સ્થળ કરે જળ જ્યાંય;
કામણુ ટુમણુ મંત્ર સહુ, એના દેહની માંય.

ચોપાઇ.

વાત એક સાચી કહું તુને, જીવત દાન દીધું છે મુને;
વાડીથી ઘેર આવું જેટલે, સર્પે ડંશ કીધો તેટલે.

દોહરા.

એના મેહેલની આગળે, મુજને પીર્યું જેહ;
પ્રાણ ઉગાર્યો માહારો, સાચું કહુ છું એહ.
મંદિર લઇ ગઇ ભામિની, રાખે પ્રીતે ઘેર;
આજ હું તો આવી ચડ્યો, કહુંછું મારી પેર.
રાતે રાતે પુરૂપ કરે, ખાન પાન નૈં ખોટ
ચતુરા આજ ચૂકી ગઇ, લાગી નિદ્રા ચોટ.
પિંજર કેરે બારણું, દેવું ભુલી ગઇ;
આવ્યો ત્યાંરે હું સહી, નિદ્રાવશ જવ થઇ.
ભલે પધાર્યા સ્વામીજી, સૌના રીઝ્યા મન;
પૂરણ થયા હત માસ છ, તો ખૂવત સૌનાં તન.
વિનેચટ કહે વનિતા સુણો, કહું છું સાચી વાત;
જાગશે મણીમંજરી, તો કરશી ઉત્પાત.
વચન એવા સાભળી, બાધ્યો દોરો પાય;
પોપટ થઇ પાછો ગયો, પેઠો પિંજર માય.
ભોર ભયો પછી તે સમે, જાગી છે ગુણકાય;
ઉઠીને વિનેચટતણુ, મુખ જોવાને જાય.
ઉઘાડું દ્વાર દીઠું તહીં, ઝબકી હૃદયા માહે;
ધન્ય ધન્ય એની જાતને, બેશી રહ્યો છે આહે.
બીજો હોય તો બળ કરી, આપે ઊઠી જાય;
હવે કદી ચુકું નહીં, જેનાં લક્ષ વશાય.

[The next morning when the king was preparing in pursuance of his vow, to commit suicide he heard to his surprise his daughter Lilavati singing

joyously. She explained to him the cause of her joy, that Vinechat had been discovered. The king, therefore, with his chief minister went to Manimanjari's house. She received them with all due respect and entertained them with her songs and dances.]

### દોહરો.

નવ ઘડી નૃત્ય કર્યું નારીએ, હરખ્યો પોતે રાય;
મહીપતિ કહે માગું વળી, આપો તે ગુણકાય.
ભામની કહે ભૂપતિ, રિદ્ધ સિદ્ધ ને ધામ;
અરપ્યું સર્વે આજ મેં, તમને આણે ઠામ.
મણીમંજરી તમે સાભળો, માગું જે તમ પાસ;
તે મુજને તમો આપજો, મનમાં ધરી ઉલ્લાસ.
નારી ત્યાં વળતું વદે, વચન સુણો મુજ ઇશ;
સર્વ તમારૂં છેય પણ, પોપટ મહારૂં શીશ.
વળતું મહીપતિ એમ વદે, સાભળ ગુણકા પાત્ર;
તુજ મંદિર હું આવીઓ, પોપટ કારણ જ માત્ર.
વળતું મહીપતિ એમ કહે, મારે જેનો અર્થ.
હાથ ધરૂં એ કારણે, પોપટ વિણ સૌ વ્યર્થ.

### ચોપાઇ.

મારે શાની ખોટ ન્યૂન, નથી કોઇ વાતની ઊન;
મહિમા શો અહિં આવ્યા તણો, એ વાતે જશ તમને ઘણો.
સોહે જોઈ સારનું તમ પાસ, રાજા પસારે નહીં હાથ;
પણ તે મૂકયું આજે જાણ, તું વિના બીજું રાખશે કાણ.

### દોહરો.

મંત્રી કહે મણીમંજરી, આપો પોપટ આજ;
ના કેવાયે કેમ તુજથી, માગે જે મહારાજ.
મણીમંજરી ત્યા વદે, સાંભળજો મુજ ઇશ;
પોપટ વળના લઇ જજો, પ્હેલું લ્યો મુજ શીશ.

રાજા વજીને એમ કહે, નહિ કંઈ બળનું કામ;
જે માગે તું મુજ કને, તે આપું આ ઠામ.
પ્રધાન વજાનું બોલીગો, રાજા કરે પસાય;
માટે તમે તો સુંદરી, કેહેશો નવ બાઇ નાવ.
મણીમંજરી બોલ તું, જે તારે હોય કાજ;
માગી લે તું માનની, આપે શ્રી મહારાજ.

## ચોપાઇ

તમને ગમે તે માગી લીજીએ, લક્ષ વશા પોપટ દીજીએ;
મોહ્યું મન એ ઉપર રાય, ચતુરા તું કયાં ચૂકી જાય.
હોયે મહીપતિ સરખું કામ, કરો ફરમાશ ધરીને હામ;
જોર જુલમ તો કરના નથી, રાજી રહો તમે સર્વથી.

## દોહરો.

નારી વિમાસે મન વિષે, સાંકડ આવી આજ;
ના કહે છુટકો નથી, ફ્રભાવે મહારાજ.
ગુણકા કહે સુણ ગુણનિધિ, પાળો બોલ્યો બોલ;
પોપટ આપું જ્યાહરે, દો મુજ હાથે કોલ.
જો પાળો શુદ્ધ દિલથી, કહેલી મારી વાત;
કલેશ પછી નવ ઉપજે, રહે સૌ રળીઆત.

## ચોપાઇ.

રાજા કહે તમે કહેગો જેમ, રામ દુવાઈ કરીશું તેમ;
આપ્યો કોલ એવું કહી હાથ, ખુશી થઇ નારી મન સાથ.

## દોહરો.

રાવ પ્રત્યે ગુણકા કહે, સાચો કહું પ્રકાર;
પોપટ રૂપે પાંજરે, છે વિનેચટ નિરધાર.
મારું મુખ હું એટલું, એ મારો ભરતાર;
વિક્રમ તિની લીલવતી, તેની ત્રીજી હું નાર.

પુરપતિ કહે પ્રસન્ન હું, ના કહું કેમ જિવ્હાય;
વચને બાધ્યા દેવતા, વશ્ય સબળ તે થાય.
તત્ક્ષણ દોરો છોડીયો, કહાડયો પિંજર બ્હાર;
પક્ષી રૂપ ટળી ગયું, વિનેચટ થયો નિરધાર.

ચોપાઇ

તેવું વસ્ત્ર ને તેવું રૂપ, વિનેચટને મળીઆ ભૂપ;
પ્રધાન મળ્યો થઇ પ્રસન્ન, ખટ માસે થયું દરશન.
ગુણકાને કહે છે સાબાશ, આવી વિદ્યા રાખો પાસ;
વિનેચટ તો બોલ્યો એમ, એનો ગુણ તો ભૂલું કેમ.

દોહરા.

મણીમંજરી મુજને મળી, તો આવ્યા આ દિન;
મૂળથકી માંડી કહ્યું, હરખ્યો છે રાજન.
જાતે ગુણકા એ વળી, મણીમંજરી નાર;
મધ્યમની ઉત્તમ કરી, વિનેચટે તે વાર.

ચોપાઇ.

મણીમંજરીને કહે મહીપતિ, ખુશી થયા અમે સૌ અતિ;
અમ સર્વેના ઉગર્યા દેહ, તુજ પુણ્ય પરતાપે તેહ.
એવું કહીને વિનેચટ સાથ, બેઠા ગજ ઊપર ગ્રહી હાથ;
રથ ઉપર આગળ પ્રધાન, પ્રાણી માત્રના હરખ્યા પ્રાણ.
હરખે રાજા આવ્યો ઘેર, આદર પામ્યો રૂડી પેર;
સર્વે જણ કરતા સનમાન, ઘણુ ખુશી થાતા પ્રધાન.

દોહરા.

રથમા બેશી રીઝમા, આવ્યા વિલાસિની પાસ;
આપ્યું નેપુર નારીને, કરી વાત પ્રકાશ.
અબળા કહે ધન આ ઘડી, ધન મારો અવતાર;
નેપુર એવા લાખો સહી, ઓવારૂં વારોવાર;
એવું કહીને આંગણે, તોરણ કુંકુમ થાય;
ચોક પુરાવ્યો મોતીએ, દુધે ઉમર ધોવાય.

વાજાં વાજે સૂરથી, જાચક પામે દાન;
ભોજન કરાવ્યું જ્ઞાતને, કહે સુખ કલ્યાણ.

ચોપાઈ.

વિદ્યાવિલાસિની નારી તહીં, પ્રીતિ તેની કેમ જાયે કઈ
ધાવને હરખનો નહિ પાર, તેનો શોય કહું પ્રકાર
મણીમંજરી આવી ત્યાંય, વિદ્યાવિલાસિની બેઠી જ્યાંય
બેઉ એકત્ર રહ્યા છે તહીં, અન્યોન્ય પ્રીત ન જાયે કહી
ધાવ કહે સુણ મણીમંજરી, તુજને વાત કહું છું ખરી
તું ગરે મેંન પુત્રી સહી, જેવી વિદ્યાવિલાસિની કહી
એણીપેરે સુખ ભોગવે અપાર, રાયે કર્યો મનમાં વિચાર
લાંણુ નભાવ્યામાં નહી માલ, ઘડીયાં લગન લઇ કરવું હાલ

[So Lilavati was married with great pomp to Vinechat a month later. He lived for sometime happily with his three wives.]

ચોપાઇ.

પ્રીત પ્રેમદાપર અન્યોઅન્ય, નહીં જૂજવાં કોનાં મન;
જેવી વિદ્યાવિલાસિની નાર, મણીમંજરી ગુણ ભંડાર.
તેવી ત્રીજી લીલાવતી, વિનેચટને મન ભાવતી;
ત્રણે નારને મેંપ જ ઘણો, પાર ન પામું હું તે તણો.
વિનેચટ સાથે અતિ રંગ, અંગ ઉમંગથી કરે છે સંગ;
એક વર્ષ એમ વીત્યું સહી, રાજાને ત્યાં વાત જ કહી.
આજ્ઞા આપોને નરેશ, જેથી જઇએ અમારે દેશ;
માત તાત ને બંધવ બેન, જુએ વાટ તલમે છે નેન.
હેમરથ કહે વિનેચટ સુણો, પાછા બોલ જો અમ તણો.
તમો પધારો વાને તહીં, માન પિના તેડાવો અહીં.
અમને મુકી કેમ જવાય, મારે પેટ નહીં પ્રલય;
સરે તમારૂં ઘર ને ગામ, અમે સૌ તમારે નામ.
વિનેચટ વળતું એમ વદે, કહું તે તમે ધરજો હૃદે;
જે કરીએ આ[illegible] ગામ, ન સુધરે અમારૂં કામ.

સ્વશુર પક્ષમા રહેતા લાજ, નીચું નહિ એથી કંઇ કાજ,
જોજો સાત પરિયાનું નામ, વદન જાણવું તેનુ સ્યામ.
સ્વશુર પક્ષમા રહુ તો લાજ, એથી નહિ કંઇ નીચું કાજ;
સ્વશુર પક્ષમા રહે જે નર, નિશ્ચે જાણવો તેને ખર.
સ્વશુર નામે જે ઓળખાય, ધિક જીવતર ધિક તેની કાય;
એકાતરે જો મળીએ અન, અથવા કીજે પર સેવન.
અથવા કાતો તજીએ પ્રાણ, લાછન લાગે મોટી હાણ,
મોસાળ વડે જાણે લોક, તેનું પણ જીવતર છે ફોક.
શ્વાન પેરે ભરીએ પેટ, ગરધવની ગતીએ નેટ;
શાસ્ત્ર વચન એવુ કેહેવાય, જાણીને તો કેમ રેવાય.
પિતા નામથી જે ઓળખાય, જીવિત તેનું-ધન્ય કેહેવાય.
આપથિ રહિ કાઢે જે નામ, કરે પિતાથી સવાયું કામ;
ધન્ય માત કૂખે અવતાર, સંસારમા તે જીત્યો સાર.
રાજા કહે વિનેચટ સુણો, માત પિતાનો પ્રેમ જ ઘણો.
કેમ જતા વારીએ અમો, માગો જે જોઇએ તે તમો,
શુભ દિવસ જોઇ નિરધાર, જાવા એહ થયો તૈયાર.
રિદ્ધ સિદ્ધ સકળ જે સાર, આપ્યા ગજ રથ ને તોખાર;
ઝાઝા દાસી સેવક જન, વિનેચટનુ રીઝે જેમ મન.
વિનેચટ ઝાઝું હરખાય, નગર લોક વળાવા જાય;
હરખે આસુડા ભરાય, ભાવે ભેટયા પુત્રી પિતાય.
માતની માગે છે આજ્ઞાય, આશીશ આપી દે શિક્ષાય;
સૌભાગ્યવતી દીર્ઘાયુ હજો, પતિની માનીતી થજો.

દોહરો.

સાથે છે ત્રણ સુંદરી, વિનેચટ પંથે પળાય
હેમરથજી વળાવીને, પુરમા પાછા જાય.
અટણ કરતા તે આવીયા, સોમપુરી છે જેહ,
નિશાન ડંકા ગડગડે, જેમ અષાઢો મેહ.

[ Somapal, the king of Somapuri, struck with onder at the large and powerful retinue of Vinenat, offered to him his own daughter Suvadani, in

marriage, and after celebrating the wedding installed Vinechat as his heir.]

### દોહરો.

નરપતિ નવો જાણી શુભ, લાવ્યા નૌતમ ભેટ;
મેલી મહીપને મંદિરે, પાછા ફરિયા નેટ.
રીખવદંત મળવા આવીઓ, સાથે સુત છે ચાર;
વિનેચટ કેરો તાત છે, બીજા બંધવ સાર.

### ચોપાઇ.

બાર વરસે થયો મેળાપ, શું ઓળખાયે તેનું આપ;
સાહેબ સાહેબ શેઠજી કહે, વિનેચટ તે સૌ મનમાં લહે
જે દિવસે હુતો ગુમાર, ત્યારે તો એનો કુમાર;
બોલ્યો બોલ હું આડે અંક, આજ શુ કાઢું એનો વંક.
વિમળદંત પ્રથમ જે નામ, બીજું મૂરખચટ અભિધામ;
વિનેચટ નામ તે પરઠયું સહી, તેની ભાળ તે એને નહીં.
એવો મનસુબો મનમાં કીધ, બોલાવી આસન શુભ દીધ;
કેહો શેઠજી સત્ય વિચાર, સુત ચાર તે તમ પરિવાર;
બીજી ઘેર છે કંઇ પ્રજાય, ત્યારે શેઠ કહે વારતાય;
હૈયું ભરાયું આંખે નીર, વાણી સાંભળતા ના રહી ધીર.

### દોહરો.

રીખવદંત કહે રાયજી, મારો પાંચમો પરિવાર;
હમણા ચાર મુખ આગળે, ગયો પાંચમો બહાર.

### ચોપાઇ

સરવે વાતનું મુજને સુખ, પુત્ર તણું સાલે બહુ દુઃખ;
વહી ગયા છે વરસ જ બાર, નવ જાણું ક્યાં ગયો કુમાર.

### દોહરો.

વિનેચટ વળતું વદે, રાખો મનમાં હામ;
પિતા પુત્ર હું તમ તણો, મૂરખચટ મેલું નામ.

જે દિન તમે પૂછ્યુ હતું, પાચ બંધવને જેમ;
તે તો સઘળું નીપન્યું, ભ્રાતે ભૂલો કેમ.
તમો સર્વે સંપે કરી મુજને દક્ષણા દીધ;
તે પ્રતાપે શેઠજી, કારજ થયું મુજ સિદ્ધ.

## ચોપાઈ.

સુણી વાકય વિનેચટ તણુ, શરમાઇ ગયો છે પોતે ઘણુ;
ચારે બાંધવ કરે વિચાર, રખે હવે કંઇ કાઢે બ્હાર.
એકથી એક અદકેરૂં કરે, સેવા ચાકરી અદકી કરે;
તાત પુત્ર બંધવ ને માય, બાર વરશે થયા એકઠાય.
માત સ્તનથી ચાલી ધાર, પડી વિનેચટ મુખ મોઝાર;
રુખમાદે થઈ રળીઆત, પુત્ર ચાપ્યો રુદીયા સાથ.
બોલતો બાળાપણમા જેહ, તોય ઇશ્વરે રાખ્યો તેહ;
રીશ કરી બોલ્યાતા જેહ, રુદયમાં નવ રાખે તેહ
ધન્ય તુજને કુખ મુજ ધન, મારે તો તું પુત્ર રતન;
સગા સહોદર સરવે જાત, પ્રકાશ થઇ ત્યા સઘળે વાત.

## દોહરો

રીખવદંત કેરો દીકરો, વિનેચટ કહીએ સાર;
ભજ્યુ ભાગ્ય ભાઇ એહનું, ઈશે રાખ્યો ભાર.
દિન દિન કળા અદકી કરે, વસે એકઠો પરિવાર;
વિનેચટ વચન લોપે નહીં, મોટાનું લગાર.

## ચોપાઇ.

સેવા કરે ચારે સુંદરી, સાસરા સાસુની દીલ ધરી,
પૂર્વ સંસ્કાર ફળી તો ગયો, વણિક જાત પણ રાજા થયો.
ચારેને આપ્યો અધિકાર, વડાને વજીરનો ઠાર,
બીજાને વળી ઉપપ્રધાન, ત્રીજાને સેનાપતિ જાણ.
ચોથાને સોંપ્યુ એક કામ, ચર્ચા જોવી ઠામોઠામ,
એમ મોજ માસ તો વહી જાય, ત્યાર પછી ત્યા તો શું થાય.

## દોહરો.

શિખ લઇને સોમપાળ, જાવા તત્પર હોય,
સંગે લીધી સુંદરી, વળી મગન સૌ કોય.
અધિપતિ માગે આગના, જાવા પોતે વન;
તપથી દેહ સાધન કરૂં, રીઝે જગજીવન.
જેવી રીત મુજ રાયની, તેવી રાખો પત્ય;
વિનેચટને સોંપો રખે, ચાલજો સર્વે સત્ય.

[The parents of Vilasini during all these twelve years had been mourning for her as lost She also now began to feel a yearning to meet her parents again So Vinechat addressed a letter to her father.]

## દોહરો.

સ્વસ્તિશ્રી શોભતું, સિનગપુર છે ગામ,
મહારાજ રાજરાજેશ્રી, સિનળસેનજી નામ.
લક્ષણવંત વિવેકમાં, ચૌદવિદ્યા ગુણ જાણ,
વિવેકસાગર ગયજ, ચતુર બુદ્ધિનિધાન.
પરદુઃખભંજન સુખ કરણ, ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ,
મહારાજાધિરાજ તમો, શત્રુજનના કાળ.
આપ પુણ્ય પ્રતાપથી, જશ જુગમાં ગવાય;
દિન દિન કળા અદકેરડી, રાજગાદ્ય મહિમાય.
ધરપૂર ધીરોગણી, દિલ નિરમળ દાતાર;
રાજ્ય અખંડ અવિચળ સદી, ક્ષત્રી કુળ શણગાર.

## ચોપાઇ.

લખીતંગ સોમપૂરી ગામ, વિનેચટ રાજાનું નામ.
આશાદિન સેવક તમ તણો, યશ પામે જે તમથી ઘણો.
સમાચાર એક લખજો તમો, જમાઇ પદવી પામ્યા અમો,
સુતા વિલાસિની તમ તણી, તે વરી મુજને પ્રીતે ઘણી

### દોહરો.

રખે ચિંતા મન ધરો, તમો છો ક્ષત્રી જાત;
તેમ હું વણીક છું, મળી જુક્તિ ભલી ભાત.

### ચોપાઇ.

પૂર્વેથી ચાલ્યો વિવેક, એથી દોષ ન લાગે એક;
રાજપુત્રીના ત્રણ પ્રકાર, તેહ તણો કહું હું વિચાર.
માત તાત પરણાવે રળી, બીજી ઈશ મરજી છે બળી;
ત્રીજી આપ ગમે તે વરે, પણ સત્ય કો કાળે નવ હરે.
એક પતિવ્રત પળે જેહ, કશી આપદા નવ વેઠે તેહ;
બંને કુળમા તારણહાર, સ્વશુરપક્ષ પીયર પરિવાર.
હું આવ્યો તમારે ગામ, રહ્યા દેવગુરુને ધામ;
ઇચ્છાવર તે મુજને વરી, ત્યાથી ચાલ્યા કપટે કરી.
મેલ્યું ગામ અમે રળીઆત, અવર કોઇ નવ પ્રીછે વાત;
મંગે આવી એક જ ધાવ, વિલાસિની મન અદકો ભાવ.
તમ પુત્રીને પગલે કરી, મુને બે રાજકુંવરીઓ વરી;
વડિ રાણિનો એ શિર ભાર, બીજી રહે સૌ આજ્ઞાકાર.
જેરી વિલાસિની જાણો તમો, સુત તમારા એવા અમો;
બીજી શી કહીએ ખાંચજો, થોડું લખ્યુ અદકું વાચજો.
અત્રે છે સૌ કુશળ ક્ષેમ, લખજા પત્ર આણીને પ્રેમ;
કંઇ કહાવજો અમને કામ, છું હું તો તમારે નામ.
પ્રજા સૌ કહાવે તમ તણી, અમારી વિનંતી માનો ઘણી;
બીજું લખવા કારણ એહ, મુજ ગુરુ મોકલજો જેહ.
વળી તમને મળીશું રાજન, તે દાહાડે હરખે મુજ મન;
કુશળતાનો પાઠવજો પત્ર, તલસે છે સૌના મન અત્ર

### દોહરો.

પત્ર લખી એક પાઠવ્યુ, સોમપુરી છે જ્યાય;
હલકારો હજૂરથી, પ્હોચ્યો સિતળપુર ત્યાંય.
સભા સૌકો દેખતા, કરીયો છે જુહાર;
કાગળ કરમા આપીઓ, વાચે નૃપ તે વાર.

કુશળતા વાંચી પુત્રિકા, અક્ષય નિજ ભંડા-
પ્રજા સૌ પ્રસન્ન થઇ, હરખે માત અપાર
ધવળ મંગળ વરતાવીયા, કામદ પામ્યો બહુ માન,
સિતળસેન શું કહ્યું, વિચાર કર્યો નિદાન

## ચોપાઇ.

સિતળસેન મન હરખ્યો ઘણું, ધન્ય ધન્ય કહ્યું મુજ તણું
વિનેચટ સરખો પામી ભરતાર, ધન્ય પુત્રી ધન તુજ અવતાર
પ્રેમવતી નિરાંત જ થઇ, ચંદ્રમુખની ચિંતા ગઇ,
હરખ્યો વજ્ર કેરો કુમાર, ધન્ય વિનેચટ તુજ અવતાર
દેવકૃષ્ણે જાણી વાત, મનમા થયો અતિ નિરાંત,
ભયે સરસ્વતિ થઇ તુષમાન, બાગના સુધર્યાં સૌ વાન
પડઘાણીએ સરવે સુણ્યું, હરખી હૈડા માંહે ઘણું,
સરસ્વતિ કેરો પ્રતાપ, વિનેચટ થયો નગરનો નાથ
ભલું થયું જે પામ્યો રાજ, પૂરણ થયાં મનવાંછિત કાજ,
વાત અન્યોઅન્ય એવી કહી, સીતળરાય સુખ પામ્યો સહી
હલકારો આવ્યો તો જેહ, તેની જોડે મોકલીયા એહ,
ચંદ્રમુખ ને દેવકૃષ્ણ નાર, બીજા સેવકનો નહીં પાર
દેવકૃષ્ણ સુખપાલે જાણ, ચંદ્રમુખ અશ્વે નિરવાણ
થોડે દિવસે આવ્યા ત્યાંહ, સોમપુરી નગરી છે જ્યાંહ
મળ્યા ભેટ્યા થયો સંજોગ, અન્યો અન્ય પૂછે આરોગ
ગુરુની સેવા મોટી જાણી, કરે ચરચા ચંદ્રમુખ તણી
ગુરુની પૂજા કરી અપાર, પ્રેમ ધરી ષોડશ પ્રકાર
ચર્ણોદકનું કરીયું પાન, આપ્યા અભેપદના મહાદાન
એક શકટ સોનૈયે ભર્યું, ગુરુને પ્રેમે અરપણ કર્યું
એક માસ એણી પેરે ગયો, અંગ ઉમંગ ઝાઝેરો થયો
દિનદિન વાધે છે આનંદ, ગુરુ આશિષ વાધે સુખકંદ
ચંદ્રમુખ બોલ્યો પછી સાર, વિનેચટને કહ્યો પ્રકાર
આજ્ઞા દ્યો અમને ગુરુનાથ, મોકલે વિન મિત્રીને અમ સાથ
ઘણા દિવસનો વિયોગ જ જેહ, મળશે માતતાતનો નેહ
વિનેચટ કહે ભલી એ ભાત, એ વાતે અમે નિરાંત
કાલ મુહુરત ઉત્તમ દન, તતપર કરો સર્વે સામન

ી રાત પ્રભાતજ થયો, સર્વે સાથ તતપર થઇ ગયો,
ગુદેવ વિનાસિની નાર, ચદ્રગુપ્ત સૌ થયા તૈયાર
। વળાવા ગયા પુર બાર, પ્રગટી દિલગીરી અપાર,
ણા દિવસ ચાલતા સાર, મિતળપૂર પોંચ્યા નિરધાર

## દોહરો

મા તાતને પુત્રી મળી, થયો હરખ અપાર,
વિયોગ ઝાઝા દિનનો નાખ્યો છે વિસાર
સુખ આનદે મહાલતા, થયા માસ જ ચાર,
વિલાસિનીને તેડુ મોકલ્યુ વિનેચટે નિરધાર
સાસરવાસો બહુ પ્રીતથી, રાયે કર્યો તૈયાર,
સુખપાલે બેસી કરી, આવી તે ગજદ્વાર

## ચોપાઇ

દ્યાવિલાસિની આવી ત્યાય, વિનેચટ રાજ કરે છે જ્યાય .
ત્યા હળ્યા સ્રી ભરતાર, વિનેચટ હરખ્યો અપરપાર.
દ્ધ સિદ્ધ ભોગવે રૂડી પેર, પ્રજા ઉપર રાખે છે મ્હેર,
ર્મ સત્ય સઉ તે આચરે, પુણ્ય દાન ઝાઝેરૂ કરે
સદાવ્રત ઝાઝા અપાય, ફરકે ધર્મ તણી ધજાય,
પ્રજા ઉલ્લાસે મનમા ઘણુ, સેવન કરે સરસ્વતીતણુ
કથા કીરતન શ્રવણે ધરે, રૂડા નત સરવે આચરે,
એમ કરતા બહુ દિન જ ગયા, વિનેચટને પુત્ર જ થયા

## દોહરા

મણીરત્ન સુત મંજરીતણો, ચતુર શિરોમણ સાર,
રૂપકુંવર લીનાવલી, શોભાનો નહિ પાર
સુવદનીનો સુરસેન, તે ડાહ્યો અવિધાર
પ્રીતિ ધર્મ ઉપર ઘણી, તેના શુભ વિચાર.
વિદ્યાવિલાસિનીનો તનુજ, ભણો તેહ વિદ્વાન
પ્રેમ વિનેચટનો ઘણો, તેવી પર્મે માન
વિનાસકુંવર નામ છે, વડીન તન છે તેહ
ચાર પુત્રમા અધિક છે, શોભીતો શુભ દેહ

સંતોષ ત્રિનેત્રને હવે, મન જાવા કીધું વન;
સુખ સંપત સર્વે તજ્યાં, તજીયું રાજ્યાસન.
ભવ્ય ભુવન છોડી અને, ચાલ્યો પોતે સાર;
દુઃખીઆરી પ્રજા થઈ, રુદન કરે અપાર.
વૈરાગ્ય આણી મનમાં, કર્યું પછે સઉ તાજ;
પ્રૌઢો પરિવાર જેહ, રદન કરી આવ્યો વાજ.
શોક સમાવી સર્વનો, ચાલ્યો પોતે તર્ત;
નારી ચાર સાથે સહી, માડ્યું અનશન વ્રત.
થોડે દિવસે પામીયો, શિવ તણો કૈલાસ;
એવા નરને ધન્ય છે, યથા ગુણ પ્રકાશ.